# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૧ કારતક : ૧૯૮૭ અંક ૧


## उद्धरेदात्मनाऽऽत्मानम् ।

[ અંગ્રેજી ઉપરથી એક ભાષાન્તર ]

સમગ્ર ભૂગર્ભ સમાન કાળી
ચોપાસ ઘેરી વળતી નિશામાં,
જે કોઈ દેવે મુજને દીધા આ
અજેય આત્મા, પ્રણમું હું તેને.

ગ્રહ્યા મને નિર્દય દૈવપંજે,
રડ્યો ન હું તોય, ન ચીસ પાડી;
પડ્યા શિરે ઘા વિધિની ગદાના,
લોહી વહંતું શિર તોય ના નમ્યું.

ભલે ઘણું હો વિધિદ્વાર સાંકડું,
ભલે લખી કિસ્મતમાં સજા બહુ,
છું એક હું જ મુજ ભાગ્ય તણો વિધાતા,
ને કર્ણધાર મુજ આત્મ તણોય હું છું.

હરિહર ભટ્ટ

## *મૂળ અંગ્રેજી કાવ્ય

Out of the night that covers me
Black as the pit from pole to pole,
I thank whatever gods may be
For my unconquerable soul.

In the fell clutch of circumstance
I have not whined or cried aloud;
Under the bludgeonings of chance
My head is bloody but unbowed.

It matters not how strait the gate,
How charged with punishment the scroll;
I am the master of my fate,
I am the captain of my soul.

*W. H. Henley*

# दिङ्मूढता*

श्री काकासाहेब कालेलकर

सकल कला खेलत नर ज्ञानी।
जैसे ही नाव हिरे-फिरे दसे दिश, ध्रुवतारे पर रहत निसानी।

ઉપરની ગુજરાતી-હિંદી પંક્તિઓમાં કવિ પોતાનું કલ્પનાજહાજ દશ દિશામાં લઈ જાય છે. પણ મામૂલી જહાજ વધારેમાં વધારે નવ જ દિશાઓમાં જઈ શકે છે. દશ દિશાઓની વાત તો આપણે હમેશાં કરીએ છીએ, પણ એ દિશાઓ કઈ છે અને એનું સ્વરૂપ કેવું છે, એનો વિચાર ભાગ્યે જ કદી કરીએ છીએ.

પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ, ઉત્તર એ ચાર મુખ્ય દિશાઓ અને આગ્નેય, નૈઋત્ય, વાયવ્ય અને ઈશાન્ય એ ચાર ઉપદિશાઓ મળીને આઠ દિશાઓ થઈ ગઈ. બાકી બે રહી—ઊંચે (ઊર્ધ્વ) અને નીચે (અધર) આ બેને મેળવી દશ દિશાઓ થાય છે. હવે કોઈ પણ જહાજ ધ્રુવતારાની નિશાની રાખીને આઠ દિશાઓમાં તો જઈ શકે જ છે અને ડૂબે ત્યારે નીચેની દિશા એને પરાણે લેવી પડે છે! જહાજને ઊંચે જતાં કોઈએ કદી નથી જોયું;—કવિએ તો હવાઈ જહાજનું નામ પણ નહોતું સાંભળ્યું.

આ દિશાઓ સાચેસાચ શું છે અને એની વ્યાખ્યા શી છે તે આપણે જરા તપાસી જોઈએ. નાનપણમાં આપણે ગોખ્યું હતું કે જે દિશામાં સૂરજ ઊગે છે તે પૂર્વ દિશા છે; જ્યાં સૂરજ ડૂબે છે તે પશ્ચિમ છે. પૂર્વ તરફ મોં કરીને ઊભા રહીએ તો જમણા હાથ તરફ દક્ષિણ હોય છે ને ડાબી બાજુ ઉત્તર હોય છે. નિશાળની દિવાલ પર જે નકશા ટાંગવામાં આવતા તે બધા ચોખ્ખા હતા. એમાં ઉપરની બાજુ ઉત્તર, નીચેની બાજુ દક્ષિણ, આપણી જમણી તરફ પૂર્વ અને ડાબી બાજુ પશ્ચિમ, એટલી વાતો ધ્યાનમાં આવી ગઈ હતી. અને તેટલાથી અમારી નિશાળની દુનિયા નિશ્ચિંત રૂપમાં ચાલતી હતી. પણ એક દિવસ પંચાંગમાં સૂર્યગ્રહણનું ચિત્ર જોયું. એમાં ઉપર ઉત્તર અને નીચે દક્ષિણ તો બરાબર હતી, પણ પૂર્વ અને પશ્ચિમે પોતાનું સ્થાન ઊલટું સૂલટું કરી લીધું હતું. મેં તરત માન્યું કે આ છાપાની ભૂલ છે. અને પૂર્ણ વિશ્વાસથી મારા પંચાંગમાં મેં સુધારો પણ કરી નાખ્યો! પછી જ્યારે જોયું કે જેટલાં પંચાંગ છે તેટલાંમાં આ જ પૂર્વ પશ્ચિમની ગરબડ છે ત્યારે મારો આત્મવિશ્વાસ શિથિલ થઈ ગયો. હું વિચારવા લાગ્યો કે આમ કેમ થાય છે? વિચારતાં વિચારતાં આ વાત ખ્યાલમાં આવી કે સૂર્ય તો આકાશમાં હોય છે, આકાશ પૃથ્વી ઉપર લટકતું રહે છે. એથી એની ચાર દિશાઓ આપણી ચાર દિશાઓથી ઊલટી હોય છે. સૂર્યગ્રહણવાળું પંચાંગનું પાનું આકાશ ભાકુ શિર ઉપર રાખીને જોયું ત્યારે નિશ્ચય થયો કે જે રીતે અરીસામાં જોવાથી આપણું જનોઈ

* ભૂગોળ (પૃથ્વી) પર રહેતાં છતાં જેમને ભૂગોળમાં રસ નથી અને ખગોળ (આકાશ) નીચે રહેતાં છતાં જેઓ ખગોળની વાતોથી અકળાય છે તેમને ભલામણ છે કે તેઓ આ લેખ ન વાંચે. દિઙ્મૂઢ રહેવું એ જ એમને માટે સર્વોપરું છે.

સવ્યનું અપસવ્ય થઈ જતું હતું તે જ રીતે આકાશની દિશાઓ પણ જમણી ડાબી બદલાઈ જાય છે.

હવે આ દિશાઓનું રહસ્ય ખોળવાની જિજ્ઞાસા પ્રબળ થઈ. મેં પૃથ્વીનો એક ગોળો હાથમાં લઈ લીધો અને ઉત્તરની ખોળમાં ચાલ્યો. હું હિંદુસ્તાનની ઉપર ઉપર જવા લાગ્યો. મારો એક સહાધ્યાયી પોતાને અમેરિકામાં ઉભેલો માની ઉત્તર તરફ જવા લાગ્યો. જતાં જતાં અમે બન્નેએ એકબીજાને સામસામા ઉત્તર ધ્રુવની તરફ આવતા જોયા. આ બિંદુ પર પહોંચતાં જ અમે એક બીજાને પૂછ્યું: બંનેએ કહ્યું હું દક્ષિણ તરફથી આવું છું ને ઉત્તર તરફ જાઉં છું.

તો પછી બંનેની યાત્રા એવી પરસ્પર વિરોધી કેમ?

ઉત્તર ધ્રુવ પર પહોંચતાં જ બંનેએ નક્કી કર્યું કે હવે ઉત્તર દિશા તો અહીં રહી નહિ. હિંદુસ્તાનવાળો માણસ જ્યારે પોતાની દિશા કાયમ રાખીને નાકની સીધમાં ઉત્તર ધ્રુવ વટાવીને આગળ વધ્યો તો એણે જોયું કે તે દક્ષિણ તરફ જઈ રહ્યો છે. અમેરિકાવાળો માણસ પોતાની દિશામાં આગળ વધવા લાગ્યો. એણે પણ જોયું કે તે પણ દક્ષિણમાં જ જાય છે. પરસ્પરવિરુદ્ધ દિશાઓમાં જવા છતાં પણ તે બંને દક્ષિણના જ યાત્રી હતા. બંનેને અનુભવ થયો કે ઉત્તર ધ્રુવબિંદુ પર ઉત્તર દિશા જ નથી રહેતી અને ત્યાંથી આદમી ગમે તે દિશા લે તો યે તે સીધો દક્ષિણમાં જ જાય છે. અને એમને આ કલ્પના કરતાં વાર ન લાગી કે જો તેઓ આ જ રીતે દક્ષિણ ધ્રુવબિંદુ પર પહોંચી જાય તો ત્યાં પણ આમ જ દક્ષિણ દિશા ગાયબ થઈ જશે અને ત્યાં તેઓ જે બાજુ જોશે તે બાજુ ઉત્તર દિશા જ હશે.

ઉત્તર ધ્રુવ અથવા દક્ષિણ ધ્રુવને મધ્યમાં રાખીને જો નકશા બનાવવામાં આવે તો ત્યાં દિશાઓ કેવી રીતે બતાવવામાં આવશે? ઉત્તર કે દક્ષિણ તદ્દન કેન્દ્રમાં રહેશે અને એની વિરુદ્ધની દિશા સૂર્યનાં કિરણની જેમ અથવા પ્રકાશના પ્રવાહની માફક ચારે બાજુ ફેલાશે. ઉત્તર ધ્રુવનો કવિ એમ કહી શકશે કે એ જ્યાં ઊભો છે ત્યાં ઉત્તરાદેવી છે અને દક્ષિણાદેવી તો એની જ પ્રભા છે. દક્ષિણ ધ્રુવનો કવિ એને ઉલટાવીને કહેશે કે જે છે તે દક્ષિણા છે. ઉત્તરા તો એનું કેવળ નૂર છે.

બચપણમાં જ્યારે ચાર દિશાઓની વ્યાખ્યા શીખ્યો હતો ત્યારે કદી આ ખ્યાલ નહિ થયો હતો કે ઉત્તર અને દક્ષિણ ધ્રુવમાં શી સ્થિતિ હશે?

જો કોઈ માણસ ઉત્તર અને દક્ષિણ ધ્રુવને લક્ષ્ય રાખીને પૃથ્વીની પ્રદક્ષિણા કરતો રહેશે તો મોં ફેરવ્યા વિના જ તે દિશાઓનાં નામ બદલતો જશે. અર્ધો રસ્તો તે ઉત્તરાભિમુખ રહીને કાપશે અને અર્ધો રસ્તો દક્ષિણાભિમુખ રહીને. એવા યાત્રીને ઓછામાં ઓછો એટલો તો સંતોષ રહેશે જ કે યાત્રા કરતાં કરતાં છેવટે તે ઉત્તર અને દક્ષિણ બંને સુધી પહોંચી જાય છે. (ઉત્તર અને દક્ષિણ ધ્રુવની એવી અખંડ યાત્રાને આપણે પ્રદક્ષિણા કહી શકીએ કે નહિ એ પણ એક સવાલ છે. કંઈ ચીજને જમણી તરફ રાખીને આપણે ફરીએ છીએ કે જેને લીધે આપણે આપણી પરિક્રમાને પ્ર-દક્ષિણા કહી શકીએ?)

જો આપણે ભૂમધ્યરેખાને લઈને પૂર્વ તરફ પ્રવાસ કરીએ તો અનેક વખત પ્રદક્ષિણા કરતાં પણ પૂર્વ સુધી નહિ પહોંચી શકીએ. કેમકે પૂર્વ એક દિશા તો છે પણ કોઈ સ્થાન નથી. જે દશા પૂર્વની છે તે જ પશ્ચિમની છે. અને ઉત્તર અને દક્ષિણ તો વિશેષે કરીને સ્થાનબિન્દુ છે.

ઉત્તર ધ્રુવની પાસે જો આપણે બાવીસમી માર્ચના દિવસે જઈશું તો જોઈશું કે સૂરજ ક્ષિતિજની ઉપર દોડતો ચક્કર લગાવી રહ્યો છે. તે નથી ઊંચો આવતો કે નથી આથમતો, કેવળ ચક્રાકાર ઘૂમે જ છે. હવે ત્યાં પૂર્વ દિશા કઈ છે ? ત્યાં પૂર્વનો અર્થ છે ગોળ ફરવાની દિશા. જેમ ઘડિયાળના કાંટા મધ્યને પકડીને આખું વર્તુલ પૂરું કરે છે, એવી જ રીતે ઉત્તર ધ્રુવને મધ્યમાં રાખીને સૂરજ એની ચારે બાજુ નાગરી રીતે (ડાબી બાજુએથી જમણી બાજુ) ઘૂમે છે. એને આપણે પૂર્વ ગતિ કહી શકીએ. એની વિરુદ્ધની ગતિને પશ્ચિમ ગતિ કહેવાશે.

આપણા દેશમાં આપણે શંખને જોઈને કહીએ છીએ કે તે વામાવર્ત છે. જો શંખ ઊલટો ફરે છે તેને દક્ષિણાવર્ત કહીએ છીએ અને તે ઘણો જ શુભ ગણાય છે. ઉત્તર ધ્રુવના લોકો શંખને હાથમાં લઈને કહેશે કે તે પૂર્વાવર્ત છે અને એથી વિપરીત કોઈ શુભ શંખ હાથમાં આવી જાય તો કહે કે એ પશ્ચિમાવર્ત છે.

હવે રહી બાકીની બે દિશાઓ—ઉપરવાળી અને નીચેવાળી—ઊર્ધ્વ અને અધર. અહીં પણ ઓછો ગોટાળો નથી. નીચેની દિશાનો શો અર્થ થશે ? નીચેનો સીધો અર્થ થાય છે—પગની નીચે. હવે અમેરિકાનો માણસ જ્યારે 'નીચે' કહે છે ત્યારે એક દિશા થાય છે, અને આપણે નીચે કહીએ છીએ ત્યારે બીજી જ દિશા થાય છે. કોઈ દડા પર આપણે જો સ્થળેસ્થળે ટાંકણીઓ ખોસીએ તો દરેકના પગની દિશા જુદી થશે. એટલા માટે નીચે શબ્દની વ્યાખ્યા છે—'પૃથ્વીના પેટમાં જે મધ્યબિંદુ છે તેની તરફ.' જો આપણે પૃથ્વીના ભિન્નભિન્ન દેશોમાં કૂવા ખોદતા જઈએ અને પૃથ્વીના પેટમાં ગરમી ન હોય તો એ કૂવા છેવટે પૃથ્વીના મધ્યબિંદુમાં મળી જશે. જો બે કૂવા એક બીજાની સામે આવી જાય તો એ લાંબો કૂવો મણિ કે મોતીના છેદ જેવો થશે. હવે જો કોઈ કૂવામાં પત્થર ફેંકવામાં આવે તો તે અંદર પડશે, દૂર દૂર જશે. આપણે કહીશું કે તે નીચે જઈ રહ્યો છે. કૂવાના બીજા છેદથી જોનારા કહેશે કે તે ઉપર ઉપર આવી રહ્યો છે. ખરું જોતાં એ મધ્યબિંદુ સુધી પહોંચીને થોડો આગળ જશે. પત્થર જ્યારે આગળ વધશે ત્યારે ગુરુત્વાકર્ષણનું બળ એનો વિરોધ કરશે. એથી કંઈક દૂર જઈને તે પાછો આવશે. ઉપરથી જોવાવાળા લોકો કહેશે કે એ નીચે પડે છે ને નીચેવાળા કહેશે કે એ ઉપર આવે છે.

આ રીતે કેટલાંક આંદોલનો પછી એ પત્થર પૃથ્વીના મધ્યમાં કોઈ આધાર વિના લટકતો રહેશે. કેમકે ત્યાંથી તે જે કોઈ દિશા લેશે તે ઉપરની જ હશે. પૃથ્વીના મધ્યમાં જે પત્થર કોઈ પણ આધાર વિના લટકતો રહેશે તેને ક્યાંય પડવું નથી. એણે પડવાની પરમાવધિ કરી છે.

આ વાતને સારી રીતે સમજી લેવી જોઈએ. કેમકે જ્યોતિષ શાસ્ત્ર સમજવાને એ અત્યંત જરૂરી છે.

જ્યારે આપણી વ્યાખ્યા એમ કહે છે કે 'નીચે' એટલે 'પૃથ્વીના પેટ તરફ' ત્યારે એ બિંદુ સુધી પહોંચ્યા પછી નીચે એવું કોઈ સ્થાન નથી રહેતું. લોકો જ્યારે પૂછે છે કે પૃથ્વી જ્યારે ફરે છે ત્યારે એના ઉપર રહેનારાં મનુષ્ય અને પશુ, ગાડીઓ અને ટ્રેનો, સમુદ્ર અને જહાજ, નીચે કેમ નથી પડતાં? ત્યારે એનો અર્થ એ થાય છે કે તે પૃથ્વીની બહાર કેમ નથી પડી જતાં? આપણી વ્યાખ્યા કહે છે કે ઉપરનો અર્થ છે પૃથ્વીના મધ્યબિંદુથી વિપરીત અને આકાશ તરફ. હવે આ આકાશ પૃથ્વીને બધી બાજુથી ઘેરી રહ્યું છે. એટલે આપણે પૃથ્વીના મધ્યથી ગમે તે દિશામાં જોઈએ તો તે ઉપરની જ બાજુ છે. કોઈ બળતા કોલસામાંથી જ્યારે ઉષ્ણતા નીકળે છે ત્યારે તે વિશ્વતોમુખી હોય છે. આ જ રીતે ઉપરની દિશા પૃથ્વીના પેટથી બધી જ દિશામાં ફેલાય છે. એટલે નીચેનો અર્થ થાય છે એક બિંદુ અને ઉપરનો અર્થ થાય છે એ બિંદુથી દૂર જનારી કોઈ પણ દિશા.

આ રીતે ઉત્તર અને દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ, ઉપર અને નીચે આ મુખ્ય દિશાઓનો અર્થ સ્પષ્ટ જાણ્યા પછી આગ્નેય અને વાયવ્ય, નૈઋત્ય અને ઈશાન્ય એ દિશાઓનો કોઈ ખાસ વિચાર બાકી નથી રહેતો. આ બિચારી દિશાઓ બબ્બે દિશાઓની વચમાં હોવાથી થોડાક આગળ વધતાં જ કાં તો કચરાઈ જાય છે કે વિરલ થઈને ઊડી જાય છે.

ભૂગોળ અને ખગોળ જેને શીખવું છે એને પોતાની વૈજ્ઞાનિક કલ્પના બહુ જ તેજ કરવી પડે છે. ત્યાર પછી જ તેઓ આ શાસ્ત્રોની વાતો સમજી શકે છે. અને ત્યારે અધરામાં અધરી વાતો પણ સહેલી થઈ જાય છે.*

મે, ૧૯૪૭



* હિંદી 'સર્વોદય' માંથી. અનુવાદકઃ શ્રી રામચંદ્ર પંડ્યા.

# છુટ્ટા મણકા

રામનારાયણ વિ૦ પાઠક

[ વિવેચનના મુદ્દાઓની ટૂંકી પણ છુટ્ટી ચર્ચા, વિવેચનાના પ્રશ્નોના અંગની કોઈ હકીકત, કાવ્યચર્ચાને ઉપયોગી કોઈ હકીકત વગેરેને કંઈક છુટ્ટી અને સરલ શૈલીમાં લખવાને આ મથાળું યોજેલું છે. ]

## ઐતિહાસિક નવલકથા

જે જે વાર્તામાં ઇતિહાસની વ્યક્તિનું નામ આવે તે દરેકને ઐતિહાસિક કહી શકાય નહિ. એમ કરીએ તો અકબર બીરબલના નામના બધા ટુચકા, વીર વિક્રમને નામે શામળભટ્ટે કહેલી બધી વાર્તાઓ, અરેબિયન નાઈટ્સની કેટલીક વાર્તાઓ, એ સર્વ ઐતિહાસિક થઈ જાય. અકબર બીરબલની વાર્તામાં તો બન્ને પાત્રો લગભગ અડવા જેવાં સામાન્ય નામ બની ગયાં છે. આ કથાઓના અનામી સ્રષ્ટાઓને ઐતિહાસિક વાર્તાના દૃષ્ટિબિન્દુની ગન્ધ પણ નહિ હોય! એમને તો કોઈ પ્રાચીન પરંપરાથી આ નામો સહેજે મળી ગયેલાં અને તેમના વક્તવ્યને તે ઉપયોગી લાગવાથી તેમણે તે નામની આસપાસ વાર્તા રચી.

આ કરતાં વધારે ઐતિહાસિક આડંબરવાળી વાર્તાઓ હોય છે. પણ તે પણ ખુલ્લી રીતે અનૈતિહાસિક જ હોય છે, જેનો સ્પષ્ટ દાખલો ગુલાબસિંહ છે. ગુલાબસિંહ લૉર્ડ લિટનના ‘ઝેનોની’નું ભાષાન્તર કે આયોજન છે. ઝેનોનીનો સમય ફ્રેંચ રાજ્યવિપ્લવ છે, અને ગુલાબસિંહનો સમય પૃથુરાજ ચૌહાણનો છે. આટલી જ હકીકતથી ગુલાબસિંહ ઐતિહાસિક નવલકથા હોવાનો વિકલ્પ અનાધાર બને છે. મણિભાઈ નભુભાઈએ એ સમય પસંદ કર્યો તેનું કારણ તેમને કોઈપણ રાજકીય વિપ્લવ જોઈતો હતો એ જ મુખ્યત્વે જણાય છે.

ઘણીવાર ઇતિહાસનો સમય વાર્તાકાર પસંદ કરે છે, તે એક તરફથી વર્તમાનથી દૂર જવા અને બીજી તરફથી ઇતિહાસની પ્રતીતિ આપવા જ હોય છે. તેણે યોજેલા બનાવો વર્તમાન વાસ્તવિક દુનિયામાં અસંભવિત હોવાથી તે વર્તમાનથી દૂર જવા ઇચ્છે છે, અને તે સાથે જ તે ખરેખર બન્યા જ હતા એવી પ્રતીતિ કરાવવા તે સમયને કોઈ પણ ઐતિહાસિક સમયનું નામ આપે છે. પણ તેનો પોતાનો હેતુ જરા પણ ઐતિહાસિક નવલકથા લખવાનો હોતો નથી. જેમ કોઈ બાવો પોતાને નવું જતાનું ધામ ઉપજાવવું હોય તો નધણિયાતી, કોઈના કબજા ભોગવટા વિનાની ખુલ્લી જમીન શોધે છે, તેમ વાર્તાકાર ઇતિહાસમાં પોતાની સૃષ્ટિ રચવા કોઈ ખાલી—રેઢી જગા શોધે છે, અને પછી તેમાં પોતાની સૃષ્ટિ રચે છે.

આવી, ઐતિહાસિક સમયનો ઉલ્લેખ કરતી નવલકથાઓને, તેનાથી એક દૃષ્ટિએ ઊલટા પ્રકારની દેખાતી, નવલકથાઓ સાથે સરખાવી શકાય, અને તે ભવિષ્યકાલનો ઉલ્લેખ કરતી નવલકથાઓ, જેવી કે ‘પચાસ વરસ પછી’ અથવા કહો કે ‘૨૦મા સૈકાનું હિંદ’ કે એવી કોઈ. બન્ને પ્રકારમાં સગવપસંદગીમાં દૃષ્ટિ એક જ હોય છે. મંત્ર, જંત્ર, કીમિયાગીરી, યોગ વગેરેના ચમત્કારો બતાવવા હોય તો લેખક ભૂતકાળ પસંદ કરે છે, અને

વિજ્ઞાનના ( હજી નહિ સિદ્ધ થયેલા ) ચમત્કારો બતાવવા હોય તો લેખક ભવિષ્યકાળ પસંદ કરે છે. આવી પસંદગી માત્રથી કોઈ વાર્તા ઐતિહાસિક નવલકથા બની શકે નહિ. નવલકથાકારનો પોતાનો ઉદ્દેશ પણ અહીં ઐતિહાસિક નવલકથા આપવાનો હોતો નથી.

ઉત્તમમાં ઉત્તમ ઐતિહાસિક નવલકથા મારે મન એ છે જે પોતે વિષય કરેલા ઐતિહાસિક સમયને સજીવન કરી આપે: તે સમયનો સમાજ કેવો હતો, તેમના જીવનનાં મુખ્ય સંચાલક બળો કયાં હતાં, અને એ બળો કયાં સ્થૂળ સૂક્ષ્મ સાધનોથી પ્રવર્તમાન થતાં એ પ્રત્યક્ષ કરી આપે. અથવા ઇતિહાસના કોઈ મહાન અગત્યના બનાવની પાછળ રહેલ ચૈતન્યના જુવાળ કે માનસિક બળોને પ્રત્યક્ષ કરી ઓળખાવી આપે. ઘણીખરી ઐતિહાસિક નવલકથાઓ થોડેઘણે અંશે સામાજિક પરિસ્થિતિનો ટૂંકો મર્યાદિત ખંડ તો પ્રત્યક્ષ કરી આપે છે.

પણ આ કરતાં જુદી પ્રેરણાવાળી પણ ઐતિહાસિક નવલકથા હોઈ શકે. કોઈ લેખક પોતાના વક્તવ્યને માટે અમુક ઐતિહાસિક કાળ લે, અને તેની ઐતિહાસિક સામગ્રી, તેના મોટા બનાવો, તેની વ્યક્તિઓ વગેરેનો ઉપયોગ પોતાના ઉદ્દેશ માટે કરે. એમ કરવામાં, તે નવાં પાત્રો જરૂર ઉમેરી શકે અને ઐતિહાસિક બનાવોને થોડા આઘાપાછા કરી શકે. પણ આ સર્વ છૂટ લેવામાં એક મર્યાદા હોય જ એમ હું માનું છું, અને તે મર્યાદા તે તે ઐતિહાસિક સમયના વાતાવરણની. નવલકારે ગમે તેવા ફેરફાર કરતાં પણ એ વાતાવરણને વફાદાર રહેવું જોઈએ. એ વાતાવરણમાં જે બનાવો, જે સાધનો શક્ય હતાં તેનો જ તે ઉપયોગ કરી શકે, તે જ પ્રમાણે એ વાતાવરણમાં જે લોકમાનસ, જે માન્યતાઓ, જે રૂઢિઓ, જે વહેમો, જે શ્રદ્ધાબલો, જે રાગદ્વેષો, વળણો વગેરે હતાં અને તે સર્વને લીધે કાર્યોની જે શક્યાશક્યતા હતી, તેની મર્યાદામાં તેણે રહેવું જોઈએ. આનાતોલ ફ્રાંસની 'થાઈસ' મને આ દૃષ્ટિએ એક ઉત્તમ નવલકથા લાગી છે.

શ્રીયુત મુનશી કહે છે કે માનવસ્વભાવની શક્યાશક્યતાની જે મર્યાદા તે જ માત્ર ઐતિહાસિક નવલકથાકારની મર્યાદા. પણ એમ હોય તો, ઐતિહાસિક નવલકથા અને બીજી નવલકથા વચ્ચે ફેર શો પડ્યો? કદાચ કોઈ જવાબ આપે કે તે ઐતિહાસિક કાલની સંસ્કૃતિમાં સાધનોની મર્યાદામાં રહેવું એ જ ફેર. તે સમયનાં ઘરો, તે જ સમયનો પોશાક, તે જ સમયનાં હથિયારો વગેરેનો ઉપયોગ નવલકથાકાર કરે, એટલું બસ છે. પણ જેટલે અંશે બાહ્ય સાધનો કરતાં, આંતર માનસિક ટેવો વળણો એ વધારે મહત્ત્વનાં છે, અને નવલકથાકારની એ સમજવામાં અને પ્રત્યક્ષ કરાવી ઓળખાવી આપવામાં જ ખરી મહત્તા રહી છે, તેટલે અંશે બાહ્ય સાધનોની મર્યાદાના સ્વીકાર કરતાં આ આંતર વળણો કે માનસિક સાધનોની મર્યાદાનો સ્વીકાર વધારે રહસ્યનો છે.

અલબત હું કબૂલ કરું છું કે કાલિદાસ કે ગયા સૈકા સુધીના મહાન કવિઓએ પ્રાચીન વસ્તુથી સૃષ્ટિ રચતાં આવી મર્યાદા સ્વીકારી નથી. પણ સાહિત્ય વિશેના આપણા વિચારો વધારે સ્પષ્ટ થતા જાય, ઇતિહાસ વિશેના આપણા વિચારો વધારે સ્પષ્ટ થતા જાય, તેમ તેમ સાહિત્યના પ્રકારો વિશેની આપણી ભાવનાઓ પણ વધારે પરિષ્કૃત, વધારે સ્પષ્ટ થતી જ જાય. પ્રેમાનન્દે જે રીતે ભાગવતનું ભાષાન્તર કર્યું છે, તે રીતે અત્યારે આપણે ભાષાન્તર ન જ કરીએ. ભાષાન્તર વિશેના આપણા ખ્યાલો અત્યારે વધારે સ્પષ્ટ થયેલા છે. તેવું જ ઐતિહાસિક નવલકથાનું.

પણ ઇતિહાસના ખ્યાલો ક્યાં એક જ પ્રકારના હોય છે? ઇતિહાસ પોતે ક્યાં નવાં નવાં નિરૂપણો, નવા નવા ખુલાસા નથી કરતો? ઐતિહાસિક માન્યતાઓ સ્થિર નથી એ ખરું, પણ એમ તો કોઈ વિજ્ઞાનની માન્યતાઓ સ્થિર નથી. એ માન્યતાઓ સ્થિર નથી એટલા માટે ગમે તેને ગમે તેમ તર્ક કરવાનો હક નથી મળતો. તેમ જ ઐતિહાસિક ખ્યાલોનું પણ.

ત્યારે અમુક ઐતિહાસિક ખ્યાલો ઉપર રચાયેલી નવલકથા, તે ખ્યાલો પછીનાં ઐતિહાસિક સંશોધનોથી ખોટા પડે, ત્યારે એ નવલકથાનું શું થાય? હા, ત્યારે પણ એ અમુક સમયના ઐતિહાસિક ખ્યાલો ઉપર રચાયેલી ઐતિહાસિક નવલકથા જ રહેશે. ખોટા પડેલા ઇતિહાસો પણ ઇતિહાસ તરીકે જીવી શકે છે, તો નવલકથાને શો વાંધો આવવાનો હતો? અને ઐતિહાસિક નવલકથા જો કે ઇતિહાસના વસ્તુથી મર્યાદિત હોય છે, છતાં તે જીવે છે પોતામાં વ્યક્ત થતા માનવજીવનના રહસ્યથી! એ રહસ્ય પ્રમાણે સાહિત્યની દરેક કૃતિ જીવે છે. અને આવા ફેરફારો માત્ર ઐતિહાસિક નવલકથા સંબંધી જ ક્યાં થાય છે? ઘણીખરી નવલકથાઓ સમકાલીન જમાનાના ચિત્રણ રૂપ હોય છે. એ જમાનો, તેના પ્રશ્નો, તેનું વાતાવરણ બધું બદલાઈ જશે ત્યારે એ નવલકથાનું શું થશે?

એક પ્રશ્ન થશે. ઐતિહાસિક નવલકથાનાં આ બંધનો સાચાં એટલે આવશ્યક હોય તો કોઈ લેખક ઐતિહાસિક નવલકથા લખે જ શા માટે? આ બંધનો સ્વીકારવાનો એક રીતે નવલકથાકારને બદલો મળે છે. તેને ઇતિહાસના પ્રસિદ્ધ અને તેથી સહજ પ્રતીતિકર બનાવો સિદ્ધસ્વરૂપે મળે છે એટલું જ નહિ, એ ઇતિહાસના કાલ માટેનું વાચકનું મમત્વ, વાચકનો આદર એ સર્વ એ નવલકથાને સદ્ય રસિક બનાવે છે. 'કરણઘેલો'ને અને શ્રી. મુનશીની ગુજરાતના ઇતિહાસની નવલકથાઓને, કોણ કહેશે, એ લાભ નથી મળ્યો અને નથી મળતો?

ખરી રીતે આ બાબત ઘણી જ સાદી છે. જેમ કોઈ પણ નવલકથાકાર અમદાવાદ કે મુંબઈને વાર્તાનું સ્થાન કલ્પે, તેની સાથે જ તે તે સ્થળના વાતાવરણની મર્યાદા સ્વીકારે છે તેમ જ નવલકથાકાર ભૂતકાળનો જે સમય સ્વીકારે તે સાથે તેના વાતાવરણની મર્યાદા પણ તેણે સ્વીકારવી જોઈએ જ.

☆

# મીરાંની ચૂંદડી

ભાનુશંકર ધીરજરામ ભટ્ટ

દેવબાલા ઉષા ગીલે દિવ્યરંગ સરોવરે,
સુહાગી ગ્રંથ પૂષાની કન્યકાતનુ આવરે.

સુભગ રંગ કસુંબલ વિસ્તરે,
વિહગ મંગલ રાગ જગે ભરે,
અરુણ મંજુલતા દિલને હરે,
કરુણ ક્રંદતું કોણ ઉદેપુરે ?

" સૌભાગ્યચૂંદડી ઓઢી, સુહાગબિંદડી ધરી,
વરી'તી વિઠ્ઠલાને તો ફરીથી કાં મને વરી ?

" નહિ નમે મુજ મસ્તક શક્તિને, '
નવવધૂ વદી દે ન વધામણાં,
વળગતી વળી વિઠ્ઠલભક્તિને,
કયમ સહે વટ કે વરપક્ષનાં ?

" આરોપી કુલનો દ્રોહ કરી મેં તુજને પરી,
સોહાગરાત ઓ મીરાં ! બની વિષાદ શર્વરી ! "

હૃદય ક્રંદતું એમ નરેન્દ્રનું,
પણ તજે વટ ના કુલધર્મની,
કુલવધૂ લઈ નામ વ્રજેન્દ્રનું,
કુલ લજે, લજવે કુલઓઢણી.

મીરાંના રૂપનો મોહ રાણાને મુકતો નથી,
ભક્તિ પાખે હજે રંગ મીરાંને રુચતો નથી.

મીરાંની લગની નણંદ પણ ના લેશે ચળાવી શકી,
મીરાંને હણવા સ્વયં નૃપ ગયો, મીરાં હણાઈ નહીં;
મીરાંના કરમાં બને વિષ અમી પ્રેષેલ ભૂપે છળી,
રાણાના ફરમાનથી ગઈ સદા મેવાડ મીરાં તજી.

દ્વારકાંમાં વસી મીરાં રાધારૂપ બની ગઈ,
મીરાંને ઝંખતો રાણો, અન્નપાન તજી દઈ.

રસિકતા સ્મરતી રસચૂંદડી,
વિસરતી વટ ના કુલચૂંદડી,
વિરહમાં વટ ઓસરતી જતી,
સૂજતી માનવૃતા નવચૂંદડી.

મીરાંને દર્શને રાણો દ્વારકાં પ્રતિ સંચરે,
પ્રેક્ષે સોત્કંઠ મીરાંને નર્તતી સંતમંડળે

રાણો જતો લથડતે ડગલે નજીક,
મીરાં બને શિથિલ નર્તનમાં જરીક,
વાધી રહી ભરતી, માધવને નિહાળે,
ઘૂમી રહી હુષિત, સાગરને કિનારે.

માધુર્ય નિર્ઝરી મીરાં ઝીલતી ભક્તિસાગરે,
માણતી કેમ ના જાણે વિરહા સાથ માહ્યરે!

નીલાંજલે રવિબિંબ વિલસે વિલોલ,
મીરાં મુખે શુચિપ્રભા કરતી કલ્લોલ,
બોલાવતા કિરણબોલથી તેજપુંજ,
મીરાં 'હરિ' કુણકી પામી અનંતકુંજ.

ભાણુના માનમાં મૂકી સંધ્યાએ શુકબિંદડી,
રાણાને કાજ મીરાંએ મૂકી સૌભાગ્યચૂંદડી.

તા. ૨૪-૯-૪૦

☆

# ૪થી આશ્વિન

લેખક : ડૉ. રવીન્દ્રનાથ ટાગોર
અનુ૦ : શ્રી. નગીનદાસ પારેખ

**સૂર્યના** પૂર્ણગ્રાસને સમયે અંધકાર જેમ ધીમે ધીમે દિવસને ઢાંકી દે છે, તેમ આજે મૃત્યુની છાયા સમસ્ત દેશને આવરી રહી છે. આવી સર્વદેશવ્યાપી ઉત્કંઠા ભારતના ઇતિહાસમાં કદી જાગી નથી, એ જ આ પરમ શોકમાં આપણું મહાન સાંત્વન છે. દેશના આપામર સર્વને આજના દિવસની વેદનાએ સ્પર્શ કર્યો છે. જેમણે ખૂબ લાંબા કાળ સુધી દુઃખની તપસ્યા દ્વારા સમસ્ત દેશને યથાર્થ રીતે, ગભીર રીતે અપનાવી લીધો છે, તે મહાત્માએ આજ આપણા બધાના તરફથી મૃત્યુવ્રત ગ્રહણ કર્યું છે.

દેશને અસ્ત્રશસ્ત્ર-સૈન્યસામંત વડે જેઓ બાહુબળથી કબજે કરે છે, તેમનો પ્રતાપ ગમે તેવો કેમ ન હોય, તોપણ જ્યાં દેશની પ્રાણવાન સત્તા વસતી હોય છે ત્યાં તેમને પ્રવેશ મળતો નથી. દેશના અંતરમાં સોયની અણી જેટલી પણ ભૂમિ જીતવાની તેમનામાં શક્તિ નથી. અસ્ત્રને જોરે કેટલાય વિદેશીઓએ કેટલીય વાર ભારતવર્ષને કબજે કર્યો છે, પોતાની પતાકા જમીનમાં રોપી છે અને ફરી તે પતાકા ભોંય પર પડીને ધૂળ ભેગી મળી ગઈ છે.

અસ્ત્રશસ્ત્રની કાંટાની વાડ વડે જેઓ પરદેશમાં પોતાનું સ્વત્વ સ્થાયી કરવાની દુરાશા મનમાં સેવે છે, તેમને એક દિવસ કાળના આજ્ઞાનથી જે ક્ષણે નેપથ્યમાં ખસી જવાનું થાય છે, તે જ ક્ષણે કેવળ ઈંટલક્કડના ભંગાર રૂપે તેમની કીર્તિનો કાટમાળ ખડકાઈ જાય છે. અને જેઓ સત્યને જોરે વિજયી બને છે તેમનું આધિપત્ય તેમની આયુમર્યાદાની પાર જઈને દેશના મર્મસ્થાનમાં વિરાજી રહે છે.

દેશના સમગ્ર ચિત્તમાં જેમને આવો અધિકાર પ્રાપ્ત થયેલો છે, તેઓ સમસ્ત દેશ તરફથી આજે બીજી એક જયયાત્રાને માટે ચરમ આત્મોત્સર્ગને પંથે પ્રવૃત્ત થયા છે. કઈ દુર્લંઘ્ય બાધા તેઓ દૂર કરવા માગે છે, જેને માટે તેઓ આવો મોટો ભોગ આપતાં પણ ખંચાતા નથી, તે વાતનો સ્થિર થઈને આપણે વિચાર કરવાનો આજે દિવસ આવ્યો છે.

આપણા દેશમાં ભયનું એક કારણ છે. જે વસ્તુ માનસિક હોય તેને આપણે બાહ્ય દક્ષિણા વડે સુલભ સંમાન કરી વિદાય કરી દઈએ છીએ, બાહ્ય ચિહ્નને મોટું બનાવી દઈ અંતર સત્યને નાનું બનાવી દઈએ છીએ. આજે દેશનેતાઓએ નક્કી કર્યું છે કે દેશના લોકોએ ઉપવાસ કરવો. હું કહું છું, એમાં દોષ નથી, પણ મને ભય લાગે છે કે મહાત્માજી જે પોતાના પ્રાણમૂલ્યના બદલામાં સત્ય મેળવવાનો પ્રયત્ન કરે છે તેની સરખામણીમાં આપણું કૃત્ય તદ્દન નાનું અને બાહ્ય બની જઈ રખેને લજ્જા ન વધારી મૂકે. હૃદયના આવેગને કોઈ એક અસ્થાયી દિવસના સામાન્ય દુઃખના લક્ષણની ક્ષીણ રેખાથી અંકિત કરી કર્તવ્ય ચૂકવી દેવા જેવી દુર્ઘટના ન બનવા પામે તો સારું.

મહાત્માજી ઉપવાસ કરવા બેઠા છે, એટલે આપણે ઉપવાસનું અનુષ્ઠાન કરવાના છીએ એ બન્નેની કોઈપણ રીતે એક સાથે તુલના કરવાની મૂઢતા કોઈના પણ મનમાં ન જાગે તો સારું. એ બન્ને બિલકુલ એક વસ્તુ છે જ નહિ. તેમનો ઉપવાસ, એ કાંઈ અનુષ્ઠાન નથી, એ તો એક વાણી છે, ચરમ ભાષાની વાણી છે, મૃત્યુ તેમની તે વાણીને સમગ્ર ભારતવર્ષમાં, વિશ્વમાં ઘોષિત કરશે—ચિરકાળને માટે. તે વાણીને જ ગ્રહણ કરવાનું જો આપણું કર્તવ્ય હોય તો તે યથોચિત રીતે કરવું જોઈ શે. તપસ્યાના સત્યને તપસ્યા દ્વારા જ અંતરમાં ગ્રહણ કરવું જોઈ એ.

આજે તેઓ શું કહે છે તેનો વિચાર કરી જુઓ. આખી પૃથ્વીમાં માનવઈતિહાસના આરંભકાળથી આપણે જોઈએ છીએ કે, માણસોનું એક દળ બીજા દળને નીચે નાખી તેના ઉપર ઊભા રહી પોતાની ઉન્નતિની જાહેરાત કરે છે. પોતાના દળના પ્રભાવને બીજા દળના દાસત્વ ઉપર પ્રતિષ્ઠિત કરે છે. માણસ લાંબા કાળથી આ કામ કરતો આવ્યો છે, પરંતુ તેમ છતાં હું કહીશ કે એ અમાનુષિક છે. એથી જ દાસનિર્ભરતાના પાયા ઉપર માણસનું ઐશ્વર્ય સ્થાયી થઈ શકતું નથી. એથી કેવળ દાસોની જ દુર્ગતિ થાય છે એમ નથી, માલિકોનો વિનાશ એથી વહેલો આવે છે. જેઓને આપણે અપમાનિત કરીને પગ તળે નાખીએ છીએ તેઓ જ આપણી પ્રગતિમાં બાધારૂપ બની જાય છે. તેઓ પોતાના ગુરુભારથી આપણને નીચે ખેંચી રાખે છે. જેઓને આપણે હીન બનાવીએ છીએ, તેઓ ધીમે ધીમે આપણને જ હેય બનાવે છે. માણસખાઉ સંસ્કૃતિ રોગથી જીર્ણ થઈ જશે, મરી જશે. માણસના ભગવાનનું એ જ વિધાન છે. ભારતવર્ષમાં માનવોચિત સન્માનથી જેમને આપણે વંચિત કર્યા છે, તેઓના અગૌરવ દ્વારા આપણે આખા ભારતવર્ષનું અગૌરવ કર્યું છે.

આજે ભારતવર્ષમાં હજારો માણસો કેદખાનામાં પુરાયેલા છે, બંદી છે. મનુષ્ય હોવા છતાં તેઓ પશુની પેઠે પીડા અને અપમાન પામે છે. માણસનું આ પૂંજીભૂત અપમાન સમસ્ત રાજ્યશાસનતંત્રને અપમાનિત કરે છે, તેને પોતાના ગુરુભારથી મુશ્કેલ બનાવી મૂકે છે. તેજ રીતે આપણે પણ અસન્માનની વાડમાં સમાજના એક મોટા ભાગને કેદ કરી રાખ્યો છે. તેમની હીનતાનો ભાર ઉપાડીને આપણે આગળ વધી શકતા નથી. કેદીની સ્થિતિ કંઈ કેવળ કેદખાનાની દીવાલોની અંદર જ નથી હોતી. માણસના અધિકારને ઘટાડવા એનું જ નામ બંધન. સન્માનને હલકું પાડવા જેવું બીજું કોઈ કેદખાનું નથી. ભારતવર્ષમાં એ સામાજિક કારાગારને આપણે વિભાગે વિભાગે મોટું બનાવી-દીધું છે. આ કેદીઓના દેશમાં આપણને મુક્તિ શી રીતે મળવાની છે? જેઓ મુક્તિ આપે છે તેઓ જ મુક્ત થાય છે.

આજ સુધી આ પ્રમાણે ચાલતું હતું—આપણે બરાબર સમજતા નહોતા કે આપણે કેટલી અધોગતિને પામ્યા છીએ. એકાએક ભારતવર્ષ આજે મુક્તિની સાધના કરવા જાગી ઊઠયો. આપણે પ્રતિજ્ઞા કરી કે હમેશાં પરદેશી રાજ્યથી મનુષ્યત્વને પાંગળું બનાવી દેવાની આ અવસ્થા હવે અમે નહિ સ્વીકારીએ. વિધાતાએ બરાબર એ જ વખતે આપણને બતાવી દીધું કે આપણા પરાભવની ઊંડી ખાઈઓ કયાં છે? આજે ભારતમાં જેઓ મુક્તિ-

સાધનાના તપસ્વીઓ છે, તેમની સાધનામાં જેમને આપણે તુચ્છ કરી મૂક્યા હતા તેમના તરફથી જ મુશ્કેલી આવી. જેઓ નાના રહી ગયા હતા તેઓ જ આજે મોટાઓને અકૃતાર્થ કરી રહ્યા છે. તુચ્છ કહીને આપણે જેમને માર્યા હતા તેઓ જ આપણને સૌથી મોટો માર મારી રહ્યા છે.

એક વ્યક્તિ અને બીજી વ્યક્તિની શક્તિમાં સ્વાભાવિક રીતે જ ઉચ્ચનીચતાનો ભેદ રહેલો છે. કોઈકોઈ પ્રાન્તમાં પણ એવું જ જોવામાં આવે છે. ઉન્નતિને માર્ગે સૌ સરખાં આગળ વધી શકતાં નથી. એ કારણથી એ પાછળ રહેનારાઓને અપમાનની દુર્લંઘ્ય વાડ ઊભી કરી કાયમને માટે જ્યારે પાછળ રાખવામાં આવે છે, ત્યારે જ પાપનો ઘડો ભરાવા માંડે છે. ત્યારે જ અપમાનવિષ દેશના એક અંગમાંથી સર્વ અંગોમાં પ્રસરવા માંડે છે. એ રીતે માનવ તરીકે સન્માનથી આપણે જેમને દૂર રાખીએ છીએ તેમને આપણે ખોઈ બેસીએ છીએ. આપણી નબળાઈ જ્યાં વસે છે, ત્યાં જ કલિને પ્રવેશનું છિદ્ર હોય છે. એ છિદ્રમાંથી જ ભારતવર્ષના પરાભવે તેને વારેવારે નગાડ્યું છે, તેના પાયાનું ચણતર શિથિલ છે, આઘાત થતાં વેંત ભાંગી પડે છે. વખત જતાં જે ભેદ દૂર થઈ શકે એવો હતો તેને આપણે પ્રયત્નપૂર્વક સમાજનીતિને નામે સ્થાયી બનાવી દીધો છે. આપણી રાષ્ટ્રીય મુક્તિસાધના કેવળ આ ભેદબુદ્ધિના અભિશાપને કારણે જ વ્યર્થ જાય છે.

જ્યાં જ્યાં એક વર્ગના અપમાન ઉપર બીજા વર્ગના સન્માનને પ્રતિષ્ઠિત કરવામાં આવે છે, ત્યાં ત્યાં ભારસામંજસ્ય—સમતોલતા—નાશ પામી વિપત્તિ ઊભી થાય છે. એ ઉપરથી સમજાય છે કે સમાનતા એ જ માણસનો મૂલગત ધર્મ છે. યુરોપમાં એક રાષ્ટ્રમાં બીજા ભેદો ભલે ન હોય પણ શ્રેણીભેદ તો છે જ. શ્રેણીભેદમાં સન્માન અને સંપત્તિની વહેંચણી સમાન થઈ શકતી નથી. એટલા માટે જ ત્યાં ધનિકો અને મજૂરોની સ્થિતિ જેમ જેમ અસમાન બની જાય છે, તેમ તેમ સમાજ ડગમગવા લાગે છે. આ અસમાનતાના ભારથી ત્યાંની સમાજવ્યવસ્થા રોજરોજ પીડાઈ રહી છે. જો સહેલાઈથી સમાનતા સ્થપાય તો બચવા આરો છે, નહિ તો કંઈ ઉપાય નથી. માણસ જ્યાં જ્યાં માણસને પીડા દે છે ત્યાં ત્યાં તેનું સમગ્ર મનુષ્યત્વ આઘાત પામે છે, અને એ આઘાત જ તેને મૃત્યુ તરફ જ લઈ જશે.

સમાજમાં રહેલી આ અસમાનતા, આ અસન્માન તરફ મહાત્માજીએ ઘણા દિવસથી આપણું ધ્યાન ખેંચ્યું છે, તોપણ ઘટતા એકાગ્ર પ્રયત્નથી એ દિશામાં સુધારાનું કાર્ય થયું નથી. રેંટિયા અને ખાદી તરફ આપણે ધ્યાન આપ્યું છે, આર્થિક દુર્ગતિ તરફ આપણી નજર ગઈ છે, પણ સામાજિક પાપ તરફ ગઈ નથી. એટલા માટે જ આજે આ દુઃખનો દિવસ આવ્યો છે. આર્થિક દુઃખ મોટે ભાગે બહારથી આવેલું છે, તેને રોકવું તદ્દન મુશ્કેલ ન પણ હોય. પણ જે સામાજિક પાપ ઉપર આપણા સહુ શત્રુનો આધાર છે તેને ઉખેડી નાખતાં આપણને લાગે છે. કારણકે તેના ઉપર આપણને મમત્વ છે. આપણી મમતા પામેલા એ પાપની વિરુદ્ધ આજે મહાત્માજીએ અંતિમ યુદ્ધ જાહેર કર્યું છે. આપણા દુર્ભાગ્યે આ રણક્ષેત્રમાં કદાચ તેમના દેહનું અવસાન પણ થાય, પરંતુ તે લડાઈનો ભાર તેઓ આપણને દરેકને સોંપી જશે. જો તેમના હાથમાંથી આજે આપણે સમગ્ર અંતઃકરણપૂર્વક તે ભાર

ઉપાડી લઈ શકીએ તો જ આજનો દિવસ સાર્થક થશે. આવા મોટા અહ્વાન પછી પણ જેઓ એક દિવસ ઉપવાસ કરી બીજા જ દિવસથી ઉદાસીન રહેશે, તેઓ એક દુઃખમાંથી બીજા દુઃખમાં જઈ પડશે, એક દુર્ભિક્ષમાંથી બીજા દુર્ભિક્ષમાં. સામાન્ય કષ્ટસાધન વડે આપણે સત્યસાધનાનું અપમાન ન કરીએ.

મહાત્માજીનું આ વ્રત આપણા રાજકર્તાઓના સંકલ્પને કેટલે અંશે અને કેવી રીતે અસર કરશે તે આપણે જાણતા નથી. આજે એ પોલિટિકલ ચર્ચામાં ઊતરવાનો દિવસ નથી. માત્ર એક જ વાત કહેવી જોઈએ એટલે કહું છું. હું જોઉં છું કે મહાત્માજીએ આ અંતિમ ઉપાય લીધો એનો અર્થ મોટા ભાગના અંગ્રેજો સમજી શકતા નથી. નથી સમજી શકતા તેનું એક કારણ એ છે કે મહાત્માજીની ભાષા એ તેમની ભાષા નથી. આપણા સમાજમાં જીવલેણ વિચ્છેદ ઊભો કરવા વિરુદ્ધ મહાત્માજીનો આ જીવસટોસટનો પ્રયત્ન તેમની પ્રયત્નની પ્રચલિત પદ્ધતિને મળતો આવતો નથી; એટલે જ એ આટલો બધો અદ્ભુત લાગે છે. એક વાતની હું તેમને યાદ આપું છું—આયર્લેંડે જ્યારે બ્રિટિશ ઐક્યબંધનમાંથી સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો હતો, ત્યારે કેવો બીભત્સ બનાવ બન્યો હતો. કેટલો રક્તપાત, કેટલી અમાનુષિક નિષ્ઠુરતા. પોલિટિક્સમાં આ હિંસક પદ્ધતિને જ પશ્ચિમના દેશો સેવાયેલા છે. તેથી જ આયર્લેંડમાં રાષ્ટ્રીય પ્રવૃત્તિની આ રક્તબંબાળ મૂર્તિ કોઈને, કંઈ નહિ તો યે મોટા ભાગના લોકોને, ગમે તેવી લાગી હશે, અદ્ભુત નહોતી લાગી. પણ મહાત્માજીની અહિંસક આત્મત્યાગી પ્રવૃત્તિની શાંત મૂર્તિ અદ્ભુત લાગે છે. ભારતવર્ષની અપમાનિત જાતિ પ્રત્યે મહાત્માજીને મમતા નથી, એવી પાયા વિનાની વાત પણ તેઓ માની શકે છે, તેનું કારણ એ છે કે આ બાબતમાં તેઓએ આપણા રાજસિંહાસન ઉપર સંકટનું વાવાઝોડું વહેતું મૂક્યું છે. રાજપુરુષોનું મન ગભરાટમાં પડ્યું છે એટલે જ તેઓ એવી વાતની કલ્પના સુદ્ધાં કરી શક્યા છે. તેઓ એટલું સમજી શકતા નથી કે રાજકીય અભિઘાતથી હિંદુ સમાજના બે ટુકડા થતા જોવા એ હિંદુને માટે મરણ કરતાં ઓછી આફતની વાત નથી. એક વાર બહારથી કોઈ ત્રીજો પક્ષ આવીને જો ઇંગ્લંડમાં પ્રોટેસ્ટંટ અને રોમન કેથલિક લોકોને આ રીતે તદ્દન છૂટા પાડી દેત તો ત્યાં એક મોટો હત્યાકાંડ મચી જવો અસંભવિત નહોતું. અહીં હિંદુ સમાજના પરમ સંકટને વખતે મહાત્માજી દ્વારા તે બહુ પ્રાણઘાતક યુદ્ધનું ભાષાંતર જ થયું છે. પ્રોટેસ્ટંટ અને રોમન કેથલિકો વચ્ચે લાંબા વખત સુધી જે અધિકારભેદ ચાલ્યો આવતો હતો તેનું સમાજે પોતે જ આજે સમાધાન કર્યું છે, તેટલા માટે તુર્કીના બાદશાહને બોલાવ્યો નથી. આપણા દેશના સામાજિક પ્રશ્નો ઉકેલવાનો ભાર આપણી ઉપર જ રહેવો જોઈતો હતો.

રાજકીય બાબતોમાં મહાત્માજીએ જે અહિંસક નીતિનો આજ સુધી પ્રચાર કર્યો છે, તે જ નીતિનું આજે તેઓ પોતાના પ્રાણ વડે સમર્થન કરવા તૈયાર થયા છે એ વાત સમજવી અતિશય કઠણ છે એવું હું માનતો નથી.*

શાંતિનિકેતન
૪ થી આશ્વિન, ૧૩૩૯

---

* મહાત્મા ગાંધીજીએ ૧૯૩૨માં હરિજનપ્રશ્ન ઉપર ઉપવાસ આરંભ્યા ત્યારે આ લેખ લખાયો હતો.

# सर्वे भद्राणि पश्यन्तु

રામભાઈ પટેલ

ઊગતા અંકમાં મેં એ તપાસવા પ્રયત્ન કર્યો હતો કે અત્યારની બહુ જ અટપટી સામાજિક વ્યવસ્થામાં અને એ અટપટી વ્યવસ્થાને લીધે જન્મતા અનેક ઉન્માદો ને આવેગોની આધિ વગેરે, સામાન્ય રીતે એના નિવારણ માટે સૂચવાતા ઉપાયોમાંથી કોઈ પણ એકને આલંબન તરીકે નક્કી કરવું બુદ્ધિવાદીને માટે પણ અત્યંત મૂંઝવણભર્યું થઈ પડ્યું છે. જ્યારે જાતિમાં વર્ણસંકરતા નહોતી, જનસંખ્યા અતિ અલ્પ હતી, જીવનધારણ માટેનાં ઉત્પાદક ને સંચાલક સાધનો બહુ થોડાં ને સાદાં કુદરતાવલંબી હતાં, સામાજિક સમસ્યાઓ આંગળીને વેઢે ગણી શકાય એટલી હતી, એ સમસ્યાઓનો પ્રાદેશિક વ્યાપ મહા પરાણે હાલના એકાદ પ્રાંત જેટલો હશે અને એના સૂચિત ઉપાયો પણ બહુ થોડા હશે, ત્યારે કુરુક્ષેત્રની શરૂઆતમાં મુંઝાઈ ઊઠેલો અર્જુન પોતાની શ્રદ્ધેય વ્યક્તિની જોરદાર ને અલ્પ સમજુતીને અંતે કહી શક્યો કે પોતે ' છિન્ન સંશય ' થઈ શક્યો છે. પણ વર્તમાન યુગમાં સમાજક્ષેત્રનો વ્યાપ જગતના સીમાડાઓ જોડતો થઈ ગયો છે. યુરોપીય વિગ્રહ એશિયાટિક દેશોની સામાજિક વ્યવસ્થામાં ઉથલપાથલો મચાવી મૂકે અને એશિયાટિક દેશોનું ઉદ્યોગીકરણ, રાષ્ટ્રવાદ ને સ્વદેશીવાદ યુરોપીય ઉત્પાદનક્ષેત્રો–manufacturing centres–ના ધમધમાટ ટાઢા પાડી દે એટલી હદે આંતરરાષ્ટ્રીય અન્યોન્યાશ્રય વધી ગયો છે. આથી અનિષ્ટોની વિનાશક શક્તિ ભારે વધી ગઈ છે. ઇષ્ટોની રચનાત્મક શક્તિ એટલી વધી નથી.

આને કારણે આપણે માટે સમાજના પ્રશ્નો, એના ઉપાયો વગેરેનું મર્મસ્પર્શી જ્ઞાન, આકલન, પૃથક્કરણ ને દૃષ્ટિ પ્રાપ્ત કરવાં અશક્યવત્ થઈ પડ્યાં છે. કોઈ પણ અનિષ્ટના નિવારણનો ઉપાય સૂચવવામાં એવાં કેટલાંક તત્ત્વો તો આપણી જાણ બહાર રહી જ જવાનાં કે જેને લીધે આપણો સૂચિત ઉપાય અધૂરો નીવડે અથવા તો ધ્યાન બહાર રહી જતાં તત્ત્વો જ કદાચ જોરદાર થઈને આપણા નિદાનને અને એની સૂચવેલી દવાને નિષ્ફળ કરી મૂકે.

ગયા મહાયુદ્ધને અંતે વિજેતા રાજ્યો તરફથી યુરોપમાં નવી વ્યવસ્થા ( New Order ) સ્થાપવા માટે વર્સેલ્સ ખાતે જગતના મોટામાં મોટા કરારનામા તરીકે ગણાઈ ગયેલા જે કરારો થયા એનો દાખલો આપણે લઈએ. એ કરાર ઘડનારાઓ જબરદસ્ત રાજપુરુષો હતા. રાજકીય બાબતોમાં ઘડાઈને વયોવૃદ્ધ થયા હતા. ફ્રાન્સ, ઈંગ્લેંડ ને અમેરિકા જેવા વિરાટકાય સામ્રાજ્યશાળી દેશોના વડા પ્રધાનોએ ને પ્રમુખે વર્સેલ્સના સંધિપત્રને ઘડવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. ખત ઘડનારાઓમાં જ્ઞાન, ડહાપણ, વ્યવહારુતા ને ઇતિહાસની માહિતીનો અભાવ નહોતો. દરેક દરેક બાબતના નિષ્ણાત સલાહકારોનો નોખો નોખો રસાલો દરેક

પાસે હતો. આમ છતાં આપણે જાણીએ છીએ કે એ કરારનામું તે પછીના યુરોપીય ઇતિહાસમાં સુવ્યવસ્થા ને શાંતિને માટે અતિશય વિનાશક નીવડ્યું. કરારનામું ઘડતી વખતે રાજનીતિપટુ ચાણક્યોને એ ખબર નહોતી કે મહાયુદ્ધ જ તત્પશ્ચાત્ સમાજમાં અનેક પ્રશ્નો, ઉદ્વેગો, આવેશો, અવ્યવસ્થા, દુરાચાર ને નિર્ધનતાને જન્મ આપશે. ઊભા થતા પ્રશ્નો માટે કરારનામામાં જોગવાઈ કરવામાં નહોતી આવી. એટલે કે સત્તાધીશોના હાથમાં અસાધારણ માહિતીનો ખડકલો ઉપલબ્ધ હોવા છતાં એમની ધ્યાન બહાર કેટલાં યે પરિબળો ને તત્ત્વો રહી ગયાં કે જેમણે કરારનામાએ સરજેલી સૃષ્ટિ પલટી નાખી; એટલું જ નહિ પણ ખુદ કરારનામાને જ નહિવત્ કરી મૂકી નવા વિગ્રહને જન્મ આપ્યો. આ પરિણામ માટે કરારનામું ઘડનારાઓને દોષ દેવો ન દેવો એ અલગ અને મારા વિધાન માટે અપ્રસ્તુત બાબત છે. મારે તો એટલું બતાવવું છે કે વર્તમાન સમાજમાં ઊભી થયેલી કે થનારી કોઈ પણ ગૂંચવણનો દેશીસટ ઉપાય માનવમન ખોળી શકે એમ નથી. એટલે, ગીતાના છેવટના ભાગમાં અર્જુને પ્રાપ્ત કરેલી 'છિન્નસંશય'ની સ્થિતિ પ્રાપ્ત કરવી મને તો અશક્ય ભાસે છે, એટલા માટે કોઈ પણ પ્રચલિત વાદનું શ્રદ્ધાપ્રેરિત શરણું કે આલંબન બુદ્ધિવાદીને સંતોષ નહિ આપી શકે એમ મને લાગે છે. કારણકે સામાજિક ઉત્કૃષ્ટિ માટેના ઉપાયો શોધવા–શોધવામાં કોઈ પણ વાદ સો ટકાની સિદ્ધિ પ્રાપ્ત કરી શકે એમ નથી. જીવંત દેહમાં જેમ કોઈ પણ ઔષધ સો ટકા કારગત થતું નથી તેમ જીવંત સમાજમાં સારી કે નરસી બંને બાજુએ શોધેલ કોઈ પણ સિદ્ધાંત સો ટકા સફળતા નહિ મેળવી શકે. સંહારક કે સંરક્ષક કોઈ પણ જાતનાં બળોને સો ટકા ક્ષેત્રસિદ્ધિ નહિ મળી શકે.

તો પછી વાદવિવાદના વર્તુળમાં આપણી બુદ્ધિ પણ મહાભારતના અભિમન્યુની ચક્રાવાગ્રસ્ત સ્થિતિ અનુભવે. એને કોઈ વાતે સંતોષ નહિ થાય, તેમ એને કોઈ વાતનો છેડો પણ નહિ જણાય. અને પરિણામે માનસિક અસમાધાન રહે. જે એને કકડ્યા કરે. હવે સમાધાનવૃત્તિ એ જીવમાત્રનો પ્રાણિજસ્વભાવ (Biological fact) હોય એવું મને લાગે છે. જેમ એક પક્ષે કલહવૃત્તિ એ પ્રાણિજસ્વભાવ છે તેમ બીજે છેડે સહકાર કે સમાધાનવૃત્તિ પણ પ્રાણિજસ્વભાવ છે. જે સમે જે વૃત્તિનાં વૈયક્તિક કે સમષ્ટિક સ્વરૂપે જે પાસાં વધારે તે સમે તેટલી વૈયક્તિક કે સમષ્ટિગત દુર્ગતિ કે ઉન્નતિ હોય.

સમાધાનની જો દૈહિક ને માનસિક આવશ્યકતા હોય તો પછી મનસ્તરમાં શ્રદ્ધાથી જ સમાધાન જન્મે છે, બીજી કોઈ રીતે નહિ. શ્રદ્ધા એ જબરદસ્ત પ્રેરક બળ છે એટલું જ નહિ પણ એ શાંતિદાયક બળ પણ છે. જેમ અન્ન ભૂખ્યા પેટને પોષણ આપે છે એટલું જ નહિ પણ પોષણથી સ્વતંત્ર એવી પરિતૃપ્તિ પણ અર્પે છે, તેમ શ્રદ્ધા જીવનમાં વ્યક્તિને માનસિક પોષકતત્ત્વ ઉપરાંત પરિતૃપ્તિ પણ આપે છે. પણ કોઈ પણ સિદ્ધાંત કે વાદ પરત્વેની વ્યક્તિ કે સમાજની શ્રદ્ધા એને પોષણ કે પરિતૃપ્તિ આપવાને કારણે જ એ શ્રેયપ્રેય શ્રદ્ધા બની જતી નથી. શ્રદ્ધા અંધ, મતાગ્રહી અને વિઘાતક પણ હોઈ શકે. દા. ત., નાત્સીઓની જર્મન જાતિશ્રેષ્ઠતા (German racial superiority)ની શ્રદ્ધા અત્યંત બળવાન ને જર્મનોને માટે અત્યંત પ્રેરક બળ હોવા છતાં સંસ્કૃતિ ને જગતની શાંતિને એ મહાવિઘાતક થઈ પડી છે. વ્યક્તિ કે સમાજમાં પોતાના શ્રદ્ધેય સિદ્ધાંતને કારણે નિષ્ઠુરતા, હૃદયહીનતા અને ક્રૂરતા (ruthlessness, bluntness of heart and

cruelity ) જો પેદા થતાં હોય તો એને આપણે વિપરીત શ્રદ્ધા કહી શકીએ. એ સ્થિતિમાં શ્રદ્ધાની ધાર જેટલી તીક્ષ્ણ તેટલી એની ગળાં કાપવાની ખુન્નસતા વધારે. આવી શ્રદ્ધા સર્વથા ત્યાજ્ય ગણાવી જોઈએ. માટે શ્રેયઃપ્રેયઃતત્ત્વ તરીકે શ્રદ્ધાએ રહેવું હોય તો શ્રદ્ધાની સરિતાએ બે કાંઠાની મર્યાદામાં થઈને વહેવું રહ્યું. એ કાંઠા તે જીવમાત્ર વિશેની આદરવૃત્તિ કે અહનનભાવ ( non-killing spirit ) અને સાર્વત્રિક બંધુત્વવૃત્તિ. અમુક કોઈ શ્રધ્ધેય સિદ્ધાંતના અનુયાયીઓ પોતાની જમાતમાં માંહોમાંહે તો ત્યારે અહનનભાવ, બંધુત્વ ને બિરાદરી દાખવતા માલૂમ પડે છે, પણ પોતાની જમાતના સીમાડા ઓળંગતાં એમની શ્રદ્ધા વિઘાતક સ્વરૂપ ધારણ કરે છે. ત્યાં એ હિંસ્ર સ્વરૂપે પ્રગટ થાય છે. હિટલર અને એના અનુયાયીઓની સ્વસિદ્ધાંતો પ્રત્યેની શ્રદ્ધા હિંસ્ર અને આક્રમણકારી સ્વરૂપે પ્રગટ થઈ છે. આવી પરિસ્થિતિમાં શ્રદ્ધાવાનોની જમાત જેટલી મોટી, એની સાધન સામગ્રી જેટલી અદ્યતન ને વિપુલ, એનું સંગઠન ને જેહાદીની તમન્ના જેટલાં ઉગ્ર તેટલી એ શ્રદ્ધાની ભયંકરતા ને માનવજાતિની ક્ષપીકરણશક્તિ વિશેષ. આવી મનોન્માદી ઝનૂની શ્રદ્ધાનો આદર્શ દાખલો જર્મનીમાં હિટલર અને એની નાત્સી પાર્ટી પૂરો પાડે છે. આધુનિક વિજ્ઞાનનાં વિનાશક સાધનોથી સર્વવાતે સુસજ્જ એવી જર્મન સરકારનું સત્તાધારી સુકાન આજે એમના હાથમાં છે. શિસ્ત, સંગઠન, સત્તા વગેરે બધું જ એમની પાસે છે. આ ઉપરાંત આખલાની મારમુખી વૃત્તિ એમનામાં છે. પરિણામે યુરોપીય યુદ્ધ સળગાવીને નાત્સી સરમુખત્યારે યુરોપના લગભગ એકેએક નાના દેશને જોતજોતામાં પરાધીન અને પાયમાલ કરી મૂક્યો છે. અને છતાંય નૉર્ડિક લોહી ( જર્મનોનું )ને જગત્-સર્વોપરિતાને પદે સ્થાપવા માટે આખી દુનિયામાં વિગ્રહનો દાવાનળ ફેલાવવા ને એના ફલસ્વરૂપ થયેલી ખાનાખરાબીને આમંત્રવા એ કટિબદ્ધ થયો છે. બીજાનું દમન, આપત્તિ, સંહાર, ખાનાખરાબી અને અવ્યવસ્થાની ગમે તેટલી માત્રાના કરતાં પણ જ્યારે શ્રદ્ધાળુ પોતાની શ્રદ્ધાની ઈપ્સિત વસ્તુની સિદ્ધિને વધારે મહત્ત્વની માનવા તૈયાર થતો હોય છે ત્યારે એ શ્રદ્ધાળુની શ્રદ્ધા લોકકલ્યાણકારી નહિ પરંતુ લોકક્ષયકૃત થઈ બેસે છે. આવી શ્રદ્ધાનાં ઉદાહરણો ઈતિહાસમાં બહુ મળી આવે છે.

મધ્યયુગીય યુરોપમાં એ શ્રદ્ધા ધાર્મિક ક્ષેત્રમાં પ્રગટ થઈ હતી અને એણે ખ્રિસ્તી સમાજમાં અમાનુષી અત્યાચારોની પરંપરા વહાવી છે. આપણા દેશમાં પરોક્ષ રીતે ધાર્મિક ક્ષેત્રમાં એવી વિઘાતક શ્રદ્ધા ભાગ્યે જ પ્રગટ થઈ છે. પણ સામાજિક ક્ષેત્રમાં એણે દાટ વાળ્યો છે. સો વરસ પહેલાં નાબૂદ થયેલ સતીનો રિવાજ, ફરજિયાત વૈધવ્ય ને કેશવપન, અસ્પૃશ્યતા અને જ્ઞાતિવાદ । એ સૌ સામાજિક ક્ષેત્રમાં આપણા દેશમાં હિંદુ સમાજમાં રૂઢ થયેલ વિઘાતક શ્રદ્ધાનાં પ્રતીકો કહી શકાય. મારે મતે આર્યધર્મ મોટે ભાગે મતમતાંતર માન્ય રાખનાર ધર્મ હોવાથી અને હિંદુ ફિલસૂફી તર્કપ્રધાન ને બૌદ્ધિક હોવાથી વિઘાતક ધાર્મિક શ્રદ્ધાના કરુણ અત્યાચારોની કલંકકથાથી આર્યધર્મતવારીખ મોટે ભાગે મુક્ત રહી છે. પણ મનુષ્યની વિઘાતકશ્રદ્ધા અહીં સામાજિક ક્ષેત્રમાં પ્રગટ થઈને એણે હિંદુ સમાજ-વ્યવસ્થાને જડ ને મૂઢ બનાવી મૂકી. પરિણામે આખી જાતિમાં પૌરુષક્ષીણતા આવવા લાગી.

હવે પવન બદલાયો છે. ધર્મ અને ધાર્મિક માન્યતાઓનું પ્રાબલ્ય ઓછું થતાં ને ભૌતિકવાદનો વ્યવહારમાં સ્વીકાર વધતો જવાથી એ ક્ષેત્રોમાં મનુષ્યની શ્રદ્ધાની જડ ઢીલી

પડી ગઈ છે. એટલે હવે શ્રદ્ધાવૃત્તિ રાજકીય ક્ષેત્રમાં પ્રવેશવા લાગી છે. વચ્ચે એકાદ દાયકા સુધી શ્રદ્ધાવૃત્તિને કાલક્ષેપ (Time-lay.) નડ્યો હતો અને માનવીની મુક્તબુદ્ધિની બોલબાલા રહી. એ ગાળો આર્યનીતિ–લીબરેલીઝમ–ના અને એના ફલસ્વરૂપ ડેમોક્રસી-લોકશાસન–ના વિજયનો ગણી શકાય. વિજ્ઞાન અને ફિલસૂફી પણ ૧૯મી સદી દરમ્યાન ભૌતિકવાદી વલણ બતાવતાં હતાં. રાજકારણમાં લોકશાસનવાદી પ્રણાલીઓ સફળતા પ્રાપ્ત કરતી હતી. યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકામાં જ્યોર્જ વૉશિંગ્ટનના અનુયાયીઓ સમા જેફરસન અને વૉલ્ટ વ્હીટમૅનના જનતાજનાર્દનની ભાવના લોકપ્રિય ને સફળ થતી હતી. ઇંગ્લૅંડમાં મીલ અને બેન્થામની રાજકીય ફિલસૂફી 'ડેમોક્રસી એ મનુષ્યલભ્ય સર્વોચ્ચ આદર્શ રાજનીતિવ્યવસ્થા છે,' એ માન્યતા જોર પકડતી જતી હતી. 'Think what you like, behave as you will and vote as you please.' [ગમે તે વિચારો, ઇચ્છા મુજબ વર્તો ને ખુશી પડે તેને મત આપો.] એવો ખ્યાલ જનમાનસમાં વિસ્તરતો જતો હતો. સાહિત્યક્ષેત્રમાં ઇંગ્લૅંડમાં રાણી ઇલિઝાબેથનો કાળ જેમ નવસર્જનયુગ (Renaissance) ગણાય છે તેમ ૧૯મી સદીમાં રાણી વિક્ટોરિયાનો સમય ત્યાં, રાજકીય નવસર્જનયુગ (Political Renaissance) કહી શકાય. અંગ્રેજ સમાજે એના સ્વાસ્થ્યની બહુ ઊંચી કક્ષા એ ગાળામાં પ્રાપ્ત કરી. લોકો ઓછામાં ઓછા મતાગ્રહી ને વધુમાં વધુ વિવાદાગ્રહી. આવી સ્થિતિ વ્યાપક શાંતિ, સુખ અને શાણપણ વિના નહિ સંભવે. એ વખતે સમસ્યાઓની જટિલતા ઓછી, તડ અને ફડ માટેનો જનતાનો આગ્રહ ઓછો ને વર્ગ વર્ગ વચ્ચેના સ્વાર્થો વચ્ચે સમાધાન સાધવાની શક્યતા વિપુલ પ્રમાણમાં હતી. કારણકે એ કાળ વિકાસકાળ હતો. સામ્રાજ્ય, ફિલસૂફી, વિજ્ઞાન, રાજકારણ અને અર્થકારણ સઘળે વિકાસ થતો હતો. આ સ્થિતિ મુખ્યત્વે ઇંગ્લૅંડની અને વત્તે ઓછે અંશે સુધરેલા જગતની હતી. ત્યારે ભદ્રદૃષ્ટિ ને ભદ્રવૃત્તિ સહેલાં હતાં.

હવે વિચારસરણીઓ વચ્ચેનો કલહ ને સરસાઈવૃત્તિ વધી પડ્યાં છે. નાત્સીવાદ, ફાસીવાદ, જાતિવાદ, કોમવાદ ને સામ્યવાદ: સૌ ભિન્ન ભિન્ન દેશે પરિસ્થિતિ પ્રમાણે પોતાનું વર્ચસ્વ જમાવવા કટિબદ્ધ થયા છે. આ વાદો ઊભા થવાનાં અને દરેક વાદને પોતે બીજા સૌથી શ્રેષ્ઠ હોવાના દાવાનાં કારણો પરત્વે ભારે મતભેદ હશે, પરંતુ એ સૌ વાદોના શ્રદ્ધાળુઓ પોતપોતાના મત પરત્વે ભારે આગ્રહી ને બીજાના મત પરત્વે ભારે અત્યાચારી ને દમનકારક વૃત્તિ સેવતા હોય છે એ હકીકત વિશે મતભેદ નથી. અલબત્ત, પોતાના વાદઝનૂન માટે દરેક વાદની જમાતને કારણો હોય છે, પણ અહીં તે પ્રસ્તુત નથી. મારો પોતાનો પ્રયત્ન એ જોવાનો છે કે આજે મહાન વાદવિગ્રહ ચાલી રહ્યો છે, ડેમોક્રસી ભાંગી પડવાની અણી ઉપર છે અને ડેમોક્રસીની આખી ફિલસૂફીવિષયક ઇમારતની દિવાલો તૂટી રહી છે. આજે વ્યક્તિને વૈયક્તિક શાણપણના કરતાં સંઘગાંડપણની પૂજા વધારે આકર્ષે છે. માનવની મુક્તમેધા–Free intelligence of Man–બંધનની સલામતી ખોળે છે.* પૂર્વગ્રહ ને

* મિસ ફિલીસ બોટમની : *Mortal Storm*–વિનાશક આંધિ–નામની, નાત્સી વાસ્તવિકતાનું કરુણ ચિત્ર આલેખતી નવલમાં યુનિવર્સિટીમાં ભણતો એક નાત્સી જુવાન બોલે છે: 'And we spit on freedom!'

મતની ઝાંઝથી મુક્ત એવા વિહારનાં જોખમ એને માન્ય નથી. સત્તાસ્થિત સરકારો પણ સત્તામાન્ય મતોનું સમર્થન અને પરિશીલન જ જનગણ પાસેથી માગે છે.

આવી સ્થિતિ આજે વિગ્રહપીડિત દુનિયામાં પ્રવર્તી રહી છે. શ્રદ્ધાને જીવમાત્ર વિશે આદર નથી, પરમતપીડનની એને લહે લાગી છે. પરિણામે રહીસહી ડેમોક્રેટિક શાસનવ્યવસ્થા સામે એણે વિગ્રહ આદર્યો છે. ફાસીવાદ ને નાત્સીવાદની શ્રદ્ધા એ વિગ્રહમાં વિજયી નીવડશે તો સંસ્કૃતિનો છેલ્લો સ્તંભ પણ તૂટી જવાનો. બર્ટ્રાન્ડ રસેલના શબ્દોમાં કહીએ તો, 'વિજ્ઞાનજનિત સાધનોદ્વારા પેદા થયેલી શક્તિ અને સત્તાને અંકુશમાં લાવીને એને મતાંધ જુલમગારોની એક કે બીજી જમાતના દાસત્વમાંથી છોડાવીને સમગ્ર માનવજાતિ (પછી તે શ્વેતવર્ણી, પીતવર્ણી, શ્યામવર્ણી, ફાસિસ્ટ, કોમ્યુનિસ્ટ કે લોકશાસનવાદી ગમે તે હોય) ના કલ્યાણ અર્થે વાળવામાં નહિ આવે તો જગત માટે કોઈ આશા દેખાતી નથી. કારણકે વિજ્ઞાને એ અનિવાર્ય કરી મૂક્યું છે કે કયાં તો બધા સાથે જીવે યા એકસાથે મરે.×

વિકૃત શ્રદ્ધાના સ્વરૂપ અને પરિણામની આટલી વિચારણા પછી કઈ શ્રદ્ધાને આપણે કલ્યાણમય એટલે શ્રેય ને પ્રેય ગણી શકીએ તેની વિચારણા આવશ્યક થઈ પડે છે.

શ્રદ્ધા અતિશય બળવાન ચીજ છે અને દરેક વ્યક્તિ પોતપોતાના ગજા પ્રમાણે કોઈ ને કોઈ બાબતમાં શ્રદ્ધા ધરાવતી હોય છે. અજ્ઞાન માણસને માંદગીને પ્રસંગે ભૂત, ભૂવા ને દોરાધાગામાં શ્રદ્ધા હોય છે, જ્યારે કોઈને આધુનિક દાક્તરી વિદ્યામાં શ્રદ્ધા હોય છે. શ્રદ્ધા જેટલે અંશે વાસ્તવિકતા સાથે સુસંગત હોય તેટલે અંશે એ યથાર્થ શ્રદ્ધા ગણાય. મોટા ભાગની શ્રદ્ધાઓ કદી પણ વાસ્તવિકતા સાથે સો ટકા સુસંગત હોઈ શકતી નથી. કારણકે કોઈ પણ વાદ યા સિદ્ધાંત બાહ્ય જગતના સંપૂર્ણ જ્ઞાન કે ભાન પછી નક્કી થયેલ હોતો નથી. પોતાની માન્યતાને શ્રદ્ધા તરીકે નક્કી કરતાં આપણે એ સમજી લેવું જોઈએ કે બાહ્ય જગતની સઘળી વસ્તુઓ ને એની સ્થિતિકાર્યકારણપરંપરાનું સંપૂર્ણ જ્ઞાન મનુષ્ય, પછી તે ગમે તેટલો મહાન હોય, પામી શકતો નથી અને એટલે અંશે એની શ્રદ્ધા વાસ્તવિકતાથી વિમુખ રહેવાની. મને લાગે છે કે આર્યનીતિનું લક્ષણ એ જ છે. એ મનુષ્યને શ્રદ્ધાભક્ત બનાવવા કરતાં જ્ઞાનભક્ત વધુ બનાવવા મથે છે. ૧૯મી સદીનો ઉદાર મતવાદ–Liberalism–પણ આ વાતને નેકટેકથી માનતો હતો અને એના સાચા સ્વરૂપમાં ગાંધીવાદ પણ ઉદારમતવાદી જ છે. એટલે જ એમાં અહિંસા–અહનનવૃત્તિ–ને આટલું મહત્ત્વ મળેલું છે. એ કહે છેઃ "તમને તમારા વિરોધી સાથે અમુક બાબતમાં તીવ્ર મતફેર થયો. તમે તમારી બાબતની સચ્ચાઈ વિશે પૂરા આગ્રહી હોઈ મચક આપવા તૈયાર નથી. તે જ રીતે સામાવાળો પણ મચક આપવા તૈયાર નથી. હવે તમારી વસ્તુ સર કરવા માટે સામાવાળા ઉપર બળજબરી કરવાનો કે એનો ઘાત કરવાનો તમને અધિકાર નથી. કારણકે કદાચ એમ પણ બને કે તમે કોઈ ઉતાવળો ને પૂરતી માહિતી મેળવ્યા વગર તમારી સચ્ચાઈ વિશેનો ખ્યાલ બાંધી લીધો હોય. તે એમ બને કે સામાવાળો જ સાચો પુરવાર થાય. આવી સ્થિતિમાં જો તમે સામાવાળા ઉપર બળજબરી કરી હોય તો તમે ખોટી વસ્તુનો આગ્રહ રાખવાનું ને એને માટે સામા ઉપર બળજબરી કરવાનું એમ બે ભૂલો કરી ગણાશે."

× બર્ટ્રાન્ડ રસેલ કૃત *Power* પૃ. ૩૪

આમ હોવાથી વિરોધી મતનું ખંડન બળાત્કાર, ખૂન કે હિંસાથી કરવાનું ગાંધીવાદને માન્ય નથી. એટલે ગાંધીવાદ પોતાની ગમે તેટલી ઉદ્દંડ શ્રદ્ધાને પણ આક્રમણ કરવાના કે તરાપ મારવાના પ્રદેશમાં લઈ જતો નથી. આથી ગાંધીવાદ તત્ત્વતઃ ડેમોક્રેટિક વાદ છે. પ્રચલિત વાદોમાં માલૂમ પડતી હિંસ્ર શ્રદ્ધાનાં ઝનૂનનો એમાં અભાવ કે બહુ ઓછી માત્રા હોવાથી એ રીતે એ બહુ જ સમાજક્ષેમી ને કલ્યાણકારી વાદ છે.

આધુનિક ટેકનોલૉજિકલ વિજ્ઞાનને કારણે ઊભી થયેલી સમાજ–વ્યવસ્થાને એક તરફ ઉત્પાદન, વિનિમય અને તંત્રવાહન માટે ખૂબ જ નિષ્ણાતી જ્ઞાન અનિવાર્ય થઈ પડ્યું હોવાથી એ વ્યવસ્થા સાધનો ને સત્તાનું કેન્દ્રીકરણ માગે છે તો બીજી તરફ આટલી બધી સત્તા ને સાધનસામગ્રીઓનું થોડા જ હાથોમાં થતું કેન્દ્રીકરણ–ખૂબ જ જોખમી હોવાથી અભૂતપૂર્વ ધોરણે લોકશાહીકરણ–Democratization–પણ અનિવાર્યપણે માગે છે. કારણ કે થોડાકના હાથમાં આવેલો સત્તાવાહી વહીવટનો ઉપયોગ એઓ સમાજના લાભમાં જ કરશે એની કંઈ ગૅરંટી થોડી જ મળે એમ છે? આજે કોઈપણ દેશમાં લશ્કરનો સેનાપતિ અને વડા પ્રધાન સમેત પ્રધાનમંડળના બેચાર પ્રધાનો એકો કરે તો એ લોકો પોતાના દેશ ઉપર લશ્કરી શાસન ઠોકી બેસાડી શકે કારણકે વિકાસ અને વિનાશનાં સામુદાયિક સાધનો ઉપર એમનો એટલો બધો અસરકારક કાબૂ હોય છે કે પ્રજા અને પાર્લમેન્ટ એમને શું કરી શકે!

એટલે વિજ્ઞાનનાં સાધનો સાથે સત્તાનાં સાધનોને મોકળાં કરી નાખવામાં જ સમાજ–શ્રેય છે. ટેકનોલૉજીને આવશ્યક કેન્દ્રીકરણ ને સમાજની સલામતીને અનાવશ્યક સત્તાની મોકળી વહેંચણીઃ આ બે વચ્ચેનો સમન્વય આજના યુગનો દેશદેશમાં મહાપ્રશ્ન થઈ પડ્યો છે.

રાજકીય શ્રદ્ધાઓ આજે સર્વવ્યાપી થઈ ગયેલી હોવાથી એ ક્ષેત્રને સ્પર્શતી શ્રદ્ધાની વિચારણા જ મેં કરી છે. બીજાં ક્ષેત્રોમાં માનવીની ગમે તેટલી ઝનૂની શ્રદ્ધા પણ મોટે ભાગે બિન-હાનિકારક થઈ ગઈ છે એટલે એ મહત્ત્વની નથી. રાજકીય ક્ષેત્રોને સ્પર્શતી શ્રદ્ધા ધરાવવામાં જ ભારે વિવેકની જરૂર ઊભી થઈ છે. આજે સમાજના પાયાનાં અંગોનો કબજો ને કાબૂ સરકારોના હાથમાં જતો રહ્યો હોવાથી સત્તાવાંચ્છુ કોઈ પણ વ્યક્તિ કે પક્ષ પોતાની બિનરાજકીય શ્રદ્ધાઓને પણ રાજકીય સ્વરૂપે પ્રગટ કરે છે. આથી કોઈ પણ દેશની આંતરિક શાંતિ અને જગતની આંતરરાષ્ટ્રીય શાંતિ માટે રાજકીય ક્ષેત્રમાં પ્રગટ થતી શ્રદ્ધાએ પરમતસહિષ્ણુ એવી લોકશાસનવાદી પ્રણાલી પકડવી જોઈએ. ત્યાં સુધી આંતરિક દમન ને આંતરરાષ્ટ્રીય વિગ્રહની પરંપરા ચાલ્યા કરવાની.×

હવે પ્રેરકબળ તરીકે શ્રદ્ધાનો ઉપયોગ કેટલે અંશે હિતાવહ છે તે જોઈએ. કોઈ પણ ધ્યેય માટે વ્યક્તિ કે સમૂહ આત્યંતિક ત્યાગ કરવા તૈયાર થતો હોય ત્યારે એ ધ્યેયમાં

× આ સંદર્ભમાં થોમસ કાર્લાઇલનું એક મહાન વાક્ય આજે કેટલું સાચું લાગે છે? એ કહે છેઃ 'Only in looking heavenward, not in looking earthward, does what we can call Union, Mutual Love, Society, begin to become possible.' Looking heavenward એટલે ઊર્ધ્વદૃષ્ટિઃ આ ઊર્ધ્વદૃષ્ટિ ને એકતા—Union (નહિ કે એકતાનતા) તરફ જવું હોય તો લોકશાસન પ્રણાલી વિના એ શક્ય છે ખરું?

એની મજબૂત અને પ્રતીતિપ્રાપ્ત શ્રદ્ધા હોવી જોઈએ. ત્યાં સુધી પોતાની કોઈ વસ્તુ કે માન્યતાના આગ્રહ ખાતર મનુષ્ય સર્વસ્વના ત્યાગનું કષ્ટ વેઠવા તૈયાર નથી થતો. અલબત્ત, પાકી શ્રદ્ધા હોવા છતાં ભીરુતાની વૃત્તિને કારણે પણ વ્યક્તિ પાછી હઠી જતી હોય છે. ઘણીવાર કોઈ અમુક પ્રકારની શ્રદ્ધાવાળાઓ, સમાજમાં અલ્પ સંખ્યામાં હોય છે ત્યાં સુધી એમનામાં ભારે જેહાદીની ભાવના માલમ પડે છે. એમની જમાત વખત જતાં સારી સંખ્યા વધારીને કે મજબૂત સંગઠનને કારણે સત્તાનાં સૂત્રો હાથ કરી લે છે. એ પછી એ જુલમગારોની જમાત બની જાય છે. યુરોપમાં ફાસિસ્ટ, નાત્સી ને ઈતર મતાંધ રાજકીય પક્ષોનો ઇતિહાસ જુઓ. એકમાંથી અનેક થતાં એ લોકોએ પોતાનું શરૂઆતનું જેહાદીપણું છોડી જુલમીપણું સ્વીકાર્યું છે.

એટલે આપણે કોઇ પણ જાતની શ્રદ્ધાને વિશે એમ કહી શકીએ કે એણે પોતાની ભદ્રતા જાળવવા માટે પરપીડનવૃત્તિથી મુક્ત રહેવું જોઈએ, નહિ તો એ માનવીને તમસ અને તામસતા પ્રદેશમાં ખેંચી જશે.

શ્રદ્ધાનું લક્ષ્ય સ્વપક્ષહિતકારી નહિ પરંતુ સર્વજનહિતકારી હોવું જોઈએ. એવા પ્રકારની શ્રદ્ધાવાળાઓએ જ પ્રગતિમાં ફાળો આપ્યો છે.

પોતાની શ્રદ્ધા પરત્વે વ્યક્તિ કે સમૂહ આત્મવિવેચક વૃત્તિ (self-critical attitude) કેળવે તો જ એ ભદ્રદષ્ટિ પ્રાપ્ત કરી શકે એમ લાગે છે.



## વિચારો

ઊંચે ઊંચે વિચારો ચડી અટકી પડે ને સમાયે 'અગમ્યે',
ઊંડે ઊંડે વિચારો સરી અટકી પડે ને સમાયે 'અગાધે',
આઘે આઘે વિચારો જઈ અટકી પડે ને સમાયે 'અનન્તે',
ઝીણા ઝીણા વિચારો થઈ અટકી પડે ને સમાયે 'અચિન્ત્યે.' *

હરિહર ભટ્ટ

* સ્વામી રામદાસ (કન્હનગઢ, કર્ણાટક) ના અંગ્રેજી લખાણ પરથી.

# નવજીવન

'કુમાર'

હે કલ્યાણિ! જીવનસરના પંકમાં હું પડ્યો 'તો,
મારા માટે દશ દિશ હતી શૂન્ય અંધારઘેરી;
થાકી અન્તે શિથિલ થઇને આશ છોડી ઢળ્યો 'તો,
જાણ્યું'તું કે વિફલ ગઈ આ જિન્દગી યે અનેરી.

ન્હોતા આભે ઝગઝગ થતાં તોરણો તારલાનાં,
કે હૈયામાં ક્ષણભર લઇ દિવ્ય ધારું ઉમંગ,
ના કો તીરે તરૂવર ઝુકયાં ગાઢ છાયાગસીરાં,
નાચન્તી ના અનિલલહરી, શાન્ત વારિ તરંગ.

ન્હોતી શ્રદ્ધા, નહિ નયનમાં તેજ, પ્રાણે ન જોમ,
મોંઘા મોંઘા મનુજ ઉરના વલખાં યાદ આવે;
વ્યાપી અન્તે જીવનભરની વેદના રોમરોમ,
ને મૃત્યુની તિમિરલહરી ચેતના જ્યાં બુઝાવે
ત્યાં તું આવી, ક્ષણતટ રમી, પાય તારા ઝુલાવી,
જાગ્યાં વારિ લલિતલહરે, ધન્ય થૈ જિન્દગાની.

# મહાત્મા ગાંધી

[ લેખાંક બીજો ]

મૂળ લેખક : શ્રી દિલીપકુમાર રાય
અનુવાદક : શ્રી નગીનદાસ પારેખ

**મહાત્માજીની** સાથે બીજી મુલાકાત દેશબંધુ ચિત્તરંજનના મકાનમાં ૪ થી નવેમ્બર ૧૯૨૪ની સાંજે થઈ હતી.

જાણીતા પુરુષો બધા જ હાજર હતા—દેશબંધુ, કેલકર, તુલસીચરણ, શેરવાણી, જયકર, શરત્ બસુ, રાજગોપાલાચાર્ય, અબુલ કલામ આઝાદ, બીજા પણ કેટલાય અધિનાયકો!

ખંડમાં દાખલ થઈ મહાત્માજીને પ્રણામ કરતાં વેંત જ તેઓ હસીને બોલ્યા : " તમારો દુર્ધર્ષ તંબુરો ક્યાં છે ? " ( Where is your instrument of torture?)

મેં કહ્યું : " તેને મૂકીને આવ્યો છું, બીશો નહિ. પહેલાં નેતાઓ તો તમને છોડે. "

મહાત્માજી હસીને બોલ્યા : " સારું. " દેશબંધુ તરફ ફરીને બોલ્યા : " તમે ત્યારે દિલીપના જેલર થવાને તૈયાર છો ને? જોજો, મને ગીત સંભળાવ્યા વિના નાસી ન જાય. "

મેં કહ્યું : " એની ચિંતા કરશો નહિ. મને મારીને ન કાઢો ત્યાં સુધી હું ગીત સંભળાવ્યા વિના ચસકવાનો નથી! "

* * *

ત્યાર પછી કૉંગ્રેસના કાર્યક્રમ વિષે તુમુલ ચર્ચા ચાલી. તે વખતની અંદરની વાતો વર્તમાનપત્રોમાં પ્રગટ થતી નહોતી. લગભગ બધા જ ખાદીની વિરુદ્ધ હતા—મેં સગી આંખે જોયું, સગે કાને સાંભળ્યું.

એક જણે કહ્યું : " હું શા માટે ખાદી પહેરું છું જાણો છો, મહાત્માજી? "

મહાત્માજી હસીને બોલ્યા : " જરૂર ખાદીમાં શ્રદ્ધા છે એટલા માટે, નહિ? "

તેઓ હસીને બોલ્યા: " ના—હું તો ખાદી પહેરું છું માત્ર એટલા માટે કે ખાદી પહેરીને કાઉન્સિલમાં જઈએ છીએ તો સાહેબ લોકો ખૂબ ચિડાય છે. "

( મને દ્વિજેન્દ્રલાલ રાયનું ' આમરા વિલાત ફેરતા કંઈ ' યાદ આવ્યું—કે
આમાદેર સાહેબ મદિઓ દેવતા
તબુ ઓ સાહેબગુલોઈ ચટાઈ. )

મહાત્માજી ખૂબ હસીને બોલ્યા: " તમારા જેવા એક પુરુષવરે મને કહ્યું હતું: ' મહાત્માજી, હું તમારી પાસે મિલનાં કપડાં પહેરીને આવું છું તમને ચીડવવા, અને સાહેબને ચીડવું છું તેમની પાસે ખાદી પહેરીને જઈ ને. ' "

બધા જ ખૂબ જોરથી હસી પડ્યા.

દેશબંધુ વાતવાતમાં ઉશ્કેરાઈ જઈને બોલ્યા: " મહાત્માજી, આ બધી તુચ્છ વાતોથી

અમારાં મગજ પકવશો નહિ, તમને પગે લાગ્યા. (જયકર તરફ જોઈને :) અમારો અધ્યાય તો પૂરો કરી નાખવાના આ હઠીલા મરાઠાઓ—અને—"

મહાત્માજી ટપ દઈને બોલી ઊઠ્યા: "હું, ખરું !"

બધા હસી હસીને ગૂંછળું વળી ગયા.

તે દિવસે મેં મહાત્માજીનો આશ્ચર્યજનક આત્મસંયમ જોયો. લગભગ બધા જ ખાદીની વિરુદ્ધ હતા—બધા જ મોટે મોટેથી બરાડા પાડતા હતા—કોઈ કોઈથી ઊતરે એમ ન હોતું—કોઈ કોઈનો મેળ ખાવાનાં પણ લક્ષણ નહોતાં—ચારે કોર "વાક્યનાં વાવાઝોડાં અને તર્કની ધૂળ" ઊડી રહી હતી—એકલા મહાત્માજી નિર્વાત સંધ્યા સમયે સરોવર સમા શાંત બેઠા હતા—તોફાનનું નામનિશાન નહોતું—હાસ્યથી ઉજ્જવળ, સંયમથી સ્નિગ્ધ, રહસ્યથી મધુર, દલીલથી પ્રાંજલ. સૌથી આશ્ચર્યની વાત તો એ હતી કે છેવટે બધાયને તેમણે પોતાના પક્ષમાં ખેંચી લીધા. આવા તેજસ્વી દેશબંધુ તેમને પણ ખાદી સ્વીકારવી પડી.

*　　　　*　　　　*

જીવનના અનંત અભિશાપોમાં મૃત્યુ એક પરમ વરદાન છે, એ વસ્તુ હું તે દિવસે સમજ્યો—જ્યારે તે ચર્ચાની પણ મૃત્યુક્ષણ આવી પહોંચી.

ખંડમાં ફરી વાર શાંતિ પથરાઈ ગઈ. મહાત્માજી મારા તરફ જોઈને બોલ્યા: "હવે !"

"પણ" જરા આનાકાની કરતાં મેં કહ્યું, "આપને આ કુરુક્ષેત્ર પછી પણ થાક નથી લાગતો ?"

"લાગે છે માટે જ તો તમારે ગાવું પડશે."

મેં કબીરનું એક પ્રખ્યાત ગીત ગાયું :

જિનકે હ્રદિમેં સિરિ રામ બસે
ઉન સાધન ઔર કિયે ન કિયે.
જિન સંત ચરણરજકો પરસા
ઉન તીરથનીર પિયે ન પિયે.
સબ ભૂત દયા જિનકે ચિતમેં
ઉન કોટન દાન દિયે ન દિયે.
નિત રામરૂપ જો ધ્યાન ધરે
ઉન રામ નામન લિયે ન લિયે.

Whose heart is Rama's dear abode
What matter if he at all pray
And fast or nay ?
Whose refuge is some pure saint's feet,
What matter if the pilgrim's way
Be his or nay ?
Whose soul is moved with love for all,
What matter if he gives away,
His wealth or nay ?

Whose thoughts the form of Rama fills,
What matter if his lips should say
His name or nay?

*　　　*　　　*

"આપને હું એક પત્ર વાંચી બતાવવા માગું છું, મહાત્માજી."

"કોનો?"

"રોલાંનો. મેં તેમને પૂનામાં આપની સાથે મારે વાતચીત થયેલી તે મોકલી આપી હતી. તેના જવાબમાં તેમણે તે વિષે પોતાનો મત લખી મોકલ્યો છે."

"એમ? વાંચો વાંચો.—ના, ના; મને કંઈ એવો થાક લાગ્યો જ નથી."

મહાત્માજી એક મોટા પલંગ ઉપર સૂતા હતા—મેં પાસે બેસીને વાંચ્યું:

"પ્રિય દિલીપકુમાર,

મુંબઈથી તમે મને જે પત્ર લખ્યો હતો તેને માટે મારા સસ્નેહ ધન્યવાદ સ્વીકારશો. મહાત્માજી આગળ મારા વિષે તમે જે વાતો કરી છે તે માટે પણ મારા ધન્યવાદ સ્વીકારજો. તેમની સાથેની તમારી વાતચીત અત્યંત ચિત્તાકર્ષક છે. બનતાં સુધી હું એનો અનુવાદ કોઈ ફ્રેંચ પત્રિકામાં છપાવીશ—બેશક મારે પોતાને વિષેનો ભાગ ટાળીને. કલા વિષેના એમના વિચારો જાણવા ખૂબ જરૂરી છે—અને તમે જ સૌ પહેલાં એ બધા જગતને જણાવ્યા. મને માત્ર એટલી વાતનો અફસોસ થાય છે કે મહાત્માજી પોતાનો કલાસિદ્ધાંત સ્પષ્ટ રીતે બોલતાં બોલતાં અટકી ગયા. દાખલા તરીકે, જ્યાં તેમણે તારાજડિત આકાશ વિષે પોતાનો મનોવેધક ઊભરો ઠાલવ્યો છે, ત્યાં તે પછી તરત જ, જો તેમણે કહ્યું હોતઃ 'પણ તેથી કંઈ હું ભારતીય ચિત્રકલા અને સ્થાપત્યનો ઓછો પ્રેમી નથી'—તો આપણને કેટલો બધો આનંદ થાત! પણ તેઓ તારાજડિત આકાશની વાત કરીને જ અટકી ગયા. બેશક, એ વાત કોણ નહિ માને કે પ્રકૃતિ જ સૌથી મહાન કલાકાર છે. માત્ર આપણે મહાત્મા જેવા મહાન પુરુષ પાસે એટલી આશા રાખીએ છીએ કે પ્રકૃતિની સ્તુતિની સાથોસાથ તેઓ આવું કંઈ કહેઃ 'માણસ પણ પ્રકૃતિનું અનુસરણ કરી રેખા–રંગ–ધ્વનિ–વિચાર–માં સૌંદર્યનો પૂજારી બને.' તેમનાં વચનો વાંચતાં વાંચતાં લાગે છે કે પ્રકૃતિ અથવા પ્રકૃતિના અંતર્લીન દિવ્ય સત્ય સમક્ષ તેઓ કેવળ નિષ્ક્રિય પ્રેમી બનીને રહેવા ઇચ્છે છે. પણ જો ભગવાન આપણા દરેકમાં વસે છે તો પોતપોતાની શક્તિ અનુસાર આપણું દરેકનું એ કર્તવ્ય નથી કે તે પરમ સૌંદર્યનિયંતાની પ્રતિમૂર્તિ બનવાનો આપણે પ્રયત્ન કરીએ?

"તમારી વાતચીતના એક ભાગ ઉપરથી મને લાગ્યું કે કલા વિષેના મહાત્માજીના મત સંબંધે મેં જે લખ્યું છે, તેથી મહાત્માજી અને તેમના મિત્રોને જરા દુઃખ થયું છે. મેં એ સંબંધે મારો કોઈ પણ પ્રકારનો અભિપ્રાય વ્યક્ત કર્યો હોય એવું મને યાદ આવતું નથી। પરંતુ અનિચ્છાએ પણ જો મેં મારા પુસ્તકમાં એ સંબંધે કંઈ

ભૂલચૂક કરી હોય, અથવા અજાણતાં તેમને ન ગમે એવું કંઈક કહ્યું હોય, તો તે માટે મારા કરતાં વિશેષ દુઃખ બીજા કોને થવાનું છે? હું તેમના પ્રત્યે ગમે એટલો આદર સેવતો હોઉં, તેમના ઉપર ગમે એટલો પ્રેમ રાખતો હોઉં, તો યે હું એક યુરોપિયન રહ્યો ને—મારી એશિયાના એમના જેવા મહાપ્રાણ પુરુષને સમજવામાં ભૂલ થાય એ ખૂબ સ્વાભાવિક છે. મારો એક માત્ર ખુલાસો એ છે કે બીજાના મહિમાનો તલસ્પર્શ કરવાના એકાંતિક ઔત્સુક્યને વખતે મેં કદી આદરમાદરને બહેકવા દીધો નથી. હું માત્ર એટલું જ ઇચ્છું છું કે તેઓ મારી ભૂલ બતાવે, હું સુધારી લઈશ.

"૧૯૨૨ માં જ્યારે મહાત્માજીને છ વરસની સજા થઈ ત્યારે કોઈ પણ યુરોપિયને એ વિષે એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નહોતો એ વસ્તુ તમને ખટકી છે. તમને નવાઈ લાગી છે. પણ તમને ખબર છે કે મહાત્માજી વિષે યુરોપમાં આટલી બધી ગેરસમજ છે તેને માટે સૌથી વિશેષ જવાબદાર કોણ છે?—તમે પોતે જ. તમારામાંના કોઈ કહે છે કે ગાંધી એક અતિશય અદ્ભુત વિચિત્ર હવાઈ માણસ છે, તેઓ બુદ્ધિશુદ્ધિને તો પાસે જ આવવા દેતા નથી; કોઈ વળી કહે છે કે તેઓ અંદરખાનેથી બોલ્શેવિક છે, અહિંસાનો ઉપયોગ તો તેઓ એટલા માટે કરે છે કે હમણાં એથી જ કામ સરે એમ છે. પરિણામે લોકો મૂંઝાઈ ગયા છે: "ગાંધી! એ શું છે!" અને એટલેથી જ ક્યાં પતે એમ છે? 'શાંતિ-અને-સ્વાધીનતાને-માટે સ્થપાયેલ-નારી-સંઘે' મહાત્માજીની સજા સામે લખાણો લખવાનો ઠરાવ કર્યો એટલામાં તો કેટલીક ભારતીય સ્ત્રીઓનો તીવ્ર વિરોધ થયો. તેમણે શું લખ્યું હતું ખબર છે?—કે ગાંધી અંદરખાનેથી હિંસાવાદી છે.... એમનાં નામ હું તમને નથી આપી શકતો, બે કારણે: (૧) નામ આપવાનો મને કશો અધિકાર નથી; (૨) એ લોકો બીજા હિંદીઓના ક્રોધનાં ભોગ થઈ પડે એ હું ઇચ્છતો નથી—એ ગાંધીજીનાં વચનો અને ઇચ્છા સાથે પણ સંગત નહિ થાય. અમારા દેશમાં બધી ખબરો કાંઈ તમારા જેવા માણસો મારફતે થોડી જ આવે છે—એવા માણસો જેમનામાં દેશભક્તિની સાથે સાથે સત્યનિષ્ઠા પણ હોય.

"પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરીએ તો માલમ પડે છે કે આખા વિશ્વના માનવોનો મોટો ભાગ આજે જે દીનાદપિદીન પાપના બોજા હેઠળ કચડાઈ રહ્યો છે, તે જ યંત્રણાનો ભાગ હિન્દુસ્તાન પણ ભોગવી રહ્યું છે. તે ઉપરાંત યુરોપમાં પણ તેજસ્વી માણસો આવી સહાનુભૂતિ વ્યક્ત કરે છે છતાં તેનો પ્રચાર થતો નથી. અને સાધારણ માણસની દૃષ્ટિ ઘરનાં દુઃખના પરિધિને વટાવીને બહાર જઈ શકતી નથી. આ બધું સમજીને જરા લાગણીપૂર્વક (સમભાવપૂર્વક) વિચાર કરવો યોગ્ય નથી શું?

"મારે પોતાને વિષે જો પૂછતા હો તો હું નિષ્કપટભાવે કહી શકું છું પ્રિય મિત્ર, કે અમારા દેશને કે યુરોપને હું બીજા દેશો કરતાં જુદી નજરે જોતો નથી. હું તો એમ વિચારું છું કે કોણ મારો ભાઈ નથી? કોનું દુઃખ મારા પોતાના ભાઈનાં

દુઃખની પેઠે મને નથી ખટકતું ? કોઈ પણ પ્રજાના મહાન વિચારો મને ચિરપરિચિત જેવા જ લાગે છે. વિશ્વમાં મારું ઘર ક્યાં નથી ? નવાઈની વાત જો કોઈ હોય તો તે એ છે કે એશિયામાં અને યુરોપમાં મોટા ભાગનાં સ્ત્રીપુરુષો અંતરમાં સમસ્ત જગતની સાથે આવું ગંભીર ઐક્ય અનુભવતાં નથી.

અનુભવતાં નથી—એ વાત સ્વીકાર્યા વિના છૂટકો નથી; કારણ મારા દેશબંધુઓ મારી વિરુદ્ધ છે. તેમની નજરમાં સાચે જ હું એક વિદેશી છું—કારણ કે મારા નાનકડા સ્વદેશના વાડામાં હું પોતાને પૂરી રાખવા તૈયાર નથી. મારા જીવનમાં સૌથી વિશેષ દુઃખ સૌથી વિશેષ વેદના એ કારણે જ મેં અનુભવ્યાં છે. ”

એટલું કહીને અટકીને મેં મહાત્માજીને કહ્યું “ રોલાંએ પોતાના એક પુસ્તકની ભૂમિકામાં આ શબ્દો લખ્યા હતા :

‘ Je me suis trouve depuis un an, bien riche en ennemis. Je tiens a leur dire ceci : ils peuvent me hair, ils ne parviendront pas a m'apprendre la haine...Ma tache est de dire ce que je crois juste et humain. Que cela plaise ou que cela irrite, cela ne me regarde plus. Je sais que les paroles dites fout elles-meme leur chemin. Je les seme dans la terre ensanglantee. J'ai confiance. La moisson levera. ’

[ મને ગયે વરસે ખબર પડી કે મારા શત્રુ અસંખ્ય છે. તેમને મારે આટલું જ કહેવાનું છે : ‘ મને તમે ઝેરીલી નજરે ભલે જુઓ, પરંતુ તમને હું કદી પણ ઝેરીલી નજરે જોવાનો નથી — એ વિદ્યા તમે મને નહિ શીખવી શકો !......મારો મંત્ર તો આ છે—મને જે યોગ્ય લાગે, માનવતાને જે યોગ્ય હોય તે હું કહીશ જ—એ કહેવાથી બીજા ખુશ થાય કે રોષે ભરાય એની મને શી પડી છે ? હું જાણું છું—દરેક સત્ય વચન પોતાનો માર્ગ કરીને નીકળી જાય છે. રક્તથી ફળદ્રુપ બનેલી ભૂમિમાં હું એનાં બીજ વાવું છું; મારું મન સાક્ષી પૂરે છે—ફળશે, ફસલ ફળશે. ]

વાક્યોનો અંગ્રેજી અનુવાદ કરીને મહાત્માજીને સંભળાવ્યો, ત્યાર પછી ફરી રોલાંનો પત્ર વાંચવા માંડ્યો :

“ મારી માત્ર એટલી જ કામના છે કે મારાં જીવનનાં દુઃખવ્યયાને પરિણામે હવે પછી માણસનું જીવન કંઈ નહિ તો સહેજ પણ વધારે સુખમય બને, મિલનને માર્ગે, એક બીજાને સમજવાને માર્ગે ચાલવું તેમને માટે સહેજ વધુ સહેલું બને.

“ મહાત્મા ગાંધી વિષે કદાચ મારાં ઘણાં લખાણો તમારા જોવામાં આવ્યાં હશે. છતાં હું તમને મારું ગાંધીચરિત્ર મોકલું છું. અસંખ્ય લોકોએ એ પુસ્તક વાંચ્યું છે. જોકે સમાલોચકો મારી બાબતમાં સંપ કરીને મૂંગા જ રહ્યા છે—જેમ તેઓ હમેશાં રહેતા આવ્યા છે — તો પણ એ પુસ્તકની અનેક આવૃત્તિઓ થઈ ગઈ છે અત્યાર સુધીમાં. અને અનેક દેશધુરંધરોના મનમાં જબરો આઘાત લાગ્યો છે.

"આશા રાખું છું કે તમારી સંગીતની યાત્રામાં તમે બરાબર આગળ-વધતા હશો. એ સાધના છોડશો નહિ. કારણ એ ખૂબ સુંદર કામ છે—અને એ તમારા દ્વારા જ થવાનું છે.

"ફરી મળીશું પ્રિય મિત્ર ! હું તમને મોટે ભાગે લખતો નથી એ ખરું, પણ જ્યારે લખું છું ત્યારે ઘણું ઘણું લખું છું.

"મારાં સ્નેહવંદન સ્વીકારશો.

શેમાં . શેલાં"

* * *

મહાત્માજી બોલ્યા : "પણ મેં તો તમને કહ્યું નહોતું કે કલાની આરાધના ન થવી જોઈએ. એવું હું કહી જ ન શકું. માણસની રુચિ, મત, મિજાજ ભિન્ન ભિન્ન હોય છે. હું માત્ર એટલું જ કહેવા માગતો હતો કે હું પોતે ચિત્રકલા જેવી કલાનો પક્ષપાતી નથી—એની મને જરૂર નથી મારી પ્રેરણાને માટે. મને પૂરતો સંતોષ મળી રહે છે તારા-જડિત આકાશ જોઈને. સંભવ છે કે યુરોપને ચિત્રની જરૂર હોય : તેમને ત્યાં ક્યાં આપણા જેવું આકાશ છે?"

"પણ જો તેમનું આકાશ લગભગ રોજ ઘેરાયેલું ન રહેતું હોત તો તેઓ ચિત્રપ્રેમી ન થાત એમ આપનું કહેવું છે?"

"ના, એમ પણ હું નથી કહેતો. તેમના ચિત્રપ્રેમનાં બીજાં પણ કારણો જરૂર હોઈ શકે. હું એમ કહેવા માગતો હતો કે મને પોતાને ચિત્રની કશી જરૂર જ લાગતી નથી. તે ઉપરાંત ચિત્રચર્ચા કરવા જેવી મારી સ્થિતિ પણ નથી."

હું છોડું એમ નહોતો : "પણ ધારો કે આપની સ્થિતિ ખૂબ સારી હોત—આપ ધનવાન હોત તો?"

મહાત્માજી નાછૂટકે બોલ્યા : "આ બાબતમાં મારી રુચિ કેવી છે એ જાણવાની તમને આટલી બધી ફિકર છે તો સાંભળો : ચિત્રમાં મને ઝાઝો રસ પડતો નથી. એટલે હું કોઈને કહેતો નથી કે મારા ઓરડાની દીવાલે ચિત્રો ટાંગો." એટલું બોલી જરા હસ્યા. પછી બોલ્યા : "પણ વાત એમ છે કે હું તો દીવાલ પણ ઇચ્છતો નથી. દીવાલબાંધ્યા વાડામાંથી જે સદા છુટકારો માગતો હોય તે શું કરવા દીવાલને શણગારવા બેસે? હું કુદરતમાં ફરનારો રહ્યો—સમજાય છે ને હું શું કહેવા માગું છું તે?"

માથું હલાવીને મેં કહ્યું : "સમજ્યો, છતાં હજી જાણવાનું મન થાય છે કે જો બધા જ ચિત્રો છોડીને જંગલમાં દોડી જાય તો તે સારું થાય?"

"તેનો આધાર તે લોકોનાં મન, સ્વભાવ, રુચિ, મતિ, ગતિ ઉપર છે. મારે તમને એ કહેવું હતું કે મને જો પ્રકૃતિની સંગત મળે તો બીજા કોઈ પણ સૌંદર્ય વિના મને ચાલે. છતાં બીજા લોકોને જો લાગતું હોય કે ચિત્ર જેવી કલા માનવજાતિને માટે શુભ વસ્તુ છે, તો સારી વાત છે. માત્ર હું એટલું કહું છું કે કલાને નામે આત્મસંતોષ અને આત્મવંચનાને ન પોષો—એટલું યાદ રાખો કે સમસ્ત માનવો પ્રત્યે તમારું કર્તવ્ય રહ્યું

છે. તમારી કલા જેટલે અંશે સાધારણ માણસના કામમાં આવશે તેટલે જ અંશે તે શુભ કહેવાશે, જેટલે અંશે તે કામમાં નહિ આવશે તેટલે અંશે તે અશુભ કહેવાશે."

"પણ ધારો કે લોકો આજ ને આજ કોઈ કલાની કદર ન કરી શકે તો? દરેક કલાનો ઉચ્ચતમ વિકાસ સમજવા માટે શું થોડા ઘણા શિક્ષણ સંસ્કારની જરૂર નથી હોતી?"

"શિક્ષણ અને સંસ્કારનો ચોક્કસ અર્થ તમે શો કરો છો?"

"વિશેષજ્ઞતા જેવી શું કોઈ વસ્તુ જ નથી? આપણે ઘણી વાર એવું નથી જોતા કે મન જો થોડે અંશે કેળવાયેલું ન હોય તો અનેક લલિત કલામાં રસ લઈ શકતું નથી?"

"ના. વિશેષજ્ઞતામાં મને શ્રદ્ધા નથી. સાચી કલા તો સૌને રસ આપે." *

મને ટૉલ્સ્ટોયના *What is Art* માંનું પ્રખ્યાત વચન યાદ આવ્યું: આજે ધર્મ-બુદ્ધિ માણસને તે ન જાણે એમ ચલાવી રહી છે—જે દિવસે માણસ એ બુદ્ધિને સાક્ષાત્કાર દ્વારા સ્વીકારશે તે દિવસે નીચલી શ્રેણીના માણસોને માટે એક પ્રકારની કલા અને ઉચ્ચ શ્રેણીના માણસોને માટે બીજા પ્રકારની કલા નહિ રહે: માત્ર એક જ પ્રકારની વિશ્વજનીન કલા જ રહેશે—જેનો મૂલ મંત્ર મૈત્રી અને વિશ્વબંધુત્વ હશે.

આવું થશે ત્યારે જ કલા પાછી કલા થશે, જેવી એ પહેલાં હતી અને જેવી એણે થવું જોઈએ—એટલે કે ઐક્ય અને આનંદ પ્રેરનારી."

*　　　*　　　*

આમ છતાં મહાત્માજીનો પોતાનો અભિપ્રાય બરાબર જાણવા માટે મેં કહ્યું: "આપ કલામાં વિશેષજ્ઞતાનો વિરોધ શા માટે કરો છો?"

"હું તમને એક સામો પ્રશ્ન પૂછીશ: તમે કલા સર્વજનગમ્ય થાય એનો વિરોધ શા માટે કરો છો? કલા શા માટે બધા લોકોને રસ પડે એવી થવા ન ઇચ્છે? શા માટે તેની નસોમાં જનતાના પ્રાણપ્રદ લોહી ન વહે? સીધી રીતે વિચારીએ તો એટલું નથી સમજાતું કે કલાનો ઉગમ પ્રકૃતિ છે? એટલે માતા જો કંજૂસાઈ કરતી નથી તો સંતાન શા માટે કરે? પ્રકૃતિએ ક્યારે એમ કહ્યું છે કે તેની સંપત્તિ માત્ર બેચાર જણની વિલાસસામગ્રી બની રહેશે—બાકી બધાં લાખો કરોડો સ્ત્રીપુરુષો અસ્પૃશ્યોની જેમ બહાર રહેશે—અનાદર પામશે? કલાકાર શા માટે પોતાના એક નાના વાડામાં જ પોતાને પૂરી રાખે? જનમનના પ્રાણની ધરતીથી વિચ્છિન્ન થઈને તે કદી જીવી શકે ખરો? હું તો કેમે કર્યો સમજી જ શકતો નથી કે ધીમે ધીમે સમગ્ર માનવજાતિની રુચિ જો કલાને જાગ્રત ન કરે તો તેનો નવજન્મ, રક્તશુદ્ધિ શી રીતે થશે?"

"આપની વાત ખૂબ વિચારવા યોગ્ય છે મહાત્માજી, પરંતુ બધાં જ શ્રેષ્ઠ સૌંદર્ય કંઈક અંશે શ્રેષ્ઠ વિચારો જેવાં જ નથી? શ્રેષ્ઠ વિચારો બધા જ સમજતા નથી—અને નજીકના ભવિષ્યમાં સમજી શકશે એવી આશા પણ પડતી નથી એટલે શ્રેષ્ઠ સૌંદર્ય બધા જ

* મારા લખાણમાં આ પ્રમાણે હતું: "A great work of art should appeal to all"—મહાત્માજીએ પોતાને હાથે great શબ્દ છેકી નાખીને real શબ્દ લખ્યો હતો.

આજ ને આજ સમજી શકશે, અને જે તેઓ ન સમજે તે બાતલ ગણાવું જોઈએ, એમ માનવું તે બરાબર છે?"

"પણ મને તો એમ લાગે છે કે શ્રેષ્ઠ વિચાર, દર્શન અથવા ધર્મની ગરિષ્ઠ વાણી સૌને જ અસર કરે છે. હું તો એવા પ્રકારની વિશેષતા ઉપર મોહી પડતો જ નથી, જેનો અર્થ અને વ્યંજના બેચાર જણ સિવાય બધાંને ઊખાણાં જેવી લાગે. એનું મને તો એક જ પરિણામ આવતું દેખાય છે કે કલાકારોનું મગજ ગરમ થઈ જાય છે—બધા પ્રત્યે લાગણીને બદલે તેમના મનમાં અવજ્ઞા જન્મે છે. એક રીતે જે કલા માણસો વચ્ચે એકતા સ્થાપવાને બદલે તેમને જુદા પાડે છે તેનું મહત્ત્વ શામાં છે, કહો જોઉં?"

મહાત્માજી જરા અટકી બોલવા લાગ્યા: "આખરે પરિણામ આવું આવશે એ વિચારથી પણ દુઃખ નથી થતું? માણસ પોતાની સંસ્કૃતિને શું પોતાના અહં માટે ઈધણ બનાવશે? તે શું બીજા બધાને પોતાના કરતાં હલકા માની તેમને કહેશે: 'હટ જાઓ'! યુરોપ તરફ એક વાર જુઓ જોઉં: ત્યાં ગગનચારીઓ તુમાખી વગર વાત જ કરતા નથી. તે લોકો એમ કહે છે કે અમારી દરેકની કલા એ જ ઈશ્વરની વિશેષ પ્રેમપાત્ર છે. પરિણામ એ આવ્યું કે દરેક કલાકાર પોતપોતાનું દળ ઊભું કરે છે—સાંકડો વાડો—જેની બહારનો કોઈ જ માણસ તેમની કલામાં કશું સમજતો જ નથી. તમે શું ખરેખર એમ માનો છો કે જે સમાજમાં લાખો અને કરોડો માણસો આળસ, ગ્લાનિ અને અજ્ઞાનના અંધકારમાં જીવન્મૃતની પેઠે પડેલાં છે, તે સમાજમાં આવા પ્રકારની શોખશોખી કરીને વખત બગાડવો સારો છે? એના કરતાં દુઃખીનાં દુઃખ દૂર કરવા માટે, તેમનાં કલ્યાણને માટે જીવન અર્પણ કરવું એ સારું નથી?—જે પૃથ્વીનો થરેથર આજે પણ માણસના આંસુથી સીંચાઈ રહ્યો છે, ત્યાં પ્રત્યેક માણસનું શું એ કર્તવ્ય નથી કે પોતાના પ્રાણની લાગણી વડે બીજાનાં આંસુ લૂછવાં!"

મને વિશ્વપ્રેમી વિખ્યાત વૈજ્ઞાનિક ક્રોપોટકિને "બહુજનહિતાય બહુજનસુખાય" પોતાનું વિજ્ઞાનનું પરિશીલન છોડીને સાઈબીરિયામાં જેલ જવાનું પસંદ કર્યું હતું તે વાત યાદ આવી. તેમના અનુપમ *Memoirs of a Revolutionist*માં * તેમણે કેટલેક સમય પહેલાં લખ્યું હતું :

"But what right had I to these higher joys, when all round me was nothing but misery and struggle for a mouldy bit of bread?—when whatsoever I should spend to enable me to live in the world of higher emotions must needs be taken away from the mouths of those who grew the wheat and had not bread enough for their children?....The masses want to know....They are ready to widen their knowledge: only give it to them. Give them the means of getting leisure. This is the direction in which, and these are the

* આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ 'એક ક્રાન્તિકારની આત્મકથા' એ નામથી પ્રસ્થાન કાર્યાલય તરફથી બહાર પડ્યો છે.—સંચાલક

people for whom, I must work. All those sonorous phrases about making mankind progress, while at the same time the progress-makers stand aloof from those whom they pretend to push onwards, are mere sophisms made up by minds anxious to shake off a fretting contradiction."

અર્થાત્ " ઉચ્ચતર આનંદલોકમાં વસવાનો મને શો અધિકાર છે—જ્યારે મારી ચારેકોર ભેખડી અન્નને માટે બધાં હાહાકાર કરી રહ્યાં છે ?—જ્યારે હું જોઉં છું કે ઉચ્ચતર આવેગ-લોકમાં વાસ કરવાનું મૂલ્ય ચૂકવવા માટે મારે ભૂખમરો વેઠતા લોકોના મોંના કોળિયા ખૂંચવી લેવા પડે છે....એ બધા લોકો જાણવા માગે છે, પોતાના જ્ઞાનને વિસ્તારવા માગે છે. તેમને એ જ્ઞાન આપો. તેમને જરા ફુરસદ મળે એમ કરો. મારે તો આ બધા લોકોમાં જ અને એમને ખાતર જ કામ કરવું જોઈશે. માણસની પ્રગતિ વિશે મોં ભરી નાખે એવી બડીબડી બાતાં તો બહુ થાય છે, પણ કામ શું થાય છે ? જેઓની પ્રગતિ કરાવવાની છે, તેમનાથી પ્રગતિના ધ્વજવાહકો અલગ જ રહે છે. આવી અસંગતતાથી મન અકળાઈ ઊઠે છે એટલે જ આવા મિથ્યાચાર પેદા થાય છે.

ચાલુ ]

* *



# રોગી અને નીરોગી ઉદ્યોગો

કિશોરલાલ ઘ૦ મશરૂવાળા, વર્ધા

હમણાં જ હું 'મુંબઈ ઇલાકાની આર્થિક અને ઔદ્યોગિક તપાસ કમિટી'ના અહેવાલને આધારે લખાયેલો ડૉ. રાવનો એક લેખ (ભાષાંતરમાં) વાંચી ગયો.* તેમાં કેવા કેવા ઉદ્યોગો માટે મુંબઈ ઇલાકામાં સારું ક્ષેત્ર છે, અને તેને વિકસાવવા માટે વર્તમાન લડાઈ કેવી અનુકૂળ તક છે, તે વિષે થોડીક નોંધ છે. દા. ત., "બનાવટી રેશમ માટે જે કાચો માલ વપરાય છે એ રસાયણી કપાસ છે, અને એને માટે મૂળ પદાર્થ રૂનો કચરો અને ટૂંકા રેસાનો કપાસ છે. આ બાબતમાં સેન્ટ્રલ કોટન કમિટી વૈજ્ઞાનિક પ્રયોગો કરી રહી છે. એક વાર જો આ પ્રયોગો સફળ થાય તો પછી આપણે કાપડના ઉદ્યોગ સાથે બનાવટી રેશમ બનાવવાનું કરી શકીશું અને સ્થાનિક બનાવટી રેશમનો માલ બનાવનારાઓને પરદેશથી કાચો માલ મંગાવવો નહિ પડે." વળી, "લડાઈને લીધે રસાયણી પદાર્થોની માંગ પુષ્કળ વધી પડી છે અને ઓખા બંદર પર જ્યારે તાતાનું નવું કારખાનું ખૂલશે, ત્યારે આપણને ઘણોખરો રસાયણી માલ વિદેશથી આયાત કરવો પડશે નહિ." . . . "લડાઈને લીધે આ બધું આપણે સહજ કરી શકીશું. કારણ, પરદેશથી માલ આવતો પણ બંધ થઈ ગયો છે અને મિત્રરાજ્યોને લડાઈમાં ઘણી વસ્તુઓની જરૂર છે.

"આ બાબતમાં યોગ્ય પ્રયત્ન કેમ કરવામાં આવતા નથી. . . કદાચ લડાઈ પછી આ બધા ઉદ્યોગોમાં વિદેશી હરીફાઈનો સામનો કરવો પડે.—(તે પણ એક કારણ) હોઈ શકે.

"તેથી . . . સરકારે જાહેર કરવું જોઈએ કે લડાઈ દરમ્યાન હિંદુસ્તાનમાં નવા ઉદ્યોગો સ્થાપવામાં આવશે તો...શાંતિ સ્થપાયે આ ઉદ્યોગોને સરકાર વિદેશી હરીફાઈમાંથી બચાવવા રક્ષણ આપશે. આ નીતિ લડાઈના નવા ઉદ્યોગો તથા વિદેશી માલને બદલે સ્થાનિક બનાવી શકાય એવા માલના ઉદ્યોગોને પણ લાગુ પાડવામાં આવવી જોઈએ. આ ઔદ્યોગિક નીતિ સરસ જ નહિ, પરંતુ લડાઈની દૃષ્ટિએ પણ લાભદાયી નીવડશે. કારણકે જો ઉદ્યોગોથી આપણે વિદેશી આયાતને બંધ કરી શકીએ તો તેથી આપણું હૂંડિયામણ પણ સુધરશે અને તેથી લડાઈ લડવામાં આપણે પરોક્ષ રીતે અગત્યનો ભાગ ભજવી શકીશું."

ઉપર ઉપરથી—એટલે માત્ર આર્થિક દૃષ્ટિથી—વિચારીએ તો, આપણને લાગે કે આપણા વેપાર-ઉદ્યોગોને ખીલવવા માટે આમાં ઘણી સારી સૂચનાઓ છે. એથી આપણા દેશનો સ્વાર્થ સિદ્ધ થાય છે અને વળી, લડાઈમાં સંડોવાયેલી આપણી સરકાર અને તેનાં મિત્રરાજ્યો (!) નો સ્વાર્થ પણ સિદ્ધ થાય છે. અને તે આપણી દૃષ્ટિએ પરમાર્થ કહી શકાય.

પણ માત્ર આર્થિક દૃષ્ટિનો વિચાર તે અધૂરો વિચાર છે. માનવસમાજના સાચા હિતનો અને માનવસમાજના એકાદ અંશનો નહિ પણ આખી યે માનવજાતિના હિતનો વિચાર કર્યા વિના ખીલવેલા ઉદ્યોગો અને પ્રાપ્ત કરેલી સમૃદ્ધિ, ઊલટે માનવસમાજના વિનાશનું જ કારણ થાય છે, એનો ૧૯૧૪ થી જેટલાં યુદ્ધો જગતમાં લડાયાં છે તે બધાં અચૂક પુરાવો આપે છે.

---

* એ લેખ આ અંકમાં અન્યત્ર છપાયો છે—સંચાલક.

'બનાવટી રેશમના ઉદ્યોગ માટે આપણે ત્યાં સારું ક્ષેત્ર છે.' સાચી વાત છે. પણ બીજી પણ સેંકડો બનાવટી અને રસાયણી ચીજો માટે સારાં ક્ષેત્રો છે: દા. ત., બનાવટી ઘી, કેસર, કસ્તુરી, હીંગ, મધ, રબ્બર, હાથીદાંત, મોતી, હીરા વગેરે અને બનાવટી સિક્કા અને નોટો માટે યે ક્યાં નથી?

વિચારવાનો પ્રશ્ન એ છે કે, અમુક ઉદ્યોગો ખીલવવા સાધનો છે અને તેવો માલ પરદેશથી આવે પણ છે, માટે જ તેવા ઉદ્યોગો ખીલવવા યોગ્ય છે કે શું? થોડા પૈસાદાર લોકો સારું રેશમ, મોતી, હીરા, હાથીદાંત, કેસર, કસ્તુરી વગેરે વાપરે છે. તે જોઈને મધ્યમ અને ગરીબ વર્ગના લોકોને તેવું વાપરવા હોંશ થાય છે. સાચું ખરીદવાની તો જોગવાઈ હોય નહિ. અને થોડાક વિજ્ઞાન ભણેલા હોંશિયાર લોકો તેમની વાસના પૂરી પાડવા માટે તેના જેવી બનાવટી ચીજો બનાવવાની વિદ્યા ખેડે. તે પછી ઉદ્યોગનું સ્થાન લઈ લે. જો રેશમ, મોતી, હીરા, વગેરે વિના જીવન ચાલવું શક્ય ન હોય, અને તેને અભાવે જીવનની હાડમારી થતી હોય તો તો તેવો બનાવટી માલ પેદા કરનારાઓએ કરોડો પર ઉપકાર કર્યો ગણાય. પણ પરિણામ તો એ આવે છે કે પ્રજા સાચા અને સરસ રૂના સાદી રીતે ઉપજાવેલા કાપડનો સ્વાવલંબી ઉદ્યોગ અને ઉપયોગ ખોઈ બેસે છે, અને કચરા તથા હલકા રૂમાંથી બનાવેલા ભભકાદાર દેખાતા માલ પર પરાવલંબી થઈ જાય છે. રૂના કચરાનો અને હલકા રૂનો કાંઈક ઉપયોગ શોધવો એ તો સારી વાત છે. પણ જ્યારે તે શોધ એવી હોય કે સારા રૂના ઉદ્યોગને જ મારી નાખે, ત્યારે તે રોગી ઉદ્યોગ ગણવો જોઈએ. ધોળી ચામડીના મોહ માટે સફેદ કોઢ ઉપજાવવા જેવો એ ઉદ્યોગ કહેવાય. આ જ રીતે બીજા ઉદ્યોગો વિષે પણ વિચારવું જોઈએ.

તેમજ, જે ઉદ્યોગો લડાઈમાં સંડોવાયેલા દેશોને લડાઈ લડવામાં ઉપયોગી થઈ શકે એવા હશે, તે આપણા દેશમાં લડાઈને આમંત્રણ આપવાવાળા થયા વિના નહિ રહે. રૂનો દારૂગોળો બનાવવામાં, અને રાઈનો ઝેરી ગૅસ બનાવવામાં ઉપયોગ થઈ શકે છે. એ બન્ને માટે આપણા ઈલાકામાં અનુકૂળતા છે. એનાં કારખાનાં ખોલવાનું યે વેપારીઓને સહેજે મન થાય. કારણ, ઉંદર વધી પડે તો જેમ બિલાડીને ગમે, તેમ લડાઈ થાય ત્યારે તેવા ઉદ્યોગોમાં પડેલા વેપારીઓને અને દેશોને ગમે છે. તેમની રાજકીય લાગવગ તેઓ લડાઈઓ પેદા કરવામાં અને લંબાવવામાં વાપરે છે, એવો યુરોપ-અમેરિકાના દેશોનો ઈતિહાસ છે. માનવજાતિના સંહાર ઉપર તેઓ તવંગર થવા ઈચ્છે છે. સીધી રીતે નરમાંસ-ભક્ષક જાતિઓ કરતાં એમને વધારે સુધરેલા અને ચડિયાતા ગણવાને કશું કારણ નથી.

પણ આ દૃષ્ટિએ અર્થશાસ્ત્રીઓ અને વેપારીઓની બનેલી ઔદ્યોગિક સમિતિઓ વિચાર કરતી જ નથી. આ તેમનું ક્ષેત્ર નહિ, એમ કહી તેઓ તે વિચાર છોડી દે છે. આ જ વસ્તુ મનુષ્યજાતિ માટે ભયંકર છે.

• વેપારના નાયકો અને અધ્યાપકો આનો વિચાર કરે, અને રોગી અને નીરોગી ઉદ્યોગોનો ભેદ કરે.

વર્ધા, ૧૪-૧૧-૧૯૪૦

# બૅક્ટેરિયા

ડૉ. યશવંત શુ. નાયક, એમ. એસસી., પીએચ. ડી.
પ્રાધ્યાપક, ગૂજરાત કૉલેજ, અમદાવાદ.

હવામાં, જમીનમાં, પાણીમાં, ખોરાકમાં, જઠરમાં, ફળોમાં, દૂધમાં, દારૂમાં, તાડીમાં, તમાકુમાં, જ્યાં જુઓ ત્યાં બૅક્ટેરિયાનું અસ્તિત્વ તો હોવાનું જ. એ આંખે દેખાતા નથી, સ્પર્શે જણાતા નથી, ગંધે પરખાતા નથી અને સ્વાદે અનુભવાતા નથી. ત્યારે બૅક્ટેરિયા શું છે, કેવા છે અને શા વડે જાણી શકાય છે? બૅક્ટેરિયા જંતુ નથી, તેમજ વનસ્પતિ પણ નથી. એ જન્મે છે, વૃદ્ધિ પામે છે અને મરે છે. એ એક સ્થળેથી બીજે સ્થળે જઈ શકે છે, હવામાં ઊડી શકે છે, પાણીમાં તરી શકે છે અને જમીનમાં ઊંડે ઊતરી શકે છે. બૅક્ટેરિયા મનુષ્ય અને પ્રાણીને મારે છે અને એને જીવાડે પણ છે. કેટલાક કહે છે કે બૅક્ટેરિયા એક જાતના અતિસૂક્ષ્મ જંતુ છે. કેટલાક કહે છે કે એ એક જાતની અતિ સૂક્ષ્મ વનસ્પતિ છે. બૅક્ટેરિયા લગભગ વનસ્પતિ અને જંતુ બન્નેના ગુણો થોડા થોડા ધરાવે છે, આમ છતાં બૅક્ટેરિયાને એક જાતની સૂક્ષ્મ વનસ્પતિ કહેવામાં આવે તે જ વધુ યોગ્ય છે. ઘણા બૅક્ટેરિયાને સૂક્ષ્મદર્શકથી જોઈ શકાય છે, પરંતુ કેટલાક બૅક્ટેરિયા તેના વડે પણ જોઈ શકાતા નથી. એ એટલા સૂક્ષ્મ હોય છે કે ઝીણાંમાં ઝીણાં ગરણાંના છિદ્રોમાંથી નીકળી જઈ શકે છે.

બૅક્ટેરિયા બે જાતના હોય છે : કેટલાક બૅક્ટેરિયા આપણને ઉપયોગી થઈ પડે છે અને કેટલાક આપણા અને ઘણી જીવંત વસ્તુના સંહારક તરીકે કામ કરે છે. આપણને મદદરૂપ બૅક્ટેરિયાને આપણે પોષણ આપવું જોઈએ અને ઉપદ્રવી બૅક્ટેરિયાને મારી નાખવા જોઈએ. આ કાર્ય આપણે યોગ્ય રીતે કરી શકીએ તે માટે આપણે બૅક્ટેરિયાના ગુણધર્મો તથા તેમનાં કાર્યોની તપાસ કરવી જોઈએ.

બૅક્ટેરિયા તેમની જાત ઉપર આધાર રાખી અમુક સંજોગોમાં અને અમુક સ્થળે વધુ સારી પેઠે વૃદ્ધિ પામી શકે છે. દા. ત., દૂધમાં પેદા થતા બૅક્ટેરિયા દૂધમાં જ સારી પેઠે વૃદ્ધિ પામે છે. દારૂ બનાવવામાં વપરાતા બૅક્ટેરિયા તેમાં જ સારી પેઠે વૃદ્ધિ પામી શકે. દરેક જાતના બૅક્ટેરિયા સામાન્ય રીતે બહુ ઠંડી નહિ તેમજ બહુ ગરમ નહિ તેવી પરિસ્થિતિમાં વિશેષ વૃદ્ધિ પામે છે. સાધારણ રીતે સામાન્ય ટેમ્પરેચરે (૭૦ થી ૧૦૦° ફે.) એ સારી પેઠે જીવી શકે છે. બરફમાં બૅક્ટેરિયા નિશ્ચેતન થઈ જાય છે; પરંતુ મરી જતા નથી. પાછું ટેમ્પરેચર વધવાથી તે જીવતા થાય છે. ઊકળતાં પાણીમાં બૅક્ટેરિયા મરી જાય છે. એ સિવાય પણ બૅક્ટેરિયા આપમેળે અમુક આયુષ્ય ભોગવી મરી જાય છે. વળી થોડા બૅક્ટેરિયા હોય તેમાંથી અતિ પ્રચંડ ઝડપે લાખો અને કોટિની સંખ્યામાં નવા બૅક્ટેરિયા પેદા થવા એ તો રમત વાત છે—યોગ્ય ટેમ્પરેચર અને યોગ્ય સ્થળ મળવું જોઈએ. બૅક્ટેરિયાનો એક બીજો મહત્ત્વનો ગુણ તે તેમની વિશિષ્ટ પ્રકારની રાસાયણિક ક્રિયા પેદા કરવાની શક્તિ છે. ઘણા બૅક્ટેરિયા એવા રાસાયણિક પદાર્થો પેદા કરે છે કે,

જેનાથી તેની આસપાસનાં પદાર્થોમાં જલદ અસર થાય છે. કેટલાક બૅક્ટેરિયા એક જાતનો પદાર્થ ખાઈને બીજી જાતનો પેદા કરી શકે છે. અતિ સૂક્ષ્મ હોવા છતાં એની સંખ્યાના બળે ગમે તેટલી જથ્થાબંધ વસ્તુ હોય તેના કણેકણમાં એ અતિ ત્વરાથી પ્રસરીને તેને અસર કરી શકે છે. આ બૅક્ટેરિયાના કાર્ય વિષે હવે કંઈક તપાસ કરીએ.

દૂધમાંથી દહીં અને માખણ બનાવવાનું કાર્ય, ખાંડમાંથી અને બીજા પિષ્ટમય પદાર્થોમાંથી ( સ્ટાર્ચવાળા પદાર્થ ) દારૂ પેદા કરવાનું કાર્ય, કાચાં ફળોને પકવવાનું કાર્ય, તમાકુના પાનમાં યોગ્ય માદક તત્ત્વ પેદા કરવાનું કાર્ય વગેરે અનેક કાર્યો બૅક્ટેરિયાની મદદથી થઈ શકે છે. ઘણા મોટા દૂધના જથ્થામાં સહેજ દહીં નાખ્યું હોય તો તેમાંથી અસંખ્ય બૅક્ટેરિયા ઘણી જ ઝડપથી પેદા થાય છે અને તેના વડે પેદા થયેલાં રસાયણની મદદથી દૂધને દહીંમાં ફેરવી નાખે છે. એ રસાયણને 'એન્ઝાઇમ' કહેવામાં આવે છે. જુદીજુદી જાતના બૅક્ટેરિયા જુદા જુદા ગુણવાળાં ઍન્ઝાઇમો બહાર પાડે છે અને એ દરેકની રાસાયણિક ક્રિયા પણ જુદી હોય છે. સ્ટાર્ચ એટલે કે પિષ્ટમય પદાર્થમાં એક જાતનું ખમીર ( બૅક્ટેરિયાવાળો પદાર્થ અથવા આથો ) નાખવામાં આવે તો તેના વડે પેદા થતા ઍન્ઝાઈમ વડે ખાંડ પેદા થાય છે અને તેમાંથી દારૂ પણ પેદા થઈ શકે છે. જો બૅક્ટેરિયા ન હોત તો દૂધનું દહીં બનાવવું અને દારૂ બનાવવો અશક્ય થઈ પડ્યાં હોત. બૅક્ટેરિયા જે રસાયણો બનાવે છે તે મનુષ્ય પોતાની શક્તિ વડે હજી બનાવી શકતો નથી. કુદરતનાં આવાં કેટલાં યે બળો મનુષ્યશક્તિથી પર રહેલાં છે.

કોઈ વસ્તુ સડવા લાગે ત્યારે પણ તેના ઉપર અમુક જાતના બૅક્ટેરિયાનું કાર્ય ચાલુ હોય એમ સમજવું. જમીન ઉપર મરેલું જાનવર પડ્યું હોય તો થોડા જ દિવસમાં એ જાનવરના શરીરના ભાગોનું રૂપાન્તર થઈ જમીનમાં માટીરૂપે મિશ્રણ થઈ જાય છે. આનું કારણ પણ બૅક્ટેરિયા જ છે. બૅક્ટેરિયા એ જાનવરના શરીરનું ભક્ષણ કરી માટીમાં રૂપાન્તર કરે છે. મરી ગયેલા છોડોનાં પાંદડાં તથા ડાળી જ્યારે જમીન ઉપર સડવા લાગે છે ત્યારે પણ બૅક્ટેરિયા પોતાના કાર્ય વડે જમીનમાંથી શોષેલાં તત્ત્વો એ છોડનાં રૂપાન્તર કરીને જમીનને પાછાં આપે છે. પથ્થરો અને લોખંડ પણ આના બળ સામે ઘણીવાર ટકી શકતાં નથી. હવામાં રહેલું લોખંડ માત્ર કટાઈ જશે, પરંતુ ભીની જમીનમાં લાંબો વખત દટાયેલું લોખંડ ખવાઈને ક્ષીણ થઈ જશે. એનું કારણ પણ બૅક્ટેરિયા જ છે. બૅક્ટેરિયા આટલી સખત વસ્તુને જાતે ખાઈ શકતા નથી, પરંતુ તેમણે પેદા કરેલાં રસાયણો ( એન્ઝાઈમો ) એવા પદાર્થો ઉપર હુમલો કરી શકે છે.

બૅક્ટેરિયાનું સૌથી મહત્ત્વનું ઉપયોગી કર્તવ્ય વનસ્પતિને નાઈટ્રોજન તત્ત્વ આપવાનું છે. હવામાં અને રસાયણોમાં ઘણો નાઈટ્રોજન હોય છે; પરંતુ એ નાઈટ્રોજન વનસ્પતિને સીધો કામ લાગી શકતો નથી. આથી જમીનમાં થતા બૅક્ટેરિયા એ નાઇટ્રોજનને શોષી લે છે અને પછીથી પોતાના ઍન્ઝાઈમ સાથે સંયુક્ત નાઈટ્રોજન બહાર પાડે છે. આ રીતે સંયુક્ત થયેલો નાઈટ્રોજન વનસ્પતિ સહેલાઈથી શોષી લઈને તેમની વૃદ્ધિમાં લઈ શકે છે. જો આમ બનવું શક્ય ન હોત તો વનસ્પતિ આટલા પ્રમાણમાં ઊગી શકત કે કેમ તે શંકા ભરેલું છે. વળી વનસ્પતિએ શોષેલો નાઈટ્રોજન મનુષ્ય આહારદ્વારા શરીરમાં લે છે,

આમ આપણે પણ આપણા શરીરને શક્તિ આપનાર તત્ત્વ–નાઈટ્રોજન માટે એક રીતે બૅક્ટેરિયા ઉપર આધાર રાખવો પડે છે.

પરંતુ બૅક્ટેરિયા નુકસાન પણ એટલું જ ભારે કરી શકે છે. પડતર તળાવના અથવા કૂવાના પાણીના એક બિંદુમાં લાખો અને કરોડો બૅક્ટેરિયા હોઈ શકે છે. એમાં કોલેરા, ટાઈફોઈડ, શીતળા અને ડિસેન્ટરી ( આમ ) ના બૅક્ટેરિયા પણ હોઈ શકે. એ બૅક્ટેરિયા આપણા શરીરમાં દાખલ થાય તો તેમની અત્યંત ઝડપે વૃદ્ધિ થાય છે. જો આપણા લોહીના શ્વેતકણો બહુ બળવાન ન હોય તો આ ઝેરી બૅક્ટેરિયા આપણા શરીરમાં બળવત્તર થઈને રોગ પેદા કરે છે. પ્લેગ, મેલેરિયા, ટાઈફોઈડ, ઇન્ફલુએન્ઝા, ડિપ્થેરિયા વગેરે અનેક એવા રોગો છે કે જેના બૅક્ટેરિયા ઝડપથી વધીને માણસને માંદો પાડે છે અને ઘણીવાર તેનું મૃત્યુ પણ લાવે છે. પાણીને ઉકાળવાથી પાણીમાં રહેલા બૅક્ટેરિયાને મારી નાખી શકાય છે એટલે રોગચાળો ચાલતો હોય ત્યારે ઉકાળીને ઠંડું કરેલું પાણી પીવું ફાયદાકારક છે.

આ બૅક્ટેરિયાની સૃષ્ટિની પહેલવહેલી શોધ ઈ. સ. ૧૬૮૩માં હોલૅન્ડના લ્યુવેનહોક નામના એક ચશ્માંના વેપારીએ કરી હતી. ચશ્માંના કાચ વડે બનાવેલા એક સૂક્ષ્મદર્શક વડે કૂવાના પાણીનું બિંદુ તપાસતાં તેને માલૂમ પડ્યું કે તે ટીપામાં અસંખ્ય સૂક્ષ્મ જીવો સળવળી રહ્યા હતા. લ્યુવેનહોકને લાગ્યું કે પાણી ખરાબ છે. તેણે બીજું પાણી મંગાવ્યું, તે પણ ખરાબ નીકળ્યું. થોડા વખત માટે લ્યુવેનહોકને કયું પાણી પીવું તે પ્રશ્ન થયો. મિત્રોની સલાહથી સારામાં સારું ગાળેલું પાણી તેણે પીવું શરૂ કર્યું. આ પછી લ્યુવેનહોકે અનેક વસ્તુના બૅક્ટેરિયાની તપાસ કરી અને એક મોટો ગ્રંથ રચ્યો. કેટલાક અતિ સૂક્ષ્મ બૅક્ટેરિયાને જોવા લ્યુવેનહોકે તે જમાનામાં સારામાં સારાં સૂક્ષ્મદર્શકો બનાવ્યાં હતાં. આ હવામાં, પાણીમાં, જમીનમાં અને ખોરાકમાં રહેતા બૅક્ટેરિયાની ખબર દાક્તરોને પડી, પરંતુ અનેક રોગો બૅક્ટેરિયાને લીધે થાય છે તેની માહિતી ન હતી. ઇંગ્લૅન્ડના મહાન સર્જન લિસ્ટરે બતાવ્યું કે, માણસના શરીરમાં ઘા પડે, ચામડી કપાઈ જાય, ત્રણ થયો હોય, ઑપરેશન કર્યું હોય તે સર્વ જગ્યાએ જંતુરોધક દવાઓ તુરત લગાવવી જોઈએ, કારણકે હવામાં ઊડતા સૂક્ષ્મ બૅક્ટેરિયા તુરત જ તેના ઉપર બાઝીને તે જગ્યાને પકવી નાખે છે. વાઢકાપનાં ઓજારોને પણ બૅક્ટેરિયાવિમુક્ત બનાવવાં જોઈએ એમ બતાવનાર પણ લિસ્ટર હતો. જંતુવિમુક્ત બનાવેલાં ઓજારો વડે ઑપરેશન કરવાથી સેંકડે ૯૯ ટકા દરદીઓ સારા થાય છે એમ પુરવાર કરી વાઢકાપનો ભય અને તેને લીધે થતાં ૫૦ ટકા મૃત્યુ અટકાવનાર લિસ્ટર હતો.

આ પછી પાસ્ટરે બૅક્ટેરિયા સામે જેહાદ ઉઠાવી. પાસ્ટરે બતાવ્યું કે મનુષ્યને થતા અનેક રોગો બૅક્ટેરિયાને લીધે થાય છે. આના સમર્થનમાં પાસ્ટરે બૅક્ટેરિયાને હઠાવવાની અનેક રસીઓ શોધી કાઢી. ત્યાર પછી તો કોલેરા, પ્લેગ, ટાઈફોઈડ, પીળોજ્વર વગેરે અનેક રોગોના બૅક્ટેરિયાની શોધ થઈ અને તેને નાશ કરવાના ઉપાયો પણ શોધવામાં આવ્યા છે.

બૅક્ટેરિયાને લીધે જ ડબ્બામાં જાળવી રાખવામાં આવતાં માખણ, ચટણી, મુરબ્બા, અથાણાં વગેરેમાં જંતુરોધક પદાર્થ ( મીઠું ) મેળવવામાં આવે છે; એટલું જ નહિ પરંતુ

એ ડબ્બાઓને હવાસુરત બનાવી અંદર બૅક્ટેરિયા દાખલ નહિ થાય તેની કાળજી રાખવામાં આવે છે. કેટલાંક ફળો પણ ખાંડની ચાસણીમાં મૂકીને હવાસુરત ડબ્બામાં રાખવાથી લાંબો વખત રહે છે, કારણકે તેમાં બૅક્ટેરિયા લાગુ પડતા નથી. ચા, કૉફી, આટો, દવાઓ વગેરે ઘણા પદાર્થો પણ બૅક્ટેરિયાની અસરથી બગડે નહિ તેટલા માટે શૂન્યાવકાશવાળા (વૅક્યુમ) ડબ્બાઓમાં રાખવામાં આવે છે. રાંધેલા ખોરાકને પણ બૅક્ટેરિયાને લીધે જ લાંબો વખત રાખી શકાતો નથી, તેમજ લાંબો વખત રાખેલો ખોરાક ખાવો પણ આ જ કારણથી ઇષ્ટ નથી. ખોરાક બગડે તેનું કારણ પણ બૅક્ટેરિયા જ છે. આથો આવે તેવા કેટલાક રાંધેલા ખોરાકો પચવામાં ઉત્તમ છે. દા. ત., ઈદડાં, પૂળા, પાંઉ વગેરે. આ ખોરાકના લોટમાં ખમીર (આથો) અથવા દહીં નાખવામાં આવે તો તેમાં એક જાતના બૅક્ટેરિયા પેદા થાય છે. આ બૅક્ટેરિયા એ ખોરાકનાં તત્ત્વોને અસર કરે છે અને તેથી એ ખોરાક પચાવવામાં બહુ જ હલકો બને છે. આ કારણથી આથો લાવીને રાંધેલા ખોરાકો હંમેશાં ઉત્તમ છે.

•

આ બૅક્ટેરિયા દેખાવમાં કેવા હશે? એને પાંદડાં, થડ, મૂળ વગેરે છે કે કેમ? આવા પ્રશ્નો સહેજે થાય છે. સૂક્ષ્મદર્શકમાંથી જોતાં જણાય છે કે, આ બૅક્ટેરિયાને થડ, મૂળ કે પાંદડાં હોતાં નથી. કેટલાકમાં બીજ જેવું કંઈક હોય છે અને ઘણામાં નથી પણ હોતું. એમની વૃદ્ધિ માત્ર એકમાંથી બે અને બેમાંથી ચાર એમ પરંપરામાં થાય છે. અમુક સમય પછી યોગ્ય પરિસ્થિતિ છતાં એક બૅક્ટેરિયા પોતાની જાતે જ એકમાંથી બે ભાગમાં વિભક્ત થઈ જાય છે અને તે દરેક ભાગ એક નવા બૅક્ટેરિયા તરીકે જીવંત રહે છે. એમના આકારો અને કદ જુદા જુદા હોય છે. સામાન્ય રીતે એ સળી જેવા, વાંકા વાળ જેવા, અથવા તાર જેવા હોય છે, કેટલાક ગોળા જેવા પણ હોય છે અને કેટલાક કમાનની પેઠે ગૂંછળાં વળેલા પણ હોય છે. તેમનાં અંગો સામાન્ય રીતે પોલાં રસથી ભરેલાં અને પારદર્શક હોય છે. કેટલાક રંગોથી એમને રંગી શકાય છે અને તેથી સૂક્ષ્મદર્શક વડે તેમને સ્પષ્ટ જોઈ શકાય છે. એમનાં કદ એટલાં સૂક્ષ્મ છે કે, એક પૈસા જેટલી જગ્યામાં કરોડો બૅક્ટેરિયા રહી શકે છે. અમુક જગ્યામાં વધુ પડતા બૅક્ટેરિયા થઈ જાય એટલે તે આપમેળે મરવા લાગે છે. ખૂબ તાપમાં તે મરી જાય છે અને હવાના બિલકુલ અભાવમાં પણ બૅક્ટેરિયા મરી જાય છે. આમ છતાં આપણા જગતની દરેક જીવંત વસ્તુ અને તેની આસપાસનાં હવાપાણી અને જમીનમાં અબજો બૅક્ટેરિયાની અદૃશ્ય સૃષ્ટિ સદાને માટે વિચરી રહેલી છે.

☆

# રળિયો

રામપ્રસાદ શુક્લ

ગુંદેલ ગામને ગોંદરે રહેતો રળિયો રાવળિયો એક
ધાનની ગુણો ખેંચવા કાજે રાખે ગધેડાં ત્રણેક
નાનાં મોટાં એક છે ટાબર ઢાર
આંતરે દન ઓળંગે સાબર પાર.

શેઠ મલુકચંદ ગામનો મોટો વાણિયો જાણે ભૂપ
ખેતીકારોને ખાતે લૂંટે દેરાસરે કરે ધૂપ
પાંચના કરતો એ તો પચ્ચીસ
કોઈના બેના કરે છે બાવીસ.

ખાતાંવાળાનાં ધાનને લેવા શેઠ ઘૂમે ચોમેર
ધાનના ઢગલેઢગલા થાતાં રળિયો લાવે ઘેર
ગધેડે આનો ઠરાવ્યો એક
લોઠાકુટ કીધાનો એ વશેક.

સામીપારનાં ગામે આજે શેઠે કીધો વાસ
ધાનમકાઈની છોળેછોળો ગૂણો ઠાંસોઠાંસ
સવારથી કીધા ફેરા ચાર
તો યે ના કામનો આવ્યો પાર.

પાંચમો ફેરો કરતાં નાનો ટાબર થાકી જાય
ભૂખનાં દુઃખે મોટેરાંનાં પગલાં યે લથડાય
કરી લઉં છેલ્લો ફેરો આજ
અધૂરું કરશું કાલે કાજ.

ગૂણો ગોઠવતાં રળિયો કરતો શેઠની સાથે વાત
'ભાગવા માંડ 'લ્યા જોતજોતાંમાં પડવા માંડશે રાત
હું ય તે ઘોડીનો અસવાર
થતો કની હેંડ્યો જો આ વાર.'

શેઠ કહેતાંમાં કાબરી ઘોડી દોડવે વાજેવાજ
ડચડચ કરતાં હીંડવા માંડ્યો ગદ્ધાંઓનો સાજ
ખોળેખોળે આવ્યાં સાબરતીર
ખૂટ્યાં છે પગલાંમાંનાં હીર.

આટલી સાબર ઓળંગીને પહોંચું ઘરને બાર
કાઢી છાતી ધરતો ચાલ્યો કરવા પાણી પાર
અરધુંએક વહેન તો કાપી દીધ
પાણી હવે ઊંડું માગી લીધ.

ગાજણપુરના ઠાકોરશા'નો ઊંટ ધસે સામે ઘાટ
'હળવા હેંડજો બાપજી, આપું પલકારામાં વાટ.'
બોલતાંમાં ઊંટ તો પેઠા મ્હાંય
જવા સામે તીર ઉતાવળો થાય.

ડોક લંબાવી હીંડતાં તેવે જોવા જેવું થાય
ઊંટે માંડ્યું ગાંગરવા ને ચોદિશ ગપેડાં ધાય
પડેલી ગૂણ ત્યાં પાણીમાંહી
ઉગારે કોણ આવીને આંહીં ?

ગેમલો નાઠો ગામની વાટે પોમલો પૂરવ ધાય
ટાબરનો તો શોધતાં બેળે પત્તો લાગે ક્યાંય
ભીંજેલી ગુણ બે આવી હાથ
ત્રીજી વહી ચાલી સાબરસાથ.

કેમે કરીને ગુણ ભીંજેલી ગાંડી આવ્યો વાટ
દૈવને ગાળો દેતો એના અંતરમાં ઊંડો ઉચાટ
ભણેલો ભૂલ્યો ત્યારે ભેંત
હવે શો કાઢવો આનો વેંત.

શેઠિયાએ તો સીધું કીધું ખોટ 'ર્યા તારે માથ
ભીંજવેલી ગુણ સૂકવી બાજે ત્રણના દઈ દે દામ
ભૂંડા દેજે રોકડા હોય તો કાલ
નહિ તો ખાતું પાડી આલ.

ગાજણપુરનું ઊંટ ગાંગરતું રળિયાને કાં રોવું
શેઠજી કેરા સોદા સાટે ગાંઠનું ભાતું ખોવું
અલ્યા, આ તો ન્યાય અધૂરો થાય
કહ્યો ના જાય ને ના સહેવાય.

☆

# नालायकीनो एकरार

[ એક જૂની અને અધૂરી નોંધ ]

श्री. काकासाहेब कालेलकर, वर्धा

જેને બધા લાયક સમજે છે તે જ્યારે પોતાની નાલાયકી ગંભીરતાથી જાહેર કરે છે ત્યારે સામાન્ય લોકો તો એને વિનયની ભાષા સમજે છે. સદ્ભાવવાળા લોકો એવા વિનયથી રાજી થઈ એ માણસ વિષેનો પોતાના અભિપ્રાયનો પારો પહેલાંના કરતાં કંઈક ચડાવે જ છે. બીજા લોકો આવો હડહડતો કૃત્રિમ વિનય દંભરૂપ ન ગણે તો યે અપ્રાસંગિક ગણી વખોડી કાઢે છે. કોકવાર અકળાઈને એમ પણ કહે છે કે, તમે પોતાને નાલાયક ગણો છો એ દુનિયા જાણે છે, વારે ઘડીએ એનો એકરાર શાનો કરો ? તમે કહ્યા કરો કે હું નાલાયક છું એટલે વિવેક ખાતર અમારે કહેવું પડે કે 'ના, ના, તમારી લાયકાત તો સિદ્ધ છે. તમારી તોલે આવે એવા બીજા લોકો પહેલાં બતાવો પછી પોતાની નાલાયકીનાં બણગાં ફૂંકો. તમે નાલાયકી જાહેર કરો અને અમે, તમારું વચન સાચું નથી એમ સિદ્ધ કરવા મથીએ એવા નિરર્થક સવાલ જવાબમાં તમને કંઈ ખાસ રસ આવે છે ? તમારા પોતાના વિષેનો અભિપ્રાય કોણ તમને પૂછવા આવ્યું છે ? તમે નાલાયક છો એ ખ્યાલથી ભલે મનમાં ઝૂરી મરો પણ એ એકરાર ટાણેકટાણે અમારે માથે શા માટે મારો ?'

આ થઈ સામાન્ય પ્રસંગોની વાત. પણ જ્યારે કોઈ પણ માણસને કંઈ પણ મહત્ત્વનું કામ સોંપવામાં આવે છે અથવા એને લેવું પડે છે, ત્યારે પોતાની લાયકી અને નાલાયકી વિષે એને નિખાલસપણે એકરાર કરવો પડે છે. અમુક માણસ પાસેથી લોકો અમુક જાતની અપેક્ષા રાખે ત્યારે તો એણે પોતાના વિષેનો પોતાનો અભિપ્રાય જાહેર કર્યે જ છૂટકો.

લોકતંત્રવાળી સંસ્થાઓમાં ચૂંટણીને પ્રસંગે ઉમેદવારો સ્વાભાવિક વિનયને કોરે મૂકી નિજગુણકથાપાતક કરવા પ્રેરાય છે. વિશેષ વિચાર કરતાં ખાતરી થાય છે કે, નિજગુણકથા એ બધા જ પ્રસંગોમાં કંઈ પાતક નથી હોતું. ગાંધીજી જ્યારે સરકારને પોતાના અસહકારનાં કારણો જણાવે ત્યારે પોતે કરેલા સહકારની યાદ જરૂર આપે. કોઈ માંદા કે અસહાય અને અશ્રદ્ધાળુ માણસને મદદ કે સલાહ આપવાને પ્રસંગે કોકવાર સંકોચ છોડી પોતાની લાયકીનો વિશ્વાસ પોતે જ પેદા કરવો પડે છે. જે નિયમ લાયકી વિષે તે જ નિયમ નાલાયકી વિષે.

આત્મશુદ્ધિના તેમ જ અંતર્મુખ પ્રવૃત્તિના જમાનામાં પોતાની નાલાયકીનો એકરાર ઘણી વાર સમાજને કલ્યાણકારક હોય છે. એવી નિખાલસતા જમાનાનો દંભ દૂર કરે છે અને સ્વાભાવિકતા એટલે કે સત્યનિષ્ઠા જાગૃત કરે છે. પણ દંભ દરેક પ્રસંગને પહોંચી વળી શકે એમ છે. જૂનો દંભ જ્યાં ગયો ત્યાં એથી વિપરીત દંભ સહેજે આવી જાય છે. એક cantમાંથી બચી જઈએ તેટલામાં બીજી cant ઊભી થવાની જ.

સમાજ એટલો પાકો છે કે cant ઓળખતાં એને વાર નથી લાગતી. સાચી બીક cant ની નથી લાગતી પણ morbidity ની છે. Morbidity એ રક્તદોષ જેટલો ખરાબ રોગ છે.

હમણાં હમણાં બાપુજીએ એક ઠેકાણે લખ્યું છે કે દુનિયાની દૃષ્ટિએ સૂરદાસ સંત મહાત્મા હોય, એની દૃષ્ટિએ એ પોતે 'કુટિલ ખલ કામી' છે. લોકોની દૃષ્ટિ એને કામ ન આવે. એ જ્યારે પોતાને 'કુટિલ ખલ કામી' તરીકે વર્ણવે છે ત્યારે એ કંઈ ઠાલા વિવેકનો વિનય નથી બતાવતો. તુકારામે પણ એક અભંગમાં કહ્યું છે કે, 'હે વિઠ્ઠલ ! મને લોકો સત્પુરુષ કે મુક્તપુરુષ ગણે છે પણ હું પોતે જાણું છું કે હજુ મારો ઉદ્ધાર થયો નથી. આ લોકોનાં વખાણ મને સ્વર્ગ તરફ કેટલાં લઈ જવાનાં હતાં ?' આમ પોતાની દૃષ્ટિ અને સમાજની દૃષ્ટિ વચ્ચે ભેદ તો રહેવાનો જ.

હવે કાર્ય કરતી વખતે નાલાયકીનો વિચાર કેટલો રાખવો એ મહત્ત્વનો સવાલ છે. કેટલાંક કામો એવાં હોય છે કે, એને માટે લાયક માણસ ન મળે તો તે કામો કરવાં જ ન જોઈએ. એ કામ રહી જાય એ પોસાય પણ નાલાયકને હાથે એ ઉડાય અને બગડે એ પોસાય જ નહિ. એવાં કામોમાં માણસ પોતાની લાયકી–નાલાયકીનો પૂરતો વિચાર કરીને જ ઊતરે. બીજાં કેટલાંક કામો એવાં હોય છે કે, જે જેવા મળે તેમાંથી સારા લોકોને હાથે કર્યા વગર છૂટકો નથી હોતો. આવા પ્રસંગે પોતાની લાયકી હો કે ન હો, ઝંપલાવ્યે જ છૂટકો. દુનિયાના કાર્યનો મોટો ભાગ આ બીજી જાતનો હોય છે. દરેક જમાનાએ પોતાનો ભાર ઉપાડ્યે જ છૂટકો. એટલા માટે જ જ્યારે નાલાયકીના ખ્યાલને લીધે લોકોમાં morbidity ફેલાય છે ત્યારે તેનો વિરોધ કરવો પડે છે. એ દૃષ્ટિએ જ મેં કહેલું કે આવતી કાલે જો ઇંગ્લૅંડના વડા પ્રધાનની જગા મને આપવામાં આવે તો હું તો ના ન પાડું. જગા આપનાર લોકો જવાબદાર છે. એમને મારા કરતાં સારો માણસ ન જડ્યો હોય ત્યારે જ મારી આગળ આવ્યા હશે ને! હવે એ પરિસ્થિતિમાં મારાથી થાય એ કરી છૂટીશ. પરિણામ લોકનાયક ભગવાનના હાથમાં છે. વગર વિચાર્યે જવાબદારીનો લોભ રાખવો એ જેટલું ખોટું છે, તેટલું જ અતિવિચારે જવાબદારીની બીક રાખવી એ પણ ખોટું છે. કર્મનો નિયમ તો ગીતાગાયકે બતાવ્યો એ જ છે: ' सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ, ' ' यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते, ' ' कुरु कर्मैव तस्मात् त्वं, ' ' कर्मण्यथोह्यकर्मणः '

પણ જ્યાં જવાબદારી સોંપનાર ભ્રમમાં પડ્યા હોય, પૂરતો વિચાર ન કરતા હોય, ત્યારે પોતાની શક્તિઅશક્તિનો વિચાર કરી, એકરાર કરી જરૂર પડ્યે જવાબદારી લેવાની ના પાડવાની હિંમત હોવી જોઈએ. જ્યાં માણસને સર્વસામાન્ય નાલાયકીની વાત કરવાની હોય ત્યાં જો એ વિવેક ખાતર પોતાનો જ દાખલો લે તો એવો નાલાયકીનો એકરાર ક્ષમ્ય ગણવો જોઈએ. કિશોરલાલભાઈ પોતાનો દાખલો આપે છે ત્યારે અતિ-પારમાર્થિક —over-earnest—તો હોય જ છે પણ પોતે પ્રાથમિક શિક્ષક થવાને લાયક નથી એમ જણાવી તેમણે આજકાલના આખા શિક્ષકવર્ગની નાલાયકી વર્ણવી છે. એને હું morbid ન ગણું. એ એકરાર morbid નથી પણ કંઈક વ્યર્થ છે. એમની એ ગંભીર ચેતવણીનું ઇષ્ટ પરિણામ ન આવે એ બીક રહે છે. કેટલાક માને કે કિશોરલાલભાઈ અતિ ઉચ્ચ આદર્શની વાત કરે છે, કેટલાક માને કે શાળાની કેળવણીનું જ તેઓ નખોદ વાળવા બેઠા છે અને તેને ઠેકાણે કોઈ ' વ્યવહારુ સૂચના ' તેઓ આપતા જ નથી. અને કેટલાક લોકો તો નાલાયક માણસની કેળવણીની મીમાંસામાં કેટલી લાયકાત હોઈ શકે એવી ટીકા કરી આખી ચોપડી જ કોરે મૂકે છે.

એટલી વાત ખરી કે નાલાયકીનો એકરાર કરવાની ' cant ' અને ' morbidity ' વધવા લાગી છે. એને પરિણામે લજ્જા કે મીઠાનું સ્વાભાવિક કવચ તૂટી જવાનું અને ચારિત્ર-બંધનમાં શિથિલતા ( flabiness ) આવવાની. ' સંત કરે છાનું ' એ કહેવત ધ્યાનમાં રાખવી જોઈએ, નહિ તો બાપુજી નિખાલસ એકરાર કરે છે એ જોઈ કાકા પણ કરે, અને હરિભાઉ ઉપાધ્યાય પણ કરે તો તેઓ હાસ્યાસ્પદ જ થવાના.

ગમે તે હો, સમાજ એનો ઇલાજ કરશે જ.

માર્ચ, ૧૯૨૮

બે વૈજ્ઞાનિકો :

# સર ઑલિવર લૉજ અને સર જોસેફ થૉમ્સન

ડૉ. નરસિંહ મૂળજીભાઈ શાહ
એમ. એસસી., પીએચ. ડી.

ઈ. સ. ૧૯૪૦ના ઑગસ્ટ માસમાં સર ઑલિવર લૉજ અને સર જોસેફ થૉમ્સનના અવસાનથી દુનિયાએ બે મહાન સુવિખ્યાત ભૌતિકશાસ્ત્રીઓ ગુમાવ્યા છે.

જૂના અને નવા ભૌતિકશાસ્ત્રરૂપી સાંકળની કડીઓ રૂપ આ બંને ભૌતિકશાસ્ત્રીઓને ગણી શકાય. બંને વૈજ્ઞાનિકો ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં પ્રચલિત જૂના સિદ્ધાંતો પર રચાયેલું ભૌતિકવિજ્ઞાન ભણેલા. જૂના સિદ્ધાંતો એટલે ન્યૂટન અને ફેરેડેના સિદ્ધાંતો: આખું ભૌતિકવિજ્ઞાન આમાં જ સમાઈ જતું. ન્યૂટનના સિદ્ધાંતોનો છડેચોક ભંગ થતો જાય છે અને દ્રવ્ય અને શક્તિ વચ્ચેનો તફાવત ભૂંસાતો જાય છે, એવા આધુનિક ભૌતિકશાસ્ત્રના નવા સિદ્ધાંતો ગ્રહણ કરતાં એ જૂના યુગના વારસોને ક્ષોભ થાય, અને સર લૉજ આમાં અપવાદરૂપ નહોતા. છતાં ખૂબીની વાત એ છે કે, ઑલિવર લૉજે માનસિક ( psychical ) સંશોધનમાં પુષ્કળ રસ લીધો છે, એટલું જ નહિ મૃત્યુ પછી મનુષ્ય-જીવનું શું થાય છે, એવા ગૂઢ પ્રશ્નોનો ઉકેલ કરવા માટે ખંત અને ઉત્સાહપૂર્વક પોતાની શક્તિઓનો ઉપયોગ કર્યો છે.

સર જોસેફ થૉમ્સને પોતાની કારકિર્દી એન્જિનિયર થવા માટે શરૂ કરેલી. એ જમાનાની રીત અનુસાર ગણિતનો અભ્યાસ જરૂરી ગણાતો; વિજ્ઞાનનો વિદ્યાર્થી ગણિતને અગત્યનું સ્થાન આપતો અને તે દ્વારા વિજ્ઞાનના સિદ્ધાંતો ભણતો. પ્રાયોગિક કાર્ય છેલ્લે આવતું. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ભૌતિકશાસ્ત્રની ખીલવણી આવી રીતે થયેલી. સર જોસેફ થૉમ્સન એટલે કેલ્વીન, રેલે, મેક્સ્વેલ વગેરેના જમાનાનો છેલ્લો પ્રતિનિધિ. ભૌતિકવિજ્ઞાનમાં નવો યુગ પ્રવર્તાવનારાઓમાં થૉમ્સનનું નામ સુવર્ણાક્ષરે લખાયેલું છે.

આવા બે વૈજ્ઞાનિકોનો ટૂંક જીવન-પરિચય અને તેમનાં કાર્યોનો અહેવાલ બની શકે તેટલી સાદી ભાષામાં આપવા અહીંઆં પ્રયત્ન કર્યો છે.

## સર ઑલિવર લૉજ

ઑલિવર લૉજનો જન્મ ઈ. સ. ૧૮૫૧ના જૂન માસમાં પેન્કહલ-સ્ટેફોર્ડશાયરમાં થયો હતો. તેમના પિતાનું નામ ઑલિવર લૉજ હતું અને તેઓ કુંભારોને એક પ્રકારની માટી ( blue-clay ) પૂરી પાડવાનો ધંધો કરતા હતા. નાનો લૉજ તેમનો જ્યેષ્ઠ પુત્ર હતો. તેણે ન્યૂપોર્ટમાં કેળવણી લીધી અને ચૌદ વર્ષની વયે શાળા છોડી તે બાપના ધંધામાં પડ્યો. આ અરસામાં 'ઇંગ્લિશ મિકેનિક્સ' નામના પત્રની થોડી જૂની પ્રતો નાના લૉજનાં હાથમાં આવી અને તે તેને ખૂબ રસપૂર્વક વાંચી ગયો. આથી તેની વિજ્ઞાન તરફની સુષુપ્ત

વૃત્તિને પોષણ મળ્યું. તેનું મન અશાંત રહેવા લાગ્યું પણ સાત વર્ષ સુધી કાંઈ પત્તો ખાધો નહિ. ઉત્તરે એકવીસ વર્ષની ઉંમરે લંડન યુનિવર્સિટી કૉલેજમાં નાનો લૉજ દાખલ થયો અને ૧૮૮૧માં પોતાની ડી. એસ. સી.ની પદવી પ્રાપ્ત કરી, અને ભૌતિકશાસ્ત્રના મદદનીશ પ્રોફેસર તરીકે કારકિર્દી શરૂ કરી. ત્યારબાદ સોળ વર્ષ પછી લિવરપૂલ યુનિવર્સિટીમાં તેમને પ્રોફેસરની જગ્યા પર નીમવામાં આવ્યા. એ જ અરસામાં તેમને ફેલો ઑફ રૉયલ સોસાયટી–એફ. આર. એસ.નું મહામાન પ્રાપ્ત થયું. ૧૯૦૦માં બર્મિંગ્હામ યુનિવર્સિટીમાં પહેલા પ્રિન્સિપાલ થવાનું માન તેમને મળ્યું અને ૧૯૦૨માં 'સર'નો ખિતાબ એનાયત થયો. ઉલ્લા મહાયુદ્ધમાં નૌકાખાતાની જરૂરિયાતોને પહોંચી વળવા વૈજ્ઞાનિક સલાહ આપવા તેમને મધ્યસ્થ સમિતિના સભ્ય નીમવામાં આવ્યા હતા. ૧૯૧૯માં બર્મિંગ્હામમાંથી રાજીનામું આપ્યું અને નિવૃત્ત જીવન ગાળવાનું શરૂ કર્યું. મૃત્યુ પર્યંત (ઑગસ્ટ ૨૨, ૧૯૪૦). સર ઓલિવર લૉજ પોતાના નિવૃત્તિસ્થાન સાલીસ્બરીમાં રહ્યા હતા.

મેક્સ્વેલે વિદ્યુત-ચુંબકીય (electro-magnetic) મોજાંની હયાતિ વિષે અમુક સિદ્ધાંતોની ગણતરી અનુસાર આગાહી કરી હતી. લંડનની યુનિવર્સિટી કૉલેજમાં ઓલિવર લૉજ હતા ત્યારે મેક્સ્વેલના આ કાર્ય તરફ તેમનું ધ્યાન ખૂબ ખેંચાયું. એટલે તેમણે વીજળીને લગતા પ્રયોગો શરૂ કર્યા. લીડન જાર (Leyden jar)માંથી થતું વીજળીનું વિસર્જન (discharge) કેવી રીતે થાય છે તેનો અભ્યાસ લૉજે વિસ્તારપૂર્વક કર્યો અને સાથે સાથે આકાશ-વિદ્યુત-વાહક સળિયા કેવી રીતે કામ કરે છે તેને લગતા પ્રયોગો પણ કર્યા હતા. સળિયાની વાહકતા (conductivity) કરતાં તેનું પોતાનું ઉપપાદન (induction) વધારે અગત્યનું છે એ તેમણે પુરવાર કરી બતાવ્યું. વાહકતા બરાબર હોવા છતાં જો તેનું ઉપપાદન ઓછું હોય, તો આવા સળિયા નુકસાનકારક નીવડે. આ પ્રયોગો ૧૮૮૯માં તેમણે વૈજ્ઞાનિકોની સભામાં કરી બતાવ્યા.

હેન્રીક હર્ઝ નામના ભૌતિકશાસ્ત્રીએ વિદ્યુત-ચુંબકીય મોજાં પર કરેલા પ્રયોગો તેમણે ફરી કરી જોયા. હિંદુસ્તાનમાં સર જગદીશચંદ્ર બોઝે પણ આ બધા પ્રયોગો કરી જોયા હતા. આ બધા પ્રયોગો 'વાયરલેસ'ની શોધમાં ખૂબ ઉપયોગી થયા છે. તારના દોરડા વિના સંદેશા મોકલવાની આરકોનીની રીત સફળ થઈ ત્યાર પછી પણ લૉજે તેમાં ઘણા સુધારા દાખલ કર્યા હતા. આ સુધારા 'વાયરલેસ'ની પ્રગતિ સાધવામાં ઘણા સાધનભૂત થયા છે. પ્રોફેસર જે. એચ. પોઈન્ટીંગ લખે છે કે:

> "Whatever developments and changes may be made in the system of wireless telegraphy, there can be no doubt that Sir Oliver Lodge will always be recognised as one of the founders of the system, as a pioneer in researches on which others have built."

સાપેક્ષતાનો સિદ્ધાંત જાહેર થયો તે પૂર્વે દ્રવ્ય અને ઈથરની અરસપરસ ગતિ પુરવાર કરવા સર લૉજે એક અગત્યનો પ્રયોગ સફળ કરી બતાવ્યો હતો. આ પ્રયોગથી એમ નક્કી થયું કે, પ્રકાશની ગતિ પર (અસ્થિર દ્રવ્યની બહાર) દ્રવ્યની ગતિ કોઈ પણ જાતની અસર કરતી નથી.

પણ સામાન્ય જનતામાં સર ઑલિવર લૉજનું નામ તેમની માનસિક ( psychical ) અને આત્મિક ( spiritual ) શોધખોળ અને તેને લગતાં તેમનાં પ્રકાશનો માટે વધારે જાણીતું થયેલું છે. મરી ગયેલાઓના આત્માદ્વારા ( spiritualistic medium ) મૃત સ્વજનોને યા તો કોઈ પણ સ્ત્રી યા પુરુષને બોલાવી અમુક જાતનો પ્રયોગ કરવાની કે વાતચીત કરવાની ફેશન ગયા સૈકામાં ચાલુ થઈ હતી. હજી પણ કેટલીક ક્ષુદ્રીછવાયી વ્યક્તિઓ આવા અખતરા કરે છે અને તેનો પ્રચાર કરવા મથે છે. આવા માણસોનો એવો દાવો છે કે, મૂર્છામાં (trance) પડીને બીજી દુનિયાના ભૂતો (spirits) સાથે સંબંધ સાંધી શકાય છે. આવા જલસા ( seances )માં સત્ય પુરવાર કરવા વૈજ્ઞાનિકો પણ ભાગ લેતા; સર લૉજ પણ આ ગૂઢ વિષયમાં ખેંચાયા હતા અને આ બનાવોની વૈજ્ઞાનિક રીતે તપાસ કરવા પ્રયત્નો કરતા. છેલ્લાં ૬૦ વર્ષો થયાં વૈજ્ઞાનિકો આવી ગૂઢ પ્રવૃત્તિથી દૂર રહે છે, છતાં સર ઑલિવર લૉજ આખી જિંદગી એક;ચુસ્ત spiritualist રહ્યા. સર લૉજને માટે આ વિષય અત્યંત શ્રદ્ધાનો વિષય હતો. છેલ્લા યુદ્ધમાં મૃત્યુ પામેલ પોતાના પુત્ર રેમન્ડના આત્માને બોલાવી 'મારો પુત્ર રેમન્ડ—જિંદગી અને મૃત્યુ' એ નામનું પુસ્તક તેની પાસે લખાવ્યું. આ વિષય પર વધારે લખવાનું મારી શક્તિની બહારનું કામ છે એટલે એટલું કહેવું બસ છે કે, સર લૉજ જેવા વૈજ્ઞાનિકની આ પ્રવૃત્તિએ ઘણાને તેમાં રસ લેતા કર્યા છે અને પોતાના સ્વજનને ગુમાવી બેઠેલા તેમાંથી એક પ્રકારનો સંતોષ પ્રાપ્ત કરે છે. કેટલાક આ બહાના નીચે ધતિંગ પણ ચલાવે છે. કેટલાક તકવાદીઓ તેનો ઉપયોગ પોતાની બુદ્ધિપૂર્વક કરી દુનિયાને ઠગવાનું પણ ચૂકતા નથી!

સર લૉજ વૈજ્ઞાનિક હોવા ઉપરાંત સાહિત્યના ક્ષેત્રમાં પણ સારી શક્તિ ધરાવતા હતા. તેમણે ઘણાં પુસ્તકો લખેલાં છે. તેમની શૈલી સાદી, સ્પષ્ટ અને સચોટ છે. 'પાયોનિયર્સ ઑફ સાયન્સ,' 'ઈથર ઍન્ડ રિયાલિટી' વગેરે તેમનાં પુસ્તકોમાં આ સ્પષ્ટ દેખાઈ આવે છે. પહેલું પુસ્તક લગભગ અડધી સદી પહેલાં તેમણે લખ્યું હતું, છતાં આજે પણ રસપૂર્વક તે વંચાય છે. ઉપસંહારમાં, તેમના પુસ્તકમાંથી નીચેનું અવતરણ આપ્યું છે: તેઓ લખે છે કે,

> They are men "who seem of another age and country, who look upon the bustle and feverish activity and are not infected by it; who watch others achieving prizes of riches and pleasure and are not disturbed, who look on the world and the universe they are born in with quite open eyes." They are distinct from men, "using the name of science but working for their own ends, jostling and scrambling just as they would jostle and scramble in any other trade or profession. These may be workers, they may and do advance knowledge but they are never pioneers."

## સર જોસેફ થૉમ્સન

જોસેફ જૅન થૉમ્સનનો જન્મ ૧૮૫૬ના ડિસેમ્બર માસમાં માન્ચેસ્ટરના એક પરામાં થયો હતો. પ્રાથમિક કેળવણી લીધા પછી નાના થૉમ્સનને એક ઇજનેરી પેઢીમાં

ઉમેદવાર તરીકે મૂકવાનું નક્કી થયું હતું. પણ તેમનો વારો આવે તે પહેલાં, તેમના પિતાના એક મિત્રે એવી સલાહ આપી કે નાના થૉમ્સનને કૉલેજમાં દાખલ કરવો, એટલે તેને માન્ચેસ્ટરની ઓવન્સ કૉલેજમાં ૧૪ વર્ષની વયે ઇજનેરીનો અભ્યાસ કરવા દાખલ કરવામાં આવ્યો. ત્યારબાદ થોડા સમય પછી તેના પિતાનું મૃત્યુ થયું. આથી કુટુંબ મુશ્કેલીમાં આવી પડ્યું અને નાના થૉમ્સનનો અભ્યાસ મહામુસીબતે ચાલુ રહ્યો. થોડી ઘણી શિષ્યવૃત્તિ અને બીજી મદદથી થૉમ્સન ૧૮૭૬માં કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજમાં આવ્યો. અહીંયાં તેણે ગણિતમાં ઉચ્ચ પદવી મેળવી (૧૮૮૦). થૉમ્સને માન્ચેસ્ટરમાં થોડુંક પ્રાયોગિક સંશોધનકાર્ય હાથ ધરેલું: તેમાં અકસ્માત નડવાથી તેની આંખને ખૂબ ઈજા થયેલી. થૉમ્સને સ્નાતક થયા પછી સંશોધનકાર્ય ચાલુ રાખ્યું અને આ શરૂઆતનું કામ તેમને પાછળથી ઉપયોગી થઈ પડ્યું હતું. ૧૮૮૪માં તેમને એફ્. આર. એસ. થવાનું મહામાન મળ્યું. એ જ વર્ષમાં લૉર્ડ રેલેની જગ્યાએ પ્રાયોગિક ભૌતિક-વિજ્ઞાનના કૅવેન્ડીશ પ્રોફેસર તરીકે તેમની નિમણૂક થઇ. ૧૮૮૪ થી ૧૯૧૮ સુધી એ જગ્યાએ કામ કરી તેમણે દુનિયાભરમાં કૅવેન્ડીશ પ્રયોગશાળાનું નામ મશહૂર કર્યું છે. કૅવેન્ડીશ પ્રયોગશાળા ભૌતિકશાસ્ત્રીઓનું કાશીધામ જેવું બની ગયું છે. આ પાંત્રીશ વર્ષોનો સમય બે વિભાગમાં વહેંચી શકાય: પહેલો ગાળો ભાષણો અને પ્રયોગશાળાની વ્યવસ્થા કરવામાં; અને બીજો ગાળો સંશોધનકાર્ય આગળ ધપાવવામાં. આખી દુનિયાના દેશોમાંથી ભૌતિકવિજ્ઞાનમાં સંશોધન અર્થે વિદ્યાર્થીઓ આકર્ષાવા લાગ્યા. રૂથરફર્ડ, ટાઉન્સેન્ડ વગેરે નામાંકિત થયેલા ભૌતિકશાસ્ત્રીઓએ સંશોધનની તાલીમ અહીંથી શરૂ કરેલી. વાયુઓમાંથી વીજળી પસાર કરવાથી શું થાય છે તે તપાસવા માટે પુષ્કળ સંશોધન ચાલતું. આ ઉપરાંત બીજા અનેક નાના મોટા પ્રશ્નો પર શોધખોળ ચાલતી. ૧૮૯૫-૧૯૧૪ સુધીના ગાળામાં કૅથોડ-કિરણો (cathode rays) ના ગુણોનો અભ્યાસ, positive rays, electrons વગેરે વિષયો પર ખૂબ સંશોધન બહાર પાડ્યું છે. પ્રો. થૉમ્સનની મોટી સિદ્ધિ દ્રવ્ય-રચનામાં વિદ્યુત-કણો (electrons)નું અસ્તિત્વ પુરવાર કરવામાં આવે છે. થૉમ્સનનું સંશોધન કેટલું મહત્ત્વનું છે એ સમજવા માટે એટલું કહેવું બસ છે કે, વિદ્યુત-કણોની હયાતિ પુરવાર થયા પછી ભૌતિકશાસ્ત્રમાં મોટા પરિવર્તનશીલ ફેરફારો થાય છે અને થયા છે. પ્રોફેસર થૉમ્સનના વિદ્યાર્થીઓમાંથી ૨૫ જેટલા એફ્. આર. એસ. થવાનું મહામાન મેળવી શક્યા છે. તેમના ૬ વિદ્યાર્થીઓને નોબેલ ઇનામ મેળવ્યાનું ભાગ્ય પ્રાપ્ત થયું છે. તેમનો હાસ્યરસ સાવ લુખ્ખો હતો, પરંતુ હૃદય ગાયાળુ હતું. તેમના વિદ્યાર્થીઓએ તેમનું 'જે. જે.' નામ પાડ્યું હતું. તેમને વિશે સાચીખોટી અનેક કથાઓ વિદ્યાર્થીઓમાં પ્રચલિત હતી. તેમના પ્રયોગોની નિષ્ફળતામાંથી એવી કેટલીક કથાઓ જન્મ પામતી.

મહાયુદ્ધને લીધે તેમના સંશોધનને ખૂબ ધક્કો પહોંચ્યો હતો. ૧૯૧૬-૨૦ સુધી તેઓ રૉયલ સોસાયટીના પ્રમુખ ચૂંટાયા હતા અને આ અરસામાં દુનિયાના એક મહાન વૈજ્ઞાનિકને જે માન અને પદવીઓ મળે તે બધી તેમને મળી હતી. ૧૯૧૮માં જોસેફ્ થૉમ્સનને કેમ્બ્રિજની ટ્રિનિટી કૉલેજના માસ્તર તરીકે નીમવામાં આવ્યા, એટલે તેમણે પ્રોફેસર તરીકે રાજીનામું આપ્યું. તેમની જગ્યાએ લૉર્ડ રૂથરફર્ડની નિમણૂક થઈ; પરંતુ પોતાનું સંશોધનકાર્ય

પ્રો. થોમ્સને ચાલુ રાખ્યું હતું. ૧૯૨૩માં સર થોમ્સન અમેરિકામાં ભાષણો આપવા ગયા હતા. 'રસાયનમાં વિદ્યુત-કણ' એ વિષય પર તેમની વ્યાખ્યાનમાળા ગોઠવાઈ હતી. બે પરમાણુ રાસાયનિક સંયોજનમાં યુક્ત થાય ત્યારે ઉદ્‌ભવતું રાસાયનિક બંધન ( chemical bond ) કેવા પ્રકારનું હોય છે તે પર તેમણે નવો પ્રકાશ પાડ્યો હતો. આ તેમનો અમેરિકાનો છેલ્લો પ્રવાસ હતો. 'જે. જે.'ના પુત્ર જી. પી. થોમ્સન પણ પ્રોફેસર છે. ૧૯૩૬માં પ્રો. થોમ્સને પોતાના *Recollections and Reflections* નામનું પુસ્તક પ્રગટ કર્યું. આમાં વૈજ્ઞાનિક જગતની એ જમાનાની પરિસ્થિતિનું તાદૃશ્ય વર્ણન આવે છે. તેમની ૮૦મી જન્મ-તિથિ ઊજવવા મળેલ પાર્ટીમાં લોર્ડ રૂથરફૉર્ડે કરેલ ભાષણમાંનું એક અવતરણ ટાંકી આ નોંધ પૂરી કરીએ: " A star of the first magnitude, a central sun that does not shrink with age, but draws on some unknown source of energy."

સર જેતસેફ થૉમ્સનના મૃતદેહને તેમના સુવિખ્યાત વિદ્યાર્થી લોર્ડ રૂથરફર્ડની બાજુમાં વેસ્ટમિન્સ્ટર એબીમાં દાટવામાં આવ્યો છે.



# પત્નીહારા

મૂળ લેખક : શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યાય
અનુવાદક : શ્રી. રોપણ દયાલજી ઘેલાણી

ચુંચુડા ગામમાં ગંગાકાંઠે એક સુંદર ત્રણ માળનું મકાન. તેના એક શણગારેલા દીવાનખાનામાં તે ઘરની અધિષ્ઠાત્રી દેવી સપ્તદશવર્ષીયા યુવતી શ્રીમતી સુનીતિબાલા બેઠી બેઠી કવિતા વાંચતી હતી. તેનો ચહેરો અત્યંત સુંદર. આંખોમાં હજુ યે બાલિકાસુલભ ચપળતા પૂર્ણ માત્રામાં જોવામાં આવતી હતી. હમણાં જ નાહી હતી; વાળ હજુ પૂરા સુકાયા નહોતા, તેથી તે પીઠ પાછળ કપડાં ઉપર છૂટા વિખરાયેલા રાખ્યા હતા. બારીમાંથી ગંગાનદીનો વાયુ પ્રવેશી તેને સૂકવી દેવાનો પ્રયત્ન કરતો હતો.

વખત ધીમે ધીમે વહેવા લાગ્યો. નવ વાગી ગયા. હવે કાવ્ય તે સુંદરીનું મન વધુ-વાર બાંધી રાખી શક્યું નહિ. બહાર કોઈનાં પગલાંનો આભાસ માત્ર કાન પર અથડાતાં જ તે ચમકીને આમતેમ જોતી હતી. ગંગાના ઘાટ ઉપર સંખ્યાબંધ લોકો નાહવા આવતાં હતાં. સુનીતિ વચ્ચે વચ્ચે બારીમાંથી તેમના તરફ પણ નજર દોડાવતી હતી.

તેની આ માનસિક ચપળતા તરત જ મટી ગઈ. એક દૈનિક છાપું હાથમાં લઈ સુનીતિના પતિએ હસતે મુખડે ઓરડામાં પ્રવેશ કર્યો.

સુનીતિનો પતિ સંપૂર્ણ રીતે સુનીતિને યોગ્ય પતિ હતો. વિધાતાએ યોગ્યને યોગ્ય જ આપ્યું હતું—સુબોધચંદ્રનું આનાથી વધુ વર્ણન નિષ્પ્રયોજન છે.

કવિતાની ચોપડી બાજુમાં પડેલા ટેબલ ઉપર નાખી દઈ સુનીતિએ પૂછ્યું: "કેમ આટલા બધા હસો છો ?"

સુબોધે હસીને કહ્યું : "કેમ, જોતી નથી શું ?"

"ના."

"કેમ ?"

"તમે બહારથી હસતા હસતા આવો એ તે કાંઇ ઠીક કહેવાય ? નહિ. મારી પાસે આવી, મને જોયા પછી જ તમારે હસવું જોઈએ."

"હું શું ફક્ત ઘરમાં જ છો ? તું શું બહાર નથી ?"

સુનીતિ હસી પડી અને બોલી : "વારુ, હારી. ચાલો. 'રાજન્! તમારી હું અંદરે બાહિરે !' હવે બાબત શી છે, કહો જોઉં ! સાંભળું તો ખરી ?"

"સાંભળીશ અને વળી જોઈશ પણ ખરી !"

"હવે હોશિયારી કરો મા. તમારી વહીનાં * વખાણ છાપાંઓમાં આવ્યાં છે કે શું ?"

"મારી વહીનાં ?"

---

* બંગાળમાં વહી એટલે લખેલી અથવા છાપેલી ચોપડી એવો અર્થ થાય છે. ગુજરાતીમાં વહી શબ્દ છે તે છાપેલાં પુસ્તક માટે વપરાતો નથી. 'ખાતાવહી', 'આમદાનીવહી' એમ વપરાય છે.

"આહ! વ્યાધિ તો જુઓ! તમારા કિતાબની રે સાહેબ! તમારા કિતાબની. તમારા 'ફૂલહાર' નાં વખાણ કરતી સમાલોચના કોઈ છાપામાં આવી હશે, ખરું ને?"

"જો હું કહું એમજ છે તો?"

"તો હું રિસાઈશ."

"અપરાધ?"

"તમારી વહુ જ્યારે તમારી વહીનાં વખાણ કરી ચૂકી છે, તો પછી બીજા કોઈની પ્રશંસા તમને કેમ સ્પર્શ કરી શકે?"

સુબોધ હસીને બોલ્યો: "ત્યારે એ વાત નથી."

"ત્યારે શું છે?"

"તું અટકળ કર જોઉં."

સુનીતિ પોતાની હાસ્યોજ્જ્વલ બે આંખોની કીકીઓ થોડીવાર આમતેમ નચાવી સુધાપાન જેવો મીઠો ઘૂંટડો ગળી જતી હોય તેમ બોલી: "હવે સમજી."

"શું? કહે જોઉં!"

લુચ્ચાઈભરેલું હાસ્ય હસી સુનીતિ બોલી: "કહું શા માટે?"

સુબોધ બોલ્યો: "ના, તારે કહેવું જ પડશે."

ડોળા કાઢતી સુનીતિ બોલી: "ઓહોહોહો–ભારી હુકમ ને!"

"હુકમ નહિ તો વળી શું?"

"એમ! તમને ખબર નથી: 'હું રાણી, તમે મારી પ્રજા!"

"ત્યારે તારી સખીઓને બોલાવ. મને ફુલપાશમાં ભલે બાંધે. બેએક ગાયન સાંભળી લઉં—" કહી સુબોધે સૂર લલકાર્યો: 'કે સખી મને ભૂલી ગયો છે મારો છેલડો રે.'

સુનીતિ જરા ચિડાઈને બોલી: "હવે બહુ થયું. શું થયું છે વાત કરોને!"

"તેં શી અટકળ કરી છે, એ પહેલાં કહે."

"તે હું કહેવાની નથી. તમારે કહેવું હોય તો કહો, નહિ તો કાંઈ નહિ."

સુબોધ બોલ્યો: "ના, એમ બનશે નહિ. તારે કહેવું જ પડશે."

સુનીતિ મોઢું ભારે કરી બોલી: "ના: જો સાચું ન પડે તો પછી તમે મશ્કરી કરો."

"ભલે કરું મશ્કરી!"

"હું ભોંઠી પડી જાઉં."

"ભલે પડ ભોંઠી!"

"મારી આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવે."

"તારી આંખોમાં એક દવા આંજી તે ઝળઝળિયાં હું મટાડી દઈશ!" આમ કહી સુબોધે પ્રિયતમાની બન્ને આંખો ઉપર પ્રેમપૂર્વક બે ચુંબનો કરી દીધાં.

સુનીતિ બોલી: "આ શું? રોગ થયા પહેલાં જ દવા?"

સુબોધે હસીને જવાબ વાળ્યો: "Prevention is better than cure."—સુનીતિ થોડું થોડું અંગ્રેજી સમજતી હતી.

સુનીતિ બોલી: "ધન્યવાદ, ડૉક્ટર સાહેબ."

"ફક્ત ધન્યવાદથી જ ડૉક્ટરનું કાંઈ વળે નહિ. વિઝિટ જોઈએ " કહી ડૉક્ટર સાહેબે દરદીના અધરોષ્ટ પાસેથી વિઝિટ વસૂલ કરી લીધી.

હવે સુબોધે સુનીતિના ખભા ઉપર પોતાના બન્ને હાથ મૂકી કહ્યું: "તેં શી અટકળ કરી છે, સાચું કહે! મને બહુ જ કુતૂહલ થાય છે."

સુનીતિ બોલી: "તમે તો ભારી સાહેબ, પોતાને જે કહેવાનું છે તે તો કહેતા નથી, અને મને ખાલી પીલી પીંજી મારો છો. તમે તો બહુ સારા માણસ લાગો છો! તમારે કહેવું હોય તો કહો, નહિ તો કાંઈ નહિ. પણ હું એ વાત અટકળે કાંઈ કહેવાની નથી."

સુબોધની કુતૂહલતા ઉત્તરોત્તર વધારી મૂકવામાં સુનીતિ સંપૂર્ણ ફળીભૂત થઈ. આખરે સુબોધે કહ્યું: "વારુ, હું જ પહેલાં કહું છું. પણ પછી તું યે કહીશ ને?"

"જરૂર કહીશ."

"મારી વાત સાંભળી પછી તું એમ જ કહે કે તેં એ જ ધાર્યું હતું તો?"

"વારુ, ત્યારે હું એક કાગળમાં હમણાંથી જ લખી રાખું છું. તમે કહીને પછી એ ખોલીને વાંચજો."

સુનીતિએ હસતાં હસતાં એક કાગળના ટુકડા પર થોડીક લીટીઓ લખી. લખીને તેની ઘડી વાળી બોલી: "કહો હવે."

સુબોધ બોલ્યો: "ઘણા દિવસ પછી આજે રાતે સ્ટાર થિયેટરમાં ચંદ્રશેખરનો ખેલ છે. તે ખેલ તને દેખાડવાની મને ઘણા વખતથી હોંશ છે. ચાલો, આજે આપણે પ્લેય જોઈ આવીએ."

વાત સાંભળી સુનીતિ રાજી રાજી થઈ ગઈ. પોતે લખેલો કાગળનો ટુકડો હાથમાં લઈ માથું હલાવતી હલાવતી બોલી: "વારુ, મેં આમાં શું લખ્યું છે, તેની હવે તમે અટકળ કરો જોઉં!"

"વાહ: આપણે એવી શરત તો નહોતી."

"નહોતી તો ભલે નહોતી, તો ય કહોને."

"હું કાંઈક અટકળ કરું, તો મેં શી અટકળ કરી હશે, તે વળી પાછું તારે અટકળ બાંધી કહેવું પડશે, કબૂલ છે?"

"વારુ, હું પણ તમારી પાસે મારી અટકળની અટકળ કરાવીશ. અને તેમ થતાં આમ-અટકળ ઉપર અટકળ કરતાં આખી જિંદગી ભલે વીતી જાય, બીજું શું?—વારુ, તમે મને રાજી કરી છે તેથી હવે તમને વધુ મૂંઝવવા ઠીક ન કહેવાય. લ્યો જુઓ."

સુબોધે કાગળની ઘડી ઉખેડી વાંચ્યો. તેમાં લખ્યું હતું: "લાંબુંટૂંકું શું લખું હું. રાખ ચૂલાની. હું તો કાંઈયે અટકળ કરી શકતી નથી. તમારા મનમાં કુતૂહલ જગાડવા મેં ખાલી ઢોંગ જ કર્યો છે."

વાંચીને સુબોધ ખડખડાટ હસી પડ્યો, બોલ્યો: "તું ભારે લુચ્ચી છે હોં."

"શી સજા કરશો?"

"સજા આપું? સજા તો આપી ચૂક્યો છું! ખરી મુદ્દાની વાત તો હજી મેં તને કહી નથી! મારે તને બનાવવી છે, મેમસાહેબ."

"એ તે શી વાત કહેવાય !"

સુબોધ બોલ્યો : "ના, ખરું કહું છું. મારી ઘણા દિવસની હોંશ છે. મેમના વેશમાં તું કેવી શોભે છે તે જોવું છે. તારે સારુ મેમ સાહેબનાં કપડાં પણ લાવી રાખ્યાં છે. નાટક જોવા જઈએ ને બે જણ (દેશી વેશમાં) જુદા જુદા બેસીએ (સુનીતિ જનાના કલાસમાં) તે નાટક જોવાની કાંઈ મજા આવે ? એક બોક્ષ રીઝર્વ કરાવી બેય જણ પાસેપાસે બેસીને જોઈશું. આ બળ્યા દેશી પહેરવેશમાં તો એ બની શકે એમ નથી-આપણે બન્ને સાહેબ-મેમ બનીને જઈએ, ચાલ."

સુનીતિ બોલી : "આહા સત્યાનાશની પાટી ! મારાથી એ બનશે નહિ- હજારો માણસોની સામે હું શું એમ બહાર નીકળી શકું ?"

"છૂપા વેશમાં વળી શરમ કેવી ? જે તને જોશે તે તને સુનીતિ તરીકે તો ઓળખી શકશે નહિ ! તને બધાય શુદ્ધ વિલાયતી મેમ માની લેશે; હું કદાચ ટીવા ફીરંગી જેવો લાગીશ ! સાહેબ લોકો અદેખાઈની આગમાં બળી જશે અને મનમાં વિચાર કરશે કે, વિધાતાએ ઠીક 'વાનરના ગળામાં દીધો મુક્તાહાર !'

સુનીતિ બોલી : "જાવ, જાવ,-બહુ મશ્કરી કરતાં આવડે છે તે ખબર છે ! તમારે એવાં ઘેલાં કાઢવાની જરૂર નથી. એ કાંઈ બનવાકનવાનું નથી."

ઘણી વિનંતિ, ઘણી કાકલુદી, ઘણાં રીસામણુંમનામણાં પછી સુનીતિ બોલી : "વારુ, ચાલો ઘરમાં : મને પહેરીને જોવા દો કે મેમનો વેશ મને કેવો લાગે છે ? પછી બધી વાત."

જમી લીધા પછી સુબોધે બે ટ્રંક સૂવાના ઓરડામાં મુકાવ્યા. તેમાં સુબોધ અને સુનીતિનાં સાહેબી ફેશનનાં કપડાં હતાં.

સુનીતિ બોલી : "પહેલાં તો તમે સાહેબ બનો."

સુબોધ બોલ્યો : "મારો સાહેબી વેશ તેં કોઈ દિવસ જોયો નહિ હોય, કેમ ?"

સુનીતિ બોલી : "ના, તોપણ તમે પહેરો તો ખરા. જોઈને મને કાંઈક હિંમત આવે."

સુબોધ સાહેબ બન્યો. હવે આવ્યો સુનીતિનો વારો. સુનીતિએ ઘણી મડમો જોઈ હતી ખરી, અને મેમ શિક્ષિકા પાસે થોડા દિવસ લખવાવાંચવાનું પણ શીખી હતી, પણ ક્યાં શું પહેરાય, કેમ પહેરાય, તે કાંઈ ખાસ ધ્યાન રાખી જોયું નહોતું. ગમે તેમ, પણ બાજુના ઓરડામાં જઈ અટકળે જેમ તેમ મેમનો વેશ પહેરી આવી. જે કાંઈ ભૂલચૂક હતી, તે સુબોધે પણ અટકળે સુધારી દીધી.

સુનીતિનો શણગાર પૂરો થતાં, સુબોધ માનપૂર્વક બોલ્યો : "ગુડ મોર્નિંગ મેમસાહેબ !"

સુનીતિ હસીને બોલી : "ગુડ મોર્નિંગ સાહેબ !"

પછી બેઉ મોટા આયના પાસે જઈ ઊભાં. સોનેરી વેલ કોતરેલી ફ્રેમવાળો મોટો અરીસો ભીંત ઉપર લટકતો હતો. તેમાં સુનીતિનું પ્રતિબિંબ જોઈ સુબોધ ખડખડાટ હસી પડ્યો. સુનીતિએ પણ 'હી હી' કરી તે હાસ્યને સાથ આપ્યો. માણસને ભૂત વળગે તેમ, આજ સવારથી આ બેય જીવને જાણે હાસ્ય વળગ્યું હતું: ખૂબ પેટ ભરીને હસી લીધા

પછી સુનીતિ બોલી : "આ વેશમાં હું બહાર નીકળી શકીશ નહિ; તમારે જે કહેવું હોય તે ભલે કહેજો. નોકરચાકર, દાસદાસી મનમાં શું ધારે ?"

સુબોધ બોલ્યો : "એક કામ કરીએ. તું ઘેરથી સાડીપોલકું પહેરી બહાર નીકળજે. ગાડીમાં વેશ બદલી નાખશું એટલે બસ. સેકન્ડ ક્લાસનો એક કમ્પાર્ટમેન્ટ આખો રીઝર્વ કરાવીશું, બીજું શું ?"

સુનીતિ બોલી : એ સલાહ ખોટી નથી. પણ મને બહુ જ શરમ આવે છે. નાટક જોવાની મારે જરૂર નથી, હું જેવી છું તેવી ભલે રહી ઘરમાં."

સુબોધ સ્ત્રીની હડપચી પકડી સ્નેહ દેખાડતો બોલ્યો : "મારી આટઆટલા દિવસની હોંશ તું પૂરી નહિ કરે ?"

* * *

બે કલાક પછી હુગલી સ્ટેશને આવી સુનીતિ અને સુબોધ રીઝર્વ કરેલા સેકન્ડ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં બેઠાં. ગાડી ચાલી.

સુબોધ ઘેરથી જ સાહેબનો વેશ પહેરી નીકળ્યો હતો. ગાડી ચાલી કે તુરત જ તેણે પોતાને હાથે સુનીતિને મેમસાહેબના વેશમાં શણગારી દીધી. ફક્ત બૂટની વાદળી સુનીતિએ પોતે બાંધી. સુબોધને કોઈ પણ રીતે બાંધવા દીધી નહિ સુનીતિની સાડી તેમજ હાથ અને ડોકમાંનાં ઘરેણાં વગેરે ટ્રંકમાં મૂકી ટ્રંક બંધ કરી રાખ્યો.

તે હતી પેસેંજર ગાડી. દરેકે દરેક સ્ટેશને ઊભી રહેતી હતી. ગાડી ચાલતાં સુનીતિ પતિની પાસે બેસી ગાડીની બારીમાંથી બહારનું દૃશ્ય જોતી. સ્ટેશન નજીક આવતાં જ ત્યાંથી ઊઠીને છેટે એક ખૂણામાં જઈને બેસતી, સુબોધ કોઈ રીતે તેને પકડી રાખી શકતો નહિ. ડબ્બાના છાપરામાં જ્યાં બત્તી મૂકવાનું બાકોરું હતું, તેની ચારે બાજુએ ચાર અરીસાના કટકા જડેલા હતા, તે અરીસામાં સુનીતિ પોતાનું પ્રતિબિંબ જુએ અને સુબોધ તરફ જોઈ મોં મલકાવી હસે. વચ્ચે વચ્ચે કહેતી: "ભારી ભવાયાનો વેશ પહેરાવ્યો છે તમે હોં!—અરરરર–માડી–રે–માડી ! આટલી અક્કલ છે તમારામાં!"

જ્યારે ગાડી હાવરા સ્ટેશને જઈને ઊભી રહી, ત્યારે સાંજ પડી ગઈ હતી. નાટક શરૂ થવાને અર્ધા કલાકની વાર હતી.

સુબોધ સુનીતિનો હાથ પકડીને ચાલ્યો. એક કૂલી માથા ઉપર ટ્રંક ઉપાડી આગળ ચાલ્યો. સુબોધ સુનીતિ સામું જોયા કરે અને હસ્યા કરે. સુનીતિના કપાળમાં પસીનો; મોઢું લાલચોળ થઈ આવ્યું. નાનપણમાં જ પગમાં બૂટ પહેર્યા હશે, આટલાં વરસ પછી પગમાં બૂટ પહેરીને ચાલતાં ક્યાંથી આવડે ? બેત્રણ ડગલાં ચાલતાં જ પગ લચકાતાં ઠેસ ખાઈ પડતાં પડતાં માંડ બચી જતી હતી.

સુબોધે ગાડી ભાડે કરી. ગાડીવાને પૂછ્યું: "ક્યાં જવાનું છે ?"

સુબોધે કહ્યું: "સ્ટાર થિયેટર, હાથી બગાન."

સુનીતિને ગાડીમાં બેસાડી, સુબોધ બહાર ઊભો રહીને જ તેને કહેવા લાગ્યોઃ "આ ટ્રંક સાથે લઈ જઈને શું કરવું છે ? થિયેટરની બહાર ગાડીમાં પડ્યો રહેશે, કોઈ ઉપાડી

ચાલતું થાય તો? અથવા ગાડીવાન પોતે જ ટ્રંક સાથે 'ગચ્છંતિ' કરી જાય તો? ટ્રંકમાં જોખમ ઘણું છે. માટે સ્ટેશન માસ્તરને જ સોંપી આવું."

સુનીતિએ સંમતિસૂચક માથું હલાવ્યું. સુબોધ કૂલીને લઈને સ્ટેશન માસ્તરના રૂમ તરફ ચાલ્યો.

સુબોધને ચાલ્યો જતો જોઈને ગાડીવાને હાંક મારી પૂછ્યું: "કહાં જાને હોગા હુજૂર?"

સુબોધે તેના તરફ મોં ફેરવી જવાબ આપ્યોઃ "હાથી બગાન–સ્ટાર થિયેટર."

સુબોધ સ્ટેશન માસ્તરને શોધવા લાગ્યો. સ્ટેશન માસ્તર નહોતા. થોડી વાર વાટ જોયા પછી સ્ટેશન માસ્તર આવ્યા. તેમણે કહ્યું: "મુસાફરોનો સરસામાન હું રાખતો નથી. હેડ પાર્સલ ક્લાર્ક પાસે જાઓ. ચાર આના ફી લાગશે, રસીદ મળશે."

આથી સુબોધ ચાલ્યો હેડ પાર્સલ ક્લાર્કની શોધમાં. ઘણી મહેનત પછી તેનો પત્તો લાગ્યો. તે એક બંગાલી બાબુ–આંખો જોતાં એમ જ લાગતું કે એમને અફીણસેવનનો બહુ સારો અભ્યાસ હશે.

તેણે બહુ જ ધીરજથી સુબોધની વાત સાંભળી. આખરે કહ્યું: "ચાર આના લાગશે."
આમ કહી તેણે રસીદની બુક બહાર કાઢી. પેન્સિલ શોધતાં થોડો વખત ગયો. પેન્સિલ મળી પણ કારબન કાગળનો પત્તો લાગ્યો નહિ!

આ ખાનું, પેલું ખાનું; આ કબાટ, પેલું કબાટ, ઘણી બે વાર તપાસ કરતાં પણ જ્યારે કારબન કાગળ મળ્યો નહિ, ત્યારે સુબોધે કહ્યું: "સાહેબ, મને વખત થાય છે; કારબન ન મળે તો હાથથી જ લખી આપોને!"

સુબોધ હતો અંગ્રેજી વેશમાં. તેથી તેની એ વિનંતિ ફોકટ ગઈ નહિ.

રસીદ લઈ, કૂલીને મજૂરી ચૂકવી રવાના કરી, સુબોધ ઉતાવળો ગાડી તરફ દોડ્યો. જઈને જુએ છે તો જ્યાં સુનીતિની ગાડી હતી ત્યાં કાંઈ નહોતું!

એક પળમાં આખી પૃથ્વી ઉપર વીજળી પડી હોય એમ સુબોધને લાગ્યું, પણ તુરત જ મન ઠેકાણે લાવી તેણે વિચાર કર્યો કે, ગાડી અહીંથી હટીને આજુબાજુ થોડે આઘે ક્યાંક ઊભી હશે? સ્ટેશનમાં હજુ પણ સંખ્યાબંધ ગાડીઓ ઊભી હતી. સુબોધ દરેકે દરેક ગાડી પાસે જઈ અંદર ડોકિયું કરી જોવા લાગ્યો. તેણે પેલી ગાડીનો નંબર શા માટે જોઈ લીધો નહિ, એવી બેવકૂફી કેમ કરી, એવા એવા વિચારો મનમાં કરી તે પોતાની જાતને ધિક્કાર દેવા લાગ્યો.

પણ એમ વિચાર કરવાનો વખત નહોતો. ધીમે ધીમે અંધારું વધતું જતું હતું. એક એક કરીને ગાડીઓ પણ બહાર ચાલી જતી હતી. અચાનક સુબોધને એક વાત યાદ આવી: જ્યારે ગાડીવાને તેને પૂછ્યું હતું કે, "ક્યાં જવાનું છે?" ત્યારે તેણે કહ્યું હતું: સ્ટાર થિયેટર. ગાડીવાન સુનીતિની ગાડી સ્ટાર થિયેટર તરફ તો હાંકી નહિ ગયો હોય?

આ વાત યાદ આવતાં જ સુબોધ એક ગાડી ભાડે કરી દોડ્યો સ્ટાર થિયેટર તરફ. ગાડીમાં બેઠે બેઠે વિચાર કરવા લાગ્યો કે, જરૂર એમ જ બન્યું હશે. તે જ્યારે કૂલીને લઈને સ્ટેશન માસ્તર પાસે ટ્રંક રાખવા ગયો, ત્યારે તેણે ગાડીવાનને થોભવાનું તો નહોતું કહ્યું. મેમ સાહેબો એકલી પણ ઘણીવાર બહાર હરે ફરે છે. ગાડીવાનને આથી કાંઈ પણ

શંકા કરવાનું કારણ નહોતું અને તેથી તે પોતાની આપમેળે ગાડી હાંકી ગયો હશે બીજું શું ? સુનીતિ શું બારીમાંથી મોઢું બહાર કાઢી તેને ઊભા રહેવાનું કે ગાડી ન હાંકવાનું કહી શકી હશે ? આ બનાવથી તે બીકની મારી, વિસ્મયની મારી, એબાકળી બની ગાડીમાં બેઠી બેઠી થરથર ધ્રૂજતી હશે—ધ્રૂજતી હશે—અથવા કાં તો બેભાન થઈ ગઈ હશે.

ગાડી સ્ટાર થિયેટર આવી પહોંચી. મહા ઠાઠમાઠથી ચંદ્રશેખરનો ખેલ શરૂ થઈ ચૂક્યો હતો. માણસોની ભીડનો પાર નહોતો. થિયેટર ચીકાર ભરાઈ ગયું હતું. એક પણ જગ્યા ખાલી નહોતી અને તેથી ઘણાઓ ટિકિટ ન મળવાથી નિરાશ થઈ પાછા ફરતા હતા. સુબોધ કૂદકો મારી ગાડીમાંથી નીચે ઊતર્યો. ત્યાં ઊભેલી બધી ગાડીઓ એક એક કરીને તપાસી જોઈ. કોઈમાં પણ સુનીતિ નહોતી. તેને ચક્કર આવવા લાગ્યાં. અક્કલ-હોશિયારી બધી બહેર જ મારી ગઈ. ગાડીની હાર તપાસી પાછા ફરતાં દરેક ગાડીવાળાને પૂછવા લાગ્યોઃ "તુમ કોઈ મેમસાહેબકો લાયા ?" બધાઓએ જવાબ આપ્યોઃ "ના." એક જણે કહ્યું "હાં હુજૂર, લાયા."

સુબોધની છાતી ધડકી ઊઠી. તેને લાગ્યું કે, હવે આ અપાર સમુદ્રનો કિનારો દેખાયો. ગાડીમાં જોડેલા બે ઘોડાને જોયા. ગાડીવાનને પણ જોયો. બરાબર તે જ ઘોડા અને તે જ ગાડીવાન હોય એવું તેને લાગ્યું.

એક સેકંડમાં આ વિચારો સુબોધના મગજમાં રમી ગયા. બીજી સેકંડે તેણે ગાડી-વાનને પૂછ્યું: "કહાંસે લાયા ? હાવડા સ્ટેશન સેં ?"

"હાં હુજૂર, હાવડા સ્ટેશનસે લાયા."

"હમકો દેખા થા."

કોચ બૉક્સ પર બેઠે બેઠે પોતાનું માથું નીચું નમાવી ઝાંખા અજવાળામાં ગાડીવાન સુબોધને નીરખીને જોવા લાગ્યો. જોઈને વિચાર કરીને બોલ્યોઃ "હાં હુજૂર. આપ કા માફીક એક સાહેબ કો તો દેખા થા."

હવે સુબોધે અત્યંત ઉત્સુકતાપૂર્વક પૂછ્યુંઃ "મેમસાહેબ કીધર ગયાં ?"

"મેમસાહેબ ભીતરમેં તમાસા દેખ રહી હય!" વાત સાંભળી સુબોધ એકદમ નિરાશ થઈ ગયો. તે મનમાં વિચાર કરવા લાગ્યો કે, ત્યારે તો એ સુનીતિ ન હોય! સુનીતિ હોય તો તે કોઈ કાળે પણ ગાડીમાંથી ઊતરી એકલી ટિકિટ ખરીદી થિયેટરમાં જાય જ નહિ. એ બિલકુલ અસંભવિત. છતાં યે વિચાર કર્યો કે ચાલો એકવાર તપાસ કરવામાં શું જાય છે?

ભીડમાંથી રસ્તો કાપતો થિયેટરનો દરવાજો વટાવી સુબોધ થિયેટરના કંપાઉંડમાં આવ્યો. જે માણસ ટિકિટ વેચતો હતો તેને પૂછ્યું: "અંગ્રેજી વેશધારી કોઈ બંગાલી સ્ત્રીએ આજ આપની પાસેથી ટિકિટ ખરીદી છે ?"

તે માણસનું નામ હતું ભવચરણ. તે બોલ્યોઃ "સાહેબ મારા, કેટલાં યે માણસોએ ટિકિટ ખરીદી હશે. આ ભયંકર ભીડમાં શું કોઈના મોં તરફ તાકીને જોવાની ફુરસદ મળે છે ? છતાં યે મને લાગે છે કે એક જણીએ ટિકિટ લીધી છે ખરી."

સુબોધે તેના હાથમાં એક નોટ સેરવી દઈ કહ્યુંઃ "ભાઈ, જરા બહાર આવોને એક વાર."

ભવચરણ માનપૂર્વક બહાર નીકળી આવ્યો અને ઉત્સુક ભાવે બોલ્યોઃ " શું છે મહાશય ?"

સુબોધે કહ્યુંઃ " મને જરા મદદ કરવી પડશે. આપનો કોઈ માણસ મોકલી તે મહિલાને ખબર પહોંચાડવી પડશે. જો મારું કામ પાર પડશે તો હું બીજી એક નોટ આપીશ."

ભવચરણ હસીને બોલ્યોઃ " તે શેઠ જરૂર કરીશ. કોઈ ગૃહસ્થ માણસનું કામ સરતું હોય તો શા માટે ન કરું ! આપ જરા ઊભા રહો. હું હમણાં જ આવું છું."

હસીને ભવચરણે કોઈ દિવસ ન કરેલું એવું કામ કર્યું. કાંઈક ગડબડ જેવું છે એવી શંકા આવતાં, થિયેટરના જનાના વર્ગની દાસી મારફત સુબોધના ખબર ન પહોંચાડતાં, આ કામ નિર્વિઘ્ને પાર પાડવું એ દાસીનું કામ નથી સમજી, તે પોતાની ઓળખીતી રોહિણી નામની નટી હતી બેગમનો પોશાક પહેરી, ખુરસી પર બેઠી બેઠી તમાકુ ચાવતી હતી તેની પાસે જઈને ચુપચુપ બોલ્યો : " એક કામ કરીશ ?"

" શું ?"

ભવચરણે સંક્ષેપમાં બધી હકીકત રોહિણીને સમજાવી. રોહિણી બોલી : " શું આપીશ ?"

" એક હારકાઉન વ્હીસ્કી."

" અરે રામ રે ચામ-ગણું ખણી જાય-છોશાઈ જાય. ઓનશીલ જોઈએ."

" વારુ, તે આપીશ, ચાલ ત્યારે."

બેગમનો પોશાક ઉતારે નહિ તો બહાર જવાય નહિ. અને જો ઉતારે તો તેને પાછો પહેરતાં ઘણો વખત લાગે તેમ હતું; તેથી રોહિણી એક વિલાયતી શાલ પોતાના શરીર ઉપર પગથી તે માથા સુધી વીંટાળી, પગમાં સપાટ પહેરી ભવચરણની પાછળ પાછળ ચાલી. ભવચરણ સુબોધબાબુ તરફ આંગળી ચીંધી બોલ્યો : " મેં જેમની તારી પાસે વાત કરી તે શેઠ આ."

સુબોધે કાર્ડ કેસમાંથી પોતાના નામનું એક કાર્ડ કાઢી રોહિણીના હાથમાં મૂક્યું અને કહ્યું : " જો કોઈ અંગ્રેજી પોશાક પહેરેલી બંગાળી મહિલાને તમે અંદર જુઓ, તો આ કાર્ડ દેખાડી મહેરબાની કરી તેને બહાર તેડી લાવજો."

રોહિણીએ સુબોધ તરફ જોઈ જરા મોં મલકાવ્યું. પછી કાર્ડ લઈ આમ તેમ ડોલતી ડોલતી સીડી ઉપર ચડી ગઈ.

સુબોધ ઊભો રહી વાટ જોવા લાગ્યો.

પાંચ મિનિટ પછી રોહિણી કાર્ડ હાથમાં પાછું લઈ નીચે આવી અને બોલી : " અંદર અંગ્રેજી વેશ પહેરેલી આપની કોઈ પણ મહિલા નથી. એક બાઈ છે, તે તમને ઓળખતી નથી—તમારી કોઈ સગી હોય એમ તે કબૂલ કરતી નથી."

સુબોધ કાંઈ પણ ન બોલતાં નીચે મોઢે ત્યાંથી ચાલતો થયો.

રોહિણી તેના સાથીને કહેવા લાગીઃ " આજ તેં મને મહા આફતમાં સપડાવી દીધી'તી ભાઈ. એક ' ઓનશીલ 'ને લોભે મારો જીવ જતા બેઠો હતો ! આમ તેમ શોધતી અંગ્રેજી વેશ પહેરેલી મહિલા પાસે જઈ બોલી : ' આપના પતિ બહાર વાટ જુએ છે, આપ જલદી બહાર ચાલો. ' કહી કાર્ડ તેના હાથમાં મૂક્યું. તે બાઈએ

[ અનુસંધાન પૃષ્ટ ૭૩.

# સાચાં આશ્વાસનો

ચુનિલાલ પટેલ

[ શાર્દૂલવિક્રીડિત ]

કંટાળે પરિવ્રાજિકા નહિ મઠે આવાસથી સાંકડા,
યોગી કંદરમાં રહે પણ નથી તેને કદી લેખતા;
એકાન્તે થઈ મગ્ન અધ્યયનમાં છાત્રો દિનો ગાળતા,
હર્ષે અલ્પસ્થળે નિયંત્રિત થઈને કાંતવાની કળા;
કન્યા કેળવતી, વણે વણકરો; ને ષટ્પદો શ્યામળા
પુષ્પાન્વેષી ઉડી મહીધર તણાં આકાશને સ્પર્શતા
શૃંગે દીર્ઘ નિવાસ પુષ્પપુટમાં કેદી થઈ મ્હાણતા;
સ્વેચ્છા–સ્વીકૃત ભદ્ર અંકુશ તણી ના સાલતી શૃંખલા.

તેથી વાસ કરી અનેક સમયે આનંદ માન્યો ઉરે
મર્યાદાવૃત કાવ્યભૂમિસ્થળમાં સૉનેટ નામે; અને
તેનાં બંધનમાં વિહાર કરતાં ખાત્રી થયેલી મને,
કે નિઃશૃંખલ જીવનો નિજ ઘણાં ખૂંચ્યાં હશે આખરે.

—એ ભારે ખલુ કેટલાય મળશે દુઃખી થતા અંતરે—
સાચાં સાંપડશે ઘડીભર અહીં આશ્વાસનો એમને.*



* વર્ડ્સ્વર્થકૃત *Sonnet on Sonnet* ઉપરથી

# મુંબઇ ઇલાકાનાં આર્થિક સાધનો

ડૉ. વી. કે. આર. વી. રાવ, અમદાવાદ
અનુવાદક: રતિલાલ છ. શાહ, બી. એ. વર્ધા

મુંબઈ ઇલાકાની આર્થિક અને ઔદ્યોગિક સર્વે કમિટીનો રિપોર્ટ આપણા ઇલાકાનાં આર્થિક અને ઔદ્યોગિક સાધનો પ્રત્યે આપણું ધ્યાન ખેંચે છે. આ કમિટી મુંબઇ સરકારે ૧૯૩૮ ના એપ્રિલમાં નીમી હતી અને સર પરશોત્તમદાસ જેવા ધુરંધર કુશલ વેપારી તેના પ્રમુખ હતા.

ભૌતિક દૃષ્ટિએ મુંબઈ ઇલાકો હિંદુસ્તાનના બીજા પ્રાંતો જેટલો આર્થિક મહત્ત્વનો નથી. છતાં બોકસાઇડ ( bauxide ) બેલગામ, ખેડા અને થાણા જિલ્લામાં પ્રાપ્ત થયું છે અને પંચમહાલમાં મેન્ગેનીઝ. જો ઔદ્યોગિક દૃષ્ટિએ ભૌતિક શોધન કરવામાં આવે તો સંભવ છે કે બીજાં પે નવાં ખનીજો મળી આવે અને આપણે આશા રાખીએ કે વર્તમાન યુદ્ધને નિમિત્તે પણ સરકારે આ કામ શીઘ્ર હાથમાં લેવું જોઇએ.

ખેતીવાડી જોતાં, મુંબઈ ઇલાકો હિંદુસ્તાનનો મોટો વિભાગ નહિ કહેવાય.

મુંબઇ ઇલાકાનું ક્ષેત્રફળ ફક્ત ૭૭,૨૨૧ ચોરસમાઇલ છે. એની કુલ વસ્તી લગભગ ૧,૮૦ કરોડ છે. ૧૯૩૭–૩૮ ના વર્ષમાં ત્રણ કરોડ ચોરસ એકર જમીન ખેતીમાં વપરાઈ હતી અને તેમાંથી નીચેના મુખ્ય પાકો લેવામાં આવ્યા હતા :

| | | | | | |
|---|---|---|---|---|---|
| જુવાર | ૮૦,૭૩,૦૦૦ | એકર | અળસી | ૧,૧૨,૦૦૦ | એકર |
| બાજરી | ૪૦,૩૦,૦૦૦ | ,, | શેરડી | ૭૧,૦૦૦ | ,, |
| કપાસ | ૩૮,૬૨,૦૦૦ | ,, | દિવેલી | ૪૨,૦૦૦ | ,, |
| ઘઉં | ૧૮,૩૧,૦૦૦ | ,, | નારિયેળ | ૨૮,૦૦૦ | ,, |
| ભોંયશીંગ | ૧૩,૪૪,૦૦૦ | ,, | ફળ તથા શાકભાજી | ૨,૦૩,૦૦૦ | ,, |
| ચણા | ૬,૭૪,૦૦૦ | ,, | પરચૂરણ ખાદ્ય ધાન્ય | ૨૭,૨૭,૦૦૦ | ,, |
| ગકાઈ | ૬,૪૬,૦૦૦ | ,, | ,, તેલીબિયાં | ૬,૭૮,૦૦૦ | ,, |
| તમાકુ | ૧,૭૦,૦૦૦ | ,, | ,, પાક | ૧,૩૫,૦૦૦ | ,, |
| તલ | ૧,૬૬,૦૦૦ | ,, | ઘાસચારો | ૨૪,૯૦,૦૦૦ | ,, |

ઔદ્યોગિક દૃષ્ટિએ મહત્ત્વનો પાક કપાસ તથા રેશકો× ( રેસાવાળી વનસ્પતિઓ–fibres ), શેરડી, મકાઈ, અને તમાકુ છે.

ઇલાકાનું પશુધન નીચે પ્રમાણે છેઃ

| | | | |
|---|---|---|---|
| બળદ | ૩૩,૨૪,૦૦૦ | નાનાં ભેંસ-પાડા | ૧૦,૧૪,૦૦૦ |
| ગાય | ૨૦,૨૯,૦૦૦ | ઘેટાં | ૧૬,૮૧,૦૦૦ |
| વાછરડાં | ૨૦,૯૫,૦૦૦ | બકરાં | ૨૧,૦૯,૦૧૦ |
| પાડા | ૨,૨૯,૦૦૦ | ઘોડા અને ટટ્ટુ | ૧,૧૭,૦૦૦ |
| ભેંસ | ૧૨,૭૦,૦૦૦ | ખચ્ચર, ગધેડાં, ઊંટ વગેરે | ૭૪,૦૦૦ |

× શ્રી. કિશોરલાલ મશરૂવાળાએ સૂચવેલો શબ્દપ્રયોગ

એવો અડસટ્ટો આંકવામાં આવે છે કે, આપણું વાર્ષિક દૂધ ૧૨૫૦ કરોડ રતલ છે. દર વર્ષે બળદનાં ચામડાં લગભગ ૧૪૦ હજાર થાય છે. ૧૧૦ હજાર ગાય અને બળદનાં ચામડાં, ૨૦૦ હજાર બકરાં અને ઘેટાનાં. ઈલાકામાં જે ઊન થાય છે તે હલકી જાતનું છે. અને તે પણ ૪૦ લાખ રતલથી વધારે બનતું નથી.

જો કે આપણા પ્રાંતની ખેતી તથા પશુધન કાંઈ મહત્ત્વનાં નથી, છતાં તેની જંગલની પેદાશ ધ્યાનમાં લેવા જેવી છે. આખા બ્રિટિશ હિંદમાં મુંબઈ ઈલાકો સૌથી વધારે ઈમારતી લાકડું અને અન્ય જંગલી પેદાશ આપે છે. ઈમારતી લાકડા સિવાય આપણે ત્યાં કાગળ બનાવવાને માટે વાંસ અગત્યની પેદાશ છે. દિવાસળીની પેટી માટે નરમ લાકડું, ચામડું કેળવવાની સામગ્રી, વનસ્પતિમાંથી બનેલા રંગ, ગુંદર અને શેરડી તેમજ વેપારની દૃષ્ટિએ ઉપયોગી રેશકા ( fibres ) છે.

૧૯૩૭–૩૮ માં કુલ જંગલની પેદાશ નીચે મુજબની હતીઃ

| | |
|---|---|
| ઈમારતી લાકડું | ૩૦,૭૭,૦૦૦ |
| બાળવાનાં લાકડાં અને કોયલા | ૨,૯૬,૦૦૦ |
| વાંસ | ૯૮,૦૦૦ |
| ગુંદર | ૨,૦૦,૦૦૦ |
| ઘાસચારો | ૪,૭૧,૦૦૦ |
| પરચૂરણ માલ | ૧,૦૯,૦૦૦ |
| કુલ રૂ. | ૪૨,૫૧,૦૦૦ |

**કુદરતની મહેરબાની**:—આપણા ઈલાકા પર કુદરતની મહેરબાની ઓછી નથી. સાચું છે કે ઈલાકામાં ખનીજની પેદાશ કમ છે, પરંતુ આપણો દરિયાઈ કાંઠો વિશાળ છે: જ્યાં માછલાં મારવાની સારી સગવડ છે. મીઠું પણ બનાવી શકાય છે અને બીજી વિવિધ પ્રકારની ઉપયોગી જંગલની ઉપજ છે. જુદી જુદી જાતનું પુષ્કળ પશુધન અને કપાસ, ભોંયશીંગ, અળસી, નાળિયેળ, અંબાડી, તથા શણના રેશકો, તમાકુ વગેરે અગત્યનો કાચો માલ પણ પેદા થાય છે. જુદી જુદી જાતનો દાણો તથા ફળ, શાકભાજી પણ ઠીક ઠીક પ્રમાણમાં છે. આથી આપણી પાસે ખોરાકી, જંગલનો, દૂધનો, ચામડાનો, રેશકાનો તથા તેલીબીયાંનો એટલો માલ છે કે જેથી ઔદ્યોગિક વિકાસ સહજ કરી શકાય.

આપણે આ બધી પેદાશનો કેવો ઉપયોગ કરીએ છીએ એ હવે જોઈએ. નીચેનું ખાનું ઈલાકાના ધંધા બતાવે છે:

| | | | | | |
|---|---|---|---|---|---|
| પશુ તથા વનસ્પતિમાં | ૪૭,૬૩,૦૦૦ | લોક | સરકારી નોકરીમાં | ૧,૧૮,૦૦૦ | લોક |
| ખનીજમાં | ૧૦,૦૦૦ | ,, | બૌદ્ધિક વ્યવસાયમાં | ૧,૦૯,૦૦૦ | ,, |
| ઉદ્યોગમાં | ૮,૭૭,૦૦૦ | ,, | બેઠી આવક પર જીવનારાં | ૨૧,૦૦૦ | ,, |
| વાહનમાં | ૧,૪૨,૦૦૦ | ,, | નોકરીચાકરીમાં | ૧,૪૦,૦૦૦ | ,, |
| વેપારમાં | ૩,૫૩,૦૦૦ | ,, | પરચૂરણમાં | ૩,૫૮,૦૦૦ | ,, |
| લશ્કર | ૫૧,૦૦૦ | ,, | અનુત્પાદક કામમાં | ૧,૦૦,૦૦૦ | ,, |

આ પરથી માલૂમ પડશે કે ૮૮ લાખ લોક એટલે કુલ કામદારોનાં ૧૪ ટકા લોક ઉદ્યોગમાં રોકાયેલાં છે. અને આખા બ્રિટિશ હિંદમાં વસ્તીના ૧૦. ટકા લોક ઉદ્યોગમાં રોકાયેલાં છે. મુંબઈની ઔદ્યોગિક પ્રધાનતાને લીધે કદાચ આ આંકડો કોઈ ને ઓછો લાગશે, પરંતુ આ ઓછા આંકડાનું કારણ તો ( સર્વે કમિટીના રીપોર્ટ પ્રમાણે ) એ છે કે, મોટે ભાગે કામદારો કારખાનાંમાં કામ કરે છે અને ગૃહઉદ્યોગમાં ઓછા લોકો કામ કરવા લાગ્યા છે. ઇલાકાના ૮,૭૭,૦૦૦ ઔદ્યોગિક કામદારોમાંથી (૧૯૩૧ના વર્ષમાં) ૩૫૦,૦૦૦ (૪૧ ટકા) તો કારખાનાંમાં કામ કરતાં હતાં, જ્યારે બ્રિટિશ હિંદનો આંકડો તો ૧૪ ટકા જેટલો હતો. પરંતુ ૧૯૩૮ માં કારખાનાંમાં કામદારોનો આંકડો ૪,૭૯,૦૦૦ સુધી પહોંચ્યો છે. તે જ પ્રમાણે ઔદ્યોગિક ધંધામાં કામ કરનારાઓની સંખ્યા પણ જરૂર વધી હશે. ઈ. સ. ૧૯૩૮માં ભિન્ન ભિન્ન ઉદ્યોગોમાં નીચે પ્રમાણે કામદારો હતા :—

| | કારખાનાંની સંખ્યા | કામદારોની સંખ્યા | | કારખાનાંની સંખ્યા | કામદારોની સંખ્યા |
|---|---|---|---|---|---|
| સરકારી કારખાનાં | ૫૬ | ૨૦,૬૮૬ | કાગળ તથા છાપખાનાં | ૨૯૧ | ૧૧,૫૩૬ |
| કાપડની મિલ | ૪૮૯ | ૩૩૯,૭૯૨ | લાકડું, પત્થર અને કાચ | ૧૦૬ | ૬,૧૬૩ |
| ઇજનેરી | ૩૬૦ | ૨૮,૬૨૯ | ચામડાં | ૨૪ | ૧,૪૧૦ |
| ખાણ તથા ધાતુ | ૩૪ | ૧,૨૨૦ | પરચૂરણ કારખાનાં | ૬૪ | ૩,૮૫૯ |
| ખાદ્ય, પીણાં તથા તમાકુ | ૧૪૨ | ૫,૭૬૬ | મોસમનાં કારખાનાં | ૭૨૫ | ૪૧,૮૧૭ |
| રસાયણ, રંગ વગેરે | ૨૦૪ | ૧૭,૮૨૫ | કુલ | ૨,૪૯૫, | ૪૭૯,૧૦૩ |

આ પરથી માલૂમ પડશે કે, કેવળ મિલમાં જ ૩,૪૦,૦૦૦ યાને ૭૧ ટકા કામદારો કામ કરે છે. ઇલાકાના બીજા ઉદ્યોગનાં જો કે ૮૦ ટકા કારખાનાં છે, છતાં તેમાં કુલ કામદારોના ૨૯ ટકા કામ કરે છે. વળી એ પણ ખરું છે કે, ૪૭,૯૦,૦૦૦ કામદારોની સંખ્યા આપણા ઇલાકામાં સરખી રીતે ફેલાયેલી નથી, પરંતુ મુંબઇ જેવા શહેરમાં (૨૭૧,૦૦૦) અને અમદાવાદમાં (૧૨૫,૦૦૦) કુલ કામદારોની ૭૪ ટકા સંખ્યા વસે છે.

મહત્ત્વનાં ઔદ્યોગિક સ્થળો નીચે પ્રમાણે છેઃ-

| | | | | | |
|---|---|---|---|---|---|
| સોલાપુર | ૨૪,૪૩૬ | કામદાર | પૂના | ૧૦,૫૪૩ | કામદાર |
| પૂર્વ ખાનદેશ | ૧૫,૩૦૫ | ,, | ભરૂચ,પંચમહાલ | ૧૦,૨૦૪ | ,, |
| ધારવાડ | ૧૧,૨૮૮ | ,, | મુંબઇનાં પરાંઓ | ૯,૯૯૮ | ,, |

ઇલાકાની કુલ ઔદ્યોગિક સંપત્તિનો અંદાજ મળતો નથી, પરંતુ ૧૯૩૮માં ૪૭૯,૦૦૦ કામદારોને ૧૫ કરોડ રૂપિયા પગારમાં આપવામાં આવ્યા હતા. ૧૯૩૬–૩૭ ની ઇન્કમટેક્ષ માટેની રકમ રૂા. ૪૨ કરોડ આંકવામાં આવી હતી. આ રકમ સઘળા પ્રાંતો કરતાં સર્વથી અધિક છે. તેમજ ઇન્કમટેક્ષ ભરનારાઓ ૮૩૫૨૩ હતા એટલે ૩૦ ટકા; વળી મુંબઈમાંથી સિક્યુરિટી પર ૩૮ ટકા ઇન્કમટેક્ષ લેવાયો હતો. તથા સેવિંગ બેંક ડિપોઝીટ માણસ દીઠ કેશ સર્ટિફિકેટ આપણા ઇલાકામાં સર્વથી વધારે વેચાયાં હતાં. આર્થિક તથા વેપારની દૃષ્ટિએ મુંબઇ ઇલાકો સર્વ પ્રાંતોથી સમૃદ્ધ છે એમાં કાંઈ શક નથી. અને વ્યાપાર–કુશળ વ્યક્તિઓની

છતને લીધે તો મુંબઈ ઇલાકો વિકાસ માટે સર્વોત્તમ ગણી શકાય. પરંતુ સખેદ કહેવું પડે છે કે સરેરાશ આવક, ભરણપોષણની ઓછામાં ઓછી જરૂરિયાત કરતાં પણ ઓછી છે, અને એની કહેવાતી ઔદ્યોગિક શક્તિ છતાં દુનિયાના અન્ય ઔદ્યોગિક ભાગો જેટલી શક્તિ અને પ્રગતિ આપણે સાધી શક્યા નથી.

ઔદ્યોગિક વિકાસને માટે આપણે શું કરવું જોઈએ એ હવે આપણે જોઈએ.

**કાપડ માટે ક્ષેત્રઃ**–નિકટ ભવિષ્યમાં કાપડ અને કાપડની પરચૂરણ વસ્તુઓના વિકાસ માટે દેખીતી રીતે પુષ્કળ ક્ષેત્ર છે. બનાવટી રેશમ માટે જે કાચો માલ વપરાય છે એ રાસાયણિક કપાસ છે અને એ તો રૂનો કચરો ( cotton waste ) તથા ટૂંકા રેસાનો કપાસ છે. સંતોષની વાત છે કે, આ બાબતમાં સેન્ટ્રલ કોટન કમિટી વૈજ્ઞાનિક પ્રયોગો કરી રહી છે. એકવાર જો આ પ્રયોગો સફળ થાય તો પછી આપણે કાપડના ઉદ્યોગની સાથે બનાવટી રેશમ બનાવવાનું કામ પણ હાથમાં લઈ શકીએ. અને સ્થાનિક બનાવટી–રેશમનો–માલ બનાવનારાઓને પરદેશથી મોટા પ્રમાણમાં કાચો માલ મંગાવવો નહિ પડે. જ્યાં સુધી આપણે કાચા માલ માટે વિદેશી પર આધાર રાખીએ છીએ ત્યાં સુધી મુંબઈ ઊનનો ઉદ્યોગ ખીલવવા માટે સારું મથક થઈ પડશે. સ્થાનિક ઊનના વિકાસ માટે પણ પ્રયત્ન કરવાની જરૂર છે. પરદેશથી જે માલ આવે છે તે બધો મુંબઈ યા અન્ય સ્થળે બનાવી શકાય કે કેમ એ કહી નહિ શકાય. છતાં, એવું ખાસ કારણ નથી કે જેથી મુંબઈ હિંદના કાપડના ઉદ્યોગમાં અગત્યનો ભાગ નહિ લઈ શકે. મિલના કરતાં પણ વધારે અગત્યની વસ્તુ તો બોબીન, શટલ, પીકર, રોલર સ્કીન, સ્ટાર્ચ વગેરે છે. મુંબઈ અને અમદાવાદ જેવાં ભરચક બજારો હોવા છતાં આ વસ્તુઓ બનાવવાની તરફ કેમ વિશેષ ધ્યાન આપવામાં આવતું નથી?

**કાગળનો ઉદ્યોગઃ**–આપણે ત્યાં વિકાસ કરવા લાયક બીજો ઉદ્યોગ કાગળ બનાવવાનો છે. કાગળ બનાવવામાં લાકડાના માવાને બદલે વાંસનો માવો ઘણો સરસ નીવડે છે. મોટી મિલો માટે આપણા સુરતનાં ડાંગ અને કર્ણાટકનાં જંગલોમાં પુષ્કળ વાંસ થાય છે. પેસ્ટ બોર્ડ માટે, ડાંગરનાં છોતરાં અને જોયચીંગનાં છોડાં ઉપયોગમાં લાવી શકાય. આ બંને આપણા ઇલાકામાં સારા પ્રમાણમાં મળે છે. ફક્ત મૂડી રોકનારી જનતામાં સાહસ અને પ્રયોગ કરવાની ધગશની જરૂર છે.

યંત્ર બનાવવાનું કામ તથા અન્ય યંત્રનાં ઓજારો બનાવવા માટે મુંબઈ મુખ્ય મથક હોવું જોઈએ. છતાં નજીવા અપવાદ સિવાય ( ચોખાની, દળવાની, ખાંડવાની મિલોના જુદા જુદા ભાગો ) આ ઉદ્યોગ હજી ખીલવવામાં આવ્યો નથી. આનું કાંઈ વાસ્તવિક કારણ પણ નથી; કારણ કે મુંબઈમાં સારાં બંદરો છે, ધીકતાં બજારો છે અને ચતુર કારીગરવર્ગ પણ છે, તેથી મશીનરી બનાવવા માટે સખ્ત પ્રયત્ન કરવાની જરૂર છે. શરૂઆતમાં કેવળ મશીનરીના જુદા જુદા ભાગો જોડવાનું કામ હાથમાં લેવામાં આવે તોપણ ચાલશે.

**દવા અને રાસાયણિક પદાર્થઃ**–હાલમાં પશ્ચિમમાં જે યુદ્ધ થઈ રહ્યું છે તેથી સૈન્ય માટે કેટલોક સામાન પણ બનાવી શકાય. ફળ તાજાં રાખવાનું, દૂધની ભૂકી બનાવવાનું,

એમાંથી બીજી વસ્તુઓ બનાવવાનું, માછલી તાજી રાખવાનું, માછલીના ચાટણ ( paste ) બનાવવાનું, ચામડાં કેળવવાનું અને ચામડાંના સામાન બનાવવાનું, સિગારેટ બનાવવાનું કામ કરી શકાય એમ છે. આપણો જે કાચો માલ વેડફાઈ જાય છે અથવા તો પૂરી રીતે ઉપયોગમાં નથી આવતો, એમાંથી આપણે ટેનિંગ અર્કો ( tanning extracts ), રેશાની પેટીઓ, ઘાસની ચંપલો, Power alchol–પાવર આલ્કોહોલ ( લડાઈમાં તો ખાસ જરૂરી ચીજ છે), કાષ્ઠાર્ક ( wood distilation ), દીવાસળી, દાબેલું લાકડું ( ply wood ) અને એનો સામાન, માછલીનું ખાતર, માછલીનું guano ( ખાતર ) અને માછલીનું તેલ બનાવી શકાય.

લડાઈને લીધે રસાયણી પદાર્થની માગ પુષ્કળ વધી પડી છે અને ઓખા બંદર પર જ્યારે ટાટાનું નવું કારખાનું ખૂલશે ત્યારે આપણને ઘણોખરો રસાયણી માલ વિદેશથી આયાત કરવો પડશે નહિ. ઈલાકામાં કેટલીક કંપનીઓ સારાં દવાદારૂ બનાવે છે; છતાં આ ક્ષેત્ર હજી વિસ્તારી શકાય.

ઉપરની યાદી સંપૂર્ણ નથી. તેમજ એ બધી વસ્તુઓ આપણો ઈલાકો મોટા પાયા પર બનાવી શકશે, એમ પણ નહિ કહી શકાય. પરંતુ બેશક, આપણે ઈલાકાના હુન્નર–ઉદ્યોગ હજી વધારી શકીશું. લડાઈને લીધે આ બધું આપણે સહજ કરી શકીશું કારણ કે પરદેશથી માલ આવતો પણ લગભગ બંધ થયો છે અને મિત્રરાજ્યોને લડાઈમાં ઘણી વસ્તુઓની જરૂર છે.

આ દિશામાં યોગ્ય પ્રયત્ન કેમ કરવામાં નથી આવતો ? કદાચ મશીનરી માટે અને મશીનરીને ચલાવવા માટે વિદેશી કુશળ કારીગરો પર આપણે આધાર રાખવો પડે છે, કદાચ લડાઈ પછી આ બધા ઉદ્યોગમાં વિદેશી હરીફાઈનો પણ સામનો કરવો પડે વગેરે કારણો કોઈ બતાવશે.

**સંરક્ષણની જરૂર:**–તેથી સરકારી સંરક્ષણની જરૂર છે. સરકારે જાહેર કરવું જોઈએ કે, લડાઈ દરમિયાન હિંદુસ્તાનમાં નવા ઉદ્યોગો સ્થાપવામાં આવે તો તેને માટે સરકાર મશીનરી અને કુશળ કારીગરો મેળવી આપવાની કોશિશ કરશે. અને શાંતિ સ્થપાયે આ ઉદ્યોગોને સરકાર વિદેશી હરીફાઈમાંથી બચાવવા રક્ષણ આપશે. આ નીતિ લડાઈના નવા ઉદ્યોગો તથા વિદેશી માલને બદલે સ્થાનિક બનાવી શકાય એવા માલના ઉદ્યોગોને પણ લાગુ પાડવામાં આવવી જોઈએ. આ ઔદ્યોગિક વિકાસ સરસ જ નહિ, પરંતુ લડાઈની દૃષ્ટિએ પણ લાભદાયી નીવડશે. કારણ કે જે ઉદ્યોગોથી આપણે વિદેશી આયાતને બંધ કરી શકીએ તો તેથી આપણું પરદેશી હૂંડિયામણ ( exchange ) પણ સુધરશે અને તેથી લડાઈમાં આપણે પરોક્ષ રીતે અગત્યનો ભાગ ભજવી શકીશું.

☆

# નિત્શેનાં વચનો

કૃષ્ણવદન જેતલી એમ. એ.

[ ગતાંકથી ચાલુ ]

જ્યાં દબાણ છે, ત્યાં સંખ્યાશીકાળી શાસન કરે છે, કારણ તેની પાસે વધુ દબાણ છે.

*

સત્તાનો લોભ—પણ જ્યારે મહાન માણસો સત્તાના લોભ માટે નમે છે ત્યારે તેને લોભ કોણ કહે છે ? ખરેખર, એવી ઇચ્છામાં અને એવા નમનમાં કાંઈ બિમારી કે શરમ નથી.

*

એક દિવસ જે માણસોને ઊડતાં શીખવશે, તે બધાં ભૂમિચિહ્નો દૂર કરશે; ભૂમિચિહ્નો જાતે જ પાંખોવાળાં બનશે અને પૃથ્વી તે માણસ દ્વારા નવું નામ પામશે—'ભારહીન.'

*

દરેકે પોતાની જાતને પોષક અને તંદુરસ્ત પ્રેમથી ચાહતાં શીખવું જોઈએ. એથી દરેક જિંદગીને સહ્ય ગણી શકે અને તેનાથી દૂર આમતેમ ભાગે નહિ.

*

જે પોતાની જાત પર સત્તા ભોગવતા નથી, તેમણે તાબે થવું જોઈએ. કેટલાક જાતને હુકમ કરી શકે છે, પણ જાતનો હુકમ પાળવા અસમર્થ હોય છે !

*

જે કોઈ ટોળામાંનો છે, તે જીવનને કાંઈ પણ બદલા વગર મેળવવા ઇચ્છે છે; જીવને જેને આત્મસમર્પણ કર્યું છે એવા અમે, તેને બદલામાં સૌથી સારું શું આપી શકીએ, એ વિશે ચિંતન કરીએ છીએ.

*

જ્યાં માણસ આનંદ આપી શકતો નથી, ત્યાં તેને આનંદ ભોગવવાની ઇચ્છા કરવાનો અધિકાર નથી.

*

બેપરવાભરી હિંમત, લાંબા સમયથી અવિશ્વાસ, ક્રૂર નકાર, ઘૃણા, મર્મસ્થાને અચાનક ઘા—આ બધાંનું મિલન કેટલી ઓછી વખત જ થાય છે. પણ આવા બીજમાંથી જ સત્ય જન્મે છે !

*

હવેથી તમારું માન, તમે ક્યાંથી આવ્યા તેમાં નહિ પણ તમે ક્યાં જવાના છો, તેમાં હશે. તમારી ઇચ્છા અને તમારા પગ તમારી જાતને વટાવી દૂર જવા ઇચ્છે છે તે જ તમારું નૂતન માન હો !

*

ઓ મારા ભાઈઓ, તમારી સુજનતા પાછળ નહિ પણ આગળ જ જોશે ! તમને તમારા પિતાના અને પૂર્વજોના પ્રદેશોમાંથી બહાર કાઢી મૂકવામાં આવશે !

તમારાં બાળકોનો પ્રદેશ જ તમે ચાહશો—સૌથી દૂર દરિયામાં, અણુશોધાયેલો પ્રદેશ! આ પ્રદેશ તરફ જ હું તમને હંમેશાં તમારા સઢો વાળવાનો આદેશ આપું છું!

તમે તમારા પિતાઓનાં સંતાનો હતાં તેની સાર્થકતા તમારાં બાળકોમાં જ દર્શાવશો. આ રીતે જ તમે ભૂતકાળનું પ્રાયશ્ચિત્ત કરશો ! આ નવો કાનુન હું તમને ફરમાવું છું!

*

'શા માટે જીવવું ? બધું મિથ્યા છે. જીવવું એ તો પાણી વલોવવા જેવું છે : જીવન એ તો પોતાની જાત બાળીને પણ ગરમીથી વંચિત રહેવા જેવું છે.'

આવો પુરાણો બકવાદ હજુ સુધી 'ડહાપણ' ગણાય છે. એ પુરાણો છે અને વાસી હોવાથી ગંધાય છે માટે તેને વળી વધુ માન અપાય છે. જીર્ણતા તેને ઉમદા બનાવે છે !

બાળકો આમ બોલે તો ઠીક છે. તેઓ દેવતાથી બીએ છે, કારણ તેઓ તેનાથી દાઝ્યાં છે! પુરાણી ડહાપણની કિતાબોમાં ઘણી બાલિશતા છે.

અને જે હંમેશાં પાણી વલોવે છે તે એ વલોણાને કેવી રીતે નિંદી શકે ? આવા મૂર્ખાઓનાં મોંમાં ડૂચા મારવા જોઈએ !

તેઓ સાથે કાંઈ લાવ્યા વિના, ભૂખ વિના યે જમવા બેસે છે અને પછી તેઓ નિંદા કરે છે, 'બધું મિથ્યા છે!'

પણ સારી રીતે ખાવું અને સારી રીતે પીવું, મારા ભાઈઓ ! ખરેખર, કોઈ મિથ્યા કલા નથી! જે કદી યે આનંદી નથી તેના કાનૂનો ભાંગી નાંખો, તોડી નાંખો.

*

'શુદ્ધને બધી વસ્તુઓ શુદ્ધ લાગે છે,' એમ લોકો કહે છે. પણ હું તમને કહું છું: મલિનને બધી વસ્તુઓ ગંધાતી લાગે છે!' તેથી જેમનાં હૃદયો પણ વળી ગયાં છે એવા, વિષાદભર્યા સ્વપ્નદ્રષ્ટાઓ ઉપદેશે છે: 'જગત એક ગંધાતો રાક્ષસ છે.'

કારણ તેઓ બધા મેલાં મનના છે. આ નવીન દુનિયાના વાસીઓને દુનિયાની પીઠ પાછળથી જોયા વિના શાંતિ કે આરામ મળતાં નથી.

હું તેમના મોં પર કહું છું, જો કે એ જરા અરાજ લાગે છે. 'એમાં દુનિયા માનવ સમી છે, એને યે ગુદા છે–આટલું તો સાચું છે!'

દુનિયામાં ઘણી ગંદકી છે, એટલું તો સાચું છે ! પણ એથી દુનિયા ગંધાતા રાક્ષસ સમી નથી બનતી !

*

ખરેખર, મારા ભાઈઓ! મન એ હોજરી છે.

ઝિંદગી આનંદનો ઝરો છે; પણ દર્દોની માતા, ખાટી હોજરી જેમાં બોલે છે, તેને મન બધા ઝરાઓ ઝેરી છે.

*

દુનિયાથી કંટાળેલા! અને છતાં તમે દુનિયાથી દૂર નથી થયાં! હું હજુ તમને દુનિયાના લોભી જોઉં છું, તમારા દુનિયાના કંટાળા સાથે પ્રેમમાં પડેલા!

*

દુનિયામાં ઘણી સરસ રચનાઓ છે, કેટલીક ઉપયોગી, કેટલીક મનોરંજક: એની ખાતર જ દુનિયા પ્રેમપાત્ર છે.

અને ઘણી વસ્તુઓ તો એવી સારી રીતે યોજવામાં આવી છે કે સ્ત્રીના સ્તનો જેમ તે ઉપયોગી તેમજ મનોરંજક છે.

*

જ્યાંસુધી જાતે જાગૃત ન થાય ત્યાંસુધી તેને પડ્યો રહેવા દો, જ્યાંસુધી તે જાતે કંટાળાનો અને કંટાળાએ જે એની દ્વારા ભણાવ્યું છે તેનો પ્રતિકાર ન કરે ત્યાં સુધી!

*

હું બહાદુરને ચાહું છું: પણ તલવારધારી બનવું એટલું જ બસ નથી. માણસે કોની સામે તલવાર વાપરવી તે પણ જાણવું જોઈએ.

અને ઘણીવાર વધુ લાયક શત્રુ માટે જાતને અનામત રાખવા, સંયમ ધારીને પસાર થવામાં, વધુ હિંમત છે!

*

હું પુરુષ અને સ્ત્રી આવાં થાય એમ ઇચ્છું છું: પુરુષ યુદ્ધ માટે યોગ્ય, સ્ત્રી જન્મ આપવા માટે યોગ્ય; પણ બંને મસ્તક અને પગથી નૃત્ય કરવા યોગ્ય.

જે દિવસે નૃત્ય ન હોય, એ દિવસ બગડ્યો ગણવો! જે સત્ય સાથે હાસ્ય ન લાવે, તેને જૂઠાણું ગણવું!

*

તમારા લગ્નના કરારો ખોટા ન હોય તે માટે સંભાળ રાખો! જલદીથી તમે કરાર કર્યો; પરિણામે લગ્નવિચ્છેદ અનુસરે છે!

અને લગ્નને વળી નભાવવા કરતાં લગ્નવિચ્છેદ વધુ સારો છે! એક સ્ત્રીએ મને કહ્યું હતું, 'સાચે, હું લગ્નને ભાંગું છું, પણ પહેલાં લગ્નએ મને ભાંગી છે!'

કજોડાના જોગ અનેકાને મેં હંમેશાં સૌથી ખરાબ વેરવાળા જોયા છે; પોતાને જે વેઠવું પડે છે, તે બદલ તેઓ આખી દુનિયાને સતાવે છે.

તેથી હું ઇચ્છું છું કે પ્રામાણિકો એક બીજાને કહે: 'આપણે એકબીજાને ચાહીએ છીએ; આપણે આપણો પ્રેમ ટકાવવો કે નહિ તે વિશે વિચાર કરીએ! અથવા શું આપણો કોલ ભૂલ ભર્યો હશે?'

'આપણે મર્યાદિત સમય અને અલ્પ લગ્ન નક્કી કરીએ. એથી આપણે મહાલગ્ન માટે યોગ્ય છીએ કે નહિ તે જાણી શકીએ! હંમેશાં એકબીજાથી જોડાયેલાં રહેવું એ ઘણી મોટી બાબત છે!'

આવી સલાહ હું દરેક પ્રામાણિક જનને આપું છું: અને હું એથી ઊલટી સલાહ આપું કે ઊલટું બોલું તો પછી મારો નરોત્તર અને ભાવિ માટે પ્રેમ ક્યાં રહે?

તમે કેવળ વંશવૃદ્ધિ ન કરતાં વંશોન્નતિ કરજો. ઓ મારા ભાઈઓ! લગ્નોદ્યાન તમને એમાં મદદ કરે!

*

સર્જકો કઠિન છે. મીણ માફક હજારો વર્ષોને હાથથી દબાવવામાં તમારે ધન્યતા માનવી જોઈએ.

પિત્તળ પર લખવા કરતાં હજારો વર્ષોના વસિયતનામા પર લખવું ધન્ય છે—પિત્તળ કરતાં યે કઠિન અને પિત્તળ કરતાં વધુ ચારુતર. સૌથી ઉમદા તદ્દન કઠણ હોય છે.

*

વાણી મધુર મૂર્ખતા છે; એનાથી માનવ બધી વસ્તુઓ પર નૃત્ય કરે છે.

*

O man ! take heed !
What saith deep Midnight, indeed ?
'I lay asleep, asleep—
I waked from my deep dream—
The world is deep,
And deeper than ever day may deem.
Deep is its woe—
Joy – deeper yet than woe is she :
Saith woe : " Hence, go !
Yet joy would have Eternity—
Profound, profound Eternity ! "×



× *Thus Spake Zorathustra* માંથી.



# વીશમી સદીનું બીજું મહાયુદ્ધ

બલવન્તરાય ક. ઠાકોર

[ એ કાવ્યમાળાની ચોથી સર; પ્હેલી, બીજી અને ત્રીજી સર માટે જુઓ સં. ૧૯૯૬નાં પ્રસ્થાનના અંક. માઘ વૈશાખ, જેઠ, અષાડ–આશ્વિન. ]

## ૧. હિટલરના મનસૂબા

પૃથ્વી ]

પડશો જ અરિ ! જર્મની ભર હતો મનોરથ મહા,
ફ્રીથિ અલસાસ જીતવું જ, વેર લેવું પુરૂં :
મહાન બિસમાર્ક સાધિ દિધ તે, ફ્રી આજ મેં,
હું યે અમરકીર્તિજ્યોતિપરિવેશધારી થયો !
પરંતુ બિસમાર્ક બાદ કયસર ગુમાનિ મૂર્ખો દઇ
ગુમાવિ જય એ, વિશેષ અપકીર્તિ યે વ્હોરિને,
નવૂં અધિકતા તાતું વેર જર્મનઉરે ગયો ભારતો.
વિના બ્રિટન ફ્રાન્સ જીતત ન જર્મનીને કદી,
અમેરિકન ના કદી પડત એ યુરોપી રણે
વિના બ્રિટન; ઘોર રે તહ નર્યો પિશાચી અગર
ધરા જરમનીનિ ભ્હાડિ ટુકડા ફ્ગવતો, વળી
સુપાસ દૃઢ થાય તો અદય શત્રુનૂં વર્તુલ,
વિના બ્રિટન ના જ જર્મનિશિરે લદાયો હતે.
નવૂં જગત ત્યારથી બ્રિટનવેર જર્મનિ ભરે
વસૂલ કરવૂં હજી રહ્યું;—અરે કરૂં ચપટિમાં !
અજેય મુજ બ્લિટ્‌ઝક્રીગ ! મુજ વાયુનૌકાદલ
પચીશ મથકેથિ,—હાં, 'દધિપ્રદેશ ફુલ ફ્રાન્સનો
લઊં કબજ, ત્યાં જુનાં મથકમાં ઉમેરૂં નવાં,—
અસંખ્ય મથકેથિ “ બાઙિ ” ટપિ રોજ આઠે પ્રહર
અસંખ્ય ફ્લત વ્યોમનૌ ઘુસિ ઘુમી બધે બોમ્બ ને
હુતાશ વરષાવશે, થથરશે બ્રિટન ત્રાસથી.
ગજૂં જ કશું એ ચલોડિપુર લાલ ટાપૂ તણૂં
ટટાર રહિ બ્લિટ્‌ઝક્રીગ મુજનો કરે સામનો !
કહે નિજ મુખે “ હું સિંહ ! ”—ફ્ટકારૂં જ્યમ કૂતરો !

કરૂં વપુ ધ્રજંત કંપત જ ખૂક મુજ ચાટતો !
હું કોણ'? ધવલાન્વયી નૉર્ડ જમનીનો મહા
એકલ ક્રેલ શાસનાધર હું તો અતીમાનવી !
દિધું છ અભિજાત નૉર્ડિકર માનવીશાસન,
ગુલામીં ધવલાન્વયીનિ નિરમી પ્રજા અન્યને,
મ્હને કુદરતે ગ્રહી કર નિમ્યો અને આ નવી
બધે હિલમયી વ્યવસ્થિતિ જમાવવા સુંદર,
મહાન બલનાયકો ય મુજ શો સિતારો ભજે !
( અહીં જરિ કૃપાળકરચલિ ખસે, મુખે સ્મિત હસે. )
"હું તો પ્રભુનું ચૂડિયૂં !" વદિ ગયો વિજેતા પુરા,
હું તો પ્રભુનિ વાડિનો ફક્ત બાગબાં છું નવો,
તરૂતૃણલતાતણાં સમજું કૈંક વિજ્ઞાનને.
નહિ બ્રિટન શા પ્રશાખિ તરુનો ઘન સ્છાયડો
હિતાવહ અનેક વૃક્ષતૃણજાતિને વાડિએ;
અહૂં ફક્ત ડાળ જૂડ કંઈ કાપવા છાંટવા
બિજાં દ્રુમહિતે; યથા સુબિ કથા જુની હિંદની,
હુન્નર કરધારિ કો અસુર પૈ ગયો, તેહના
સ્વયં પ્રભુ વિદારિયા કર ત્રિલોકરક્ષાવ્રતે.
થજ્ઞે ભલું નૃપાળ નામરદ એ લિયોપોલ્ડનૂં,
જવાંમરદ ફ્રાન્સમાં ય મુજ "પાંચમા વ્યૂહ"નૂં.
પડ્યો ઝબરદસ્ત ફ્રાન્સ. મુજ અટક્યા કાળથી
કંઈક દિન આગળે; ન હિ ય સન્યસામગ્રિની
ખુવારિ જય સાટ ચેહિ, ખમવા હતી હામ જે.
થશે બ્રિટનજીતનૂં સરલ કાર્ય મુજ એટલૂં,
કમી જરમનીશિરે વિપતભાર પણ તેટલો.
નહીં બ્રિટનબિરાદરી વચમાં શું અમેરિકા
ધસી રહ્યું ચઢી નવી વિપત આણશે કારમી ?
નહીં, ન હિ, અસંભવિત. દુનિયા બધી સ્તબ્ધ છે,
પડ્યો કચરઘાણ ર્હાડ સમ ફ્રાન્સ, તે અદ્ભુતે !
કરી 'તિ ખુદ અર્લ ફ્રેંચ વગિરે જ રુઝવેલ્ટને,
—"ન બ્હાર પુરતી, ત્વરાયિ, કરચો, ર્હંમે ફ્રાન્સના
બુંદા ખબર તો ખચીત સુણચો બિચારા તણા !"—

લખી લિપિ હતી જ અંતિમ દયામણી એહવી
પડેલ મરવા જ પ્રાણિતણી આખરી ચીસ શી.
તથાપિ નહિં રુઝવેલ્ટ પિગળેલ,—" છે જર્મની
અતકર્યબલિ, ને ન હ્યાં કશિ જ યુદ્ધતૈયારિયો. "
હતું વલણ એ, ન તે તુરતમાં હિ પાછું ફરે.

પરંતુ મુજ શ્રેષ્ઠ સ્તંભ મુજ વ્યૂહ છે પાંચમો:
અમેરિકન ખંડ બે ય મળિ ત્યાં વસે જર્મનો
પચાશ લખથી વધૂ, ન નિજ- માદરી લોમને
વફાઇ મંહિં ઊતરે જરમનો થકી તલપદા.
કર્યૂં બૃહત ઑસ્ટ્રિયાદિ મંહિં પ્રાથમિક કાર્ય જે
બની સરલ જેથિ છૂત એ આકનવ દેશની,
અમેરિકન જર્મનો કરિ રહ્યા વિવિધ સેવ તે
ઉમંગભર લાભકેરિ નિજ માદરી લોમને.
પ્રમુખ પણ બે વિશાળ મુલકે છ મુજ પૂજકો;
સિપાઇદલ એકમાં, અરધ સૈન્ય બીજા વિષે
ખિંસામંહિં રમાડતા મુજ નિમેલ ત્યાં એલચી.
અનેક મુડિદાર યાંત્ર ઉદ્યોગ ને અગતના
પરોપજિવિ ત્યાં, જિવે ફકત જર્મની-આશ્રયે.
અહીં બટન દાબતાં જ ઉપડે તિહાં બંડ, કે
ભડાક પ્રકટી અનેક થળ ક્રાંતિ-ચક્રીપવન
તુફાન મચવે,—ભલાઇ ફસિ તેહ આંધીમંહીં
શકે નવ પસારિ હાથ રૂઝવેલ્ટ આ ખંડમાં.
ચકોર વળિ એ; ભલૂં સમજિયો છ કે આ નથી
સમો ક્રયસરી : રહ્યુ ઉતરતાં જ આ વેગ તો
અમેરિકન સંમુખે અરિ ઉભેલ છે ચોકડી.
પ્રહાર પડશે અપૂર્વ જરમનિ ઈટાલિના પૂર્વથી,
ચઢાઇ રશિયા નિપૅાન કરશે પ્રખર પશ્ચિમે,
(ન રૂસ નવ જાપ એક નિજ મૌરલીએ બને,
ભૂલ્યો હિટલરો; બિજૂં ય ન શું એ ભુલ્યો :
પરંતુ અંહિં તો નિરૂપું છ ખપુષ્પચય એહના.)

અને રશિયનો ઇટાલિવતની ’ધ જાપાનિયો
અમેરિકન ખંડમાં જ નથિ ન્યૂન કે દુર્બલ;
બને વસતિ એહમાંથિ ય ન પાંચમા વ્યૂહ શું ?
તથાપિ તજવીજ બે નવલ ચોજ્ઞું અધ દાખું.
અમેરિકન દેશ બેત્રણતણા રહ્યા મનુ હજી
ધરી પ્રમુખ સ્પેનશૂં, જુનવટો, જુના મધ શો.
મુસોલિનિ સહે કરું ફરિ દબાણ ફ્રેંકો પર
અમેરિકન વ્યૂહ પંચમનું એમ બળ બેવડું;
અને સબમરીન આટ્લાંટિકે કરું ત્રેવડી;
સમુદ્ર પર ફ્રાન્સસ્પેન બંદર જ થાનકો એહનાં.
ઢગ્રો સુભગ ફ્રોશનો, સગવડે ય પૂરો, અહી
પ્રવેશ મુજ હું કરીશ પેરીસનો એહમાં.
ભલે નિરખતાં દરેક નરનાર આ ફ્રાન્સનાં
મણ્યા ન લવલેશ આજ જરમન્-દિધે શિકસ્તેં મહા.
ભલે ઉકળતાં દરેક યુવતીયુવા અંતરે :
અતિપ્રબળ ઝેરબાર મજબે તથાપિ ગળવાં પડે
ન કારિ કશિ યે જડે, ભલભલા જ શૂરાતણા
પગે જલદ બેશુ એ હૃદયભંગ-બેડી જડે.
અને બ્રિટન બ્લિટ્ઝક્રીગ? કરવી પુરી કે તિથિ?
કશો ન ઋતુઅંતરાય સપટેમ્બરાખર લગી;
ટકાવ પણ ત્યાં લગી બ્રિટન નૈવ ખેંચી રહે,
શકીશ કરિ લન્દને જયપ્રવેશ બ્હેલો, ભલે
નિમાતું શુભ ટાણું એ ખુશનુમા જ આગસ્તમાં.
અઢાર રવિ છે, સની પુનમરાત સત્તરમિએ.
જયંતિ પણ હૈ સુયોગ્ય બિજું પર્વ આવી મળે
બિચાર દીન આમ તેમ, કરવી ઘટે ખોજ એ,
અને દિવસજાહિરાત કરવી જ આગોતરી.
અપૂર્વ ક્ષણ ઊજવૂં બારહમાસથી અણુસુણ્યા !
ભલે બ્રિટિશ સિંહયાળ (?) ઉપડી તગે રોષમાં,
—ધસંત મુજ બ્લિટ્ઝક્રીગધમરણોત્થ દાવાનલે
સહુ બ્રિટન એક ખાખ બનશે બધી કલ્પના.

---

ટિપ્પણ:

કૌંસમાંની ચાર પંક્તિ શિવાયની આખી કૃતિ હિટલરની એકાંત આત્મોક્તિ છે, ફ્રાન્સ શરૂ છોડી દઈ શરણે આવે છે એ મહામોટા વિજયના ન સમાતા હરખમાં થઈ ગયેલી, વઝીર સેનાપતિ બુઢ્ઢા પેતાં ( Petain ) પાસે કબૂલાવવાની શરણુંસ્વીકારની શરતો નક્કી કરી, તેની પણ પ્હેલાં. આ કૃતિમાં પાંચમો વ્યૂહ (' ફિફ્થ કૉલમ ') અતીમાનવી (' સુપર-મેન, ' નિયત્શેની ફિલસૂફીમાંનો ), ' નૉર્ડિક ' નામે 'ધવલાન્વય ' (' આર્યન રેસ ')ની ઉતમોત્તમ શાખા વિષે જર્મન વહેમો, જે જર્મનીની દરેક શાળામાં છેક કુમળી વયથી શિષ્યશિષ્યાઓના મગજમાં શુદ્ધ અને સંપૂર્ણ વૈજ્ઞાનિક સત્યો તરીકે ખૂબ ભાર દઈને ઊંડાં છાપવામાં આવે છે, છૂંદણાંની જેમ જન્મભર ટકે એવા આશયે; ઉત્તરદક્ષિણ અમેરિકાના અનેક દેશોમાં નાઝીઓનાં કાવતરાં; (બિસ્માર્ક, કૈઝર કયસર, ઇ. ૧૯૧૪ થી ૧૯૧૮ લગીનો મહાવિગ્રહ અને તેને અંતે જર્મની કને પરાણે સ્વીકારાવેલો તહ; એ વિગ્રહ અને એ તહમાં ઇંગ્લાંડ અમેરિકાએ લીધેલું અગ્રણીપણું વગેરે એવા એવા વિષયોને સ્પર્શવા પડ્યા છે, સ્પર્શીને જ છોડી દેવા પડ્યા છે, કે વાચકને તે વિષયોની પૂરતી માહિતી કૃતિ સમભાવે વાંચી શકે તે માટે આવશ્યક છે. ઘણાખરા ગુજરાતી વાચકોને એવી પૂરતી માહિતી છે નહીં; અને ટિપ્પણ જેવા લખાણમાં તો તે સંતોષકારક જણાય એટલી આપી જ ના શકાય. આ કૃતિમાલામાં આગળ આવી ગયેલી અને હવે પછી આવશે તે કૃતિઓમાંથી બીજીને પણ આ મોટો અંતરાય નડે એવો છે. અને આ વિષે ફરી ફરીને લખવામાં આવે તે પણ કંટાળો આપે એ દેખીતું છે.

અમેરિકા–અમ્મેરિકા, જર્મન–જરમન, એમ વિશેષ નામો અને તેમનાં વિશેષણોની જોડણીમાં કેટલીક છૂટ લીધેલી છે, તે જેમ બને તેમ ઓછી રાખેલી છે. ઉદધિ માટે 'દધિ, અથનો 'થ, છાયાંનું ન્છાયા, લક્ષનું લખ, પણ ક્વચિત જોવામાં આવશે.

( ૪ ) પરિવેશ : અવતારો સંતો આદિનાં ચિત્રોમાં ઉત્તમાંગની આસપાસ (તેમની દિવ્ય શક્તિઓની સંજ્ઞા તરીકે) ચિત્રાતો ગોળ સોનેરી પટ. (૧૯) " ખાકી " : બ્રિ ઇંગ્લિશ મેનનું નિંદાવાચક ઉપનામ ' ટિચ ' છે, તે કેટલી તો સાંકડી છે તે સૂચવતું. (૨૨) બ્રિટનને લાલ કહે છે, નકશાઓમાં એની અને બ્રિટિશ સામ્રાજ્યની મર્યાદાઓ લાલ દોરાય છે તે ઉપરથી. ( ૨૭ ) એબ્સોલ્યૂટ ડિક્ટેટર–' ફ્યૂહ્રર.' ( ૩૨ ) બલ : સેના. ( ૩૪ ) વિજેતા : હું તો માત્ર પ્રભુનું ઝૂડિયું (' ફ્લેઇલ '), પ્રભુનો સાટકો ('સ્કોર્જ' ) એ વાક્ય કોઈ ઇતિહાસક કહે છે જ'ઘીસખાંનું, કોઈ કહે છે એટિલાનું. ( ૩૯ ) જૂડ : જૂડો, ભારો. ( ૫૩ ) અદ્‌ભુત : ( નામ ) અદ્‌ભુત બનાવ. ( ૬૪ ) માદરી ભોમ : મધર કંટ્રી. ( ૬૫ ) તલ-પદા: મૂલ માદરીભોમના નિવાસી. ( ૭૦–૭૫ ) આની પુષ્કળ હકીકતો આખી દુનિયામાં જાણીતાં અમેરિકન છાપાંઓમાં આવી ગયેલી છે. ( ૭૪ ) પરોપજીવી : ' પૅરેસાઇટ '. ( ૭૬ ) ચક્રોપવન : ' સાઇક્લોન '. ( ૮૩ ) નિપૉન :

જાપાન. ( ૮૬ ) ખપુષ્પચય : આકાશકુસુમોના ગુચ્છ, ખવાબી કિલ્લાઓના બુરજ. ( ૯૧ ) મનુ : જનસમાજ અને તેનું માનસ, પ્રજા અને તેની 'મેન્ટેલિટી'. ( ૯૨ ) જુનવટો : જુનવાણી. ( ૯૭ ) ફોશ : ખાસ બનાવેલો 'સકૂન', ફોશ સેનાપતિ (૧૯૧૪-૧૮ના મહાયુદ્ધમાં વિજય વખતનો સેનાપતિ, ઈંગ્રેજ ફ્રેન્ચ અમેરિકન તમામ સેનાનો ). અહી : પડાવી લઇ. જર્મન વિજેતાઓ ઘણી વખત છેક બર્બર ('વેન્ડલ') રીતે વર્ત્યા છે; જીતેલી પ્રજાનાં ઉત્તમ કલારત્નો લુટી લેવાં અથવા તો તેનો નાશ કરવો વગેરે. આપણા નાદિરશાહ વગેરેને પણ સારા કહેવા પડે એવાં અતિનિંદ્ય કૃત્યો પણ એમને હાથે થયેલાં છે. ( ૧૦૩ ) કારી - પ્રતિકાર. ( ૧૦૪ ) હૃદયભંગ-આત્મવિશ્વાસબળનો ઉચ્છેદ-રૂપ બેડી. (૧૧૦) ઓગસ્ટની ૧૭ મી ૧૮ મી તારીખ. ( ૧૧૪ ) ફાગુ : મહોત્સવ. ( ૧૧૬ ) બ્લિટ્ઝક્રીગરૂપ ધમણે ધમેલો.

અનુસંધાન પૃ. ૫૯ ]
કાઢી ફાડીને મારા તરફ પાછું ફેંકી દીધું ! આંખો લાલચોળ, જાણે મને મારી પાડશે ! ”

“ તેં શા આધારે કહ્યું કે : ‘ તમારો ધણી બહાર વાટ જુએ છે ?’ પતિ હશે, બીજો કોઈ નહિ હોય એમ તેં કેમ જાણ્યું ? ”

“ જરૂર ધણી વળી. જોતો નથી બિચારો ‘ મણિ ગુમાવેલ ફણી ’ જેવો બેબાકળો થઈ ફરે છે ! સુધરાવાળો ભણેલોગણેલો માણસ ! બાઈડી ખોઈ બેઠો છે. અમૃત બોસ ( બંગાળના સુપ્રસિદ્ધ નાટ્યકાર )ને આ બધી હકીકત કહે–જા. એક મજાનું નવું પ્રહસન બનાવી કાઢશે.”

સુબોધે થિયેટરના કંપાઉંડમાંથી બહાર નીકળી થોડીવાર ઊભા રહી વિચાર કર્યો : આ જન્મમાં તે આવી આફતમાં કોઈ દિવસ સપડાયો નહોતો. વચ્ચે વચ્ચે તો તેને ભ્રમણા પણ થવા લાગી કે–આ બધું શું સાચું છે, કે સ્વપ્નું છે ? જો આ સ્વપ્નું હોય, જો હવે ઊંઘ ઊડી જાય અને જોઉં કે, આ બધું કાંઈ નથી, સુનીતિ મારી પાસે પથારીમાં પડી પડી ઊંઘે છે, તો કેવી મઝા ! કેવો આનંદ !—

સુબોધની બન્ને આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. મનમાં ને મનમાં બોલ્યો : સુનીતિ, ક્યાં હોઈશ તું ? કઈ હાલતમાં હોઈશ ? કોઈ લુચ્ચા લફંગાના હાથમાં કે કોઈ મોટી આફતમાં તું સપડાઈ ગઈ હોઈશ ! મને તો કાંઈ યે ખબર પડતી નથી !—હાવરા સ્ટેશને પ્લેટફોર્મ ઉપર સુનીતિનું તે શરમથી લાલચોળ થયેલ મુખડું તેની નજર સામે વારંવાર તરી આવવા લાગ્યું. ઊંડો નિસાસો નાખી મનોગત બોલ્યો : “ હાય, હાય ! મેં જ તારું સત્યાનાશ વાળ્યું ને ! ”

પણ આમ વખત ગુમાવવાથી શું વળે તેમ હતું ? સુબોધે વિચાર કર્યો કે, હજુ એકવાર ફરીથી હાવરા સ્ટેશને જઈને તપાસ કરવી જોઈએ. કદાચ તે ગાડી પાછી ફરીને ત્યાં જ આવીને ઊભી હોય. જે ગાડી સુબોધ હાવરા સ્ટેશનેથી ભાડે કરી આવ્યો હતો, તે હજુ ઊભી જ હતી. સુબોધ તેમાં ચડી બેઠો અને ગાડીવાનને હાવરા સ્ટેશને ગાડી લઈ જવા કહ્યું.

સ્ટેશને પહોંચતાં સુબોધે જોયું કે, કંપાઉંડ અસંખ્ય ગાડીઓથી ચિકાર ભરેલું હતું. પંજાબ મેલ ઊપડવાનો વખત થઈ જવા આવ્યો હતો. બહાવરા જેવો બની તે બધી ગાડીઓ પાસે એક એક વાર ઊભો રહ્યો, તે ગાડી કેમ ઓળખી કાઢે !

મેલ ઊપડ્યો. સુબોધે એક ઉપાય અજમાવવા ધાર્યું. સ્ટેશન માસ્તર પાસે જઈ તે બોલ્યો : “ સાહેબ, આપના બધા કૂલીઓને જો આપ મહેરબાની કરીને બોલાવી અહીં ભેગા કરશો તો આપનો અનહદ ઉપકાર થશે. સાંજની ગાડીમાં જે કૂલીએ મારો ટ્રંક ઉતાર્યો હતો, તેનું મારે ખાસ જરૂરનું કામ છે.”

સ્ટેશન માસ્તર મુખમુદ્રા ગંભીર કરીને બોલ્યા : “ સાહેબ, આપ જી. આર. પોલીસને કહો.”

સુબોધ ચાલ્યો રેલવે પોલીસના દારોગાની શોધમાં. દારોગા સાહેબ મુસલમાન, ચાર–પાઈ ( ખાટલો ) બિછાવી ઊંઘી જવાની તૈયારી કરી રહ્યા હતા. તેની પાસે હાજર થઈ સુબોધે જે કહેવાનું હતું તે કહ્યું.

પ્રથમ તો દારોગા સાહેબે વાત સાંભળવા કાન જ માંડ્યા નહિ. પછી વખત વિચારી લાચારીથી સુબોધે તેને કાંઈક ગુરસીદક્ષિણા આપી.

તરત જ દારોગા સાહેબ ઝટપટ ઊઠીને ખેડા થઈ ગયા. રાઈટર કૉન્સ્ટેબલને હુકમ ફરમાવ્યો કે–" બોલાઓ સબ સાલા કુલી લોગ કો."

પોલીસના હા હોંકારાથી સ્ટેશન કંપી ઊઠ્યું. અસંખ્ય કૂલીઓનાં ટોળેટોળાં વળી આવવાં લાગ્યાં. આખરે જે કૂલીએ સુબોધનો ટ્રંક ઉતાર્યો હતો, તે આવી હાજર થયો. સુબોધે તેને ઓળખ્યો. પૂછ્યું: "સાંજની ગાડીમાંથી ઊતરી મેં જે ગાડી ભાડે કરી હતી તે ગાડીવાળાને તું ઓળખે છે?"

તે કૂલી બોલ્યો: "હા ઓળખું છું હજૂર. એનું નામ છે રહીમબક્સ."

"રહીમબક્સ ક્યાં રહે છે, ખબર છે?"

"જોડાસાંકુ."

"ત્યાં તું મને લઈ જઈ શકીશ? તને હું સારું જેવું ઈનામ આપીશ."

ઈનામનું નામ સાંભળી કૂલીપુંગવ બહુ જ ટેસમાં આવી જઈ બોલ્યો : "હા જી, ચાલોને હજૂર. હમણાં જ આપની સાથે આવું."

કૂલી સુબોધ સાથે ચાલ્યો. પોલીસનો પેલો રાઈટર કૉન્સ્ટેબલ એટલે કે "મુન્શીજી" સુબોધની સામે ઊભો રહી, તેની સામે સહાસ્ય કટાક્ષપાત કરી બોલ્યો : "બાબુ સાહેબ!"

સુબોધ બોલ્યો : "બક્ષિસ?"

તે અર્ધિત ભાવથી બોલ્યો : "બાબુજી, હું ચપરાશી કે દરવાન છું શું? કે તમે મને બક્ષિસ આપશો? પણ પાનસોપારી ખાવા માટે તમે મને જે કાંઈ આપો તો હું લઈ શકું."

સુબોધ મનોગત બોલ્યો : "ઉપકાર કરી શકો એમ કહેને? પાજી સા..."

સુબોધનું મન તે વખતે ઠેકાણે નહોતું. રૂપિયા તરફની માયામમતા તે વખતે સંપૂર્ણરૂપે તિરોહિત થઈ ગઈ હતી. ટનન કરતો એક રૂપિયો ફેંક્યો.

રૂપિયો ઉપાડી લઈ મુન્શી બોલ્યો : "બંદગી બાબુ સાહેબ." કૂલીને સાથે લઈ ગાડીમાં બેસી સુબોધ જોડાસાંકુની એક અંધારી ગલીમાં આવી પહોંચ્યો. રસ્તામાં તેને શંકા થતી કે કદાચ ગાડીવાન મળશે કે નહિ મળે. પણ તે શંકા નિર્મૂલ થઈ. ગાડી ત્યાં ઊભી હતી. પાસે જ ગાડીવાન ખાટલા ઉપર સૂતો સૂતો નસકોરાં બોલાવતો હતો.

કૂલીએ તેને જગાડ્યો: "રહીમ, ઓ રહીમ, ઊઠ ઊઠ." રહીમ ઊંઘમાં જ બોલ્યો: "આજ હવે મારે ગાડી ભાડે ફેરવવી નથી. આજ મેં મોટો દાવ માર્યો છે."

સાંભળી સુબોધને જાણે વીજળીનો ઝાટકો લાગ્યો. તે વિચાર કરવા લાગ્યો, કોણ જાણે કેવી અમંગળ વાત સાંભળવી પડશે.

કૂલીએ તેને આશ્વાસન આપ્યું: "ઊઠ, ભાડે નહિ જવું પડે, જલદી ઊઠ." રહીમ જેમ તેમ ઊઠી ઊભો થયો. મોઢામાંથી દારૂની તીવ્ર દુર્ગંધ આવતી હતી. બક, બક, બક, કાંઈક બકવાદ કર્યો. કોઈ સમજ્યું નહિ. બકતાં બકતાં વળી પાછો ધડાક કરતો ખાટલા ઉપર બેસી ગયો.

હવે કૂલીએ ગાડીનું બળતું ફાનસ ઉપાડી સુબોધના મોઢા સામું ધર્યું અને પૂછ્યું: "આ શેઠને ઓળખી શકે છે?"

સુબોધને જોતાં વેંત જ ગાડીવાન ઊઠીને ઊભો થઇ ગયો. બે હાથ જોડી અત્યંત વિનંતિ ભરેલે અવાજે બોલ્યો: "હુજૂર, આપની મેમ સાહેબે આજે મને દશ રૂપિયા બક્ષિસ દીધી છે."

સુબોધને જાણે હાથમાં સ્વર્ગનું રાજ મળ્યું, પૂછ્યું: "મારી મેમ સાહેબને તું ક્યાં મૂકી આવ્યો?"

ગાડીવાનના મગજનું કાંઈ ઠેકાણું નહોતું. એક તો દારૂની અસર, તેમાં વળી એકદમ દશ રૂપિયાનો વકરો થયો! થોડીવાર વિચાર કર્યો. વિચાર કરી પ્રથમની માફક નમ્ર અવાજે બોલ્યો: "હુજૂર, ભવાનીપુર."

"કઈ જગ્યાએ?"

"ચક્કર બેડિયા."

હવે સુબોધના જીવમાં જીવ આવ્યો. ભવાનીપુર ચક્રબેડિયામાં સુબોધના સાઢુ અવિનાશચંદ્રનું ઘર હતું. સુનીતિ ચોક્કસ ત્યાં જ પહોંચી ગઈ છે. હવે કાંઈ ચિંતા કરવા જેવું નથી. છતાં સુબોધે પૂછ્યું: "ક્યા નંબરનું ઘર હતું?"

"નંબર તો કાંઈ યાદ નથી, હુજૂર." બે, ત્રણ, ચાર વાર ઉપરાઉપરી આ જ શબ્દો બોલતાં બોલતાં તે ગાડીવાન પોકે પોકે રડી પડ્યો.

તેનું રુદન જોઈ ને સુબોધને નવાઈ લાગી. કૂલીને પૂછ્યું: "આ રડે છે શા માટે?"

કૂલીએ પૂછ્યું: "રહીમ! રડે છે શા માટે? રડે છે શા માટે?"

રહીમે રડતાં રડતાં જવાબ આપ્યો: "રડું શા માટે? વધારે દારૂ પિવાઈ જવાય એટલે મને રડવું આવે છે. મને એમ જ લાગે છે કે, જાણે મારી બીબી મરી ગઈ છે."

સાંભળી સુબોધને હસવું આવ્યું. 'બીબી'નો વિરહ માણસના હૃદયમાં કેવો ભાવ ઉપજાવે છે તેનો આજે તેને અજબ અનુભવ મળ્યો હતો!

સુબોધ ગજવામાંથી એક દશ રૂપિયાની નોટ કાઢી બોલ્યો: "તમને બેઉ જણને પાંચ પાંચ રૂપિયા બક્ષિસ. લ્યો વહેંચી લેજો.

બીજી જ ક્ષણે સુબોધની ગાડી ભવાનીપુર તરફ દોડી. તે વખતે રાતના અગિયાર વાગ્યા હતા. રાતના ઠંડા પવને તેના કપાળ પરનો પસીનો ચૂકવી દીધો. સુબોધ પોતાના હૃદયમાં એક જાતનો અભૂતપૂર્વ છુટકારો અનુભવવા લાગ્યો: "આ શું મુક્તિ! આ શું પરિત્રાણ! શું આનંદ હૃદય મોઝાર!"

તે ચક્રબેડિયા રોડ ઉપર અવિનાશચંદ્રના ઘર પાસે આવી સુબોધની ગાડી ઊભી રહી. ઉતાવળે ઉતાવળે ભાડું ચૂકવી ગાડીવાનને રવાના કરી, બારણાં ખુલ્લાં હોવાથી તરત જ તે ઘરમાં દાખલ થયો, અને એકદમ અવિનાશચંદ્રના સુવાના ઓરડામાં આવી હાજર થયો. કેરોસીનનો દીવો મીટ મીટ બળતો હતો. અવિનાશચંદ્ર બિછાના ઉપર પડખુંવાળી સૂતેલો હતો. તેને જોતાં જ સુબોધે રૂંધાયેલા અવાજે પૂછ્યું: "સુનીતિ?"

અવિનાશચંદ્ર બગાસું ખાઈ ચપટી વગાડતો બોલ્યો: "સુનીતિ શું?"

"સુનીતિ આવી છે?"

વળી પાછું બગાસું ખાઈ અવિનાશચંદ્ર ધીરે ધીરે બોલ્યો: "ક્યાંકથી દારૂ પીને નિશો કરીને આવ્યો છે કે શું? ઢંગધડા વગરનો બકવાદ બહુ કરવા માંડ્યો છે ને!"

સુબોધ હતાશ થઈ બાજુની ખુરશી ઉપર બેસી ગયો.

આ વખતે તેની સાળી સુમતિ તે ઓરડામાં આવી ચઢી. સુબોધને જોઈ તે ખડખડાટ હસી પડી અને પૂછ્યું: "કેમ છો સાહેબ! ચંદ્રશેખર નાટક કેવું જોયું હં!"

અવિનાશચંદ્રે સ્ત્રીને ઠપકો આપ્યો: "કેવી મૂરખ છે તું! એક મિનિટ પણ વાત પેટમાં ન રહે! હું ભાઈસાહેબને જરા તડફડાવત."

સુબોધ બોલ્યો: "બહુ જ સારા માણસ ખરા! આવી બાબતોમાં યે કોઈ ઠઠ્ઠા-મશ્કરી કરતું હશે! કોઈની દાઢી બળે અને કોઈને તાપણું થાય!"

ખૂબ હસાહસ થઈ રહી. સુમતિ અને અવિનાશચંદ્ર બન્નેએ મળીને સુનીતિની વીતકકથા કહી સંભળાવી. સુબોધ કૂલી પાસે ટ્રંક ઉપડાવી સ્ટેશન માસ્તરની શોધમાં ચાલતાં જ ગાડીવાને ગાડી હાંકી દીધી અને એકદમ સ્ટાર થિયેટર પાસે જઈ ઊભી રાખી. આ તરફ ગાડી ચાલતાં જ સુનીતિએ રડવું શરૂ કરી દીધું. થિયેટર પાસે ગાડી ઊભી રાખી ગાડીવાને કોચ બોક્સ ઉપરથી ઊતરી ગાડીનું બારણું ખોલી દીધું. ગાડીવાનને જોતાં જ મનમાં હિંમત લાવી સુનીતિ બોલી: "ચાલ પાછો સ્ટેશને ચાલ. મારા ધણીને ત્યાં મૂકી દઈ કેમ ચાલ્યો આવ્યો?" ગાડીવાન વળી હાવરા સ્ટેશને આવ્યો. ઘણી તપાસ કરી પણ સુબોધનો પત્તો લાગ્યો નહિ. સારે નસીબે સુનીતિને સૂઝી આવ્યું! અહીંનું ઠેકાણું ગાડીવાનને કહ્યું અને ત્યાં પહોંચાડે તો દશ રૂપિયા બક્ષિસ દેવાનું કબૂલ કર્યું. અમે તો મેમ સાહેબને ઓળખી જ શક્યાં નહિ. ઉપરાંત સુમતિએ ઉપસંહાર કર્યો: "આહા! મરું રે મરું, કેવો કઢંગો વેશ રે બાપુ! તે તો જાણે ઠીક પણ આ હાલત જોઈ અમારે હસવું કે રોવું તે જ અમે નક્કી કરી શક્યાં નહિ. જો થિયેટરના બૉક્સમાં જ બેસાડવાની હોંશ હતી તો આ 'કિંભૂત કિમાકાર' વેશ ન પહેરાવતાં, નવરાત્રિમાં તે દિવસે ખાસ ઑર્ડર આપી સાડી પોલકું વગેરે તૈયાર કરાવ્યાં હતાં, તે જ પહેરાવવાં હતાં ને! હાલે તે સાડી હતી પણ ચાલુ ફેશનની ઉત્તમ ઢબની કેવી સુંદર ભાતવાળી! આપણી સ્ત્રીઓ જ્યારે બહાર નીકળે છે, ત્યારે આ જ પહેરે છે. કાંઈ ગાઉન પહેરીને નીકળતી નથી. આટલી અક્કલે તમારા મગજમાં ન આવી?"

સુબોધ બિચારો ભોંઠો પડી ગયો—CHAT ચાટ! "ખરી વાત છે, હવે શું થાય!" એમ બોલ્યો.

કહાણી પૂરી થતાં સુમતિએ સુબોધને ઉદ્દેશીને કહ્યું: "હવે ચાલો સાહેબ મહાશય! તમારી 'બીબી'ને મળો એકવાર. અહીં આટલી બધી વારથી આવી છે પણ પાણી સુદ્ધાં પીધું નથી. રડી રડીને જીવ કાઢી નાંખ્યો! આ હમણાં જ એમને એમ બેઠાં બેઠાં ઝોલો આવ્યો છે. ચાલો એને ઉઠાડો, ને તેને તમારી વીતક કહી સંભળાવો. ચાલો."




**કાવ્યની શક્તિઃ**—લેખક અને પ્રકાશકઃ શ્રી રામનારાયણ વિ. પાઠક, ભારતી નિવાસ, એલિસબ્રિજ, અમદાવાદ. શ્રી સયાજી સાહિત્યમાળા પુ. ૨૬૭. કિંમત રૂ. ૧–૧૨–૦

સંવત ૧૯૭૮માં 'સાબરમતી' શરૂ થયું. તેના પહેલા અંકમાં શ્રી. રામનારાયણ પાઠકે કવિ બાલાશંકરનાં કાવ્યો પર લેખ લખ્યો. ત્યારથી તેમની વિવેચનપ્રવૃત્તિ શરૂ થઇ એમ તેઓ પ્રસ્તાવનામાં લખે છે. તે પછી 'યુગધર્મ', 'પ્રસ્થાન' વગેરેમાં તેમના વિવેચનલેખો અવારનવાર પ્રસિદ્ધ થતા રહેલા. તેમાંના કાવ્યને લગતા લેખો અને કાવ્ય-કલા પર પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રકાશ પાડે તેવા સંગીત, નૃત્ય કે ચિત્રકલા વિશેના લેખો તેમણે આ પુસ્તકમાં એકત્રિત કર્યા છે. વાર્તા, નાટક વગેરે ગદ્યકૃતિઓના વિવેચનલેખોનો બીજો સંગ્રહ 'સાહિત્ય-વિમર્શ' જુદો પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

કર્તાએ આ પુસ્તકને બે ભાગમાં વહેંચ્યું છે. પહેલા વિભાગમાં પ્રથમ લેખ 'કાવ્યની શક્તિ' એ કાવ્યકલા વિશેની શ્રી. પાઠકની ભાવના દાર્શનિક સર્વગ્રાહિતાથી દર્શાવતો નિબંધ છે. 'કાવ્યમાં વર્ણનું મહત્ત્વ' એ લેખમાં કાવ્યમાં વર્ણમાધુર્ય કેવી રીતે ઉપકારક થાય છે, બાહ્ય શોભાથી તે અર્થનું વ્યંજન અને રસની પુષ્ટિ સુધી તે અનેક પ્રયોજનો કેવી જુદી જુદી રીતે સિદ્ધ કરે છે તેની શ્રી. પાઠકે સંસ્કૃત, અંગ્રેજી તથા ગુજરાતી કાવ્યોમાંથી દૃષ્ટાન્તો સહિત રસપ્રદ ચર્ચા કરી છે. 'કાલિદાસના અલંકારો,' 'પ્રેમાનંદનો હાસ્યરસ,' 'મહાભારતનું નળોપાખ્યાન અને પ્રેમાનંદનું નળાખ્યાન' તેમ જ 'કવિશ્રી ન્હાનાલાલનું સાહિત્યજીવન' એ લેખોમાં તે તે વિષયોનું તલસ્પર્શી, છતાં અભ્યાસીઓને વારે વારે વાંચવા આકર્ષે તેટલું તાઝગીભર્યું નિરૂપણ છે.

'ઉદયશંકરનું નૃત્ય,' 'કથકલી,' 'સંગીત,' 'ચક્રદંપતી,' 'ગરબામાં હીંચ' વગેરે લેખોમાં શ્રી. પાઠકની સર્વગ્રાહી રસિકતાનો પરિચય મળે છે. નૃત્ય, સંગીત, ચિત્ર વગેરે વિષયોને શ્રી. પાઠક સંસ્કારવાંછુ દૃષ્ટિથી સ્પર્શે છે. જેમ કાવ્ય સમગ્ર જીવનને સ્પર્શે છે તેમ વિવેચન પણ સંસ્કાર આપતાં સર્વ કલાક્ષેત્રોને સ્પર્શે એ માત્ર ઇચ્છવા યોગ્ય છે, એટલું જ નહિ પણ એ સ્વાભાવિક છે. કાવ્યકલાનું સૌન્દર્ય પારખનાર વિવેચક આ સર્વ વિષયોને પૂરતો ન્યાય આપી શકયા છે કે નહિ તે તો તે તે વિષયના જાણકારો જ વધારે સાચી રીતે કહી શકે. શ્રી. પાઠક જેને વિવેચનસાહસ કહે છે તેવા આ લેખોથી એક સ્પષ્ટ લાભ તો એ થયો છે કે, પુસ્તકમાં વિષયની દૃષ્ટિએ સુંદર વૈવિધ્ય આવ્યું છે.

'યુગધર્મ' અને 'પ્રસ્થાન'ને અંગે ચાલુ પ્રસિદ્ધ થતાં પુસ્તકોની સમાલોચના શ્રી પાઠક લખતા રહેલા તેમાંના લેખોનો આ પુસ્તકના બીજા વિભાગમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. પૃથુ શુકલ, ખબરદાર, ઉમરેઠના શ્રી. અમૃતલાલ ભટ્ટ, બ. ક. ઠાકોર, રમણ વકીલ,

નલિન ભટ્ટ, ઉમાશંકર જોશી, સુંદરજી બેટાઈ, સુંદરમ્, મનસુખલાલ ઝવેરી, ચંદ્રવદન મહેતા વગેરેની કૃતિઓનાં એમાં પરિચયાત્મક અવલોકનો છે. શ્રી. કનુ દેસાઇ અને શ્રી. સોમાલાલ શાહના ચિત્રસંગ્રહોનાં અવલોકનોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ લેખો ચાલુ માસિકોને માટે લખાએલા હોવાથી તેમાં વિસ્તારનું ધોરણ એકસરખું રહ્યું નથી. પણ સૂક્ષ્મ રસદૃષ્ટિ, પૂર્વગ્રહોથી મુક્ત એવી સ્વતંત્ર, નિખાલસ અને તત્ત્વસ્પર્શી વિવેચન–શક્તિ, સારગ્રહણ કરવાની વૃત્તિ, દોષદર્શનનો આડંબર નહિ પણ લેખકને કે અભ્યાસીઓને ઉપયોગી થાય તેટલા માટે જ ખામીઓ બતાવવાની ટેવ, જુદા જુદા દૃષ્ટિબિન્દુથી પુસ્તકની ઉપયોગિતા સમજવાની દૃષ્ટિની વિશાળતા, અને પૂંઠા પરના મુદ્રાલેખમાં મૂકેલા ઉપનિષદના શાંતિપાઠને સાથેસાથ અમલમાં લાવતું સૌજન્ય, તથા લેખકવર્ગ તરફ ઊંડો સમભાવ, જીવનભરના વાચન અને ચિંતનને લીધે મતનિરૂપણમાં જણાઇ આવતું સ્વાસ્થ્ય—એ સર્વ શ્રી. પાઠકની વિવેચનાના ગુણો આ અવલોકનોમાં પણ જણાઇ આવે છે.

આ પુસ્તક વડોદરા રાજ્ય પ્રાચ્ય વિદ્યા મંદિર, ભાષાંતર શાખા તરફથી બહાર પાડવામાં આવ્યું છે. સાહિત્યના અભ્યાસીઓને એ ખૂબ જ ઉપયોગી નીવડશે એમાં શંકા નથી.

સાહિત્ય-વિમર્શ:—કર્તા તથા પ્રકાશક : શ્રી. રામનારાયણ વિ. પાઠક, ભારતી નિવાસ, એલિસબ્રિજ, અમદાવાદ. શ્રી સયાજી સાહિત્યમાળા પુ. ૨૬૮. કિં. રૂ. ૧-૧૨-૦

શ્રી. રામનારાયણ વિ. પાઠકના વાર્તા, નાટક વગેરે ગદ્યકૃતિઓના વિવેચનલેખોનો આ સંગ્રહ છે. 'કાવ્યની શક્તિ'માં જેમ શ્રી. પાઠકે કાવ્યને લગતા લેખો અને કાવ્યકલા ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રકાશ પાડે તેવા સંગીત, નૃત્ય, ચિત્રકલા વગેરેના લેખો એકત્રિત કરેલા, તેમ અહીં પણ વિવેચન, સમાજશાસ્ત્ર, ટૂંકી વાર્તા, નાટક ઇત્યાદિ વિષયોના લેખો પ્રથમ વિભાગમાં મૂકવામાં આવ્યા છે અને તે પછી બીજા વિભાગમાં બાસઠ જેટલાં પુસ્તકોનાં અવલોકનો મુકાયાં છે.

પ્રથમ લેખ 'સાહિત્ય અને જીવન'માં જીવન સાથેનો સાહિત્યનો સર્વતોભદ્ર સંબંધ શ્રી. પાઠકે સમજાવ્યો છે. સાહિત્યકલા જીવનથી સ્વતંત્ર છે, છતાં જીવન સાથે તેનો માર્મિક સંબંધ છે. સહૃદય કાવ્યાનુભવ કરવાથી ભાવક વ્યવહારજગતનો અનુભવ કંઇક વધારે રહસ્યપૂર્વક કરતાં શીખે છે; જગતને સમજવાની તેની શક્તિ કેમ વધે છે, કાવ્યથી તે કેમ વધારે સંસ્કારી થાય છે. એ કાવ્યના આનુષંગિક ફલોની પણ શ્રી. પાઠકે એમાં સરસ ચર્ચા કરી છે. 'આપણા વિવેચનના કેટલાક કૂટ પ્રશ્નો' એ કરાંચીમાં તેરમા સાહિત્ય-સંમેલનમાં સાહિત્યવિભાગના પ્રમુખ તરીકે શ્રી. પાઠકે આપેલું વ્યાખ્યાન છે. તેમાં કલા ખાતર કલાનો ભ્રમભરેલો ખ્યાલ, વાસ્તવવાદ અને ભાવનાવાદના વિરોધનો પણ તેવો જ ખોટો ખ્યાલ અને પ્રગતિવાદી સાહિત્યનો પ્રશ્ન એ ત્રણ સવાલો કર્તાએ ચર્ચ્યા છે. પ્રગતિવાદી સંઘની સ્થાપના પાછળ રહેલાં બળો તપાસીને તે વાદની શબ્દજંજાળ પાછળ રહેલી અસ્પષ્ટ વિચારસરણી સમજાવીને શ્રી. પાઠક અંતે આપણા એ ઉત્સાહઘેલા સંઘને ચેતવણી આપે છે કે, "કશું પણ રહસ્ય સુધી ગયા વિના પકડી લેવું એ માનસજડતા છે. અને કલાનો જડતા જેવો બીજો કોઈ શત્રુ નથી."

'જીવનમાં રૂઢિનું સ્થાન' એ લેખમાં રૂઢિમાત્ર કાઢી નાખવી જોઈએ એ વિચારમાં મનુષ્યસ્વભાવની જે ગેરસમજણ રહેલી છે તે પ્રો. પાઠકે સમજાવી છે. અને મથાળાં પરથી એ જૂનવાણી જેવા દેખાતા વિષયને કાલિદાસનો લોકાદર અને રૂઢિગત ભાવના સૌન્દર્યનું દર્શન ચર્ચીને રસમય બનાવ્યો છે. 'આપણા જીવનમાં સાહિત્યની પ્રતિષ્ઠા' એ સુંદર નિબંધ છે. આપણા સાહિત્યને હજી સમાજમાં સ્થાન નથી મળ્યું તેનાં કારણો તપાસતાં શ્રી. પાઠક લખે છે કે, તેમાં સાહિત્યની વિશાળ જીવનમાં પ્રવેશ કરવાની નિષ્ફળતા એ કારણરૂપ છે. "પ્રજા અત્યારે નવી લોકભાવના, આ દેશની સર્વ જનતા એક છે એવી ભાવના સિદ્ધ કરવા માગે છે, આખી દુનિયામાં એક પ્રજા તરીકે પોતાનું સ્થાન લેવા માગે છે, એક મહાન પ્રયત્નથી પોતાની હીનતા ખંખેરી નાખવા માગે છે, ત્યારે સાહિત્ય તેને દામ્પત્યની વાર્તાઓ સિવાય બીજું કાંઈ આપી શકતું નથી. જેને કસરતની જરૂર હોય તેને પંપાળવા કે ગલગલી કરવા જેવું આ છે." ઋગ્વેદની બે ઋચાઓ, જે વાગ્દેવતાએ પોતે ઉચ્ચારેલી મનાય છે, તેના અવતરણ-પછી આ સર્વાંગસુંદર લેખની સમાપ્તિ કરતાં શ્રી. પાઠક કહે છે કે "એ વાગ્દેવતા જે પોતે જ પરમાત્મદેવતા છે, તેની પ્રાર્થનામાં ભળવા વીનવીશ કે, તે આપણા લેખકોને ઉગ્ર કરે, તેમને કવિ, ઋષિ અને મેધાવી કરે; બ્રહ્મદ્વેષીને-આપણા વિકાસને બાધ કરનાર આંતર-બાહ્ય શત્રુને હણવા રુદ્રનું ધનુષ તાણે, જનસમાજને સ્વાભિમાન લેતો કરે અને આપણા સાહિત્યમાં અવતરીને સમસ્ત ભૂમંડળમાં વ્યાપે."

'સને ૧૯૨૯ના ગુજરાતી સાહિત્યનું દિગ્દર્શન'માં તે વર્ષનાં પુસ્તકોની ગુજરાત સાહિત્ય સભા માટે તૈયાર કરેલી સમાલોચના છે, જેમાં કવિશ્રી ન્હાનાલાલનું કાવ્ય 'શરશય્યા,' શ્રી મુનશીનાં 'કાકાની શશી' અને ધ્રુવસ્વામિની દેવી' એ બે નાટકો, તથા 'ભગવાન કૌટિલ્ય' એ નવલકથા, ગાંધીજીની 'આત્મકથા' અને શ્રી. મશરૂવાળાનું 'જીવન-શોધન' વગેરે પરના શ્રી. પાઠકના અભિપ્રાયો તે તે કૃતિના હાર્દને સ્પર્શતા હોઈ અભ્યાસપાત્ર લેખી શકાય.

વિવેચક, કવિ અને સમાજશાસ્ત્રી શ્રી. પાઠક પ્રથમ પંક્તિના વાર્તાકાર પણ છે અને તેથી ટૂંકી વાર્તા વિશે તેમને જે કહેવાનું છે તે સાંભળવામાં ગુજરાતને સ્વાભાવિક રીતે રસ હોય. અહીં 'ટૂંકી વાર્તા વિશે કંઈક,' 'મારી વાર્તાનું ઘડતર' અને 'ટૂંકી વાર્તા' એ ત્રણ નવલિકા વિષયક લેખો છે. તેમાં બીજો લેખ 'દ્વિરેફની વાતો'ની રચના પાછળ રહેલાં સંવેદનબળોને સમજવામાં ઉપયોગી થાય તેમ છે. 'ટૂંકી વાર્તા'માં ટુચકાના ત્રણ પ્રકારો સમજાવીને શ્રી. પાઠકે ટૂંકી વાર્તામાં એકલક્ષિતા, બનાવોની સ્વાભાવિકતા, અસંભવિત બનાવોમાં પણ ઔચિત્યની જરૂર, પાત્રોની જીવંતતા અને ટૂંકી વાર્તાની જીવનના કોઈ રહસ્યને ઓછામાં ઓછા બનાવોથી, ઓછામાં ઓછા શબ્દોમાં નિરૂપિત કરવાની શક્તિ વગેરે મુદ્દાઓની ચર્ચા કરી છે.

'શર્વિલકનો પર્વત'—ના, 'શઈનો પર્વત' એ 'સ્વ. રમણભાઈ' નામના ગ્રંથમાં એક વાર પ્રસિદ્ધ થયેલ તે નાટકની સમાલોચના છે. સ્વ. રમણભાઈની એ કલામય નાટ્યકૃતિનું મૂળ વસ્તુ અને તેનો વિકાસ, તેમાં સંવિધાનની મુશ્કેલીઓ અને ક્ષતિઓ, નાટકની જીવનફિલસૂફી અને

તેનો પ્રધાન રસ—એ સર્વની શ્રી. પાઠકે એટલી સુંદર અને તલસ્પર્શી સમાલોચના કરી છે કે, પછી તે કૃતિ વિશે ભાગ્યે જ કંઈ નવું કહેવાનું રહે છે. 'બંકિમ જયંતિ' માં બંગાળના એ પ્રથમ સમર્થ ઉપન્યાસકર્તા વિશે લેખક કશું કહેતા નથી, પણ તે છતાં સ્વ. નારાયણ હેમચન્દ્રના પ્રયત્નોથી બ્રાહ્મોધર્મ વિશેના કુતૂહલથી ગુજરાતનો બંગાળ સાથે કેવી રીતે સંબંધ બંધાયો અને પછી બંગાળી સર્જન સાહિત્યના વૈવિધ્ય અને વિપુલતાના આકર્ષણથી, અને ખાસ કરીને તેના વાર્તાસાહિત્યના આકર્ષણથી એ સંબંધ કેમ વધતો ગયો તે શ્રી. પાઠકે સરસ રીતે સ્પષ્ટ કર્યું છે.

બીજા વિભાગમાં 'યુગધર્મ', 'પ્રસ્થાન' વગેરે માસિકોને અંગે અવારનવાર લખાયેલાં અવલોકનો શ્રી પાઠકે મૂક્યાં છે. તેમાં કેળવણીના પાયા, તણખા, માલાદેવી, રાજપૂત જીવનસંધ્યા, પૌરાણિક નાટકો, કેટલાંક વિવેચનો, ખોવાયેલા તારા, શિશુ અને સખી, સોવિયેટ નવજુવાની, શકુન્તલા રસદર્શન, સર્જન અને ચિંતન—વગેરે પુસ્તકોનાં અવલોકનો પ્રમાણમાં વિસ્તૃત અને તે તે પુસ્તકોની ખૂબીઓ સ્પષ્ટ કરે તેવાં છે. જ્યારે હિમાલયનો પ્રવાસ, કાલેલકરના લેખો, સ્નેહયજ્ઞ, દિવ્યચક્ષુ, સ્નેહસંભ્રમ, આકાશનાં પુષ્પો વગેરેનાં અવલોકનો માત્ર પરિચયાત્મક અને તેથી ટૂંકાં છે. તેમાં વડલો, કલ્પના કુસુમો, ખુશકી અને તરી, અમે બધાં વગેરેનાં તો છેક જ ટૂંકી અને ઉપરછલ્લી નોંધ જેવાં જ અવલોકનો છે; અને તેથી કેટલાક વાચકોને અસંતોષ થાય અને શ્રી. પાઠકનું પ્રસ્તાવનામાંનું "આ પ્રકારના લેખોની ચૂંટણી પણ મેં વધારે કડક ધોરણે કરી છે" એ વાક્ય પ્રતીતિકર ન લાગે તો તેમને એટલું જ કહેવાનું રહે છે: આ જાતના લેખો જનતાના અમુક વર્ગને તો ઉપયોગી છે જ. યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે જે પાઠ્યપુસ્તકો વિદ્યાર્થીઓને ભણવાનાં હોય છે તેનાં અવલોકનો માટે તેમને અને તેમના અધ્યાપકોને માસિકોની ફાઈલો શોધવાની તકલીફ આથી બચે છે, અને સાહિત્યના કોઈ ભાવી ઇતિહાસકારને પ્રકાશિત ગ્રંથો વિશે ઘણી માહિતી આવા સંગ્રહમાંથી તૈયાર મળે તે પણ એક મોટી અનુકૂળતા ગણી શકાય. શ્રી. પાઠકનું વિશાળ વાચન, ઊંડો અભ્યાસ, સૂક્ષ્મ મુદ્દાઓની ચર્ચામાં જણાતી તેમની વિશદ વિચારસરણી, સ્પષ્ટકથનની ટેવ અને સમાજનાં વિવિધ ક્ષેત્રોમાં તેમનો રસ વગેરે ગુણોથી એ અવલોકનો રસપ્રદ બન્યાં છે.

'કાવ્યની શક્તિ' ની પેઠે આ પુસ્તક પણ વડોદરા રાજ્યના પ્રાચ્યવિદ્યામંદિર તરફથી શ્રી. સયાજી સાહિત્યમાળાના પુષ્પ ૨૬૮ તરીકે બહાર પાડવામાં આવ્યું છે અને તેની કિંમત પણ ઉપરોક્ત પુસ્તકની પેઠે ઓછી રાખવામાં આવી છે કે જેથી વિદ્યાર્થીઓ તેનો લાભ લઈ શકે. શ્રી. પાઠકની વિવેચનપ્રવૃત્તિના નિચોડ સમાં આ બંને પુસ્તકો સાહિત્યના અભ્યાસીઓમાં જરૂર આદર પામશે.

નાથાલાલ દવે

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૧ | માગશર : ૧૯૯૭ | અંક ૨


## મુંબઈ હિન્દી વિદ્યાપીઠનું દીક્ષાન્ત ભાષણ


આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન શાસ્ત્રી, એમ. એ.


બહેનો અને ભાઈઓ !

આપે મને જે અહીંયાં બોલાવ્યો છે એ મને લાગે છે કે, જાણે પશ્ચિમ-ભારતે પ્રીતિપૂર્વક પૂર્વ-ભારતને નિમંત્રિત કર્યો છે. હું પણ પૂર્વ-ભારતની પ્રણતિને પશ્ચિમ-ભારતના આ દેવમંદિરમાં શ્રદ્ધાપૂર્વક વહન કરવા આવ્યો છું. અમારા આ દેશમાં દેવતાના પૂર્ણાભિષેકનો એ નિયમ છે કે, ઉક્ત દેવતાનાં સમસ્ત ધામ અને ક્ષેત્રોથી તીર્થોદક લઈ જવું પડે છે. એક તીર્થના જલથી અભિષેક અધૂરો રહી જાય છે. તે માટે જ તીર્થયાત્રીઓ અનેક ક્ષેત્રોમાંથી તીર્થોદક લાવીને દેવતાનો પૂર્ણાભિષેક કરે છે. અંદર અને બહારથી શુદ્ધ થયા વગર સર્વ તીર્થનું જલ સંગ્રહ કરવાની યોગ્યતા પણ નથી આવતી. શ્રદ્ધાના ચિન્મય તીર્થોદકનું વહન કરી શકવું એ એથી પણ વધારે કઠણ છે. હું મારી જાતને તે માટે યોગ્ય નથી માનતો. તથાપિ, આપના સ્નેહાકર્ષણથી આકર્ષાઈ મારે આ દુઃસાધ્ય ભાર ગ્રહણ કરવો પડ્યો છે. જો કે આપે ભાર મને સોંપેલ છે, છતાં મારે તો નામ-માત્રની જ જોખમદારી સ્વીકારવાની છે. કારણ, બધું એ કરવાના છો આપ જ; હું તો એક નિમિત્ત માત્ર છું. દેવતાનો રથ ખેંચવા લાકડાનો ઘોડો જોડે છે ખરા, પણ એ રથને ખેંચે છે ભાવિકો જ. હું પણ આ અનુષ્ઠાનરૂપી રથનો લાકડાનો ઘોડો છું. ખેંચવાનું, આપને જ છે.

આ વિદ્યાપીઠનું નામ છે 'હિન્દી-વિદ્યાપીઠ.' અર્થાત્, હિન્દી ભાષા અને હિન્દી સંસ્કૃતિ જ આપનું પ્રધાન લક્ષ્ય છે. આપણા દેશમાં વિદ્યા અને સંસ્કૃતિની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી છે. મને એ જોઇને સંતોષ અને હર્ષ થાય છે કે આજના ઉત્સવમાં બહેનોની સંખ્યા ધારવા કરતાં પણ વધારે છે. વિદ્યા અને સંસ્કૃતિના આ પીઠ-સ્થાનમાં બહેનોની ગેરહાજરી બહુ જ ખટકતે, પણ અહીંયાં એમને જોઇને મને પરમ આનંદ થયો છે. આપના આ પશ્ચિમ-ભારતમાં પૂર્વ-ભારત કરતાં સ્ત્રીઓનું સામાજિક સ્થાન શ્રેષ્ઠ છે. જો કે સામાજિક દૃષ્ટિથી ભલે ન હોય તથાપિ ધર્મ અને સાધનાની દૃષ્ટિએ, પૂર્વ-ભારતની સ્ત્રીજાતિને આદ્યશક્તિના રૂપમાં જોતો આવ્યો છું. ત્યાં શક્તિનું સ્થાન શિવથી ઊંચું જ છે. પૂર્વીય વૈષ્ણવોની પેઠે ભગવાનની આહ્લાદિની શક્તિના રૂપમાં એમનું સ્થાન ખૂબ ઊંચું છે. વસ્તુતઃ જેવી રીતે ભગવાન શંકરાચાર્યે કહ્યું છે કે, શક્તિ વગર શિવ કાંઇ પણ કરવા સમર્થ નથી :—

शिवः शक्त्या युक्तो यदि भवति शक्तः प्रभवितुम्
न चेदेवं देवो न खलु कुशलः स्पन्दितुमपि ।

અર્થાત્—શિવ જ્યારે શક્તિથી યુક્ત હોય ત્યારે જ સમર્થ બને છે. એમ ન હોય તો શિવ હાલવા પણ સમર્થ હોતા નથી.

અહીંયાં આ મહત્સાધનામાં પુરુષોની સાથે સાથે સ્ત્રીઓને પણ સમાનભાવથી ઉદ્યોગી જોઇને મને પૂર્ણ આશા છે કે, આ સાધના સાર્થક થશે. મારી આ આશાનું કારણ છે—અમારાં શાસ્ત્રો કહે છે કે, જ્યારે જ્યારે પુરુષ-શક્તિ પરાજિત થઇ છે ત્યારે ત્યારે નારી-શક્તિની તપસ્યાએ જ તેની રક્ષા કરી છે. દૈત્યોએ જ્યારે દેવતાઓ પાસેથી સ્વર્ગનું રાજ્ય છીનવી લીધું હતું, ત્યારે તેમને નારી-શક્તિનું જ શરણ લેવું પડ્યું હતું. ગૌરીએ પોતાની કઠિન તપસ્યા વડે દેવત્વને નષ્ટ થતાં બચાવી લીધું હતું. શાસ્ત્રો બતાવે છે કે જ્યારે જ્યારે દેવત્વ ભયમાં સપડાયું છે, સંસારનું જે કંઇ શ્રેષ્ઠ છે, જે કંઇ ઉત્તમ છે, તે જ્યારે લુપ્ત થવા આવ્યું હોય, જ્યારે જ્યારે પુરુષનો દર્પ અને કૂટનીતિ અસફળ થઇ છે, ત્યારે ત્યારે નારીની તપસ્યાએ જ તેનો ઉદ્ધાર કર્યો છે.

ભારતવર્ષમાં સ્ત્રીનો અધિકાર જુદાં જુદાં ક્ષેત્રોમાં ક્રમે ક્રમે સંકુચિત થતો આવ્યો છે; પરંતુ ધર્મ અને સાધનના ક્ષેત્રમાં તે કોઇપણ વખતે સંકુચિત થયો નથી. મારો જન્મ કાશીમાં થયો હતો. મારા જીવનનો મોટો ભાગ કાશીમાં જ વ્યતીત થયો છે. એટલે હું જ્યારે કહું છું કે અમારા દેશમાં સાધના અને ધર્મના ક્ષેત્રમાં પુરુષ કરતાં સ્ત્રીનો પ્રવેશ જ અધિક છે, તો હું એમ કહી શકવાને પોતાને હક્દાર માનું છું. મેં સારી રીતે જોયું છે કે, જ્યાં ધાર્મિક ભાવ અને આધ્યાત્મિકતાનો લેશ છે, ત્યાં નારીની શ્રદ્ધાનો અભાવ છે જ નહિ. આપે જો આપના આ વિદ્યાક્ષેત્રને સાધનાક્ષેત્ર બનાવ્યું તો અમારી બહેનો અધિક સંખ્યામાં પોતાની શ્રદ્ધા સાથે અહીંયાં ઉપસ્થિત થશે, એમાં મને કોઇ સંદેહ નથી.

આજના આ અનુષ્ઠાનને હું સંસ્કૃતિનો રાજસૂય-યજ્ઞ સમજું છું. રાજસૂય-યજ્ઞમાં દરેક પ્રદેશથી જુદો જુદો ઉપહાર આવશ્યક હોય છે. તે વગર રાજસૂય-યજ્ઞ નથી થઇ શકતો.

આપને ત્યાં કર્નાટક, મહારાષ્ટ્ર, કોંકણ, ગૂજરાત, મલબાર, ઉત્તર-ભારત આદિ પ્રદેશોના સ્નેહીજન પોતપોતાનો પ્રેમોપહાર લઈ, ઉપસ્થિત થયા છે. પરંતુ એ ઉપહાર રાખવા માટેનું પાત્ર ક્યાં છે? સાંસ્કૃતિક ઉપહાર માટેનું પાત્ર છે ભાષા: આપ તે વાઙ્મય-પાત્રની રચનામાં દત્તચિત્ત છો. વાઙ્મય-પાત્ર વગર રાજસૂય-યજ્ઞ સફળ નહિ થાય. આદર્શ અને સાધનાની એકતા માણસને એકતા જરૂર બક્ષે છે, પરંતુ ભાષાની ભિન્નતા માણસની એ એકતાને જાગ્રત થવા દેતી નથી. યૂરોપની પ્રાચીન કથામાંથી સાંભળીએ છીએ કે, ભાષાની વિભિન્નતાને લીધે જ 'ટાવર ઑફ બાઈબલ' તૂટી પડ્યું હતું; અને તે જ માણસો, જે મહાન સાધના માટે રાત અને દિવસ એક કરી રહ્યા હતા, તેઓ જ ભાષાની વિભિન્નતાને લીધે જ પરસ્પર લડવા લાગ્યા હતા, તેઓએ પોતે નિર્માણ કરેલી વસ્તુને પોતે જ પાડી નાખી હતી.

કિન્તુ ભાષા જો કે એકતાનું પ્રધાન વાહન છે, છતાં તે એક માત્ર ઐક્ય-વિધાયક ઉપાદાન તો નથી જ. બીજી પણ અનેક વસ્તુઓ છે જે એકતાને ટકાવી રાખવા યા નષ્ટ કરવામાં મહત્ત્વપૂર્ણ ભાગ ભજવે છે. ઇતિહાસમાં એક ભાષા બોલતા માણસો વચ્ચેના ઝઘડા એ કંઈ દુર્લભ ઘટના નથી. અમેરિકા અને ઇંગ્લેન્ડમાં જે લડાઈ થઈ હતી તે પણ એક ભાષાના લોકોમાં જ હતી ને? મહાભારતનું યુદ્ધ શું જુદી જુદી ભાષાના માણસો વચ્ચે થયેલ હતું? આપણે ભાષાની સાધના કરતી વખતે અન્ય મહત્ત્વપૂર્ણ વસ્તુઓ ન ભૂલવી જોઈએ. આજે આપણે આંખો ઉઘાડીને જોઈશું તો આપણને એ બધી બાબતોમાં જરાપણ સંદેહ રહેશે નહિ કે, એક ભાષાનો પોકાર ઊપડ્યા છતાં યે અમારામાં પ્રાદેશિકતા અને સાંપ્રદાયિકતા પ્રવેશ કરી રહી છે; અને રાતે નહિ એટલી દિવસે અને દિવસે નહિ એટલી રાતે વધતી જ જાય છે. કારણ કેવળ ભાષા જ એકતાનો હેતુ નથી, બીજી પણ અનેક બાબતો છે. એ બધાની ઉપેક્ષા કરવાથી અમને 'એક ભાષા'ની પ્રતિષ્ઠા કરવામાં પણ દરેક પળે બાધાનો અનુભવ કરવો પડશે. તથાપિ એમાં કાંઈ સંદેહ નથી કે ભાષા એક પ્રધાન અને મહત્ત્વ-પૂર્ણ સેતુ છે. ભાષાની મદદ વિના પોતાની અત્યન્ત નિકટની વ્યક્તિને પણ આપણે બોલાવી શકતા નથી.

સભ્યતાના ઇતિહાસના નિષ્ણાતોએ લક્ષ્ય કરેલ છે કે, ઘણે ભાગે દરેક પ્રાચીન સભ્યતા એક એક નદીનો આશ્રય લઈને વિકસિત થઈ છે. અને તે સત્ય પણ છે. નદી પોતાના પ્રવાહ દ્વારા વિભિન્ન પ્રદેશોનું જોડાણ કરે છે, પરંતુ ભાષા તેથી પણ વધારે યોગ-વિધાયક છે. નદી તો કેવળ બાહ્ય-સભ્યતાના વિકાસમાં મદદ કરે છે, પરંતુ ભાષા તો જીવન્ત પ્રવાહ છે જે અંતર-અંતરમાં યોગ-સ્થાપન કરે છે. અહીંયાં ભાષાથી મારો ઉદ્દેશ્ય એ નથી કે જે કોઈ જમાનાની ભાષા અથવા જે કોઈ દેશની ભાષા યોગ-સ્થાપનનું કાર્ય કરે છે, નહિ; યોગ-વિધાયિની ભાષા એ જ હોઈ શકે છે જે સર્વસાધારણની પોતાની હોય, પોતાના કાળની તથા પોતાના દેશની હોય. એથી જ કબીરદાસે બોલી-ચાલીમાં વપરાતી ભાષાને 'बहते नीर'ની ઉપમા આપી છે, જ્યારે સંસ્કૃતને 'કૂપજલ'ની.—

'संस्कृत कूप जल कबीरा, भाषा बहता नीर।'

આજે આપણે કેવળ રાજનૈતિક ગુલામીના બંધનમાં જ બંધાયેલા છીએ એવું કંઈ નથી. એથી પણ ભયંકર બંધન અમે તૈયાર કરેલાં છે જે અંદરનાં પણ છે અને

બાહેરનાં પણ છે. આપણે એ બધાંમાંથી મુક્ત થવાનું છે. એ મુક્તિને માટે આપણે ઉપરે કહ્યા પ્રમાણે તીર્થસ્થાન શોધી કાઢવું પડશે. જ્યાં બે નદીઓનો સમાગમ થાય છે તે સંગમ-ક્ષેત્ર આપણા દેશમાં ખૂબ જ પવિત્ર મનાય છે; જ્યાં તેથી પણ વધારે નદીઓનો સંગમ હોય તે તીર્થ તેથી પણ વધારે શ્રેષ્ઠ મનાય છે. ત્રણ નદીઓના સંગમથી પ્રયાગનું માહાત્મ્ય એટલું બધું છે કે તે તીર્થરાજ કહેવાય છે. કાશીમાં નાનાં નાનાં નાળાંઓના સંગમનો પણ જ્યાં અધિક સમાવેશ થયો છે તે પવિત્ર પંચગંગા ઘાટને અશેષ-પુણ્યદાતા માનવામાં આવે છે. આપણી મુક્તિ માટે પણ આપણે સાધનાઓ અને સંસ્કૃતિઓનો સંગમ શોધી કાઢવો પડશે. ભાષાને કેવળ ભાષા માની આપણે ચૂપ નહિ રહી શકીએ. આપણે તેને સંસ્કૃતિઓ, વિદ્યાઓ અને કળાઓનું મહાન સંગમ-તીર્થ બનાવી દેવું પડશે. અંગ્રેજી ભાષાનો મહિમા એટલા માટે નથી કે તે ભાષા આપણા માલિકોની ભાષા છે, બલ્કે એટલા માટે છે કે તેણે સંસારની સમસ્ત વિદ્યાઓને પોતાના હૃદયમાં સ્થાન આપેલ છે. અંગ્રેજ ન પણ રહે છતાંએ તેની ભાષાની કદર તો છે તેવી જ રહેશે. હિન્દીએ પણ તે દરજ્જા સુધી વધવાની જરૂર છે. તેણે પણ નાના પ્રકારની સંસ્કૃતિઓ, વિદ્યાઓ અને કળાઓની ત્રિવેણી બનવાનું છે. એમ થયા વગર ભાષાની સાધના અધૂરી રહી જશે. આપ બધા, જે આજે એ સાધના માટે વ્રતી થયા છો તે આ વાત ન ભૂલે: ભાષા અમારે માટે સાધન છે, સાધ્ય નહિ; માર્ગ છે, ગંતવ્ય નહિ; આધાર છે, આધેય નહિ.

બુતપરસ્તી છોડવી એ સહજ નથી. કોઈ કોઈ વખત તે નાના પ્રકારના છદ્મવેશ ધારણ કરી અમારી વચ્ચે રહે છે. અને અમે જો કે હરક્ષા કરી બીજાઓની બુતપરસ્તી દૂર કરવાનું અભિમાન રાખીએ છીએ છતાં તે તો અમારી પાછળ પડી જ હોય છે. કોઈ કોઈ વખત અમે દેવની પૂજા ન કરતાં દેવળની પૂજા કરીએ છીએ. આધેય ભૂલીને આધારની પૂજા કાંઈક એવી છે. જેમકે એક મહાન પ્રેમી દરરોજ એક વગર કાગળનું એક કવર જ પોતાના પ્રેમી ઉપર મોકલ્યા કરે તો સામેનું માણસ પોતાનું ધૈર્ય ક્યાં સુધી ટકાવી શકશે! અને જો એ કવર 'નોટપેડ' (Not paid) હોય તો તો પછી પૂછવું જ શું! ક્યાં સુધી કોઈ સંયમ રાખી શકશે! ખેર! કવર તો કવર પણ પ્રેમીના હાથનું તો છે ને! તેની અંદર પત્ર હોય, કાંઇ સમાચાર હોય, કાંઈક પ્રેમસંભાષણ હોય, કાંઈ નવું જાણવા જેવું હોય તો તે કાંઈક કહેવાય પણ ખરું. તેમ ભાષા એક કવર જ છે. અને તે પણ 'નોટપેડ.' કેમકે એ પ્રાપ્ત કરવા માટે બહુ જ પરિશ્રમ કરવો પડે છે. તેમનો કાગળ એટલે તેમાંનું સાહિત્ય, તેમાંનું વિજ્ઞાન, તેમાંની કલાકૃતિઓ વગેરે હોય તો તે બધું ઠીક લાગે. પણ સાથે કવરનું પણ ખાસ ધ્યાન રાખવાની જરૂર છે કે તે તે પ્રેમપત્રને સુરક્ષિત રૂપથી પહોંચાડે છે, પરંતુ પત્રની ઉપેક્ષા નહિ કરવી જોઈએ. આજે આપણને એક મોટી આવશ્યકતા છે, અને તે એ જ કે આપણે હિન્દી ભાષાને નાના પ્રકારનાં શાસ્ત્રો અને વિદ્યાઓથી ભરી દઈએ.

એક પ્રકારના માણસો છે જે એ વાતોમાં જ સત્યનો સ્પર્શ અનુભવે છે, જે ઘણા દૂર દૂરના સમય ઉપર કહેવામાં આવી હતી—તેમને સનાતની કહેવામાં આવે છે. એક બીજા પ્રકારના માણસો છે જે દૂર દેશમાં કહેલી વાતોને જ પ્રામાણિક માને છે—તેઓને શું કહે છે તે ખબર નથી. પણ આ બન્ને છે એક જ જાતિના. એક કાલ-ગત સનાતની છે, જ્યારે

બીજા દશ-ગત. પરંતુ સત્ય વસ્તુતઃ સર્વ કાળ માટે છે અને બધાં દેશો માટે છે. તે માટે જે જેવી શ્રદ્ધાનું પાત્ર હોય, પછી એ સ્વદેશી હોય અથવા વિદેશી, આજનું હોય યા પ્રાચીન કાળનું, અમારે તેના પ્રત્યે એ શ્રદ્ધા રાખવી જ પડશે. અમારા અનુષ્ઠાનમાં અમારે પ્રાચીન અને નવીન, આ દેશની તથા અન્ય દેશની સમસ્ત વિદ્યાઓનો નિઃસંકોચ ભાવથી સ્વીકાર કરવાનો છે. અને ત્યારે જ આપણે તેને મહાન બનાવી શકીશું. અહીંયાં જો આપણે કોઇપણ પ્રકારની સ્થાન-ગત અથવા કાળ-ગત કલ્પનાની સંકીર્ણતા સેવીશું તો થશે શું? આપણે અમુક માણસોનાં મોઢેથી ' વાહ ' ' વાહ 'ના શબ્દો સાંભળીશું, પણ ખરી રીતે આપણું એ કાર્ય સાંસ્કૃતિક આત્મઘાત જ સિદ્ધ થશે. આપણે જોતા આવ્યા છીએ કે પૃથ્વીના નાના પ્રકારના આત્મઘાતોમાં પહેલાં તો પ્રશંસાનાં પુષ્પો ખરી પડે છે, પણ છેવટે આત્મઘાત તે આત્મઘાત જ કહેવાય છે.

આપને કદાચ આશ્ચર્ય થતું હશે કે, આ શુભ અનુષ્ઠાનના અવસર ઉપર હું અશુભ વાત કેમ કહી રહ્યો છું. પણ એ બળતા હૃદયના ઉદ્‌ગાર છે. આપણે મોઢેથી ગમે તેટલાં ' સ્વાધીનતા ' વગેરેનાં બણગાં ફૂંક્યાં કરીએ, પણ આપણા અંતરમાં તો ભૂતકાલીન તાનાશાહી-પૂજા જેમની તેમ જ છે. અને તેને લીધે જ આપણે કોઇ વિશેષ દેશને અથવા વિશેષ કાળને આપણા ' ડિક્ટેટર ' માની બેસીએ છીએ, અને તેની પૂજા કરવા લાગીએ છીએ. હું આ યુગ સુધી પણ ભગવાન મનુની વ્યવસ્થાઓને શાસન કરતાં જોઉં છું, અથવા આ દેશમાં યુરોપના આદર્શોની પૂજા થતી જોઉં છું, ત્યારે પરાણે એ વાત મારા મગજમાં તાજી થાય છે. એટલા જ માટે કહું છું કે હિન્દી-ભાષામાં જે સાહિત્યનું આપણે નિર્માણ કરીએ, તેમાં આ પ્રમાણેની વિશેષ પૂજાના અભ્યાસી ન બની જઇએ એ બાબતનો ખ્યાલ રાખવો જોઇશે. આપ મને જૂઠો ન માનશો. હું નથીં તો મનુનો અનાદર કરતો, અગર નથી યુરોપીય આદર્શોનો. મારો વિરોધ ફક્ત કોઇપણ વાતને એક-માત્ર પ્રમાણ માની બેસવા ઉપરનો જ છે.

ઘણાક માણસોની પેઠે હું એ નથી માનતો કે સમસ્ત કાલ અને સમસ્ત દેશની સાથે આપણે સમાન ભાવથી સામ્યની રક્ષા નથી કરી શકતા. એક સાધારણ અશિક્ષિત બાલિકા પણ એકી સાથે પોતાના પિતા પ્રત્યે આદરભાવ રાખી શકે છે અને સાથોસાથ પોતાના પતિ પ્રત્યે પણ. પિતા પ્રત્યેનો આદર અને પ્રેમ તેના પતિ-પ્રેમમાં જરા યે બાધક થતો નથી; અને ન એ બન્ને બાબતો તેના ભાવી પુત્ર-પ્રેમમાં વિઘ્નરૂપ થઇ શકે છે. એક સાધારણ બાલિકા પણ સહેલાઇથી અતીત, વર્તમાન અને ભવિષ્યના પ્રત્યે પોતાનું કાર્ય બજાવી રહે છે. વનસ્પતિના બીજને જુઓ. કેટલી પેઢીઓની પરંપરા લઇને તે આવેલ છે, અને ભવિષ્યમાં પણ કોણ જાણે કેટલી પેઢીઓ તે ઉત્પન્ન કરશે. એ ગલત વાત છે કે, સર્વદેશ અને સર્વકાળના પ્રત્યે પોતાના કર્તવ્યનું આપણે પાલન નથી જ કરી શકતા.

માનવ-માનવના પ્રત્યેનો જે યોગ છે, તે એટલી મોટી વસ્તુ છે કે માણસે પોતાની સર્વોત્તમ સાધનાનું નામ જ આપેલ છે—સાહિત્ય (=સહિતનો ભાવ). એ સાહિત્ય જ મુખ્ય વસ્તુ છે. ભાષા તો તેનું આધાર-પાત્ર છે એમ કહી શકાય. એ જ ભાષા અને સાહિત્યના બળથી માણસ જ્ઞાન, કર્મ અને સંસ્કૃતિમાં પશુને પણ વટાવીને આગળ વધી ગયેલ છે, કારણ કે

તેના દ્વારા સમસ્ત કાલ અને સમસ્ત દેશ સાથે તેનો યોગ સ્થાપિત થઈ શકે છે. ભાષા અને સાહિત્યનો સ્વીકાર ન કરવો એ તે મહાન યોગનો જ અસ્વીકાર કર્યા જેવું છે. આથી મોટો આત્મઘાતી વિદ્રોહ બીજો શો હોઈ શકે?

આપણા બૃહત્તર જીવનમાં યોગ-સાધનનું કાર્ય ભાષા કરે છે, જે પ્રમાણે ગૃહ-પરિવારના જીવનમાં યોગ સ્થાપન કરનાર 'માતા' છે. કારણ બાળકોમાં અંદર અંદરના ઝઘડા ગમે તેટલા કેમ ન હોય, પણ સ્નેહમયી માના ખોળામાં બેસી તેઓ બધાં આંતરિક દ્વંદ્વને ભૂલી જાય છે. જેમ સાચી માતા પોતાનાં બાળકોના ભેદ-વિભેદને દૂર કર્યા વગર રહેતી નથી, તે જ પ્રમાણે સાચી ભાષા અને સાચું સાહિત્ય પણ પોતાનાં સંતાનોના ભેદ-વિભેદને દૂર કર્યા વગર રહેતું નથી. કેમકે ભાષા અને સાહિત્યનું સ્થાન પણ માતાના જેવું જ છે.

આપ કહેશો કે શું માતા કોઈ પણ વખતે મિથ્યા હોઈ શકે છે? મા તો સદા સાચી જ હોય છે. પણ આપણા દેશમાં જે ભાષાને માતા કહીએ છીએ, તે માતૃ-ભાષાના ખોળામાં જ તો આપણે બધાએ જન્મ લીધો છે. અને તે જ માતાએ અમારા ચિન્મય સ્વરૂપની સૃષ્ટિ સર્જી છે. તો પછી તે માતા મિથ્યા કેમ હોઈ શકે? સાચું તો એ છે કે, જ્યારે તે માતા આપણા ચિન્મયરૂપ સ્વરૂપની સૃષ્ટિ સર્જે છે ત્યારે તે સાચી હોય છે; પણ જ્યારે આપણને તે માતાના સૃષ્ટિસર્જનનું ભાન થાય છે ત્યારે તે જરૂર મિથ્યા થઈ જાય છે. માતાને તેનાં સંતાનો નાના પ્રકારનાં અલંકારો અને બારીક વસ્ત્રોથી અલંકૃત કરે-તે તો ઉચિત છે, બલકે સંતાનનું એ કર્તવ્ય છે કે તે માતાને અધિકાધિક સમૃદ્ધ અને તૃપ્ત કરતો રહે; પણ તે પોતે માતાનું જ સૃજન કરવા મંડી પડે-એ તો એકદમ સમજમાં આવે એવી વાત નથી. આપણે ભાષારૂપી માતાને નાના પ્રકારના ભાવોથી—કલા-સાહિત્ય-વિજ્ઞાનથી સમૃદ્ધ અને અલંકૃત કરી શકીએ છીએ, પણ તેમાંથી કાપીકૂપી અને ઘડીછોલીને નવી માતા બનાવવાનો મિથ્યા પ્રયાસ કરવો એ કેવળ દંભ જ છે.

પણ આપણે તો માતાને મિથ્યા બનાવવાનું શરૂ કરી દીધું છે. પ્રમાણ એ કે-આપણે મોઢેથી તો એક જ માતાની વાતો કરતા જઈએ છીએ, પણ વાસ્તવિક તો આપણામાં નાના પ્રકારના ભેદ-વિભેદ, સાંપ્રદાયિકતા, પ્રાદેશિકતા વગેરે વધતાં જ જાય છે. શું આપણે ઘૂમીફરીને જોવાની જરૂર નથી કે આપણે માતાને કાપીકૂપીને મિથ્યા અને નિર્જીવ મૂર્તિ બનાવવાનું તો શરૂ કર્યું નથી ને? અશ્વત્થામાને આપેલા ભાતના ઓસામણને ભલે ગમે તેટલો ઉાળ કરીને દૂધ કહેવામાં આવ્યું હોય, પણ તે ઓસામણથી તેના બલ અને વીર્યમાં વધારો થયો હશે ખરો? નહિ. તે જ પ્રમાણે જૂઠી વસ્તુને ગમે તેટલો ભાર મૂકીને આપણે સાચી કહ્યા કરીએ પણ તેથી આપણી શક્તિમાં જરાએ વધારો થાય તેમ નથી. સાચી માતાનું સૃજન તો થઈ શકતું નથી પણ તેનો વિધ્વંસ તો કરી શકાય છે. આપણે કોઈ પણ વખતે ઇતિહાસ અને પુરાણમાં એવું સાંભળ્યું નથી કે કોઈએ માતાની સૃજના કરી હોય, પરંતુ પરશુરામ જેવાએ માતૃહત્યા કરી તે તો પ્રસિદ્ધ કથા છે. આપણે એ ભૂલવાનું નથી કે માતૃહત્યાના અપરાધ માટે પરશુરામને કેટલો કઠિન દંડ જીવન પર્યન્ત ભોગવવો પડયો હતો. એક વાર જે કુહાડી તેમણે હાથમાં ઝાલેલી તે તેમના હાથમાં રહી તે રહી જ, તેને કોઈ પણ અલગ કરી શક્યું નહિ. પિતાની આજ્ઞાની આણ હોવા છતાં પણ એ દંડથી-એ વિડંબનાથી તેમની મુક્તિ થઈ શકી નહિ. કુહાડો ખરી રીતે નાશનું પ્રતીક છે. આપણે જો આજે વિનાશથી જ કાર્યનો આરંભ

કરીશું તો જરૂર માનજો, કે તે અસ્ત્ર આપણા હાથમાંથી કદી છૂટશે નહિ, આપણે કદી પણ રચનાત્મક કાર્ય કરી શકીશું નહિ. જો આપણે માતાને જીવિત માનતા હોઇએ તો શું ક્યારેય તેના અંગછેદનનો વિચાર આપણા મનમાં પણ આવે ખરો? દક્ષ-પુત્રી ભવાનીએ જ્યારે દક્ષયજ્ઞમાં પોતાના પતિનું અપમાન થયેલું જોઇને યજ્ઞાનલમાં પ્રાણ આપી દીધો હતો ત્યારે નારાયણે ચક્રથી તેના શબના એકાવન કટકા કરી નાખ્યા હતા, અને તે જ એકાવન ટુકડાઓ જુદી જુદી એકાવન જગ્યાઓમાં પડ્યા હતા, અને તેથી જ તાંત્રિકોનાં એકાવન પીઠ છે. તાંત્રિક યોગીઓનું કહેવું છે કે, જે કોઈ એકાવન પીઠોની સાધના એકત્ર કરી શકે છે, તેની 'કુલ-કુંડલિની' શક્તિ જાગ્રત થાય છે.

ઘડી કાઢેલી નારીસૃષ્ટિની કથાઓ અમારાં પુરાણોમાં છે જ નહિ એવું કંઈ નથી. પરંતુ એ જોડી કાઢેલી પ્રતિમામાં માતૃત્વની કલ્પના કરવામાં આવી નથી. સ્વર્ગની અપ્સરા તિલોત્તમા તેવી જ સ્ત્રી છે. તેનું કામ હતું બધાનાં ચિત્તનું હરણ કરવાનું, માતૃત્વનું નહિ. પણ પુરાણ સાક્ષી છે કે તે વસ્તુતઃ કોઇનું પણ ચિત્તહરણ કરી શકી નહિ; કેવળ એક વિનાશક શક્તિના રૂપમાં જ તે પ્રસિદ્ધ થઈ ગઈ. ભાષાને કાપીકૂપીને ઘડવાના પક્ષપાતી લોકો જો આ વાત યાદ રાખે તો સારું. મને આશા છે કે આપ માતાના યોગેશ્વરી સ્વરૂપના જ આરાધક છો. હું હૃદયપૂર્વક ચાહું છું કે આ વિદ્યાપીઠ તે જ યોગેશ્વરી સ્વરૂપની સાધનાનું ક્ષેત્ર થાય.

તંત્રશાસ્ત્રોમાં બે પ્રકારની દીક્ષાઓની ચર્ચા છે: સ્પર્શ-દીક્ષા અને દીપ્ત-દીપ-દીક્ષા. પારસ પથ્થરના સ્પર્શથી લોઢું સુવર્ણ બની જાય છે, કિન્તુ તે સ્વયં પારસ નથી બની જતું. બીજી ધાતુનો સ્પર્શ કરવાથી તે સુવર્ણ નથી બનાવી શકતું. આ કંઈ બહુ ઊંચી વાત નથી. પણ દીપ્ત-દીપ (સળગાવેલો દીવો) ના સ્પર્શથી 'અદીપ્ત-દીપ' સળગી ઊઠે છે, અને એટલો જ પ્રકાશ આપવા માંડે છે જેટલો પ્રથમ દીપ્તદીપક. અને સાથોસાથ તેનામાં અન્ય દીપને પ્રદીપ્ત કરવાની શક્તિ પણ આવી જાય છે. આ જ દીપ્ત-દીપ-દીક્ષા છે. પૂર્ણાભિષિક્ત સાધકને આ જ દીક્ષા લેવી પડે છે. હું આશા રાખું છું કે આપના આ વિદ્યાપીઠમાં આપ એ જ 'દીપ્ત-દીપ-દીક્ષા' લેવા આવ્યા છો. આ જાતની દીક્ષાથી જે દીક્ષિત છે તેઓ એ ન ભૂલે કે ભારતીય જ્ઞાનની તપસ્યા કોઈ વ્યક્તિગત સુખ-સમૃદ્ધિની તપસ્યા નથી. તે તો સહુના અભ્યુદય-કલ્યાણને માટે છે. એટલા માટે જ પ્રાચીન કાળમાં બ્રહ્મચારીની તપસ્યાનું આવશ્યક આયોજન સમાજને કરવું પડતું હતું, અને બ્રહ્મચારી પણ સ્નાતક થયા પછી પોતાની વિદ્યા પોતાના સ્વાર્થ માટે વેચી શકતો નહિ. એ કેવળ સમાજ-સંપત્તિ જ ગણાતી. આ વિષયમાં પાશ્ચાત્ય જ્ઞાન-સાધનાથી ભારતીય જ્ઞાન-સાધના તદ્દન જુદી પડે છે. ત્યાં વિદ્યા વ્યક્તિગત સંપત્તિ લેખાય છે અને તેના વડે વ્યવસાય કરવામાં આવે છે. જ્યારે ભારતવર્ષમાં એવું નથી.

અહીંયાંના ગુરુજનો જો કે દરિદ્ર હતા છતાં યે સમાજમાં તેમના ગૌરવનો અભાવ ન હતો. માણસને ધનની આવશ્યકતા મોટે ભાગે પોતાના મહિમાના પ્રચાર માટે જ હોય છે. ભારતવર્ષમાં આ જાતનો મહિમા ગુરુજનોને આપોઆપ જ મળી રહેતો હતો. અને તેથી તેઓ ધનની વધુ આકાંક્ષા પણ રાખતા નહિ. યુરોપ અને અમેરિકામાં ગુરુજનોનું આટલું સન્માન ન હતું. તેથી, તેની ક્ષતિ-પૂર્તિ પૈસાથી કરવામાં આવતી. આથી યુરોપ પોતાના

સર્વોત્તમ ગુરુને પૈસાના બળ ઉપર શોધે છે; જ્યારે ભારતવર્ષ સન્માન અને ભક્તિ દ્વારા જ શોધે છે. આપણી ભયંકર દુર્ગતિ તો એ છે કે, આજે આપણે આપણી પૂર્વ-પરંપરા અનુસાર નથી તો ગુરુજનોને ભક્તિ અને સન્માન આપી શકતા, કે નથી યુરોપની પેઠે પ્રચુર ધન પણ આપી શકતા. તેનું પરિણામ એ આવ્યું છે કે, આપણા સમાજના જે સર્વોત્તમ માણસો છે તે આ જ્ઞાન-દાનના કાર્યમાં નથી આવતા; કારણકે આ કાર્યમાં નથી તો આજે ધનની આશા કે નથી માનનો સંતોષ. તેથી તો આજ આપણા દેશમાં શિક્ષણ-કાર્યમાં એવા માણસો આવવા લાગ્યા છે કે જેઓને બીજા કોઈ પણ ક્ષેત્રમાં કામ નથી મળતું- येषां क्वापि गतिर्नास्ति तेषां वाराणसी गतिः । અર્થાત્ જેમની બીજે ક્યાંય ગતિ નથી હોતી તેમની ગતિ વારાણસી હોય છે. પરન્તુ આ અવસ્થા અસહ્ય છે. આપણી ઊગતી પેઢી અધિકાંશ ક્ષેત્રમાં આપણા સર્વોત્તમ મનુષ્યોના પરિચયથી વંચિત રહી જાય છે. એથી, દહાડે દિવસે સમાજનું ચિન્મય જીવન ક્ષીણ થતું જાય છે. સમાજે આ વસ્તુ ઉપર બહુ વહેલું ધ્યાન આપવાની જરૂર હતી પોતાનાં સંતાન મારના દૂધમાં મેલું પાણી ભેળવી દેવા કરતાં વિશેષ કયી મૂર્ખતા હોઈ શકે છે? અને આપણે અત્યારે તે જ કરી રહ્યા છીએ.

આવી દુર્દશાથી બચવા માટે સમાજની આગળ મારે એ જ કહેવાનું છે કે, જો તમે ધન ન આપી શકતા હો તો તમારા હૃદયની સર્વોત્તમ ભક્તિ આ કામમાં પડેલા મતી લોકોને જરૂર આપો. નહિ તો પછી તમારાં સંતાનોને માટે ઉત્તમ પથ-પ્રદર્શક મેળવવાની આશા સદાને માટે છોડી દો. અને જે લોકોએ જ્ઞાનની દીક્ષા પ્રાપ્ત કરેલ છે એમને અમારે એ કહેવાનું છે કે, અસહ્ય દારિદ્ય સહન કરીને પણ, તમે તમારા દેશના પ્રાચીન ગુરુજનોના મહાન આદર્શને અવિચલિત ચિત્તથી અપનાવતા રહેશો. આપનું કાર્ય તપસ્યા છે. આપનો માર્ગ કષ્ટસહનનો માર્ગ છે. આપનું વ્રત સંસારમાં સૌથી પવિત્ર અને કઠોર વ્રત છે.

એક તો આપણે દરિદ્રી છીએ, અને બીજું અધઃપતિત. સમાજ જો આપણી પ્રાર્થના નહિ સાંભળે અને ભાવી ગુરુ-ગણ પણ અમારી આ કાતર પ્રાર્થના નહિ સાંભળે તો પછી એ જ કહેવું પડશે કે આપણા દેશનું તથા સમાજનું શું થશે તે એક માત્ર ભગવાન જ જાણે!

'દીપ-દીપ-દીક્ષા 'ની સૌથી ભારે વિશેષતા એ છે કે, દરિદ્ર દેશ માટે તેથી વધારે ઉત્તમ વસ્તુ કંઈ પણ નથી. કારણકે એ દીક્ષાના જે દીક્ષિત છે, તે બધા એક-એક વિશ્વવિદ્યાલય જ છે. તેમની ચારે બાજુ સહયોગી-કર્મી દળ હોય કે ન હોય, મોટાં મોટાં મકાનો અને ભવ્ય પ્રાસાદો હોય કે ન હોય, તેઓ સ્વયં કોઈપણ પ્રકારનાં બાહ્ય-સાધન વિના જ સર્વસાધારણને 'દીપ' (પ્રકાશિત) કરતા રહેશે. તે એક જગ્યાએ હોય તો ફરી ફરીને, અને ભ્રમણ કરી રહ્યા હોય તો સર્વત્ર એક એક વિશ્વવિદ્યાલયના રૂપમાં રહેશે જ. વૈદિક યુગના વસિષ્ઠ, જનક, યાજ્ઞવલ્ક્ય જેવા મોટા મોટા ગુરુજનો શું ઉપદેશ માટે આલેશાન મકાનોની અપેક્ષા રાખતા હતા? શ્રીકૃષ્ણનું વિશ્વવિદ્યાલય તો યુદ્ધક્ષેત્રમાં જ શરૂ થઈ ગયું હતું. વાંસડાનાં ઝાડવાંઓ નીચે બેસીને બુદ્ધ અને મહાવીરે કેટલા ઉપદેશો આપ્યા છે! જરથુસ્ત, ક્રાઈસ્ત અને મહમ્મદ દરેકને વિશે આ એક જ હકીકત છે! ગ્રીસના સુકરાત વગેરે આચાર્યગણ ગમે તેવી સાધારણ જગ્યાઓમાં બેસીને જ કાર્ય શરૂ કરતા હતા. ભારતના મધ્યયુગમાં શંકર, રામાનુજ, નાગાર્જુન વગેરે પંડિત અને કબીર, રૈદાસ, દાદૂ

વગેરે નિરક્ષર જ્ઞાની સંત કોઈ ઈમારત યા વિશાલ ભવનની દરકાર નહોતા કરતા! આપના સમૂહમાંથી પણ પ્રત્યેકે આવું જ ફરતું વિશ્વવિદ્યાલય બનવું પડશે. ઉડીસામાં મહાત્મા લોકોને 'ચલન્ત વિષ્ણુ' કહે છે. આ વાત મને બહુ જ ભાવપૂર્ણ લાગી. જેમ દરેક જંગમ શિવના વાહક ગણાય છે, તેમજ આપના સમૂહમાંથી દરેક વ્યક્તિ સમ્પૂર્ણ વિશ્વ-વિદ્યાલયના વાહક થાઓ.

તમારે એમ સમજવાનું નથી કે તમે જે જ્ઞાનની તપસ્યા આરંભ કરી છે તે કેવળ ભારતવર્ષ માટે નથી. તે સમસ્ત સંસારને માટે છે. એક સમય એવો પણ હતો કે ભારતવર્ષે પોતાની વિદ્યા અને જ્ઞાનનો પ્રકાશ સંસારના દૂર દૂરના ખૂણાએ સુધી પહોંચાડ્યો હતો. એ પ્રકાશ ચીન, જાપાન, જાવા, કંબોડિયા, મંગોલિયા, અરબ અને ઈરાન વગેરે પૃથ્વીના અન્ય દેશોમાં ગયો છે. ત્યાંના લોકોને પણ તેની આવશ્યકતા હતી. તેમણે આદર-પૂર્વક એ વાતને ગ્રહણ કરી છે. આજના જાપાનના યુદ્ધવાદીઓ આજે ભલે એ વાત ન સ્વીકારે, પણ જે લોકો જ્ઞાન-સાધક છે, તે જાણે છે અને સ્વીકાર કરે છે કે, એક સમય એવો હતો કે તેમની સમસ્ત વિદ્યા અને શિક્ષાનું મૂળ ભારતીય જ્ઞાન હતું. આજથી સોળ વર્ષ પહેલાં જ્યારે હું કવિવર રવીન્દ્રનાથ ટાગોરની સાથે ત્યાં (જાપાન) ગયો હતો અને ત્યાંના જ્ઞાનીજનો સાથે અમારી જે વાતચીત થઈ હતી તે ઘણી જ ઉત્સાહ-વર્ધક અને મનોરંજક હતી. જો સમયનો અભાવ નહિ હોત તો હું તેની કથા આપને કહી સંભળાવત. *

યુરોપમાં પણ આજે તો સભ્યતા-વિધ્વંસી મહા-પ્રલયાગ્નિ સળગી ઊઠ્યો છે, જે સ્વપક્ષ અને પરપક્ષ બન્નેને બાળીને, સમસ્ત-સભ્યતાને નાબૂદ કરશે અને આખા દેશને ભસ્મીભૂત કરી નાખશે. ત્યાર પછી તેમાંથી નવેસર સૃષ્ટિ આરંભ કરવા માટેના જ્ઞાન-બીજની જરૂર પડશે જ. સમસ્ત જગતના જ્ઞાની અને તપસ્વી લોકો જ્ઞાનબીજને તે પ્રમાણે જ પ્રાણનું જોખમ ખેડીને પણ સાચવી રાખશે, જેમ 'નોઆ' એ પ્રલયના સમયે સમસ્ત-જીવબીજની રક્ષા પોતાનાં વહાણમાં કરી હતી. આ નવીન રચનાના ભાવી કાર્યમાં શું ભારતવર્ષ કંઈ હિસ્સો નહિ લે? તે દરિદ્ર છે, સંહારકાર્યમાં તે અયોગ્ય છે-કાંઈ નહિ, શું એ સૃષ્ટિકાર્યમાં પણ અયોગ્ય જ રહેશે! આ વખતે સમસ્ત પૃથ્વીમાં ઐશ્વર્ય અને યોગ્યતાનું તાંડવ ચાલી રહ્યું છે! તેનું સર્જન કોણ કરે છે? દીન-હીન બેહૂદાનું દળ! તે નહિ, જે ઊપાડી ઊપાડીને બધું પૂરું કરી નાખે છે. તે પવિત્ર રચનાનો ભાર જો વિધાતાએ ભારતવર્ષના ભાગ્યમાં અમુક અંશ પણ લખ્યો હશે, તો શું તેનો થોડો અંશ તમારા ખભા ઉપર પણ નહિ આવે? આ ભાવી મહાસાધના માટે પણ તમારે તમારા પોતાના જીવનને પવિત્ર અને સરલ બનાવવું પડશે, ઉન્નત અને દીપ્ત કરવું પડશે.

આપને ઉપદેશ આપી શકું એવી યોગ્યતા મારામાં નથી. પરંતુ આપણું જે દુઃખ છે, જે અભાવ છે, તે જો તમને નહિ કહું તો કહેવાની બીજી જગ્યા જ ક્યાં છે? દરિદ્રના પરિવારમાં જો એક પણ માણસ કાંઈ કામ કરવા જેવો થાય છે તો તેની પાસે કેટલાય લોકો કેટલીય વાતોની ફરમાઈશ કરે છે તે આપ જાણો જ છો. આપ આ દરિદ્રી દેશના

* આ વિશે વિગતવાર જાણવા ઇચ્છનાર જિજ્ઞાસુએ 'ચીન-જાપાનની યાત્રા' નામનું આ જ લેખકનું પુસ્તક વાંચી જવું—સંચાલક

કર્મક્ષમ સંતાન છો. આપને બીજી અનેક આજ્ઞાઓ અથવા પ્રાર્થનાઓ સાંભળવી પડશે. અને આ પણ સાંભળવી પડશે.

'દીપ-દીપ'ના ઉદાહરણ દ્વારા મેં આપને વ્યક્તિગત સાધનાની વાત કહી છે. કિન્તુ એક સામૂહિક સાધના પણ છે. પૃથ્વીની દીપાવલિમાં એક દીવાનો બીજા દીવા સાથે યોગ હોય કે ન હોય, અમારા માથા ઉપર જે જ્યોતિષ્મતી દીપાવલિ આકાશમાં બળી રહી છે તેમાં પારસ્પરિક અકાટ્ય-યોગ છે.

આપણા આ દેશના ઇતિહાસમાં 'ટીમ-સેન્સ'(સંઘ-બુદ્ધિ=હળીમળીને કામ કરવાનો ભાવ)નો અભાવ ન હતો. કાશીનું ગંગાજલ સેતુબંધ સુધી લઈ જવામાં આવતું હતું. તે લઈ જવાનો ક્રમ એવો હતો કે કાશીથી સેતુબંધ સુધી આદમી કાયમ રહેતા હતા. તેઓ એક બીજાના હાથથી લઈને તે પવિત્ર જલને સેતુબંધ સુધી પહોંચાડતા હતા. બંગાલના કૂચબિહારના રાજ્યકુલનાં દીપક અને પુષ્પ પણ, આ જ પદ્ધતિથી, સેંકડો માઈલ દૂર કામાખ્યાના મંદિર સુધી પહોંચતાં હતાં. માનવજાતિના ભગવાને માનવજાતિને અટકી જઈને ઊભા થઈ રહેવાનો આદેશ આપ્યો નથી. તેણે તો ચાલ્યા જ કરવાનું છે. એકલાથી ન બને તો સમૂહ કરીને પણ. આપણે ભારતમાતાની અને માનવતાની સેવા પણ આ પ્રકારના સંઘબદ્ધ ભાવથી કરી શકીએ છીએ. આ પૂજા ગતિશીલ છે. જે લોકો આ પૂજાપ્રદીપના વાહક છે તેઓ ઊભા રહી શકે જ નહિ. તેમણે તો નિરંતર ચાલ્યા જ કરવાનું છે. આપ પણ ખડા રહી શકતા નથી. આપના માટે જ પ્રસિદ્ધ વૈદિક મંત્ર 'चरैवेति–चरैवेति' ઉચ્ચારિત થયેલ છે. આપ એક યુગથી બીજા યુગ સુધી અને એક દેશથી બીજા દેશ સુધી આ પૂજા-પ્રદીપ વહન કરશો. જો ઋષિના શબ્દોમાં કહું તો–

चरन्वै मधु विन्दति चरन्स्वादुमुदुम्बरम् ।
सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् ।
चरैवेति चरैवेति ।

મારે બીજું કંઈ કહેવાનું નથી. મારા અંતરતમ નમસ્કાર અહીંયાં સ્થાપન કરીને હું વિદાય લેવા ચાહું છું. આપની આ મહાયોગ-પીઠને હું નમસ્કાર કરું છું. અહીંયાંના યોગ-સાધકોને હું નમસ્કાર કરું છું. જે અહીંયાંના જૂના સ્નાતકો છે એમને હું નમસ્કાર કરું છું. જે નવા સ્નાતકો છે એમને નમસ્કાર કરું છું અને જે ભાવી સ્નાતકો છે, તેમને નમસ્કાર કરું છું. જે અહીંયાંના શ્રેષ્ઠ છે તેમને નમસ્કાર કરું છું અને જે કનિષ્ઠ છે તેમને પણ નમસ્કાર કરું છું.*

* તા. ૨૭-૧૦-૪૭ના રોજ મુંબઈમાં હિંદી વિદ્યાપીઠના તૃતીય-ચતુર્થ પદવીદાન સમારંભ પ્રસંગે આપેલું ભાષણ.

# निष्क्रिय साहित्यसेवन

श्री. काकासाहेब कालेलकर

આપણા કવિઓએ કાવ્યના નવ રસ ગણાવ્યા છે. એ નવ રસમાં મહત્ત્વના અને સ્થાયી એવા ત્રણ જ છે : શૃંગાર, વીર અને કરુણ. તેમાં યે કરુણ રસ તો કાવ્યનો પ્રત્યક્ષ આત્મા ગણાય છે; કેમકે તેમાં સત્ત્વ ગુણની પરાકાષ્ઠા છે અને હૃદયનો વધારેમાં વધારે વિકાસ છે. શૃંગાર-વીરમાં મોટે ભાગે કામ-ક્રોધનું મિશ્રણ હોય છે, જ્યારે કરુણમાં મૈત્રીભાવ અથવા આત્મૌપમ્ય હોય છે. તેથી કરુણ રસમાં જ કાવ્યનો પરમ ઉત્કર્ષ દેખાય છે.

કાવ્ય અને કારુણ્યનો આવો સંબંધ છે. કાવ્યશરીરમાં જો પાંચને બદલે નવ પ્રાણ કલ્પીએ તો કરુણ એ તેમાંનો મુખ્ય પ્રાણ છે. પ્રાણથી શરીર ટકે છે, પ્રાણથી એ શોભે છે. પ્રાણ છે ત્યાં સુધી જ શરીરનો અર્થ છે. પ્રાણના આલંબન તરીકે અને એના સાધન તરીકે જ શરીર કામનું છે. કોક કોક વાર બિચારું શરીર આત્માના વિકાસમાં આડે આવે છે, અને તેથી એવા પ્રસંગે આત્માને પોતાના શરીર સામે જ સાધના કરવી પડે છે !

* * *

મારા એક યુવાન મિત્ર આજકાલના ધાર્મિક ગ્રંથો વાંચી સાધના કરતા હતા. એમણે એક વાર પોતાનો અનુભવ મને કહેલો : “જ્યારે જ્યારે હું આત્મપરીક્ષણ કરું છું ત્યારે ત્યારે જીવનની અસંખ્ય ભૂલોનું એકસામટું સ્મરણ થાય છે, પશ્ચાત્તાપથી હૃદય પીગળી જાય છે, ઈશ્વર હજી દૂર છે એમ સમજી મનમાં વ્યાકુળતા પેદા થાય છે અને અસ્વસ્થતા જ્યારે ખૂબ જ વધે છે ત્યારે આંખોમાંથી ચોધાર આંસુ વહે છે. આટલું થાય છે કે તરત મન બદલાઈ જાય છે. મન પોતાનાં આંસુનું કૌતુક કરવા લાગે છે : ઓહો, હું કેવડો મોટો ભક્ત કે પશ્ચાત્તાપથી હૈયું પીગળીને આંસુ વાટે વહેવા લાગ્યું છે ! જો આવી રીતે ‘અષ્ટ સાત્ત્વિક ભાવ’ મારામાં પ્રગટ થાય તો ઈશ્વરપ્રાપ્તિને કેટલી વાર ? બધા જ કંઈ મારા જેવા અનુતપ્ત નથી હોતા !” આવી રીતે આત્મકૌતુક, જોતજોતામાં આત્મશુદ્ધિને મારી નાખતું હતું, અને બિચારો હતો ત્યાં ને ત્યાં જ રહી જતો હતો. રોમાંચ અને અશ્રુપાત એ પશ્ચાત્તાપની અલ્પસિદ્ધિ છે. હૃદયપરિવર્તન, હૃદયશુદ્ધિ એ પરમ સિદ્ધિ છે. ઘણી વાર અલ્પસિદ્ધિ પરમસિદ્ધિની આડે આવે છે. હૃદયના ઉત્કટ ભાવમાંથી જે મહત્ત્વનાં પરિવર્તનો થવાં જોઈએ, અને જે જીવનપલટો દેખાવો જોઈએ તેના બદલામાં જો હૃદય પીગળીને એનાં ફક્ત આંસુ જ થઈ જાય, અથવા વિલાપના પ્રવાહમાં જ એનું રૂપાંતર થઈ જાય તો પ્રગતિ અટકી સમજવી, જીવન સમૃદ્ધ અને પ્રભાવશાળી થવાને બદલે કોમળ—દુર્બળ થયું જાણવું.

મનુષ્ય મનનશીલ પ્રાણી ખરો, પણ એનો વિકાસ કર્મ દ્વારા જ થાય છે; તેથી હૃદયની દરેક વૃત્તિનો પરિપાક જ્યાં સુધી અનુકૂળ કર્મમાં અને એની ટેવોમાં થયો નથી ત્યાં સુધીએ વૃત્તિ હાડમાં ઊતરી ન કહેવાય.

* * *

હૃદયનું આરોગ્ય સાચવવા માટે પણ ઉત્કટ વૃત્તિનું રૂપાંતર કર્મમાં થવું જોઈએ. હૃદયને જો વારંવાર ઉત્તેજના મળ્યા જ કરે અને તેના જેવું કર્મ આચરવામાં ન આવે,

તો હૃદય વિકૃત અને રોગી થાય છે. કામ, ક્રોધ, લોભ, દ્વેષ એવા વિકારોનું આવું પરિણામ અનુભવી લોકો ક્યાં નથી જોઈ શક્યા ? પત્રકારો અને રાજદ્વારી આગેવાનો જો પ્રજાની ચિત્ત-વૃત્તિ વેળા-કવેળા ઉત્તેજિત કર્યા જ કરે, અને ઉત્તેજનાને તોલે આવે એવું કાર્ય પ્રજા આગળ રજુ ન કરે, [આ એક બહુ જૂની (૧૯૩૧ની) નોંધ આટલેથી જ અટકી હતી તે આજે આગળ ચલાવી પૂરી કરાય છે. તા. ૫-૬-'૪૦] તો પ્રજા વેવલી અને ક્ષીણવીર્ય થવાની. સારાસારા વિચારો પીરસતું સાહિત્ય જોઈને કેટલાક લોકો એના પર આફરીન થઈ જાય છે અને પછી એનું પારાયણ કરવા ઉપરાંત એમને કશું સૂઝતું નથી. સારું સાહિત્ય ફરીફરી વાંચવું, એની ચોપડીઓ ખરીદી ઘણા લોકોને વાંચવા આપવી, તૈયાર ચોપડી ન મળતી હોય તો તે છાપવા માટે પૈસા આપવા, એ ચોપડીની સારીસારી સમાલોચના છપાય એવી ગોઠવણ કરવી અને એવા સાહિત્યનું અભિમાન ધરાવવું એટલું કર્યું એટલે જાણે-કૃતાર્થ થયા.

કેટલાક વર્તમાનપત્રકારો અને વૃત્તવિવેચકો કેવળ સારાસારા લેખો લખી સમાજના આગેવાન બની જાય છે. સરકારની બદદાનત લોકો આગળ ઉઘાડી પાડવી, લોકોને જૂના ઇતિહાસના પાઠો પઢાવી એમને શાબ્દિક શૂર ચડાવવું, મહાનમહાન કાર્યકર્તાઓનાં પરાક્રમોનાં વર્ણન લોકો આગળ રજુ કરવાં અને આપણે પણ એવું જ કરવું જોઈએ, એવું જ થવું જોઈએ, એવો ઉપદેશ કરવો; લોકોને તેજસ્વિતાનું મહત્ત્વ સમજાવવું અને એ જ કામ હંમેશ કર્યા કરવું એટલું જ જાણે છે. પ્રથમ પ્રથમ આવી પ્રવૃત્તિનાં સારાં પરિણામ દેખાઈ આવે છે, ઘણીઘણી પ્રગતિ થાય છે એમ મનાવા લાગે છે. લોકોની એવા આગેવાનો પ્રત્યે ભક્તિ પણ વધે છે. પણ જો તેઓ એથી આગળ વધે નહિ, લોકોને કર્મની દીક્ષા કર્મ વાટે આપે નહિ, પોતે દાખલો બેસાડી મરણિયા થવાનો માર્ગ બતાવે નહિ તો અખંડ ચલાવેલી નિષ્ક્રિય ઉત્તેજનાથી લોકો રીઢા થઈ જાય છે.

કહેવાય છે કે, જેઓ વખતે-કવખતે કામસેવનનું ઉત્કટ ચિંતન કર્યા જ કરે છે અને છતાં કામતૃપ્તિની તક જેમને મળતી નથી તેમને અનેક જાતના રોગો થાય છે, અને શરીરની વિકૃતિ સાથે મન પણ એવું-તો વિકારી જાય છે કે, કોઈ પણ વસ્તુ તેઓ સીધા અર્થમાં સમજી જ શકતા નથી.

આ વાત જેટલી કામવિકાર વિષે સાચી છે તેટલી જ ક્રોધ, વેર, દાન, તપસ્વિતા, ત્યાગ, વૈરાગ્ય, સંન્યાસ, કારુણ્ય, સમભાવ, આત્મીયતા દરેક વસ્તુ વિષે પણ સાચી છે. મન વારેઘડીએ કોઈ ઉત્કટ ભાવનાથી ઉત્તેજિત થાય અને તે પ્રમાણે કર્મ કરાય નહિ, જીવનમાં પરિવર્તન અણાય નહિ, તો નૈતિક હીર ચુસાઈ જાય છે અને મનમાં વિકૃતિ આવી જાય છે.

તેથી જ સાહિત્યના અતિવાચનથી લાભ કશો જ થતો નથી અને નબળાઈ અને વિકૃતિ માત્ર પોષાય છે.

માણસના હૈયામાં કારુણ્યભાવ વધે અને તે કેવળ કાવ્યમાં જ પરિણમે તો તે દુર્દૈવ જ ગણાય. કાવ્યો, નાટકો અને સાહિત્ય લખીને પડેલી પ્રજાને જરૂર જાગ્રત કરી શકાય, પણ જો સાહિત્યનો જ ખોરાક ચાલુ રાખ્યો અને પુરુષાર્થને દર વખતે મોકૂફ રાખ્યો તો એ અનુત્તમ ભાવના વેર વાળ્યા વગર રહેતી નથી. એના કરતાં સમાજમાં જડતા રહે, મૂઢતા રહે અને સામાન્ય કોટિની પ્રવૃત્તિ રહે તો તે સુસ્થાવસ્થા ઘણી વધાવી લેવા જેવી છે. કોઈક વખતે તો એમાંથી

સક્રિય જાગૃતિ આવી જશે! લૉર્ડ બેકને કે એવા જ બીજા કોઈ લેખકે એક ઠેકાણે લખ્યું છે કે અમુક દેશમાં જ્યારે લોકો ગુલામીમાં સબડતા હતા અને ચારિત્ર્યમાં અત્યંત અવનત દશાએ પહોંચ્યા હતા; ત્યારે તે દેશના લેખકો સ્વાતંત્ર્યને વખાણતું તેજસ્વીમાં તેજસ્વી સાહિત્ય પેદા કરતા હતા. સાહિત્યની અસર માણસને અમુક હદ સુધી ચઢાવે છે અને એમાંથી જો પુરુષાર્થ ન સળગી ઊઠે તો એ જ સાહિત્ય માણસને અચૂક પાડે પણ છે.

સારા સિનેમા મારફતે લોકોનું ચારિત્ર્ય ખીલવી શકાશે એમ માનનારા લોકોની ભ્રમણા જો હજી ન ભાંગી હોય તો એ વાંક સિનેમાનો નથી. 'ધર્માત્મા', 'સંત તુકારામ' કે 'જ્ઞાનેશ્વર'નાં બોલપટ જોઈ સિનેમાના શોખીનો ભક્ત થયાનો વખતે એકે દાખલો ન મળે; પણ ભગવદ્ભક્તિ તરફ વળેલા લોકો આવાં બોલપટો જોઈ સિનેમાના શોખીન બન્યાના ઢગલાબંધ દાખલા બતાવી શકાય. સારું સારું સંગીત સાંભળવું પણ એકે રાગ કેળવવો નહિ, વીરકર્મના અને ઉદાત્ત ચારિત્ર્યના પ્રસંગો રસિક વૃત્તિથી માણવા અને પોતાનું જીવન પામરનું પામર જ રહેવા દેવું એ આ યુગનો એક મોટો રોગ છે. એ રોગનો ઇલાજ ન કરીએ તો આપણે સુરક્ષિત રહેવાના નથી.

સમાજના આગેવાનોએ આ સ્થિતિનો વિચાર કર્યે જ છૂટકો.

આજે જ્યાં જુઓ ત્યાં નવલકથાઓમાં અને નાટકોમાં, કવિતામાં અને સિનેમામાં શૃંગાર રસ જ માલ્યો છે. શૃંગારથી જ્યારે મોઢું ભાંગે છે ત્યારે કેટલાક વીર રસનું સહેજ સેવન કરે છે, જ્યારે બીજાઓ એથી યે ઉચ્ચ એવા કરુણ રસમાં રાચે છે. પણ આ ત્રણે રસના સાહિત્યોત્કર્ષને કારણે સમાજનું ચારિત્ર્ય સુધર્યાનું ક્યાંય દેખાતું નથી. હૃદય ઉત્તેજિત થાય છે, આર્દ્ર બને છે, પછી પોતાની જ કદર કરવા માંડે છે અને અંતે થાકીને મોળું પડે છે.

અને મોળાશ એ જ જેનું પરિણામ છે
તે સાહિત્ય પ્રવૃત્તિને
આશીર્વાદ રૂપ શી રીતે મનાય?

# अत्र लुप्ता सरस्वती ?

હરિશ્ચંદ્ર ભટ્ટ

( અવશેષ તણી કીર્તિ ગાવાની ના સ્પૃહા જરા )

૧

વસંત આવ્યો નવ-પ્રાણ પૂરતો
ને કેસુડા રંગભર્યો વધાવતો
શરત્ તણું મૃત્યુનું શીત ટાળવા
હોલિકા પર્વણી આવે સુખ સંપત્તિ સ્થાપવા.

ફાલ્ગુની ફાલ્ગુની આવે પૂર્ણિમા કુંભમાં ભરી
કૌમુદી અમૃતા, સૃષ્ટિ રસરાગે નવાડતી.
પૂર્ણિમા અજવાળે છો સૃષ્ટિને અભિવર્ષણે
ઉષાથી અદકું તો યે તેજ એનું નથી કહિં.

પ્રાતઃસવન ઉદ્‌ઘોષે બ્રહ્મબાલ વધાવતા
સ્વર્ગની દિવ્ય પુત્રી જે સનાતન કુમારિકા.

૨

"अजरा अमरा देवा"—
समीधाग्नीन्दुवस्यत "

ભાષાને વેદની દીક્ષા લઈ બ્રાહ્મણબાળકો
ઘેરીને કોઇ ખૂણેથી પ્રતીતિ એક આપતા.
અરણ્યે વેદના મંત્રો શામ્યા તે ગ્રામમાં ધ્વનિ.
યાજ્ઞિકો અગ્નિહોત્રી યે ગોકુળથી ગામમાં વસ્યા
ગામમાં યે શમ્યા શબ્દો સંસ્કૃતિનીર ઓસર્યાં.
દૂરથી પવને આણી મિષ્ટ ગંધ સમી રહી
સંસ્કૃતિ શબ્દમાં એવી સુગંધી પારિજાતની;
ધાન્યભારે ભરેલી વા વસુકેરી ધરિત્રીને
વૈશ્યનાં રાજ્યની સાથે વણિકી વૃત્તિમાં સહુ
છોડતાં ગામડે શામ્યા સંસ્કૃતિમંત્ર ભારતે
જ્ઞાનના બોધનારા, ને, વિદ્યાર્થી ત્યાં રહ્યા નહિ.
પર્ણહીન થએલા કો વડની વડવાઈમાં
નીડ બાંધી રહેવાને પંખી કો જેમ ના'વતું.

"ब्रह्मतेजो वृद्धिरस्तु"
આંગણે બોલતા આવી વિદ્યાર્થી થોભતા જતા
ગૃહિણી ઘરની કન્યા સંતોષે અન્ન આપતાં.

જ્ઞાનના ભિક્ષુઓ આજે આંગણેથી ટળ્યા સદા
તાપી ને નર્મદા વચ્ચે સેનાને તીર ગામમાં
જ્યોતિષી, વૈદ્ય, વેદાંતી કર્મકાંડી અહીં હતા
શમ્યા ઘોષ, શમ્યા પાઠ, ખારી આ ધરતી મહીં.

સમિધ કે ઇન્ધન લાવવાને
હવે નથી કૈં વનમાં જવાનું.

વચ્છને ઝંખતી કોઈ ભાંભરે ગાય તેમ આ
આરણ્યકી બ્રાહ્મણની સુવિદ્યા
નચિકેતા સમા કોઇ ઝંખતી બ્રહ્મબાલને.

૩

(પશુપતિ ન. ભટ્ટને)

કો દંડી, ઓ પરશુરામ સમા યુવાન
દીઠા તને નયનનાં અમિથી અધાઓ

કાંટાના ઝાંખરાં માંહી લીલી દૂર્વા સમો તને
જોતાં થતું અમ સુભાગ્ય ઉગ્યું હવે શું ?
સ-ગુણી આ ધરતી મહીં આંબલો
તપ કઠોર કરી કરી જ્ઞાનનો
જરૂર તું ઉગવી મહોરાવશે

આભાના ચાનના બાંધી તોરણો જ્ઞાન પર્વણી
ઉજવજે પ્રકટાવી હુતાશને.

*　　　*　　　*

અગ્નિહોત્રી થઇને તેં ઇન્ધનો કાશીધામથી
આણ્યાં ને સ્થાપવા અગ્નિ હજુ તો તું મથી રહ્યો.
પ્રયત્ને પ્રેયસી કીધી લાડલી બ્રહ્મપુત્રી તેં
ભગીરથ થઇને તેં અમારું ઋણ ફેડીયું

વેદાંતી, વૈયાકરણી, શ્રદ્ધા ને ભાવના ભર્યો
જાહ્નવી જલમાં ન્હાઇ અંજલી એની તેં લઇ
તર્પ્યા પિતૃ, થયો બ્રહ્મા અમારા જ્ઞાન યજ્ઞનો.

૪

શરદ્ વીતિ શિશિર વીતે અને
નવવસંતનું ચેતન સ્પર્શતું :
ઉભરતી સીમ ધાન્ય ધને અને,
હોલિકા પર્વણી આવે સુખ સંપત્તિ સ્થાપવા.

હોલિકા પર્વણી પ્હેલાં અમારાં ત ઓસર્યાં
બ્રહ્મપુત્ર અમારો એ યાત્રિ ઉત્તરનો થયો.

સેના તટે અમ સહૃદયનું તીર્થધામ
સૂતો તહીં ચિર વિદાય લઇ અમારી
ત્યાં પૂર્વજો મહીં તું પૂર્વજ સૌ પહેલો;
ભાવે ભીના ચક્ષે સા તુજ સ્મૃતિ તરપે આજ વૃદ્ધો યુવાનો.

૫

સેના તારાં જલ અહીં ઢળે અબ્ધિના નીર માંહીં,
સેના પૂછું હૃદય ઉભર્યાં મીઠડાં વારિ આંહીં ?
સેના પૂછું અહીં તું રવડે કૈંક વર્ષોથી, પૂછું :

સ-ગુણી ધરતી માંહીં સેના તું ઓસરે અહીં
એવી આ ધરતી માંહીં અમારી ભાવના તણી
અત્ર લુપ્તા સરસ્વતી ?

☆

# મહાત્મા ગાંધી

[ લેખાંક ત્રીજો ]

મૂળ લેખક : શ્રી. દિલીપકુમાર રાય
અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ

**મહાપુરુષની** તુચ્છ વાતો પણ સાંભળવા જેવી હોય છે. એટલે હવે પછી મહાત્માજી સાથે જે પરચૂરણ વાતચીત થઈ હતી તે પણ કહી જાઉં છું—લેશ પણ સંકોચ કે અનુતાપ વિના. ઘણું ભાગે ૧૯૨૫ કે ૧૯૨૬માં વડોદરામાં ફૈયાઝખાં પાસે ઓગણચાલીસ રૂપિયા ખરચી માત્ર બે જ ગીતો શીખીને વિજયગર્વે મને મિત્રવર્ય વિખ્યાત કાપડના વેપારી શ્રી. અંબાલાલ સારાભાઈનો મહેમાન થઈને હું અમદાવાદ ગયો. તેઓ મને એક દહાડો સવારે મહાત્માજીની પાસે લઈ ગયા. મહાત્માજીને રેંટિયો કાંતતા જોઈને મન ખૂબ ખાટું થઈ ગયું. અંબાલાલે કહ્યું: "દિલીપ, હવે ચાલો મારી મિલમાં. આખા દિવસમાં મહાત્માજી જેટલું સૂતર રેંટિયા ઉપર કાંતે છે તેના કરતાં હજારગણું સૂતર મારી મિલમાં શી રીતે એક સેકંડમાં કંતાય છે તે તમારી નજરે જોજો. ચાલો." આ સાંભળીને મારા મનને વધારે ખરાબ લાગ્યું. મહાત્માજીનો અમૂલ્ય સમય આવા અર્થહીન કામમાં જાય છે!

અંબાલાલે વ્યક્ત કરેલું દુઃખ હું નહિ ભૂલું: "મહાત્માજી જ્યારે અર્થશાસ્ત્રની વાતો કરે છે ત્યારે મને સૌથી વધારે દુઃખ થાય છે. જેને જેનું જ્ઞાન નથી તે તેને વિષે માથાકૂટ શું કરવા કરતા હશે?"

હું મૂગો રહ્યો: રેંટિયામાં મને શ્રદ્ધા બેસતી નહોતી, છતાં મને મહાત્માજીની ટીકા કરવાનું મન થતું નહોતું.

અંબાલાલ હસીને એકદમ બોલ્યા: "તમને ખબર છે? અહીં મારી પાસે રેંટિયા વિષે અનેક નિબંધો આવે છે—મહાત્માજી મને જ પરીક્ષક બનાવે છે. મેં મહાત્માજીને એક દિવસ કહ્યું હતું: 'મહાત્માજી, જુઓ આ છોકરાને મેં મોટું મીંડું આપ્યું છે.'

"મહાત્માજી બોલ્યા: 'કંઈ લખી નહિ શક્યો હોય?'

"મેં કહ્યું: 'ના, લખ્યું તો છે સારું પણ એણે એક ભયંકર વાત લખી છે કે આપ એક પ્રથમ પંક્તિના અર્થશાસ્ત્રી છો!' મહાત્માજી એવા હસ્યા છે!"

મને જવાહરલાલના શબ્દો યાદ આવ્યા—મહાત્માજીનું હાસ્ય શિશુનું હાસ્ય છે.

મહાત્માજીએ મને તે દિવસે સાંજે આશ્રમમાં ગાવા આવવાનું આમંત્રણ આપ્યું.

પ્રાર્થના પછી ખુલ્લા મેદાનમાં મેં મીરાંબાઈ અને કબીરનાં ભજન ગાયાં.

એ પછી હું પોંડીચેરી ગયો તે પહેલાં મારે મહાત્માજી સાથે મુલાકાત થઈ નહિ. ૧૯૨૮ની સાલમાં હું પોંડીચેરી ગયો, ત્યાં મહાત્માજીના એક પત્રો મળ્યા હતા, એ જ. એકમાં તેમણે મારા સંગીત વિષે કંઈક લખ્યું હતું. તે ઉપરથી મને લાગે છે કે મહાત્માજીને સાચેસાચ ભજન ગમે છે. જોકે ગાયન અને સાજ ગમવાનો અર્થ વિશેષજ્ઞતાની ચાલાકી

એવો કરે છે તેમની સાથે હું કદી સંમત થયો નથી. મહાત્માજી ભજનથી મુગ્ધ થાય છે એ જ મોટી વાત છે.

૧૯૩૮ના માર્ચ મહિનામાં મહાત્માજી કલકત્તામાં શ્રી શરત્ બસુને ઘેર હતા. સદ્ભાગ્યે હું બરાબર એ જ વખતે કલકત્તા પહોંચ્યો. મળતાં વેંત મહાત્માજી શું ખુશ થયા છે! તે જ ચિરપરિચિત મુક્ત હાસ્ય.

"ગાયન ક્યારે સંભળાવો છો?"

"આજ્ઞા કરો એટલી જ વાર."

"આજે સાંજે પ્રાર્થના પછી—અગાસીમાં!"

"જેવી આજ્ઞા."

મિત્રવર્ય શ્રીધરણી કુમાર બસુની છોકરી ઉમા (હાસિ) મારી પાસે ત્યારે રોજ સંગીત શીખતી હતી. તેને પણ લઈ ગયો. મહાત્માજી તેનું સંગીત સાંભળીને એટલા ખુશ થયા કે તેને સ્વહસ્તે લખીને "બુલબુલ"ની ઉપાધિ આપી. અહીં મને એક વધારાની સાબિતી મળી કે, જેઓ કહે છે કે મહાત્માજીને સંગીત ગમતું નથી તેઓ ભુલાવામાં ભમે છે. મહાત્માજી મિષ્ટ કંઠે આવેગપૂર્ણ ભજન ગવાતું સાંભળી સાચેસાચ મુગ્ધ થાય છે; એમ જો ન હોત તો હાસિ ઉપર આટલું હેત ન કરત. ત્યાર પછી હું પાછો એક દિવસ ગયો હતો. ઉમાને ખંડમાં ન લઈ જતાં અગાસીમાં જ મૂકી ગયો હતો. મહાત્માજીએ કહ્યું: "અરે, નાઇટિંગેલને કેમ ન લાવ્યા!"

મેં શ્રીમતી હાસિને બોલાવી. મહાત્માજીએ શું કહ્યું હતું તે તેને કહ્યા પછી મેં મહાત્માજીને કહ્યું: "એ તો ખૂબ ખુશ થઈ ગઈ છે."

"કેમ!"

"આપે એને નાઇટિંગેલ કહીને, એટલે."

"કેમ ન કહું? I will always call her the Nightingale" [હું એને હમેશાં બુલબુલ કહીને જ બોલાવીશ.]

ઓરડામાં બધે હાસ્ય ગાજી ઊઠ્યું.

મેં કહ્યું: "તો આપને એ બુલબુલનું જ ગીત સંભળાવશે આજે, પણ બંગાળીમાં."

મહાત્માજી બોલ્યા: "તથાસ્તુ."

મેં કહ્યું: "ગીતનો અંગ્રેજી અનુવાદ મેં કર્યો છે—અબંગાળીઓને માટે. પહેલાં તે સાંભળો:

My soul of Nightingale! on dreams of rose
Wing to the wonderland of blue, where flows
The melody of star-flute's invitation:
"Forget the cage for a domeless destination,"
Hark Light sings there in wistful love:
'Home, home!'
Come to thy nest in day tide's ebb, oh, come!
Haste to the Friend so far, yet near and tender
Pledged to thy song-heart's cry of self surrender.

પ્રાર્થના પછી ઉમાએ ગાયું:

> બુલ્‌બુલ્‌ મન, ફુલ સૂરે બેસે
> ચલ્‌ નીલ ગંજિલ ઉદ્દેશે
> અંબર બાંશરી
> એ ડાકે: "આય,
> પિંજર પાશરી'
> ચલ્‌ અ-ધરાય"
> ઐ શોન્‌ આલો ગાય ભાલો બેસે:
> "ફિરે આય નીડે આય દિનશેષે"
> ચલ દૂર બંધુર ઉદ્દેશે
> ચિર ચરણેર શરણેર રેશે.

શરદ્‌ ઋતુની અગાસી શી સુંદર છે! બંકિમ ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશથી મનમાં પણ અપૂર્વ સ્નિગ્ધતા પથરાઈ ગઈ હતી. સામે મહાત્માજી હતા. એક બાઈ ગીતાના કેટલાક શ્લોકો વાંચી ગયા. તેમાં હતો તે શ્લોક યાદ આવે છે:

> दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
> वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

મહાત્માજીની સામે બેસીને આ શ્લોક સાંભળ્યો ન સાંભળ્યો ત્યાં તો તેમની જ મૂર્તિ નજર સામે તરવા લાગી. સાથેસાથ શ્રી. બ્રજેન્દ્રનાથ શીલનું એક વચન યાદ આવ્યું. મહાત્માજી વિષે તેમણે મને ૧૯૨૪માં બાંગલોરમાં કહ્યું હતું: "અકુતોભય."

ગીત પણ કાનમાં ગુંજતું હતું:

> "પિંજર પાશરિ, ચલ્‌ અ-ધરાય."

મહાત્માજીમાં આ વૈરાગ્યનો ભાવ, આ પારલૌકિકતાની પ્રવણતા–otherworldliness–તે દિવસે ગીત અને ગીતાપાઠના વાતાવરણમાં જે રીતે અનુભવી શક્યો હતો તે રીતે કદી અનુભવી નથી. ગીતાનો બીજો પણ એક શ્લોક:

> यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।

જેને કોઈ ઉદ્વિગ્ન કરી શકતું નથી, જે લોકોને પણ કદી ઉદ્વેગ કરતો નથી — કેટલું સાચું!

*

ગીત પૂરું થતાં મહાત્માજી ખંડમાં આવ્યા ગયા. અમે થોડા જ જણ સાથે ગયા. બેસીને મેં પૂછ્યું: "હિંદુ–મુસલમાન ઐક્ય વિષે આપને શું લાગે છે?"

"હું શું કરું કહો—એક પ્રયત્ન સિવાય?"

"કોંગ્રેસ—"

"કોંગ્રેસનો માર્ગ કંઈ સહેલો નથી. દેશમાં તેણે પોતાની પ્રતિષ્ઠા જમાવવાની છે,

છતાં તેની પાછળ શરીરબળ નથી એટલું જ નહિ પણ શરીરબળને સહેજ પણ માને તો તેણે પ્રતિજ્ઞાભંગ કર્યો કહેવાય."

"પરંતુ આપના ઉપર જ્યારે સૌની શ્રદ્ધા છે ત્યારે કોંગ્રેસની પ્રતિષ્ઠા જાય વગર રહે ખરી? અને કદાચ એ જ રસ્તે હિંદુ–મુસલમાન ઐક્ય પણ નહિ આવે?"

મહાત્માજી કરુણ હાસ્ય કરી બોલ્યા: "મુશ્કેલ છે દિલીપ! મુસલમાનનો હિંદુ વિશ્વાસ કરતા નથી, હિંદુનો મુસલમાન વિશ્વાસ કરતા નથી. બહારના ફરમાનથી શું વળવાનું છે, જો અંતર પહેલાં ન શુદ્ધ થાય? અને મારા ઉપર શ્રદ્ધાની વાત કરો છો, પણ એટલું જાણજો કે પોતાની શક્તિ વિષે મારા મનમાં કશો ભ્રમ છે જ નહિ"— [I have no illusions about my own power.]

પાછા આવતાં રસ્તામાં વારે વારે મહાત્માજીના છેલ્લા શબ્દો યાદ આવતા હતા. એમાં કરુણતા છે, પણ એના કરતાં પણ તેમની ભાષામાં હૃદયાવેગની સ્વચ્છ સરળતા વધારે ઊભરાઈ જતી હતી. એને જ લીધે તેઓ કદાચ પારકાંનાં હૃદયને સ્પર્શી શકતા હશે!

આવાં વચનો તો મેં ઘણીવાર સાંભળ્યાં છે—પણ આ રીતે સાક્ષાત્ અનુભવ કરવો—મહાત્માજી સાથેના સાક્ષાત્કાર દ્વારા તેમની આત્મશક્તિની દીનતાનો સ્વીકાર સાંભળી તેના જ પ્રકાશમાં તેમના ઔદાર્યનો સ્નિગ્ધ મહિમા પ્રત્યક્ષ જોવો—એ દિવસ પણ મારા જીવનમાં એક સ્મરણીય દિવસ બની રહેશે.

*

એ પછી હું કાશ્મીર ગયો હતો ૧૯૩૮ના ઑક્ટોબરમાં. મહાત્માજી ત્યારે પેશાવર હતા. મેં તેમને પત્ર લખ્યો કે મારી બહેન માયાના પતિનું એકાએક અવસાન થવાથી હું કાશ્મીર આવ્યો છું તેને લઈને. સાથે ઉમા છે—તેમની ભાષામાં "નાઈટિંગેલ." પેશાવર મહાત્માજીને મળવા આવવાની ઇચ્છા છે—જો મહાત્માજી અમને ભૂલી ન ગયા હોય તો...... વગેરે.

મહાત્માજીએ મને તાર કર્યો અને સાથે સાથે એક પોસ્ટ કાર્ડમાં લખ્યું (૧૮-૧૦-૩૮). "I may forget Uma, the Nightingale, though that seems improbable, but how could I forget you ? . . . I am sorry for your brother-in-law's death. My love and sympathy for your sister." [હું કદાચ ઉમા બુલબુલને ભૂલી જાઉં, પણ તમને શી રીતે ભૂલું? . . . તમારા બનેવીના અવસાનથી મને દુઃખ થયું છે—તમારી બેનને મારો સ્નેહ અને સહાનુભૂતિ જણાવશો.]

પેશાવર જઈને અમે મિત્રવર્ય શ્રી. પ્રફુલ્લ ચૌધુરી મહાશયને ઘેર ઊતર્યાં. પહેલે દિવસે મહાત્માજીને ત્યાં માયાને ને એક સંબંધીને લઈને ગયો—કારણ કે ઉમા વગેરે બધાં ખાઈબર ઘાટ જોવા ગયાં હતાં. મહાત્માજીનાં દર્શન કરવાને બદલે તેઓ ખાઈબર ઘાટ જેવો એક અસુંદર પહાડી રસ્તો જોવા ગયાં એથી મને દુઃખ થયું હતું.—પણ સૌની રુચિ સરખી નથી હોતી. ઘણેયાં માણસને તીર્થ કરતાં ઉજાણી વધારે ગમે છે.

મહાત્માજી ત્યારે "સરહદના ગાંધી" અબ્દુલ ગફારખાંના ગામમાં મિત્રના મહેમાન હતા—પેશાવરથી ૨૪ માઈલ દૂર ઉતમનજાઈ ગામમાં.

મોટરમાં બેસીને હું ત્યાં ગયો; કારણ કેવળ મહાત્માજીનાં જ નહિ પણ મહાત્મા અબ્દુલ ગફુરખાંનાં દર્શન કરવાની ઇચ્છા પણ કંઈ ઓછી નહોતી. આ યુગમાં એમના જેવા મહાન સત્યનિષ્ઠ, નિઃસ્વાર્થ, તેજસ્વી મનુષ્ય વિરલ મળે છે, એટલે જ નહિ, પણ બે "મહાત્મા"ને એક સાથે જોવાની કલ્પનાથી પણ મન મારું નાચી ઊઠયું હતું. સાચું કહેવામાં સંકોચ શો? શ્રીનગરથી આટલે દૂર ધૂળતાપમાં પહાડી રસ્તે આવવાને હું તૈયાર થાત નહિ, જો એમનાં દર્શનનો લોભ ન હોત. જો કે હું જાણતો હતો કે કદાચ મુલાકાત ન પણ થાય. પરંતુ મોટા લાભનો લોભ પણ મોટો હોય છે, એટલે તેને માટે કષ્ટ પણ વેઠી શકાય છે. નસીબ જોર કરે તો વળી મુલાકાત મળી પણ જાય!

*

મુખ પર અને આંખમાં તેજસ્વિતાની દીપ્તિ; સુંદર, દીર્ઘકાય, બલિષ્ઠ, આછી મૂછ-દાઢીવાળું શરીર; વર્ણમાં લાલીની ઝાંય; મુખ પર સ્નિગ્ધ હાસ્ય:—અબ્દુલ ગફારખાં એવા તો ગમી ગયા! બધા માણસોના અંતરના ભાવ કંઈ મુખ પર પ્રગટ થતા નથી. ખાં સાહેબ વધારે ગમી ગયા તે કદાચ એ જ કારણે કે તેમના મુખ ઉપર અંતરની સ્વચ્છતા અને તેજસ્વિતાનું તેજ પથરાયેલું હતું. તેમનું આચરણ પણ કેટલું સુંદર હતું!—જેવું સ્વાભાવિક તેવું જ સ્નિગ્ધ; એમ છતાં તેમાં કોઈ પણ પ્રકારની અતિશયતા નહોતી. મુસલમાની શિષ્ટાચારની અતિશયતા લેશ પણ નહોતી. માત્ર તેની સંપૂર્ણ સાલસાઈ હતી.

અમને આદરપૂર્વક બેસાડયાં. વાતચીત શરૂ થઈ. મહાત્માજી ત્યારે સ્નાન કરતા હતા, એટલે એકાંતમાં વાતચીત કરવાની વધારે સગવડ મળી. કેટલી બધી વાતો કરી—તે બધી લખવાનું આ સ્થાન નથી—બીજી કોઈવાર લખવાની મનમાં ઇચ્છા છે ખરી; અહીં માત્ર તેમની એક વાત લખું છું. વાતચીત બેશક હિંદીમાં જ થઈ હતી.

મેં પૂછયું: "ખાં સાહેબ, આપના જેવા માણસો જ આપણને જોઈએ છે—જેમનામાં પ્રેમની સાથે સત્યનો સુયોગ થયેલો હોય. આપ હિંદુ-મુસલમાનનું ઐક્ય કરી આપો. નહિ તો હિંદની શી દશા થશે?"

ખાં સાહેબ મૃદુ હસ્યા: "હું શું કરું, કહો? એકતા ત્યારે જ થાય જ્યારે દિલમાં હિંમત આવે—જ્યારે માણસ પ્રેમના મંત્રને દળના મંત્ર કરતાં મોટો માનતો થાય. અંતરમાં પ્રેમનો પાયો પાકો થયા વિના બહારની એકત્વની ઇમારત ગંજીફાના ઘર જેવી જ થઈ જાય છે—હિંદુ-મુસલમાન બંને જ્યાં સુધી આચારગત ધર્મ કરતાં અંતરગત મૈત્રીને મોટી માને નહિ ત્યાં સુધી તો માત્ર સગવડિયો સંધિ જ થઈ શકે, બંધુભાવનું રક્ષાબંધન નહિ થાય."

"પેલા મહાત્માજી!" માયા બોલી ઊઠી.

ઊઠીને બધાં જ ઊભાં થયાં.

હસતાં હસતાં મહાત્માજીએ બેસવાનો ઇશારો કર્યો. તેમના મોં ઉપર આનંદનું કેવું તેજ હતું!

ઓ મા, મહાત્માજી બે મહિના થયાં મૌન પાળે છે, વાત નહિ કરે. હું તો ડરી જ ગયો. તેમણે કાગળ કલમ પાસે લીધાં.

મેં કહ્યું : "અમે ભારે મૂંઝવણમાં પાચાં છીએ, મહાત્માજી. કેટલા દિવસ થયાં બોલતા નથી?"

મહાત્માજીએ હસીને લખ્યું : "બે મહિના થયાં બોલતો નથી—એથી માત્ર મને જ ફાયદો થાય છે એમ નથી, બીજાનું પણ કલ્યાણ જ થાય છે." [ My silence is good for everybody else. ]

સેક્રેટરીએ લખાણું મોટેથી બધાંને વાંચી સંભળાવ્યું. આખા ખંડમાં હાસ્યના તરંગ ઊછળવા લાગ્યા.

હાસ્ય શમ્યું ત્યારે માયાને બતાવીને મેં કહ્યું: "મારી બહેન માયા, કદાચ તમને યાદ હશે. સર સુરેન્દ્રનાથ બંધોપાધ્યાય એના સસરા થતા હતા!"

મહાત્માજીએ માથું હલાવીને લખ્યું: "I had your sister on my lap for ten minutes at her house, when Sir Surendranath died." [તમારી બહેનને દશ મિનિટ સુધી મેં મારા ખોળામાં બેસાડી હતી—સર સુરેન્દ્રનાથ મરણ પામ્યા ત્યારે.]

ત્યાર પછી તરત જ મહાત્માજીએ કાગળ ઉપર લખીને પૂછ્યું: "Why have you not brought the Nightingale?" [બુલબુલને કેમ નથી લાવ્યા?]

કાલે લાવીશ એમ કહીને અમે ઊઠયાં.

*

બીજે દિવસે અમે બધાં જ ગયાં. મહાત્માજીને પ્રણામ કરતાં વેંત જ મહાત્માજી મારી ભાણેજ બેબા તરફ જોઈ રહ્યા. મેં કહ્યું: "એને વિષે જ આપે લખ્યું હતું આપના પોસ્ટ કાર્ડમાં. એ આપને પોતાનો નાચ બતાવવાની પ્રતિજ્ઞા કરીને આવી છે."

મહાત્માજી માથું હલાવી ખૂબ હસ્યા.

મેં હસતાં હસતાં કહ્યું: "એથી આપ ખુશ થશો કે નાખુશ, મહાત્માજી?"

મહાત્માજીએ કાગળ ઉપર લખ્યું: "ગીતાની ભાષામાં કહું તો મારે ખુશ પણ ન થવું જોઈએ અને નાખુશ પણ ન થવું જોઈએ." [ In the language of the Gita I should be neither glad nor sorry. ]

મેં કહ્યું: "પણ હૃદયની ભાષામાં?" [ But in the language of the heart? ]

મહાત્માજીએ તરત જ સરસર લખ્યું: "The heart has no language, it speaks to the heart." [હૃદયને ભાષા નથી હોતી, તે સીધી હૃદય સાથે જ વાત કરે છે.]

*

પહેલાં ઉમાએ અને મેં ભેગું મીરાંબાઈનું "ચાકર રાખોજી" ભજન ગાયું.

ત્યાર પછી એવાએ નૃત્ય કર્યું; સાથે ઉમાએ ગાયું:

આજ સખી સુન બાજત બાંસરિયા
નિર્મલ નીરે યમુના તીરે ગાવત સાવરિયા.
મુકુટ ઉજાલા ગલ વનમાલા ચરણન નૂપુરિયા.
વૃંદાવનમેં કુલકુંજનમેં નાચત નટવરિયા.
સુંદર શ્યામલ મરુ પયપુષ્પલ આવેત નિરઝરિયા.
ચંદનગંધા નંદનછંદા પ્રેમી-મન હરિયા.

*

વિદાય લેતી વખતે મહાત્માજીએ કાગળ પર લખ્યું: "Do you want me to say many thanks? It looks so utterly ridiculous. But if you want the ridiculous you may have them." [તમે શું એવું ઇચ્છો છો કે હું તમને 'ખૂબ આભાર થયો' એમ કહું ? એ એટલું તો હસવા જેવું લાગે છે! છતાં જો તમારે હસવા જેવું જ જોઈતું હોય તો લો.]

ઓરડામાંનાં બધાં પાછાં હસી પડ્યાં.

When you do laugh, each teardewed petal swings
With the far sky-radiant lilt: your magic heart
To our earth-caged life would ever impart
Love's limpid light: soul's vision of aerial wings.

જ્યારે હસે તું-શિશિરાશ્રુભીની
પ્રત્યેક જો પાંખડી ડોલી ઊઠે
સુદૂર આકાશ-પ્રકાશ-છંદે.
જાદુઈ આ અંતર તારું આણે
પૃથ્વી તણા પિંજરમાં પડેલા
પ્રાણો વિષે પ્રેમ-પ્રકાશ સ્વચ્છ:
આત્મા તણું સ્વપ્ન—અનંત કેરી
પાંખો તણો કો ઝણકાર ધેરો.

## આજ કૃપા થઈ તારી*

હરિહર ભટ્ટ

આજ કૃપા થઈ તારી,
દયામય, આજ કૃપા થઈ તારી.

જીવનનાં વરસો બહુ વીત્યાં
કૃપા યાચતાં તારી,
આજ અનુગ્રહ મુજ પર કીધો
જીવન-સાર્થક-કારી,
દયામય, આજ કૃપા થઈ તારી.

ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ-અટારી,
ને આ સળગી સગડી મારી
શાશ્વત-ઉષ્મા-ધારી,
દયામય, આજ કૃપા થઈ તારી.

આજ ઊડી જીવનની ઠંડી
મૃત્યુમુખે ધરનારી,
કાલાન્તક, તેં મુજને કીધો
અનન્ત-જીવન-ધારી,
દયામય, આજ કૃપા થઈ તારી.

પ્રબોધિની એકાદશી
૧૯૯૭



* આ કાવ્યના અર્થ વિષે ગેરસમજણ થવાનો સંભવ છે. આમાં જે સ્થિતિનું વર્ણન છે, તેની સંપૂર્ણ પ્રાપ્તિનો નહિ, પણ તેના અત્યંત અલ્પ પ્રારંભનો નમ્ર સ્વીકાર આમાં છે. —હ.

# ते हि नो दिवसा गताः !

રામભાઈ પટેલ

શ્રદ્ધા વિશે મેં આગલા લેખમાં થોડો વિચાર કર્યો હતો. પણ આ શ્રદ્ધાયુગ હોવાથી શ્રદ્ધા પાછળ કામ કરતું માનસ, વ્યક્તિની વાસના, એની સાહજિક વૃત્તિ–Instinct, એની સમાજવૃત્તિ અને ટોળાવૃત્તિ–Herd habit વગેરેની ચર્ચા કરી લઉં.

વચ્ચે આપણામાં એવી ભ્રમણા હતી કે આપણે વિજ્ઞાનયુગમાં જીવીએ છીએ વિજ્ઞાનયુગને આપણે મર્યાદિત અર્થમાં સમજીને કહેવા માગતા હોઈએ તો જરૂર આપણે ભૌતિક વિજ્ઞાનના યુગમાં જીવીએ છીએ. પણ બાકી તો પહેલાંની પેઠે જ હજી આપણે શ્રદ્ધાયુગમાં જ જીવીએ છીએ. શ્રદ્ધા એટલે રાજસી કે તામસી. ઉગ્રતા–passion–એવી ઉગ્રતાનાં પાળવાળી માન્યતા–passionate beliefs–ને આપણે શ્રદ્ધાજન્ય કહીએ. વાસ્તવિક હકીકત સાથે ભૌતિક બાજુએ પરલક્ષી વિચારણા કરવાની ચાવી પદાર્થવિજ્ઞાને આપણને આપી. કુદરતની અનંત શક્યતાઓના બંધ ભંડારો મનુના માનવીઓને હાથે ખુલ્લા થયા. પણ સામાજીક ક્ષેત્રમાં કે વ્યક્તિના અંતર્ગત કે આંતરિક ક્ષેત્રમાં વાસ્તવિકતા સાથે સુયોગવાળી વિચારણા–objective outlook કરવા જેટલી વિજ્ઞાનશુદ્ધ બુદ્ધિ આપણે કેળવી છે? અથવા તો અત્યારે આખા જગતમાં રાજકીય ક્ષેત્રમાં પ્રવર્તતા વાદોના જુદા જુદા અનુયાયીઓ ભૌતિક ક્ષેત્રમાં જે પ્રમાણે વાસ્તવિક કે બાહ્ય દષ્ટિ રાખીને વૈજ્ઞાનિક દષ્ટિએ જુએ છે તે રીતે નિરપેક્ષ–obectively દષ્ટિએ પોતાની માન્યતાઓ તપાસે છે ખરા ! જો તપાસતા હોત તો જે મધ્યયુગી ઝનૂની નિષ્ઠુરતા ને પશુતા આજે ચોમેર પાંગરી ઊઠી છે ને ધરતીના પટને વરવો કરી રહી છે તે જોવા ન મળત. એટલે જ મેં ઉપર કહ્યું કે આપણે શ્રદ્ધાયુગ–ઝનૂન યુગમાં જીવીએ છીએ.

દુનિયામાં વાદોનું આહ્વાહન વ્યક્તિની અંતર્ગત મારવૃત્તિ, ઝેરવૃત્તિ, ટોળાંવૃત્તિ, ઉચ્છેદવૃત્તિ ને શ્લાઘાવૃત્તિ–spirit of self–elation–ને સંગઠિત હમે હિંસક ઓપ આપી રહ્યું છે. જે આગ્રહી ઉદ્‌બોધનથી કૃષ્ણે અર્જુનને सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज કહ્યું હતું તેનાથી ક્યાંયે અદકી ને ઉશ્કેરાટ ભરી ઉગ્રતાથી આજના વાદો શ્રદ્ધાક્ષમ ટોળાંને ઉદ્‌બોધે છે કે सर्ववादान् परित्यज्य मामेकं शरणं व्रज. ' જીવનવીમા કંપનીઓ જેમ વ્યક્તિની વીમાની પોલિસીની કિંમત, દરેક આંકણીને સમયે એના શરણ–મૂલ્ય (surrendere valu ) ઉપર આંકે છે તેમ આજે રાજકીય ક્ષેત્ર શું કે જીવનનાં અન્ય ક્ષેત્રો શું સઘળે સૌ વાદોના દેવો, તેમના પૂજારીઓ ને અનુયાયીગણ તેમની પોતાની તત્વખોજુ બુદ્ધિને લપેટી દઈ શ્રદ્ધાનો આંચળો ઓઢીને કેટલે અંશે પોતાને શરણે આવે છે તેના ઉપર એમનું શરણ–મૂલ્ય આંકે છે. સંશયાર્થીઓ એમને ખપતા નથી. એમની બુદ્ધિ તો संशयात्मा विनश्यति ની હોય છે.

આવી જાતની શ્રદ્ધા વ્યક્તિ અને સમૂહમાં અસાધારણ શિસ્ત, વફાદારી ને તમન્ના અવશ્ય પેદા કરે છે. સમાન શ્રદ્ધા, સમાન જમાત ને એકદિલી પેદા કરે છે. આને લીધે એ સમૂહમાં જબરું સામુદાયિક બળ પેદા થાય છે. આ શક્તિનો ઉપયોગ સર્વોપનિષદુ-

ત્વમાં કરવાનો પ્રયત્ન થવાને બદલે આજે સ્વયોનિશંકુત્વ ને હમનેવૃત્તિ વધારવા ને સ્વજાતિ મહત્તા વધારવા થઈ રહેલો હોવાથી શ્રદ્ધાજનિત શિસ્ત, વફાદારી, વાક્યુસ્તતા ને તમન્નાની શક્તિ વિનિપાતકારી ધર્મજ્ઞ તરફ સાનવીને ઘસડી જાય છે. એટલે પલાયનપ્રવૃત્ત દૈન્યવૃત્તિ–(spirit of Humiliation) જેટલી અનિષ્ટ આપત્તિ છે તેટલી જ અનિષ્ટ આપત્તિ હનનપ્રવૃત્ત સૈન્યવૃત્તિ (spirit of offence) પણ છે. સૈન્યવૃત્તિ સત્વક્ષમ ને વિવેકપ્રચૂર ન હોય તો વ્યક્તિ ને સમૂહમાં આંધળો નૈષ્ઠુર્યભાવ જન્માવે છે. પ્રાણનો ઉછાળો જો સર્વક્ષેમલક્ષી ન હોય તો એનો વેગ, વિગ્રહ લાવે જ છે, અને નિષ્ઠુરતાભર્યો એ વિગ્રહ આતંકકારી થઈ પડે છે. હિટલર–મુસોલિનીએ પ્રવૃત્ત કરેલ નાત્સીવાદ ને સંહતવાદનું હાલનું સ્વરૂપ એ વિધાન સાબીત કરે છે. અન્યને પાદાક્રાન્ત કરવા સિવાય બીજો કોઈ રચનાલક્ષી માર્ગ એ વાદોને સૂઝતો જ નથી. એ વાદના નેતાઓએ એમની પ્રજામાં નવજીવન પૂર્યું છે. એની ના પાડી શકાય એમ નથી, પણ એનું સ્વરૂપ માનવસ્વભાવસુલભ શયતાની હૈવાનિયતને વ્યવસ્થિત ને સંગઠિત કરવાનું જ રહ્યું છે.

ત્યારે વર્તમાન શ્રદ્ધાયુગમાં શ્રદ્ધાનું લક્ષણ ભૌતિકવિજ્ઞાનની સહાયે મનુષ્યની વાસનાને શુદ્ધ કરવાનું તો જણાતું જ નથી! મનુષ્યને એનાં જ્ઞાન–વિજ્ઞાને એની પ્રાથમિક વાસનાઓ કે જે પહેલાં સમાજ વિરોધી હતી તેનું નિરપેક્ષ અન્વેષણ કરી એના ઉપર પોતાનો બુદ્ધિયુક્ત ને કલ્યાણગામી કાબૂ જમાવવાની શક્તિ તો આપી જ જણાતી નથી! ઊલટાનું એ વાસનાઓની ઉગ્રતાએ એના ઉપર કાબૂ જમાવ્યો છે ને એને પોતાના સ્વીકૃત વાદના ઝનૂનની સાંકડી દિવાલોની બહાર રહેલા ઉચ્ચતર તર્ક પરત્વે અબોધ બનાવી મૂક્યો છે. પરંપરાગત–પૂર્વગ્રહો, જાતિગત ભાવનાઓ, સામુદાયિક અહંતાપોષક વિગતો વગેરે માણસ સહેલાઈથી પકડી શકે છે, અને એનો ગ્રાહ એને ઘણો મનપસંદ લાગતો હોવાથી પરંપરાગત પૂર્વગ્રહો, જાતિગત ભાવનાઓ, પોતાના સમૂહની અહંતાને વૃદ્ધિગત કરનાર ધ્યેયોને કોઈ કુશળ ને પ્રતિભાવાન નાયક સમજી લઈ એમાંથી ફલિત થતી શ્રદ્ધાને વધારે એવી વિચારસરણી ઉદ્‌બોધવા માંડે તો માણસો ઝટ દઈને એનો સ્વીકાર કરી લે છે. કારણ કે એ નાયક પોતાનાં ટોળાં સાથે એમની પરિચિત વાણીમાં બોલતો હોય છે–એમના પરિચિત આવેગોને જાગ્રત કરતો હોય છે. સત્તાપ્રિયતા, મહત્તાપ્રિયતા ને ટોળાંવૃત્તિ મનુષ્યનો પ્રાણીજ સ્વભાવ–Biological character હોવાથી એ વૃત્તિઓને સ્પર્શતી ને એને વધારનારી, આશા આપનારી અને લાલસા જગવનારી ફિલસૂફી કોઈ ભારે ખેલાડી લોકનાયક ઉપજાવી શકે તો એ નાયક બહુ સહેલાઈથી (બીજા સંજોગો–જેવા કે પ્રચારનાં આધુનિક સાધનો, બીજા કોઈ નાયકનો અભાવ, કોઈ કારણે સામુદાયિક હતાશાની વ્યાપ્તિ–prevalence of mass frustration–અનુકૂળ હોય તો) પોતાની વિચારસરણીનો ઝડપી સ્વીકાર કરાવી એ પરત્વે લોકોમાં ઉન્માદી શ્રદ્ધા ઉપજાવી એમને પેલી વૃત્તિઓને હાંસલ કરવા માટે કાર્યશીલ અરે! વિગ્રહશીલ પણ કરી શકે છે. કોઈ પણ જાતની સામુદાયિક વિવશતા, ઉશ્કેરાટ ને અંધાધૂંધી પેદા કરવા માટે અનુકૂળ વાતાવરણની જરૂર હોય છે. એવું અનુકૂળ વાતાવરણ ન હોય તો નેતા ગમે તેવો ખધો કાં ન હોય એનો અડ્ડો લોકમાનસ ઉપર જામી શકતો નથી. એવાં અનુકૂળ સંજોગોનો દાખલો લઈએ.

ગયા મહાયુધ્ધે યુરોપ આખામાં ભારે ઉથલપાથલોના ધરતીકંપના આંચકા લગાડ્યા. વ્યક્તિ અને સમૂહ અસમધારણ–Abnormal અનુભવ પરંપરામાંથી પસાર થયાં. જેમ કોઈ કેફી પીણાનો સારો એવો ડોઝ લીધા પછી કે સખત તાવની ગરમી મગજે ચઢી ગઈ હોય તે વખતે માણસ સમતોલ બુદ્ધિથી સારાસાર વિવેકવાળો વિચાર કરી શકતો નથી તેમ ગયા યુદ્ધ જેવા ગમખ્વાર અને લાખોને ઘરબાર વગરનાં કરી મૂકી આખી સામાજિક વ્યવસ્થિતિને ઊંધી વાળી દે એવા અસમધારણ સંજોગોમાંથી ઈંગ્લૅંડ સિવાય એકેએક યુરોપી દેશ પસાર થયો. એકેએક મહાયુદ્ધ એમાંથી પસાર થનાર સમાજને નવા જ ભૂસ્તળ ઉપર ધકેલી દે છે. યુરોપીય સમાજમાં પણ યુદ્ધઉત્પાદિત વ્યાપક ખુન્નસ, હતાશા, દુર્વ્યવસ્થા વગેરેને કારણે લોકોની તાર્કિક ને ભાવિક સંવેદનશીલતા ને સ્પર્શક્ષમતાએ પલટો ખાધો. ઉત્પાતને લીધે સમાજ સમતોલ સુદ્ધિ, બુદ્ધિ ને ક્ષુબ્ધિ ગુમાવી બેઠો. ખૂબ આવેગવિવશતા પ્રગટ થવા લાગી. જૂનાં મૂલ્યો ફરી ગયાં. નવાં મૂલ્યોને ચકાસવા ને એની ક્ષમતાને પૃથક્કૃત કરવાની ધીરજનો અભાવ હતો. આવી આવેગપરાસ્ત પરિસ્થિતિમાં સામુદાયિક ચંચળતાને અનુરૂપ નવી ફિલસૂફીઓ એકદમ અસ્તિત્વમાં આવી. એ બધીનો પાયો શાણપણ નહિ પણ શિસ્ત હોવાથી, વિચારપ્રધાન નહિ, પણ શિસ્તપ્રધાન–આવેગપ્રધાન શ્રદ્ધાનો એણે વિકાસ કર્યો. તર્ક, તાટસ્થ્ય ને શાણપણઃ ઉચ્ચ મનઃસંસ્કારિતાનાં આ ત્રણ, લક્ષણો સાથે એણે નફરત સાધી અને હિંસાપરાયણતા, અંધશ્રદ્ધા ને વજાંગ શિસ્તઃ તમસાભિમુખતાનાં આ ત્રણ લક્ષણો સાથે એણે મહોબ્બત બાંધી.

નાત્સીવાદ, ફાસીવાદ, સામ્યવાદ ને એમના પગલે બીજા વાદોના ફેલાવા માટે યુરોપમાં ઉપર જણાવ્યા તેવા અનુકૂળ સંજોગો ઉપસ્થિત થયા. આ દરેક વાદની ફિલસૂફી સત્તાની ફિલસૂફી હતી. કારણ કે આધુનિક રાજ્યમાં સરકારી તંત્ર કાબૂમાં લીધા વિના કોઈ પણ વાદનું વ્યવસ્થિત ને વ્યાપક 'ઇન્જેક્શન' પ્રજાને આપી શકાતું ન હોવાને લીધે એમનું પ્રથમ ધ્યેય રાજસત્તા હસ્તગત કરવાનું રહ્યું. અલબત્ત, રાજસત્તા હસ્તગત કરવા માટે પણ પ્રજાના સારા એવા ભાગનો ટેકો પૂર્વશરત થઈ પડે છે. પણ જો પ્રજાનો મોટો ભાગ નિષ્ક્રિય ને ઉદાસીન રહે તો બહુ થોડા લોકો પણ જબરા ને ચાલાક નેતાની રાહબરી હેઠળ રાજસત્તા લઈ શકે છે. આ અનુકૂળતા નાત્સીવાદ ને ફાસિવાદને મળી ગઈ હતી. એટલે રાજકીય આસમાનમાં એના ગ્રહો એકદમ ઊંચા ચઢ્યા.

કોઈ પણ ફિલસૂફીને શ્રદ્ધાવાહી ધોરણે પ્રચલિત થવા માટે આગળ ઉપર જણાવ્યા તેવા અનુકૂળ સંજોગો ઉપરાંત બીજી પણ એક બે શરતો પૂરી કરવી પડે છે. એવી એક શરત, તે ફિલસૂફીના ઉદ્‌બોધક ભાવપ્રતીક જેવી ચુંબકીય વ્યક્તિ વિશેષ–magnetic personality ની છે. એવા આગેવાન વગર ફિલસૂફી પાંગળી થઈ જાય છે. ઘણી વાર એવો આગેવાન જ ફિલસૂફીનો જનક હોય છે. બીજી શરત છે એ ફિલસૂફી અને એના પ્રતીકસમ આગેવાનમાં, સમૂહમાં ભારે આશા ને લાલસા પેદા કરવાની શક્તિની. અનુકૂળ સંજોગો ઉપરાંત આ બે શરતોનો અભાવ કે ઉણપ હોય, તો એ ફિલસૂફી બહુ વ્યાપક થઈને માણસોમાં અંધશ્રદ્ધા પેદા કરી શકતી નથી.

આ બે શરતમાં ચુંબકીય આગેવાન માણસોને તટસ્થ બુદ્ધિથી વિચાર ન કરવાની

અશક્તિ પેદા કરવાનું કાર્ય કરે છે. એની પ્રતિભાનું ઓજસ, જલપ્રપાત શી એની કાર્યશક્તિનો વિહ્‌વળાટ માણસોને આંજી નાખી એમને પોતાના લાગણીપ્રવાહમાં ખેંચી લે છે. જે વસ્તુથી માણસ તાજુબ થાય છે તે વસ્તુ કે વ્યક્તિની શ્લાઘ્ય બાજુ એના ધ્યાનમાં તરત આવી જાય છે. હિટલરની વક્તૃતા ને ચુંબકીય અસર વિશે એક અમેરીકન પત્રકારે પાંચેક વર્ષ ઉપર લખ્યું હતું કે, 'બર્લિનના એક મેદાનમાં દશ લાખની પ્રચંડ માનવમેદની (અલબત્ત, પ્રશંસક અનુયાયીઓની) સમક્ષ એ જ્યારે પોતાનો અસ્ખલિત વાણીઘોષ વહાવતો હતો ત્યારે એટલો મોટો સમુદાય હોવા છતાં એક ટાંકણી પડે તો સંભળાય એટલી સ્તબ્ધ શાંતિથી તે એને સાંભળતો હતો. મદારીની મોરલીના સૂરના આરોહઅવરોહ સાથે પોતાની ફેણ વડે ડોલતા નાગની માફક આખો પ્રેક્ષક સમુદાય લાગણીરત થઈને ડોલતો હતો!" એ પછી એ કહે છે. "એક અમેરિકન મુસાફર યુવતી જે વક્તાથી થોડે અંતરે બેઠી હતી તે એટલી બધી વ્યાકુળ બની ગઈ કે એકદમ દોડીને વક્તા પાસે પહોંચી ગઈ અને એના હાથને જોરથી પકડી ચૂમી લીધા!"

આગેવાનનું લાગણીજોશ એની અસર હેઠળ આવનારને તર્કશુદ્ધ દૃષ્ટિથી નહિ પણ લાગણીપ્લાવિત આવેશથી વિચારતાં ને વર્તતાં કેળવે છે. જબરદસ્ત વ્યક્તિત્વવાળા આગેવાને ઉદ્‌બોધેલ ફિલસૂફી આને લીધે શરૂઆતમાં સમૂહમાં ભારે કાર્યશક્તિ, સંભલાવના, તમન્ના, તરવરાટ, હેતુસિદ્ધિ માટેની ધરખમ અધીરાઈ, વ્યવસ્થિત અનુશીલનપરાયણતા અને કર્મપ્રવૃત્તતા જન્માવે છે. આથી સમૂહમાં પહેલાંની હતાશાને બદલે નવો આત્મવિશ્વાસ પેદા થાય છે. એ બધાનું જીવંત પ્રતીક પેલો આગેવાન હોવાથી તે અને એની ફિલસૂફી પરસ્પર સમાનાર્થી અને સમાનભાવવાહી પર્યાય જેવાં બની જાય છે.

આગેવાનનું આ પ્રકારનું વ્યક્તિત્વ માણસોમાં આસપાસની વ્યવસ્થા ને વાતાવરણને પોતાને–એટલે કે પેલી ફિલસૂફીને–સાનુકૂળ ઢબે બદલવા માટે અધીરાઈ અને અકળામણ પેદા કરે છે. આથી તટસ્થબુદ્ધિથી (Rationally) એમનું મન વિચાર કરી શકતું નથી અને એમની વિચારશક્તિને ઝનૂનનો પાશ લાગે છે.

અનુકૂળ ભવિષ્યની વાંછના ને પ્રતિકૂળ વર્તમાન પ્રત્યેનો તિરસ્કાર પણ નિરપેક્ષ બુદ્ધિને આડફાંટે ચઢાવી દે છે. માણસમાં પોતાની પ્રબળ વાસનાઓને સિદ્ધ કરવાનો ચાહ હોય છે. આગેવાન એ વાસનાઓને પોતાની વાસના સાથે મેળવી દઈ એને સામુદાયિક વાસનાનું સ્વરૂપ આપી સમૂહરૂપે પ્રગટ કરે છે. હવે આ નવી વાસનાની પ્રબળતાથી સમૂહનો વર્તમાન સામે પ્રત્યાઘાત થાય છે. આ પ્રત્યાઘાત આરંભમાં પેલી જમાતને અનુકૂળ ન નિવડે એ સ્વાભાવિક હોય છે. કારણ કે એ જમાત નાની હોઈ એમનું જોર ઓછું હોય છે ને યથાસ્થિતિ રૂઢ થયેલી હોઈ એનું પરિવર્તન કરવું કઠણ પડે છે. આ પરિસ્થિતિ નવી જમાતમાં ઝાંઝ પેદા કરે છે. અને ઝાંઝ ચઢી એટલે ટાઢે હૈયે વિચાર કરવાની શક્તિ માણસ ખોઈ બેસે. શ્રદ્ધાઝનૂન પાછળ આ આવેગ પણ કામ કરતો હોય છે.

પરિવર્તન કરવાની કઠણાશ નવી જમાતને પરિવર્તન કરવા માટે તાન ચઢાવે છે, અને જૂની જમાતમાં સ્થિતિસ્થિરતાને કારણે નિશ્ચિંતતાભર્યો પ્રમાદ વ્યાપ્ત થયો છે.' આ

નવા શું મોઢું મરડી નાખવાના હતા?' એવી લાપરવાહી એના મનમાં હોય છે. આ લાપરવાહીનો લાભ નવી જમાતનો આગેવાન ઉઠાવે છે ને પોતાની જમાતને વિજયી મોરચો માંડવા માટે ઝનૂની ઢબે તાલીમ આપવા એ પ્રવૃત્ત થાય છે. જૂની જમાતમાં લાપરવાહી સાથે જો સહિષ્ણુવૃત્તિનું અમુક તત્ત્વ ભળ્યું હોય તો તો પેલી જમાતને બરોબર ફાવતું આવી જાય છે. સહિષ્ણુવૃત્તિને કારણે નવા ધાંધલિયાઓ (?) ને અમુક હદ સુધી એ જમાત નભાવી લેવા માગે છે. પણ એ 'અમુક હદ' ની રેખા કોઈ દોરી શકતું નથી ને ઘણી વાર એ 'અમુક હદ' સંકોચાતી જાય છે, ને તે એટલે સુધી કે એ 'અમુક હદ' નું વર્તુળ સંકોચાતું સંકોચાતું પેલી જૂની જમાતને જકડી લે એટલું નાનું થઈ જાય છે. પેલી નવી જમાતે જો વ્યવસ્થિત ને સામુદાયિક નિષ્ઠુરતા આચરવા સુધીનું વાદઝનૂન કેળવ્યું હોય છે તો હવે આ સાંકડા ઘેરાની સ્થિતિમાં એ જૂની ને વિરોધી જમાતનો વેલો નાબૂદ થઈ જાય એટલા દમનાચારમાં પ્રવૃત્ત થાય છે!

વ્યક્તિ કે સમૂહની સાન ઠેકાણે રાખી તર્કયુક્ત બુદ્ધિથી વિચાર કરવાની શક્તિને રૂંધનારું બીજું એક તત્ત્વ છે વાદ કે ફિલસૂફીની જોરશોરીઆ પુનરુક્તિ. ભારે આવડતવાળા ને મહત્ત્વાકાંક્ષી સાથીઓની મદદથી અત્યારના આગેવાનો ફરી ભારે રોકટોક વગર માણસોનાં મન કબજે કરી શકે છે. વક્તૃત્વશક્તિભરેલી પુનરુક્તિ માણસોમાં બુદ્ધિને બદલે ઝનૂન પેદા કરનારું મહત્ત્વનું બળ છે. અંગ્રેજ નાટ્યકાર વિલિયમ શેક્સપિયરનું વિખ્યાત નાટક 'જુલિયસ સીઝર' માં આવી પુનરુક્તિ વડે એ નાટકનું એક પાત્ર ઍન્ટોની પોતાના મૃત મિત્ર સીઝરના ખૂનનો બદલો લેવા માટે રોમન શહેરીઓનાં ટોળાંને કેવી અજબ રીતે ઉશ્કેરી મૂકે છે તેનો બહુ અચ્છો દાખલો પૂરો પાડે છે. ઍન્ટોની 'And Brutus is an honourable man' કહેતો જાય છે ને ટોળાંને એ માનનીય બ્રટસ મહાશયની વિરુદ્ધ ઉશ્કેરતો જાય છે. તે એટલી હદ સુધી કે છેવટે રોળું ઉશ્કેરાઈને બ્રુટસનું ખૂન કરી નાખે છે! ઍન્ટોનીના જલદ ભાષણની એટલી ભારે અસર પડે છે. કેટલાક આગેવાનોના બોલતી વખતના નાટકીય હાવભાવ અથવા એમનો પોતાની પ્રમાણિક લાગણીનો તીવ્ર ઉશ્કેરાટ શ્રોતાઓની લાગણીના પ્રવાહને બહુ તીવ્ર ભૂમિકા ઉપર લઈ જાય છે ને એમની પાસે ઝનૂની નિર્ણય અને કાર્યો કરાવે છે.

વ્યક્તિ અને સમૂહ એની ભૂતકાલિન ટેવો, પરંપરા ને અનુભવોની નીપજ હોવાથી એની નીરક્ષીરન્યાયી વિવેચક બુદ્ધિને એ તત્ત્વો ઘણી અસર પહોંચાડે છે. ટેવો, પરંપરા, અનુભવો અને સંસ્કારોની યથાસ્થિતિ જો વ્યક્તિ કે વર્ગસમૂહને અનુકૂળ હોય તે વ્યક્તિ કે સમૂહ તે યથાસ્થિતિ પ્રત્યે મમત્વભર્યું વલણ બતાવે છે, જ્યારે યથાસ્થિતિ જો વ્યક્તિ કે વર્ગના ગેરલાભમાં હોય તેનામાં એના પ્રત્યે તિરસ્કાર જાગે છે. આ ગેરલાભ કે લાભ જેટલો કારમો તેટલી તિરસ્કાર કે મમત્વની માત્રા વધારે. દા. ત. આપણા દેશની રજવાડાંશાહી. કાઠિયાવાડમાં કેટલાંક રજવાડાં એટલાં નાનાં છે કે આધુનિક રાજ્યવહિવટની સુગમતાની દૃષ્ટિએ એને કોઈ પણ રાજ્ય પહેલે ઝટકે નાબૂદ કરે એટલી સ્વયંસિદ્ધ અસંગતતા એમાં છે. આર્થિક નિયોજન, યાનવાહનનાં સૂક્ષ્મ સાધનો, એક પ્રકારની અદાલતી વ્યવસ્થા, વહિવટી સમવાય વગેરે માટે આધુનિક યુગ ઓછામાં ઓછું અમુક એકરાગી પ્રાદેશિક

એકમ માગે છે. અમુક આયાતી કે નિકાસી માલ આડ દશ સ્વતંત્ર અને પરસ્પર ભિન્ન જવાબદાર દરબારોની હદમાં થઈને દેશના અંદરના ભાગોની અંદર કે બહાર જતો આવતો હોય ને દરેક સરહદે નોખી જકાત ને દાણચોરીની નોખી તપાસ થતી હોય તો વ્યવહાર વિકસે જ નહિ! બ્રિટિશ સાર્વભૌમત્વને ન સ્પર્શતી હોય એવી બીજી બાબતમાં કાંઈક દરબારી પ્રદેશોમાં લગભગ આવી પ્રાદેશિક અરાજકતા આજે ચાલી રહી છે. આમ છતાં જે રાજાઓ, એમના ભાયાતો ને ખવાસોને એ રાજાશાહીથી લાભ થતો આવ્યો છે તેઓ એને બદલવા માગતી કોઈ પણ ચળવળનો મરણિયો સામનો કરવા તૈયાર થતા માલૂમ પડે છે. રાજાશાહી યથાવત્ ચાલુ રહે એને જ એઓ યોગ્ય ને કાલમાન્ય ગણે છે. જ્યારે એને નાબૂદ કર્યા વિના પોતાનો કદિ દહાડો વળે એમ નથી એમ અનુભવતો આવનાર પ્રજાસમૂહ એની નાબૂદીને યોગ્ય ને કલ્યાણકારી લેખે છે! આમ ભિન્ન અને વિરુદ્ધ સ્વાર્થ, ટેવો, પરંપરા અને અનુભવ ભિન્ન કલ્યાણબુદ્ધિને જન્મ આપે છે! (મારા વિધાનનો આ મુદ્દો પ્રસ્તુત લેખની મર્યાદાની બહાર બીજા મુદ્દાની વિચારણાની ભૂમિકા ઉપર મને લાવી મૂકે છે. એ મુદ્દો ભિન્ન કલ્યાણબુદ્ધિ પરસ્પર માર્ગ આપવા કે વચલો રસ્તો કાઢવા તૈયાર ન હોય ત્યારે અનિવાર્ય એવા પરિવર્તનને હાસિલ કરવા શેનો આસરો લેવો હિતાવહ છે—બળનો, જનતનો કે વિગ્રહનો? એ તપાસવાનો છે. એની વિચારણા અલગ લેખ માગી લે છે.)

પરંપરાગત ટેવો, અનુભવ અને પરિસ્થિતિને કારણે અંગ્રેજો એમ માનતા થયા છે કે હિંદમાં બ્રિટિશ હકૂમત, એની અનેક ઊણપો છતાં, હિંદના એકંદર લાભમાં જ છે. જ્યારે હિંદીઓ સામે પક્ષે એ જ ન્યાયે જુદી માન્યતા ધરાવે છે કે, એમની હકૂમતે હિંદને બારે વાટે ખાનાખરાબીમાં ઉતાર્યું છે. પ્રો. બેરી ડેઇલ કીથ જેવા મહા વિદ્વાન, રાજનીતિશાસ્ત્ર વિવેચક અને લેખક અંગ્રેજ પણ એ સંબંધેની પરંપરા, ટેવો ને અનુભવોને લીધે માને છે કે, હિંદમાં અંગ્રેજી અમલ નબળો પડે તો કોમો અંદર અંદર ઝગડીને યાદવાસ્થળી જામે.

આમ મહા મેધાવિની પ્રતાપી બુદ્ધિને પણ પરંપરા, ટેવ ને પાછલા અનુભવો તટસ્થ બુદ્ધિથી વિચારતાં અટકાવે એટલું એનું પ્રાબલ્ય માનવીના ચિંતનવ્યાપારમાં હોય છે. એ પ્રાબલ્ય ન હોત તો ઇતિહાસની અનેક ભાનવભરખુ ક્રાન્તિઓ ન થઈ હોત.

નિરપેક્ષ બુદ્ધિને કામ કરતાં અટકાવનારાં બીજાં કેટલાંક તત્ત્વોનો વિચાર બીજા લેખમાં.

☆

# વસન્ત

શેપ

ડુંગરે ગહેકે મોરલિયા !
મારું મન વ્હેમી વ્યાકુળ જો,
વિનવું રમવાને આવો નંદલાલ;
દુનિયાનાં દુરિજનથી દૂર જો,
ડુંગરે ગહેકે મોરલિયા !

આંબલે ટહુકે કોયલડી,
મ્હેંકે આ મોગરાંની વેલ જો;
થાકી હું જોઈ જોઈ વાટડી,
વસમી વસન્ત કેરી વેલ જો,
ડુંગરે ગહેકે મોરલિયા,

માથે મુગટ મોરપીંછનો,
અધરે છે મહુવર મધુર જો,
ડોલતો આવે ડોલરિયો,
ઝૂલતી માળા-આ ઉર જો
ડુંગરે ગહેકે મોરલિયા !

# કોક સમે

સુંદરજી ગો૦ બેટાઈ

કોક સમે તો આવજે રે,
હો કોક સમે તો આવજે રે!

મેઘલ પાંખે, વીજલ આંખે, આભ મારાં ચમકાવજે રે,
ઠાલા ઠાલા મારા અંતરમેઘને ભરી ભરી છલકાવજે રે,
હો અમૃતથી બહલાવજે રે!

દૂર વિદૂર વિહાર જો તારા–દૂર થકી જ ચેતાવજે રે
મુજ દીવડો કિરણુ તાહરે રે;

અંધ જગતબજારમાં મુંને હાટહાટે ન ભિખાવજે રે,
હો વાટ વાટે ન ભ્હીલાવજે રે!

થીર હૈયા કેરા હિમને ગાળી ગંગ–પ્રવાહ વહાવજે રે,
સો સો ધારે રેલતો છેલતો કોક સમે તો ઉછાળજે રે,
હો કોક સમે તો ઉછાળજે રે!

આભની પાર મુકાય જો તારા તોય ભલા તું આવજે રે,
મેઘધનુના રંગીન પૂલે નાજુક ચાલે ચાલજે રે,
હો નાજુક ચાલે આવજે રે!

ડગલે ડગલે દોજખ કીધાં તે મનમાં નવ લાવજે રે,
તું તો તારા જિન્નત-ગાને એક સમે તો જગાડજે રે,
મને એક સમે તો જગાડજે રે!

આભ પાતાળ દિશાઓને આંબતો તું મારી નજરે ના'વજે રે,
ભલે તું મારી નજરે ના'વજે રે;

મીટ મેં માંડી તારા ઊપર તે ઘડિયે ન ચૂકાવજે રે,
હો તે ઘડિયે ન ચૂકાવજે રે!

કોક સમે તો આવજે રે,
હો એક સમે તો આવજે રે!

☆

# સૌંદર્યશક્તિને*

'સ્વપ્નસ્થ'

થાક્યા કેકારવો સૌ વન વન પડિયાં સુપ્ત અંધારઘેરાં
એવાં અંતઃસ્થ મારાં બધિર બની ગયાં વૃત્તિ વિશ્લિષ્ટ વ્હેણો;
એવે, આશ્ચર્યઘાતે રસચકિત કરી દેવ ને દૈત્યલોક
લક્ષ્મીએ દેહ લીધો અતિ અરવ કિનારે દધી મંથનોના,
ફોડી સંવેદનાબ્ધો ત્યમ પ્રવિશતી તું ત્યાં અચિંતી અક્ષોભે,
દેવો ને દૈત્ય જેવી સકલ મુજ ઉઠી વૃત્તિઓ ક્ષુબ્ધ ત્યારે.

રોધે જે પર્વતોને તડિત તણી કૃપા ઝીલશે કેમ એ તે–
ક્ષુદ્રા સંસારવૃત્તિ ક્યમ કરી ગ્રહશે તારી આનંત્યજ્યોતિ?
મેઘોની મેખલામાં પ્રખર ઝળકતી દામિની રૂપલેખા,
વારી એ વારિદોમાં વધુ નહિ રહશે છંદ ચાંચલ્ય મૂર્તિ!
નાચંતી નગ્ન જ્વાલા સકલ દહતી નિઃસીમ માંહિ સરે જો!
શેણે સંતોપવી એ અમર બની જતી અગ્નિની ચંડશિક્ષા?

જાગો હો! પ્રાણ મારા, ધરતી તટ પરે સાયરો જેમ જાગે,
જાગો ઐશ્વર્ય મારાં યુગ યુગ અકહ્યા માનવી આત્મ કેરાં!
જાગો એ રૂપલિપ્સા, પરમ નર તણી, જાગી જે વિષ્ણુહૈયે,
માગંતી આર્તિઓને, યુગદલ સહતી કૃષ્ણતા સ્વર્ણશોભા!
શબ્દોના સાજ સજી ગ્રહણ કરી રહો વન્યકન્યાત્વ તારું,
લાવો આ શૂન્ય ગેહે અમર વિલસતો કાવ્યનો ચંદ્ર ચારુ!



* છપાઈ રહેલા કાવ્યસંચય 'અજંપાની માધુરી'માંથી

# મતભેદ

ડોલરકુમાર ભટ્ટ

વ્યક્તિસ્વાતંત્ર્યના આ જમાનામાં હિન્દુ જેવા લગ્નલક્ષી સમાજમાં પણ લગ્ન પોતાનું છેવટનું કાર્ય છે—પોતાનું લગ્ન ને પોતાના પુત્રપૌત્રાદિકનું—એવું માનનારા પિતાઓની સ્થિતિ કફોડી છે. 'પુ' નામના ભયંકર નરકમાંથી ઊગરવાની પુત્રપ્રાપ્તિની ચાવી હાથ કર્યા પછી પણ, પોતાને તારવામાં તેની બધી શક્તિ વપરાઈ જતાં, 'પુત્રને પાછું કોણ તારશે?' એ વિચારથી, અને તેને તારવાની જરૂર હોવાથી જ, તેના બચાવ માટે પણ કાંઈ તૈયારી તો કરવી જ જોઈએ એ મનોરમ્ય ને અતિ પરાર્થી ભાવના દરેક હિન્દુ પિતામાં ગુપ્ત પણ ચોક્કસપણે ઘર ઘાલી બેસી રહી હોય છે; એટલે 'પુત્રનાં લગ્ન પણ કરવાં તો ખરાં જ' એટલું દઢીભૂત થતાં, પ્રશ્ન એટલો જ રહે છે કે 'કોની સાથે કરવાં?' ઘણા જૂના વખતથી એ પ્રશ્નને ગૌણ જ રાખવામાં આવ્યો છે— ને એ ઇષ્ટ જ છે. કારણકે ડાહ્યા માણસો હમેશાં થતા આવ્યા છે, પછી શાખા, પત્ર વગેરેનો સવાલ ઉપસ્થિત જ નથી થતો. આવા ડાહ્યા ને ચોક્કસ હિન્દુ પિતાઓને પણ આ જમાનામાં કફોડી સ્થિતિમાં મૂકાવું પડે છે તે ખરેખર શોચનીય છે. એ વ્યક્તિસ્વાતંત્ર્ય! તેની જ બધી મહોકાણ છે, તો!

આવી જ એક નાજુક તેમજ કફોડી સ્થિતિમાં મૂકાવાનું હરિપ્રસાદના નસીબમાં હતું. તેનો તાજો જ ગ્રેજ્યુએટ થયેલો પુત્ર જગદીશ લગ્ન કરવાની તો ના નહોતો પાડતો, પરંતુ પોતે પસંદ કરેલી કન્યાને જ તે પરણવા માગતો હતો. અને તે બાબત પર ત્રણ દિવસ સુધી તો તેણે ખાધું નહોતું—આવા નજીવા પ્રશ્નને આટલું બધું નિષ્કારણ મહત્ત્વ આપવું એ આધુનિક કેળવણીના ઘણા દુષ્પ્રતાપોમાંનો એક હતો એમ મન વાળીને બેસવાની સ્થિતિ આવી ગઈ હતી. તેની માતા સરસ્વતીને તો કશો વાંધો જ નહોતો. 'એ પરણે તોય ઘણું' એવો બહુ જ નિરાશાવાદી સંતોષ તેમણે લઈ લીધો હતો. 'પછી ભલેને તે ગમે તેને પરણે' એમ કહી 'કૂતરાને મારવામાં ગમે તે લાકડી ચાલે' ને 'ગુલાબને ગમે તે નામ આપો તોપણ એની સુવાસ એટલી જ મીઠી આવશે' એવાં બે આંગ્લ સુવચનોનો ગુજરાતી તરજૂમો ટાંકીને તેઓ બેસી ગયાં હતાં. હરિપ્રસાદને પણ જ્યારે આકસ્મિક રીતે ખબર પડી કે પોતે જે છોકરી સંબંધે વિચાર કરતા હતા તે જ મધુકાન્તા સાથે પોતાના સુપુત્રને લગ્ન કરવાની ઇચ્છા હતી ત્યારે તો તે પણ શાંત ને સુખી થઈ ગયા. આખરે, ગમે તેમ તો યે, બન્નેની પસંદગી તો એક જ હતી ને! મનમાં ને મનમાં હરિપ્રસાદે જગદીશને બીજા શેના યે ખાતર નહિ, તો છેવટે પસંદગી ખાતર પણ સુપુત્ર કહી નાખ્યો—ને ગોળધાણા વહેંચ્યા.

ત્રણેક વર્ષ વીત્યાં છતાં બેમાંથી કોઈ પણ લગ્નની વાત ઉચ્ચારતું નથી, બેમાંથી કોઈને પણ કશી જ ઉતાવળ નથી એ જાણી હરિપ્રસાદને ઉતાવળ થવા લાગી—એ ઉતાવળમાં પૌત્રનું મુખનિરીક્ષણસુખ એ મુખ્ય કારણભૂત હતું કે પુત્રના નરકબચાવનો

તલસાટ હતો, કે આ 'વ્યક્તિસ્વાતંત્ર્યવાળા'ઓની બીક હતી તે તો તે જાણે. પણ તેમને કંઈક અજુગતું થતું હોય તેમ લાગતું હતું. તેમણે સરસ્વતી સાથે નક્કી કર્યું હતું કે આ વરસ પૂરું થતાં સુધી રાહ જોવી. પણ એક દિવસ વધુ થશે તો—તો—'જરા પાણી લાવો પીવા—' કહી હરિપ્રસાદ અટકી ગયા હતા.

* * *

જગદીશ ને મધુકાન્તા બન્ને રોજ મળતાં, ને આશ્ચર્ય પણ પામતાં કે 'આટલાં બધાં વર્ષ આપણે બે એકબીજાને મળ્યાં કેમ નહિ?' જાણે સમસ્ત વિશ્વમાં એકબીજાને માટે તલસતા આત્માઓ છેવટે એક થવા માટે આવી મળ્યા હતા. પ્રેમ અને એક બીજાની અપૂર્ણતાઓ પૂરી કરવાનો આત્માનો એ અમર સંવેદનભર્યો તલસાટ—એ બે ચીજ સિવાય બીજી કોઈ વસ્તુ ધ્યાનમાં આવતી નહિ, કારણકે બીજી કોઈ વસ્તુ અસ્તિત્વમાં હતી જ નહિ. ત્રણ વર્ષ આમ મળવામાં, આશ્ચર્ય પામવામાં, ને આત્માના એ વિરલ સાયુજ્યમાં ચાલ્યાં ગયાં. તેઓ પોતાની મહેનતથી, પ્રેમની સરાણ પર પોતાના આ આત્માને ચડાવી ચડાવીને હવે એવી ભૂમિકા પર પહોંચી ગયાં હતાં કે જ્યાં ક્ષુદ્ર હૃદયદૌર્બલ્યને છોડી તેઓ શાંત તાર્કિક, બૌદ્ધિક આત્મનિરીક્ષણ અને આત્માન્વેષણ કરી શકે. ટૂંકમાં, "વિજ્ઞાનયોગની ભૂમિકા"એ પહોંચવાની બધી પૂર્વતૈયારીઓ લગભગ થઈ ચૂકી હતી. પણ—અહા! એ 'પણ' ન હોત તો આ વાત, આ ધર્મયુદ્ધ ક્યાંથી હોત!—પણ, તે તૈયારી થઈ રહે તે પહેલાં તદ્દન ન્યાય્ય ને તાર્કિક રીતે તેઓ જોઈ શક્યાં કે અતિ ઉચ્ચ કોટિ પર જતાં, તેઓ બન્ને એક બીજાથી, એકાદ બે સૂક્ષ્મ બાબતો—અવગણી ન શકાય તેવી સૂક્ષ્મ બાબતો—માં જુદાં પડતાં હતાં. અને એકબીજાને મળતી ત્રાંસી લીટીઓ માફક બીજે છેડેથી લંબાવતાં તેઓની વચ્ચે અંતર વધી જશે, એવું તેમને લાગ્યું. બન્નેએ હૃદયનાં મૂક સંવેદનોથી પર એવી ભૂમિકા—બૌદ્ધિક ભૂમિકા પરથી આ વાત અતિ સ્પષ્ટપણે જોઈ હતી, ને અતિ ખેદ સહિત પણ, સ્વીકારી હતી. એ સ્વીકાર એ જ એમના પ્રેમના પ્રામાણિકપણાની સાચી નિશાની હતી. છતાં, એ પ્રામાણિક સ્વીકાર થયા પછી તેઓ એકબીજાને પરણી ન જ શકે, એકબીજાથી-ભિન્ન એવાં એ લોકો એક ન જ થઈ શકે—એ વાતનો પણ નિર્ણય થઈ ગયો.

લાલ સૂજેલી આંખે-ને ભગ્ન હૃદયે આ એક અતિસૂક્ષ્મ પણ અપરિહાર્ય મતભેદ ખાતર તેમણે જીવનનાં સુકાન બદલવાનું નક્કી કરી દીધું.

નિર્મળ બુદ્ધિએ આમ પરણવાની ના પાડ્યા છતાં, નિર્મળ હૃદયે તેમને મિત્ર જ, ખરા દિલના મિત્ર બનાવી દીધાં.

બંને રોજ મળતાં. આવા મિત્રો કોઈ હોઈ શકે કે કેમ, એ શંકા ઊભી થતી અને ન જ હોઈ શકે એવી ખાત્રી પણ થતી.

જગદીશ અને મધુકાન્તા આમ મિત્રો બન્યાં ને બંને જીવનના સાથી શોધવા માંડ્યાં. સરસ્વતીએ કહેલું કે "સ્ત્રીને હમેશાં જીવનસાથી જલદી મળે છે" તેમ મધુકાન્તાને પણ થયું. પણ આ વાતની ખબર હરિપ્રસાદને પડતાં તેણે પુરુષને પણ જીવનસાથી જલદી મળી શકે એવું સ્ત્રીજગતને ને ખાસ કરીને સરસ્વતીને દેખાડવા માટે જોગવાઈ પણ કરી દીધી. આમ બન્ને "મિત્રો" પાછા પોતાના જીવનસાથીની શોધને પંથે પડ્યાં.

પણ મળ્યા વગર રહી શકાતું નહિ. હવે બન્નેનો સામાન્ય વિષય મૈત્રી ને પોતપોતાના પ્રેમની પ્રગતિ એ હતો. જગદીશ કહેતો કે નયનતારા એવી રૂપાળી, એવી સરસ હતી કે બસ. ને કિરીટ એવી અજબ વ્યક્તિ કે બસ. પણ ગુણમાંથી જ જેમ દોષ ઊપજે છે, "નથી" માં જ જેમ "છે" છે, તેમ આનું પણ થયું. ધીમે ધીમે બંને પોતાના ભવિષ્યના સાથીઓ વિષે બહુ જ અંગત ને નાજુક વાત કરવા લાગ્યાં. "આપણી એક જ મૈત્રી એવી છે જેમાં નાજુક-અનાજુક; અંગત, અનંગત; એવું કંઈ જ નથી. પ્રેમીઓને પણ ન જણાવાય એવી આપણી મિત્રોની વાતો !" એ વાત સાવ સાચી હતી.

કિરીટ અન્ય સ્રીના શરીરસૌંદર્યની અણુત્રટલી ચર્ચા કર્યા કરતો–તે નયનને અન્ય યુવકોની છટા બહુ ગમતી. અલબત્ત મધુકાન્તા કે જગદીશમાં ઈર્ષ્યા જેવી કોઇ ચીજ હતી જ નહિ, ને વ્યક્તિસ્વાતંત્ર્યમાં માનનારાં એ બે જણાં, દરેકને ગમે તેની ચર્ચા અગર ગમે તેનાં વખાણ કરવાની સંપૂર્ણ છૂટ ને હક્ક હોવા જોઇએ એવું માનતાં હતાં; છતાં ઉપર્યુક્ત ચર્ચા ને વખાણ કોઈ વિશિષ્ટ કારણસર તેમને ગમ્યાં નહોતાં. આમ બંનેના થનાર જીવનસાથીઓનાં હૃદયનાં વખાણને બદલે હવે તર્કની ઉચ્ચ ભૂમિકા પ્રાપ્ત થતાં સૂક્ષ્મ મતભેદની વાત થવા લાગી ને ફરી પાછાં બન્નેને એ તાર્કિક ભૂમિકા પરથી અતિ સ્પષ્ટ રીતે લાગ્યું કે તેઓ જીવનસાથી તરીકે ચાલી નહિ શકે. અને જો કે કિરીટ અને નયનતારાને એવા ભેદો છતાં સાથી તરીકે રહેવામાં વાંધો નહોતો, છતાં વ્યક્તિસ્વાતંત્ર્યના પૂજારીઓએ હૃદય કરતાં ઉચ્ચ એવી તર્કની, બુદ્ધિની ભૂમિકા પરથી નિષ્પક્ષપાતીપણે નક્કી કર્યું હતું કે, આવી પરિસ્થિતિ લાંબો વખત ચલાવી લેવાય એ ન્યાય્ય કે તર્કયુક્ત નથી.

* * *

હવે ? અન્ય લોકોની સાથે મતભેદ થવાથી પરણી ન જ શકાય. પણ આ લોકો સાથે તો, દૈવ જાણે શાથી, એવું બન્યું કે મૈત્રી પણ ન રાખી શકાઈ. આના કરતાં તો જગદીશ ને મધુકાન્તા વધારે ઉચ્ચ નજીકતા મિત્રો હતાં. અને એવા મિત્રો જિંદગી સાથે મળે તોપણ શું ખોટું ? તે રાત્રે જ્યારે હરિપ્રસાદે સરસ્વતીને કહ્યું કે "પેલો કિરીટ અને આપણા જગદીશની થનાર વહુ નયનતારા પરણી ગયાં" ત્યારે ખબર નહોતી છતાં, સવારે નવેક વાગે જગદીશ તથા મધુકાન્તાએ સરસ્વતીને જણાવી દીધું કે "એમ તો અમે પણ લગ્ન કરવા તૈયાર છીએ"–તે ઉપરથી હરિપ્રસાદ એટલું તો જાણી શક્યા કે રાતે જગદીશે છાની છાની પોતાની ને સરસ્વતીની વચ્ચેની વાત સાંભળેલી. પણ હવે તેને બીજા લોકોની વાત સાંભળવાની બહુ ઇચ્છા નહિ થાય એવી મનમાં ખાત્રી થવાથી સંતોષ પામતા હરિપ્રસાદ માથે પાઘડી મૂકી જોષીને ત્યાં મુહૂર્ત પુછાવવા જવા તૈયાર થયા ત્યારે સરસ્વતીએ કહ્યું કે "લ્યો આ ગોળની કાંકરી મોંમાં મૂકતા જાઓ."

આટલી બધી લગ્નની ઇચ્છા હતી તો યે જગદીશે ત્રણ વર્ષ સુધી કેમ ખેંચ્યું ને એક ચોથા જ વર્ષમાં 'હા'ની 'ના' ને 'ના'ની 'હા' કેમ થઇ એ હરિપ્રસાદને મન હજી યે કોયડો જ છે.

☆

# ફરી મળે

રામપ્રસાદ શુક્લ

[ શિખરિણી ]

સખે, મેં વેરેલાં ઉરમુકુલ પાછાં યદિ મળે
પડેલાં વેરાને વિજનવગડે સૌ વિધિબળે
પરોવીને પ્રાણે હૃદયસરસી સૌરભ ધરું
પ્રભાશુદ્ધે ક્ષેત્રે પુલકિત થઇ વા પરિહરું.

વહાવેલાં ઊર્મિઝરણ મરુલોમે ફરી મળે
બધાં તો તો ખીલે સ્વજનવનનાં પાદપ જળે
પ્રંલાળે પોતીકાં અવર જનને યે રસી રહે
પછી ક્યાંથી પેલા દિલદિલમહીંના દવ દહે ?

ઉવેખ્યાં અજ્ઞાને મૃદુલમન મીઠાં ફરી મળે
પદે એ પ્રોલ્લાસે અબધડી અરે ! આતમ ઢળે
પ્રભાઅર્ચેલાં એ પુનિત પગલાંને અનુસરી
ઝુકાવે અબ્ધિના અતલજલમાં આ લઘુતરી

પુનઃ પામું સંધી પળવિપળ આ જિન્દગીતણી
છટા સોહે એમાં વિકચકમળોની સુચરણી.

☆

# માટી

ડૉ. યશવંત શુ૦ નાયક, એમ. એસસી., પીએચ. ડી.

પ્રાધ્યાપક, ગુજરાત કૉલેજ, અમદાવાદ

"**માટીના** માનવી માટી માંહી મળી જશે કાય તારી જશે જાણુ ભાઈ," આ કવિતામાં ગહન અર્થ છુપાયેલો છે. માનવી તો શું પરંતુ પશુ, પંખી, જીવજંતુ, વનસ્પતિ, વગેરે સર્વે ચેતન પદાર્થો પણ એક વાર માટીમાં ભળી જનાર છે. અનાદિ કાળથી પૃથ્વીના પડ ઉપર અનેક જાતના ફેરફારો ચાલ્યા આવે છે. તેમાં માટીની ઉત્પત્તિ અને તેના વડે ફરીથી થતો સૃષ્ટિનો વિકાસ એક રેંટની ઘટમાળનો ખ્યાલ આપે છે. માટીને આધારે વનસ્પતિ ઊગે છે. વનસ્પતિને આધારે જીવજંતુ, પ્રાણી અને મનુષ્ય ઊછરે છે. જીવજંતુ, પ્રાણી વગેરેના માંસાહાર ઉપર કેટલાં યે પ્રાણી અને મનુષ્યો આધાર રાખે છે. એ સર્વે પાછાં મૃત્યુ પામે ત્યારે એક અથવા બીજા સ્વરૂપે માટીમાં ફરીથી મળી જાય છે. જે તત્ત્વો માટીમાંથી મેળવીને ચેતન પદાર્થો પુષ્ટિ મેળવે છે તે તત્ત્વો કાળક્રમે પાછાં માટીમાં મળી જાય છે. જે તત્ત્વો વરસાદનાં પાણીમાં સમુદ્રમાં જઈ તળિયે ઠરે છે; તેમાંથી પણ માટીનાં પડો રચાય છે અને કાળક્રમે એ પડો ભૂમિના ફેરફારોને લીધે સમુદ્રની સપાટીની ઉપર આવે છે. કેટલાંક તત્ત્વો હવામાં ભળે છે; પરંતુ બેક્ટેરિયાની મદદથી પ્રાણીના શ્વાસોચ્છ્વાસથી વરસાદ દ્વારા અને હવાની વીજળી દ્વારા એ તત્ત્વો પાછાં માટીમાં આવીને મળે છે. એક દૃષ્ટિએ જોઈએ તો માટીમાંથી સૃષ્ટિ અને સૃષ્ટિમાંથી માટી એવો એક અનંત ક્રમ પૃથ્વીની સપાટી ઘન થઈ ત્યારથી ચાલ્યો આવે છે અને ભવિષ્યમાં ચાલતો રહેશે એમ કહીએ તો ખોટું નહિ.

માટીમાં વનસ્પતિના અવશેષનો બારીક ભૂકો, રેતીના સૂક્ષ્મ કણો, અનેક જાતના રાસાયણિક ક્ષારો, ખાસ કરીને એલ્યુમિનિયમ અને ચૂનાના ક્ષારના બારીક રજકણો વગેરે વત્તાંઓછાં પ્રમાણમાં ભળેલાં હોય છે. જુદા જુદા રાસાયણિક પદાર્થોના વત્તાઓછા પ્રમાણમાં માટીના રંગો, જાત, ગુણધર્મો અને ઉપયોગોમાં ફેર પડે છે. ખેતીની અને પડતર જમીનનું ઉપલું પડ જુદા જુદા પ્રકારની માટીનું બનેલું છે. એ માટીના ગુણદોષ ધ્યાનમાં લઈ ખેડૂતો અનેક પ્રકારનાં ધાન્યો, તૃણો, અનાજો વગેરે પકવી શકે છે. આ માટીનો મહત્ત્વનો ઉપયોગ છે, પરંતુ એ સિવાય પણ આપણે માટીનો અનેક રીતે ઉપયોગ કરીએ છીએ. એ સર્વ ઉપયોગોમાંથી મહત્ત્વના ઉપયોગો નીચે દર્શાવવામાં આવ્યા છે.

આપણાં ઘરોની મોટી દીવાલો માટીમાંથી બનાવેલી ઈંટોની છે. ઘણેખરે ઠેકાણે ઘરોનાં છાજ પણ માટીમાંથી પેદા કરેલાં નળિયાંનાં હોય છે. ગરીબ લોકો કાચી માટીનો કાદવ બનાવી તેની ભીંતો બાંધે છે અથવા કામડાંની ભીંતો બાંધી તેને માટીથી લીંપી લે છે. ગામડામાં ઘરોનું ભોંયતળિયું માટીથી પૂરીને ઉપર લીંપીને બનાવવામાં આવે છે. આ ઉપરાંત માટીના ચૂલા, માટીની કોઠી, માટીની ગાગર, માટીની બરણીઓ, માટીના ગોરસો, રોટલા ઘડવાનું માટીનું ઠીકરું, રસોઈ કરવાની માટીની હાંડલી, માટીનું બંટીનું ચાળું વગેરે

વસ્તુ કોણે નથી જોઈ ? ગામડાંના સાદાં જીવનમાં ગૃહોપયોગી ચીજોમાં આમ માટી ઘણો જ મહત્ત્વનો ભાગ ભજવે છે. જે ભૂમિ ઉપર મનુષ્ય રહે છે તે જ ભૂમિ એને પોષવા માટીમાંથી અન્ન આપે છે; ટાઢ, તાપ, વરસાદ અને પવનથી રક્ષણ કરવા એ જ માટીમાંથી ઘર બાંધવાનાં સાધનો આપે છે; અને રસોઈ કરવા અને ઘરમાં વાપરવા બીજાં સાધનો પણ માટી પૂરાં પાડે છે.

આજકાલ ચિનાઈ માટીનો સામાન ખૂબ પ્રચારમાં આવ્યો છે. યુરોપમાં ખાવાપીવા માટેનું દરેક વાસણ ચિનાઈ માટીનું જ વપરાય છે. એ ચિનાઈ માટી પણ જમીનમાંથી મળતી માટીનો એક પ્રકાર છે. આ માટી જ્યારે જમીનમાંથી મળી આવે છે ત્યારે ભાગ્યે જ કોઈના ખ્યાલમાં આવી શકે કે આ સાદી વસ્તુમાંથી અનેક આકારનાં સુંદર અને આકર્ષક ઘાટનાં વાસણો, રકાબી, પ્યાલા, બરણી, કૂંડાં વગેરે બની શકે છે. આજે જગતમાં ચિનાઈ માટીનો ઉદ્યોગ બહુ મોટો થઈ ગયો છે અને પરિણામે ઘરેઘર એ માટીનાં વાસણો વપરાતાં થઈ ગયાં છે.

આ ઉપરાંત પણ માટીના ઘણા ઉપયોગો છે. માટીમાં સફાઈ કરવાના ગુણો છે. આ ગુણને લીધે સાબુની શોધ થયા પહેલાં અને હજુ પણ ઘણેક ઠેકાણે માટીનો ઉપયોગ સાબુની જગ્યાએ થાય છે. કાળી માટીથી માથું ધોવાનો જેને અનુભવ હોય તે જ જાણે છે કે, માટીમાં વાળને સાફ કરવાનો કેવો સુંદર ગુણ છે. કેટલીક સફેદ માટી હજી પણ કપડાં ઉપરથી ડાઘ કાઢવા અને મિલોમાં કપડાંની ચીકાશ દૂર કરવામાં વાપરવામાં આવે છે. ફૂલર્સ અર્થ (fuller's earth) એ માટીનો ઉપયોગ આવા કાર્યમાં હજુ પણ થાય છે. માટીનાં બારીક રજકણોમાં ખાસ કરી તેલ અને ચીકાશવાળા પદાર્થોને આકર્ષવાનો ગુણ રહેલો છે. આથી જ્યારે તેલવાળા હાથ ઉપર અગર તેલવાળા વાળ ઉપર માટી ઘસીએ છીએ ત્યારે માટીનાં રજકણો તેલને શોષી લે છે, અને એ રીતે માટી સાબુનું કાર્ય કરે છે. માથાના વાળને સાફ કરવા માટે સ્વચ્છ કાળી માટીના જેવું બીજું કોઈ પણ સારું સાધન નથી. આવા ગુણને લીધે હિંદુસ્તાનમાં અનાદિ કાળથી હાથ-પગ ધોઈને સ્વચ્છ કરવા માટે માટીનો ઉપયોગ ધાર્મિક ગણાયો છે. ખોરાક રાંધવાનાં અને જમવા-ખાવાનાં વાસણો પણ માટીથી સાફ કરવાનો રિવાજ છે તેનું પણ કારણ માટીનો ઉપલો ગુણ જ છે. તેલ, ઘી વગેરેને માટીનાં રજકણો તરત જ શોષી લે છે અને પાણીથી ધોતાં એ રજકણો તુરત છૂટાં પડી જાય છે. કેટલીક જાતની માટી ઘસવાથી વાસણો ખૂબ ઊજળાં થાય છે, ગેરુ (એક જાતની માટી) ઘસવાથી સોનાનાં ઘરેણાં ઊજળાં થાય છે. રાંધવાના વાસણને મેશ ન લાગે એટલા માટે લાકડાના ચૂલા ઉપર મૂકાતાં વાસણોને બહારથી માટીનો લેપ લગાડીને પછી મૂકવામાં આવે છે.

માટી ઘણી મંદ ઉષ્ણતાવાહક છે. આથી જ આપણા દેશોમાં માટીનાં નળિયાંનું છાજ સૌથી સારું ગણાય છે. માટીથી લીંપેલાં અને કાચી માટીની દીવાલવાળાં ઘરોમાં ઉનાળામાં ખૂબ ઠંડક રહે છે. માટીની ભોંય પથ્થર જેટલી ઠંડી લાગતી નથી તેનું કારણ પણ એ જ છે. આ કારણથી જ્યાં ઘણી ઠંડક પડતી હોય ત્યાં પથ્થર કરતાં માટીથી લીંપેલું ભોંયતળિયું ઉત્તમ છે. માટીના આ ગુણનો ઉપયોગ ધાતુઓ ગાળવાની કૂલડીઓ વગેરે બનાવવામાં પણ થાય છે. આને માટે અમુક જાતની માટી જ કામમાં આવે છે.

કાગળની બનાવટમાં, કાગળને પોલિસ કરવામાં, પેન્સિલની સળી બનાવવામાં, કોપિંગ પેન્સિલ બનાવવામાં, રંગીન પેન્સિલ બનાવવામાં વગેરે અનેક ઉપયોગમાં વિશિષ્ટ પ્રકારની માટી ઉપયોગમાં આવે છે. ઘણા રંગોમાં પણ માટીને ઉપયોગમાં લેવી પડે છે. ચિતારા જે રંગો વાપરે છે તે માટી અને અમુક જાતનાં રસાયણોનાં મિશ્રણ હોય છે.

માટીનો સૌથી વિશેષ મહત્ત્વનો ઉપયોગ સીમેંટ બનાવવામાં હવે થાય છે. અમુક સારી જાતની માટીને ચૂનાની સાથે યોગ્ય પ્રમાણમાં ખૂબ બારીક બનાવી મેળીને એકરસ કરવામાં આવે તો તેમાંથી સીમેંટ બને છે. સીમેંટથી બાંધકામ અને ઇજનેરી કામોમાં ભવ્ય ઉત્ક્રાંતિ થઈ છે. સીમેંટથી મકાનોનું બાંધકામ ઝડપી અને મજબૂત બની શક્યું છે. સીમેંટે પથ્થરોથી બંધાતાં મોટાં મકાનોની જરૂરિયાત ઓછી કરી છે. સીમેંટથી પુલો, નહેરો, ગટરો, નાનાંમોટાં મકાનો, રસ્તાઓ, શિલ્પકામ, વગેરે અનેક બાબતોમાં સરળતા આણી છે. આમ માટીનો ઉપયોગ નવે સ્વરૂપે શહેરોમાં અને ગામડાંમાં બહુ જ મોટા પ્રમાણમાં હવે થવા લાગ્યો છે.

માટીના થરમાં જે છિદ્રો હોય છે તેને લીધે જમીન ઉપરનું ખરાબ પાણી પણ જ્યારે ઊંડે ઊતરે છે ત્યારે સ્વચ્છ બને છે. માટીનાં ઊંડેનાં પડોમાં છિદ્રો એટલાં સૂક્ષ્મ હોય છે કે તે માત્ર પાણીને નીચે ગળવા દે છે અને તેમાંથી સૂક્ષ્મ બૅક્ટેરિયાને પણ ગાળી કાઢે છે. આથી માટીનાં ચોખ્ખાં પડમાંથી પાણી ગાળવામાં આવે તો તે ખરેખર ઘણું સ્વચ્છ થઈ જાય. આ ગુણ પકવેલી માટીનાં વાસણોમાં પણ રહેલો હોય છે. પાસ્ટર અને કેમ્બરલેન્ડ નામના વૈજ્ઞાનિકોએ માટીના આ ગુણનો ઉપયોગ પાણીની ઉત્તમ ગાળણક્રિયા કરવામાં કર્યો છે. ઢોળ ન ચઢાવેલો હોય તેવાં પોર્સલેન વાસણમાંથી પાણી ગાળવાથી તેમને માલૂમ પડ્યું કે પાણીમાં બૅક્ટેરિયા હોય તે પણ ગળાઈ જાય છે. આવી જાતનાં પોર્સલેન માટીના વાસણવાળું ગાળવાનાં સાધનો બજારમાં વેચાતાં મળે છે.

સાબુમાં, રબરની બનાવટોમાં, લોટમાં, અને ઘણાં રસાયણોમાં માટી ભેળ તરીકે નાંખવામાં આવે છે. માટીનો ઉપયોગ ફર્નિચરના પોલિસ તરીકે અને વાસણના પોલિસ તરીકે ખૂબ થાય છે. માટીમાં મેલને ચૂસવાનો જે ગુણ રહેલો છે તેથી વ્રણ, નાસુર વગેરેમાંથી પરૂ ચૂસવા માટીનો લેપ મારવામાં આવે છે. ઘણા રોગોમાં અમુક જાતની સ્વચ્છ માટી ખાવા માટે પણ આપવામાં આવે છે.

ઉપરના વર્ણનથી જણાશે કે માટીનાં તત્ત્વોમાંથી આપણે પોષણ મેળવીએ છીએ. ઝાડપાન, પશુપંખી અને જીવજંતુ પણ અંતે માટીના આધારે જ છે અને એ સર્વ લાંબે કાળે માટીમાં જ મળી જાય છે. જે માટીમાંથી તેનું પોષણ અને વૃદ્ધિ થાય છે, તે જ માટી મનુષ્યને અનેક રીતે રક્ષણ આપે છે, અનેક સાધનો અર્પે છે અને બીજી અનેક રીતે મદદ કરે છે. માટીના આવા વિસ્તૃત અને સર્વદેશીય ઉપયોગથી આપણે એ માટીની બનેલી ધરતીને ધરતીમાતા કહીએ છીએ એમાં કશું યે ખોટું નથી.

☆

# આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન

[ પરિચય ]

શ્રી હજારીપ્રસાદ દ્વિવેદી

**આ**ચાર્ય શ્રીક્ષિતિમોહન સેનનો જન્મ સાઠ વર્ષ પૂર્વે કાશીમાં થયો હતો. એમના દાદા પૂર્વ બંગાળના જાણીતા નૈયાયિક પંડિત હતા. જીવનના અંતિમ સમયે તેઓ કાશીમાં રહેવા આવ્યા હતા. ત્યાં પણ ઘણા દિવસ સુધી—તેમના મરણ સુધી – શાસ્ત્રોનું શિક્ષણ આપતા રહ્યા. એમના પિતાશ્રી ભુવન મોહન સેન કાશીના સુપ્રસિદ્ધ વૈદ્ય હતા.. આમ આચાર્ય સેનના પિતૃકુળમાં નૈયાયિકો અને વૈદ્યો જ જન્મ્યા છે. કેટલાંય વરસો સુધી એમનું ઘર એક એવું આશ્રયસ્થાન બની રહ્યું હતું કે જ્યાં વિદ્યાર્થીઓને માત્ર શિક્ષણ જ નહિ પણ ખાવા-રહેવાની સગવડો પણ મળતી હતી એમની માતાના કુળમાં ઘણાખરા માણસો મોટા સરકારી અમલદારો થયા હતા. પરંતુ તેમના પિતાનું કુળ તો પૂરેપુરું વિદ્યાજીવી કુટુંબ હતું. પૂર્વ બંગાળના પ્રસિદ્ધ વિક્રમપુરની પંડિત-પરંપરામાં આ વંશનું સ્થાન ખૂબ મહત્વનું છે.



આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન

આચાર્ય સેનનું બાળપણ કાશીમાં વીત્યું છે. કાશી શહેર એમને ખૂબ પ્રિય છે. આટલી ઉંમરે પણ કાશીનું નામ એમના મનમાં સ્ફૂર્તિ, પ્રેરણા અને લાગણી પ્રકટાવે છે. કાશીના તે વખતના સુપ્રસિદ્ધ વિદ્વાન મહામહોપાધ્યાય પંડિત ગંગાધર શાસ્ત્રી, મહામહોપાધ્યાય પંડિત કૈલાસશિરોમણિ તથા મહામહોપાધ્યાય પંડિત સુધાકર દ્વિવેદીના ખૂબ માનીતા વિદ્યાર્થીઓમાંના તેઓ એક હતા. ક્વીન્સ કોલેજના તે વખતના પ્રિન્સીપાલ સુપ્રસિદ્ધ પ્રાચ્ય-વિદ્યા-વિશારદ ડૉ. વેનિસના પણ

તેઓ માનીના શિષ્ય હતા. ઓગણીસ વરસની નાની ઉંમરમાં જ તેમણે ક્વીન્સ કૉલેજમાંથી એમ. એ. ની ડિગ્રી મેળવી હતી તથા ડૉ. વેનિસના કહેવાથી જ તેમણે હિમાલયના ચંબા રાજ્યના શિક્ષણખાતાના વડા તરીકે કામ કર્યું હતું.

બાળપણમાં જ તેમને સન્તોને લગતા સાહિત્યનો શોખ લાગ્યો હતો. મહામહોપાધ્યાય પં. સુધાકર દ્વિવેદીના સત્સંગથી તેમને એનો ખૂબ ચસકો લાગ્યો. જ્યારે જ્યારે સગવડ મળી ત્યારે ત્યારે હિંદુસ્તાનનો ખૂણેખૂણો ઘૂમી વળીને સન્તોની વાણીનો સંગ્રહ કરવામાં તેમણે પોતાના જીવનનાં ખૂબ કિંમતી એવાં ૪૫ વરસ ગાળ્યાં છે. આ કાર્યને માટે ક્યારેક તેમણે રણ ઓળંગ્યાં છે, ક્યારેક પહાડો માપ્યા છે, અને ક્યારેક જંગલોને વીંધ્યાં છે. આચાર્ય સેને ન જોયાં હોય એવાં હિંદુસ્તાનનાં નાનાં કે મોટાં તીર્થ, અથવા ઉત્તર હિંદુસ્તાનના કેટલાક ભાગોનાં તો ગામડાં પણ, ભાગ્યે જ હશે. સન્તવાણીના આ ચાહકે ખાસ કરીને ઉત્તર ભારતમાં અને સામાન્ય રીતે સમસ્ત ભારતમાં અનોખું પરિભ્રમણ કર્યું છે. આચાર્ય સેન પાસેથી આ મુસાફરીનાં વર્ણનો સાંભળવાથી ખૂબ આનંદ અને પ્રેરણા મળે છે.

જ્યારે તેઓ ખૂબ મોટી અને મોભાદાર સરકારી નોકરી મેળવવા જતા હતા, ત્યારે જ કવિવર રવીન્દ્રનાથ ટાગોરે તેમને વિશ્વભારતીના કામ માટે બોલાવી લીધા. મોટી લાલચને જતી કરી તેમણે કવિવરના આ તેડાને સ્વીકારી લીધું. ત્યારથી તે આજ સુધી વિવિધ રીતે વિશ્વભારતીનાં વિવિધ ક્ષેત્રોમાં તેમણે કવિના મુખ્ય મદદગાર તરીકે કામ કર્યું છે. હાલ તેઓ વિશ્વભારતીના વિદ્યાભવન ( રીસર્ચ ડીપાર્ટમેન્ટ )ના મુખ્ય અધ્યાપક છે.

આચાર્ય સેન વિવિધ વિષયોના પ્રગાઢ વિદ્વાન તો છે જ, પરંતુ સાથે સાથે તેઓ ખૂબ જ વિનોદી અને સરલ પ્રકૃતિના માણસ છે. ગમે તેવી લાલચ તેમને સાચને માર્ગેથી હટાવી શકતી નથી. નીરસમાં નીરસ વિષયને તેઓ સરસમાં સરસ અને હૃદયંગમ બનાવી મૂકે છે. આ ઉપરાંત આચાર્ય સેન એક ઘણા જ કુશળ વૈદ્ય છે. આયુર્વેદિક અને હોમિયોપેથિક પદ્ધતિના તેઓ એક ઘણા સારા ચિકિત્સક છે. આજે પણ તેઓ પૈસા લીધા વગર દવા આપે છે. જો કે આ કામ માટે તેમને બહુ જ ઓછો સમય મળે છે. જ્યારે કવિવર રવીન્દ્રનાથ ટાગોર ચીન તથા જાપાનની મુસાફરીએ ગયા હતા ત્યારે તેઓ એમને પણ સાથે લઈ ગયા હતા. ત્યાંના ગ્રામ-જીવન, વિદ્વત-સમાજ, સાધક-સમાજ અને આમ જનસમુદાયમાં ભળી જઈ ને તેમણે તેમની વિશેષતાઓનો ઘણી બારીકાઈથી અભ્યાસ કર્યો હતો. ત્યાં પણ આચાર્ય સેનને શહેરો કરતાં ગામડાંમાં ઘૂમવાનું વધારે ગમતું.

જે અચળ નિષ્ઠા અને લગનીથી આચાર્ય સેને બંગાળમાં સંતવાણીનો પ્રચાર કર્યો છે, અને આજે પણ ઉત્સાહપૂર્વક કરી રહ્યા છે, તે અન્યત્ર દુર્લભ છે. આચાર્ય સેનને સોંઘી પ્રસિદ્ધિ અથવા જાહેરાતની ખૂબ ચીઢ છે. જે લોકો આરામખુરશીમાં બેઠા બેઠા સન્ત-સાહિત્ય પર નિબંધ લખવા બેસે છે તેમની તેઓ સખત ઝાટકણી કાઢે છે. તપસ્યાના ક્ષેત્રમાં તેઓ કોઈ પણ પ્રકારની સોંઘી જાહેરાતને સાંખી શકતા નથી.

કંઈ કેટલીયે વાર આચાર્ય સેનને યુરોપનું તેડું આવ્યું છે, છતાં ત્યાંના જીવન સાથે પોતાના કાર્યનો મેળ નહિ ખાય એટલા ખાતર જ તેઓ ત્યાં ગયા નથી ફ્રાન્સના સુપ્રસિદ્ધ

તેમજ સંસ્કૃતના વિદ્વાન એવા પ્રોફેસર સિલ્વન લેવીએ તેમને પ્રાગના વિશ્વવિદ્યાલયમાં લઈ જવાનો ખૂબ પ્રયત્ન કરી જોયો હતો પણ તેઓ તૈયાર ન થયા તે ન જ થયા.

આચાર્ય સેનની સ્મરણશક્તિ અદ્ભુત છે. જેટલાં ગામડાંઓમાં તેઓ ફરી વળ્યા છે તેમની સંખ્યા કંઈ ઓછી નથી; છતાં જ્યાં જ્યાં જેટલા જેટલા આદમીઓના સંસર્ગમાં તેઓ આવ્યા છે તેમનાં તથા તેમનાં કુટુંબની દરેક વ્યક્તિનાં નામ તેમને યાદ છે! કેટલી યે વાર મેં જોયું છે કે ત્રીસ વરસ પહેલાં જે બાળક હતી પણ આજે પ્રૌઢ મા બનેલી છે તેવી સ્ત્રી તેમને પ્રણામ કરે છે અને એકદમ ન ઓળખાતાં પોતાનો પરિચય આપે છે ત્યારે, બીજી જ ક્ષણે આચાર્ય સેન તેનાં ભાઈ, બેન, મા, બાપ, કાકા, વગેરેથી માંડીને તે આખા ગામનાં માણસોનાં નામ લઈ ને દરેકના કુશળ સમાચાર પૂછવા માંડે છે, અને તે સ્ત્રી આશ્ચર્યમાં પડી જઈ તેના જવાબો આપ્યે જાય છે તથા દરેક વખતે કહેતી જાય છે કે, "આપને બધાનાં નામ યાદ ક્યાંથી રહ્યાં?"

આચાર્ય સેન ઘણા જ સ્નેહાળ છે. એમનો સ્નેહ મેળવવો એ સૌભાગ્યની વાત છે. શાન્તિનિકેતનની પ્રત્યેક વ્યક્તિને તેમનામાં શ્રદ્ધા છે. એમની પ્રખર વિદ્વત્તા, સચોટ વિનોદ તથા ગંભીર પ્રવચનશક્તિથી અહીંયાંનું દરેક બાળક પરિચિત છે. એમના વિચારોમાં ગૂંચ ન હોવાથી તે સ્વાભાવિક અને સરળ છે. વિશ્વભારતીનું પરમ સૌભાગ્ય છે કે તેને આવું રત્ન પ્રાપ્ત થયું છે.



# પ્રેમાનંદ કૃત 'મામેરું' : એક અભ્યાસ*

રતિલાલ મોહનલાલ ત્રિવેદી, બી. એ

**મ**હાકવિ પ્રેમાનંદે નરસિંહ મહેતાના સાંસારિક જીવનના બે મુખ્ય પ્રસંગો-કુંવરબાઈનું સીમંત અને શામળદાસનો વિવાહ, અનુક્રમે 'મામેરું' અને 'હુંડી' નામનાં કાવ્યોમાં વિસ્તારથી વર્ણવ્યા છે. 'મામેરું' ગૂજરાતી સંસારમાં લોકપ્રિય કાવ્ય રહી શક્યું છે એ એની લોકહૃદય ઉપર અસર કરવાની ઊંડી શક્તિને લીધે છે. ભક્તની તાત્ત્વિક દૃષ્ટિ અને પામર લોકદૃષ્ટિ વચ્ચે રહેલા વિરોધમાંથી એ કાવ્યનું બીજ જન્મે છે. એ કાવ્ય સર્જનમાં નરસિંહ મહેતા કૃત 'શામળદાસનો વિવાહ', 'હારમાળા,' 'ચાતુરીષોડશી' ઇત્યાદિ કાવ્યોનો ઉપયોગ પ્રેમાનંદે છૂટથી કર્યો છે. તથાપિ ભક્તજીવનને સમજવાની કવિ પ્રેમાનંદની સ્વતંત્ર દૃષ્ટિ એના કાવ્યમાં સ્થળે સ્થળે પ્રકટ થાય છે. મૂળની પંક્તિઓ કરતાં પ્રેમાનંદની કાવ્યકલા બેશક ચઢિયાતી છે.

'મામેરું' કાવ્યના આરંભમાં જ ભાભીનાં કટુ વચનથી મહેતાજીએ ગૃહત્યાગ કર્યો અને વનમાં જઈ શંકરની ઉપાસના માંડી. સાત દિવસના ઉપવાસને અંતે મહેતાજીના અંતરમાં શાન્તિની ભાવના સ્થાપિત થઈ અને શાન્તિના અધિદેવ સુખકર શંકર ભગવાનનાં દર્શન થયું. પ્રેમાનંદ કહે છે તેમ:

ઉપવાસ સાત મહેતે કર્યા, તવ રીઝયા શ્રી મહાદેવ;
કમળની પેરે લિંગ વિકાસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ.
કર્પૂર ગૌર સ્વરૂપ શોભા, ધર્યાં ઉમયા ડાબે પાસ;
બિરાજે જટામાં જાહ્નવી, નિલવટ ચન્દ્રપ્રકાશ.
છે રૂંઢમાળા સર્પભૂષણ, વાઘાંબર ગજચર્મ;
વાજે ડાક ડમરુ શંખ શંગી, મહેતે દીઠા પરિબ્રહ્મ.

નરસિંહ મહેતાએ અર્ધનારીશ્વરને-પુરુષ અને પ્રકૃતિ-ઉભયને એક સાથે દીઠાં અને સદાશિવની જટામાં જ્ઞાનગંગાને અને કપાળમાં ચન્દ્રના શીતલ પ્રકાશને નિહાળ્યો. શંકરના સૌમ્યશીતલ શાંતસ્વરૂપ સાથે એમનું રુદ્ર રૂપ પણ એમણે જોયું. પરબ્રહ્મના સુન્દર અને ભગ... શાન્ત અને રુદ્ર સ્વરૂપોને એકઠાં જોતાં વેંત જ નરસિંહ મહેતા શંકરને પગે પડ્યા. પરંતુ શંકર તો પરમાત્માનું અવિકારી સ્વરૂપ છે× અને હૃદયના ઊંડાણમાં સમાધિયોગથી શોધવા યોગ્ય છે એમ સમજી નરસિંહ મહેતાને અન્તરમાં આ વિશ્વમાં અને મનુજ આત્મામાં સર્વત્ર વ્યાપેલું પરમાત્માનું ક્રિયાત્મક પ્રેમસ્વરૂપ જોવાની તીવ્ર ઇચ્છા પ્રકટ થઈ. મહાદેવજીને મહેતાએ નમ્રભાવે વિષ્ણુની રાસલીલાનું દર્શન કરાવવાની વિનંતિ કરી. મહેતાને મહાદેવજીએ અખંડ વ્રજ-સનાતન રાસ-નું અધ્યાત્મદર્શન કરાવ્યું.

---

× એસ. એલ. ડી. આર્ટ્સ કોલેજના પ્રાચ્યભાષામંડળ તરફથી યોજાએલી સભામાં આપેલું વ્યાખ્યાન.

× 'अन्तर्यश्च मुमुक्षुभिर्नियमितप्राणादिभिर्मृग्यते '-विक्रमोर्वशीयम्

ગૂજરાતી સાહિત્યને

એણે કવિતાસમૃદ્ધ કર્યું:

વૈષ્ણવ ભક્તિને

એણે પ્રેમ-લક્ષણા રસ પાયો:

તત્ત્વચિંતનમાં

એણે જીવનના મર્મ ભાંગ્યા

એવા

## ગૂજરાતના મહાન

જ્યોતિર્ધર

હરિના ભક્ત



# નરસૈયા

ની ભક્ત જીવનીને

'પ્રકાશ'

રસ-રૂપ-શબ્દના

ઓપ આપી

હિન્દ ભરનો



## નરસી ભગત

બનાવે છે.

# 'પ્રકાશ'

ગૂજરાતના ગૌરવની બઢતી કરે છે.

સ્ટુડીઓ :
કુરલારોડ : અંધેરી

ચીફ એજન્ટસ :
એવરગ્રીન પિક્ચર્સ, મુંબઈ.

અખંડ વ્રજમાં ગયા તેડી જ્યાં, હરિ રમે છે રાસ.

વૈકુંઠમાં સદાશિવને જોઈ વિષ્ણુ ભગવાન હરખભેર સામા આવી એમને ભેટ્યા. નરસિંહે ભગવાનને નમન કર્યાં. શિવજીએ મહેતાની ઓળખાણ આપી. વૈકુંઠપતિએ મહેતાના મસ્તક ઉપર હાથ મૂકી કહ્યું :

દુઃખ વેળા મને સંભારજે, હું ધાઈ આવીશ તત્કાલ;
કરજે તું કીર્તન ભક્તિ મારી, તરીશ ભવ સંસાર.

ભક્તને પરમાત્માનું આ અભયવચન છે. પરમાત્મા જે નિર્વિકાર અને કૂટસ્થ છે તે સાધુઓના રક્ષણ અર્થે આ જગતમાં અનેકવાર અવતરે છે અને દુર્જનોનો વિનાશ કરે છે. વળી જેના ઉપર પ્રભુની કૃપા થાય છે તેના સંસારનો વ્યવહાર પ્રભુ પોતે ચલાવે છે અર્થાત્ ' ભક્તનાં યોગક્ષેમ પ્રભુ જાતે વહે છે. ' ભક્ત સર્વથા ભગવત્પરાયણ રહે તો આ ' ભવસંસાર ' એને પજવી શકતો નથી બલ્કે સંસારને એ સહેલાઈથી તરી જાય છે. વિષ્ણુ ભગવાન આગળ કહે છે :

આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ રસ શણગાર.

આમ ભગવલ્લીલા ગાવાની આજ્ઞા કરી, વિષ્ણુએ નરસિંહને દિવ્ય ચક્ષુ આપી, નિર્ગુણ બ્રહ્મ સગુણ રૂપે આ વિશ્વમાં નિરંતર રાસ ખેલી રહ્યો છે એ અધ્યાત્મ રહસ્ય દેખાડ્યું.

પછી રાસમંડળ તણી રચના, દેખાડી તેણી વાર.

મહાદેવજી અન્તર્ધાન થતાં પહેલાં નરસિંહને કહેતા ગયાઃ

રખે લોકાચાર મનમાંહીં ગણતો, મસ્તક સાટે ભક્તિ;
રાધાકૃષ્ણનો વિહાર ગાજે, જુવે તેવી જુક્તિ.

ચૈતન્ય સંપ્રદાય પ્રમાણે આ વિહારનો અર્થ એ છે કે, ' પરમાત્માનો રસ વા પ્રેમ તે રાધા; કૃષ્ણ તે પરમાત્મા અને એ રાધાકૃષ્ણનો નિત્ય રાસ વિશ્વમાં રમાયા કરે છે. ',× જીવાત્મા પરમાત્માના પ્રેમથી ભરપૂર ભરાઈ પરમાત્મારૂપ બને છે એ અધ્યાત્મરહસ્ય અનુભવગોચર કરી મહેતાજી જુનાગઢ આવ્યા અને એમના જીવનનું વહેણ બદલાયું :

થઈ નરસૈયાની નિર્મળ વાણી, કવિ શક્તિ ભક્તિ અપાર;
રાધાકૃષ્ણ શું રંગ લાગ્યો, ગણે તૃણવત્ સંસાર.

જયદેવ કવિનો આત્મા જેમ રાધાકૃષ્ણના વિલાસની કથામાં એકતાન બન્યો હતો તેમ નરસિંહ મહેતાનો આત્મા પણ શ્રીકૃષ્ણ અને રાધાના રાસવર્ણનમાં તદ્રૂપ બન્યો. જયદેવના ' ગીતગોવિન્દ 'ની પેઠે નરસિંહ મહેતાએ પણ અનેક કાવ્યોમાં રાધાકૃષ્ણની " રસ શણગાર ' લીલા ગાવા માંડી.

જયદેવની નીચેની પંક્તિ નરસિંહને સમાન રીતે લાગુ પાડી શકાય તેમ છે :

राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहः केलयः ।

* * *

હવે પ્રેમાનંદનાં પૂર્વોક્ત બે કડવાંનું વસ્તુનું મૂળ નરસિંહ મહેતા કૃત ' શામળદાસનો વિવાહ, ' ' હારમાળા ' અને ' ચાતુરી ષોડશી 'ની કેટલીક પંક્તિઓ દ્વારા અનુક્રમે જોઈએ.

× હિન્દુ ( વેદ ) ધર્મ : પૃષ્ઠ ૨૮૨

'શામળદાસના વિવાહ'માં ઉપર જણાવેલ પ્રસંગ આ પ્રમાણે વર્ણવવામાં આવ્યો છે :

મરમ વચન કહ્યાં મુજને ભાભીએ, તે મારા મનમાં રહ્યાં વલૂંધી;
શિવજી આગળ જઈ એક મનોરથ, સ્તુત્ય કીધી દિવસ સાત સૂધી.
હરજીએ ધરી, દીન જાણી કરી, પ્રગટ દરશન દીધું શૂલપાણી,
તારી ભક્તિ ઉપર હું જ પ્રસન્ન થયો, માગ રે માગ મુખે વદતવાણી.

નરસિંહે શિવજીને પ્રિય એવી દુર્લભ વસ્તુ માગી અને ગોપનાથે એને અભયપદ આપ્યું:

તમને જે વહાલ હોય જે દુર્લભ, આપોરે, પ્રભુજી મને દયારે આણી;
ગોપનાથે મુને અભેપદ આપીયું, નરસૈં હરિરસ રહ્યો વખાણી.

પાર્વતીપતિ નરસિંહનો હાથ ઝાલી રાજરાજેશ્વર શ્રીકૃષ્ણ પાસે દ્વારકામાં તેને લઈ ગયા :

કનકની ભોમ, વિદ્રુમના થાંભલા, રતન જડિત તાંહાં મોહોલ મેડી.
સોળ સહસશત આઠ પટરાણીઓ, મધ્ય આવ્યા તાંહાં શૂલપાણી.
ધાઈને જઈ મળ્યા, આસનેથી ચળ્યા, કરજોડીને કૃષ્ણે સન્માન દીધું.

*　　　　*　　　　*

ભક્ત હમારો ભૂતલ લોકથી આવીયો, કરો તેને કૃપા દીન જાણી.
ભક્ત ઉપર હવે દૃષ્ટ કરુણા કરો, નરસૈયાને નિજદાસ થાપો,
તેજ વેળા શ્રીહરિએ મુજને કરુણા કરી, હસ્તકમળ મારે શીશ આપ્યો.

પછી શરદ પૂર્ણિમાની રાત્રિએ ભગવાન કૃષ્ણે દ્વારકામાં નરસિંહ મહેતાને રાસલીલા દેખાડીઃ

શરદ પૂનમ તણો દિવસ તહાં આવીયો, રાસમર્યાદનો વેણુ વાવ્યોઃ
રુકૂમિણી આદિ સહુ નારી ટોળે વળી, નરસિંહે તહાં તાલ સાવ્યો.
પુરુષ પુરુષારથ લીન થયું માહરું, સખી રૂપે થયો ગીત ગાવા.

નરસિંહ મહેતાનો લિંગભેદ લોપ થયો અને મહેતા ગોપીરૂપ બન્યા :

હવે મેં ભાવ રસભેદના જાણીઆ, અનુભવના રસભર માતાં;
વ્રજ તણી લીલાનું આદ્ય દર્શન હતું. અરુણ ઉદે શંખનાદ કીધો.

નરસિંહને વિદાય આપતાં શ્રીહરિએ શ્રીમુખે કહ્યું :

હું તું બે મધ્યમાં ભેદ નહિ નાગરા, શ્રીમુખે શું કહું ગુણ તારા.
જે રસ ગુપ્ત બ્રહ્માદિક નવ લહે, પ્રગટ ગાજે હું ને વચન દીધું.

'હારમાળા'માં નરસિંહે વર્ણવેલ વસ્તુ નીચે પ્રમાણે જણાય છે :

ભોળા શંકર પ્રસન્ન હવા, આવી મસ્તક મૂક્યો હાથ,
સોળ સહસ્ર ગોપી સંગ રમતાં, રાસ દેખાડયો વૈકુંઠનાથ.
વ્રખુભાન દુલારી ને નંદલાલા, સખી સમાણી સર્વે સાથ;
પરમ કૃપાળુ દયાળજી રમે, ત્યાં દીપક ધરાવ્યો મારે હાથ.

'ચાતુરી ષોડશી'માં ઉપર કહેલી વસ્તુનું વર્ણન આ પ્રમાણે કરેલું છે :

જે રસ શંકર કોઈ દિન દેખે, હું ઝીલી રહ્યો તે માંહિ;
મહારસમાં મહાલિયો, તે શંભુ કેરી સાહે.
કૃપા હવી ભોળાનાથની, તેણે દીધી તે મુજને આશ;
રંકને રિધિપત કીધલો, કાપ્યો તે ભવનો પાસ.

અનાથ હુંને સનાથ કીધો, પાર્વતીનો નાથ;
દિવ્ય ચક્ષુ આપ્યાં મુજને, મસ્તક મેલ્યો હાથ.
તેના તે ચરણ પ્રતાપથી, પામ્યો તે પ્રેમ નિધાન;
પછે ગોપેશ્વર નાથનું, અવનિયે શું કરું ગાન.
ભાભીએ ભાગ્ય ઉદે કર્યાં, મને કહ્યાં તે કડણ વચન;
ત્યારે નરસૈંયો નિરભય થયો, પામ્યો તે જગજીવન.

આ ' પ્રેમનિધાન 'નું મનોહર વર્ણન નીચેની પંક્તિઓમાં દેખાય છે:

મહાવન સ્વામની ને શ્યામજી, કરતાં કોટી કલા કામજી;
નંદનંદન પુરે મનની હામજી, ભુજ ભરી રમે ચારે જામજી.
* * *
ધન એ દિવસ ધન એ શોભા, ધન ધન તે રાધિકાનાર;
* * *
પ્રેમે પીધાં રાસ રમિયા, ત્યાંહ નરસૈંયો ભુલી રહ્યો.
× × ×

પૂર્વોક્ત અવતરણો દ્વારા પ્રેમાનંદના નિરૂપણની કેટલીક સ્વતંત્રતા સ્પષ્ટ રીતે દેખાઈ આવે છે. પ્રેમાનંદ દ્વારકામાં ભજવાએલી કોઈ સ્થૂલ રાસલીલા કરતાં આ વિશ્વમાં નિરંતર રમાતા—' નિત્ય રાસ નારાયણ કેરો '—સૂક્ષ્મ રાસ ઉપર વિશેષ ભાર મૂકે છે. ચૈતન્ય સંપ્રદાયની કેટલીક અસર નરસિંહ મહેતા ઉપર થએલી હોય એમ આચાર્યશ્રી આનન્દશંકરભાઈને જણાય છે અને એના સમર્થનમાં ' નરસિંહ અને મીરાં ' નામના એક લેખમાં તેઓ રાસલીલાના પૂર્વોક્ત પ્રસંગ ઉપર નીચે પ્રમાણે પ્રકાશ નાંખે છે : ×

" રૂપદેવ ગોસ્વામીનું ' વિદગ્ધમાધવ ' નાટક છે, એમાં રાધા, વિશાખા અને લલિતાનાં પાત્રો છે. પ્રસ્તાવનામાં સૂત્રધાર કહે છેઃ—

" अद्याहं स्वप्नान्तरेसमादिष्टोऽस्मि भक्तावतारेण भगवता श्रीशङ्करदेवेन, यथा-अये...नन्दनन्दनस्य प्रेमभक्तिकृष्टहृदयो नानादिग्देशगतः सांप्रतं रसिकसंप्रदायो वृन्दावनविलोकनोत्कण्ठया केशीतीर्थोपकण्ठे समेयिवान् ।

इहासीत् कालिन्दीपुलिनवलये रासरभसः—

" પ્રસ્તાવનાની તરેહ અન્ય સંસ્કૃત નાટકોના જેવી જ છે; પણ એનો પ્રસંગ પાછળનાં કેટલાંક નાટકોમાં કૃત્રિમ રીતે કલ્પી લેવામાં આવતો તેવો કલ્પિત નહિ હોય; કારણ કે ચૈતન્યે રાસલીલા ગાવાભજવવાનો ખાસ રિવાજ દાખલ કર્યો હતો, અને તદનુસાર એના અનુયાયીઓ કૃષ્ણલીલાનાં નાટકો ખરેખર ભજવતા હશે એમ લાગે છે. ચૈતન્ય સંપ્રદાયના સાધુઓ આ અથવા આ પ્રકારનું બીજું કોઈ નાટક દેશના જુદા જુદા ભાગમાં ભજવતા હોય અને નરસિંહ મહેતાના અધ્યાત્મ-નેત્રે જોએલી અધ્યાત્મરહસ્યરૂપ રાસલીલાની ઉદ્બોધક સ્થૂલ રાસલીલા દ્વારકામાં

× કાવ્યતત્ત્વવિચાર : પૃ ૨૭૮

ભજવાએલા કોઈ નાટકમાં એમણે જોઈ હોય, એ સંભવે છે. વિશેષમાં, આ વાત પણ ધ્યાન ખેંચે એવી છે કે ઉપરના ઉતારામાં શંકર મહાદેવે નાટક ભજવવાની આજ્ઞા કર્યાનું લખ્યું છે અને એ શંકર મહાદેવનું નામ ટીકાકાર 'ગોપીશ્વર' આપે છે. અને નરસિંહ મહેતા પણ સાધુના કહેવાથી ગોપનાથ મહાદેવ પાસે ગયા અને મહાદેવજીએ એમને કૃષ્ણની રાસલીલા દેખાડી : એ બે બાબતો એકઠી મૂકીને વિચાર કરવા જેવો છે. કાઠિયાવાડમાં ગોપનાથ મહાદેવનું નામ પૂર્વોક્ત 'ગોપીશ્વર' ઉપરથી પડ્યું હોય એમ સહજ કલ્પના થઈ આવે છે."

રાસલીલાનું દિવ્યદર્શન પામી મહેતાજી ઘેર આવ્યા, ભાભીને કૃતજ્ઞતાપૂર્વક પગે લાગ્યા અને ગૃહસંસાર શરૂ કર્યો. મહેતાજીને જે શાન્ત નિશ્ચય થયો છે તે પ્રમાણે તેઓએ જીવન નિર્ગમન કરવા માંડ્યું અને લોકાચારને લેશ પણ મનમાં ન લેખવતાં ભક્તિને 'મસ્તક સાટે' ગણવા માંડી. હરિભક્તિ સિવાય મહેતાને કોઈપણ ઉદ્યમ ન હતો. એમનો સાંસારિક વ્યવહાર પ્રભુને શિર હતો :

વિશ્વંભર પુરું પાડે અન્ન; વિશ્વાસ ઘણો મહેતાને મન.

મહેતાની પ્રભુના મંગલ અને કલ્યાણકારી નિયમોમાં અચલ શ્રદ્ધા હતી અને એ ખાંડાની ધાર ઉપર રહીને જીવન જીવતા હતા. એમનાં પત્ની અને પુત્રના મૃત્યુ જેવાં ઘોર દુઃખ એમના ઉપર પડ્યાં તથાપિ ઉદ્વિગ્ન ન થતાં એવી જ દૃઢ શ્રદ્ધાથી એ બોલ્યા :

ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.

આ દૃષ્ટિબિન્દુમાં હૃદયની કઠોરતા નથી પરંતુ ભક્તનું જીવન ભગવાનથી ભરેલું હોવું જોઈએ એ સત્ય સમાએલું છે. કાલિદાસના 'રઘુવંશ'માં વસિષ્ઠ મુનિ શોકપરાયણ અજરાજાને પોતાના શિષ્યદ્વારા નીચે પ્રમાણે ઉપદેશ આપે છે :

अवगच्छति मूढ चेतनः प्रियनाशं हृदि शल्यमर्पितम् ।
स्थिरधीस्तु तदेव मन्यते कुशलद्वारतया समुद्धृतम् ॥

મૂર્ખ માણસ પ્રિયજનના મૃત્યુને હૃદયમાં ભોંકેલા શલ્ય જેવું ગણે છે; ડાહ્યો માણસ તો એ જ મૃત્યુને મોક્ષનું દ્વાર ઉઘડેલું માને છે.

આવી સારગ્રાહી વૃત્તિ મહેતાજીની હતી. પ્રભુની ઇચ્છા એ નરસિંહની ઇચ્છા હતી. એની પ્રપત્તિ, એની શરણાગતિ સંપૂર્ણ હતી.

ત્યાર પછી થોડાક સમયે કુંવરબાઈના સીમંતનો પ્રસંગ આવે છે અને એના અતિશય આગ્રહથી એના સસરા શ્રીરંગ મહેતા મહેતાજીને પત્રદ્વારા મોસાળું લાવવા વિનંતિ કરે છે. પુત્રીના પ્રેમને વશ થઈ નરસિંહ મહેતા વૈષ્ણવસંતોની મંડળી લઈને જૂની વેલ જોતરે છે અને મામેરું કરવા ઉના ગામ જાય છે. મહેતા પાસે ધનની સંપત્તિ નથી પરંતુ કેવળ તુલસીમાળા, ગોપીચંદન તિલક આદિ વિષ્ણુપૂજનનાં સાધનોની સમૃદ્ધિ છે. પુરના વિશ્વી અર્થાત્ ધનવૈભવની સંપત્તિને સર્વોપરિ ગણનાર લોકો પરમવૈષ્ણવ મહેતાજીના આત્માની સમૃદ્ધિનો મહિમા સમજી શકતા નથી, અને એમનો અને એમના સંતમંડળનો ઉપહાસ કરવા એકઠા થાય છે. ખુદ શ્રીરંગ મહેતા પોતે પણ ભક્તની સામગ્રીને જોઈને અન્ય નાગરો સાથે હસે છે. નરસિંહ મહેતાની પવિત્ર સમૃદ્ધિની જેના ઉપર લેશ પણ છાપ

પડી નથી. તેવા વેવાઈ, મહેતાને અને એમના મંડળને ઉતારા માટે એક જીર્ણ ઘર આપે છે:

ઉતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચર મચ્છ-વિશેક.
ખાડા ટેકરા વસમો ઠામ, ઉપર નળિયાંનું નહિ નામ.
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દાદર ખેલક વળી.
ઝાઝા માંકણુ ઝાઝા જૂઆ, ત્યાં મહેતાના ઉતારો હુવા.

મહેતાને દરિદ્ર જાણી નાતીલાઓ કટાક્ષ વચન બોલે છે. કુંવરબાઈ બહુ ગભરાય છે અને પિતા પાસે આવી મોસાળું ન લાવ્યા માટે મનમાં ઓછું આણી સ્વર્ગસ્થ માતાને સંભારી કરુણ રુદન કરે છે. મહેતાજી ફરી ફરીને એક જ વાત કહે છે:

'કરશે મોસાળું વૈકુંઠનાથ.'

પ્રભુમાં પૂર્ણ ભરોસો રાખી પુત્રીના માથા ઉપર હાથ મૂકી નરસિંહ મહેતા દૃઢતાથી કહે છે:

પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયાં સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.

પિતાનાં આ વચન સાંભળીને કુંવરબાઈ સાસુ પાસે દોડી ગયાં અને વડસાસુ વગેરેએ એક મોટી યાદી કરી મહેતાજી પાસે મોકલાવી. પિતા પાસે એક કોડી પણ નથી એ જાણીને કુંવરબાઈને એ લાંબી યાદીથી હૃદયમાં ભારે ફાળ પડી. પરંતુ નરસિંહ મહેતાએ પુત્રીને શ્રદ્ધા આપીને કહ્યું:

વિશ્વાસ હૃદેમાં રાખો તમો, હો વૈષ્ણવની બાળરે;
આપણું એ પ્રતિપાલન કરશે, શામળિયો ગોપાળ.

કુંવરબાઈને પણ અંતરમાં વિશ્વાસ આવ્યો. ખરેખર, વિશ્વાસ વિશ્વાસને ઉત્પન્ન કરે છે.

* * *

'મામેરું' કાવ્યમાં રાસલીલા જેવો એક બીજો ચમત્કાર કુંવરબાઈનું મામેરું પૂરનાર દામોદર દોશી રૂપે વિષ્ણુભગવાનનું પ્રાકટ્ય છે. ચૈતન્યના ઉપદેશ અનુસાર કૃષ્ણ પરમાત્મા "પરબ્રહ્મ શક્તિ વડે વિશ્વમાં વ્યાપેલો છે, માયાશક્તિ વડે એ સ્થૂલ રૂપ ધારણ કરે છે; અને વિલાસશક્તિ વડે એ એકનો અનેક થઈ ગોપીઓ સાથે રમે છે." × પરમાત્માની આ ત્રણે શક્તિઓનું સ્વરૂપ 'મામેરું' કાવ્યમાં પ્રકટ થાય છે. નરસિંહ મહેતા કાવ્યના આરંભમાં જ 'પરિબ્રહ્મ'—'પરબ્રહ્મ'ને હૃદયના અન્તરમાં અને વિશ્વમાં વ્યાપેલો જુએ છે અને ત્યાર પછી એની વિલાસશક્તિ વડે સર્વત્ર રમાતો એનો રાસ નિહાળે છે. હવે દામોદર દોશીના પ્રસંગમાં એ માયાશક્તિ વડે સ્થૂલરૂપ શી રીતે ધારણ કરે છે અર્થાત્ અવતારવાદનું સ્વરૂપ શું છે તે સમજવા યત્ન કરીએ.

પરમાત્મા જે પર છે તે જગતમાં અને જીવાત્મામાં એનું પરસ્વરૂપ કાયમ રાખીને ઊતરે છે. વ્યક્ત પરમાત્માનું દર્શન જેમ બાહ્ય સૃષ્ટિમાં કરે છે તેમ મનુ જ આત્મામાં પણ કરે

× હિન્દુ (વેદ) ધર્મ : પૃ ૨૯૧.

છે. આચાર્યશ્રી આનન્દશંકરભાઈ એમની પરમ ગંભીર વાણીમાં અવતારવાદનું રહસ્ય નીચે પ્રમાણે સમજાવે છે:—

"મનુજઆત્મામાં પ્રભુનું દર્શન કરતાં મનુષ્ય શીખે છે ત્યારે મનુષ્યઆત્મા પણ ઊંચી ભૂમિકાએ ચઢે છે: એટલે સુધી કે બાહ્ય સૃષ્ટિ પણ એની સેવિકા રૂપે કલ્પાય છે: અર્થાત્ એ નવી દૃષ્ટિમાં મનુષ્ય મુખ્ય અને સૃષ્ટિ ગૌણ સ્થાને રહે છે. આથી જ બ્રાહ્મણ, જૈન, બૌદ્ધ, ખ્રિસ્તી આદિ સર્વ ધર્મના અવતારવાદમાં બાહ્ય સૃષ્ટિના અધિષ્ઠાતા દેવો પણ ( ખ્રિસ્તી ધર્મમાં, ફિરસ્તાઓ પણ ) પ્રભુના અવતાર વખતે સ્વર્ગમાંથી ઊતરી એની સેવા માટે હાજર થાય છે. મનુજ આત્માની આ શ્રેષ્ઠતા અને પૂજા ( apotheosis ) થકી પ્રભુની ગાણુતા થતી નથી, પણ મનુજ આત્માની ઉચ્ચતા થાય છે એ અવતારવાદનું રહસ્ય છે. પરમાત્માને કોઈ દૂર સ્વર્ગમાં બેઠેલો કલ્પીએ તો આ પૃથ્વી ઉપર એ શી રીતે અવતરે એ પ્રશ્ન સ્વાભાવિક રીતે થાય જ. પણ કોઈપણ વિચારક પરમાત્માની એવી સ્થૂલ કલ્પના અત્યારે કરતો નથી. પરંતુ સ્વર્ગને કોઈ દૈશિક ભૂમિ રૂપે ન સમજીએ અને એને નિરલંકાર આધ્યાત્મિક અર્થમાં જ લઈએ તોપણ એક પ્રશ્ન રહે છે કે પરમાત્મા તે જીવાત્મા કેમ થઈ શકે? આનો ઉત્તર એ કે પરમાત્મા જીવાત્મા ન થઈ શકે: ઠીક જ કહેવું છે કે "Infinite યાને અપરિચ્છિન્ન તે 'finite' યાને પરિચ્છિન્ન કેમ થાય? માટે અપરિચ્છિન્નનું પરિચ્છિન્ન થવું એ ભાવ આપણે છોડી જ દેવો જોઈએ. અને એને બદલે પરિચ્છિન્નમાં અપરિચ્છિન્નનું દર્શન કરવું એ જ વાસ્તવિક સ્થિતિ સ્વીકારવી જોઈએ. આ જ્ઞાનવાદ યાને સિદ્ધાર્થ અનુભવવાદ: એ શાંકરવેદાન્તનો એક મહાન સિદ્ધાન્ત છે. વસ્તુત: પરિચ્છિન્નમાં અપરિચ્છિન્ન સભર ભર્યું છે અને તેથી એનું દર્શન સર્વત્ર સુલભ હોવું જોઈએ એ છતાં મનુષ્યની દૃષ્ટિ એવી સાંકડી અને ઉપરછલ્લી છે કે સામાન્ય રીતે એ પરિચ્છિન્નમાં જ ભરાઈ રહે છે. છતાં, પરિચ્છિન્નમાં કેટલાંક બિન્દુ એવાં છે કે જ્યાં અપરિચ્છિન્ન સ્વયં ઊભરી ઊઠે છે. મનુષ્ય જ્યારે સામાન્યમાં કાંઈક વિશેષ, સામાન્ય કરતાં કાંઈક અધિક જુએ છે ત્યારે એને એ અપરિચ્છિન્નનું દર્શન થાય છે. ભગવદ્‌ગીતાના દશમા—"વિભૂતિયોગ"ના—અધ્યાયમાં આવાં 'વિશેષભવન'નાં સ્થાન ઉદાહરણ રૂપે આપ્યાં છે. અને એ સર્વ આપીને પણ છેવટે નિચોડ ( નિષ્કર્ષ ) કાઢ્યો છે કે—

यद्यद् विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंश संभवम् ॥ भ. गी.

—જે જે પદાર્થમાં 'વિભૂતિ' અર્થાત્ વિશેષભવન, કાંઈ ને કાંઈ વિશિષ્ટતા,—જોવામાં આવે તે પરમાત્માના તેજના અંશમાંથી ઉત્પન્ન થઈ છે એમ સમજવું." ×

દામોદર દોશીના પ્રસંગમાં કોઈ શ્રીમાન્ વૈષ્ણવ શેઠે નરસિંહ મહેતાને સહાયતા કરી હોય એમ પૂરો સંભવ છે; પરંતુ પ્રેમાનંદ આ પ્રસંગને કાંઈક વધારે ઊંડી રીતે સમજે છે એમ એના વર્ણન ઉપરથી સ્પષ્ટ લાગે છે. દુનિયાદારીના ગર્તમાં ઊંડા ડૂબેલાં

× 'વસન્ત' આશ્વિન સંવત ૧૯૯૦માં "श्रीकृष्णः शरणं मम" નામના લેખમાંથી.

આસપાસના સામાન્ય મનુષ્યો કરતાં દામોદર દોશી*માં નરસિંહ મહેતા કાંઈક વિશેષતા જુએ છે ત્યારે એને પૂર્વોક્ત અવતરણમાં દર્શાવેલા "અપરિચ્છિન્ન"–"infinite"–નું એનામાં દર્શન થાય છે. અને તેથી જ 'દોશી' ના પરિચ્છિન્ન સ્વરૂપમાં પ્રેમાનંદ "અપરિચ્છિન્ન"નું પરમ લક્ષ્ય કરીને વર્ણન કરે છે. પ્રેમાનંદની પ્રતિભા આ પ્રસંગના વર્ણનમાં પરિસીમાએ પહોંચે છે. સાંભળો:

ઉધડકી ઊઠિયો, વેગે વૈકુંઠપતિ, ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદત વાણી;
ચાલ ચતુરા ચતુર્ભુજ ભણે ભામિની, નષ્ટ નાગરે મારી ગત્ય જાણી.+

મનુષ્યઆત્મામાં પરમાત્માનું દર્શન થતાં પ્રેમાનંદની કાવ્યકલા અદ્ભુત સ્ફૂર્તિ અને પરમ પ્રકાશથી ઝળહળે છે. એમાં કેટલું જોમ પ્રકટે છે! એમાં કેટલો વેગ વહે છે! એમાં કાળનો લોપ કરવાની શક્તિ કેટલી છે! નરસિંહ મહેતાના હૃદયમાં શાસ્ત્રોએ વર્ણવેલું અને ઋષિઓએ જોયેલું પરમાત્માનું સત્ય સુન્દર અને મંગલરૂપ જે સદૈવ કોતરાઈ ગયું છે તે આ વારે ભક્તના ચિત્તને ભરી દે છે અને પ્રેમાનંદ દિવ્ય નયનથી એ નિહાળે છે. મહાકવિ શેઠ અને શેઠાણીને વિષ્ણુ અને લક્ષ્મી રૂપે નિરખે છે. આગળ ચાલતાં એ કહે છે:

નરસૈંયો નાગરો, ભક્ત તે માહરો, છાબ ભરો તેહની શીઘ્ર થાઓ;
જન ઘણા હઠ કરે, ગયા વિના નવ સરે, રિદ્ધિ સિદ્ધિ લેઇ સખી જાઓ.

*

*'દામોદર દોશી' નામ અર્થસૂચક છે. ભાગવતપુરાણના 'દશમસ્કંધ'ના પૂર્વાર્ધના ૯મા અધ્યાયમાં 'દામોદરલીલા'નો પ્રસંગ આવે છે. બાલક ગોપાલ કૃષ્ણ પત્થર મારી દહીંની મોળી ફોડી નાખી માતાનો અપરાધ કરે છે. યશોદા માતા એને દામણાં–દોરડાં–વડે બાંધવા યત્ન કરે છે. પરંતુ 'જેને અંદર, બહાર, આગળ, પાછળ કાંઈ જ નથી, જે જગતની અંદર, બહાર, આગળ અને પાછળ રહેલો છે, તથા જે જગત રૂપ છે તે મનુષ્યશરીરવાળા અજન્મા અને અવ્યક્ત ભગવાનને' 'મનુષ્ય-બુદ્ધિનાં દોરડાં' ન વીંટી શક્યા કે ન બાંધી શક્યા. પરંતુ છેવટે સ્નેહાળ માતાને થાકેલાં જોઈને શ્રીકૃષ્ણ ભગવાન જાતે કૃપાથી બંધાઈ ગયા. ભગવાન સ્વતંત્ર છતાં ભક્તિને અધીન છે. જેમ માતા યશોદાએ પોતાના પુત્ર ભગવાન શ્રીકૃષ્ણ પાસેથી ભક્તિ દ્વારા પરમ કૃપા મેળવી તેમ નરસિંહ ભક્તે પણ જે દામોદરને 'મનુષ્યની બુદ્ધિના દોરડાં એની વિશાળતાને વીંટી બાંધી શકતાં નથી.' તેની ભક્તિ દ્વારા પ્રભુનું સાક્ષાત્ દર્શન કર્યું. વળી અઢારમા સૈકાના ગુજરાતમાં પ્રેમાનંદ–શામળ આદિ કવિઓનાં કાવ્યોમાં વણિકજીવનની સાહસિક વૃત્તિ અને સમૃદ્ધિના ઘણા ઉલ્લેખો આવે છે. પ્રેમાનંદ એનાં 'મામેરું' અને 'હુંડી'માં હરિભક્ત લક્ષ્મીસંપન્ન શેઠમાં હરિનાં દર્શન કરે છે. દામોદર દોશી અને શામળશાહ બંને વૈષ્ણવજનો છે અને નરસિંહ મહેતાના સ્નેહીજનો અને પરમ પ્રશંસકો છે. એક લક્ષ્મી દ્વારા કહે છે 'અમારે ઓથ નરસૈંયાની મોટી રે' અને બીજો કહે છે 'જ્યાં નરસૈંયો વેચે ત્યાં વેચાઉં રે.' દોશીનો કાપડનો વેપાર એ કાપડના તાણાવાણાની પેઠે પ્રભુ 'સર્વત્ર ચૈતન્ય રૂપે પરોવાએલો છે એ ભાવ પણ સૂચવે છે.

+ સરખાવો:

તવ હરિ ધાઈ સેજ થકી ઊઠિયા, દારુક દારુક વદત વાણી;
ચાલ ચતુરા મુખ ચતુર્ભુજ એમ કહે, દુઃખ ધરે દાસ તે દોહેલું જાણી.

—શામળશાનો વિવાહ

"ઇન્દ્ર બ્રહ્મા જેનો પાર પામે નહિ, માગે મુખ બોલતાં વદત વાણી;
નાથ લક્ષ્મી તણો એણી પેર આવિયો, અગણિત ગાંઠડી સંગ આણી."

પ્રેમાનંદનાં દિવ્ય નેત્રો ખૂલી ગયાં છે અને 'દોશી' 'પુરાણપુરુષ' રૂપે એને દેખાય છે. એ બોલી ઊઠે છે :

ભકત નરસૈંયાનું દુઃખ જાણી રે, ઉઠી ધાયા પુરુષ પુરાણી રે,
થયા શેઠ તે સારંગપાણી રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણી રે.

લોકની સંકુચિત અને પામર દૃષ્ટિએ શેઠ અને શેઠાણીમાં પરમાત્મા અને એની માયા –લક્ષ્મી–નું દર્શન થતું નથી એટલે જ કવિ કહે છે:

લોકે ઓળખ્યા નહિ જગદીશ રે, સાથે વાણોતર દશ વીશ રે.

* * *

કોઈ ન જાણે ત્રિભુવનભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે

વણિકના 'પરિચ્છિન્ન' દેહમાં 'અપરિચ્છિન્ન' કેવો ઝળકે છે! એમાં એ કેવો ભરપૂર ભર્યો છે! પ્રેમાનંદની કલાની કુશલતા જુઓ :

ખટ દર્શને ખોળ્યો ન લાધે રે, જેને ઉમયાવર આરાધે રે;
ન જડે ધ્યાને દાને બહુ જાગે રે, તે હરિ અણુવાણે પાગે રે.

* * *

જે ચૌદ લોકનો મહારાજ રે, મહેતા કાજે થયા બજાજ રે.

ગૂજરાતના દોશી વાણિયાનું આબેહૂબ વર્ણન પ્રેમાનંદે કર્યું છે અને એમાં પ્રભુનું અવચ્છેદ રહિત સ્વરૂપ એણે નિહાળ્યું છે. આ દૃષ્ટિ એ જ સત્યધર્મની દૃષ્ટિ છે. જ્યારે સામાન્ય જીવમાં મનુષ્ય, સામાન્ય કરતાં કાંઈક વિશેષ, જુએ છે ત્યારે એમાં એ પ્રભુનું દર્શન કરે છે. અને મનુષ્યઆત્મામાં પ્રભુનું દર્શન કરતાં શીખવું એ જ શ્રેષ્ઠ ચમત્કાર નથી?

* * *

સંસારના પ્રાકૃત લોકોએ તો લોકાચાર પૂરો થયો અને મોસાળું ભરાયું એટલે નરસિંહ મહેતાની પ્રશંસા કરવા માંડી. એમની લોકદૃષ્ટિએ ભક્તની શ્રદ્ધા કે ભક્તિની નહિ, પણ 'ન્યાતનો મહિમા રાખ્યો' તેની કદર કરી. ભગવાન ભક્તના 'યોગક્ષેમનું વહન કરે છે' એ લોકને વિશ્વાસ ન હતો. સામાન્ય શિષ્ટાચારને અનુસરીને લોકોએ કહ્યું કે

સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણું ટળ્યું ભવ કેરુંજી.

લોકદૃષ્ટિએ પરમાર્થ અને વ્યવહાર વચ્ચે વિરોધ દેખાય છે. પરમાર્થને વ્યવહારમાં ઉતારતાં લોક કંપે છે. પરંતુ એને વ્યવહારમાં ઉતારવાથી જ વ્યવહાર પવિત્ર થાય છે એ સાધુ જીવનની ઉચ્ચ દૃષ્ટિ છે. આ ઉન્નત દૃષ્ટિના અભાવે કુંવરબાઈનાં વડસાસુ ઘડપણમાં પણ બિચારાં પામર રહે છે. પ્રેમાનંદ કહે છે તેમ :

મીઠાં વચની ને ચોડાખોલી, હીંડે હરિગુણ ગાતી રે;
પરમારથી થઈ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાતી.

હરિગુણનું ગાન અને અન્તરમાં દ્વેષ એ, બને પ્રકાશ અને અન્ધકાર જેવાં પરસ્પર-વિરોધી છે. જ્યાં એક હોય ત્યાં બીજું રહી શકે નહિ. વસ્તુતઃ પરમાર્થ એ જ વ્યવહાર

છે એ સત્યની દષ્ટિ છે. સંસારના અનેક તાપો જ્યાં ઉષ્ણોદકની પેઠે ઉકળતા હોય અને શરીરની ખોળ ઉતારી નાખે એવા તીવ્ર હોય તેવે વખતે પણ શીતલ જળ જેવી પરમ શાન્તિ રાખનાર નરસિંહ ભક્ત જેવા પરમાર્થવીર જ મનુષ્યસંસ્કૃતિના સાચા સંરક્ષક છે. એવા પરમાર્થી ભગવદ્‌ભક્તને સંસારના અંગારાઓ તપાવી શકતા નથી. અનેક અજ્ઞાનજન્ય દુર્વૃત્તિઓ ધગધગતી હોય તેની મધ્યમાં પણ પ્રભુની કૃપાથી એ અમૃતવૃષ્ટિનું સુખ અનુભવે છે. પ્રેમાનંદ એની ભવ્ય કલ્પના દ્વારા યથાર્થ વર્ણવે છે કેઃ

પળમાંહિ આવે ઘટા થઈ, ચોદશ ચઢ્યો અંધકાર;
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજ તણા ચમકાર.
ઉડે કોરણ બહુ કાંકરા, વરસે મૂશળધાર;
વહેવાઈના ઘરમાં જળ ધસ્યું, કરે લોક પોકાર.

*　　　　　*

અમે અજ્ઞાને ન ઓળખ્યા, તમો શિરોમણિ સાધ.

નરસિંહ મહેતાના હૃદયાકાશમાં મેઘ ગર્જે છે, વિદ્યુતના ચમકારા ચમકે છે અને મૂશળધાર વરસાદ વરસે છે. આ શાન્ત-શીતલ જળ વેવાઈના સ્વજન આદિ સર્વ લોકને પણ શાન્તિ અને શીતળતા આપે છે અને સર્વે પોકારો કરી ભક્તશિરોમણિનો મહિમા સ્વીકારે છે. હૃદયને ખળભળાવી નાખે એવા અશાન્ત વાતાવરણની વચમાં અન્તરના ઊંડાણમાં પરમ શાન્તિની સ્થાપના એ જેવો તેવો ચમત્કાર છે? ભક્તના હૃદયની ઊંડી શાન્તિ જ સંસારના તાપથી બળ્યા જળ્યા લોકને શાન્તિદાન કરી શકે છે અને લોકદષ્ટિને નિર્મળ કરે છે.

નરસિંહ જેવા ભક્તહૃદયની શાન્તિની ભાવના લોકહૃદયમાં વિરાજો અને લોકદષ્ટિ ભગવત્પરાયણ થાઓ એ પ્રેમાનંદના 'મામેરા'ને અંતે પ્રભુને પ્રાર્થના છે.

# શ્રીમંત સયાજીરાવ મહારાજ

મૂળ લેખક : શ્રી વિઠ્ઠલરાવ ઘાટે
અનુવાદક : શ્રી ગુલાબરાય મંકોડી

*"Grow old along with me."*
*Rabbibin Ezra ( Browning )*

જગતમાં અનેક કલાવંતો છે. કોઈ સુંદર શબ્દોની સહાયથી કાવ્ય નિર્માણ કરે છે; કોઈ કેન્વાસ ઉપર પીંછીથી ચિત્ર ચીતરે છે; કોઈ પથ્થર કે માટી લઈ સુંદર પૂતળાં ઘડે છે. મહારાજા પણ એક કલાવંત જ છે; પરંતુ તેમની કલા, કલાવસ્તુ, સાધનસામગ્રી કેટ-કેટલા અનેરા પ્રકારનાં છે! કવિ એકાદ ખંડકાવ્ય, મહાકાવ્ય, પાંચ, દશ કે વીસ વર્ષ લખશે. માયકેલ એન્જિલોને 'સિસ્તિન માદોના' ચીતરતાં સાત વર્ષ લાગ્યાં હતાં. વાતિકાન ( Vetican )માંનું જગપ્રસિદ્ધ 'લેર્ગુન' નામનું પૂતળું અથવા લુવ મ્યૂઝિયમમાંની સૌંદર્ય અને શરીરસૌષ્ઠવની પરમાવધિ સરખી 'વીનસ દ મેલો'. બનાવતાં પાંચ કે દશ જ વર્ષ લાગ્યાં હશે. પરંતુ મહારાજા સાહેબ પોતાની કલાવસ્તુ આજે સીતેર વર્ષથી ઘડી રહ્યા છે, અને એ ક્રિયા આજપર્યંત સંપૂર્ણ થઈ નથી!

ઇચ્છાશક્તિ રૂપી પીંછી હાથમાં લઈ, પ્રત્યેક ક્ષેત્રમાંનાં વિવિધ જ્ઞાનરૂપી વિવિધ રંગ વાપરી મહારાજા પોતાનું જીવનરૂપી ચિત્ર ચીતરી રહ્યા છે. એ ચિત્ર ચીતરતાં કેટલાય જાતજાતના અનુભવો થયા હશે, રંગનું મિશ્રણ ચુકાયું હશે; કોઈ વાર પીંછીનો હાથ ઓછોવત્તો થયો હશે; કોઈવાર પંચોતેર વર્ષનાં આ દીર્ઘકાલીન ચિત્રકામને લીધે કેન્વાસ કોઈ કોઈ ઠેકાણે નબળો પાતળો થયો હશે, અને તેથી તેની ઉપર સરખી રીતે રંગ લાગ્યો નહિ હોય; કદી અપૂર્ણતા અને નિરાશાનું દુઃખ અનુભવાયું હશે, આંખમાં એક બે આંસુ આવી ઊભાં હશે, હોઠ દાબીને બંધ કરી રાખ્યા હશે; પરંતુ કદીપણ પીંછી હાથમાંથી નીચે પડવા દીધી નથી, ચિત્રકામ અટક્યું નથી! સર્વ અનુભવનું એક જ પરિણામ આવ્યું. મહારાજાએ ઘેરા રંગો બારીમાંથી બહાર ફેંકી દીધા. ઝીણી વિગતો આપી ચિત્રમાં ખીચડો કરવાની ઉચ્ચ પદ્ધતિ પરનો વિશ્વાસ ઊડી ગયો. પ્રમાણબદ્ધતા અને અનુકૂળ એવા થોડા ફિક્કા રંગો આ તત્ત્વો ઉપર ચિત્રણ ચાલુ છે.

એકાદો માટીનો ગોળો અથવા પથ્થર હાથમાં લેવા પ્રમાણે પોતાનું જીવન જ હાથમાં રાખી તેને ઘડતા બેસવું એ કેટલું કઠિન કામ છે? તે ઉપરાંત બીજા કલાવંતો કરતાં આ રાજ-ચિતારાની પોતાની કલાવસ્તુ પ્રત્યે જોવાની દૃષ્ટિ કેટલી અનોખી છે?

"જે રમ્ય તે નીરખતાં અતિનાદ લાગે,
તત્કાળ ગાન પછીથી મનમાંહી જાગે."

આવા નિર્હેતુક ભાવથી બીજાઓની કલાકૃતિ ઉદ્‌ભવ પામે છે; ત્યારે મહારાજા પોતાની કલાકૃતિ પ્રત્યે ધર્મબુદ્ધિથી જુએ છે. પોતાનું જીવન એ પોતાની ખાનગી માલિકીની વસ્તુ નથી; તે દૈવી બક્ષિસ છે એમ તેઓ કહે છે. તેમના જ શબ્દોમાં કહીએ તો "Life is a trust." [જીવન એક ટ્રસ્ટ છે.] આ ભેટ—આ દૈવી ભેટ સુરક્ષિત રાખવી જોઈએ અને તેને સત્કાર્યમાં કામમાં લેવી જોઈએ એવો તેમનો મત છે.

આ દૈવી ભેટ દીર્ઘકાલ પર્યંત ટકાવવા માટે, શરીર અને મનની સુસ્થિતિમાં દીર્ઘજીવન જીવવા માટે, મહારાજાએ પોતાનું જીવન નિયમબદ્ધ કર્યું છે, તેના ઉપર કડક શિસ્ત લાદી છે. શું ખાવું, ક્યારે ખાવું, અને કેટલું ખાવું આ સર્વ બાબતો પાકશાસ્ત્રના આધારે એકવાર નક્કી કરી નાખી છે અને તેમાં કદી પણ અપવાદ થવાનો જ નહિ. અમુક વસ્તુ તબિયતને અનુકૂળ નથી એમ એક વાર સમજાયું કે પછી તેને હાથ લગાવવાના જ નહિ. ખોરાકની બાબતમાં તેમજ નિદ્રા, વ્યાયામ, વાચન, કરમણૂક* (નિવૃત્તિવિનોદ), કામ—દરેક ક્રિયાને શિસ્તના સંચામાં જકડી લીધી છે. સ્વદેશમાં હોય કે વિલાયત હોય પરંતુ મહારાજાના જીવનક્રમમાં ફરક પડવાનો નહિ. હમેશાં સ્નાન કરવું એમ નિર્ણય થયો કે પછી ઉત્તર વયમાં, ભરઠંડીમાં, વિલાયતમાં પણ નિત્યસ્નાન પડવાનું નહિ જ. દારૂને સ્પર્શ થવાનો જ નહિ. સિગાર-સિગરેટ પ્રત્યે હાથ વળવાનો જ નહિ.

મહારાજાએ આ જીવનક્રમ એ રીતે આંકયો છે કે દરેક કામ નિયમિત રીતે થવું જ જોઈએ અને પ્રત્યેક ક્ષણ પાસેથી, પોતાના હાથ નીચેના અમલદાર પાસેથી લેવામાં આવે તે રીતે કામ વસૂલ થવું જ જોઈએ. સમય ફોકટ ન જાય તેટલા ખાતર દૈનિક શ્મશ્રુ (દાઢી કરાવવા)ના સમયે દૈનિક વર્તમાનપત્રો સાંભળવાની યોજના રાખી છે. ફરવા જવું અને વ્યાયામ કરવો એ એકીસાથે જ સાધે છે.

દીર્ઘ શ્વાસ લેવો, છાતી ફુલાવવી, હાથ નિશ્ચિત સ્થિતિમાં જ રાખવા, દૃષ્ટિ (નજર) સ્થિર અને સામે જ રાખવી વગેરે વ્યાયામના પ્રકાર હમેશાં ફરવા જતાં નરી ધર્મભાવનાપૂર્વક ચાલુ હોય છે. "ફરવા ટાણે ફરવું, કામ ટાણે કામ"—આ બાબત મહારાજ ખાસ ચીવટ રાખે છે, આગ્રહ રાખે છે. ફરતાં ફરતાં કચેરીની કાંઈ વાત કાઢવાની જ નહિ, કાઢવા દેવાના પણ નહિ. કામ વેળા વિનોદવાર્તા સાંભળવાના પણ નહિ. ફરવા જતાં અથવા તો ભોજન સમયે સામાન્ય વાર્તાલાપમાં તેમને વિનોદ ખાસ પસંદ છે. વિનોદનું મહત્ત્વ તેઓ સમજે છે અને હિંદી લોકોમાં વિનોદવૃત્તિ નથી તે બદલ તેમને અફસોસ છે. અધઃપતન પામેલા રાષ્ટ્રને વિનોદ ઉદ્ભવે જ નહિ એવો તેમનો મત છે. કચેરીનાં કામ માટે ખુરશી પર બેસે કે તુરત ચહેરાનો ભાવ બદલે અને વૃત્તિ એકાગ્ર થઈ જાય. આ સમયે તેમને જરા પણ ગરબડ કે અવાજ પરવડે નહિ. ગંભીરપણે ધર્મબુદ્ધિથી કચેરીનું કામ ચાલે છે. સવારે ફરતી વેળા કાવ્યશાસ્ત્રવિનોદમાં આનંદ કરનારા મહારાજ તે આ જ કે બીજા, એમ કોઈ અજાણ્યા માણસને શંકા આવે જ.

દીર્ઘકાળ જીવવાની આ મહત્ત્વાકાંક્ષા નિર્હેતુક નથી. ટેનિસનના "કમલભક્ષકો" (Lotus Eaters)ની પેઠે તંદ્રા અને સુખોપભોગમાં જીવન વ્યતીત કરવાની મહારાજાને ઇચ્છા નથી. સુંદર ઓજસ્વી (પ્રભાવંત) જીવન એ મહારાજસાહેબના હાથમાં એક સાધન છે અને જ્ઞાનાર્જન તથા જનસેવાનાં ધ્યેય માટે મહારાજા એનો ઉપયોગ કરે છે. તેમની જ્ઞાનપિપાસા દુર્દમ્ય છે. જીવનનાં સીત્તેરમા વર્ષે એકાદા તરુણની પેઠે તેઓ વનસ્પતિશાસ્ત્ર અને જીવશાસ્ત્ર શીખ્યા. ફ્રેંચ ભાષાનો અભ્યાસ પણ તેમણે એકાદ વિદ્યાર્થીની પેઠે કર્યો. પરમ દિવસે જ વહેલી સવારે ઊઠીને પૂનાથી અહમદનગર જવાનું હતું, પરંતુ મધ્યરાત્રિપર્યંત મહારાજાનો વૃક્ષસંવર્ધનશાસ્ત્ર (Tree-planting)નો અભ્યાસ ચાલુ હતો.

મહારાજાનું વાચન સર્વવ્યાપી છે. છતાં પણ, તેમાં પણ નીતિશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, માનવવંશશાસ્ત્ર, રાજકારણ અને કારભાર (Administration) એ મહારાજાની પસંદગીના વિષયો છે. મહારાજાને "રીડર"ની જરૂર પડતી નથી. તેઓ જાતે જ વાંચે છે અને ખૂબ ઝડપથી વાંચે છે; પાસે જ નોંધપોથી, શબ્દકોશ હોવાનાં જ; નવા શબ્દોના અર્થ કાઢવાનો, તે ગોખવાનો, વાંચેલાં પુસ્તક ઉપર ટિપ્પણ લખવાનો મહારાજાને કદી કંટાળો આવતો જ નથી. પુસ્તક પૂરું થતાં તે ક્યાં અને ક્યારે પૂરું થયું તેની નોંધ કરે છે. આ રીતે હમેશાં ચાર પાંચ કલાક વાચન ચાલે છે. આજ પર્યંત વાંચેલાં પુસ્તકોની કેટલી ટિપ્પણ-વહીઓ થઈ હશે, કોણ જાણે!

પુસ્તક પેઠે, મોટા માણસોનાં સહવાસ તથા સંભાષણમાંથી પણ મહારાજ જ્ઞાનસંવર્ધન કરે છે. લંચ વેળા, ચા વેળા, કે રાતના ભોજન વેળા, ગ્રંથકારો, કવિઓ, શાસ્ત્રવેત્તાઓ, સમાજસેવકો, કોઈક પણ પંક્તિમાં હોવાનું તો ખરું જ. તે જ રીતે વિલાયતમાં ઉપયોગી એવી શિક્ષણસંસ્થાઓ, સામાજિક સંસ્થાઓ, નિવૃત્તિવિનોદની સંસ્થાઓ વગેરે અનેક સંસ્થાઓની મુલાકાત લઈ તેનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી, તે સંસ્થાઓ હિંદુસ્તાનમાંની અને ખાસ કરી પોતાના સંસ્થાન વડોદરામાંની પરિસ્થિતિને અનુકૂળ રીતે કયા સ્વરૂપમાં શરૂ કરી શકાય તે બાબત તરફ મહારાજાનું લક્ષ હોય છે.

વિશાળ અને પ્રખર બુદ્ધિ, અને તેને ખોરાક તરીકે, છેલ્લાં પચાસ-પંચાવન વર્ષ પર્યંત કરેલું વિવિધ પ્રકારનું જ્ઞાનાર્જન મળેલું હોઈ મહારાજાના મનની ભૂમિકા કાંઈક અનોખા પ્રકારની જ થઈ છે. તેમની વૃત્તિ એકદેશીય, એકરાષ્ટ્રીય, પરંપરાનિષ્ઠ ન રહેતાં જાગતિક, આંતરરાષ્ટ્રીય બની છે. ધર્મ, રાષ્ટ્ર, જાત, પરંપરા, એ બાબતોમાં તેઓ શાસ્ત્રજ્ઞ પ્રમાણે નિર્વિકાર છે. ભાવનાની ઉત્કટતાના અભાવે આ જાગતિક વૃત્તિમાં પુષ્કળ વધારો કર્યો છે. ગમે તે પ્રશ્ન ઉપસ્થિત થાઓ, મહારાજા પ્રથમ તેના બુદ્ધિની ધારથી બારીક બારીક ટુકડાઓ કરે છે, તેના તાણા-વાણા ઉખેડી નાખે છે, તેનું શાંતપણે નિરીક્ષણ કરે છે, અને પછી એ પ્રશ્ન પરત્વે પોતાનો મત બાંધે છે. હિંદુધર્મ, મરાઠી સામ્રાજ્ય વગેરે પોતાના ખૂબ હાર્દિક પ્રશ્નો કાં ન હો, પણ એક વખત મહારાજાની વિકલનાત્મક બુદ્ધિ (Analytical Genius)નો સપાટો તેના પર પડ્યો કે તેના ટુકડે ટુકડા થઈ જાય છે. 'મરાઠી સામ્રાજ્ય!' જગતમાં રોમન, મોગલ વગેરે સામ્રાજ્યો કેટલાં વર્ષ ટક્યાં? મરાઠી સામ્રાજ્ય કેટલું ટક્યું! તેનું સાંસ્કૃતિક અને સામાજિક પરિણામ શું આવ્યું? એ અલ્પાયુષી કેમ નીવડ્યું? આ પ્રકારની વિકલન ક્રિયા ચાલુ જ હોય છે. ધર્મની બાબતમાં પણ તેમજ. તેમનો સૌથી વિશેષ પ્રિય વિષય કહીએ તો તે તુલનાત્મક ધર્મ. સર્વ ધર્મનું વિકલન કરી તેના ઝીણા ઝીણા ટુકડા કરી બુદ્ધિરૂપી સંચાની એક એક કપ્પીમાં એ ટુકડા બેસારી, તેમાંનાં સામ્ય અથવા ભેદ પારખી લઈ, જેમ જીવશાસ્ત્રજ્ઞ ટેબલ ઉપરના ભિન્ન ભિન્ન હાડકાં તરફ નિર્વિકાર ચિત્તવૃત્તિથી જુએ છે તે પ્રમાણે બુદ્ધિજીવી મહારાજા પણ ધર્મ તરફ જુએ છે અને તેનો તોલ બાંધે છે.

મહારાજાની વિકલન બુદ્ધિ છેલ્લાં પચાસ વર્ષથી હિંદુધર્મ અને સમાજ એ બે ક્ષેત્રોમાં રાચી રહી છે. તે બુદ્ધિના વ્યવસાયનું ફળ એ જ વડોદરા સંસ્થાનના જગપ્રસિદ્ધ

[ અનુસંધાન માટે જુઓ પૃષ્ઠ ૧૫૩

ફ્રેંચ નવલસમ્રાટ

# બાલઝાક

કૃષ્ણવદન જેતલી એમ. એ.

"Characteristics which strike in Balzac are first of all an incredible vitality, an exuberant temperament, an endless capacity for work, a huge appetite for life, and a kind of Rabelaisian expansiveness."

—Janko Lavrin

બાલઝાકની મહત્ત્વાકાંક્ષા જેવીતેવી ન હતી. તેને તો સાહિત્યના નેપોલિયન થવું હતું. 'તેં જે તારી તલવારથી પૂરેપૂરું નથી મેળવ્યું, તે હું મારી કલમથી મેળવીશ'–પોતાના ખંડમાં રાખેલ નેપોલિયનના બાવલા નીચે તેણે આ સૂત્ર લખ્યું હતું, અને એ સૂત્ર લખવામાં અતિશયોક્તિ કે બડાશ ન હતાં તે તો તેણે લગભગ પચીશ વર્ષના સાહિત્યજીવનમાં લખેલ એંશી ઉપરાંત ગ્રંથો સાબિત કરે છે. આટલું લખ્યાં છતાં, તેની Comedic Humaine ની યોજનામાં ચાલીસ ગ્રંથો તો અણલખાયા જ રહી ગયા. એ યોજના અધૂરી રહી એ આપણે એક સદ્‌ભાગ્ય માનવું જોઈએ. બાલઝાકના મત પ્રમાણે 'પ્રતિભાશાળી માણસ એ છે જે, પોતાના વિચારો કાર્યમાં અચૂક ઉતારે છે. પણ સાચો મહાન પ્રતિભાશાળી પણ આ ઉત્ક્રાંતિને સંપૂર્ણ સફળ થવા દેતો નથી. જો તે સફળ થાય તો તે પ્રભુની તોલે જ બેસે.' જો બાલઝાક તેની ભવ્ય યોજના પાર પાડી શક્યો હોત તો તે અનુપમ અને અકલ્પ્ય જ ગણાત. એ એવી રાક્ષસી બાત કે તેની અસીમતાથી જ તેની પછીના લેખકો ડઘાઈ જાત. અત્યારે તો તે અપૂર્વ પ્રેરણાદાયી છે. અને જેની સર્જકશક્તિ અપ્રાપ્ય પ્રાપ્ય કરવાના લક્ષને રાહે ચાલે છે તેને એ ભવ્ય ઉદાહરણ આપે છે. વોલ્ટર સ્કોટે જેમ નવલકથાને વાચકના સૌથી મોટા જનસમૂહ સમક્ષ લોકપ્રિય બનાવી, તેમ બાલઝાકે તેને અર્વાચીન સંસ્કૃતિનું સૌથી અગત્યનું વાહન બનાવી અને ત્યારથી નવલકથાએ એ સ્થાન જાળવી રાખ્યું છે.

ઓનોર દ બાલઝાકનો જન્મ તેના પૂર્વજ સમા 'ગાર ગન્તુઆ અને પેન્તાગ્રુએલ' ના લેખક રાબેલાના ટુર્સ પ્રદેશમાં ૧૭૯૯માં વીસમી મેને દિને થયો હતો. બાલઝાક ભરાવદાર શરીરનો, ખૂબ ખાનાર–પીનાર, ખેડૂત જેવો ખરબચડો હતો. તેણે ટુર્સમાં કૉલેજ વેન્દોમમાં અભ્યાસ કર્યો હતો અને જ્યારે તેનું કુટુંબ પારીમાં આવ્યું ત્યારે ત્યાં તેણે કાયદાનો અભ્યાસ શરૂ કર્યો.

કાયદાનો સંગ બાલઝાકને ન રુચ્યો. તેણે તેના પિતાને પોતાની લેખક બનવાની ઇચ્છા દર્શાવી કહ્યું, કે જો તે લેખક તરીકે નિષ્ફળ જશે તો ફરીથી કાયદાનો અભ્યાસ કરશે. પિતા સદ્‌ભાગ્યે સંમત થયા.

સેંકડો પાત્રોથી ખદબદતી દુનિયા સર્જવા તેણે પેર લાશૈઝ પાસે એક ઓરડો રાખ્યો. તેની 'પિતા ગેરિઓત' નામની કૃતિમાં જેમ રાસ્તીન્યાક સાંજે બત પર ઊભો રહી પારી

શહેરને પોતાના મગજ અને ઈચ્છાશક્તિથી જીતવાના શપથ લે છે, તેમ બાલ્ઝાકે પણ પોતાની કલમથી પારીને જીતવાનું પણ લીધું હતું. દરેક રીતે તેને તંગી સહન કરવી પડતી. તેનો ખંડ સગવડ વિનાનો, ઠંડો અને બહુ જ ઓછા ફર્નિચરવાળો હતો. તે રાતે કામળામાં લપેટાઈ મોટું દોરી ભરેલું વાસણ પાસે રાખી કામ કરતો. ઓછા ભાડે ખંડ મેળવવા તેણે જાતે પથારી કરવી, વાળવુંઝૂડવું કબૂલ કર્યું હતું. સવારમાં થોડે દૂર ફરવા જવું એ તેનો વ્યાયામ હતો. તે હલકા પ્રકારનો ખોરાક લેતો. કેટલીક વખત તે દિવસો સુધી અર્ધભૂખ્યો રહેતો અને કેટલીક વાર ખાઉધરા માફક સામટું ખાતો અને તે પર દારૂ ઢીંચતો.

તેણે કરુણ નાટક લખવા નિષ્ફળ પ્રયત્ન કર્યો. પણ સમય કપરો હતો. તેણે નવલકથા લખવી શરૂ કરી. જીવનમાં વિશાળ અનુભવ તો ન હતો, પણ તેણે ઘણી નવલકથાઓ વાંચી હતી. તખલ્લુસ રાખી તેણે વર્ષમાં પાંચ નવલકથાઓ ઠસડી નાખી (૧૮૨૫). દરેક માટે તેને હજાર ફ્રાંક મળ્યા, પણ તે નવલકથાઓ ઘણી નબળી હતી. પણ તેને આ કમાણીથી સંતોષ ન થયો. તેણે જલદી પૈસાદાર થવા માટે યોજનાઓ ઘડવા માંડી. પણ વોલ્ટર સ્કૉટ, માર્ક ટ્વેઈન અને જેમ્સ જૉઈસની વ્યાપારી યોજનાઓ માફક આ પણ ખાડામાં ઉતારનારી યોજના નીવડી. 'યુલેસિસ'ના લેખક જેમ્સ જોયસે ડબ્લિનમાં પહેલું જ સિનેમા ખોલ્યું, પણ તે એવી જગાએ હતું કે જ્યાં રાતે કોઈ સવારી આવવાની હિંમત ન કરે. અને પરિણામે તે બંધ કરવું પડ્યું.

બાલ્ઝાકે લખવું છોડી દઈ, તેની થોડી કમાણી દ્વારા એક ગ્રંથમાં સસ્તાં-પહેલાં પ્રસિદ્ધિ પામેલ પુસ્તકો પ્રગટ કરવા પ્રકાશનસંસ્થા ઊભી કરી. એ પુસ્તકો વેચવાની દુકાન પણ એણે ખોલી. પણ હરીફાઈએ તેને ઊંચો ન આવવા દીધો. બીજી એક વખતે ઈટાલીના પ્રવાસે જતાં તેને વિચાર આવ્યો કે, સાર્ડિનિયાની રૂપાની ખાણો સંપૂર્ણ ખાલી થઈ ગઈ ન હતી અને રૂપાનો તે વખતે સારો ભાવ હતો. તે પારી પાછો ફર્યો, મૂડી ભેગી કરી અને ખાણને ચલાવવા માટે રજા માગી. પણ કમનસીબે તેણે ઈટાલીમાં આ વિચાર બીજાઓને જણાવ્યો હતો, એટલે તે તેમાંથી લાભ ઉઠાવે તે પહેલાં તો બીજાઓ એના વિચારથી માલેતુજાર બની ગયા હતા!

બાલ્ઝાકનો પ્રકાશનનો વિચાર ઘણો સરસ હતો. તેણે તેના પિતાને પણ એ યોજનામાં મૂડી રોકવા સમજાવ્યા હતા. પ્રથમ તો તે યોજના ઠીક ચાલી, પણ બધા પુસ્તક-વિક્રેતાઓએ ભેગા મળી તેની સામે ઝુંબેશ ઉઠાવી. પરિણામે, તે દેવાના દરિયામાં ડૂબકાં ખાવા લાગ્યો.

આ દેવું પૂરવા તેણે લેખનનો આશ્રય લીધો. પણ લેખન એ તેને માટે સાહજિક વસ્તુ ન હતી. તેના મિત્ર ગોતિયે માફક તે સહેલાઈથી થોડીવારમાં લેખ લખવા સમર્થ ન હતો. આમ લેખનઅભ્યાસના અભાવે તેની શૈલી સુંદર અને પ્રવાહી ન હતી. અમેરિકન લેખક થિયોડોર ડ્રેઝર માફક, તે હંમેશાં, કોઈ વખતના અપવાદ સિવાય, કળાહીન ગદ્ય લખતો. ડ્રેઝર માફક તે 'ભાષાને શું વળગે ભૂર' એમ માનતો.

બાલ્ઝાક દસ, બાર અને કેટલીક વખત અઢાર કલાક કામ કરતો. છતાં યે, તેનો મિત્ર ગોતિયે કહે છે તેમ, તે સામાન્ય માણસને જરૂરી નિદ્રા મેળવી લેતો. તેણે ઊંઘના કલા

કરી, કાર્ય સાથે તેને વણી લીધી હતી. ગોતિયે જણાવે છે કે, બાલ્ઝાક આખી રાત કામ કરી વહેલો સવારમાં તેને ત્યાં આવતો. તે ખૂબ ભૂખ્યો થતો અને તેથી સેંડવીચો તૈયાર કરી તે ગોતિયેને એક કલાક પછી પોતાને જગાડવાનું કહી પહેરેલાં કપડાં સાથે જ ઊંઘી જતો. ગોતિયે અચૂક તેને જગાડવાનું ભૂલતો અને બાલ્ઝાક સાંજ સુધી ઊંઘ્યા કરતો. જાગીને તે ગોતિયેને ઠપકો આપતો કે પોતાને ન જગાડવાથી પોતે હજારો ફ્રાંકો ગુમાવ્યા હતા ! આમ વારંવાર બનતું છતાં બાલ્ઝાક એ ભ્રમમાં રહેતો કે તે ભાગ્યે જ ઊંઘતો !

બાલ્ઝાકે તખલ્લુસ રાખી ઘણી નવલકથાઓ તેના સાહિત્યજીવનની શરૂઆતમાં લખી હતી. પણ આ નવલો પોતે લખેલ છે એવો દાવો તેણે નથી કર્યો. તેણે *The Physiology of Marriage*–'લગ્નનું શરીરશાસ્ત્ર'–લખી રાખેલા માફક લગ્નસંસ્થાનું પૃથક્કરણ કર્યું છે. આ પુસ્તક ખૂબ વેચાયું, પણ તેનાથી બાલ્ઝાકની સાહિત્યકાર તરીકે કીર્તિ ન ફેલાઈ. તેણે *Droll Stories* નામે અશ્લીલ શૃંગારમય હાસ્ય–રસિક વાતો પણ લખી છે. પણ La Paau de Chagrin–જંગલી ગધેડાનું ચામડું–અર્ધ આધિભૌતિક અને અર્ધ માનસમંથન–વાળી આ નવલકથાએ તેની કીર્તિ પુષ્ટ કરી. તેનાં અંગ્રેજી અને જર્મન ભાષાંતરો પણ તરત જ થયાં. મહાન જર્મન લેખક ગટે પર પણ તેણે સારી છાપ પાડી.

૧૮૩૬ પછી બાલ્ઝાક કૌતુકપ્રિય કરતાં વાસ્તવવાદ તરફ વધુ ઢળતો ગયો. ૧૮૪૨ પછી તેને પોતાનાં નવાં પુસ્તકો એક માળામાં ગૂંથવાનો વિચાર આવ્યો. તેની *Eugenie Grandet* અને *Pere Goriot* નામની નવલકથાઓએ તેની કીર્તિમાં વધારો કર્યો. 'પેર ગોરિયોત' શેક્સપિયરના 'રાજા લિયર' સમી કરુણિકા છે.

૧૮૩૨માં કોઈ રશિયન શ્રીમંતને પરણેલી, યુક્રેનમાં વસતી, પોલિશ સન્નારી કાઉંટેસ એવેલિના હાન્સ્કાનો પ્રશંસાભર્યો પત્ર બાલ્ઝાકને મળ્યો. બાલ્ઝાક કોઈ સાધુ પુરુષ ન હતો. તેને એક-બે ખાસ અને બીજી કેટલીક સ્ત્રીઓ સાથે સામાન્ય સંબંધ હતો. પણ તે-પ્રબંધ તેનો નવલો લખવાનો સમય ગુમાવતો તે તેને જરા ખૂંચતું હતું. આ પોલિશ સન્નારી સાથે બાલ્ઝાક તરત જ પ્રેમમાં પડી ગયો. આ સ્ત્રી બાલ્ઝાકને સારી પેઠે સમજી શકી લાગતી હતી. અઢાર મહિના સુધી તેમણે એકબીજા સાથે પત્રવહેવાર કર્યો અને ૧૮૩૩ની વસંતમાં જ્યારે તેઓ એકબીજાને ન્યુફશાતેલમાં મળ્યાં ત્યારે તેમણે પ્રેમનો વિનિમય કર્યો. અઢાર વર્ષ સુધી તેમનો પત્રવહેવાર અખંડ વહેતો રહ્યો. કાઉંટ હાન્સ્કા જીવતો હતો ત્યારે પણ બાલ્ઝાક કાઉંટેસને પત્રોદ્વારા છૂટાછેડા લેવા સમજાવી રહ્યો હતો અને તેના મરણ પછી પણ સાત વર્ષ સુધી તેણે કાઉંટેસને પોતાની સાથે લગ્નથી જોડાવા વિનવણી કરી હતી. આખરે ૧૮૫૦ની ૧૪મી માર્ચે તેઓએ લગ્ન કર્યું અને બાલ્ઝાકે તેની પત્નીની જાગીર જોવા માટે રશિયાની એક સફર કરી. બાલ્ઝાકે તેના લેખન-કાર્ય અંગે પ્રેમને દૂર રાખ્યો હતો, તે પર ટીકા કરતાં જે. સિ. પોવિસે કહ્યું છે :

'Like some primordial Promethens, making men out of mud and fire, he kept the perilous worshippers of Aphrodite far distant from the smoke of his smithy, and refused to interrupt his cosmic labour for the sake of dalliance.'

હવે પતિપત્ની પારીમાં સુંદર મકાનમાં રહેવા લાગ્યાં. બાલઝાક હવે પ્રખ્યાત માણસ હતો. જાણીતા માણસો તેને મળવા આવતા. તેણે પૈસા મેળવ્યા હતા, પણ એ પૈસાપ્રાપ્તિરૂપી ડાકણે તેના શરીરને ધોઈ નાંખ્યું હતું. તે દર્દથી પીડાતો હતો. માદામ હાન્સ્કા પણ બાલઝાક ધારતો હતો તેટલા સારા ચારિત્ર્યની ન હતી. તે લાગણીપ્રધાન અને ખુશામત ચાહનારી હતી. બાલઝાક પહેલાં અને તેની ઓળખાણ દરમિયાન તેને ઘણા પ્રેમીઓ હતા અને પારીમાં બાલઝાકની પત્ની તરીકે રહેતાં જ તેણે કોઈ જુવાન ચિત્રકારને પ્રેમી બનાવ્યો હતો. તે ચિત્રકાર પણ પોતાની અનેક માશુકોનાં નામ ગણાવી ફુલાતો.

બાલઝાક માંદગીના બિછાને પટકાયો હતો. ત્યારે ૧૮મી ઑગસ્ટ ૧૮૫૦ને દિને વિક્ટર હ્યુગો તેને જોવા આવ્યો. તેના ખંડમાં જતાં વચ્ચેના ખંડના ઉઘાડા રહેલ બારણાંમાંથી હ્યુગોએ હાન્સ્કાને ચિત્રકાર સાથે પથારીમાં પડેલી જોઈ. તેણે બાલઝાકની સ્થિતિ જોઈ તેની હાન્સ્કાને ખબર આપી. પત્નીશ્રી કઢંગી સ્થિતિમાં હાજર થયાં. હ્યુગો ચાલ્યો ગયો. દાક્તરને તેડાવવામાં આવ્યો. બાલઝાક પાંચ મહિનાનું લગ્નજીવન જીવી એકાવનની ઉંમરે સવારમાં મૃત્યુ પામ્યો.

જે જમાનામાં એલેક્ઝાંડર ડ્યુમા જેવા લેખકો બીજા પાસે નવલો લખાવી, તેમાં થોડા સુધારા કરી, પોતાને નામે પ્રગટ કરતા અથવા બીજા લેખકોનો સહકાર ગોઠવી લખતા તે જમાનામાં લગભગ પચીસ વર્ષમાં આશરે ૯૬ ગ્રંથોની એકેએક લીટી બાલઝાકે જાતે લખી હતી. પ્રેવિસ તેને માટે ખરું જ કહે છે: 'There is something tremendous and awe-inspiring about the task Balzac set himself and the task he achieved.'

બાલઝાકે તેની નવલકથાઓમાં તેના સમયની દરેક બાબત રજૂ કરી છે. ઓગણીસમી સદીમાં પારીનું જીવન કેવું હતું એ જાણવા માટે ભવિષ્યના વિદ્યાર્થીઓ ઇતિહાસકાર પાસે ન જતાં બાલઝાક પાસે જશે તે ઝીણી નજરે અવલોકનાર, વફાદારપણે નોંધનાર અને પ્રસંગમાં રહેલ નાટ્યતત્ત્વને પિછાનનાર હતો. ઓગણીસમી સદીના ત્રણ મહાન સાહિત્યકારો— ડીકન્સ, દોસ્તોવસ્કી અને બાલઝાક—એ ત્રણેએ નવી દુનિયાઓ રચી. ડીકન્સે ગ્રૈઠુંબિક દુનિયા રચી, દોસ્તોવસ્કીએ એકનાં અને સૌનાં અંતરની—મનની—દુનિયા રચી, અને બાલઝાકે સામાજિક જીવનની દુનિયા રચી. હેરી રિકેલે સંપાદિત કરેલ '*The Wisdom of Balzac*' બાલઝાકે વેધક દૃષ્ટિએ કરેલ જીવનના અવલોકન વિષે ઘણા અગત્યના વિચારોનો ખજાનો છે.

☆

# સુખોમાં આળોટ —

'હિમદૂત'

[ શિખરિણી-સૉનેટ ]

મૂકી મારા માર્ગે સુમન સુરભિયુક્ત કુમળાં-
તણી સેજે કોઇ જીવન-પથ પોચો ન કરતા !
પડેલાં પુષ્પોને મૃદુ વીણી લઇ દૂર મૂકજો !
અને કાંટાઓને તમ કર વડે પાથરી જજો ! ૪

રડી થાકું હું તો દિલ મહીં દયા લાવી ન તમે
સુખે મીઠો છાયો, વ્યજન અથવા ભાઈ, કરતા !
પરંતુ શોધીને અનલ સળગાવી દઇ બધે
તમાશો સુદૂરે જઈ નીરખજો પાંથ જગના ! ૮

પછી હું આનંદી દ્વિગુણિત ધરી વેગ, હસતો
નચાવી નેત્રોને રગ રગ વિષે જોમ વહતો;
'शिवास्ते पंथानः' કહી હૃદયને, ધીર થઇને
પહોંચી જવાને ધસીશ પથથી ધ્યેય ઉપરે. ૧૨

સુખોમાં આળોટયે સુલભ નવ થાતાં જીવનનાં
મહામૂલાં લક્ષ્યો, પણ ચરણ ચૂમ્યે વિપદનાં. ૧૪

☆

# ગતિભ્રમ

શ્રી. કાકાસાહેબ કાલેલકર

**આ**પણે દિશાઓની વાતો રોજ કરીએ છીએ પણ આપણને એમનો સ્પષ્ટ ખ્યાલ નથી હોતો એ આપણે એક વખત જોઈ ગયા. જો આપણે 'નીચે' ઊતરવાને માટે પૃથ્વીની આરપાર-છેદ કરીએ તો નીચે જતાં જતાં આપણે પૃથ્વીની બીજી બાજુએ 'ઉપર' જ નીકળીશું. પૃથ્વીની આરપાર જતાં અર્ધો રસ્તા સુધી નીચે જઈએ છીએ એમ ગણાશે અને બાકીનો અર્ધો રસ્તો ઉપર જવાનો ગણાશે. એટલા માટે 'નીચે' એ કોઈ નિશ્ચિત દિશા નથી; તે તો પૃથ્વીની અંદરનું બરાબર મધ્યબિંદુ જ છે.

એ જ રીતે 'ઉપર' એવા અર્થની પણ કોઈ ચોક્કસ દિશા નથી. પૃથ્વીના મધ્યબિંદુથી દૂર કોઈ પણ દિશામાં જાઓ તો તે 'ઉપર' જ ગણાશે.

એ જ રીતે ઉત્તર અને દક્ષિણ પણ છેવટે કોઈ નિશ્ચિત દિશાઓ નથી, પણ પૃથ્વીની ધરીના બે છેડા છે—માત્ર બે બિંદુઓ જ છે. પૃથ્વીનું ઉત્તર ધ્રુવનું બિંદુ એ ઉત્તર ખરી પણ ઉત્તર 'દિશા' નહિ. આ બિંદુથી આપણે ગમે તે બાજુ સીધા ચાલીએ તે દક્ષિણમાં જ જઈશું.

દક્ષિણ ધ્રુવ બાબત પણ એમ જ છે.

પૂર્વ અને પશ્ચિમ તો દિશાઓ કહી શકાય ખરી. પણ પૃથ્વીની બહાર અંતરિક્ષમાં તેમનો કશો જ અર્થ નથી. પૂર્વ અને પશ્ચિમ એ તો પૃથ્વીના ભ્રમણની દિશાનાં નામ છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ભ્રમણ કરે છે તેને આપણે પૃથ્વીનું પશ્ચિમથી પૂર્વ તરફનું ફરવું એમ કહીએ છીએ. જે માણસ પૃથ્વીની ગતિની દિશા તરફ જાય છે તે પૂર્વમાં જાય છે એમ આપણે કહીએ છીએ અને પૃથ્વીની ગતિની ઊલટી દિશામાં જાય છે તે પશ્ચિમ તરફ જાય છે એમ કહીએ છીએ. ઉત્તર ધ્રુવ ઉપર ઊભા રહેલા માણસને માટે જ્યાં નજર નાખો ત્યાં દક્ષિણ ને દક્ષિણ દિશા જ હોય છે. ત્યાં પૂર્વ કે પશ્ચિમ એવી કોઈ દિશા જ નથી. માત્ર 'આવર્ત' એટલે કે ભ્રમણ છે. ત્યાં પૂર્વ એટલે દક્ષિણાવર્ત અને પશ્ચિમ એટલે વામાવર્ત.

આ થઈ મુખ્ય દિશાઓની વાત. આગ્નેય, નૈઋત્ય, વાયવ્ય અને ઈશાન્ય એ ઉપ-દિશાઓ ક્યાંક હોય છે તો ક્યાંક ભ્રમ થાય છે, અને હંમેશાં ચિત્રવિચિત્ર આકાર ધારણ કરે છે. ઉત્તર અને દક્ષિણ ધ્રુવ ઉપર તો તેમનો પણ કશો જ અર્થ નથી.

ઉપરની વિગતો નહિ જાણનાર લોકો દસ દિશાઓની વાતો કરતા હોવા છતાં દિઙ્મૂઢ જ રહે છે.

આ જ પ્રમાણે ગતિની દિશા વિષે પણ આપણને ભ્રમ થાય છે. પૃથ્વી ફરે છે, સૂર્ય ફરે છે, ચંદ્ર, ગ્રહ-નક્ષત્ર, તારા વગેરે પણ ફરે છે; કોઈ સ્થિર નથી. જે અનંત આકાશમાં આ બધાં ભ્રમણ કરે છે તે આકાશ ક્યાં સુધી ફેલાયેલું છે? તે પણ સ્થિર છે કે કોઈ આગગાડીના ડબ્બાની અંદરના આકાશના જેવું દોડતું હોય છે? આ પણ આપણે કહી શકીએ એમ નથી. આ સ્થિતિમાં ગતિની બાબતમાં મતિભ્રમ થાય તેમાં કશું આશ્ચર્ય નથી. અહીં એ ગતિભ્રમ વિષે કાંઈક કહેવું છે.

એક દોરાના છેડા ખેંચવાથી તેની જે તણાયેલી સ્થિતિ થાય છે તેને આપણે સીધી લીટી કહીએ છીએ. પણ શું તે ખરેખર સીધી છે? જો કોઈ બે માણસો એક ખૂબ લાંબી

દોરીના બન્ને છેડા પકડીને એકબીજાથી દૂર જાય તો તે દોરી તો સીધી રહેશે પણ પગ તળેની જમીન ટેનિસ-કોર્ટની પેઠે પાણીની સપાટી જેવી સીધી જ હોય તો એ બન્ને માણસો એકબીજાથી એક માઈલ દૂર જાય તો પણ દોરી સીધી જ રહેશે. અને જો તે બરાબર ખેંચાયેલી રહે તો તે જમીનને સમાંતર પણ રહે. આ સ્થિતિમાં કોઈ દોરી કે દોરો હોય તો આપણે કહી શકીશું કે તે સીધો જ છે? ના.

જો આપણે આખી પૃથ્વીનો ટેનિસ-કોર્ટ બનાવીએ અને જ્યાં નજર નાખીએ ત્યાં જમીન સમતળ દેખાય તો પણ તે ખરેખર તેવી છે! ના; તે ટેનિસના દડાના ટુકડાની જેમ ઉપસેલી છે. સંસ્કૃતમાં આવા આકારને 'કૂર્મપૃષ્ઠ' કહે છે. આપણે તાવડાને જમીન ઉપર ઊંધો પાડીએ ત્યારે જે આકાર થાય છે તે 'કૂર્મપૃષ્ઠ' નો આકાર છે.

સમુદ્રની લહેરો શાંત થઈ જાય અને તે તળાવની જેમ સ્થિર બની જાય ત્યારે તેની સપાટીનો થોડોક ભાગ જોઈએ તો તે બરાબર સમતલ દેખાશે. પણ જો તેનું પ્રમાણ વધારીએ, પાંચ પચીસ માઈલના વિસ્તાર ઉપર નજર નાંખીએ, તો તે કૂર્મપૃષ્ઠ અથવા ઊંધા તાવડાના આકારનો દેખાશે. એવા શાન્ત સમુદ્ર ઉપર જે વહાણ સીધું ચાલે છે તે ખરી રીતે તો વાંકી ગતિથી જ આગળ વધે છે. જો આખી પૃથ્વી જળમય જ હોત તો વહાણ જ્યાંથી નીકળ્યું ત્યાં જ પાછું આવત. પૃથ્વીનો ઘેરાવો આશરે પચીસ હજાર માઈલનો છે અને તેના ઉપર ફરતું વહાણ માને છે કે પોતે સીધું જાય છે; પણ તે ખરેખર પૃથ્વીના મધ્ય બિંદુને સમાંતર એટલે કે ચક્રગતિથી જ ચાલે છે.

હવે સવાલ એવો ઊભો થાય છે કે સૂર્ય, ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા વગેરેનો પ્રકાશ આપણી તરફ સીધી લીટીમાં આવતો દેખાય છે તે પણ ખરેખર સીધો છે, કે વાંકો? પચીસ હજાર માઈલના વર્તુળમાં એકાદ માઈલ જેટલો ભાગ સીધો દેખાય તો અબજો માઈલ પણ જ્યાં એક ઇંચ જેટલા જ છે એવા જ્યોતિષની ગણતરીમાં પ્રકાશનાં કિરણો સીધાં હોઈ શકે? કે પછી તે પણ વાંકાં છે?

સંભવ છે કે તે તો વાંકાં જ છે.

આ પ્રશ્નની બીજી બાજુ એ છે કે આકાશનો આકાર કેવો છે?-બંગડીવાળા કેટલીક વખતે એક દોરીમાં પાંચ-પચાસ બંગડીઓ પરોવીને તે દોરીના છેડાની ગાંઠ મારીને બંગડીઓ મજબૂત રીતે બાંધે છે. આમ થાય ત્યારે એ બંગડીઓનો આકાર કેવો થાય છે તે કદી જોયું છે? દોરીનું તો નાનું કુંડાળું બને છે, પણ બંગડીઓ તરફ નજર નાખીએ તો જાણે દોરીની ગાંઠમાંથી કાચના ફુવારા ઊડી રહ્યા હોય અને બહાર નીકળીને પોતાનું કુંડાળું પૂરું કરીને પોતાના ઉદ્ગમસ્થાન તરફ પાછા પહોંચતા હોય એવું દેખાશે. તો શું આકાશ પણ એવું જ છે? આપણે તે વિષે ચોક્કસ કશું કહી શકીએ નહિ. પણ આકાશની બાબતમાં પણ જે વસ્તુઓને આપણે સીધી માનીએ છીએ તે ખરી રીતે વર્તુળાકાર હોવાનો સંભવ વિશેષ છે.

આટલી વાત થઈ 'સીધા કે વાંકાપણાં'ની. હવે આપણે ગતિની દિશાની પણ તપાસ કરીએ.

ધારો કે એક દોડતી રેલગાડીમાં બે મિત્રો સામસામી બેઠા છે. તેઓ એકબીજા તરફ દડો ફેંકવાની રમત રમે છે. બેમાંનો એક મિત્ર એ ડબ્બાની એંજિન તરફની બાજુએ

બેઠો છે અને બીજો પૂંછડા તરફ. જે માણસ એંજિન તરફ બેઠો છે તે પોતાનો દડો બીજા છેડા તરફ ફેંકે છે. ડબ્બામાં બેઠેલા લોકો કહેશે કે દડો છેડા તરફ જાય છે. પણ ગાડી તો એંજિનની દિશામાં જ જબરદસ્ત વેગથી દોડી રહી છે. તો આ દડો ખરેખર કઈ દિશામાં જાય છે? ગાડી જો પશ્ચિમ તરફ જતી હોય તો ડબ્બામાં બેઠેલા લોકો કહેશે કે દડો પૂર્વ તરફ જઈ રહ્યો છે, જ્યારે બહારથી જોનારા લોકો કહેશે કે ગાડી પશ્ચિમ તરફ જઈ રહી છે અને દડો પણ સહેજ ઓછી ગતિથી પણ એ પશ્ચિમ દિશામાં જ જઈ રહ્યો છે. પૃથ્વીની બહાર જઈને આપણે જોઈએ તો પૃથ્વી પૂર્વ તરફ જઈ રહી છે અને ગાડી પણ પૃથ્વીની સાથે જ પૂર્વ તરફ જઈ રહી છે, માત્ર તેની ગતિ થોડી ઓછી છે. અને ગાડીની અંદરનો દડો ગાડીમાં જ વિશેષ ઝડપથી આગળ વધી રહ્યો છે. તો આમાં કઈ ગતિ ખરી કહેવી અને કઈ ખોટી તે આપણે કેવી રીતે કહી શકીએ?

બીજો દાખલો લઈએ: ચંદ્ર પૃથ્વીની આજુબાજુ વર્તુળાકારે ફરે છે; પરંતુ પૃથ્વી સ્થિર નથી. તે પણ સૂર્યની ચારે બાજુ ચક્રાકારે ફરે છે. તો આ રીતે ફરતી પૃથ્વીની આજુબાજુ ફરતો ચંદ્ર સૂર્યની આસપાસ અંતરિક્ષમાં જે રસ્તે ફરી રહ્યો હશે તે રસ્તાનો આકાર કેવો હશે? '૩' અથવા '૭'નો આંકડો લખતાં લખતાં એક વર્તુળ પૂરું કરીએ ત્યારે જેવો આકાર થાય તેવા આકારનું એક મોટું ગાંઠાળું વર્તુળ બને છે; તેને અંગ્રેજીમાં 'એપિસાઈક્લોઈડ' કહે છે અને આપણે 'ઉપવૃત્તકલ્પ' કહીએ છીએ. પણ સૂર્ય પણ ક્યાં સ્થિર છે!

એટલે 'શુદ્ધ' અંતરિક્ષમાં (એવી કોઈ વસ્તુ હોય તો!) જુદી જુદી વસ્તુઓની ગતિ છેવટે કેવી છે તે કહેવું કઠણ છે.

આપણે પૃથ્વી ઉપર રહીએ છીએ. હિંદુસ્તાનમાં આપણે ભૂ . ય રેખાની પાસે પણ નથી અને ઉત્તર ધ્રુવની યે પાસે નથી. આકાશના તારા પૂર્વથી પશ્ચિમ તરફ જાય છે, તેમનો માર્ગ વાંકો ઉત્તર તરફ ઢળેલો હોય છે. એક સીધો માથા ઉપર નથી આવતો. બુધ, મંગળ, શુક્ર વગેરે ગ્રહો કોઈ વખત આકાશમાં આગળ જાય છે, તો કોઈ વખત પાછળ જાય છે; કોઈ વખત તેમની ગતિ વધે છે, તો કોઈ વખત ઘટે છે; શુક્ર જ્યારે પૃથ્વીની નજીક આવે છે ત્યારે તે આકાશમાં ખૂબ મોટો દેખાય છે પણ પ્રકાશમાં મંદ હોય છે, જાણે કે શિવરાત્રિનો ચંદ્ર. તે જ શુક્ર જ્યારે દૂર જાય છે ત્યારે તેનું બિંબ નાનું બને છે. પણ પૂર્ણિમાના ચંદ્રની જેમ તે સકળ કળાયુક્ત બની જાય છે.

જેમને આકાશની જ્યોતિઓનું જ્ઞાન પ્રાપ્ત કરીને તેનો પૂરેપૂરો આનંદ મેળવવો છે, તેમણે પોતાની વૈજ્ઞાનિક કલ્પનાશક્તિ વિશાળ કરવી જોઈએ અને પોતાની જાતને જુદી જુદી સ્થિતિઓમાં કલ્પીને જુદી જુદી વખતે કેવાં કેવાં દૃશ્ય હશે તેની કલ્પના કરવી જોઈએ. પ્રેમી લોકો જે રીતે સ્વપ્નાં જુએ છે તેવી જ રીતે વિજ્ઞાનશુદ્ધ સ્વપ્નાં જોવાની શક્તિ તેમણે વધારવી જોઈએ, નહિ તો તેમને પ્રથમ ગતિભ્રમ થશે અને સાથે સાથે એટલો જ મતિભ્રમ થશે. ભક્ત જેવી રીતે માનસપૂજા સાંગોપાંગ કરે છે તેવી જ રીતે જ્યોતિષપ્રેમીઓએ માનસિક પ્રયોગો કરવાની પણ ટેવ પાડવી જોઈએ, અને તે વાટે ગણિતશુદ્ધ કલ્પનાવિહાર કરવાની શક્તિ વધારવી જોઈએ. આમ થાય તો જ તેમને જ્યોતિષાનંદ પ્રાપ્ત થશે. *

ડિસેંબર, ૧૯૪૦

* હિંદી 'સર્વોદય'માંથી

લાકડાને લોખંડ સરખું મજબૂત બનાવતી :
હિંદની એક અગત્યની શોધ

# 'એસ્કયુ' : કાષ્ટ–સંરક્ષક

નટવરલાલ મ. પટેલ

"ભાર દઈને કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે કે, 'એસ્કયુ': કાષ્ટ–સંરક્ષક (Ascu Wood Preservative) ની શોધે હવે આપણા દેશી લાકડાને બાંધકામની જરૂરિયાતો માટે લોખંડ, પોલાદ અને કોંક્રીટની હરીફાઈ કરે તેવું બનાવી દીધું છે, અને બહુ જ મહત્વનો એક હિંદી–ઉદ્યોગ અસ્તિત્વમાં આવી રહ્યો છે. આને લીધે જે દિશામાંથી જંગલખાતાને પહેલાં નજીવી પેદાશ થતી તે હવે ઘણી જ વધશે. એટલું જ નહિ પરંતુ આ શોધ, પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ રીતે, હજારો કેળવાયેલાઓને, કારીગરોને તથા મજૂરોને રોજી મેળવી આપશે, અને પરદેશી વસ્તુઓની આયાત ઘટાડશે."

હિંદી સરકારની દેખરેખ નીચે પ્રકટ થતા "જંગલખાતાનું સંશોધન અને હિંદી ઉદ્યોગો" (Forest Research and Indian Industry) નામના સામયિકમાં ઉપરોક્ત પ્રશંસાવાક્યો 'એસ્કયુ' : કાષ્ટ–સંરક્ષક ('Ascu' Wood Preservative) નામની હિંદી શોધને અનુલક્ષીને લખાયા છે. 'એસ્કયુ' એક હિંદી શોધ છે, જેની આખી દુનિયાના પ્રત્યેક સુધરેલા દેશમાં પેટન્ટ કરાવેલી છે.

૧

લાકડા ઉપર 'એસ્કયુ' લગાડવાથી એને કદાપિ ઊધઈ લાગતી નથી તથા એ લાકડું સડતું પણ નથી. 'એસ્કયુ' લગાડવાથી ઇમારતી લાકડું વધુ મજબૂત અને ટકાઉ થાય છે. ચા, કોફી અને રબ્બરના બગીચાઓમાં (estates) લાકડાના રક્ષણ માટે 'એસ્કયુ' આદર્શ કાષ્ટસંરક્ષક પુરવાર થયું છે. આ દેશમાં લગભગ દરેક જાહેર બાંધકામખાતામાં (P. W. D.) 'એસ્કયુ' બારીબારણાં, છાપરાં, છત તથા પડદા ઉપર લગાડવામાં વપરાય છે.

આ દેશમાં જુદે જુદે ઠેકાણે લગભગ ત્રણ ડઝન કાષ્ટસંરક્ષક ખાતાં (Wood Preserving Plants) માં 'એસ્કયુ' વપરાય છે. જ્યારે માત્ર બાકીનાં બીજાં બે જ કાષ્ટસંરક્ષક ખાતાં "એસ્કયુ" સિવાયની બીજી ચીજ વાપરે છે. કોઈ પણ પ્રકારની જાહેરાત સિવાય આ અદ્ભુત પરિણામ મેળવી શકાયું છે. જાહેર બાંધકામખાતાના તથા સરકારી ખાતાના લગભગ પ્રત્યેક એક્ઝીક્યુટિવ ઇજનેરે તથા દેશી રિયાસતોએ સરખી ફતેહમંદી-પૂર્વક 'એસ્કયુ' વાપર્યું છે; એક પણ નિષ્ફળતા નોંધાયેલી જાણવામાં નથી. મૈસુર તથા ત્રાવણકોરનાં બે પ્રગતિમાન દેશી રાજ્યો રેલવેના લાખો સ્લીપરો ઉપર 'એસ્કયુ' વાપરી ચૂક્યા છે. જ્યારે સરદ્ગુ રિયાસતોમાં તથા હિંદના બીજા ભાગોમાં 'એસ્કયુ' લગાડેલા ઇલેક્ટ્રિક લાઇનના લાકડાના થાંભલા તેની કાયમી જાહેરાતની ગરજ સારે છે.

'એસ્કયુ' એકલા હિંદમાં જ માનભર્યું સ્થાન પામ્યું છે એમ નથી. આ હિંદી શોધે પરદેશોમાં પણ પોતાનો પગપેસારો સારી રીતે કર્યો છે, એ વાત જાણીને આશ્ચર્ય થશે. પ્રત્યેક ઠેકાણે એ સરખી ફતેહમંદીપૂર્વક વપરાયું છે. અને યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા ને કેનેડામાં હમણાં જ 'એસ્કયુ' ના પેટંટ હક્કો રૂ. ૧,૮૫,૦૦૦ જેવડી

મોટી રકમથી વેચાયા છે. હિંદની કોઈ પણ શોધને માટે હજી આટલી રકમ મળી હોય તેવું જાણવામાં નથી. યુનાઈટેડ સ્ટેટ્સની ધી અમેરિકન ટેલીફોન એન્ડ ટેલીગ્રાફ કંપની, જે ઈંગ્લેંડના પોસ્ટ અને ટેલીગ્રાફખાતાં કરતાં નવગણાં લાકડાના થાંભલા ખરીદે છે, અને જે એક કરોડ એંસી લાખ ટેલીફોન ચલાવે છે તેણે 'એરક્યુ'ને સર્વોત્તમ કાષ્ટસંરક્ષક તરીકે સ્વીકાર્યું છે અને તેના પેટન્ટના હક્કો ખરીદી લીધા છે. ઈંગ્લાંડ સહિત લગભગ ડઝન ઉપરાંત પરદેશોમાં 'એરક્યુ' વપરાય છે.

ઉત્તરમાં મરી અને કાશ્મીરથી દક્ષિણમાં ઠેઠ કેપ કોમોરિન સુધી 'એરક્યુ' લગાડેલા હજારો લાકડાના થાંભલા ઈલેક્ટ્રિક લાઈન માટે વપરાઈ ચૂક્યા છે. હજારો વાડના થાંભલા ઉપર એ લગાડવામાં આવ્યું છે, તથા લાકડાના લાખો રેલવે સ્લીપરો 'એરક્યુ'નું રક્ષણ મેળવી રહ્યા છે. લાકડાના પૂલો ઉપર એનો વપરાશ થઈ ચૂક્યો છે. વળી લીલાં વૃક્ષોને ઊધઈથી બચાવવા માટે તથા વહાણવટાનાં લાકડકામમાં એનો ઉપયોગ થાય છે. મુંબઈ અને વિઝાગાપટ્ટમના પોર્ટ ટ્રસ્ટોમાં મોટા પાયા ઉપર 'એરક્યુ'નો વપરાશ ચાલુ છે, તથા કોલરની સોનાની તથા બીજી ખાણો 'એરક્યુ'ના કાયમી ગ્રાહકો છે.

૨

લાકડાને એક વાર 'એરક્યુ' લગાડ્યા પછી ફરીથી જિંદગીભર તે લગાડવું પડતું નથી. એ કાયમી છે. વહેતા પાણીથી પણ પછી એ કદી ધોવાઈ જતું નથી. 'એરક્યુ' લગાડેલું લાકડું ગંધ મારતું નથી, અને આછામાં આછો રંગ પણ તેની ઉપર ચડી શકે છે.

'એરક્યુ' અસરકારક અને વિશ્વાસપાત્ર છે, સ્વચ્છ છે, તથા ગંધ મારતું નથી. અને કિંમતમાં પણ બહુ જ સસ્તું છે. 'એરક્યુ'ના એક ગેલનની કિંમત દોઢ રૂપિયો છે. સો ચોરસફૂટ ઉપર માત્ર અડધો ગેલન પૂરતું છે.

હિંદના બીજા ભાગોમાં લાખો ગેલન 'એરક્યુ' વપરાઈ ચૂક્યું છે. પરન્તુ આપણા ગૂજરાતે આવી અગત્યની વસ્તુ પ્રત્યે કેમ દુર્લક્ષ કર્યું હશે તે સમજાતું નથી. આપણે ત્યાં શોભા માટે લાખો રૂપિયા રંગમાં વપરાય છે. રંગ લાકડાને કોઈ પણ જાતની મજબૂતી આપતો હોય તેવું જાણવામાં નથી. જ્યારે 'એરક્યુ' લાકડાને ટકાઉ બનાવે છે તથા તેનું ઊધઈ અને સડાથી રક્ષણ કરે છે; છતાં તેનો વપરાશ હજુ થયો હોય તેમ લાગતું નથી. આપણે મકાનને રંગ લગાડવામાં સેંકડો રૂપિયા ખર્ચીએ છીએ તે સાથે જો 'એરક્યુ'નાં થોડાં ગેલન વાપરીએ તો આપણને મોંઘું નહિ પડે. ગૂજરાતે આ અગત્યની શોધને અપનાવવી ઘટે. નજીકના ભવિષ્યમાં 'એરક્યુ' ગૂજરાતમાં ઘેર ઘેર વપરાતું થઈ જશે તેમાં જરા પણ સંદેહ નથી. ગૂજરાતની મ્યુનિસિપાલિટીઓ તથા રેલવે કંપનીઓ તથા બીજી સંસ્થાઓએ 'એરક્યુ' વાપરવાની પહેલ કરવી ઘટે.

સંયુક્ત પ્રાંતની સરકારની દેખરેખ હેઠળ પ્રકટ થયેલા 'એરક્યુ' ઉપરના અહેવાલમાં સંયુક્ત પ્રાંતના એક ઈજનેરે વાપરેલા શબ્દોથી આ લેખ બંધ કરું છું:

"દેહરાડૂનનું ફોરેસ્ટ રીસર્ચ ઈન્સ્ટીટ્યુટ આથી પ્રાંતિક સરકારોને તથા બીનઅફસરોને 'એરક્યુ' વાપરવાની ભલામણ કરવાનું યોગ્ય માને છે અને જણાવે છે કે 'એરક્યુ' હજુ સુધી તો સૌથી વધુ અસરકારક અને કરકસરવાળું કાષ્ટ-સંરક્ષક જણાયું છે."

☆

# મીણબત્તી : તેની બનાવટ અને ઉદ્યોગ

ડૉ૦ નરસિંહ એમ. શાહ
એમ. એસસી., પીએચ. ડી.

જૂના કાળમાં, તેના આધુનિક સ્વરૂપમાં મીણબત્તીની હૈયાતી નહોતી. મશાલોમાંથી ગર કાઢી તેને ચરબી યા તેલમાં બોળી રાખી, પ્રકાશ માટે ઉપયોગમાં લેવામાં આવતો. આને તદ્દન સાદી 'સતજુગી' મીણબત્તી તરીકે ગણી શકાય. આમાંથી ધીમે ધીમે રૂની દીવેટ અને વાટ આવી. સૂતરના દોરાને ગરમ કરેલી ચરબીમાં બોળી રાખવામાં આવતા; પછી તેને ઠંડા કરી ફરીવાર ચરબીમાં મૂકવામાં આવતા : એવી રીતે વારંવાર ક્રિયાઓ કરીને જરૂરી જાડાઈ આવે એટલો ચરબીનો થર તેના પર જમાવવામાં આવતો. ઘણા સૈકાઓ સુધી આવી મીણબત્તીઓ ચાલી. આ કામ ગૃહઉદ્યોગ તરીકે ચાલતું. આવી ચરબીની મીણબત્તીઓ બાળવાથી એક પ્રકારની દુર્ગંધ * છૂટતી. ખ્રિસ્તી દેવળોમાં પૂજાની સામગ્રીના એક અંશ તરીકે મીણબત્તીઓ જૂના કાળથી વપરાય છે. આવી મીણબત્તીની વપરાશથી એ પવિત્ર સ્થળોનું બગડતું, એટલે ઘણા દેશોમાં, અને ખાસ કરીને રશિયામાં, ચરબીમાંથી બનાવેલી મીણબત્તીની વાતાવરણ વપરાશ સામે સખ્ત પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો, અને મીણમાંથી ( bees-wax) તૈયાર કરવામાં આવેલી મીણબત્તી પૂજાના કાર્યમાં વાપરવામાં આવતી. રોમન લેખકોએ આવી મીણબત્તીનો ઉલ્લેખ કરેલો છે. રોમન કેથોલિક દેવળોમાં પૂજા ઇત્યાદિમાં આવી મીણબત્તીનો જ ઉપયોગ કરવાની ભલામણ કરવામાં આવતી. ત્યારબાદ સ્પર્મેસેટી (spermaceti) નામના પદાર્થમાંથી મીણબત્તીઓ બનાવાતી. ૧/૬ પૌંડ વજનવાળી અને કલાકે ૧૨૦ ગ્રેન બળે એવી સ્પર્મ-મીણબત્તી અઢારમા સૈકાના પાછલા સમયમાં પુષ્કળ વપરાતી. ૧૮૬૦ના એક કાયદા મુજબ આવી મીણબત્તી ઇંગ્લેંડમાં ધોરણ તરીકે ગણાતી. આધુનિક મીણબત્તી ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના અરસામાં ( ૧૮૫૪ ) ચાલુ થઈ ગણાય. મીણ અને બીજા ઉપર દર્શાવેલ પદાર્થોમાંથી બનાવેલ મીણબત્તીઓ ચરબીની મીણબત્તી કરતાં વધારે સારી કોટિની અને ઓછી નુકસાનકારક હતી, પણ મીણ અને બીજા કાચા પદાર્થોની ભારે કિંમતને લીધે આવી મીણબત્તી ખૂબ મોંઘી પડતી, એટલે તેને બદલે વાપરી શકાય એવા પદાર્થો શોધવાના પ્રયત્નો શરૂ થયા.'

ચરબી, તેલ અને તેની જાતના પદાર્થોના અણુઓની રાસાયનિક રચનામાં સ્ટીઅરિક ઍસિડ ( stearic acid ) અને બીજા એવા ઘન ચરબી-તેજાબો સંયુક્ત સ્થિતિમાં હોય છે. આ તેજાબો છૂટા પાડીને જો મીણબત્તીની બનાવટ માટે ઉપયોગમાં લઈ શકાય તો તેમ કરવા અખતરા આદરવાનું સૂચન થયું; પરંતુ તેલ-ચરબીમાંથી ઉત્પન્ન થતા ઍસિડોની મોટા પાયા પર બનાવટ હાથ ધરવા માટે ચરબીની રાસાયનિક રચનાનું જ્ઞાન આવશ્યક છે. મીણબત્તીની બનાવટ માટે જોઈતા કાચા પદાર્થોની શોધમાં તેલ-ચરબીના રાસાયનિક બંધા-

* આ દુર્ગંધ, મીણબત્તી બળે ત્યારે ચરબી તપી જાય એટલે તેમાંથી ઍક્રોલીન (acrolein) નામનો પદાર્થ પેદા થાય છે તેને આભારી છે.

રણુના અભ્યાસને અપરોક્ષ ઉત્તેજન મળ્યું. શેવ્રુલ ( Chevreul ) નામના ફ્રેંચ વૈજ્ઞાનિકે તેલ–ચરબીમાં આવેલા પદાર્થોના રૂપ–ગુણુ પર મહત્તાપૂર્ણ શોધખોળ આદરી (૧૮૧૫–૧૮૨૩). આ શોધખોળનું એક ઉપયોગી પરિણામ એ આવ્યું કે તેલ–ચરબીમાં કઈ જાતના પદાર્થો આવેલા છે અને તેમનું રાસાયનિક બંધારણ કેવું છે એ સ્પષ્ટ થયું. આથી તેલ–ચરબીને કાચા પદાર્થો તરીકે ઉપયોગમાં લેતા અનેક ઉદ્યોગોને પુષ્કળ લાભ થયો છે. શેવ્રુલે નિશ્ચયપૂર્વક પુરવાર કર્યું છે કે તેલ–ચરબી જેવા પદાર્થો ગ્લીસેરાઈડ ( glyceride ) કહેવાતા પદાર્થોનું મિશ્રણ છે. આ ગ્લીસેરાઈડો પૂરિત અને અપૂરિત ચરબી–તેજાબો ( saturated and unsaturated fatty acids ) અને ગ્લીસેરીન ( glycerine )ના રાસાયનિક સંયોજનથી ઉત્પન્ન થાય છે. ટૂંકામાં, ગ્લીસેરીન અને ચરબી–તેજાબોના રાસાયનિક સંયોજનથી પેદા થતો પદાર્થ એટલે ગ્લીસેરાઈડ. ચરબી-તેજાબ+ગ્લીસેરીન=ગ્લીસેરાઈડ.

તેલ–ચરબીમાં જે ગ્લીસેરાઈડો આવેલા છે તેમાં મુખ્યત્વે ત્રણ તેજાબો હોય છે: ઓલીયિક, પામીટિક અને સ્ટીઅરિક ઍસિડ. આ ત્રણમાંથી ઓલીયિક ઍસિડ પ્રવાહી છે. તેલનો પ્રવાહી ગુણ આને આભારી છે. બાકી બેમાંથી સ્ટીઅરિક અને થોડે અંશે પામીટિક ઍસિડ પણ મીણબત્તીની બનાવટ માટે અત્યંત ઉપયોગી છે. મીણબત્તીની બનાવટમાં વપરાતો આ કાચો પદાર્થ બજારમાં 'સ્ટીઅરિન ' તરીકે ઓળખાય છે. મીણબત્તીના ઉદ્યોગમાં જેમ આ તેજાબોની માગણી વધતી ગઈ તેમ તેમની બનાવટનો ઉદ્યોગ ખીલતો ગયો અને ઓલીયિક ઍસિડ જેવા પ્રવાહી ચરબી–તેજાબોમાંથી સ્ટીઅરિક ઍસિડ બનાવવાનું કામ પણ હાથ ધરવામાં આવ્યું.

અત્યારે સ્ટીઅરિનનો મોટો હરીફ ખનિજ પારાફીન ( mineral paraffin ) છે: કારનૌબા, મોન્ટાન જેવાં બીજાં મીણો ઉપયોગમાં લેવા પ્રયત્નો થાય છે, પણ કિંમત અને કેટલેક અંશે તેમના પાસાદાર ( crystalline ) થઈ જવાના ગુણને લીધે સ્ટીઅરિન અને પારાફીનને બજારમાંથી હાંકી શકાયું નથી. આ સંબંધી સવિસ્તર ઉલ્લેખ " કાચા પદાર્થો " માં આગળ આવશે.

## મીણબત્તીનું બજાર

એક વેળા ગુજરાતમાં બીલીમોરા મીણબત્તીના ઉદ્યોગનું મોટું કેન્દ્ર હતું. તેલમાંથી મીણબત્તીની બનાવટમાં ઉપયોગી કાચા પદાર્થો તૈયાર કરવામાં આવતા અને તેમાંથી મીણબત્તી ત્યાં તૈયાર થતી. આ મથક ઘણા વખતથી પડી ભાગ્યું છે અને અત્યારે હિંદુસ્તાનમાં બનેલી સ્વદેશી મીણબત્તી મળી શકતી નથી. બ્રહ્મદેશમાં બરમા ઑઈલ કંપનીએ મીણબત્તીની બનાવટ અને તેના કાચા પદાર્થોનો બહોળો વેપાર હાથ કર્યો છે: પણ બ્રિટિશ હિંદમાં મીણબત્તીની બનાવટ માટે કોઈ સદ્ધર વેપારી પેઢી કે કારખાનું હોય એવું જાણવામાં નથી. હિંદુસ્તાનમાં મીણબત્તીનો ઉદ્યોગ શરૂ કરવા માટે સંજોગો ઘણી રીતે અનુકૂળ છે અને ઉદ્યોગને સારી રીતે ખીલવી શકાય એમ પણ છે. ઉદ્યોગમાં જરૂરી કાચા પદાર્થો દેશમાંથી સહેલાઈથી મળી શકે એમ છે. કાશીની હિંદુ યુનિવર્સિટીએ આ ઉદ્યોગની તાલીમ આપવાનું શરૂ કર્યું છે, એટલે દેશની સ્થિતિ સમજી લઈ ઉદ્યોગને આગળ ધપાવી શકે એવા કુશળ માણસો પણ પ્રાપ્ય થાય એમ છે.

હિંદુસ્તાનમાં મીણબત્તીના વેપારની સ્થિતિનો ખ્યાલ નીચેના આંકડા આપે છે:

મીણબત્તીની આયાત.

| સાલ | બ્રહ્મદેશમાંથી | પરદેશોમાંથી |
|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૩,૧૩૯,૬૭૮ પૌંડ | ૨૩૫,૭૬૨ પૌંડ |
| ૧૯૩૩–૩૪ | — | ૯૨,૧૫૩ ,, |

પારાફીનની આયાત

| | | |
|---|---|---|
| ૧૯૩૨–૩૩ | ૮૨૬ ટન | ૧૮૯ ટન |
| ૧૯૩૩–૩૪ | ૧,૧૧૫ ટન | ૩૪૪ ટન |

ઉપરની આયાતની કિંમત રૂપિયામાં નીચે મુજબ થાય:

| વર્ષ | બ્રહ્મદેશમાંથી | | પરદેશોમાંથી | |
|---|---|---|---|---|
| | મીણબત્તી | પારાફીન | મીણબત્તી | પારાફીન |
| ૧૯૩૨–૩૩ | ૮૮૩,૨૮૮ | ૩,૪૭,૦૯૪ | ૯૨,૬૭૯ | ૫૮,૮૬૯ |
| ૧૯૩૩–૩૪ | — | ૪,૬૬,૧૯૬ | ૪૦,૮૧૩ | ૯૩,૬૬૯ |

હિંદુસ્તાનમાં પારાફીન અને મીણબત્તીનું ઉત્પન્ન કેટલું છે તે નીચેના આંકડા પરથી સ્પષ્ટ થાય છે:

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૯ | ૭૭૭૨૭ ટન | ૧૯૩૨ | ૪૯૪૭૦ ટન, |
| ૧૯૩૦ | ૮૨૦૫૩ ,, | ૧૯૩૩ | ૫૨,૬૧૭ ,, |
| ૧૯૩૧ | ૪૯,૩૯૭ ,, | ૧૯૩૪ | ૪૮,૬૯૫ ,, |

તે પછીના આંકડા મળતા નથી.

બ્રહ્મદેશને હિંદુસ્તાનથી જુદો પાડ્યો તે પહેલાંના આ આંકડા છે. બ્રહ્મદેશથી આયાત થતી કોઈ પણ ચીજ પર જકાત નહોતી. અન્ય દેશોમાંથી આયાત થતા પારાફીન-મીણ અને મીણબત્તી ઉપર ૨૫ ટકા જકાત લેવાય છે.

બ્રહ્મદેશને જુદો પાડ્યા પછી હિંદુસ્તાનમાંથી પારાફીન મીણની જૂજ નિકાશ થઈ. ૧૯૩૮–૧૯૩૯માં પરદેશ ખાતે માત્ર ૪૫૬૬ ટન પારાફીન મીણ નિકાશ થયું. (કિંમત રૂા. ૨૧,૯૨,૧૦૮). હિંદુસ્તાન અને બ્રહ્મદેશ સંયુક્ત હતા ત્યારે પારાફીન મીણ કેટલું દેશાવર ખાતે જતું તે નીચેના આંકડા પરથી જણાશે:

| | વિલાયત ખાતે | કુલ બધા દેશોમાં |
|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૧૬૮૪૦ ટન | ૫૧, ૭૨૭ ટન |
| ૧૯૩૨–૩૩ | ૮,૧૪૩ ,, | ૪૫, ૨૩૩ ,, |
| ૧૯૩૩–૩૪ | ૧૨,૬૪૦ ,, | ૫૪, ૧૮૩ ,, |
| ૧૯૩૪–૩૫ | ૧૦,૮૭૪ ,, | ૪૬, ૪૫૩ ,, |

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પારાફીન અને મીણબત્તીનો મોટો વેપાર બ્રહ્મદેશના હાથમાં છે.

## મીણબત્તીની જાતો

હિંદુસ્તાનનાં બજારોમાં મળતી મીણબત્તી બે તરેહની હોય છે : (૧) બહારદેશમાંથી આયાત થતી પારાફીનમાંથી બનાવેલી મીણબત્તીઓ; અને (૨) પરદેશમાંથી આવતી 'કંપોઝીશન' મીણબત્તીઓ: આ જાત પારાફીન અને સ્ટીઅરિનના ( મોટા પ્રમાણમાં ) મિશ્રણમાંથી બનાવેલી હોય છે.

ઉપરની બે તરેહની મીણબત્તીઓ બજારમાં નીચે વર્ણવેલ રીતે ઓળખાય છે.

**(૧) ક્રાઉન મીણબત્તી :** ૧૦–૧૨–૧૪–૧૬ ઔંસના ૭–૭ મીણબત્તીનાં પાકીટ સામાન્યરીતે મળે છે. આ મીણબત્તીઓની લંબાઇ તેનાં વજન પર અવલંબે છે. તેનો વ્યાસ એકસરખો હોય છે. આ મીણબત્તીઓ વાલસેટ અને એવાં ફાનસોમાં વપરાય છે. આવી મીણબત્તીઓ હિંદની આબોહવાને અનુકૂળ હોય એવા પદાર્થોમાંથી બનાવાય એ ઈચ્છવા જેવું છે. ૪૫°C (૧૧૩°F) ની ઉષ્ણતાએ આ મીણબત્તીઓ પોચી પડવા માંડે છે, એટલે ઠંડા પ્રદેશોમાં આ મીણબત્તીની બનાવટમાં વપરાતી ચીજો સંતોષકારક લેખાય પણ હિંદુસ્તાન માટે આની બનાવટમાં ફેરફાર થવાની જરૂર લાગે છે. દાખલા તરીકે, જેકોબાબાદ જ્યાં ઉનાળામાં ૧૨૫°F (૫૧.૭°C) એટલી ઉષ્ણતા પડે છે ત્યાં, અને સંયુક્ત પ્રાંતો અને પંજાબ જ્યાં ૧૨૦°F (૪૯°C) સામાન્ય હોય છે ત્યાં, મીણબત્તીની બનાવટમાં આવતી ચીજો લગભગ ૫૬–૫૪°C ની ઉષ્ણતાએ પીગળે એવી હોવી જોઇએ. બહારદેશમાંથી આવતી મીણબત્તીઓની બનાવટમાં વપરાતું પારાફીન ઓછા ગલનબિંદુવાળું (melting point) હોય છે એટલે વાતાવરણની ગરમી વધારે હોવાથી મીણબત્તીઓ પાકીટમાં ચોંટી જાય છે યા વળી જાય છે. આ મીણબત્તી કિંમતમાં સસ્તી છે એટલે આ ગરીબ દેશમાં બીજી મીણબત્તીઓ સાથે હરીફાઇમાં ટકી શકે છે. પરદેશથી આયાત થતી ક્રાઉન મીણબત્તીમાં સ્ટીઅરિનનું પ્રમાણ વધારે હોય છે એટલે તેનું ગલનબિંદુ ઊંચું રહે છે. પણ માત્ર પારાફીનમાંથી બનાવેલી બરમી મીણબત્તીઓ કરતાં તેની કિંમત ઘણી વધારે હોય છે એટલે બરમાની મીણબત્તી પુષ્કળ ચાલે છે.

**(૨) પેન્સિલ મીણબત્તી :** ૧૦ ઔંસના પાકીટમાં વિધવિધ રંગની ૩૨ મીણબત્તી હોય છે. આ મીણબત્તી મોટે ભાગે પ્રવાસ યા મુસાફરીમાં અને રોશની ઈત્યાદિમાં વપરાય છે. આ મીણબત્તીની બનાવટમાં ગલનબિંદુનો પ્રશ્ન એટલો બધો અગત્યનો ભાગ ભજવતો નથી.

**(૩) ગાડીની મીણબત્તી :** ૧૦ ઔંસના પાકીટમાં ૭ સફેદ મીણબત્તી હોય છે. આ મીણબત્તીની માગણી ઘોડાગાડીવાળાઓ તરફથી રહ્યા કરે છે અને રહેશે—જ્યાં સુધી ઘોડાગાડી અને એવાં વાહનો આ દેશમાં ચાલશે ત્યાં સુધી.

## મીણબત્તીના હરીફ

વીજળીની વપરાશ દિન પર દિન હિંદુસ્તાનમાં વધતી જાય છે, એટલે સ્વાભાવિક રીતે મીણબત્તીની વપરાશને થોડાઘણા પ્રમાણમાં અસર થાય. છતાં, આ દેશમાં હજી તો મીણબત્તીનું સ્થાન ચોક્કસ છે; કારણ કે (૧) વીજળીના મુકાબલે મીણબત્તી ગમે ત્યાં પ્રકાશ અર્થે સહેલાઈથી લઈ જઈ શકાય છે; બૅટરી અને વીજળીની ટાર્ચ-બત્તીઓ વગેરેનો ઉપયોગ વધતો જાય છે પણ હિંદુસ્તાન જેવા ગરીબ દેશની આમપ્રજાને તેનો ઉપયોગ મોંઘો પડે છે; આ વસ્તુઓ ગામડાંમાં સહેલાઈથી મળી શકતી પણ નથી; (૨) મનુષ્યની ધાર્મિક વૃત્તિ

ટકશે ત્યાં સુધી દેવળો ઈત્યાદિ સ્થળોમાં મીણબત્તીની માગણી ઓછીવત્તી પણ હંમેશાં રહેવાની; (૩) રોશનીમાં મીણબત્તીનો ઉપયોગ વિશિષ્ટ છે: મોટાં શહેરોમાં વીજળીક રોશનીની સગવડ જલદી થાય છે પણ હિંદનાં હજારો ગામડાંઓમાં આ સ્થિતિ હજી પહોંચી નથી; (૪) ભાડૂતી ઘોડાગાડીઓને સસ્તી અને ગમે ત્યાં સહેલાઈથી લઈ જઈ શકાય એવી વીજળી પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મીણબત્તીની માગણી રહ્યા કરવાની. આ માગણી બજારમાં એકધારી રહ્યા કરે છે. હિંદુસ્તાન વિસ્તારવાળો દેશ છે, એટલે ઘોડાગાડીનો ધંધો ચાલવાનો– ભાડૂતી મોટર બસોની હરીફાઈ છતાં; (૫) વિશેષમાં, હિંદુસ્તાનનાં ગામડાંઓમાં વીજળી હજી પહોંચી પણ નથી: ગરીબ હિંદના ગામડે ગામડે વીજળી પહોંચતાં હજી અત્યંત લાંબો કાળ નીકળી જશે, એટલે આ દેશમાં મીણબત્તીનું સ્થાન લગભગ નિશ્ચિત છે.

## ૨
### કાચા પદાર્થો

હિંદુસ્તાનમાં મીણબત્તીના ઉદ્યોગને લગતી પરિસ્થિતિ આપણે વર્ણવી ગયા. હવે ઉદ્યોગમાં જરૂરી કાચા પદાર્થોનો વિચાર કરીએ.

મીણબત્તીની બનાવટમાં ઉપયોગી કાચા પદાર્થોમાં પારાફીન અને સ્ટીઍરિન બને અગત્યના છે. પારાફીન મીણની પ્રથમ શોધ ૧૮૩૦ માં થઈ. લાકડાં આદિ બીજી વનસ્પતિ કે પ્રાણીજ ચીજોમાંથી ડામર બનાવી તેમાંથી પારાફીન મેળવી શકાય છે, પણ તેનું પ્રમાણ અત્યંત જૂજ હોય છે. પુષ્કળ જથ્થામાં તે તૈયાર કરવું હોય તો ખનીજ તેલમાંથી (petroleum)-મળી શકે છે. પારાફીન પર દાહક ક્ષાર કે તેજાબની અસર નહિ જેવી થાય છે (પારમ્=જૂજ; એફીનીસ=સગાઈ) માટે તેને પારાફીન કહેવાય છે.

પેટ્રોલિયમના કૂવા હોય છે: કૂવામાંથી નીકળતાં તેલની સાથોસાથ સળગી ઊઠે એવો ગૅસ (વાયુ) પુષ્કળ નીકળે છે. આ ગૅસનો ઉપયોગ ગરમી યા પ્રકાશ અર્થે કરવામાં આવે છે. અમેરિકામાં આ ગૅસને ઠંડો પાડી પ્રવાહી પદાર્થમાં ફેરવી નાખે છે. કાચું તેલ બાકી રહે છે: તેને મોટી પાઈપો મારફત દૂર કારખાનાંમાં લઈ જવામાં આવે છે. આ કાચા તેલને અમુક ઉષ્ણતાએ ઉકાળતાં તેમાંથી જુદી જુદી ઉષ્ણતાએ જુદા જુદા પદાર્થો મળી આવે છે. સૌથી પહેલું પેટ્રોલ જુદું પાડવામાં આવે છે: પછી અનુક્રમે ઉષ્ણતા વધતાં, ઘાસતેલ, લુબ્રિકેટીંગ ઑઈલ, વેસેલીન ઈત્યાદિ ચીજો જુદી પડે છે. અંતે પારાફીન ઘન પદાર્થ તરીકે મળી આવે છે. રાસાયનિક પરિભાષામાં, મીથેઈન (methane) જાતના ખુલ્લી કાર્બન અણુ-રચનાવાળા અમુક પ્રકારના ઘન પદાર્થોનું મિશ્રણ એટલે પારાફીન. મીણબત્તીની બનાવટમાં કાચા પદાર્થ તરીકે પારાફીન વાપરવાનું પ્રથમ સૂચન રાઈસેબૅક (Reisebach) કરેલું પણ તેનો ઉપયોગ સ્થાપિત કરવાનું માન સ્કોટલૅન્ડના જેઈમ્સ યંગને (James Young) ઘટે છે (૧૮૫૦). ૧૮૪૮માં તેને પેટ્રોલિયમનો કૂવો હાથ લાગેલો; પણ તે કૂવો થોડા વખતમાં સુકાઈ ગયો. નવો પ્રવાહ શોધતાં તેને ભૂખરી ચીકણી માટી (bituminous shale) જેવો પદાર્થ જડી આવ્યો, જેમાંથી ખનીજ તેલ કાઢી શકાય છે. આ તેલમાંથી તેણે પારાફીન જુદું પાડ્યું, ખનીજ તેલમાંથી પારાફીન મોટા જથ્થામાં મળી શકતું હોવાથી આ ઉદ્યોગને નવો વેગ મળ્યો છે. દાખલા તરીકે, ૧૯૨૮માં અમેરિકામાં ૨૮૧ હજાર ટન, બર્મામાં ૫૦ હજાર ટન, પોલૅન્ડમાં ૩૬ હજાર ટન અને જર્મનીમાં ૨૪ હજાર ટન ખનીજ તેલ (પારાફીન તૈયાર કરવામાં) કાઢવામાં આવ્યું હતું.

ખનીજ તેલમાંથી પારાફીન કાઢવાની ક્રિયાઓનું વિસ્તૃત વર્ણન આ લેખ માટે અસ્થાને ગણાય. એટલો ઉલ્લેખ પૂરતો છે કે, પારાફીન કાઢ્યા પછી તેના ગલનબિંદુ અનુસાર તેના વિભાગ કરવામાં આવે છે. બજારમાં મળતી પારાફીનની જાતોનું ગલનબિંદુ ૩૦° થી ૫૬° C વચ્ચે હોય છે. પારાફીન એક શુદ્ધ રાસાયનિક પદાર્થ નથી, પણ જુદા જુદા કાર્બન-અણુ યુક્ત વિધવિધ પારાફીનોનું મિશ્રણ છે, એટલે મિશ્રણના ગુણ તે દર્શાવે છે. એટલે તેને ગરમ કરીએ તો ધીમે ધીમે અંશતઃ ઓગળવા લાગે છે, અને છેવટે પ્રવાહી બને છે. થર્મોમીટરે દાખવેલી એક જ ઉષ્ણતાએ તે એકદમ પ્રવાહી થઈ જતું નથી; પણ ઘન સ્થિતિમાંથી પ્રવાહી થતાં લાંબો ગાળો રહે છે. એ સુવિદિત છે કે શુદ્ધ પદાર્થ અમુક ઉષ્ણતાએ એકદમ પ્રવાહી બની જાય છે, એટલે શુદ્ધ પદાર્થ તેના ગલનબિંદુએ પહોંચતાં તુરત ઓગળી જાય છે. ટૂંકામાં, તેનું ગલનબિંદુ એકદમ ચોક્કસ (sharp) હોય છે. આ દેશના અમુક ભાગોમાં પુષ્કળ ગરમી પડે છે (૧૧૦° F = ૪૩.૩° C). આવી ગરમીમાં એકલા પારાફીનની બનાવેલી મીણબત્તી પોચી પડી જાય છે, વળી જાય છે, કે એક બીજા સાથે ચોંટી જાય છે.

આ ખામી દૂર કરવા સ્ટીએરિન, કારનૌબા મીણ અને બીજાં મીણો પારાફીન સાથે મેળવવામાં આવે છે, જેથી તેનું ગલનબિંદુ ઊંચું જાય. ઊંચા ગલનબિંદુવાળું પારાફીન વાપરવામાં આવ્યું હોય તો ઉપરના પદાર્થો ઉમેરવાથી ગલનબિંદુ વધતું નથી પણ ગલનબિંદુ અને પોચા પડવાનો (softening) ગાળો ઓછો થઈ જાય છે. આ પણ મોટો ફાયદો છે.

મીણબત્તી માટે વપરાતું પારાફીન નીચે પ્રમાણે શુદ્ધ કરવામાં આવે છેઃ પારાફીનને લાકડાના વાસણમાં ભરવામાં આવે છેઃ અમુક વિશિષ્ટ ઘનતા (૨-૩° બ્યુમે) વાળો ગંધકના તેજાબનું દ્રાવણ તેની સાથે મેળવવામાં આવે છે અને લગભગ અરધા કલાક સુધી સીધી કે આડકતરી રીતે વરાળ વડે ગરમી આપવામાં આવે છે. પછી ઠંડું પડતાં, કચરો તથા બીજી અશુદ્ધિઓ નીચે એકઠી થાય છે. આ શુદ્ધિકરણની ક્રિયામાં સીસાનાં પતરાંવાળાં વાસણો ન વાપરવાં જોઈએ, કારણ કે ક્રિયા દરમિયાન સીસાના ક્ષારો પારાફીન સાથે મળી જાય છે. આવા પારાફીનમાંથી બનાવેલી મીણબત્તી પીળા રંગની મશાલ આપે છે.

પારાફીન સાડા ત્રણથી પાંચ આને પૌંડ બજારમાં (બંદરી શહેરોમાં) મળે છે. તેની કિંમતનો આધાર તેના ગલનબિંદુ પર હોય છે; જેટલું ગલનબિંદુ વધારે તેટલી તેની કિંમત પ્રમાણમાં વધારે પડે છે. હિંદુસ્તાનમાં નીચા ગલનબિંદુવાળા પારાફીન મીણબત્તીની બનાવટમાં ઉપયોગમાં ન લઈ શકાય. આપણા દેશની આબોહવા ધ્યાનમાં લેતાં ૫૦°C ઉપરના ગલનબિંદુવાળું પારાફીન અનુકૂળ ગણાય. પારાફીનનું ગલનબિંદુ અને તે પોચું પડવા માંડે તે ઉષ્ણતા વચ્ચે જે ગાળો રહે છે તે ઓછો કરવા ૩૪ ટકા સ્ટીએરિન વાપરવામાં આવતું પણ ખનીજ તેલના ઉદ્યોગની ખિલવટ થવાથી પારાફીનની કિંમત ઘટવા લાગી એટલે સ્ટીએરીનનું પ્રમાણ ૫-૨૦ ટકા સુધી આવ્યું. જેટલું સ્ટીએરિન વધારે તેટલી મીણબત્તી અપારદર્શક થાય છે અને એથી ઊલટું, પારાફીનનું પ્રમાણ જેટલું વધારે તેટલી મીણબત્તીની પારદર્શકતા વધે છે. વધારે પ્રમાણમાં પારાફીનવાળી પારદર્શક મીણબત્તી લોકોને પસંદ નથી પડતી એટલે આ પારદર્શકતા ઓછી કરવા બીટા-નેફ્થોલ (β-naphthol), આલ્કોહોલ, પારાફીનનું તેલ, સ્ટેરોલાન એવા પદાર્થો જૂજ પ્રમાણમાં ઉમેરવામાં આવે છે. આ પદાર્થોમાં સ્ટીએરિનના ગુણો નથી પણ મીણબત્તીની પારદર્શકતા ઓછી કરે છે એટલે સ્ટીએરિનમાંથી બનાવી હોય તેવી મીણબત્તી થાય છે. [ચાલુ]

અનુસંધાન પૃષ્ઠ ૧૩૬]

સામાજિક તથા ધાર્મિક કાયદાઓ ! ગયાં ૪૦–૫૦ વર્ષથી વડોદરા રાજ્ય અખિલ હિંદુ સમાજને માટે સતત વિચાર કરી રહ્યું છે. જે પ્રશ્નો અન્ય સ્થળોએ આજ પર્યંત વિવાદ-ગ્રસ્ત છે, અનિશ્ચિત છે, તે વડોદરાએ ક્યારના ઉકેલ્યા છે. ગોખલે છે-ભારતવર્ષને અસ્પૃશ્યો હજુ પરમ દિવસે જ યાદ આવ્યા. વડોદરાએ અસ્પૃશ્યોના પ્રશ્નને પા સદી ( ૨૫ વર્ષ ) પૂર્વે હાથ પર લીધેલ છે. પટેલ, ગૌર વગેરે લગ્નના કાયદામાં સુધારા વધારા કરવા મથ્યા, પરંતુ તેમને અલ્પ યશ મળ્યો; આજે વડોદરા જરીયે ધાંધલ-ધમાલ વિના પટેલને ચોરે લગ્ન નોંધી રહ્યું છે. બાળવિવાહ પ્રતિબંધ, છૂટાછેડા, પુરોહિત વર્ગનો પ્રશ્ન વગેરે પ્રશ્નો વડોદરા માટે હવે ' પ્રશ્ન ' રહ્યા નથી.

સામાજિક કાયદાઓ પરત્વે વિરોધ થાય જ; પણ મહારાજાસાહેબ આંકડાઓથી પોતાના વિચારોની સત્યતા જનતાને ઠસાવે છે. છૂટાછેડાનો પ્રશ્ન નીકળ્યો ત્યારે એક એવો મુદ્દો ઉપસ્થિત થયો કે છૂટાછેડાનો રિવાજ નથી. મહારાજાએ શાંતપણે એક સમિતિ નીમીને સંશોધન કર્યું. છૂટાછેડા અનેક જાતિઓમાં હરહમેશ થાય જ છે એમ સ્પષ્ટ જણાઈ આવ્યું. મહારાજાસાહેબ સમાજસુધારક છે પણ તે કેવળ ભાવનાથી પ્રેરિત થયેલા નથી. બુદ્ધિને એક વાર સુધારો રુચ્યો કે પછી તેઓ ગમે તેવા વિરોધને મચક આપતા નથી.

આ રીતે પોતાનાં જ્ઞાન અને અનુભવનો ઉપયોગ મહારાજા જનસેવા–લોકસેવા–માટે કરે છે. હમણાં હમણાંમાં તો ઉમર વધતાં આ પ્રમાણે અધિક ઉદ્યોગ અને અધિક સેવા કરવા જોઈએ એમ મહારાજાને થયા કરે છે. પોતાના દીર્ઘકાલીન જીવનમાં અનેક ભૂલો થઈ હશે અને તેને લીધે અનેક અનુભવો મળ્યા હશે તેનો ઉપયોગ કરી લેવાની આ જ તક છે એમ તેઓ કહે છે. આજ સુધી પોતાથી જે જે ભૂલો થઈ હશે તેની એક A Book of Mistakes (ભૂલ–પોથી) પોતા પાછળ મૂકી જવી જોઈએ એમ કોઈ કોઈ વખત મહારાજાને થયા કરે છે !

સમય બહુ થોડો બાકી રહ્યો છે. કાફલાના મુકામમાંથી કૂચ કરી જવાની પળ આવી રહી છે ! જમીનમાં ઠોકેલા તંબૂઓ એક પછી એક ઉપાડી લઈ ઊંટ ઉપર લદાઈ રહ્યા છે. પાણીના કૂજાઓ ભરાઈ ગયા છે. મહારાજાના અંગરક્ષકોએ કમરો કસી છે. પરંતુ મહારાજા હજુ તંબૂમાં બેઠેલા છે. ડાબી બાજૂએ મીઠું ખજૂર અને સુવાસિક હુક્કો છે. જમણી બાજૂએ હજુ કામના ઢગલા પડ્યા છે. પરલોક કરતાં ઈહલોક ઉપર મહારાજાને વિશેષ વિશ્વાસ છે—પ્રેમ છે. જીવનરસનો પ્યાલો કાંઠાકાંઠ ભરી પીવાની, તેમાં એક પણ ટીપું સિલક ન રાખવાની તેમની મહત્વાકાંક્ષા છે. આ રસસેવનમાં તેઓ એટલા મગ્ન થઈ ગયા છે કે પરલોક તરફ–મૃત્યુ તરફ–વળીને જોવા માટે પણ તેમને ફુરસદ નથી. એકાદો બીકણ, કામનો ચોર, બાળક પિતાના હાથના મારમાંથી બચી જવા માટે જેમ ઘરના એકાદા અંધારિયા ખૂણાખાંચરામાં ભરાઈ રહે તેમ મૃત્યુથી બીને મહારાજા જીવનના ખૂણામાં ઓથ આડે બેસી રહ્યા નથી. તેઓ તો જીવનના રાજમાર્ગ ઉપર ચોકની મધ્યમાં ઉઘાડે માથે ઘૂમી રહ્યા છે.

મહારાજા મૃત્યુથી ડરતા નથી. તેમ મૃત્યુના નામથી, હતાશ થઈ ટાચકા ફોડતા નથી, તેમ તેનું અપમાન પણ કરતા નથી? કચેરીનું કામ ચાલુ છે. જુદાં જુદાં પ્રકરણો ઉપર મહારાજા પોતાના હુકમો 'ડીકટેટ' કરાવે છે; આ સમયે ઓરડાને બારણે ટકુટક અવાજ થાય તો કદાચ ઊંચું ન જોતાં મહારાજા 'come in' એમ કહેશે. પરંતુ પગનો અવાજ ન થવા દેતાં હળવે-એકદમ હળવે-કદાચ મૃત્યુએ પ્રવેશ કર્યો હોય તોપણ મહારાજા તુરત જ માથામાં પાઘડી નાખતાંક, ખુરશીમાંથી ઊભા થઈ મૃત્યુ પાસે જઈ તેની સાથે હસ્તધૂનન કરશે, how do you do એમ પૂછતાં સ્મિત કરશે અને પછી ડોક સહેજ વાંકી નમાવી સભ્યતાપૂર્વક "હું જરા કામમાં ગૂંથાયો છું, આપની સાથે વાર્તાલાપ માટે મને હમણાં સમય નથી, જરા બેસશો કે?" એમ કહીને ફરી સ્મિત કરશે. ડોકટર મોદક, આવેલા પરોણાને એકાદ ખૂણાની ખુરશીમાં સ્થાન આપશે એટલે મહારાજા ફરીથી પોતાનાં કામમાં મગ્ન થશે અને અધું મૂકેલું વાક્ય ડીકટેટ કરાવી પૂરું કરશે!






**જય સોમનાથ:**—લેખક : શ્રી કનૈયાલાલ મુનશી. પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય રૂપિયા ત્રણ.

શ્રી. મુનશીની આ નવી નવલકથા 'પાટણની પ્રભુતા'ના પુરસ્સંધાનરૂપ છે. સંવત ૧૦૮૨ માં ગઝનીના સુલતાન મહમ્મૂદે સોમનાથ પર આક્રમણ કર્યું અને ગુજરાત, કચ્છ અને સૌરાષ્ટ્રે તેનો જે અપૂર્વ શૌર્યથી સામનો કર્યો તે શ્રી. મુનશીની આ ઐતિહાસિક નવલકથાનું કથાવસ્તુ બને છે. મહમ્મૂદ જેવો સમર્થ સેનાની પોતાનું સુવ્યવસ્થિત વિશાળ સૈન્ય લઈ સોમનાથની મૂર્તિનું ખંડન કરવા ધસ્યો આવે છે, તેનો પ્રતિરોધ કરવા પાટણનો રાજા ભીમદેવ સોલંકી કમર કસે છે. રજપૂત રાજાઓ કેમે કરી એક થતા નથી. ઝાલોરના વાક્પતિરાજ મહમ્મૂદને રસ્તો આપી દે છે. ઘોઘારાણા અને તેનો આખો પરિવાર ઘોઘાગઢ આગળ મૃત્યુવંશ થાય છે. ઘોઘારાણાનો પુત્ર સજ્જન યવનસેનાના દસ હજાર યોદ્ધાઓને રણમાં રઝળાવી કૈલાસવાસી થાય છે. સજ્જનનો પુત્ર સામંત એકલે હાથે ભીષણ પરાક્રમો કરે છે. તે દરમ્યાન પ્રભાસનું રક્ષણ કરવાની તૈયારીઓ ચાલે છે. ખોરાક, શસ્ત્રો, ખાઈનું ખોદાણકામ, વહાણોની વ્યવસ્થા, પાટણ ખાલી કરવાની યોજના વગેરેની વિગતો શ્રી. મુનશી કોઈ સંગ્રામનિયામકની કુનેહથી રજુ કરે છે. સુલતાનની વિશાળ સેના પ્રભાસ પહોંચે છે. ઘેરો શરૂ થાય છે.

ગુજરાતનું શૌર્ય જો પ્રભાસને રક્ષવા મથે છે, તો બીજી બાજુ દેશની ધર્માંધતા જ પ્રભાસનો વિનાશ સર્જે છે એમ શ્રી. મુનશીએ બતાવ્યું છે. સોમનાથના મઠાધિપતિ ગંગસર્વજ્ઞની પુત્રી ચૌલા નવલના આરંભમાં જ મંદિરમાં ભગવાન પશુપતિને આત્મસમર્પણનું પ્રથમ નૃત્ય કરે છે. ગંગસર્વજ્ઞનો પટ્ટશિષ્ય અને સોમનાથનો ભાવી મઠાધિપતિ શિવરાશિ ચૌલાનું એ નૃત્ય મુગ્ધ બનીને જોઈ રહે છે. ભીમદેવ જેમ કથાનો નાયક છે તેમ શિવરાશિ આ નવલનો પ્રતિનાયક છે. ભીમદેવ ચૌલાને સમુદ્રતટે ભયાનક કાપાલિકના હાથમાંથી બચાવે છે, તેમની વચ્ચે પ્રણયના અંકુર પ્રગટે છે; પણ શિવરાશિ ચૌલામાં ત્રિપુરસુંદરી પ્રગટ થયાં છે એમ માને છે અને ગંગસર્વજ્ઞની મનાઈ હોવા છતાં વામમાર્ગીઓની બીભત્સ દુર્ગાપૂજામાં ચૌલાને ઉડાવી જાય છે. સર્વજ્ઞ ત્યાંથી ચૌલાને લઈ આવે છે. પ્રભાસમાં રાત્રે જ્યારે સર્વરાશિ, ચૌલા તથા ભીમદેવને એકાંતમાં મળતાં જોઈ જાય છે ત્યારે તેના ક્રોધનો પાર રહેતો નથી. મંદિરમાં આવીને એ ભીષણ ભવિષ્યવાણી ઉચ્ચારે છે. ભીમદેવ અને ચૌલાના વિધિસર લગ્ન થાય છે. વીફરેલો તપસ્વી સર્વરાશિ હિતાહિતનું ભાન ભૂલી જાય છે અને ગુપ્તમાર્ગેથી યવનોને પ્રભાસમાં દાખલ કરે છે. ગઢ પડે છે. રજપૂતોનું શૌર્ય નિષ્ફળ

થાય છે. ઘાયલ થયેલા ભીમદેવ તથા ચૌલાને સામંત પ્રભાસમાંથી લઈ જાય છે. ગંગસર્વજ્ઞ મૃત્યુ પામે છે. મહમ્મદ લોખંડની ગદા લઈ શિવલિંગના ત્રણ ટુકડા કરે છે.

મઠના વયોવૃદ્ધ અધિપતિ ગંગસર્વજ્ઞ, પરાક્રમી ઘોઘારાણા, રણની આંધીમાં યવનસેનાને લઈ જતો સજ્જન, ઉજ્જડ થયેલા ઘોઘાગઢનો એકલો વારસ સામંત, રજપૂત રાજાઓને એક કરવા મથતો વિમલ મંત્રી, પાટણનરેશ ભીમદેવ, કુનેહબાજ અને શક્તિસંપન્ન સુલતાન મહમ્મૂદ, ઝાલોરના વાક્પતિરાજ, ફમો લાખાણી, સોરઠનો રા' વગેરે સહુ ભૂતકાળને ભવ્ય રંગે સજીવન કરતાં પાત્રો છે. તેમાં એકલે હાથે અજબ પરાક્રમો કરતો સામંત તેજસ્વિતામાં ભીમદેવ કરતાં પણ વધી જાય છે. ડુમાનો કોઈ પરાક્રમી કથાનાયક જેવો સામંત શ્રી. મુનશીનું અવિસ્મરણીય સર્જન છે.

સ્ત્રીપાત્રોમાં એક જ મુખ્ય સ્થાન ચૌલાનું છે. એ પાત્રમાં શ્રી. મુનશીએ મમતાભરી પીંછીથી બહુ સુકોમળ રંગો પૂર્યા છે. શ્રી. મુનશીએ સરજેલાં વિલાસ, મંજરી, તનમન, સુવર્ણા, દેવધાની વગેરે સ્ત્રીપાત્રોની પેઠે ચૌલા પણ તેમનું ચિરંજીવ સર્જન છે. ચંદ્રકિરણોની બની હોય એવી એ સૌન્દર્યમૂર્તિ ચૌલા મુગ્ધ, સુકુમાર, નાચતી, કૂદતી નિર્દોષ હરિણી સમી છે. પોતાનાં સ્વપ્નો અને સંવેદનોમાં એ દિનરાત મગ્ન રહે છે. તે વારેવારે લાગણીના ઊભરા અનુભવે છે. (જો કે ચૌલા આ નવલમાં આઠ વાર બેભાન થાય છે તે જરા વધારે પડતું લાગે છે.* ) એ પ્રણયવિહ્વલ નર્તકી ભીમદેવને ભગવાન પિનાકપાણિનો અવતાર સમજી લે છે. પણ પ્રભાસ પડ્યા પછી સ્થૂલ જીવનનાં બંધનો તેને સમજાય છે, અને તેની સ્વપ્નસૃષ્ટિ વિખેરાઈ જાય છે. તેના વિષાદને સીમા રહેતી નથી. શંકરને માટે સરજાયેલી તે ભીમદેવની પત્ની બની તેમાં પોતે વ્યભિચારિણી બની એમ ચૌલા માને છે અને પશ્ચાત્તાપમાં તે સળગ્યા કરે છે. સોમનાથની પુનઃપ્રતિષ્ઠા વખતે ચૌલા છેલ્લું નૃત્ય કરી લે છે અને ભોળાનાથને ચરણે સર્વસ્વ સમર્પણ કરી દે છે. ચૌલાના નૃત્યથી શરૂ થતી નવલકથા ચૌલાના નૃત્યથી જ સમાપ્ત થાય છે તેથી વસ્તુગૂંથણીમાં સપ્રમતાની સુંદર અસર ઊપજે છે.

'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' પ્રતાપી વ્યક્તિત્વવાળાં મહત્ત્વાકાંક્ષી પાત્રોની પરસ્પર અથડામણ, બુદ્ધિના ચમકારા અને તેમનાં ઉત્કટ હૃદયમંથનનું શ્રી. મુનશીએ આલેખન કર્યું હતું તેથી 'જય સોમનાથ'ની નવલકથા જરા જુદી પડી આવે છે. અહીં તમામ પાત્રો દેશ પર આવતી ભયાનક આફતનો સામનો કરવા એકઠાં થાય છે, એટલે વ્યક્તિગત આશાઆકાંક્ષાઓને તેમણે ભૂલી જવી પડે છે. બીજાણુ બાહ્ય સંઘર્ષણ આગળ પાત્રોની લાગણીઓ નિરૂપવાનો લેખકને ઓછો અવકાશ રહે છે. શ્રી. મુનશીની શૈલી આ નવલમાં વિશેષ વર્ણનાત્મક બની છે. સોમનાથના મંદિરની સમૃદ્ધિ, ચૌલાનું પ્રથમ નૃત્ય, સજ્જનની મુસાફરી દરમ્યાન રણની ભયંકર આંધી, પસાર થયેલી મહમ્મૂદની સેના, ઉજ્જડ ઘોઘાગઢમાં સામંતનો પ્રવેશ, પ્રભાસમાં યુદ્ધની તૈયારી, પરમારનું વીરોચિત મૃત્યુ, પ્રભાસગઢનું પતન, સોમનાથનો વિનાશ નોતરનાર શિવરાશિનું મૃત્યુ, સોમનાથની પુનઃપ્રતિષ્ઠા વખતે ચૌલાનું નૃત્ય વગેરે પ્રસંગો શ્રી મુનશીની વર્ણનશક્તિનાં ઉત્તમ દૃષ્ટાન્તો સમા છે.

* પૃ. ૨૨૪ પર ભભા પણ ફરિયાદ કરે છે: "એનો સ્વભાવ એવો છે કે જરા જરામાં મરી જાય છે, અને પાછી એ બેભાન થાય છે, ને મારી ચિંતાનો પાર રહેતો નથી."

ઘણાં વરસ પછી શ્રી મુનશીએ આ ઐતિહાસિક નવલકથા લખી છે. વચ્ચે સામાજિક અને પૌરાણિક નાટકો, પ્રહસનો, ગંભીર નિબંધો, વિવેચન, જીવનચરિત્ર વગેરે સાહિત્યપ્રકારો તેમણે ખેડયા. અને આજે હજી પણ તેમની નિઃસર્ગદત્ત સર્જશક્તિ પહેલાંના જેટલી જ સમૃદ્ધ અને ચેતનભરી છે તેની આ નવલમાં સાબિતી મળે છે. પરસ્પર સુસંકલિત પ્રસંગોનો પ્રવાહ ધોધમાર ગતિથી ચાલ્યો જાય છે; તેમાં પ્રતાપી, નીડર, ટેકીલા વીરો સંગ્રામ ખેલતા, મહાન પરાક્રમો કરતા નજરે પડે છે અને દેશને જાણે કે સચેત થવાની, ભાવનાત્મક જીવન જીવવાની પ્રેરણા આપતા જાય છે. એવી રસપ્રદ આ નવલકથા વાંચતાં વાચક થાકે કે કંટાળે એવો સંભવ જ નથી.

**ચૌલાદેવી** :—લેખક તથા પ્રકાશક: શ્રી ધૂમકેતુ. પ્રાપ્તિસ્થાન: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. પૃષ્ઠ સંખ્યા ૩૯૮. મૂલ્ય રૂપિયા અઢી.

શ્રી ધૂમકેતુની આ ઐતિહાસિક નવલકથા છે. શ્રી. મુનશીની નવલકથા ‘જય સોમનાથ’ પ્રભાસના પતનથી અને સોમનાથની પુનઃપ્રતિષ્ઠાથી સમાપ્ત થાય છે, તો આ નવલ લગભગ એ જ કાળથી શરૂ થાય છે. લેખક કહે છે તેમ “ ભીમદેવ સોલંકીના સમયના ગૂજરાતની—અગિયારમી સદીના બીજા ચરણની આ કથા છે.’ ગૂજરાતના તેજસ્વી સોલંકીયુગનો ઇતિહાસપ્રવાહ એ રીતે આ બીજી નવલમાં ચાલુ રહ્યો છે. ભીમદેવ, ચૌલાદેવી, વિમલ મંત્રી, દામોદર વગેરે ‘જય સોમનાથ’માંનાં પાત્રો શ્રી. ધૂમકેતુની આ નવલકથામાં ફરીથી દેખા દે છે. અલબત્ત, શ્રી. મુનશી તથા શ્રી ધૂમકેતુની શૈલી, સર્જશક્તિ, કલ્પના તેમ જ જીવનદૃષ્ટિમાં જે તફાવત છે તે અનુસાર એ પાત્રો પણ અહીં બદલાયાં છે.

ભીમદેવ ચૌલાને રાજરાણી બનાવવા માગે છે, અને રાણી ઉદયમતી તથા વિમલ મંત્રી તેનો વિરોધ કરે છે. એ વિરોધથી પાટણમાં ઉત્પન્ન થતું સંઘર્ષણ તે આ નવલનો મુખ્ય વસ્તુપ્રવાહ છે. પાટણમાં આંતરવિગ્રહ ન થાય તે માટે દામોદર મહેતા બધી યુક્તિઓ અમલમાં મૂકે છે. વિમલ પાટણના ગૌરવની રક્ષાના ખ્યાલમાં વારાંગના રાણી બને તે સહી શકે તેમ નથી; અને દામોદર મહેતા વિમલને સમજાવી શકતા નથી. દામોદર મહેતા તથા સેનાપતિ બાલુકરાય મળીને ચૌલાને સિદ્ધપુર મોકલી દે છે. ભીમદેવ તેની પાછળ સિદ્ધપુર પહોંચે છે; પણ રાતે મંદિરમાં ભીમદેવના મુખેથી ચૌલા રાજાના નિરવધિ પ્રેમની સાબિતી આપતા શબ્દો સંતાઈને સાંભળે છે અને પછી તે આત્મવિલોપનાર્થે નાસી છૂટે છે; ત્યારે ચૌલા વગરના પાટણમાં પ્રવેશ ન કરવાનો ભીમદેવ નિશ્ચય કરે છે.

પાટણમાં કોલાહલ શરૂ થાય છે. ભીમદેવ વિમલને ત્યાં તરવાર લઈને જાય છે, પણ વિમલ દમાતો નથી. તે દરમ્યાન મહારાણીની દાસી પ્રતાપદેવી કાપાલિકની સહાયથી મારણમંત્રના પ્રયોગ દ્વારા ફૂલ જેવા રાજકુમારનો જાન લે છે. કુમારને બચાવવાના ચૌલાના અને કેસર મકવાણાના પ્રયત્નો નિષ્ફળ થાય છે. કેસર કાપાલિકને મારી નાખે છે. ન્યાયપ્રિય ભીમદેવ કાપાલિકના ખૂનની તપાસ કરાવે છે ત્યાં ચૌલા તથા કેસર મકવાણો બને ખૂની તરીકે હાજર થાય છે. ખૂનમાં રાણી ઉદયમતીનો હાથ હતો એ વાતનો દામોદર મહેતાને ખ્યાલ આવતાં તે રાણીને બરાબર સપડાવે છે અને ચૌલાદેવીને રાણી બનાવવામાં

ઉદયમતીની અનુમતિ મેળવી લે છે. જુનાગઢના રા'નું મન પણ મહેતા જીતી લે છે; અને પછી ચૌલા રાણી બને એ વાતનો વિરોધ કરનાર એકલો વિમલ બાકી રહે છે.

ગણત્રીબાજ દામોદર મહેતા બધી યોજનામાં જીતે છે અને તેનો પ્રતિસ્પર્ધી વિમલ હારે છે. ભરસભામાં વિમલનો માનભંગ થાય છે. આબુના દંડનાયકનું પદ સ્વીકારીને વિમલ પાટણમાંથી જતો રહે છે. નીડર અને કલાપ્રિય વિમલ અને કુનેહબાજ દામોદર વચ્ચે એક બીજાને મ્હાત કરવાની જે સ્પર્ધા ચાલતી હતી તેના પરિણામે દામોદરનો વિજય થતાં નવલકથાનો એ ગૌણ વસ્તુપ્રવાહ ત્યાં પૂરો થાય છે. પોતાનું સંતાન પાટણની ગાદીએ નહિ બેસે એવું ચૌલા ઉદયમતીને વચન આપે છે. ચૌલાના પ્રેમની પ્રેરણાથી ભીમદેવ મહાન પરાક્રમો કરવા નીકળે છે.

કથાનો નાયક ભીમદેવ છે. પણ 'જય સોમનાથ'માં ભીમદેવ જે અતુલ પરાક્રમ-પરંપરાથી ભગવાન રુદ્રના અવતાર સમો શોભી રહે છે તે ભીમદેવથી આ જાણે જુદો જ લાગે છે. કુટુંબકલહના કળણમાં એ શૂરવીર રાજા ભારે ગૂંચવાઈ જાય છે. ભીમદેવ વિષે લૂંઢ કહે છે કે, "એ સમો કયાં અને આજના આ રાજા કયાં! સરોવર ઉપર પોતે પરકુટીમાં રહે છે ને અંદર પાટણમાં મંત્રીની સત્તા ચાલે છે. ઠીક છે, જે દી ભોળાનાથ દેખાડે એ દેખવા." બીજી રીતે બેવકૂફ અને અવિચારી લૂંઢની એ વાત તો સાચી જ છે. આખા નવલમાં બધું કાર્ય દામોદર મહેતા જ કરે છે. તે સર્વજ્ઞ અને સર્વવ્યાપી જેવા છે. રાણી ઉદયમતી અને જૈન મુનિ કાવત્રું કરવા મળે તો ત્યાં દામોદર મહેતા ઝાડ પર બેઠા જ હોય. ચૌલાને બદલે ઉદયમતી ભીમદેવને મળવા આવે, તો ભીમદેવને બચાવી લેવા દામોદર મહેતા ત્યાં આવી ગયા જ હોય. ચૌલાને ઉઠાવી જવાની રાણી યોજના ઘડે ત્યાં ગુપ્ત વેષે દામોદર મહેતા રાજમહેલ આસપાસ ફરતા જ હોય. લેખકે એ રીતે આ મંત્રીવરને બહુ સ્ફૂર્તિવાળા કલ્પ્યા છે. દામોદર મહેતા ચાલાક છે, શક્તિમાન છે, તેમની બધી ગણત્રી ખરી પડે છે. તે પાટણના મંત્રીશ્વર બને છે, પણ મહત્તા પારખવાની તેમનામાં શક્તિ નથી. ઉદારચરિત વિમલ અને તેની પત્ની શ્રી-( જે આ નવલનું ચિરસ્મરણીય પાત્ર છે )ને મુખેથી આબુ પર મંદિરો બાંધવા પાછળ રહેલા ભવ્ય આદર્શની વાત સાંભળ્યા પછી દામોદર મહેતાના મુખમાંથી "હવે જે લેવું નીકળશે, તે આ પૈસા ભક્તથી આપી શકાય તેમ નથી. ને માળવાના સમાચાર સાંભળ્યા હશે ત્યારે કોણ કાઠો ધીરવાનો છે!" એવા આનાપાઈની ગણત્રી કરનાર વેપારીના જેવા શબ્દો બહાર પડે છે.

શ્રી. મુનશીએ સરજેલી ભગવાન પિનાકપાણિની અભિસારિકા ચૌલા અને શ્રી. ધૂમકેતુએ આલેખેલી ચૌલા વચ્ચે પણ ઘણો તફાવત છે. શ્રી. મુનશીની ચૌલા સ્વપ્નસરિતામાં તરતી મોહક ભાવનામૂર્તિ છે. તેની ઊર્મિઓ, તેનું મનોમન્થન, તેનું આત્મસમર્પણ એ સર્વમાં અપૂર્વ તરવરાટ અને ચેતન છે. શ્રી ધૂમકેતુની ચૌલા ઉચ્ચ આદર્શોવાળી છે. રાજ-વૈભવનો તેને લોભ નથી. રાજાના પ્રેમનું મૂલ્ય તે પારખે છે. અંધારી રાતે અવાવરૂ વાવમાં એકલી ઊતરતી ચૌલા સાહસિક પણ છે. કુમળા કિશોર રાજકુમાર પરની તેની મમતામાં તેનું વત્સલ માતૃહૃદય પણ પ્રગટ થાય છે. અને છેવટે મૃદંગકલામાં અસાધારણ નિપુણતા બતાવી તે પાટણમાં લોકપ્રિય બની જાય છે. પણ પોતાની પ્રેરણાથી તે ભીમદેવ આગળ

મોટાં પરાક્રમો કરાવી શકવાની છે એ તેની વૃત્તિ, પોતાના મહત્ત્વનું ભાન, જરા ખૂંચે છે. અને છેલ્લે મહારાજના વિજયપ્રયાન વખતે સોમનાથની નર્તકી ચૌલા હજી કુમારિકા છે એ વાતથી દામોદર મહેતાને જેમ આશ્ચર્ય થાય છે, તેમ પોતાનાં સંતાનો ઉપર થયો તેની રાણી ઉદયમતી સાથે ચર્ચા કરનારી ચૌલા વિશે વાચકોને પણ આશ્ચર્ય થાય તેમ છે. કે ચૌલાના પાત્રને અપૂર્વ અને ઉન્નત બનાવી દેવાના લોભમાં લેખકે વળી આ નવો પ્રયત્ન શા માટે કર્યો!

બીજા પાત્રોમાં વિમલમંત્રી, સેનાપતિ બાલુકરાય, કાપાલિકને હણનાર કેસર મકવાણો, ત્રિપુરાંતકનો શિષ્ય કાર્તિક સ્વામી, ભરમાંકદેવ વગેરે મહત્ત્વનાં પાત્રો છે. વિમલ મંત્રી પાટણમાંથી વિદાય લે છે તે પ્રસંગનું આલેખન બહુ અસરકારક છે. પણ સંવાદદ્વારા કે કાર્યદ્વારા પાત્રના સ્વભાવનું જે સ્ફોટન થવું જોઈએ તેમાં શ્રી. ધૂમકેતુ બરાબર સુસંગતિ જાળવી શક્યા નથી. વિમલમંત્રી ચૌલાને વારાંગના ગણી ધુત્કારી કાઢે એ હજી યે સંભવિત મનાય, પણ તે દામોદરને કહે છેઃ "મને ડબડાવવો છે?" અને રાજસભામાં "આ તો મને કાઢવાની યુક્તિ છે" એમ તે બોલે છે, એ તેના વ્યક્તિત્વના ગૌરવને અનુરૂપ શબ્દો નથી. બીજી રીતે સમર્થ જણાતા સેનાપતિ બાલુકરાયના મુખમાં લેખકે વિમળ વિશે 'આ વાણિયું રાજા ભીમદેવને' એવા હલકા શબ્દો મૂક્યા છે. કાર્તિક સ્વામીના ઉદ્ગાર 'એમ તો હું પણ કંઈક છું હો' એ વિચિત્ર લાગે છે. બાલુકરાયના મનમાં વિમળ સામે દ્વેષ હોય તોપણ એવું ગૌરવાન્વિત પાત્ર એવા હલકા શબ્દો બોલે એમાં ઔચિત્ય નથી. આ નવલમાં ઘણીવાર વાર્તાલાપમાં પાત્રોચિત ગાંભીર્યને અભાવે સંવાદ અસંબદ્ધ-વાતો જેવો બની જાય છે. શરૂઆતમાં ઉદયમતી અને ચૌલાની તકરારમાં સામાન્ય સ્ત્રીઓ વઢતી હોય તેવી ભાષા છે. કાર્તિકસ્વામીનું પાત્ર લેખક સારી રીતે વિકસાવે છે પણ પછી તે પાત્રનું કશું મહત્ત્વ રહેતું નથી. તેને પાટણ બહાર મોકલી દેવામાં આવે છે. કેસર મકવાણો ખૂનની કબૂલાત કરે છે તે પછી તેનો પિતા બિમાર હોવાથી તે જતો રહે છે. પણ જતાં જતાં પોતે નહિ આવી શકે તો તેના વંશવારસો પણ આવીને શિક્ષા સહન કરશે એ જાતના તેના ઉદ્ગારો, જ્યારે આપણે જાણીએ છીએ કે કાપાલિકનું તેણે ખૂન કર્યું તે કુમારને બચાવવા કર્યું હતું ત્યારે, એ ઉદ્ગારો માત્ર વાક્પટુતા જેવા લાગે છે.

નવલકથામાં રસ સતત જળવાઈ રહે તે માટે લેખકે ભૂતકાળની ઘણી રહસ્યભરી વસ્તુઓનો ઉપયોગ કર્યો છે. શુભચરો ભેદી સંદેશા લાવે છે; વારાંગનાઓ જાસૂસીની જાળ બિછાવે છે; અવાવરૂ વાવ, ભોંયરાં, સ્મશાનમાં મંત્રસાધના, કાપાલિકની ભયંકરતા, મારણ-મંત્રનો પ્રયોગ વગેરે રોમાંચક વસ્તુઓ શ્રી. ધૂમકેતુએ આલેખી છે. તેમાંય વાચકનું કુતૂહલ સૌથી વધારે સતેજ રાખનાર વાત તો-પાટણ પર થનારા-પરરાજ્યોના આક્રમણની છે. માલવરાજ ભોજ, ચેદીરાજ કર્ણ, અર્બુદપતિ ઢુંઢુરાજ, નાડુલનો અણહિલ વગેરે રાજાઓની પાટણ પર ચડી આવવાની તૈયારીઓના ખબર આવ્યા કરે છે. એ રીતે વારે વારે લેખક વાચકોને જાણે કે ધમકી આપ્યા જ કરે છે. છેવટે કોઈ ચડી આવતું નથી. વાત જુદી જ બને છે. ચૌલાનું સ્વપ્ન પૂરું પાડવા ભીમદેવ જ વિજયપ્રસ્થાન આરંભે છે.

આવા બનાવોની જે પરંપરા શ્રી. ધૂમકેતુએ આલેખી છે તેમાં પાત્રોની મનોસૃષ્ટિ તરફ તેમણે બહુ ઓછું ધ્યાન આપ્યું છે. નવલકથાની એ ગંભીર ઊણપ છે, કારણ કે

એ જ કલાકારની સાચી કસોટી છે. એ વગર નવલકથામાં ઊંડાણ આવતું નથી. માનસિક સંઘર્ષણના આલેખન માટે વસ્તુમાં પૂરતી અનુકૂળતા હોવા છતાં ચૌલા, ભીમદેવ કે ઉદયમતીના મનમાં શું ચાલી રહ્યું છે તેનો લેખક ભાગ્યે જ કંઈ ખ્યાલ આપે છે. એક માત્ર વિમલ જ્યારે પાટણ તજીને જાય છે તે પ્રસંગે તેની ઊર્મિઓ શ્રી ધૂમકેતુએ આલેખી છે, અને તેટલાથી એ પ્રસંગ અવિસ્મરણીય બની જાય છે.

પ્રસંગયોજનામાં પણ થોડી ભૂલો છે. ચૌલા વગરના પાટણમાં ન જવાની ભીમદેવ પ્રતિજ્ઞા કરે છે ને વળી એ વિમલમંત્રીને ઘરે જાય છે. પાટણ આખું ભીમદેવ સામે બેઠું થયું એમ લેખક કહે છે, અને પછી એવું કાંઈ બનતું નથી. જ્યારે ભીમદેવ ખૂનીની તપાસ કરે છે, અને મહારાણીને કેદ કરવાની વાત ચાલે છે ત્યારે ચૌલા અણીને વખતે આવે છે, કેસર મકવાણો પણ એમ જ આવે છે, અને બહારથી આવતાં આવતાં વાતના અનુસંધાનમાં જ તેઓ એકેક વાક્ય બોલતા આવે છે. એ સાવ નાટક જેવું લાગે છે. ભીમદેવના રાજદરબારનું દૃશ્ય પણ વિચિત્ર છે. દામોદર મંત્રી એક વૃદ્ધ બારોટને સભામાં લાવે છે અને બારોટના જુસ્સાભર્યા પણ મેળવગરના ભાષણથી પાટણની પરદેશનીતિ નક્કી થઈ જાય છે, વિમલ મંત્રીનો તેજોવધ થાય છે, અને દામોદરની બધી ધારણા સાચી પડે છે. ભીમદેવને કશું કરવું જ પડતું નથી.

પ્રસંગયોજનામાં આવી અસાવધાનતા દેખાય છે અને પાત્રાલેખનમાં થોડી અસંગતિઓ છે, છતાં શ્રી ધૂમકેતુની આ નવલકથામાં વાચકનો રસ જળવાઈ રહે છે. તેનાં મુખ્ય કારણો, અખંડ નહિ તોપણ ગતિમાન એવો ક્રિયાપ્રવાહ અને લેખકની જીવંત શૈલી એ છે. ઉપરની ખામીઓ શ્રી. ધૂમકેતુ જો દૂર કરી શક્યા હોત તો નવલકથા છે એથી પણ વધારે રસપ્રદ બની શકત.

નાથાલાલ દવે

આવી સ્થિતિમાં જીવન-વેતન એક સામાજિક જવાબદારીનું રૂપ ધારણ કરી લે છે. જીવન-વેતનથી ઓછું આપવું એ તો બહુ જ ભયાનક છે. લાચાર થઈને દસ માણસોમાંથી આપણે ત્રણ માણસોને પસંદ કરી લેવા પડે છે, તેનો સવાલ એ છે કે આપણે તેમને કયા તત્ત્વ ઉપર પસંદ કરીએ? વેતન આપનાર સંસ્થા પોતાના સ્વાર્થનો જરા પણ વિચાર નથી કરતી, કારણ કે તે પરમાર્થના પાયા ઉપર ઊભી છે. પરંતુ જે કાર્યકર્તાઓ સંસ્થાની વૃત્તિ સાથે પૂર્ણપણે એકરૂપ નથી થઈ શકયા તેમને પોતાનો સ્વાર્થ યા સંકુચિત વૃત્તિને તૃપ્ત કરવાની તક મળી જાય છે. જેવી સંસ્થા છે તેવા કાર્યકર્તા ધર્મપરાયણ બની જાય તો સમાજનું ચારિત્ર્ય તેઓ જલદી ઉન્નત કરી શકશે.

પ્રામાણિક અને સમાજોપયોગી કામ દ્વારા જીવન-વેતન મેળવવાની પ્રથમ એને તક આપવામાં આવે કે જે દુરાચારી નથી, વ્યસની નથી અને જે બિલકુલ દરિદ્રી છે. તેમાં જાત, ધર્મ, પંથ અથવા પક્ષનો જરા પણ ખ્યાલ ન કરવામાં આવે. એ જ રીતે સચ્ચરિત્ર બેકારોને જીવનદાયી ઉદ્યોગ આપનાર કાર્યકર્તા રાષ્ટ્રીય ચારિત્ર્યની સંપત્તિ વધારે છે અને તેનો કલ્યાણકર્તા બની જાય છે. સ્વરાજની સર્વોત્તમ તૈયારી એ જ રીતે થશે.

લોકતંત્ર (ડેમોક્રસી) ઉત્કૃષ્ટ વસ્તુ છે. જો તેમાં અજ્ઞાન અને હીનતાની પ્રતિષ્ઠા વધી જાય તો તે નરકનું સાધન બની જશે. લોકતંત્ર કેવળ અહિંસક સ્વરાજમાં જ મજબૂત બની શકે છે. અહિંસક સ્વરાજનો પાયો છે સામાજિક સ્વરાજની વ્યાપકતા. સામાજિક સદાચાર વધારનાર પ્રત્યેક સેવક પ્રજાતંત્રનો સૌથી વધારે મજબૂત આધારસ્તંભ છે.

એથી એમ નથી સમજવાનું કે જે સદાચારી નથી તેના ઉપર ખાદીના વિષયમાં કશી જવાબદારી નથી. ખાદીનું વ્રત લેવું અને કાંતવું તો તેનું યે કર્તવ્ય જ છે, પરંતુ લોકોની એ માન્યતા છે કે ખાદીનો સદાચાર સાથે નિકટનો સંબંધ છે. ખાદીધારીના દુરાચારથી તેમને અચંબો લાગે છે. જો આપણા કાર્યકર્તા આ હિતકારક ભાવનાનું રક્ષણ કરી શકે અને તેને વેગ આપી શકે તો આપણું રાષ્ટ્રીય ચારિત્ર્ય ઘણી જ ઉન્નતિ કરશે.

કંઈ નહિ તો જ્યાં સુધી મજૂરો સાથે સંબંધ છે ત્યાં જીવન-વેતનનો ઉપયોગ સદાચાર વધારવામાં કરી શકીએ છીએ. એ જે નિર્વ્યસની અને સદાચારી હોય, જે નિર્વ્યસની અને સદાચારી બનવાનો વાયદો કરે તેને જીવન-વેતન ઉપર પહેલો અધિકાર રહે. આ રીતે જીવન-વેતન દ્વારા આપણે સ્વરાજ, સર્વરાજ્ય યા રામરાજ્યની દિશામાં અગ્રેસર થઈશું, પરંતુ એના માટે જીવન-વેતનને ચારિત્ર્ય-વેતન બનાવવાની શક્તિનો આપણે વિકાસ કરવો પડશે.

☆

# કાલિદાસ–સ્મૃતિદિન*

પ્રો. અતિસુખશંકર ક. ત્રિવેદી

**પ્રો.** ચતુરભાઇ પટેલે કાલિદાસની ગુજરાતી ભાષામાં અનુવાદ રૂપે રજુ થયેલી કૃતિઓ પર વિદ્વત્તા ભરેલું વ્યાખ્યાન આપ્યું. તે પછી ભાઇ વિષ્ણુકુમાર દેશાઇએ કાલિદાસની કૃતિઓમાં સંગીત વિષે વિવેચન કર્યું. તે પછી પંડિત લાલચંદજીએ રસિકતાપૂર્વક કાલિદાસનામાં કેવી ઊંડી રસિકતા હતી તેનું સભાને ભાન કરાવ્યું. તે પછી પ્રો. ગોવિન્દલાલ ભટ્ટે કાલિદાસનાં નાટકોમાં નીતિનો કેવો સુંદર બોધ છે તેનું સંક્ષિપ્ત કથન કર્યું; ને છેવટે, મિસ ગૌતમે કાલિદાસ વિષે સુંદર શ્લોક ગાયો. આ પ્રમાણે આજે અહીં કાલિદાસને વિષે Pentangular match થઈ છેઃ પાંચ વકતાઓ પાંચ જુદી જુદી દિશામાં ગયા છે. તો હું પણ તે નિયમને અનુસરી તેમનાથી નવી દિશામાં જાઉં તો સૌ ક્ષંતવ્ય ગણશો.

## હંસા મહેતાની પ્રેરણા

કવિકુલગુરુ કાલિદાસનો સ્મૃતિદિન ગુજરાતમાં સ્થળે સ્થળે ઊજવવો એ પ્રેરણા શ્રી. હંસા મહેતાની પ્રેરણા છે. કાલિદાસની શિષ્ટ કૃતિઓ પ્રતિ જનતાની અભિરુચિ લોકપ્રિય બને તે હેતુથી સાહિત્યસભાઓએ કાલિદાસ સ્મૃતિદિન ઊજવવો એવી પ્રેરણા એમણે પ્રદર્શિત કરી, અને એમની ઇચ્છા ફળીભૂત થાય એ હેતુથી, એમના મારા પરના પત્રો મુજબ, મેં એ ઉત્સવ માટે વડોદરા, સુરત, ભાવનગર, જૂનાગઢ, ભરૂચ વગેરે સ્થળે સાહિત્ય સભાઓના મન્ત્રીઓને યા પ્રમુખોને પત્રો લખ્યા. સર્વત્ર એ ઇચ્છા સ્વીકારાઈ. આપણી સાહિત્યસભાએ પણ એ પ્રેરણા વધાવી લીધી તેથી મને હર્ષ થયો.

## વર્ષોજૂના સંસ્કાર

વર્ષોજૂની વાત છે. મારી ઉંમર ૧૪ વર્ષની હતી ને હું મેટ્રિક ક્લાસમાં ભણતો હતો. તમારામાંના ઘણા ગભરાયા હશો તેમ હું પણ તે વખતે સંસ્કૃતથી ગભરાયો હતો. સંસ્કૃતનું મારું જ્ઞાન કાચું નહોતું ને સંસ્કૃતમાં મને રસ નહોતો તેમ પણ નહોતું. પણ અમારા વખતમાં મેટ્રિકમાં જે ભાઈ પરીક્ષક નીમાતા તેઓ સંસ્કૃતનો પ્રશ્નપત્ર અઘરો કાઢવામાં આનંદ માનતા; રૂપો પૂછે તો ૮ માર્ક માટે ૧૦૮ રૂપો લખવાનાં હોય. શબ્દરૂપ તો હું કડકડાટ જાણતો હતો—આજે પણ હજી તે યાદ છે—અને રૂપો પણ ગોખવાની મને સારી ટેવ હતી, તેમ છતાં સંસ્કૃત વિષે હું મૂઝાતો; કારણ મને નપાસ થવાનો ભય નહોતો, પણ મને માર્ક ઓછા મળે તેનો મને ભય હતો. જ્યાં સુધી સાહિત્ય ને વ્યાકરણના જ્ઞાનમાં બરાબર શ્રદ્ધા થાય નહિ ત્યાં સુધી મને શાંતિ મળે તેમ નહોતું. તે શાંતિની શરૂઆત મને કાલિદાસની કૃતિએ કરાવી. મેટ્રિક ક્લાસના શરૂઆતના વખતથી જ અમને રઘુવંશ શીખવવામાં આવ્યો હતો. પ્રથમ સર્ગ અમે જલદીથી શીખી ગયા. અમે બીજા સર્ગ આગળ

* વડોદરાની સાહિત્યસભામાં તા. ૩૦–૬–૬૧ ને દિને કાલિદાસ–સ્મૃતિદિનના ઉત્સવને નિમિત્તે ભરાયેલી સભામાં પ્રમુખપદેથી આપેલું ભાષણ.

આવી પહોંચ્યા. તે સર્ગના પ્રથમ સર્ગની શરૂઆત કરતાં, પહેલાં અમને તેનો સાર કહેવામાં આવ્યો, જેથી અમારી જિજ્ઞાસા તેજ બની ને કલ્પના કૂદવા મંડી. ઋષિની ગાય—રાજાની સેવા—સાંજ પડે આશ્રમ પ્રતિ રાજાનું પ્રયાણ—સિંહને રૂપે શિવે કરેલી રાજાની કસોટી—સિંહ ને રાજાની વચ્ચે થયેલો સંવાદ—પુષ્પવૃષ્ટિ—वरं वृणीष्व—सुदक्षिणायां तनयं ययाचे—વગેરે વગેરેનો કલ્પેલો આનંદ વાચનને ઉત્તેજવા સમર્થ નીવડયો. શ્લોકેશ્લોક જલદી વાંચી સમજી જવાની તાલાવેલી જાગી. ઝપાટાબંધ બીજો સર્ગ મેં વાંચ્યો, વિચાર્યો, પુનરપિ વાંચ્યો, વિચાર્યો, મલ્લિનાથની ટીકાની સાથે ત્રણ વાર વાંચ્યો, વિચાર્યો ને તે મોંએ કર્યો; મોંએ કર્યો એટલું જ નહિ, પણ અનેકવાર મનમાં તેમ મોટેથી ગાયો. ગાયો ? હા, ગાયો. હમણાં ઘણી વાર મેં રમતા રખડતા છોકરાઓને ગાતા સાંભળ્યા છે:–"ચલ ચલરે નવ જવાન, ચલ ચલરે નવ જવાન." થોડા વખત પર તો એક બહુ જ બુઢ્ઢા માણસને છાતી કાઢીને રસ્તામાં "ચલ ચલરે નવ જવાન" ગાતાં મેં જોયો હતો. પોતાને પ્રિય લાગતું ગાયન માણસને ઘેલો બનાવી દે છે—ગાયનઘેલો. હું પણ ગાયનઘેલો બન્યો, ને શાળામાં કે ઘેર, જ્યાં હોઉં ત્યાં, જરા મોં ખુલ્લું રાખીને ઓકાવી શકું તો હું ઓકાવતો—

अथ प्रजानामधिपः प्रभाते–
स्थितः स्थितामुच्चलितः प्रयाताम्–
ऊनं न सत्त्वेष्वधिको बबाधे–
अलं महीपाल तव श्रमेणको–
अमुं पुरः पश्यसि देवदारुम्–
अल्पस्य हेतोर्बहु हातुमिच्छन्–.

વગેરે વગેરે. જે વખતે જે પંક્તિ હાથમાં આવી તેનાથી શરૂ કરી આગળ દશપંદર શ્લોકો ગાઈ જતો ત્યારે મને શાંતિ વળતી. મારું જ્ઞાન વધુ ને વધુ વિકસિત થતું ગયું, ને તેમાં મને રસ પડતો ગયો. આખો સર્ગ મલ્લિનાથની ટીકા સાથે વાંચી ગયાથી મને કાવ્યાનંદનું સુંદર પૃથક્કરણ પ્રાપ્ત થયું. પરિણામે મારું સંસ્કૃતનું શબ્દજ્ઞાન ને વ્યાકરણજ્ઞાન એકદમ વિશાળ બની ગયું; અને સંસ્કૃત ભાષા અત્યંત નિયમબદ્ધ હોવાને લીધે તે મને ત્યાર પછી ઘણી સહેલી લાગવા માંડી. તે સમયથી સંસ્કૃત ભાષાનો મેં સદાને માટે અપૂર્વ પ્રેમ પ્રાપ્ત કર્યો, ને તે ભાષા પર મને યત્કિંચિત્ પ્રભુત્વ પ્રાપ્ત થયું છે તે કાલિદાસની કૃતિના અભ્યાસથી થયું છે અને સ્વાભાવિક રીતે તે કવિને મારું હૃદય આજે અનેકવાર નમન કરે છે.

## કાલિદાસની અન્ય કૃતિઓનો અભ્યાસ

મારું સદ્ભાગ્ય! કૉલેજના પ્રથમ વર્ષમાં મારે ૧ થી ૫ સર્ગ શીખવાના આવ્યા, અને તે સાથે બીજું પુસ્તક विक्रमोर्वशीयम् નાટક શીખવાનું આવ્યું. જે મહાકાવ્યના રજા સર્ગના વાચનથી મને મૅટ્રિકમાં અનહદ આનંદ પ્રાપ્ત થયો હતો તેના પાંચ સર્ગ શીખવા તે તો પછી મારે મન રમતની વાત બની ગઈ. મને થયું કે પાંચ સર્ગથી પણ હું આગળ આગળ મારી મેળે વાંચી કાઢું. મેં તેમ કર્યું. અને હું આઠમા સર્ગ પર આવ્યો. એના કરુણ રસથી હું અતીવ મુગ્ધ બન્યો.

विललाप स बाष्पगद्गदम्
स्रगियं यदि जीवितापहा
अथवा मम भाग्यविप्लवाद्
गृहिणी सचिवः सखी मिथः ॥

એ અને એવા બીજા શ્લોકોના રણકા વર્ષો સુધી મારા કાનમાં સંભળાયા જ કર્યા.

અને વિક્રમોર્વશીયમ્‌ના ૪થા અંકથી એવો મુગ્ધ બન્યો કે તે જ વર્ષે મારી મેળે અભિજ્ઞાન શાકુન્તલમ્ નાટક હું વાંચી ગયો ને તત્ર શ્લોકચતુષ્ટયમ્ શા માટે કહેવાય છે તેનો મને સાક્ષાત્કાર થયો. એ ચાર શ્લોકના ફરી ફરી વાચન વખતે મને તે વખતે અશ્રુસ્રાવ થતો. સહૃદયતાના વિકાસને અંગે એ શ્લોકો અવશ્ય સેવા કરે તેવા છે, જો કે મને એમ પણ લાગે છે કે પરિવર્તિત સમાજમાં એ શ્લોકો આનંદ ન આપે એ પણ બનવા જોગ છે. એ શ્લોકો પુત્રીને સાસરે વળાવવાની ભાવના પર ટકેલા છે અને સાસરે વળાવવાની વાત જો જાય તો એ ભાવનાની સુંદરતાનું ભાન પણ જાય.

## કાલિદાસનું સર્વકાલીનત્વ

સ્મૃતિદિનના આજના પ્રસંગ પર થોડીક અંગત બાબતો કહેવાની મેં છૂટ લીધી છે તે આપ ક્ષંતવ્ય ગણશો. પણ મારો હેતુ એ જ છે કે કાલિદાસે મારામાં સંસ્કૃત સાહિત્ય પ્રતિ અપૂર્વ અભિરુચિ ઉત્પન્ન કરી તે હું દર્શાવી શકું. મને કેટલીક વાર પ્રશ્ન ઉદ્‌ભવે છેઃ આજના જમાનામાં કાલિદાસ જન્મ્યો હોત તો એ નાટકો લખત કે નવલકથાઓ લખત? મહાકાવ્ય રચત કે ઊર્મિકાવ્યો બનાવત? શકુંતલાનું ચિત્ર ચીતરત કે લીલા દેસાઈ જેવી કોઈ સિનેમાની નટીનું ચિત્ર ચીતરત? આદર્શદર્શી કવિ થાત કે વાસ્તવદર્શી કવિ થાત? તમે કહેશો કે આ બધા અર્થ વિનાના પ્રશ્નો છે. કેટલેક દરજ્જે તેમ છે તે હું કબૂલ કરું છું, છતાં તે પૂછવા માટે થયેલી ઇચ્છા પાછળ અગત્યનો સવાલ છે—કાલિદાસમાં એવું શું હતું જે આજે પણ હોત તો એનામાં જરૂર વ્યક્ત થાત જ! એનો ઉત્તર એ છે કે એનામાં સર્વકાલીન શિષ્ટત્વ હતું, એનાં કવનોમાં સનાતન સત્યો હતાં,—(उपमा कालिदासस्य કહેવાય છે તેનું પણ કારણ એ જ છે કે જ્યાં સત્યતઃ સામ્ય હોય ત્યાં જ કાલિદાસ ઉપમા કરે છે)—એનાં ચિત્રોમાં મધુર માનવતા હતી, અને એની ભાવનાઓમાં નીતિ ને પ્રીતિનાં સનાતન સુંદર તત્ત્વો હતાં. માણસના માનસને ઉચ્ચ કોટિ પર લઈ જઈ તેને આનંદ કેમ આપવો તે એ સારી રીતે સમજતો હતો, અને તેની પાછળ એની સર્વદેશીયતા ને સર્વકાલીનતાનાં તત્ત્વો હતાં. એવા કવિનું એક પણ પુસ્તક આપણે બરાબર સમજીએ તો તેથી કંઈક ઓર જ સંસ્કારિતા, કંઈક ઓર જ વિમલતા; કંઈક ઓર જ પ્રેરણાઓ આપણને પ્રાપ્ત થાય છે. માટે જ એવા કવિનું સ્મરણ વખતોવખત તાજું કરાય એવી આપણી યોજના આવકારને પાત્ર છે. અગ્રગામીઓનો પદધ્વનિ અનુગામીઓનું માર્ગસૂચન છે. નવલકથાઓ, ટૂંકી વાર્તાઓ, ને ચલચિત્રોના આજના યુગમાં શિષ્ટ સાહિત્યના માધુર્ય વિષે ધ્યાન ખેંચવું ઘણું જરૂરનું છે તેમ હું માનું છું અને જે માર્ગે જતાં મને અપરિમિત આનંદ થયો છે તે માર્ગનો અંગુલિનિર્દેશ હું મારા સાહિત્યપ્રેમી અનુગામી બંધુઓને કરું તો મારો શુભ ઉદ્દેશ તેઓ જરૂર સમજશે ને મારા કથનનો ગુણ સ્વીકાર્ય ગણશે એવી મને સંપૂર્ણ આશા છે.

# ડૉ૦ હોમી જે. ભાભા

ડૉ. નરસિંહ મૂ. શાહ

જે મહામાન મેળવવા જગતના વૈજ્ઞાનિકોને પોતાની ઉત્તરાવસ્થા પર્યંત મોટી સાધનાઓ કરવી પડે છે તે ફેલો ઑફ રૉયલ સોસાયટી—એફ. આર. એસ. ( F. R. S. ) થવાનું ગૌરવવંતું માન મેળવવા ડૉ૦ હોમી જે. ભાભા નામના મુંબઈના પારસી યુવાન વૈજ્ઞાનિક ભાગ્યશાળી થયા છે. આ ખબર હિંદના વૈજ્ઞાનિક જગતમાં અત્યંત ખુશાલીપૂર્વક વધાવી લેવામાં આવ્યા છે. હિંદુસ્તાનના ગણ્યાગાંઠ્યા, રૉયલ સોસાયટીનું આવું ગૌરવવંતુ માન પ્રાપ્ત કરી શકનાર ફેલોમાં * ડૉ૦ ભાભાને ખૂબ જ નાની ઉમરે આ માન મળ્યું છે, એટલું જ નહિ પણ પહેલી દરખાસ્તમાં જ ફેલો તરીકે ચૂંટાવાનું માન તેઓ મેળવી શક્યા છે, એ વિશેષ આનંદની વાત છે. આ વર્ષમાં બે હિંદી વૈજ્ઞાનિકો આવું ઉજ્જ્વળ માન પ્રાપ્ત કરી શક્યા છે એ આ દેશના વિજ્ઞાનના ઇતિહાસમાં તવારીખ રૂપ રહેશે. વિજ્ઞાનનો ઉચ્ચ અભ્યાસ આ દેશમાં આગળ ધપતો જાય છે અને દેશના વૈજ્ઞાનિકોનું સંશોધન કાર્ય યુરોપ અને બીજા દેશોમાં કદર પામતું જાય છે, એનું આ પ્રગતિસૂચક ચિહ્ન છે. પશ્ચિમ હિંદમાંથી આવું મહામાન મેળવનાર ડૉ૦ ભાભા પ્રથમ છે, એટલે મુંબઈ પ્રાંતને માટે આ પ્રસંગ ખાસ મહત્તાપૂર્ણ છે.

ડૉ૦ ભાભા મુંબઈના પ્રખ્યાત પારસી ભાભા કુટુંબના નબીરા છે. તેમનો જન્મ ૧૯૦૯માં થયો હતો. મુંબઈના રૉયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સમાં તેઓએ વિજ્ઞાનની કેળવણી લીધી હતી અને ૧૭ વર્ષની નાની ઉમરે કેમ્બ્રિજ વિદ્યાપીઠની ગોન્વીલ અને કાયસ કૉલેજમાં દાખલ થયા હતા. તેઓની કારકીર્દી ઘણી ઉજ્જ્વળ છે. પ્રથમ ગણિતનો અભ્યાસ શરૂ કર્યો અને ટ્રાઈપોસના પ્રથમ ભાગમાં પરીક્ષા ઉત્તીર્ણ કરી ઇજનેરીનો અભ્યાસ આદર્યો અને ૧૯૩૦માં ઇજનેરની મોટી પદવી પ્રાપ્ત કરી. પણ ઇજનેર બનવા કરતાં ભૌતિકશાસ્ત્ર તરફ વળ્યા; અને સુવિખ્યાત ભૌતિકશાસ્ત્રી પ્રો૦ ડીરાકની માફક ગણિતમય ભૌતિકશાસ્ત્રનો —mathematical physics—અભ્યાસ પસંદ કર્યો. તેમના અધ્યાપકોમાં પ્રો૦ ડીરાક, કેમ્બ્રિજના પ્રો૦ મોટ, ઝુરીચના પ્રો૦ પાવલી વગેરે સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જ્યોતિર્ધરો છે. ઇટાલીના સુપ્રસિદ્ધ પ્રો૦ ફરમી, કોપેનહેગનના પ્રો૦ નીલ્સ બોર ઇત્યાદિ મહારથીઓ સાથે તેઓ સંસર્ગમાં આવ્યા છે. ૧૯૩૭માં કેમ્બ્રિજની યુનિવર્સિટીમાં અધ્યાપક તરીકે ડૉ૦ ભાભાએ વિજ્ઞાનનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું. પણ ચાલુ મહાભારત યુદ્ધને લીધે તેમને હિંદમાં પાછું ફરવું પડ્યું ત્યારથી તેમણે બેંગ્લોરના ઇન્ડિયન ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સમાં

* 'એફ. આર. એસ.' મેળવનાર હિંદીઓ:

શ્રી. રામાનુજમ્, સર જગદીશચંદ્ર બોઝ, પ્રો૦ મેઘનાદ સાહા, પ્રો૦ બીરબલ સાહાની, સર ચંદ્રશેખર રામન, પ્રો૦ કૃષ્ણનાન્, ડૉ૦ ભાભા.

સંશોધનકાર્ય ચાલુ રાખ્યું છે અને ભૌતિક વિજ્ઞાનમાં અધ્યાપક તરીકે ભાષણો આપે છે. કૉસ્મિક રેડીએશન (cosmic radiation) ના વિષયમાં તેઓ પ્રમાણભૂત તજ્જ્ઞ ગણાય છે અને આ દેશમાં તેમણે આ વિષયમાં ખૂબ રસ પેદા કર્યો છે.

સંશોધનના દૃષ્ટિબિંદુથી ડૉ૰ ભાભાએ કેમ્બ્રિજના વસવાટ દરમિયાન કૉસ્મિક રેડીએશન પર ઊંચી કોટિનું કામ પ્રસિદ્ધ કર્યું છે. આ કૉસ્મિક રેડીએશનમાં મેસોન (meson) નામના અણુઓ અસ્તિત્વ ધરાવે છે એ તેમણે પોતાની નવી રીતઃ મુજબ પુરવાર કરી બતાવ્યું છે. આ નવી રીત 'ભાભા-પદ્ધતિ' કહેવાય છે.

ડૉ૰ ભાભાની 'હોબી' ચિત્રકલા છે. પોતે જ્યારે ભૌતિકશાસ્ત્રના અભ્યાસમાંથી ફુરસદ મેળવે છે ત્યારે ચિત્રકાર બની જાય છે. કલા અને વિજ્ઞાનના આ સંયોજન રૂપ ડૉ૰ ભાભાને અમારાં અભિનંદન છે અને તેઓ મુંબઈના વિદ્યાર્થીઓને પ્રેરણા રૂપ બને એવી અમારી અંતરની શુભેચ્છા છે. ડૉ૰ ભાભા ભવિષ્યમાં વિશેષ સિદ્ધિઓ પ્રાપ્ત કરે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

## ઝંખના

રામપ્રસાદ શુક્લ

[ શિખરિણી ]

મહી, તાપી, રેવા, શિશુ સરળ શી ભાદર નદી
સદાની સંગાથી સહચરી મળી સાબરમતી;
મને સારેમાઠે વડિલ સરખી ઓથ જ વડી
હતી, તેથી સાથી અવરતણી ના કૈં બહુ પડી.
અવસ્થા એ વીતી, સમય પલટ્યો, યૌવનતણી
જવા બેઠી મસ્તી પ્રકૃતિઉરનાં સંવનનની;
હવે બીજા ભાવો હૃદયમનને ઘેરી વળતા
અહીંઠાં દીઠેલાં પ્રતિજન ગણોને વળગતા.
વસેલાં પાસે તે સહુમહીં ભળું એક બનવા
રહ્યાં જે દૂરે તે સ્મરણ મહીં રાખું ધબકતાં
મરેલાનું મોટું નયનપથમાં ગૌરવ ધરું
અજન્મેલાં કાજે સુખદ જગનું સર્જન કરું.
વિચારોમાં આવા વિફળ વહી શું જિન્દગી જશે?
મહાકાર્યે સિદ્ધિ સપુત મરજીવા જ વરશે.



## उद्धरेदात्मनात्मानम्

[ Henleyના સુપ્રસિદ્ધ કાવ્ય 'Out of The Night' નું ભાષાંતર સં. ૧૯૯૭ ના કારતકના અંકમાં આવ્યું હતું, પણ જે પુસ્તકમાંથી એ લીધું હતું, તેમાં નીચેની કડી નહોતી; Palgrave's Golden Treasury, Part IVમાંથી આ કડી મળી છે, તો તે મૂળ કડી અને તેનું ગુજરાતી ભાષાંતર નીચે આપું છું. મૂળ કાવ્યની આ ત્રીજી કડી છે.
હ. ભ. ]

આ ક્રોધઅશ્રુભરી ભૂમિ પછીની ભોમે
ઝોળા ભયંકર પ્રચંડ દીસે પરંતા,
તોયે કદી વિષમ ભાવિ તણા વિચારે
બીધો ન હું લગીર, બીશ નહીં કદાપિ.

હરિહર ભટ્ટ

મૂળ

Beyond this place of wrath and tears
Looms but the Horror of the shade,
And yet the menace of the years
finds, and shall find me, unafraid.

W. H. Henley

# પુરુષનો પક્ષાઘાત*

સ્વામી આનંદ

આજે ૭ સાત વર્ષ જેટલા લાંબા ગાળા પછી હું તમારા સંઘની મુલાકાતે આવ્યો છું. સંઘ ખાડિયામાં હતો ત્યારે એકવાર ઊડતી નજરે સંઘ જોવા આવેલો; તે વેળાએ જ મેં બહેન મૃદુલા તથા શ્રીમતી બહેન લીલાવતીને ગુજરાતમાં સ્ત્રી–જાગૃતિની જ્યોત પ્રગટાવનાર આવી સ્ત્રી-સંસ્થા શરૂ કર્યા બદલ અંતઃકરણપૂર્વકના ધન્યવાદ આપેલા. તે પછી તો સાબરમતીના પૂલ નીચે થઈ ને ઘણાં પાણી વહી ગયાં, ને તેના ઉપર નવા પૂલો પણ બંધાયા. આ અરસામાં તમારી આ નવચેતનથી ધીકતી સંસ્થાએ જે ઉન્નતિ અને વિકાસ કર્યાં છે તે હું આજે જોઉં છું અને તમો બહેનોને મુબારકબાદી આપતાં મારી છાતી ગર્વથી ફુલે છે. તમે ગુજરાતમાં સ્ત્રી–શક્તિનું ‘ પાવર હાઉસ ’ ખોલ્યું છે. તેની પાછળ આજની દુનિયાના સર્વશ્રેષ્ઠ સંતની પ્રેરણા કામ કરી રહી છે. તમને મારાં વંદન છે.

તમે સાધેલી પ્રગતિ નિહાળું છું ત્યારે ગયોવીત્યો જમાનો યાદ આવે છે. ગઈ કાલે જ મારાં મા–જણ્યાં બહેન આશ્રમમાં મને મળવા આવેલાં. મારાથી મોટાં. એમને ખબર મળેલી કે હું અમદાવાદ આવનાર છું. બહુ વર્ષે અમે મળ્યાં. શ્રી. નરહરિભાઈએ તથા સૌ. મણીબહેને એમને રોકાઈ જવા બહુ આગ્રહ કર્યો. મેં કહ્યુંઃ ‘ બા, રોકાઈ જાઓને. હું આજે ગાયોને સુધારવાનું ‘ ભાષણ ’ કરવાનો છું. આપણા નાનપણમાં તમે કેવાં હોંશિયાર હતાં ને હું તમારા કરતાં ઠોઠ હતો. આજે જુઓ તો ખરાં કે હું એવો ને એવો ઠોઠ રહ્યો છું કે કંઈ હોંશિયાર થયો છું. ’ બા–બહેન કહેઃ ‘ બાપુ, મને તારા ભાષણમાં શું સમજ પડે ? ગાયોનું સુધારો છો તો ભેળાભેળું દીકરીઓનું પણ સુધારજો દીકરી ને ગાય જ્યાં દોરે ત્યાં જાય. બેઉની દશા સરખી છે. મારે તો તને જોયો એટલે બધું આવી ગયું. હવે મને બીજું કશું ન જોઈએ. એમ તો રાત્રે માળા ફેરવું ત્યારે પણ તું યાદ આવે. ક્યાં હશે, શું કરતો હશે ? પણ ટપાલનું એક પત્તું પણ હું કોની કને લખાવવા જાઉં ? મને કોણ લખી આપે ? ’ મણીબહેન તરફ વળીને કહે, ‘ અમારી જિંદગી આવી ગોઝારી. મને કંઈ લખતાં આવડે છે બેન ? કોઈ આડોશીપાડોશી કે ગામવાળા પાસે જઈને કાલાવાલા કરીએ ત્યારે ને ? ’ નરહરિભાઈ ને કહે, “ મારા બાપા નિશાળ ભણાવતા. અમને નાની છોકરીઓને ભાઈ ભણવા બેઠો હોય ત્યાં જઈને બેસવાનું ઘણું યે મન થાય. પણ હું આઠ વરસની થઈ ત્યારથી જો ભૂલેચૂકે પણ ઘરમાંથી નીકળીને ભાઈના કલાસના બારણા તરફ જવા કરું તો બાપા પૂજામાં બેઠા હોય તોયે બૂમ પાડીને કહે, ‘ બેટા, એ તરફ છોકરીઓથી ન જવાય. ઘરમાં બેસો. ’ પરણીને સાસરે ગઈ પછી ત્યાં ચોરીછૂપીથી મહાપરાણે ગીતાજીના ત્રણચાર શ્લોક ગુજરાતીમાં વાંચતા શીખી. રાત્રે ૧૧–૧૨ વાગે બધાં ઊંઘી જાય તે પછી કે સવારે ત્રણ વાગે ઊઠીને પૂંજો, ઊંચે દીવો કરી છાનીમાની એટલા ત્રણચાર શ્લોક વાંચવા બેસું. એટલામાં જો

* અમદાવાદના જ્યોતિ સંઘની બહેનો સમક્ષ સ્વામી આનંદે તા.૨–૧૨–૪૦ના રોજ આપેલ પ્રવચન—તેમણે સુધારીને વધારેલું.

દેવજોગે કોઈ જાગ્યું કે જોઈ ગયું તો બોમ ફરી વળ્યા. કહેશે, 'એ તો ગન્માન કરે છે' 'ગન્માની થયાં છે' આવાં આવાં મેણુંટોણાં વરસે."

આ કરુણ પવિત્ર કિસ્સો તમારા આગળ એટલા સારુ સંભળાવ્યો કે થોડા દાયકા અગાઉની સ્થિતિ અને આજની સ્થિતિ વચ્ચે કેટલો ફેર પડ્યો એનું તમને માપ મળે. આજે તમે વગર સંકોચે અહીં વર્ગોમાં આવો છો, શીખો છો, અનેકવિધ જાહેર પ્રવૃત્તિઓ ગોઠવો છો, ચલાવો છો; સભા-સરઘસોમાં પણ બેખટકે ભળી શકો છો. જે બહેનનો કિસ્સો મેં તમને સંભળાવ્યો તે તમારા જ જેવાં, મારા જેવાં, મારાથી વિશેષ બુદ્ધિમાન હતાં એ બીનાનો હું સાક્ષી છું. હું તો ચાર પછી કેક દેશપરદેશ ખૂંદી વળ્યો. જગતની જંજાળમાં ઝંપલાવ્યું ને ટીચાઈ-અફળાઈને ઘડાયો. આ મા-જણી બહેન પરણ્યા પછીનાં બેંતાળીસ વર્ષ દરમ્યાન ભાગ્યે બે વેળા પણ એમનું ગામડું છોડીને ચાર દિવસ બહાર નીકળ્યાં હશે! આ સ્થિતિ તમે વિચારી જુઓ એટલે આજે પડેલો તફાવત તમારા લક્ષમાં આવશે.

આપણા શાસ્ત્રકારોમાં ગીતાકાર સૌથી વધુ ઉદારમતવાદી છે. છતાં એણે પણ સ્ત્રી, વૈશ્ય, તેમ જ શૂદ્રોને એક દરજ્જે સાંકળ્યાં છે અને એ પણ પરમ ગતિનાં અધિકારી છે એમ કહ્યું છે! કઈ કમનસીબ પળે પુરુષે સ્ત્રી ઉપર પોતાનો માલિકીહક બજાવવા માંડ્યો અને સ્ત્રી-પુરુષનું મઝિયારું મટીને પુરુષ રળનાર રક્ષક અને સ્ત્રી બેઠાડુ ને અપંગ થઈ આર્થિક દૃષ્ટિએ પરાધીન બની, એનો ઇતિહાસ જેટલો રસભર્યો તેટલો જ દુઃખદ છે. સાચી ન્યાયવૃત્તિ જળવાઇને પુરુષને હાથે તે કદી લખાશે કે કેમ એ શંકાભર્યું છે.

આપણા જ સમાજમાં પુરુષે સ્ત્રીજાતિ ઉપર જુલમ પાડ્યા છે એવું ન સમજતાં. દુનિયાભરનો ઇતિહાસ એવો જ છે. ઇતિહાસના આદિકાળથી એમ બન્યું છે. સ્ત્રી એ પુરુષની સાથી અને જોડાજોડ ચાલનારી સહચરી મટીને તેની મિલકત ગણાવા લાગી, એ માનવ ઉન્નતિના ઇતિહાસની સૌથી કમનસીબ પળ હતી એમ મને હંમેશાં લાગ્યું છે. સૃષ્ટિના આરંભથી જ પુરુષ અને પ્રકૃતિની જોડી ગણાય છે. જંતુ કીટ આદિ યોનિમાં જ્યાં લિંગભેદ નથી ત્યાં સંતતિ પેદા કરવાની સાથે જ માવતર ફાટી પડે છે. પશુયોનિમાં માદા મરતી નથી પણ ચોક્કસ ઋતુકાળે સંતતિનું સર્જન કરે છે. માનવને કુદરતી દેહધર્મની પ્રેરણા ઉપરાંત પરમેશ્વરે વિવેક-વિચારની બક્ષીસ આપી. તેથી દેહધર્મનો મનસ્વી ઉપયોગ-સારો તેમજ નઠારો-કરવાની સ્વતંત્રતા પણ બક્ષી. આ સ્વતંત્રતાની કિંમત સમજીને એ ઇશ્વરી બક્ષીસનો ઉપયોગ માનવીએ પોતાની ભીતર પડેલી સૂક્ષ્મ શક્તિઓને ખીલવવામાં કરવો અને કોલસામાંથી જેમ ગૅસ થાય છે તેમ એ દેહશક્તિઓની રક્ષા તથા સંયમ કરીને તેમાંથી તેજ અને ઓજ નિર્માણ કરવાં, અને અંતે એ તમામ શક્તિઓનો ઉપયોગ માનવઉન્નતિના કલ્યાણને અર્થે, સામુદાયિક સાર્વજનિક હિત અને સેવાને અર્થે, કરવો એનું જ નામ બ્રહ્મચર્ય છે એમ મહાત્મા ગાંધીજીએ આપણને શીખવ્યું છે.

જીવનનિર્વાહ માટે પુરુષની જોડાજોડ જીવનનાં સાદસો અને જહેમત ખેડવાની સ્ત્રીની શક્તિ ઘટી એમાંથી જ આપણા ગૃહજીવનનો આખો વિસંવાદ ઊભો થયો છે, એ વાત

તમે સમજ્યાં અને તેના પ્રતાપે અહીં ખીલવી રહ્યાં છો. દુનિયામાં માણસે આદિકાળથી માંડીને કઈ રીતે જુદી જુદી દશાઓમાં પ્રગતિ કરી એનો ઇતિહાસ રસમય છે. પં. જવાહરલાલજીએ દુનિયાનો આવો એક મુખ્તેસર ઇતિહાસ ઝાંખી રૂપે છાપ્યો છે. તમારામાંથી જે બહેનોએ એ ન વાંચ્યો હોય તેમને તે વાંચવાની હું ભલામણ કરું છું. માનવવંશની પ્રગતિનું સ્વરૂપ એમાંથી આપણને જાણવા મળે છે.

ચાહે તેવા શુભ કે સ્વાર્થી હેતુથી પણ પુરુષે સ્ત્રીને અપંગ કરી ને તેના ઉપર ધણીપણું ભોગવ્યું એ દુર્ઘટના પાછળ આજના આપણા સામાજિક પતનનો કરુણ ઇતિહાસ છુપાએલો છે. શિકારમાં સાથી બનીને વનપશુઓની પાછળ દોટો દેતી અને જંગલે જંગલ ભટકતી સહચરીને શ્રમવિભાગ–કામની વહેંચણી–ને નામે જે દિવસ માણસે ઘરરખુ કરી તે દિવસથી જ સ્ત્રીની અપંગતાનો આરંભ થયો. માણસ એટલેથી જ અટક્યો નહિ. સાથે ફરતી ત્યાં સુધી પુરુષને એની ફિકર નહોતી; ઘર ઝાલીને બેસતી થઈ ત્યારપછી પુરુષને એની રક્ષાની ફિકર થવા લાગી. સ્ત્રીની આત્મરક્ષા કરવાની શક્તિ વિષે એને વિશ્વાસ ન રહ્યો. કંઈક અણવિશ્વાસની પણ એના અંતરમાં શરુઆત થઈ હશે. આનો ઉપાય એણે સ્ત્રી ઉપર નવાં નવાં બંધનો લાદીને કર્યો. એક સાંજે એ આવ્યો ને કોઈ ધાતુના સળિયાનું કડું કરી લાવ્યો. આભૂષણને નામે એણે એ બેડી સ્ત્રીના પગમાં નાંખી. વળતે દિવસે બીજો પગ અડવો દેખાય છે કહી બીજા પગમાં પણ નાંખી. આમ જ, હાથે પણ કડાં (વલય=બલૈયાં) નાખ્યાં. હાથપગ બંધાયા, છતાં તે તો મજબૂત અવયવ રહ્યા એટલે તેટલાથી સ્ત્રી પર જોઈએ તેટલો અંકુશ ન જમાવી શકવાની આશંકાએ પછી એણે આસ્તે રહીને સ્ત્રીના ગળામાં હાંસડી, કમ્મરે કટિમેખલા, બાવડે બાજુબંધ, એમ એક પછી એક બંધન નાંખ્યાં; અને અંતે નાકકાન કોચીને તેમાં પણ વાળાવાળીઓ ઘોંચીને સ્ત્રીને પાળેલ પ્રાણીની જેમ વશ કરવાની ક્રિયા એણે પૂરી કરી! આમ કરવામાં એણે પોતાના જ અંગને–શ્રેષ્ઠ અંગ ( Better–half )ને પક્ષાઘાત ઉપજાવ્યો એ એના ધ્યાનમાં આવ્યું નહિ.

આ તો મેં તમને ઇતિહાસ અગાઉના આદિકાળમાં સંસારનાં સાવતર એવા આદિ સ્ત્રી–પુરુષના ઘરસંસારમાંથી નીપજેલી હજારો વર્ષની કથા કે વ્યથાની ઊડતી ઝાંખી વિનોદને દાળે આપી. પણ એ ઇતિહાસ જેટલો રોમાંચક તેટલો જ કરુણ નીવડ્યો છે. આટઆટલાં હજારો વર્ષ માણસ સૃષ્ટિનો સ્વામી રહ્યો પણ હજુ આજની ઘડી લગી એણે સૃષ્ટિનાં ઇતર-પ્રાણીઓ જોડે, માનવમાનવ જોડે—અરે, જીવનયાત્રાની ચિરસાથી એવી સહચરી સ્ત્રી જોડે પણ–કઇ પેરે રહેવુંવર્તવું એની કળા કેળવી જાણી નહિ પરિણામે આટઆટલા યુગ વીત્યા અને આજે વિક્રમની વીસમી સદી અસ્તાચળે આવી તો યે આજે એ કલિના અવતાર સમો સંસારનાં તમામ પશુપ્રાણી અને માનવસમુદાયોને મહાભયનું સ્થાન બનીને જીવી રહ્યો છે. એની વિકરાળતાનું પ્રત્યક્ષ દર્શન આજે આપણે રોજેરોજ કરી રહ્યાં છીએ. સૃષ્ટિના–સંસારના–સ્વામી આ મનુષ્યપ્રાણીના દોર દોકળ આજે કોઈની ખેર નથી. માણસ, પશુ, પક્ષી, સૌ કોઈ એનાં કરતૂકોથી હાય પોકારી ત્રાસો–ત્રાસી રહ્યાં છે. કહે છે કે માણસને પરમેશ્વરે પોતાના જાતનમૂના પર ઘડ્યો. આખી સૃષ્ટિની રચના

કરીને થાકેલા પ્રભુને છેલ્લીવારે આને ઘડતાં ઘડતાં શું ઝોકું આવ્યું હશે? નહિ તો અનંત કોટિ બ્રહ્માંડનો ઘડવૈયો ઈશ્વર આવડી છક્કડ કેમ ખાય?

આમ પુરુષે પોતાની બેવડી સગી સ્ત્રી-જાતિ પ્રત્યે આણેલા અવિશ્વાસ અને આચરેલા અધર્મમાંથી માનવ પુરુષનું આખું પતન થયું છે એમ પુરવાર કરી શકાય એવું છે. એમાંથી જ સમાજની આજની અતિ ઉદ્વેગભરી દશા જન્મવા પામી છે. આ પાપને પરિણામે આજે આખી સમાજવ્યવસ્થા છિન્નભિન્ન થઈ ગઈ છે. પશ્ચિમના મુલકોમાં બહારથી સ્ત્રીસન્માનનો દેખાડો કરવામાં આવે છે. ટ્રામ, ટ્રેન કે રસ્તા પર પુરુષ લટકું કરીને સ્ત્રીને માન આપવાનો બાહ્યાચાર કરે છે. પણ ત્યાં યે સ્ત્રીની સાચી દશા કેવી છે! ગુજરાનને માટે કે પતિ મેળવવા માટે વર્ષો સુધી ત્યાંની સેંકડો હજારો સ્ત્રીઓ કેવાં વલખાં મારતી હોય છે એનો આબાદ ચિતાર આપતો એક જબ્બર લેખ મરહૂમ દેશભક્ત લાલા હરદયાળે વર્ષો અગાઉ 'મોડર્ન રિવ્યુ'માં લખેલો. "વુમન ઈન ધી વેસ્ટ" (પશ્ચિમના મુલકોમાં સ્ત્રીનો દરજ્જો) એવા મથાળાવાળા એ લેખ ઉપર તે વખતે ભારે ઉલ્કાપાત મચેલો. લગન બજારોની રૂખના હૃદય વલોવી મૂકનારા ચિતાર આપતા કોઈ યુરોપી ગ્રંથકાર કે નાટકકારના લખાણમાંથી એક અડંગ કરુણ કિસ્સો એ લેખમાં એમણે ટાંકેલો. એ ભાષા તો ક્યાંથી લાવું, પણ પુરાણી યાદદાસ્તને તાજી કરીને મારી ભાષામાં એ હું તમને સંભળાવીશ :

બાઈ મોતી (માર્ગરેટ) નામની એક ગરીબ ગભરુ કુમારિકા અરધીઅધિક ઉમ્મર વીત્યા સુધી વલખાં માર્યા પછી કોઈ એક પુરુષને પોતાની સાથે ઘર માંડવા રાજી કરવામાં સફળ થાય છે. બેઉ પરસ્પર કોલ આપીને બંધાય છે. બાઈનો હરખ હૈયે સમાતો નથી. પણ એક વાતની ગમગીની એના અંતરને પીડે છે. એના અદરાએલા ધણીને બીડી પીવાનું નઠારું વ્યસન છે. બાઈને તમાકુની અતિ સૂગ. હિંમત પકડીને બાઈ મોતી ધડકતે હૈયે અતિ વહાલપૂર્વક ભાવિ પતિને આ અળખામણું વ્યસન પોતાના પ્યારને ખાતર તજી દેવા વીનવે છે, કાકલુદી કરે છે. પેલો મોઢું કટાણું કરે છે. આવી તરેહવાર જક ન કરવા મોતીને સમજાવે છે. પુરુષના વ્યવહારક્ષેત્રમાં પદનિક્ષેપ કરવામાં સ્ત્રીને સારુ રહેલાં જોખમોનું સૂચન કરે છે. ભોળી બાઈ મોતી પતિને અંતરથી ખમા ખમા કરવા છતાં પોતાની માગણીમાં મક્કમ રહે છે અને પોતાના શુદ્ધ અપાર્થિવ પ્રેમની શક્તિ ઉપર મુસ્તાક રહી માને છે કે આવી ક્ષુલ્લક માગણીના ખડક ઉપર એની ઘડાઈ તૈયાર થએલી સંસારનૌકાના ભુક્કા કદી ન જ થઈ શકે. લાંબી રકઝકને અંતે ભાવિ પતિરાજ એક રાતની મહેતલ માગી લે છે અને વળતી સવારે પોતાનો નિર્ણય જણાવવા કહી છૂટા પડે છે. પતિરાજ વિમનસ્ક ચિત્તે ઘેર પહોંચી મેડાના કાતરિયામાં આંટા મારે છે. ને વિચારવમળે ચડી વિમાસણમાં પડે છે: "તું અરધા કોબ્યુ ને કોને વળગી રહ્યો, વગર સમજ્યે ... ...?" આવી મહા મૂંઝવણ વચ્ચે સહેજે એનો હાથ ખીસામાંની સીગારેટની ડબી ઉપર પડે છે! વીજળી વેગે એના મગજ પરનાં વાદળાં વિખરાઈ જાય છે. તમામ ધુમ્મસ હટી જાય છે. એના અંતરમાં અજવાળાં ઓઘાર થઈ જાય છે. સંશય માત્ર ફીટી જાય છે. નિર્ણય એને સહેલોસટ થઈ જાય છે:

Now open my cigar-box
    and let me consider anew,
Pray, who is this Maggie
    that I should abandon you?
A thousand surplus Maggies
    are ready to bear the yoke
A woman is a woman
    but a cigar is a smoke!

આમ, સ્ત્રી પ્રત્યેના વર્તાવમાં પુરુષ બધે સરખો છે. એમાં પૂર્વ-પશ્ચિમે એકબીજાને હસવું કે આંગળી ચીંધવી એ કથરોટે કૂંડાને હસવા સરખું છે. ઘેરઘેર માટીના ચૂલા છે.

આ જ શહેરમાં અગાઉનાં વર્ષોમાં હું 'નવજીવન' પત્રોનું સંચાલન કરતો ત્યારનો એક કરુણ કિસ્સો યાદ આવે છે. સાસુ સસરિયાં અને સાવડિયા પતિનો અતિ ત્રાસ વેઠતી એક ગરીબગાય કુલવધૂ માબાપનાં રાતદિવસનાં ચોધારાં આંસુનો વિષય બની છે. અસહાય પીયેરિયાં અગતિક બન્યાં છે. દુર્ભાગણ દીકરીને દુઃખે દુખિયારી જનેતા દિવાળી કે એવા કોઈ તહેવારનું ટાકણું જોઈ બહેનને બે દિવસ ઘેર તેડી લાવવા દીકરાને મોકલે છે. ભાઈ સંધ્યાઆરતી ટાણે કોઈ પોળમાં બહેનને સાસરે પહોંચીને બહેનને મોકલવા માગણી કરે છે. જવાબમાં પેલાં કસાઈઓએ "લે તારી બહેન" કહીને ગાળોના વર્ષાવ સાથે બિચારી ગરીબ રાંક વહુને ત્રીજે માળેથી ઘર વચ્ચેના પથ્થરે જડેલા ચોકમાં પડતી મેલી! એનાં લમણાં, પાંસળીઓ, પગ, થાપા, બધું ભાંગીને રોટલો થઈ ગયું! ત્રણચાર દિવસ ઇસ્પિતાલમાં ભયાનક વેદનાઓ વેઠીને દેવાંગના સરખી એ બિચારી બહેન મૃત્યુ પામી. એક મિત્ર એને જોવા મને ઇસ્પિતાલમાં લઈ ગયેલા. પોળ-પડોશનાં તમામ લોકો આ બાપડી બહેન ઉપર જે ઘાતકીપણું એનો પતિ તથા સાસુ સાસરિયાં રોજ ગુજારતાં તે જાણતાં. છેલ્લે દિવસે બન્યું તેની વિગતોથી પણ રજેરજ વાકેફ હતાં. પણ પોલીસ તપાસ થઈ ત્યારે પેલાં અપરાધીઓને શાસન કરાવવા સારુ આગળ પડવાનું તો દૂર રહ્યું પણ ઊલટી સામી સાક્ષી આપવા આગળ આવ્યાં ને "બાઈને વાઈ આવતી," "પગ લપસ્યો," "તોલ ગયો," એવું જ કંઈ કારણ બતાવીને બાઈ અકસ્માતથી પડી ગઈ એનાં પુરાવા આપ્યા ને પેલાં દુષ્ટોને બચાવી લીધાં!

હિંદુ સંસ્કૃતિના અડગ અભ્યાસી અને ઉપાસક સ્વ૦ સર નારાયણ ચંદાવરકર અમારા નાનપણમાં મુંબઈ પ્રાર્થનાસમાજમાં ઘણીવાર ઉપાસના ચલાવતા. એવી જ ઉપાસના પ્રસંગે એમણે કરેલું એક પ્રવચન મારા હૈયામાં જીવનભરને સારુ જડાઈ ગયું છે. એમણે કહેલુંઃ સંસારના તમામ પુરુષાર્થની પાછળ સ્ત્રીની પ્રેરણા જ કામ કરી રહી છે. પ્રેમ અને પ્રેરણાની એ તલાવડી છે. પુરુષ યુદ્ધનો સુભટ બનીને રણમેદાન પર ઝૂઝે છે ને અતુલ પરાક્રમ કરી સમરાંગણ પર સૂવે છે; પુરુષ જાવે જાય છે, દેશદેશાવરની સફરો ખેડે છે, અનેક જહેમતો ઉઠાવે છે, દૂરદેશોમાં પડ્યો મૂંગે મોઢે વસમા વિયોગ વેઠે છે; ઓસ્મા

બોલતે ખાતર કે આંટ–ઈજ્જતને ખાતર ફના થઈ જવા તૈયાર થાય છે. એ એકેએક પુરુષાર્થની પાછળ કોઈ ને કોઈ માતાનું ધાવણ, કોઈ મા-આશીનું શિક્ષણ, કામ કરી રહ્યું હોય છે; કોઈ વીરભગિનીની યાદ, કોઈ દૂરદેશના ગામડામાં વસતી એની 'નાની શી નાર'ની કે એનાં બાળકોની માની કે દીનતાની મૂર્તિ સમી એની વિધવા બહેનની પ્રેરણા કામ કરી રહી હોય છે. જગતભરના પ્રથમ શ્રેણીના મહાન પુરુષો ને સંતો મોટેભાગે રેંટિયો કાંતીને કે દળણાં દળીને જીવનની જંજાળમાં એકાકી ઝૂઝનારી નિરાધાર વિધવા માતાઓના પરિશ્રમ અને ઉછેરની નીપજ હતા એ જોશો તો સ્ત્રી–શક્તિની ઝાંખી તમને મળશે. સાચે જ સ્ત્રીની શક્તિ આગળ પુરુષના તમામ પુરુષાર્થ અને પરાક્રમ મેરૂ આગળ તરણા સમાન છે. સ્ત્રી એટલે જ શક્તિ. સ્ત્રી એ સચરાચર સૃષ્ટિના પાયામાં પડેલી કલ્યાણકારી શક્તિનું પાર્થિવ સ્વરૂપ છે. શાસ્ત્રો આ જ વાત પોકારી પોકારીને કહે છે. સંસારના તમામ શાણા પુરુષોનો આ જ નિર્ણય છે.

હિંદુ વિધવા સંસારની એક અલૌકિક સૃષ્ટિ છે. ગાંધીજીએ એને ત્યાગમૂર્તિ કહી છે. ગંગામૈયા જેવી એ પાવનકારી છે. હિંદુ સંસારનો એ અસાધારણ આશ્રય અને આધારસ્તંભ છે. એની શક્તિનો, એના ઉદ્યમ ને આવડતનો, એની સેવા, ભક્તિ, સમજણ અને પરાયણતાનો પાર નથી. દુનિયાની કોઇ નર્સ કે કોઈ તિતિક્ષામાં કે નિસ્વાર્થ સેવાશ્રમમાં એની બરોબરી કરે એમ નથી. કોઇ સમાજમાં, કોઈ સંપ્રદાયમાં, કોઈ મઠ–મંદિરમાં એનો જોટો જડવો મુશ્કેલ છે. હિંદુ વિધવાની મૂર્તિનું જ્યારે હું ચિંતવન કરું છું ત્યારે એક પછી એક, એક પછી એક માતાઓ અને બહેનોની હારમાળાઓ મારી આંખ સામે ઊભી રહે છે અને હિંદુઓ એમનાં દેરાં ને દેવસ્થાનોમાં કે ચૌટેચકલે આટઆટલી પથ્થરમૂર્તિઓ અને દગડાધોંડા શા સારુ બેસાડતા હશે એ વાતની ગમગીનીથી મારું હૃદય અકળાઈ ઊઠે છે.

બિહાર ધરતીકંપ વેળાએ આવી દેવમૂર્તિ સમી વિધવાઓની એક આખી દુનિયા મેં જોઈ. કોઈ પ્રાચીન મઠ–મંદિર કે ગુફાઓની છતે કે ભીંતે આળેખેલાં ચિત્રોમાં નહિ, પણ પ્રત્યક્ષ જીવનની વ્યથાઓ વેઠતી, મૂંગા ઉદ્યમમાં પરોવાયેલી, રાંક પારેવડી સમી વિધવાઓની. દરભંગા જિલ્લાની ઉત્તરે નેપાળની તળેટી નજદીકના પ્રદેશમાં મૈથિલી બ્રાહ્મણ કોમની બાળવિધવાઓની એક આખી કોમ વસે છે. અને હજુ આજે પણ ઊંછવૃત્તિથી રહેનારા પ્રાચીન યુગના બ્રાહ્મણોની યાદ આપે એવું નિષ્પાપ શ્રમપ્રધાન જીવન ગાળે છે. ઘરને આંગણે તુલસીક્યારાની જેમ દેવકપાસનાં એકબે ઝાડ ઉછેરે, તેનાં સફેદ કે કોકટી રંગના કપાસ ચૂંટી હાથે તેનું રૂ કરે, ડાંગરના પરાળનું તરણું હથેળીનો વળ દઈ હાથ લાંબી વાંસકાંમડીને બાંધી અરધા દિવસની મહેનત પછી તોલા વજનની પૂણી તૈયાર કરી લે, ને હાથે છોલેલ વાંસની સળીને છેડે લીસી ઠીકરીની ચકરડી પરોવેલ તકલી ઉપર ૬૦, ૮૦ થી ૧૫૦ આંકનું અડવાડિયે તોલો સૂતર કાંતે! પીંજણતાંત, રેંટિયાચમરખાંને અડકવામાં ધર્મબાધ. એટલે હસ્તસિદ્ધ તકલી અને તેને જરૂરી તમામ સાધનસામગ્રી પણ સ્વહસ્તે સિદ્ધ કરેલી. આવો નિર્મળ એનો કર્મયોગ, અથવા કહો કે જીવનનિર્વાહયોગ છે. જેમાંથી દુનિયાભરમાં વિખ્યાત એવાં મલમલ–મલમલીનો બનતાં એ હાથકાંતણ ઉદ્યોગની દૂરની વારસદાર આ બહેનો છે.

સંકટ નિવારણ સમિતિએ આ પ્રદેશમાં કાંતણ મારફત રાહત આપવા પેટા-સમિતિ નીમેલી. અમે તેમનું કાંતેલ સૂતર લેવા માંડ્યું અને તેમને મજૂરીનાં રૂપમાં રાહત આપવા માંડી. ગરીબ કાંતનારી બહેનોનાં ટોળાં સેંકડોની સંખ્યામાં રોજ ચરખાસંઘને મથકે મથકે ઉભરાવા લાગ્યાં. મેં જોયું કે આટલું ઝીણું કરોળિયાના તાર જેવું ૮૦ આંકથી ઉપરનું ૪-૫ બંગાળી મણ સૂતર દર અઠવાડિયે ચરખાસંઘને મથકે આવવા લાગ્યું! હું તો ચકિત જ થઈ ગયો. આટલું ઝીણું મલમલ-મઝલીનનું સૂતર અઠવાડિયે એક તોલાને હિસાબે માથાદીઠ કંતાતું હોય તે આવડા જથ્થાઓમાં દર અઠવાડિયે આવી જ કેમ કરીને શકે, એમ મેં પૂછ્યું. મને કહેવામાં આવ્યું કે આ પ્રદેશમાં આ એક જ (મૈમિસી બ્રાહ્મણ) કોમની ૨૫૦૦૦ વિધવાઓ વસે છે! મોટેભાગે આ જ બહેનોના ઉદ્યમનું આ સૂતર હતું. કાળાપાણીના કેદીઓ જેવાં બંધિયાર એમનાં જીવનમાં આંગણે ઉગેલ દેવકપાસનું ઝાડ અને તળિયે ચપટી રાખવાળા કાચલીના કકડામાં હાથે ફરતી તકલી એ જ કાળાંતર થયાં એમનાં એકમાત્ર આલંબન છે! આ માતાઓ અને આ બહેનોનાં બંધિયાર, અજ્ઞાત, અંધારાં જીવનમાં અજવાળું કોણ પૂરે? એને ઓથ કોણ આપે? એની જીવાદોરી એકલી તકલી. એના ઉદ્યમના વહેવારતંત્રને ચંરખાસંઘે ઓળખ્યા ત્યારથી આ માતાઓની આંખોનાં નૂર આવ્યાં અને એમનું જીવન ચેતનિક થઈ પડ્યું.

અમારી સમિતિ આગળ વિકટ સમસ્યા રજૂ થઈ. આટઆટલા જથ્થામાં આવતાં મલમલ-મઝલીનનું શું કરવું? એટલી મઝલીનો વણાવવી ક્યાંથી અને વેચવી ક્યાં, એ પ્રશ્ન સમિતિને મહા મૂંઝવનારો થઈ પડ્યો. પેઢીઓ થયાં એક જ ઢબે અને એક જ સાધન વડે એક જ જાતનું અતિ ઝીણું સૂતર કાંતનાર આ બહેનોને જાડું એટલે ૨૦, ૩૦ આંકનું સૂતર કાંતતાં જ આવડે નહિ! પેરે પેરે સમજાવટ કર્યા પછી પણ એનો કોઈ ઉકેલ અમારાથી આણી શકાયો નહિ. આટલું ઝીણું સૂતર લેવાનું બંધ કરવાનો તાત્પુરતો નિર્ણય જે દિવસે અમારે લાચારીથી કરવો પડ્યો તે દિવસના જેવડી તીવ્ર મનોવેદના મેં જીવનમાં જવલ્લે જ અનુભવી હશે.

આપણી વિધવાઓ, આપણી માતાઓ અને આપણી બહેનો જિંદગીની જહેમતો ઉઠાવવામાં ઘરઆંગણે આટઆટલી ચિવટ અને ટેકીલી છતાં ઘરના ઉંબરાની બહાર કેટલી અપંગ અને આત્મવિશ્વાસ વિનાની છે? ધોળે દહાડે રસ્તે ચાલતાં કોઈ અજાણ્યો માણસ ધસીને ચાલે તો શરમની મારી ગોંથલોથી થઈ જાય; ભરબપોર વેળાએ પણ ઘરને બારણે પુરુષોની ગેરહાજરીમાં કોઈ અણઓળખીતા માણસનો ચહેરો જોતાં શિયાંવિયાં થઈ જાય અને ભર્યાં શહેરોની વસ્તીમાં પણ સાંજવેળાએ એકથી બીજી શેરીમાં જવાનો પ્રસંગ આવ્યે એકલી જતાં થથરે. મુંબઈની ચાલીઓમાં વસતી ખાનદાન કુટુંબની નાજુક બહેનો હોળીઅષ્ટમીને ટાંકણે ચાલીનો રાસો નાચવા-ગોવિંદા કરવા સવારથી જ સિધાવી જશે ને માંજવા-ધોવાનું કામ પોતાને માથે પડશે એ ફફડાટે, પેલાની ચાર આના 'દારૂ પીવા' સારુ આપવાની છડેચોક માગણીને કબૂલીને પણ, "વહેલો વહેલો વાસણ લૂગડાં કરીને જ જા" એવા કાલાવાલા કરે, અને એવા ધૂળગજના સ્વાર્થની સામે એ પણ પોતાના જ જેવા ઘરસંસારવાળી કોઈ સ્ત્રીનો પતિ દીકરો કે ભાઈ હશે એ વાત ભૂલી જાય,—એવી અપંગ આજની

આપણી દશા છે. આ દશા અનેક કાળથી સ્ત્રીના જીવન આખાને ઠેર ઠેર દૂઝા મારી ગોંધીને પુરુષે જે રીતે બંધિયાર કરી મૂક્યું એમાંથી ઊપજી છે.

આપણા સ્ત્રીસમાજની આ બંધિયાર દશાનો વિચાર કરું છું ત્યારે મને બિહારનું ભરથુઆ ચોર યાદ આવે છે. ચોર એટલે તળાવ. ઉત્તર હિંદનાં નદ-નદીઓમાં હંમેશાં બને છે તેમ મુઝફ્ફરપૂર જિલ્લાના ઉત્તર પ્રદેશમાં વહેતી બાધમતી નદીનું એક વહેણ બદલાતાં એક મોટા માઈલો સુધીના નીચાણ પ્રદેશ ઉપર પાણી ફરી વળ્યાં. આમ્રુસ-પાયરીની હરીફાઈ કરે એવી બિહારની જાણીતી લેંગડા કેરીનાં વરસ દહાડે ૨૫-૨૫ હજાર રૂની આવક આપનારાં આંબાવાડિયાં જળે ગ્રાસ્યાં. હાથી પર ચડીને ચાલો તો યે ન દેખાઓ એવડી ઊંચી તુવેરોના પાક ઉગાડનારી ફુડીબંધ ગામોની જમીનો પાણીતળે ઢંકાઈ હાથથી ગઈ. રડ્યાંખડ્યાં ગામોના ટીંબા, પાન વગરનાં ઝાડઠુંઠાં સહિત વસ્તી ઉપર ઉતરેલી આફતની સાક્ષી દેવા બચ્યાં. પ્રજા બધી ક્ષીણ થઈ ગઈ. થોડાં જ વરસમાં ડાયેરિયા, મેલેરિયા અને પાંડુરોગના ભોગ થઈ પડીને માણસ તેમ જ ઢોર સોથેસોથ નાશ પામ્યાં. આખો પ્રદેશ માઈલોના ઘેરાવાનું સરોવર બની લાખો જળચરો અને જળપક્ષીઓના વસવાટનું સ્થાન અને પ્રજાની વિપદ્‌ને વિનોદભૂમિ કરીને માણનાર નવરા શ્રીમંતો તથા ગોરા હાકેમોનું શિકારસ્થાન થઈ અને કોઈ બિહામણા ઓથાર નીચે સપડાઈ નિરાશ હતાશ જેવો મોતના છુટકારાની વાટ જોતો હોય એવો બની ગયો. * ગાંધીજી ધરતીકંપની તપાસે બિહારમાં આવ્યા ત્યારે બીજી તમામ હૃદય હલાવનારી બીનાઓ છતાં ધરતીકંપ જોડે આખોપૂરો સંબંધ ન ધરાવતા 'ભરથુઆ ચોર'ની આ દશા ઉપર સૌથી વધુ ઉદ્વેગ પામ્યા અને સૌ પહેલો ઠરાવ સમિતિ આગળ આ બંધિયાર સરોવરનાં પાણી નહેર ખોદીને ખાલી કરાવવાનો અને 'ભરથુઆ ચોર' ને મોકળું કરવાનો બિહાર સંકટ નિવારણ સમિતિ પાસે એમણે કરાવ્યો. એના અમલથી આજે એ આખા પ્રદેશનો કાયાકલ્પ થયો છે.

એવો જ કાયાકલ્પ એ સંતની પ્રેરણા હેઠળ હિંદની સ્ત્રીજાતિનો આજે થઈ રહ્યો છે એ વાતની સાબિતીઓ હું જ્યાં જાઉં છું ત્યાં મને મળે છે અને મારી યાત્રા સફળ

* "The area consists of about 57 villages. The total population is nearly 42,000; the area nearly 49,425 bighas. The entire area has become a marsh of marooned villages. The population has depleted by 25% and the cattle by nearly 80% .... The houses appear like haunts of ghosts. 95% of the population according to Dr. Soft suffer from malaria and enlarged spleen. They live in despair and gloom eking out their hopless existence like the snails whom they have slowly learnt to pick up and eat. It is difficult to look into the face of these people or listen to their tale of woe without being moved. Swarms of mosquitoes envalope you before sundown making it difficult even to breathe. The despair of a condemned prisoner is writ large on the face of every villager you meet. The whole countryside is as if widowed and in mourning."—મહાત્માજી બિહાર 'ધરતીકંપ સંકટની તપાસે આવ્યા તે વેળા તેમની આગળ બિહાર સેન્ટ્રલ રીલીફ કમિટિ વતી 'ભરથુઆ ચોર' ને અંગે રજૂ કરેલી ભારી નોંધમાંથી ઉદ્ધૃત.

થાય છે. જેસુઈટ ફાધરોએ અને ખ્રિસ્તી પાદરીઓએ દુનિયાભરનાં શિક્ષણ અને સેવાનાં ક્ષેત્રોમાં જે ફાળો આપ્યો છે તેનાં કરતાં વધુ મોટો, વધુ સંગીન અને વધુ નિસ્પૃહ ફાળો આજે ઘડવાની નવી દુનિયાના ઘડતરમાં આપવાની શકિતઓ તમારામાં સુતી છે. પણ તમને તમારા એ મિશનનું ભાન થયું નથી, તેથી હારેલાની જેમ બીજે જ ફાંફાં મારવામાં આપણી બહેનોનાં જીવન વીતી રહ્યાં છે. તુકારામે કહ્યું છેઃ " तुझे आहे तुज पाशीं पण तू जागा चुकलासी " તેમ તમારો ખજાનો તમારી પાસે જ છે; પણ તમે જગ્યા ચૂકી ગયાં છો. આપણા સમાજમાં સ્ત્રી–શક્તિનાં સરોવર સભરભર્યાં છે, પણ આજે એની દશા 'ભરંચુઆ ચોર'ના જેવી બંધિયાર થઈ પડી છે. તમામ શક્તિ બંધિયાર બની એળે જઈ રહી છે અને સમાજના અનારોગ્યનું કારણ બની રહી છે. ફળદ્રૂપ થવા અને વિકસવાનો એને અવકાશ જ નથી. હજારો લાખો બહેનો દીકરીઓ અને માતાઓ નમેરાં સાસરિયાં કે ભાઈભત્રિજા, દીયરજેઠને પનારે રહી ઘરવૈતરામાં ગળાડૂબ બંધિયાર પડી છે, ને રોણાંકુંબા હેઠળ હડધૂત જિંદગી પૂરી કરે છે. એમના બધા ત્યાગ, સેવાશુશ્રૂષા ને ઊંડવેઠ, મૂંગાં તેલ્લાં જ આંખ વિનાનાં આંધળાં છે. ગાંઠે ગરથ છે, પણ એની સંઘરનારીને તેની ગમ નથી. તેથી એ બધા શકિતભંડાર એળે જાય છે. " पानी बीच हि मीन पियासी, मोहि सुन सुन आवत हांसी " એવી દશા છે.

સણહદેશના લોકજીવનની ગાથાઓમાં કોઈ અકથ્ય ઊર્મિએ ગાએલો એક ચમત્કારી કિસ્સો છે. હું ભૂલતો ન હોઉં તો ફીલ્ડિંગ હોલ કે નિવેદિતાનાં કોઈ લખાણોમાં ટાંકેલો કે ક્યાંક મેં વાંચેલો. એક નમેરો ભાનભૂલેલો નરપશુ વ્યસનના ઘેનમાં કે અંતરરિપુના ઝંઝાવાતમાં પડીને પોતાની જનમદાત્રી આનું કુહાડીથી નિષ્ઠુરપણે ખૂન કરે છે. વસ્તી આખીમાં હાહાકાર વ્યાપે છે. બંધવા ઉપર ખૂનનો મુકર્દમો ચાલે છે. મસ્તમસ્ત નઠોર પુરુષ મગરૂરીભર્યા બકવાદ સાથે ગુનાનો એકરાર કરે છે. અદાલત આખી ચીત્કાર કરી ઊઠે છે. કોઈને પેલા નરરાક્ષસ પ્રત્યે બિન્દુમાત્ર સહાનુભૂતિ નથી.

ચુકાદો ઘડાય છે. ટૂંકો છે. બંધવાને દેહાંતસજા સંભળાવવા ન્યાયમૂર્તિ ન્યાયાસન ઉપરથી ઊભા થવા કરે છે. કંઈક અંતરાય, કંઈક રોકાણની એને આશંકા થાય છે. એમના પગ જાણે કે કશાકમાં અટવાય છે. જાણે ઊભા થવા ના કહે છે. ન્યાયમૂર્તિ ચુકાદો મુલતવી રાખી ઊઠી જાય છે. વિમાસણમાં પડે છે. વળતે દિવસે વળી એવું જ કૌતક થાય છે. ન્યાયાસન નીચેની બિછાયત જાણે કે ફાટી ગઈ છે, અને એના આંકડીઆ ધાગા જાણે ગૂંચળાં વળી વળીને ગોમટાના દોરાની જેમ ન્યાયમૂર્તિના પગમાં અટવાય છે. વળી એકવાર ચુકાદો મુલતવી રહે છે. વળતે દિવસે આપવા કહી ન્યાયમૂર્તિ ઊઠી જાય છે. ઘેર જઈ ગમગીન ચિત્તે સુનમૂન બેસે છે. અંતે સાંજવેળાએ દિલનો ભાર હળવો કરવા પડોશમાં વસતાં એક ડોશીમા પાસે જઈ મનની મૂંઝવણ રજૂ કરે છેઃ

" કહેશો મા, આ તે કૌતક કે ચેટક! અમે અંગ્રેજી ભણેલા આવું કશું ન માનીએ. પણ સાચે જ મા! આ તો નવાઈ ભાળી. નવી નક્કોર શેતરંજી બરોબર પગ તળેથી જ ફાટીને ખાસું ગાબડું પડ્યું, ને એટલાબધા ધાગાદોરાનાં ગૂંચળાંનાં ગૂંચળાં નીકળી પડીને ખટવાળા પગમાં કોણ જાણે કેમ અટવાવા માંડ્યાં! મારાથી જાણે ઊભાં જ થવાય નહિ. લાગલાગટ બે દિવસથી આમ જ થાય છે. આ તે ભૂતાવળ શું હશે મા?"

ડોશી ક્ષણવાર વિચારમાં ડૂબે છે. પછી લાગલાં જ બોલી ઊઠે છે :

" ના સમજ્યા મારા બાપ ? વિલાત લગી જઈને આટઆટલાં ભણતર ભણી આવ્યા તોય આટલું ન પારખ્યું બાપલા ! દોરા શેના ને ધાગા શેના ? ઈ તો બોલ્યા બંધવાની મૂંઈ જણેતાંની આંતરડી ! મારા બાપ, તમારા પગમાં આળોટીને ધા નાંખે છે. કહે છે: 'ન્યાના તોળનારા વીર ! મારા દીકરાનું લોહી ન લઈશ. ભલે એણે મને મારી. મારી આંતરડી કકળી એટલી મારા ગારતલની ઠરજો. ને ભેળી તારી ઠરજો. ને તારી જણેતા તને સાંભરજો. ભૂલનાં લેખાં ભગવાન કરશે, બાપ ! તું મારા બંધવાને છોડ. તું યે મારા જેવી માએ જણેલો દીકરો છો.' "

શંકરાચાર્યે ગાયું : कुपुत्रो जायेत क्वचिदपि कुमाता न भवति ।

પેગમ્બરનું વચનામૃત છે : " તારી માતાના પગની પાની હેઠળ તારું સ્વર્ગ છુપાયેલું છે."

આવા મહામહિમામય વારસાનાં તમે વારસદાર છો. પુરુષે સ્ત્રીજાતિ સામે જે અન્યાય આચર્યા છે તેનું વર્ણન કર્યું જાય તેમ નથી. પણ સ્ત્રી એ જગતની માતા છે. પુરુષની પણ એ જ માતા છે. પુરુષે-આપણી પુરુષજાતિએ—તમારા અનંત દોષ કર્યા હશે. છતાં આખરે એ તમારું ફરજંદ છે. તમારા ઉદરમાં જ એ પાકે છે. પેટના સંતાનને એના તમામ દોષ ગળી જઈને પણ માફ કરવું અને એની કલ્યાણકામના જ કર્યા કરવી, એ તમને જ એકલાંને બક્ષીસમાં મળ્યું છે. આજે જે બંધનમુક્તિ તમે મનુભવવા લાગ્યાં છો તેની તમને પ્રેરણા પાનાર મહાત્મા ગાંધીજી પણ તમારા જ ઉદરમાં પાકયા છે. એના સામું જોશો, એ એક પુરુષનાં તમારે માટેનાં કર્યાં સ્મરશો, ત્યારે પછી બીજી પુરુષજાતિના અનેક અપરાધ તમને યાદ નહિ રહે. એ ભૂલવાનું તમને સુલભ બનશે. એ એક સંત પુરુષ જેમણે તમને સજીવન કર્યાં, તમને આત્મભાન આપ્યું અને જેણે આખી પ્રજાના જીવનનો આજે કાયાકલ્પ કરી સ્ત્રીજાતિનો અવતાર બદલી નાંખ્યો, તે એક જ એકલા તમારા પ્રત્યે પુરુષે આચરેલા અનંત અપરાધોને અત્યારે ફેડી રહેલ છે. એને યાદ કરીને પુરુષનાં કર્યાં ભૂલજો.

તમે જગન્માતા છો. જગજ્જનની, જગદ્ધાત્રી, એવાં એવાં તમારાં નામ અને તમારા કાર્યપ્રદેશ છે. ગયે વર્ષે ગાંધીજીએ ' સ્ત્રીનું કાર્યક્ષેત્ર ' એના મથાળા હેઠળ એક અલૌકિક લેખ ' હરિજન ' માં લખેલો. એ લેખ તમારામાંથી જેમણે ન વાંચ્યો હોય તેમને તે અવશ્ય વાંચવાની હું ભલામણ કરું છું. આ કડવા કળિકાળમાં સંઘશક્તિને મુક્તિનું પરમ સાધન કહ્યું છે. એ સંઘશક્તિ તમે અહીં કેળવી રહ્યાં છો. એ તમારું ભાગ્ય છે. તમે સઘળાં મળીને જગતનું પરમ મંગલ સાધનારી જગદંબા થાઓ અને આજે અંતે ચડેલી માનવજાતિનો ઉદ્ધાર કરવામાં ખાસ ભાગ ભજવો એવું માગું છું.



તા. ક. મહિનાઓ અગાઉ આ કહેવાયું હતું. ત્યારપછી તાજેતરનાં અમદાવાદનાં રમખાણો દરમ્યાન સંઘની બહેનોએ તેમજ બહેન ઇંદુમતી શેઠે સ્ત્રીશક્તિનો તાદૃશ પરચો બતાવી આપીને ઉપલા વ્યાખ્યાનમાં કરેલી અપેક્ષાને સિદ્ધ કરી આપી છે. એમણે અમદાવાદની કારકીર્દીમાં સૌથી સુવર્ણમય પાનું ઉમેર્યું છે ને ગુજરાતનું મુખ ઉજ્જ્વળ કર્યું છે.—સ્વા૦

# રોમાં રોલાં

મૂળ લેખક : શ્રી દિલીપકુમાર રૉય
અનુવાદક : શ્રી નગીનદાસ પારેખ

Qui brisera les idoles? Qui auvvira leo yeux a' leurs sectateurs fanatiques? Qui leur fera compendre qu'aucun Dieu de leur esprit, religieux on laique, n'a le droit de s'imposer par la force aux autres hommes, mem s'il semble le meilleur, ni de leo me'priser?

—Romain Rolland

**રોલાંની** સાથે મારી વાતચીત અને પત્રવ્યવહાર ૧૯૧૯માં શરૂ થયો – ફ્રેંચ ભાષામાં. દરેક વખતે મુલાકાત થયા પછી તેમની સાથેની વાતચીત હું તરતોતરત બંગાળીમાં ટપકાવી લેતો. પછીથી એ બધી નોંધનો અંગ્રેજી અનુવાદ કરી તેમને ૧૯૨૮ના જુલાઈમાં મોકલી આપી. રોલાંએ મારી વિનંતીથી તરત જ તે બધી સ્વહસ્તે સુધારી પ્રગટ કરવાની રજા આપી. સુધારા તેમણે ફ્રેંચ ભાષામાં કર્યા હતા – અહીં બંગાળી અનુવાદ આપવામાં આવ્યો છે. આમ છતાં તેમની અનુપમ સુંદર ભાષા અને વ્યાખ્યાનું લાલિત્ય અને દીપ્તિ ઘણુંખરાં અનુવાદમાં ઊતરી શક્યાં નથી. તેમના એક પત્રનો અનુવાદ શરૂઆતમાં જ આપું છું – કારણકે તેને લીધે તેમનું વક્તવ્ય અને વિચાર કંઈક અંશે વિશદ થાય એમ છે. એ પત્ર પણ મેં તેમને ૧૯૩૦ના મે મહિનામાં મોકલ્યો હતો. તેમણે સામાન્ય ફેરફાર કરી મને પ્રગટ કરવાની રજા આપી.

વિલનવ-સ્વીઝર્લૅંડ
૨૮-૮-૧૯૨૮

પ્રિય દિલીપકુમાર,

જે વાતચીતો તમે મને મોકલી હતી તે પાછી મોકલું છું. રવીન્દ્રનાથની સાથે તમારે જે વાતચીત થઈ હતી તે કેટલી સુંદર છે!

તમારી નોંધમાં મેં ઠેકાણે ઠેકાણે થોડા સુધારા કર્યા છે જ્યાં જ્યાં તમે મારું કહેવું બરાબર સમજી શક્યા નહોતા. હું આશા રાખું છું કે તમે મારા હસ્તાક્ષરમાં કરેલા સુધારાઓ વાંચી શકશો.

જરા વધારે સુબોધ થાય એટલા માટે આ પત્રમાં બીજી એકએક વાત લખવાની હું જરૂર જોઉં છું.

પહેલી વાત એ કે ટૉલ્સ્ટૉયને હું ટુર્ગેનિવ કરતાં ખૂબ ઉચ્ચ ભૂમિકા પર માનું છું. માત્ર હું જ નહિ, પણ ખૂબ થોડા ફ્રેંચ લોકો એક સાથે એ બંને જણાંનાં નામ લેશે – ટૉલ્સ્ટૉય કે જેને પ્રકૃતિનો એક પ્રચંડ શક્તિપ્રપાત કહી શકાય, જેઓ 'યુદ્ધ

બીથોવનના આખરી જીવનમાં તેમનું શ્રેષ્ઠ સંગીત અથવા દાખલા તરીકે વેગનરના પાર્સિફલનો દીર્ઘ નિશ્વાસ આત્માની આ અસહ્ય વેદનાને લીધે મહિમાન્વિત થઈ ગયું છે. તોપણ જે જીવન પારકાને માટે પોતાનું પણ બલિદાન આપે છે, તેના ગૌરવની સ્વર્ગીય તૃપ્તિ કેવળ તેમને જ મળે છે જેઓની અનુભવસંપત્તિ એથી પણ વિશેષ ગંભીર છે. એ બધી કસોટીમાંથી માણસ બહાર આવે છે જેમ પોલાદ અગ્નિમાંથી — એનું જ નામ પાવનશુદ્ધિ. આપણી આત્મિક શક્તિ વિષે કોઈ પણ જાતની શંકા સેવવી નહિ — એ શક્તિ જ બધાં મોટાં સર્જન કાર્યોના મૂળમાં રહેલી હોય છે. આપણે સૌ પહેલી જરૂર એ શક્તિની છે: એવું માત્ર બીથોવને જ કહ્યું હતું એમ નથી, વિવેકાનંદ પણ એમ કહી ગયા છે. શક્તિ વિના કોઈ પણ મહાન વસ્તુ થઈ શકતી નથી: શક્તિ હોય તો નિસ્તેજ સંતાન થવાં અસંભવિત બને છે.

સ્નેહપૂર્વક તમારું હસ્તધૂનન કરું છું.

સ્નેહાસક્ત

રોમાં રોલાં

૧૯૨૨ના જુલાઈ મહિનામાં મારી રોલાં સાથે પહેલી મુલાકાત થઈ; સ્વીટ્ઝર્લૅન્ડના ચિત્રસમા ગામ શૂનેકમાં. તે વખતે તેમની સાથે મોટા ભાગની વાત હિન્દુ સંગીત વિષે જ થઈ. તેઓ મને પિયાનો સંભળાવતા, હું તેમને હિન્દુ સંગીત સંભળાવતો. હિન્દુ સંગીત વિષે તેઓ થોડું જાણતા હતા. તેઓ મને કહેતા કે મને હિન્દુ સંગીતનો વિકાસ ખૂબ ગમે છે. તેઓ એમ પણ કહેતા કે આપણા સંગીતનો આદર ભવિષ્યમાં યુરોપમાં જરૂર થશે. એટલે લગભગ રોજ મને આપણાં જુદાં જુદાં ગીતોની સ્વરલિપિ વિશદ વ્યાખ્યા સાથે યુરોપમાં ફેલાવવાનું કહેતા. શરૂઆતમાં તેમની સાથે ખૂબ ચર્ચા થતી. હું કહેતો અમારા સંગીતની સારી કદર યુરોપમાં થાય એમ જ નથી કારણ કે અમારા સંગીતની સૂક્ષ્મ કારીગરીને માટે યુરોપના સંગીતજ્ઞોના કાન તૈયાર નથી. તેમણે મને પાછળથી ૩૧-૭-૨૨ તારીખે લખેલા એક પત્રમાં લખ્યું હતું: " તમારા એ મત સાથે હું બિલકુલ સંમત થતો નથી કે કોઈ પણ માણસ હિન્દુ સંગીત ( અથવા કોઈ પણ ઉચ્ચ વિકાસ પામેલ સંગીત )ને સમજી શકે નહિ જો તે તે સંગીતનો વિશેષજ્ઞ ન હોય. હું એમ માનું છું કે શ્રેષ્ઠ કલા અનભિજ્ઞને પણ અસર કરે જ કરે. કદાચ પૂરેપૂરી ન કરે, કદાચ બહુ ઊંડી પણ ન કરે — પરંતુ મારી તો એ માન્યતા છે કે કોઈ પણ સાચા સર્જનમાં એવું કંઈક ઉપાદાન હોય છે જ કે જે બધાં જ માણસોની આધ્યાત્મિક ભૂખ શમાવે—કોઈની ઓછી કોઈની વધારે. 'આ લો, આ મારા પ્રાણનું લોહી. એથી સૌની ભૂખ તરસ શમો' — એ વચનો કેટલાય કાળ પૂર્વે ઈશુએ ઉચ્ચાર્યાં હતાં. તમે શું એમ કહેશો કે ઈશુએ માત્ર મૂઠીભર ખ્રિસ્તીઓને ખ્રિસ્તીજનોને પાઠ આપવા પોતાના પ્રાણ અર્પ્યા હતા? એક મહાન કલાકાર વ્યથા સહન કરે, સ્વપ્ન સેવે, સર્જન કરે તે માત્ર મૂઠીભર દીક્ષિત શિષ્યોને માટે — એમ તમે ઈચ્છો છો? સાચા સંગીતનો પ્રકાશ તો મંત્રની પેઠે પડે છે — વિધાતા ઈચ્છે ત્યાં......અધિકારી પસંદ કરવાનું કામ આપણું નથી: આપણું કામ ગીત ગાઈ જવાનું છે."

અતુલપ્રસાદનું બાઉલ ગીત યાદ આવ્યું:

> મિછે તુઈ ભાવિસ મન
> (તુઈ) ગાન ગેયે જા ગાન ગેયે જા આજીવન.
> પાખિરા વને વને ગાહે ગાન આપન મને
> (ઓરે) નાઈ વા યદિ કેઉ શોને – (તુઈ) ગેયે જા ગાન અકારણ.

તો પણ આ બાબતમાં રોલાં સાથે પૂરાપૂરા એકમત થવું મુશ્કેલ છે. કારણ મહાન ના રસોપભોગનો થોડો આધાર ગ્રહીતાની ગ્રહિષ્ણુતા અને સૌકુમાર્ય ઉપર રહે જ છે. ન કલાની મહત્તમ અપીલ સમજવા માટે ચેતનાનો થોડો વિકાસ તો થયેલો હોવો જ એ. એમ છતાં રોલાંની એ વાત સાચી છે કે સર્જકે સર્જન તો ગ્રહીતાની ગ્રહિષ્ણુતાનો ર કર્યા વિના જ કરવું જોઈએ – અધિકારીનો વિચાર કરવાનું કામ તેનું નથી, તેનું તો પોતાની પ્રેરણાને પૂર્ણ મૂર્ત કરવાનું છે. એ લાખ વાતની એક વાત છે. આ રમાં રોલાંનાં બીજાં પણ કેટલાંક વચનો ધ્યાનમાં રાખવા જેવાં છે. તેમણે મને લખ્યું "જે સુંદર ગીતો તમે મારી આગળ ગાયાં હતાં તેને લીધે મેં જાણે નવેસર અનુભવ્યું તમારા અને અમારા સંગીત વચ્ચે અંતર કેટલું ઓછું છે – તમે એ અંતર જેટલું ાનો છો તેટલું તો નથી જ.........મને લાગે છે કે તમો — તમે, રવીન્દ્રનાથ, કુમાર- – ઘણી વાર એ અંતરને જરા વધારીને જુઓ છો, એટલે જ યુરોપિયનોની તમારા ની કદર કરવાની મુશ્કેલી પણ તમને આટલી બધી ભારે લાગે છે. યુરોપિયનોની ગ્રહિષ્ણુતાનો ખ્યાલ તમે અંગ્રેજ અને અમેરિકનો ઉપરથી બાંધો છો—જેઓ સંગીત-બાબતમાં દુનિયામાં સૌથી પાછળ છે. જો તમે ફ્રાંસ કે જર્મનીના સંગીતજ્ઞોના ાં આવત – રશિયનોની તો વાત નહિ – તો તમને માલમ પડત કે તેઓ તમારા | સૌન્દર્ય કેટલી સહેલાઈથી સમજી શકે છે. હું એ વાત કબૂલ કરું છું કે ઘણું ા નહિ સમજી શકે (જેમ કોઈ ફ્રેંચ ગમે તેટલો શેક્સપિયરભક્ત હોય તો યે એક શેક્સપિયરને જેટલો સમજી શકશે તેટલો તે નહિ સમજી શકે) પરંતુ તમારા ! ઊંડા વિશ્વજનીન રસની અપીલ અમને પણ થયા વિના રહે જ નહિ એ માનજો. આ આર્ય – યુરોપિયન પરિવારનું કુલ એક જ છે — એમની વચ્ચે અંતર ાનું પાપ ધોવાઈ જાઓ – આવો આપણે ફરી ભાઈભાઈ થવાનો પ્રયત્ન કરીએ – આપણું મિલન દેવભોગ્ય થશે."

# ગુલામીનાં મંગળ મુહૂર્ત

' જ્યોતિપ્રિય '

પૂરો પંખીને એ પાંજરે સાજનીયા, પૂરો પંખીને એ પાંજરે.(૨)
આંખે નવ આવી એને, પાંખે નવ આવી એને,
ચુણ્ણ ભરો એની ચાંચમાં,
ખીલતા એ જીવને જીવાડી જો જાણો તો,
માનીતા જીવને રમાડી જો જાણો તો,
પૂરો પહેલાં એને પાંજરે—સાજનીયા૦

ઉગે પાંખો તો તો ઉધમાત માંડશે,
માઝા વટાવી એ ઉડવાને લાગશે,
હિમાચળ ફાળું એ મારશે, સાજનીયા,
હિમાચળ ફાળું એ મારશે,
પૂરો વેળાયે એને પાંજરે—સાજનીયા૦

પાંજરે પૂરીને એને સોને શણગારજો,
મીઠાં મીઠાં એને ભોજન જમાડજો,
પાંજરામાં પૂરી રમાડજો, હોંસેથી પાંજરામાં પૂરી રમાડજો,
સાજનીયા, પૂરો બાલુડાને પાંજરે—સાજનીયા૦

મંગળ મુહૂર્ત આજે જોશીનાં જોયલાં,
ભાખ્યાં ભવિષ્ય એનાં રાજાને દોહ્યલાં,
સોનાનાં પાંજરાં મંગાવજો,
હેતેથી હીરા મોતીડે મઢાવજો,
સાજનીયા, પૂરો પંખીડાને પાંજરે—સાજનીયા૦

ડરતા ન ભૂલ એને છુટેરું રાખવા,
મોંઘેરી આબરૂ કુટુંબની સંભાળવા,
ઉડે તે પહેલાં પહોંચાડજો પાંજરામાં, ઉડે તે પહેલાં પહોંચાડજો,
સાજનીયા, નાખો પંખીડાને પાંજરે—સાજનીયા૦

☆

# મનો-વિહાર

શારદ

## ૨

દશકા પહેલાનો પ્રસંગ યાદ આવે છે. અમે ઇન્ટર આર્ટ્સમાં હતાં, સંસ્કૃતમાં પાઠ્યપુસ્તક તરીકે 'શાકુન્તલ' ચાલતું હતું. પહેલા અંકમાં દુષ્યન્ત રાજા કણ્વ મહર્ષિના આશ્રમમાં આવે છે અને એક ઝાડ પાછળ સંતાઈને, આશ્રમનાં વૃક્ષોને પાણી સીંચતી શકુન્તલા અને તેની સખીઓને જુએ છે: તેના હૃદયમાં શકુન્તલા માટે સ્નેહનો સંચાર થાય છે. પણ આ કન્યા તો કણ્વ ઋષિની પુત્રી હોઈ બ્રાહ્મણ હોવાથી તેને પરણવાનો પોતાનો અધિકાર ક્યાંથી હોઈ શકે? એ મૂંઝવણમાં દુષ્યન્ત પડે છે. દુષ્યન્તની આ મૂંઝવણનું નિરાકરણ કવિકુલગુરુએ નીચેના શ્લોકથી કર્યું છે:

> असंशयं क्षत्रपरिग्रहक्षमा यदार्यमस्यामभिलाषि मे मनः ॥
> सतां हि सन्देहपदेषु वस्तुषु प्रमाणमन्तःकरणप्रवृत्तयः ॥

આ શ્લોક વર્ગમાં વંચાઈ રહ્યો, એટલે વિદ્યાર્થીઓમાંનો એક—કંઈક જિજ્ઞાસાથી હશે પણ વધારે તો-ટીખળની દૃષ્ટિથી ઊભો થયો અને પ્રાધ્યાપકને પ્રશ્ન કર્યો: 'દુષ્યન્ત જેવો ધર્મનિષ્ઠ અને સદ્વર્તનશીલ રાજા પોતાના હૃદયને આર્ય તરીકે ગણાવીને આવું સર્ટિફિકેટ પોતાને આપે છે એ યોગ્ય કહેવાય? આ આત્મ-ભાન શિષ્ટતાનો અભાવ નથી સૂચવતું?' પ્રાધ્યાપક મહાશયે આ મુદ્દાનું નિરાકરણ કરવા પ્રયત્ન કર્યો પણ વિદ્યાર્થીઓ સંતોષાયા હતા કે કેમ તે કહી શકાયું નહિ.

એ પ્રસંગે પૂછાયેલો પ્રશ્ન મહત્ત્વનો છે અને આજે પણ આપણે તેનો ઉત્તર-જો હોય તે-જાણવો જોઈએ. સદાચરણની વૃત્તિ, આર્યતા કે શિષ્ટતામાં આત્મભાનને કે આત્મશ્લાઘાને સ્થાન ન હોય; કારણ કે આત્મભાન કે આત્મશ્લાઘા ધીરતાનો અભાવ નહિ તો ઊણપ તો જરૂર સૂચવે છે, મન ઉપર કાબુ ન હોવાનું જાહેર કરે છે, અને તેથી તેટલે અંશે આર્યતાના આદર્શમાં આચરણની ન્યૂનતા દર્શાવે છે. અહીં દુષ્યન્તને અશિષ્ટ દર્શાવવાના આશયને જરા પણ અવકાશ નથી. ત્યારે, દુષ્યન્તના મ્હોંમાં પોતાને જ માટે 'आर्य' વિશેષણ મૂક્યું છે તેથી તેની શિષ્ટતામાં ડાઘ બેસે છે તે કાલિદાસે નહિ જોયું હોય? धर्मः क्षरति कीर्तनात्-એ વાતને અવશ્ય સમજનાર વિચક્ષણ કવિએ દુષ્યન્તને આ આક્ષેપમાંથી ઉગારવાની કાળજી રાખી છે કે કેમ? એ જોઈએ.

આ આક્ષેપનું સમાધાન બે રીતે થઈ શકે એમ લાગે છે. પહેલું તો, દુષ્યન્ત જ્યારે આ શ્લોક બોલે છે ત્યારે એકલો જ છે: તેની સાથે કે સામે (સંભાષણ માટે) બીજી કોઈ વ્યક્તિ નથી. એટલે આ ઉદ્ગાર જો કે 'स्वगत' એવાં રંગ-સૂચનથી નથી કઢાયા, તો પણ 'स्वगत' જેવા જ છે. એ પરિસ્થિતિમાં રાજા પોતાની આર્યતા કે શિષ્ટતાની

પતરાજી કરે છે કે બીજાઓ ઉપર પોતાના મહત્ત્વની છાપ બેસાડવા મથે છે એમ કહી શકાય તેમ નથી. આ શ્લોક તો 'thinking aloud' જેવો છે. એટલે આત્મભાન કે આત્મશ્લાઘાનો આક્ષેપ દુષ્યન્ત ઉપર કરી શકાય તેમ નથી એ સ્પષ્ટ છે.

પણ વધારે મહત્ત્વનું સમાધાન તે ધર્મ કે નીતિની દૃષ્ટિએ. ઋષિના આશ્રમમાં શકુન્તલાને જોઈને પોતાનું મન સ્નેહપરવશ થવા લાગ્યું એ દુષ્યન્તે જોયું. પણ આવા પવિત્ર સ્થળમાં રહેનારી આ કન્યા પોતે પરણી શકે તેવી ક્ષત્રિય કે વૈશ્ય હોવાનો સંભવ જ ન હોય; તો પછી આ બ્રાહ્મણ કન્યા માટે પોતાને આવી–વિકારમય !–લાગણી ઉદ્ભવે છે તે શું પોતાના હૃદયની મલિનતાને લીધે ? આ સંશયનું સમાધાન એ વેળા બીજી કોઈ વ્યક્તિને પણ પૂછી શકાય એમ નહોતું, કારણ કે ત્યાં રાજા એકલો જ હતો. આવી પરિસ્થિતિમાં ધર્મનો નિર્ણય કરવામાં આન્તર-વૃત્તિ — મનુએ જેને आत्मनस्तुष्टिः કહી છે (મનુ. ૨–૬) તે–ને આધારે થઈ શકે. કવિએ આ શ્લોકના ઉત્તરાર્ધમાં જે અર્થાન્તરન્યાસ મૂક્યો છે તે મનુસ્મૃતિના શ્લોકના ચતુર્થપાદના પરિષ્કાર જેવો છે. અમુક કાર્ય ધર્મરૂપ છે કે અધર્મરૂપ તેનો નિર્ણય કરવા માટે જે પ્રમાણો છે તેમાં મનુએ છેલ્લે (साधूनाम्) आत्मनस्तुष्टिने પણ ગણાવી છે. એટલે જ્યાં બીજાં પ્રમાણોને અવકાશ હોય, ત્યાં આ 'અન્ત્ય' પ્રમાણનો આધાર લઈ ન શકાય, એ ફલિતાર્થ વિવક્ષિત છે. અને કવિએ પણ અહિંઆં અનન્યગતિક હોવાથી જ દુષ્યન્તને એ આન્તર-પ્રમાણનો આધાર લેવરાવ્યો છે.

આમ જ્યારે આન્તર-પ્રમાણ જ સ્વીકારવાનું છે તો એ સ્વીકારવા માટે–એ પ્રમાણે ધર્માધર્મનો નિર્ણય કરવાનો દુષ્યન્તનો અધિકાર છે કે કેમ તેનો નિર્ણય થવો ઘટે, કારણ કે હરકોઈ વ્યક્તિની અન્તઃકરણપ્રવૃત્તિ વિશ્વસનીય નથી હોતી. સામાન્ય માનવ રાગદ્વેષાદિ વૃત્તિઓથી રંગાયેલો હોય છે, તેથી તે જેને 'અન્તરનો નાદ' માનતો હોય તે વાસનામય–મલિન-દર્શન હોવાનો ઘણો જ સંભવ છે. આ વાયસ્થાન ધ્યાનમાં રાખીને જ આ ત્રુટિ કે अन्तःकरणप्रवृत्ति તે 'સત્પુરુષોની', કે 'સાધુ'જનની કે વાસિષ્ઠ-ધર્મસૂત્રકારે જેને शिष्ट (शिष्टः पुनरकामात्मा–વાસિ૦ ૧. ૫–૬) કહ્યા છે તેવા પુરુષોની જ પ્રમાણભૂત ગણાઈ છે. માટે દુષ્યન્ત ઇતરજન-વત્ રાગદ્વેષાદિયુક્ત છે કે 'सताम्'માં એનો સમાવેશ થઈ શકે તેમ છે તે જણાવવું જ જોઈએ. આ હેતુથી આત્મનિરીક્ષણ કરાવતાં દુષ્યન્તના વચનમાં કેવળ વસ્તુસ્થિતિ દર્શાવવાના હેતુથી आर्य વિશેષણનો ઉપયોગ થયો છે. અલબત્ત, પોતે કરેલાં સત્કર્મની કે સદાચરણની પોતાના મન સાથે વારંવાર સ્મૃતિ લાવ્યા જ કરતો હોય તો તે તેની દોષરૂપ જ ગણાવી જોઈએ. પણ અહીં દુષ્યન્ત આત્મ-ભાનને પંપાળવા માટે પોતાની आर्यताનું સ્મરણ કરતો નથી એ સ્પષ્ટ છે. જે પરિસ્થિતિમાં એ મૂકાયેલો છે તેમાં ધર્માધર્મનો નિર્ણય કરવા માટે આવશ્યક–અનિવાર્ય–ઉલ્લેખ માગતો પોતાનો અધિકાર आर्य વિશેષણ દ્વારા તેણે જણાવ્યો છે, તેથી તેની શિષ્ટતાને કંઈ દૂષણ લાગતું નથી.

☆

# અને

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

**સં**ત મૅથ્યુના ગૉસ્પેલના પ્રથમ પ્રકરણના બીજાથી તે સોળમા પેરાને એક અતૂટ બંધને બાંધનાર આ "અને"નાં મહાભમંથી હું અંજાઈ જાઉં છું; અને એની સ્તુતિ કરવા બેસું છું ત્યાં મુરજસ્વનનો પ્રતિઘોષ કરતો શ્લોક લઈ વૈરાગ્યાભિમુખી ભર્તૃહરિ આવે છે:

धिक् तां च तं च मदनं च इमां च मां च।

સારી આલમની બેવફાદારીને નિન્દતાં અજાણ્યે જ મહાકવિને હાથે "અને" – "च" –પ્રતિષ્ઠાના વધારે તેજાળ પ્રદેશમાં આવ્યો. શૈલેન્દ્રની ટોચનો બેમૂલ કાંકરો નદીની સાથે સમુદ્રમાં ગયો અને શાલિગ્રામ થયો. એની પૂજા કરવાનું કામ મારે હાથે આવે છે. તુષ્ટિ પમાડવા પ્રયત્ન કરીશ છતાં ... ...

ત્યારે હું ગુજરાતી નિશાળનો નિશાળીઓ હતો. સાહેબે એક વાર્તા લખી લાવવાનું કહ્યું. મેં માંડ્યું: "એક હતો મોચી અને એક હતો ચકલો. અને તે જ મોચી એક દિવસ જોડા કરવા બેઠો. અને પેલો ત્યાં આવીને બેઠો. અને ... ..." વાણીનું આટલું બધું અબ્રહ્મચર્ય શિક્ષક ન સહી શક્યા, એટલે મને "અને"ના દુર્ગુણો જાણવાના મળ્યા! "અને" ઉપર મને ઘણી ચીઢ આવી ...

પણ ત્યાં તો દસબાર વર્ષની કાલની દિવાલ કૂદી જઈ સાહિત્યના ચમનમાં હું પેઠો. મને ત્યાં મળ્યું આવું આવું:

" Ages and ages have fallen on me —
" On the wood, and the pool and the elder tree."

* *

" I track the past back everywhere
" Thro seed and flower and seed and flower."

* *

"ઝૂમખઝૂમ ગુલાબ, અને રાશિરાશિ ડોલર અને ભારેભારા ચમેલી ... ..." હરિપુરા મહાસભાને મંચેથી સરોજિનીદેવીએ અનેથી જોડીને એક આખી ભારતી-માળા આપી દીધી. સિદ્ધ હસ્તે વપરાયેલો "અને" કેવું સુંદર, કેટલું કવિતાભર્યું, ભાવઝરતું કામ આપી શકે તે તો ત્યારે જ જાણ્યું. "અને" તો શિરીષનું ફુલ. લાડકું શિરીષનું ફુલ કદાચ ભ્રમરનો પગ સહી શકે; પક્ષીનો સહન કરે જ નહીં. તેમ "અને" સરોજિનીના હસ્તે જ વપરાય; શાલીન વાપરે તો? સૌંદર્યને ઉપભોગવા માટે અધિકાર જોઈએ – જેમ કવિતા લખવા પ્રતિભા જોઈએ......

"અને" જેમ કવિતા સરખી કોમલ વસ્તુનું વહન થઈ શકે છે, તેમ તત્ત્વજ્ઞાન જેવા કહેવાતા શુષ્ક વિષયનો પણ સહાય બની શકે છે. જગતનાં ગીતાગવાયાં દ્વંદ્વો: સુખદુઃખ,

લાભાલાભ, જયાજય, સારુંનરસું : આ બધાને બાંધનાર પાણિનિ મહારાજના "અને" વગર કોણ હોઈ શકે? આ જોડકામાંના એકેકનું કયું મારી જીવન નૈયાને મુક્તિ કિનારે લઈ જશે: આ સુખ અને આ દુઃખ, આ વાસના અને આ વૈરાગ્ય, આ અને આ આમાંથી કયું લઉં? આવી વિચારમાળા, આવા દ્વિધાભાવ, આ બધી મારામારી "અને"ની જ છે ને?!

ૐકારના રટનમાં દિન ચલાવતા ભરતમુનિ પ્રેમ અને ત્યાગની ઊર્મિઓ ઉપર ઊભી ઝોલાં ખાય છે: "નૌકાડૂબી"નો રમેશ સ્વકીયા અને પરકીયાની દ્વિધામાં ને દ્વિધામાં આખી નવલને સુંદર બનાવી મૂકે છે. આ બધો પ્રભાવ "અને"નો જ. સર્વભાર "અને"નાં મધ્યબિંદુએ સંક્રમાયો છે!! પોતાના પતિ અને જગદીશમાં જગદીશ ઉત્તર: એટલે વિજયા એના તરફ ખેંચાય છે; સમુદ્રનાં ગાન ઝીલતા ધીમી પરિમલભર્યા બેટ અને દૂરદૂર આવેલાં એમનાં મૈરીઝોકર્શ: આ બે વચ્ચે, ટેનિસનના ચાહેલા "લોટસ ઈટરસ"ને બેટ ગમી જાય છે; મારી ભૂખ અને પેલાનું ખૂન: એમાં ખૂન સારું એટલે પેલો દરિદ્રી ધનવાનનું ખૂન કરે છે. આ સરખામણી કરવાની શરૂઆત "અને"થી જ થઈ. અદેખાઈની શરૂઆત, વેરની પ્રાથમિકતા, કાર્યનું ઉગમ-સ્થાન, જે કહો તે આ "અને" જ છે.

હજી જરા આગળ. કહે છે, તત્ત્વજ્ઞાન એ જીવનનાં મૂળ અને અંતની શોધ છે, ઈશ્વર અને આત્માનો સંબંધ છે; એટલે આપણે એટલું જ જાણવાનું છે ને કે આનો અને આનો સંબંધ શો? જીવન અને મરણનો શો સંબંધ? જીવન અને આદર્શમાં સાપેક્ષતા કેટલી? આમ સંબંધ, સાપેક્ષતા સારાસારતા, તો બે વચ્ચે જ શોધવાની છે ને? તે "અને" વગર ન સંભવી શકે. મહાત્મા અફલાતુનનું આખું શાસ્ત્ર "અને" ઉપર આધાર રાખતું દેખાતું હોય તેમાં કોઈને નવાઈ ન લાગે તો આપણને નવાઈ લાગવાની જરૂર નથી!!...

પણ હું તો પેલા વેદકાલીન ઉદાહના સ્તંભો, અને એ સપ્તપદી અને એ કોલકરારી લગ્નવેદીની ઠરી ગયેલી વિભૂતિ સરખા શેષ રહેલા જોઉં છું ત્યારે તો નવાઈ જ પામું છું. એ તમારા લગ્નમંત્રો શામળશા અને આઠ વર્ષની છોકરીને જ લગ્ને; એ અગ્નિની સાક્ષી બે માનવવંશીઓને જ બાંધે છે. પણ અમારા આ "અને"નો સનાતન, સર્વચર મન્ત્ર સારા બ્રહ્માંડની દરેક વસ્તુને લગ્ની શકે છે. એક કે બીજાનાં લગ્ન કરો કે આખી હારમાળા બનાવો, અમારે વાંધો નથી. કહે છે: લગ્ન બે આત્માના જોડાણથી થતું સંપૂર્ણીકરણ છે. ત્યારે જગતની વૈયક્તિક વસ્તુ અપૂર્ણ છે એ આ "અને" નથી બતાવતું શું? "અને"ના સૂત્રમાં પરોવતા જાવ, પરોવતા જાવ, વસ્તુ પછી વસ્તુ. વસ્તુ ખૂટશે નહીં; એટલે હાર અપૂર્ણ જ રહેવાનો. સંપૂર્ણતા મળશે ખરી? નવ દશાંશ પછી નવડા મૂકતા જાવ. એક થશે જ નહીં એના જેવું આ થયું. માનવીને તો અધૂરાથી જ સંતોષાવાનું છે. એની મહત્ત્વાકાંક્ષા જુઓ. કયો અતિરથી બધી ઈચ્છાને મૂર્તિમન્તી કરી શક્યો છે? કયો અતિરથ સર્વ જાણવા પામ્યો છે! सर्वं चेद न कथन।

આવો અધૂરો માનવી વળી સ્નેહલગ્નની ધાંધલમાં પડ્યો. વિશ્વબંધુત્વની ભાવનાને બે જ વચ્ચે સમાવી દીધી સ્નેહલગ્નના આવા સીમાબદ્ધ પ્રદેશમાં એ યુગલમાંના એક સાથે

બીજું બહારનું ન જોડાઈ શકે. જોડાય તો બધે થતો કચ્ચરઘાણ; "ટેસ"ને મળેલો વિયોગ; "ડેસ્ડીમોના"નું ખૂન...! પણ આપણો આ "અને" વિશ્વવ્યાપી સ્નેહલગ્ન કરતાં ઘણો જ ચઢી જાય છે. વિશ્વબંધુત્વની ભાવનામાં બુદ્ધને એ બાજુએ મૂકશે; જગતપ્રેમમાં ઈશા-મસીહની મગદૂર એની હરોળમાં ઊભવાની નથી. "અને"થી ગમ્મે તે બેને બાંધો. સ્નેહથી એ ન થવાનું. "રબર અને રીંછો"; "ફૂલ અને વાંદરો"; "શેક્સપીઅર અને મોચી" ઈત્યાદિ ગમે તેને બાંધો. હે મહાગુરો! તમારા પાઠ શીખવી જાવ આ અથડાતી માનવતાને.

એક વક્તા હતા. ભાષણ કરતાં બોલ્યા: "આ તમારી સમિતિ સો–સવાસો ખાઈ ગઈ છે; પેલાને નકામો બે–આબરૂ કર્યો છે; અને—" કોણ જાણે શું થયું તે તે જ વખતે તેમને નીચે જતું રહેવું પડ્યું. અમારા મનમાં રહી ગયું: અહાહા, એ કેટલું જાણતા હશે! હજી તો એમના સમુદ્ર સરખા–વિસ્તારમાં નહિ; ઉપમામાં–પેટમાં કેટલાં વાગ્રત્નો ભર્યાં હશે? આ બધું અમે "અને"થી જ જાણ્યું ને? શાંત વાતાવરણ તોફાન બતાવે; સામે આવતી આંગ્લ કે પર્શિયનીઅન મહિલા પાછળ કૂતરો છે એમ સૂચવે; તેમ આ "અને" પાછળ જ્ઞાનના ભંડાર ભર્યા છે એમ દાખવે! વક્તાની મહત્તા! તારે ચઢવાની સોપાનાવલીનું પ્રથમ પગથાર "અને".

ઉભયને સાંધતાં અવ્યયોનાં "અને"નું સ્થાન પહેલું છે. નેસ્ફીલ્ડ કે ગમે તેને લો. And, as well as, both and: આવી ગણત્રી હશે. એટલે "અને" થયો અવ્યય ધુરિ, મહા અવ્યય. સારીએ સંસ્કૃત માનવતા એક અવ્યયની જ શોધમાં ફરે છે: પછી તે ધીષનો ઈશ્વર હો, ગાંધીનો આદર્શ હો, મજનૂનો સનમ હો, રવીન્દ્રનાથના પાગલનો સ્પર્શમણિ હો કે પછી સમુદ્રે ઝૂલતા નાવિકનો અચલ ધ્રુવ હો: બધાંને એક અચલ, અટલ, અફર, અવ્યય વસ્તુ જોઈએ છે. આદર્શનાં બોર પાડવા ગયેલા આ ઘેલાગાંડાડાયાની ટોળીમાં હું પણ નામ નોંધાવું; અને આ મહાઅવ્યયનો જ આશરો લઉં:

त्वमेव सर्वं मम देव देव ।

આવા દેવના ગુણ ગાવા જાઉં છું; પણ કયો શેષ સહસ્ત્ર ફણાથી દેવના ગુણ વર્ણવી શક્યો છે? અસિતગિરિ જેટલા કાજળેય કયી શારદા મહાદેવના ગુણ પૂરા કરી શકી છે? આ "અને" દેવનાં વખાણ ફુલ્લ સ્વયંલેખિનીથી કરનાર હું કોણ? મારે સંપૂર્ણ થઈ આપને શરમમાં નાખવો નથી; શારદાને સંભ્રમમાં પાડવી નથી; અને . . . .

# મીણબત્તી : તેની બનાવટ અને ઉદ્યોગ

ડૉ. નરસિંહ એમ. શાહ એમ.એસ.સી., પીએચ.ડી.

[ ગતાંકથી ચાલુ ]

## સ્ટીઍરિક ઍસિડ

**બ**જારોમાં સામાન્યતઃ વપરાતો શબ્દ 'સ્ટીઍરિન' વૈજ્ઞાનિક દૃષ્ટિએ બરાબર નથી. 'સ્ટીઍરિન' તો સ્ટીઍરિક ઍસિડ અને ગ્લીસેરીનના રાસાયનિક સંયોજનથી બનતા પદાર્થનું યોગ્ય નામ છે. આવો નાજુક તફાવત ધ્યાનમાં રહેતો નથી. બજારૂ 'સ્ટીઍરિન' સ્ટીઍરિક, પામીટિક અને ઓલીયિક ઍસિડોનું મિશ્રણ છે. આ 'સ્ટીઍરિન' કેવી રીતે બનાવાય છે તે સમજવા તેલ અને ચરબીના રસાયનનું થોડું જ્ઞાન જરૂરી છે.

આપણે આગળ જોઈ ગયા કે તેલ – ચરબી અને તેની જાતના પદાર્થોના જુદા જુદા ગ્લીસીરાઈડોનું મિશ્રણ છે. આ તેલ – ચરબીને પાણી સાથે સંસર્ગ – પદાર્થો સહિત કે તેના વિના રાસાયનિક ક્રિયા વડે ફાડવાથી ચરબી – તેજાબો અને ગ્લીસીરીન જુદા પડે છે.

તેલ યા ચરબી (ગ્લીસીરાઈડ) + પાણી = ચરબી તેજાબો + ગ્લીસીરીન. ગ્લીસીરીન ચરબી-તેજાબો કરતાં ભારે છે અને તેમાં ભળતું નથી. ચરબી-તેજાબો પૂરિત અને અપૂરિત – એમ બે પ્રકારના સાથે હોય છે. અપૂરિત તેજાબો સામાન્યતઃ પ્રવાહી, અને પૂરિત ઘનસ્થિતિમાં હોય છેઃ આ મિશ્રણને પ્રેસમાં દાબીને સહેલાઈથી તેમાં આવેલાં ઘન તેજાબો જુદા પાડી શકાય, પણ સંપૂર્ણપણે જુદા પાડી શકાતા નથી. પ્રવાહી તેજાબોનો અમુક અંશ ઘન તેજાબો સાથે જાય છે અને એથી ઊલટું ઘન તેજાબોનો કેટલોક ભાગ પ્રવાહીમાં રહી જાય છે. ટૂંકામાં, મિશ્રણ ઉત્પન્ન થાય છે. ઘન તેજાબોને પછી શુદ્ધ કરવામાં આવે છે. આ ઉદ્યોગની પ્રગતિ મીણબત્તીની બનાવટમાં વપરાતા 'સ્ટીઍરિન'ની માગણીને આભારી છે. એ દુઃખની વાત છે કે હિંદુસ્તાનમાંથી પુષ્કળ તેલ બહાર ખાતે ચડે છે, છતાં આ ઉદ્યોગની શરૂઆત આપણા દેશમાં કરવામાં આવી નથી.

'સ્ટીઍરિન' બનાવવાની રીતોમાં ઉત્તરોત્તર સુધારણા થતી ચાલી છે. ૧૮૨૫માં શેવ્રુલ અને ગેલુસાકે પેટન્ટ લીધો હતો. તેમની રીત અનુસાર પ્રથમ તેલ-ચરબીને સોડા સાથે ઉકાળીને સાબુ બનાવવામાં આવતો અને પછી એ સાબુમાંથી ચરબીના તેજાબો જુદા પાડવામાં આવતા. ૧૮૩૧માં મીલીએ કાસ્ટીક સોડાને બદલે ચૂનો વાપરવાનો સુધારો કર્યો. ૧૮૫૫માં બંધ વાસણનો (autoclave) ઉપયોગ દાખલ કર્યો. આધુનિક રીત પ્રમાણે ચૂનાને બદલે ૦·૫ ટકા જસતની ભસ્મ કે ભૂકી યા તો ૧ ટકો મેગ્નેશિયાથી પણ ૯૦–૯૮ ટકા પર્યંત ચરબીનું વિઘાટન આઠ કલાકમાં થઈ શકે છે. ૧૮૪૨માં વિલ્સને પાણી અને ગંધકના તેજાબ વડે તેલમાંથી સ્ટીઍરિક ઍસિડ બનાવવાનું શરૂ કર્યું. આ રીતનો મોટા

ફાયદો એ છે કે ઓલીયિક એસિડ – જે પ્રવાહી છે – તેનું ઘન પદાર્થમાં રૂપાંતર થઈ જાય છે. ટ્વીટ્ શેલ (twitchell)ની સંસર્ગ–રીત આધુનિક છે. નેફ્થેલીન અને સ્ટીઍરિક એસિડના ગંધકયુક્ત તેજાબો આ રીતમાં વપરાય છે. આ રીત સાવ સાદી અને ફાયદાકારક છે. કિંમતી સાધનોની જરૂર પડતી નથી. ૦.૫ થી ૨.૦ ટકા સુધીના પ્રમાણમાં સંસર્ગ–પદાર્થો તેલમાં નાખવામાં આવે છે. ૮૦ – ૯૦°c સુધી ગરમી વરાળ વડે આપવામાં આવે છે. ૨૪ કલાકમાં ક્રિયા પૂરી થાય છે.

છેવટે, એરંડીમાં આવેલ ખમીર (ferment) પણ તેલ ફાડવાં માટે ઉપયોગમાં આવે છે. બીયાંને કચરીને અને તેમાં મેન્ગેનીઝના ક્ષારો ઉમેરીને બનાવેલી પેઇસ્ટ (paste) તેલમાંથી તેના એસિડ જુદા પાડવામાં વપરાય છે. હિંદુસ્તાનમાં આ રીત અનુકૂળ થઈ શકે એવી સ્થિતિ છે.

ઉપરની કોઈપણ રીતે બનાવેલ સ્ટીઍરિન અત્યંત ગરમ કરેલી વરાળ વડે હવા–શૂન્ય વાસણોમાં શુદ્ધ કરવામાં આવે છે. સરસ બજારૂ 'સ્ટીઍરિન'ની ગુણ–વિશિષ્ટતાઓ (specifications) નીચે આપી છે:

| | શુદ્ધ સ્ટીઍરિક એસિડ | સ્ટીઍરીન નં. ૧ | સ્ટીઍરીન નં. ૨ |
|---|---|---|---|
| ગલનબિંદુ | ૫૬–૫૮° c | ૫૪–૫૬° c | ૫૦–૫૨° c |
| એસિડ–ગુણ (acid value) | ૨૦૪ | ૨૦૨ | ૨૦૯ |
| આયોડિન ગુણ (Iodine value) | ૨.૮ | ૪.૩ | ૨૩.૬ |

એકલું 'સ્ટીઍરીન' મીણબત્તી બનાવવામાં વાપરી ન શકાય કારણકે તે સ્ફટિક રૂપમાં આવી જાય છે. ગરમ કરીને તેના બીબાંમાંથી કાઢતાં તે સ્ફટિક રૂપ ધારણ કરે છે એટલે જલદી નીકળી શકતું નથી. ઉપરાંત મીણબત્તીનો આકાર એકસરખો રહેતો નથી. પાંચ ટકા પારાફીન ઉમેરવામાં આવે તો ઉપરની મુશ્કેલીઓ દૂર કરી શકાય છે. આવી મીણબત્તી ખૂબ મોંઘી પડે. તેના ઊંચા ગલનબિંદુને લીધે આવી મીણબત્તી બીજા વાંધા રહિત હોય છે.

પરદેશમાંથી આયાત થતા 'સ્ટીઍરિન'ના ચાલુ ભાવ પૌંડના ૫–૬ આના બંદરનાં શહેરોમાં રહે છે. હાલમાં જાપાને ૩–૪ આનાના ભાવથી 'સ્ટીઍરિન' હિંદુસ્તાનની બજારમાં ચાલુ કર્યું છે. આ ભાવ મોટા જથ્થા માટે છે.

'આઇ. જી. મીણ' (I. G. Wax) હમણાં સ્ટીઍરિનનો હરીફાઈમાં ચાલુ કરવામાં આવ્યું છે. આ મીણનું ગલનબિંદુ ઘણું ઊંચું છે. પારાફીન ઓગળવું શરૂ થાય ત્યાંથી ગલનબિંદુ સુધી પહોંચે ત્યાં સુધીનો ગાળો ઓછો કરવા આ મીણ સારી રીતે વાપરી શકાય. 'આઈ. જી. મીણ'ના પાંચ ભાગ સ્ટીઍરિનના ૧૫–૨૦ ભાગ જેટલા અસરકારક છે. સવાલ માત્ર કિંમતનો છે. 'આઇ. જી'ની કિંમત પૌંડના રૂા. ૧–૫–૦ થી ૧–૬–૦ પડે છે. ધારો કે ૧૦૦ પૌંડ પારાફીન અને પાંચ પૌંડ 'આઈ. જી.'નું મિશ્રણ કર્યું એટલે ૧.૫ ... મીણબત્તીનો માવો થયો. આવા જ ગુણવાળું સ્ટીઍરિન અને પારાફીનનું મિશ્રણ

તૈયાર કરીએ તો ૧૨૦ પૌંડ માવો તૈયાર થાય. એટલે આ ખાસ ' આઈ. જી. ' મીણુ ફાયદાકારક છે કે નહિ તેનો આધાર તેની કિંમત અને તૈયાર મીણબત્તી પર અવલંબે છે.

પારાફીન અને સ્ટીએરિન – એ બંને અગત્યના કાચા પદાર્થો ઉપરાંત, મીણબત્તીની બનાવટમાં વપરાતા બીજા વધારાના પદાર્થો સંબંધી વિચારીએ.

ઓઝોકેરાઈટ (ઓઝો=ગંધ: કીરોસ=મીણ) નામનું ગંધ-યુક્ત મીણુ બજારમાં સીરીસાર્ઈન (ceresine)ના નામે મળે છે. આ મીણુ ખનીજ છે અને મીણુ જેવા ગુણો ધરાવે છે. બૂટ-પૉલીશ, બનાવટી વેસેલીન, ઘરમાં ભોંય સાફ કરવા માટે અને મીણબત્તીની બનાવટમાં વપરાય છે. પારાફીન કરતાં મોઘું હોવાથી તેમાં પારાફીનનો ભેળ બજારમાં કરવામાં આવે છે. પૂર્વ ગ્લીસીયામાં તેની ખાણો છે. દર વર્ષે ૮૦૦ થી ૧૦૦૦ ટનની પેદાશ થાય છે. તુર્કસ્તાનમાં તેની ખાણો હમણાં મળી આવી છે. આ 'સીરીસાર્ઈન'નું ગલનબિંદુ ઘણું ઊંચું (૬૦°C થી ૮૦°C સુધી) હોય છે. શુદ્ધ કરેલા ઓઝોકેરાઈટનું રાસાયનિક બંધારણ પારાફીન જેવું છે.

મીણુ મધ કાઢી લીધા પછી રહેલા મધપુડામાંથી બનાવાય છે.

મધપુડાને ગરમ પાણી સાથે ઉકાળીને મીણુ તૈયાર થાય છે. તેનું ગલનબિંદુ ૬૧°–૬૫°C સુધી હોય છે. મીણુ ઠંડીમાં બટકી જાય છે અને ગરમી હોય ત્યારે માટીની માફક નરમ થઈ જાય છે, અને ચીકાશ હોતી નથી. લાકડાના જમીન-તળિયાં અને ફરનિચરને પૉલિશ કરવામાં તેનો ઉપયોગ થાય છે. મીણબત્તીની બનાવટ માટે આ સરસ પદાર્થ છે પણ તે કિંમતમાં ખૂબ જ મોંઘું પડે છે. સૂર્યના તાપમાં યા તો રાસાયનિક ક્રિયા વડે મીણનો રંગ કાઢી શકાય છે. સીરીસાર્ઈન અને કેટલાક બીજા સુગંધી રેસિનની સાથે મિશ્રણ કરીને મીણુ બનાવટી મધપુડા તૈયાર કરવા માટે વાપરવામાં આવે છે.

મોન્ટાન નામનું મીણુ જર્મન બનાવટ છે. ભૂરા કોલસામાંથી બનાવાય છે. રોજના ૪૦ ટન સુધી તેની બનાવટ જર્મની કરે છે. ભૂરા કોલસામાં પાણીનું પ્રમાણ પુષ્કળ હોય છે. તેને સૂકવીને આલ્કોહોલ અને બેન્ઝીન વડે તેનું સત્ત્વ દ્રાવણરૂપે ખેંચવામાં આવે છે. એ દ્રાવણમાંથી આલ્કોહોલ અને બેન્ઝીન કાઢી લીધા પછી ભૂરો કાળો પદાર્થ પાછળ રહે છે તે મોન્ટાન. તેનું ગલનબિંદુ ૮૦–૯૦°C જેટલું ઊંચું હોય છે. આ અશુદ્ધ મીણુ બૂટ-પૉલીશ, ગ્રામોફોનની રેકર્ડ વગેરેની બનાવટમાં ઉપયોગમાં લેવાય છે. શુદ્ધ કરેલું મોન્ટાન મીણબત્તીની બનાવટમાં વાપરી શકાય. પણ તેના પાસાદાર થઈ જવાના ગુણને લીધે અને તેની ભારે કિંમતને લીધે મોટા પાયા પર તેની વપરાશ મીણબત્તીના ઉદ્યોગમાં થતી નથી.

કારનોબા મીણુ બ્રાઝીલના એક જાતના તાડના પાંદડાંમાંથી કાઢવામાં આવે છે. તેનું ગલનબિંદુ પણ ૮૦–૯૦°C સુધી છે. તે ખૂબ મોંઘું મળે છે. પૉલીશ બનાવવા માટે સરસ ચીજ છે. ૫–૭ હજાર ટન મીણુ બ્રાઝીલમાંથી પરદેશ ખાતે ચડે છે. ઉપરાંત કેટલાંક બનાવટી મીણુ જર્મનીના કારખાનાંવાળાઓએ બજારમાં ચાલુ કર્યાં છે. આ મીણો

પારાફીનનું ગલનબિંદુ ઊંચું લાવવા મીણબત્તીની બનાવટમાં વાપરવામાં આવે છે. હરેલાન નામનો જર્મન બનાવટી પદાર્થ પારાફીનની પારદર્શકતા ઓછી કરવા માટે ઉપયોગમાં લેવામાં આવે છે.

## વાટ અને તેની બનાવટ

મીણબત્તીની બનાવટમાં મુખ્ય જરૂરી કાચા પદાર્થો—પારાફીન અને 'સ્ટીઅરિન' સંબંધમાં હિંદુસ્તાનને લગતી પરિસ્થિતિ આપણે વર્ણવી. હવે મીણબત્તીની બનાવટમાં ઉપયોગી ભાગ ભજવતી વાટ અને તેની બનાવટનો પ્રશ્ન વિચારીએ.

બે તરેહની વાટ મીણબત્તીમાં વપરાય છે: સંચાની મદદ વડે બનાવાતી મીણબત્તીઓમાં ઘડી વાળેલી (plaited) વાટ વપરાય છે, એટલે કે પારાફીન, સ્ટીઅરિન યા કમ્પોઝીશન મીણબત્તીઓ માટે. ગોળ વાટો મીણની મીણબત્તીમાં વપરાય છે. પહેલા પ્રકારની વાટની બનાવટમાં સફેદ, ઝીણું સુતર કામ આવે છે અને વણાટ જરા ઢીલો રાખવામાં આવે છે. એથી ઊલટું, મીણની મીણબત્તીઓ માટે મજબૂત સુતર અને વણાટ ઘટ્ટ કરવામાં આવે છે. હિંદુસ્તાનમાં મીણની મીણબત્તી ભાગ્યે જ વપરાય છે. તે ઘણી મોંઘી હોય છે. મીણબત્તીનો વ્યાસ અને માવાના ગલનબિંદુ પર વાટની સાઈઝનો આધાર રહે છે. વાટની સાઈઝ અને કયા નંબરનું સુતર વાપરવું એ મીણબત્તીની સાઈઝ પર અવલંબે છે. સાધારણ રીતે વીસ નંબરનું બ્લીચ કરેલું સુતર વપરાય છે. ૧૨ થી ૩૦ સુધી તાંતણા આવે છે, અને પેન્સીલ મીણબત્તી (૧૧ × ૧.૦૫ સેન્ટીમીટર; ૮.૫ ગ્રામ વજનમાં)ની સાઈઝથી માંડીને ગાડીની મીણબત્તીઓની સાઈઝ આમાં સમાઈ જાય છે. એક પૌંડ માવામાંથી ૫૦–૫૯ પેન્સીલ-મીણબત્તી બને, જ્યારે એટલા જ માવામાંથી આઠ ગાડી-મીણબત્તી બનાવી શકાય. એક મીણબત્તીમાં વાટનું વજન આખી મીણબત્તીના વજનના હિસ્સે ૦.૩ – ૦.૫ ટકા હોય છે. ઘડી વાળેલી વાટો દાખલ થઈ તે પહેલાં સાધારણ સુતર વાટ તરીકે વપરાતું. કમ્બાસેરીસે (Cambraceres) ઘડી વાળેલી વાટ સૌ પ્રથમ દાખલ કરી. કોઈ પણ જાતની રાસાયનિક ક્રિયા કર્યા વિના આવી વાટ વપરાય તો મીણબત્તી હોલવી નાખતી વખતે દુર્ગંધ છૂટે, એટલે વાટને પહેલાં અમુક પદાર્થોનાં દ્રાવણોમાં બોળી રાખવામાં આવે છે. આ ક્રિયાને mordanting, pickling કહેવાય છે એમોનિયમ ફૉસ્ફેટ, નાઈટ્રેટ, ટંકણખાર, બોરિક ઍસિડ વગેરે પદાર્થો આ ક્રિયામાં વપરાય છે. જુદા જુદા કારખાનાંવાળા આ રહસ્ય ગુપ્ત રાખે છે પણ બનારસ હિંદુ યુનિવર્સિટીએ પોતાના મીણબત્તીનો ઉદ્યોગ શીખવવાના ખાતામાં નીચે આપેલી રીત સફળ રીતે અજમાવી જોઈ છેઃ

એમોનીયમ ફૉસ્ફેટ —— ૭ ગ્રામ (૧ રૂપિયાભાર = ૧૧.૫ ગ્રામ).
,, સલ્ફેટ —— ૭ ગ્રામ.
બોરિક ઍસિડ —— ૦.૫ ગ્રામ.

આ બધુંને ૧૦૦૦ ગ્રામ પાણીમાં મેળવી બનાવેલું દ્રાવણ વાટને mordant કરવા માટે વાપરી શકાય, સુતરને ચોવીસ કલાક ઉપરના દ્રાવણમાં રાખવામાં આવે છે, યા તો એ દ્રાવણમાં સારી રીતે ઉકાળવામાં આવે છેઃ કાઢી લીધા પછી ઝટકાવીને સૂકવાય છે.

(જેમ દીવાસળીની બનાવટમાં લાકડાના ટુકડાને ટંખણખારમાં રાખવાથી અકસ્માતનો ભય ઓછો થાય છે તેમ મીણબત્તીની બનાવટમાં વાટ પર ઉપરની ક્રિયાથી થાય છે.)

આ પ્રમાણે તૈયાર થયેલી વાટ સ્પર્શમાં crisp લાગે છે. આવી વાટો મીણબત્તીની બનાવટમાં વાપરવાથી મીણબત્તી સરલ રીતે બળે છે કારણકે ગોગરા થતા નથી; એટલું જ નહિ પણ મીણબત્તી ઓલવી નાખતી વખતે દુર્ગંધ છૂટતી નથી. ઉપરાંત મોટો ફાયદો એ છે કે મીણબત્તી બળે છે ત્યારે મીણ વાટ દ્વારા નિયમિત રીતે ચઢીને ધીમે ધીમે બળે છે એટલે અજવાળું એકધારું આવે છે. વાટને એકદમ બળી જતી અટકાવવામાં એમોનિયમ ક્ષારો ઉપયોગી છે. બોરિક અને ફોસ્ફોરિક એસિડ સુતરમાં રહેલા ક્ષારો સાથે સંયુક્ત થાય છે અને સહેલાઈથી વાટ બળે ત્યારે નીકળી જાય છે.

જો બ્લીચ કર્યા વિનાનું સુતર વાટની બનાવટમાં વાપરવામાં આવે તો તૈયાર મીણબત્તીના રંગ ઉપર તેની અસર દેખાય છે એ ગેરફાયદો છે.

## મીણબત્તી બનાવવાની ક્રિયા

આ લેખમાં બધી ક્રિયાઓ વર્ણવવી શક્ય નથી. મીણબત્તીના સંચા બનાવનારો પોતાના માલ સાથે સંપૂર્ણ સુચનાઓ અને સંચા વાપરવાની રીતો મોકલે છે પણ સ્થાનિક સંજોગોને લીધે ઘણીવાર મુશ્કેલીઓ ઊભી થાય છે. આ મુશ્કેલીઓનો વિચાર બરાબર કરવાથી તેનો નિવેડો લાવવામાં વાંધો આવતો નથી. વાટને બરાબર રસાયનો વડે mordant કર્યા પછી તૈયાર કરી, પારાફીન અને 'સ્ટીઅરીન'નું યોગ્ય પ્રમાણમાં મિશ્રણ કરી માવો તૈયાર કરી મીણબત્તી બનાવવાની ક્રિયા હાથ ધરવામાં આવે છે.

એક સાથે કેટલી મીણબત્તી બનાવી શકાય તેનો આધાર સાંચાની રચના પર આધાર રાખે છે, જેમ મીલમાં સ્પીન્ડલની સંખ્યા પર સુતરના જથ્થાનો આધાર રહે છે તેમ. બનાવટનો સિદ્ધાંત એક છે. તૈયાર કરેલી વાટને રીલ ઉપર વિંટાળી તેને યોગ્ય રીતે ગોઠવવામાં આવે છે. બીબાના સીલીન્ડરમાંથી વાટ બહાર કાઢવામાં આવે છે. તેને બરાબર સીલીન્ડરની મધ્યમાં ગોઠવવામાં આવે છે. સીલીન્ડરને ગરમ કરી શકાય કે ઠંડું પાડી શકાય એ વાસ્તે વરાળ કે ઠંડું પાણી અંદર લઈ શકાય કે બહાર કાઢી શકાય એવી ગોઠવણ હોય છે. શરૂઆતમાં આ ગોઠવણદ્વારા સીલીન્ડર ૫૦°C સુધી ગરમ થાય ત્યાંસુધી વરાળ છોડવામાં આવે છે પછી વરાળ બંધ કરવામાં આવે છે. વરાળથી ગરમ કરતાં દરમિયાન બીબાના સીલીન્ડરનો શંકુ આકાર ભાગ વરાળ-પેટીની સપાટી ઉપર રાખવામાં આવે છે.

મીણબત્તીના માવાને આસ્તે આસ્તે ૭૦°C સુધી ગરમ કરવામાં આવે છે. આ ક્રિયા ભઠ્ઠી પર સીધી કરી શકાય કે વરાળના જેકેટવાળા વાસણમાં કરી શકાય. ૭૦°C થી વધુ ગરમી આપવાથી માવો ઘેરો રંગ પકડે છે માટે આ ક્રિયામાં ગરમી પર ખાસ કાળજી રાખવી જોઈએ. માવો ઓગળી જાય એટલે બરાબર હલાવી એકસરખો કરી નાખવો જોઈએ.

સ્ટીમથી સીલીન્ડરને ગરમી આપ્યા પછી પીસ્ટન નીચે ઉતારવામાં આવે છે. કેટલો નીચે ઉતારવો તેનો આધાર મીણબત્તીની લંબાઈ અને વજન પર રહે છે. પ્રવાહી માવો આસ્તે આસ્તે રેડવામાં આવે છે. આ ક્રિયા દરમિયાન હવાના પરપોટા વચમાં ન રહી જાય તે ખાસ ધ્યાનમાં રાખવામાં આવે છે. માવો ઠંડો પડતાં સંકોચાઈ જાય એ જાતનું જ

જોઈએ. એટલે મીણબત્તીની જરૂરી લંબાઈ કરતાં આવે અર્ધોથી એક ઇંચ વધારે ભરાવો જોઈએ. હવે ઠંડું પાણી પેટીમાં દાખલ કરવામાં આવે છે. ઉષ્ણતા કેટલી ઓછી થાય છે એ થર્મોમીટર પરથી જોવાય છે. ઉષ્ણતા ૩૦° એ પહોંચે કે વધારાનો માલ કાઢી લેવામાં આવે છે અને વાટને કાપી નાખવામાં આવે છે. ઉષ્ણતા ૨૫°C સુધી આવે એટલે લીવરની રચના વડે મીણબત્તી બહાર ખસેડવામાં આવે છે. ઉષ્ણતાનો આધાર મીણબત્તીના માલના ગલનબિંદુ પર રહે છે. જેટલું ગલનબિંદુ ઓછું એના પ્રમાણમાં ઉષ્ણતા આ ક્રિયા દરમિયાન ઓછી કરવી જોઈએ. જો મીણબત્તી બરાબર બહાર ન નીકળી શકે તો થોડો સમય વગર છોડીને અને પછી થોડું દબાણ કરવાથી તે સહેલાઈથી નીકળી આવે છે. બનાવટની મુશ્કેલીઓ સંચા પર કામ કરવાથી સમજાય છે. પણ સમજણપૂર્વક સૂચનાઓનો અમલ કરવાથી મુશ્કેલીઓની પાર જઈ શકાય છે. ઉપર વર્ણવેલી રીત સામાન્ય છે પણ સંજોગો અનુસાર તેમાં ફેરફાર કરવો પડે.

## રંગીન મીણબત્તી

રંગીન મીણબત્તીની બનાવટ માટે ખાસ તેલના રંગો બજારમાં મળે છે. ગરમી અને પ્રકાશની તેમજ સ્ટીએરીક એસિડના તેજાબના ગુણોની એ રંગો પર અસર થતી નથી. આવી રંગીન મીણબત્તીઓ પેન્સીલ મીણબત્તીઓના વિભાગમાં આવે છે. આ મીણબત્તીનું વેચાણ મર્યાદિત છે. નીચેના રંગોની સામાન્ય રીતે ભલામણ કરવામાં આવે છે:

રાતો — સુદાન IV, ફ્લેક્ષીન, રોહામીન ૬ અને રોઝ-બેંગાલ.
પીળો — કવીનોલીન યલો, ઔરામીન
લીલો — એસિડ ગ્રીન, વિક્ટોરીઆ ગ્રીન
વાદળી — ઇન્ડ્યુલીન, મીથાઈલ વાયોલેટ.

આ બધા રંગો triphayl methane અને phthalic acidની શ્રેણીમાંથી છે. રંગનું પ્રમાણ ૦.૦૫થી ૦.૦૧ ટકા સુધી (સ્ટીઍરિક એસિડના વજનના પ્રમાણમાં) લેવામાં આવે છે. ભારે રંગ લાવવો હોય તો રંગનું પ્રમાણ ઓછું લેવામાં આવે છે. આ રંગો પારાફીન કરતાં સ્ટીએરિનમાં વધારે ઓગળે છે અને થોડો આલ્કોહોલ ઉમેરવાથી રંગ વધારે મેળવી શકાય છે એટલે રંગ વધારે ઘાટો કરી શકાય છે.

તરેહવાર રંગીન પ્રકાશ આપે એવી મીણબત્તીની બનાવટમાં અમુક ક્ષારો ઉમેરવામાં આવે છે. ત્રાંબુ, બેરીઅમ અને સ્ટ્રોન્શીઅમ ઈત્યાદિ તત્ત્વોના ક્ષારો વપરાય છે.

ફોટોગ્રાફીમાં વપરાતી એક-પ્રકાશી મીણબત્તી સ્ટ્રોન્શીઅમ નાઈટ્રેટ ઉમેરીને બનાવાય છે. આ રંગીન પ્રકાશની અસર વધારે તો જ થાય જો મીણબત્તીનો પ્રકાશ ઓછો ચળકતો હોય. એટલે એકદમ ઓછો ચળકતો પ્રકાશ આપે એવી મીણબત્તી તૈયાર કરવી જોઈએ. આ અસર ઉપજાવવા એમાઈનો અથવા ઈમોનો પરમાણુ સમુચ્ચયવાળા કાર્બનિક તેજાબો અને થોડો એમોનિયમ નાઈટ્રેટ ઉમેરવાની સૂચનાઓ થઈ છે.

## જંતુવિનાશક મીણબત્તીઓ

ઔષધ તરીકે ઉપયોગમાં આવે એવી મીણબત્તીઓ પણ બનાવી શકાય. દર્દીઓના ઓરડામાં વાતાવરણ જંતુવિહીન કરવા માટે અમુક પ્રકારની દવાયુક્ત મીણબત્તીઓ

પ્રાપ્ય છે. આવી મીણબત્તીની બનાવટનો સિદ્ધાંત એ છે કે અમુક પ્રમાણમાં જંતુ-વિનાશક દવાઓ મીણબત્તીના માવામાં ઉમેરવામાં આવે છે. ગંધક, યુકેલીપ્ટસ તેલ, આયોડીન વગેરે પદાર્થો આવી બનાવટ માટે વાપરવામાં આવે છે. આવી મીણબત્તી બળે છે ત્યારે આયોડીન-માંથી તેનો વાયુ છૂટે છે; ગંધકમાંથી તેનો ઓક્સીજન-યુક્ત પદાર્થ (sulphur dioxide) બને છે, અને વાતાવરણના જંતુઓને અસર કરે છે. આવી અનેક તરેહની મીણબત્તીઓ બનાવી શકાય છે.

પવિત્ર સંયળોમાં સુગંધિત મીણબત્તીઓ વાપરવામાં આવે છે. આથી વાતાવરણમાં એક પ્રકારની ખુશનુમા સુગંધ પ્રસરે છે. આવી મીણબત્તીઓની બનાવટમાં કેવડા, સુખડ ઈત્યાદિ સુગંધિત તેલ ઉમેરવામાં આવે છે. આવી મીણબત્તીઓ શોભામાં 'વધારો' કરે છે, એટલું જ નહિ પણ જંતુ-વિનાશક મીણબત્તીના ગુણો પણ ધરાવે છે. આવી મીણબત્તીઓ ઝાંખો પ્રકાશ આપે છે. આ વિભાગમાં વર્ણવેલી મીણબત્તીઓ આ બાજુ ઓછી પ્રચલિત છે.

## ઉપસંહાર

મીણબત્તીની બનાવટનો ઉદ્યોગ હિંદુસ્તાનમાં ઊભો કરી શકાય એવી પરિસ્થિતિ છે. કાચા પદાર્થો દેશમાં મળી શકે છે. યંત્રાનિક બાજુ સંભાળી શકે એવી તાલીમ પામેલા કારીગરો પણ પ્રાપ્ય છે. દેશમાં આ ઉદ્યોગ શરૂ કરવાનું ઉદ્યોગપતિઓ પોતાના ધ્યાનમાં લે એટલું ઇચ્છી આ લેખમાળા પૂર્ણ કરીએ છીએ.





# ' તારા વિના ગમે ન કૈં '

: દુષ્યન્ત પંડ્યા

પ્રશાન્ત પસરી સન્ધ્યા, લાલિમા તણી ચાદરે
વિશ્વને આવરી લીધું, ને પૂર્યો સાથ શાંતિએ;
આ એની વારઃશય્યાએ, એ એની નીડની મહીં,
પોઢયાં સૌ પશુ ને પંખી, માત્ર બુલબુલ એક ના;—
સારીયે રાત એણે તો ગાયાં પ્રણય ગીતડાં,
હવે જીવન્ત રત્નોથી શોભે નભવિતાન એ;
પછી તારકના સૈન્યે શુક્રે, સેનાપતિ સમા,
દાખવી દીપ્તિ, જ્યાં સુધી અભ્રમાં મ્હાલતી ઉગી
રાજરાણી સમી ચંદ્રા, એક ને અદ્વિતીય જે
રેલાવે નિજ જ્યોતિને, ચાંદની અમી વર્ષતી
પાથરે પૃથ્વી અંધારે રૂપેરી નિજ ઓઢણી.
આદમ આમ હાવાંને : " સંગાથી પ્રિય, છે ઘડી
નિશાકેરી, અને વિશ્વ ઝૂલે વિશ્રામસાગરે;
ઝંપિયે ચાલ બંને યે એમ; કાં કે ઘડયા જ છે
દિનરાત્રી સમા બંને શ્રમવિશ્રામ ઈશ્વરે;
પાંપણો નમતી લાગે નિદ્રાઓસે ધીમે ધીમે.
માનવેતર પ્રાણીઓ આગરો દિન નિર્ગમે,
તેથી આરામ ઓછેરો લેતાં એ માનવી થકી;
જ્ઞાનકર્મેન્દ્રિયો કેરી માનવીકાજ છે કરી
દિનચર્યા, બતાવે જે મહત્તા માનવીની, ને
સ્વર્ગની અમીદૃષ્ટિ જે રહી માનવકાર્યપે;
પડી રે' પશુ ને પંખી અકાર્યે આળસે બહુ,
એમનાં કૃત્ય કેરા કૈં વિભુને ત્યાં હિસાબ ના.
કાલે પૂર્વ મહીં ફૂટે રક્ત આભા પ્રભાતની,
આવે અરુણુ એ પ્હેલાં આપણે જાગવું ઘટે,
ચડવું ગમતા કાર્યે, પુષ્પકુંજો સુધારવા,
હરિયાળી ઘટાઘેરી પગદંડી સમારવા,
આપણો પથ મધ્યાહ્ને ડાળપાને ગુંથાયલો
મશ્કરી કરતો જાણે આપણાં ખાતરો તણી,
જેમની સ્વૈરવૃદ્ધિને રોકવાને ચપે ઘણા

આંપણા કરતાં હાથો ઝાઝા તેને સમારવા;
મારગે પલ્લવો, પુષ્પો, ઝરંતો વૃક્ષનો રસ,—
અહો એ કેટલું ગંદું, ઘટે સર્વ ખસેડવું
તુર્ત જો ઇચ્છીએ જવા સુખે તે પથ ઉપરે.
હાવાં તો પ્રકૃતિ ચાહે નિશાભર વિરામિયે.

સૌન્દર્યપાત્ર શી હાવાં વદે: “ સર્જનહાર ને
સ્વામી મારા હું તારી સૌ આજ્ઞાઓને ઉઠાવતી.
પ્રભુએ નિરમ્યું એવું—વંદું પ્રભુપ્રસાદને—
તારો ધર્મ પ્રભુ પ્રત્યે, મારો તો પ્રભુ તું જ છે.
જ્ઞાન ના અદકું વાંછે એ જ સાચી પતિવ્રતા.
તાહરી પ્રેમગોષ્ઠિમાં વિસરું હું ત્રિકાલને,
વિસરું ઋતુ સર્વેને બધું યે સરખું ગમે:
પ્રાતર્વાયુ મધુરો ને મધુરી ઉગતી ઉષા,
મીઠડાં ગીત પંખીનાં, મનલુબ્ધક ભાનુ યે
પસારે કર જે પ્રાચ્ય વૃક્ષે, ફળફૂલે, તૃણે,
ઝાકળે ઝળકન્તાં ને ખેડેલી ભોંય છે રહી
મૃદુ ઝરમરે ફોરી ચાહેરી, મધુરી વળી
ભાસતી આવતી સન્ધ્યા સુરંગે માર્દવે ભરી;
પછીની શાંત રાત્રી, ને પંખી ગંભીર એનું આ;
ને વળી વિધુ લક્ષ્મી આ, આ જ એનાં જવાહિરો
દિવ્ય,—જે રાતરાણીનો સંઘોએ ઠાઠમાઠ છે:
પ્રાતર્વાયુ પરંતુ ના, ને ના એ ઉગતી ઉષા,
ના મીઠાં ગીત પંખીનાં, ના ભાનુ મનભાવતો
પૃથ્વીયે ઉગતો ભાસે, ના ફળફૂલ ના તૃણ,
ઝાકળે ઝળકન્તાં ને વર્ષાસિક્ત સુવાસ ના;
અરે, ના આવતી સન્ધ્યા; અને ના શાંત રાત, ને
પંખી ગંભીર આ એનું, જ્યોત્સ્નામાં ભ્રમણેય ના,
કે દ્યુતિ તારકો કેરી; તારા વિના ગમે ન કૈં.
પરંતુ આ પ્રકાશે કાં આખી યે રાત ? કોણુને
કાજે આ દિવ્ય દીપ્તિ સૌ નેત્ર જ્યારે ઉંઘે ભર્યાં ?*

---

* Miltonના Paradise Lostની Bk IV માંથી ૫૯૮–૬૫૮ પંક્તિઓનું ભાષાંતર.

# બાલઝાકની કલા

કૃષ્ણવદન જેટલી એમ. એ.

> ' Straight forward passion is the motive force, the unmixed type is the actor, an unpretentious environment is the setting, for La Comedie Humaine. '
>
> —Stefan Zweig

બાલઝાકનો સાહિત્યકાર તરીકે વિચાર કરતાં તેની છૂટક કૃતિઓ કરતાં તેના સમગ્ર લેખનને જ દૃષ્ટિમાં રાખવું વધારે ઉચિત છે. તેની અનેકવિધ લેખનપ્રવૃત્તિનાં બધાં યે તત્ત્વો તેની ચાલીસ ઉપરાંત ગ્રંથોએ ગૂંથેલી The Human Comedy નામક ગ્રંથમાળામાં લગભગ સમાઈ જાય છે. આ ગ્રંથમાળામાંથી ગમે તે નવલકથા છૂટક વાંચી શકાય તેવી છે.

નેપોલિયનના વ્યક્તિત્વે બાલઝાક પર ખૂબ ગાઢી અસર કરી છે. નેપોલિયનના દર્શને જ તેને સાહિત્યના નેપોલિયન થવાની પ્રેરણા પાઈ હતી અને તેને પરિણામે તેણે જે મહાન સાહિત્યસેવા કરી છે, તેને માટે સ્ટિફાન ઝવાઈગે ખરું જ કહ્યું છેઃ

> ' Never before had so vast an enterprise been deliberately undertaken; never has the temerity of a man's unbounded will been better requited. '

નેપોલિયન માફક બાલઝાક ફ્રાંસને પોતાની દુનિયા બનાવે છે અને પારીને (Paris) તે દુનિયાનું કેન્દ્રસ્થાન બનાવે છે. તેનાં પાત્રો મુદ્દાસર ચાળણીથી ચાળેલાં, તેના ભાવો શુદ્ધ તત્ત્વો સમા અને તેની કરુણિકાઓ સંક્ષેપણો સમી છે. સમાજના દરેક થરનું તેનાં પાત્રો પ્રતિનિધિત્વ રજૂ કરે છે. તેનાં ભ્રમણો ઝૂંપડીની ગરીબાઈ, રાજાનો વૈભવ, શેઠિયાની હવેલીનો ઠાઠ વાસ્તવિકપણે રજૂ કરે છે. જ્યાં તે જાય છે, ત્યાં તે ચોથી દિવાલ તોડી ખંડ અંદરની આબેહૂબ સ્થિતિ દર્શાવે છે. તેનાં પાત્રોનું લશ્કર બે કે ત્રણ હજારનું છે. ઇતિહાસમાં નેપોલિયનના વિજય સમો સાહિત્યમાં The Human Comedyનો વિજય છે.

તેનાં નાયકો તેમના સર્જક જેમ દુનિયા જીતવાનાં સ્વપ્નો સેવતાં હોય છે. પારીનું કેન્દ્રસ્થ આકર્ષણ તેમને દૂર દૂર ગામડાંઓમાંથી ખેંચી લાવે છે. પારી તેમનું સમરાંગણ છે. રાજનગરની મોહિની એ લશ્કરને અહીં ઘસડી લાવી છે. તેના સૈનિકોની શક્તિની કસોટી થઈ નથી. અહીં તેઓ પોતાની મહત્ત્વાકાંક્ષા અને જરૂરિયાતોને સંતોષવા એકબીજા સાથે અથડામણમાં આવે છે. એ સમાજસોપાનનાં પગથિયાં કેટલાક ચડે છે, કેટલાક એ ચડતાં પડે છે, મરે છે અને વિસ્મૃતિને શરણે જાય છે. અહીં દરેકે પોતાની શક્તિ અજમાવવાની છે; એકબીજાની દયા ખાઈ બેસી રહેવાનું નથી. શામ, દામ, ભેદ, દંડ, ગમે તે નીતિ વાપરી રસ્તો રોકનારને દૂર કરી આગળ ધપવું એ બાલઝાકે આલેખેલ ભવ્ય પાત્ર બેંકપોર વૌત્રિનની નીતિના અંશ, તેના ઘણા પાત્રોમાં મૂર્ત થાય છે.

લેખક તરીકે જ્યાં બાલઝાકે જીવનની શરૂઆત કરી તે લાટીં કવા તેમાં તેના નાયકો ભેગા થાય છે. વૈદકનો વિદ્યાર્થી ડેરપલેર્ઝન, પ્રધાનસમો રાસ્તીમાક, ફિલસૂફ લુઈ લેમ્બર્ટ, ચિત્રકાર બ્રિહો, પત્રકાર રૂબેમ્પ્રે, બધા અહીં ભેગા થાય છે. પછી જીવનના અનુભવો અને લાગણીઓના રાસાયણિક પ્રયોગો તેમનાં જીવનને વિચિત્ર રીતે ફેરવી નાખે છે અને કેટલાકને ફનાગીરીને પંથે પહોંચાડે છે. પ્રસંગોરૂપી બાવી તેમના જીવનની માટીમાંથી જુદા જુદા ઘાટ ઘડે છે.

બાલઝાક તો નિશ્ચિત ધ્યેય તરફ વહેતા શક્તિપ્રવાહને વ્યક્ત કરવા તેની કલાને યોજે છે. પછી તે શક્તિનો પ્રવાહ ક્યાં જાય છે, અને તે ધ્યેયને પ્રાપ્ત કરે છે કે નહિ, તેની તેને પડી નથી. કારણ કે પરાજ ધ્યેયને પ્રાપ્ત કરવાની મથામણ જ તેનું કલાસૂત્ર બની રહે છે. વિજય અથવા નિષ્ફળતા, કેવળ આકસ્મિક છે દુનિયાના શેતરંજ પર ' પાસા ફેંકે જનો સર્વે દા દેવો હરિ હાથ છે. '

બાલઝાકનાં ઓપાત્રો ખૂબ આકર્ષક છે. યુજેનિ ગ્રાંદેત જ્યારે તેના પિતરાઈના પ્રેમમાં પડી જઈ તેને પોતાના લોભી પિતાએ સંગ્રહ કરેલ પૈસાની થેલી આપી દે છે, ત્યારે તે જોન ઑવ આર્ક જેવું જ વીરત્વ દાખવે છે. પારીનાં મકાનોની બારીઓના પડદા પાછળ દરેક મિનિટે જુલિએટના આપઘાત રૂપી કરુણિકા ભજવાઈ રહે છે.

બાલઝાકનાં પાત્રો કોઈ ધૂનરૂપી ભૂતના વળગણથી પિડાતાં હોય છે. કોઈ એક વાતુ મેળવવાની ધૂનમાં જ તેમની દુનિયા સમાઈ જાય છે. એ ધૂનની પાછળ જ એ નાચ્યા કરે છે, ઘાણીના બળદ માફક ફરે છે, અથવા શમા પર જાય પરવાના માફક મૃત્યુને ભેટે છે. બાલઝાકને સામાન્ય, માયકાંગલા માણસો નથી ગમતાં. જે કોઈ તેના જીવનસ્વપ્નની પાછળ પોતાની બધી શક્તિ વાપરવા તૈયાર હોય છે, તેની જ તે દરકાર રાખે છે. સ્ત્રી સિવાય કોઈ બીજી વસ્તુ પર જેનું ચિત્ત ચોંટયું છે, તેને કોઈ રૂપરાણી પણ મોહ પમાડી શકતી નથી; જો કોઈને પ્રેમની ધૂન લાગે છે, તો તે બીજી કોઈ વસ્તુની પરવા રાખતો નથી; કંજૂસ પૈસા સિવાય ગમે તેવી સુંદર વસ્તુ પ્રત્યે કેવળ ઉદાસીન દૃષ્ટિથી જ જુએ છે. આવી ધૂનથી વિખૂટાં પડતાં પાત્ર તૂટી પડે છે નુસિંજન આખી શહેનશાહતના બેંકરો કરતાં વધુ ધન એકઠું કરે છે. પણ એક સામાન્યા સાથે તે એક મૂર્ખ બાળક જેમ વર્તે છે!

પ્રાથમિક પ્રવાસમાં બેકદર દુનિયાથી તરછોડાયેલા બાલઝાકે પોતાની નવી દુનિયા ખડી કરવાનો નિશ્ચય કર્યો પોતાના ખંડમાં, ટેબલ સામે ખુરશી પર બેસી રહી, તે પોતાના સર્જેલ અને સર્જાતાં પાત્રો વચ્ચે રહેતો. પચીસ વર્ષની ઉંમરથી તે વાસ્તવિકતામાં પોતાના મગજરૂપી એંજિનમાં બળતણ નાંખવા પૂરતો જ રસ લેવા લાગ્યો. આખો દિવસ કામ કરી તે રાતે આઠે સૂતો અને કોઈને ચાર કલાક પછી પોતાને ઉઠાડવાનું કહી રાખતો. જ્યારે પારીની દુનિયા ઊંઘમાં લપેટાતી ત્યારે તેની દુનિયા વેગવંત બનતી. કાળી કોફીના એક પછી એક પ્યાલા ગટાવતો, તે મસ્ત બની દસ-બાર કે અઢાર કલાક કામ કર્યે જતો. તેની કાલ્પનિક દુનિયા તેને બાહ્ય દુનિયા જેટલી જ સજીવ લાગતી. એક મિત્ર મળવા આવ્યો ત્યારે તે તેને કહેવા લાગ્યો, ' અરેરે, આપડીએ જીવનનો અંત આણ્યો ! ' પણ તેને મળવા

આવનારના મોં પર આશ્ચર્ય અને ભય જોતાં તેને ભાન આવ્યું કે યુજેનિ ગ્રાંદેત તો તેના મગજનું એક સર્જન હતી. બાલઝાકનાં પાત્રો જાણે બહારથી તેના અભ્યાસખંડનું બારણું ઠોકીને બહારની દુનિયામાંથી તેનાં પુસ્તકોની દુનિયામાં પ્રવેશ્યાં હોય એવાં લાગે છે।

તેનું કાર્ય એક નશા જેવું હતું. એ નશામાં તે પોતાના જીવનની ઇચ્છાઓ સંતોષતો. પ્રેમ, મહત્ત્વાકાંક્ષા, ધન, મુસાફરી, કીર્તિ અને વિજય વગેરે તેનાં સર્જનોમાં, તે દુનિયામાં વાસ્તવિક રીતે અનુભવે તે કરતાં સાત ગણી લાગણીથી અનુભવતો. તેની જ્ઞાનેન્દ્રિયો બાળકો જેવી હતી; ખરું અને ખોટું, સ્વપ્ન અને જીવન્ત તે પારખી શકતી નહિ. પણ જેમ તેમને પટાવવામાં આવે તેમ તે ભોળવાઈ જતી. તેમને ફક્ત ખોરાક જ જોઇતો હતો, પછી ભલે તે ખોરાક સાચા અનુભવનો હોય કે કાલ્પનિક તરંગે રચ્યો હોય. તેણે સર્જેલ ધીરનાર ગોબ્સેક જેમ તેની પાસે ઉધાર પૈસા લેવા આવનાર ગરીબોને મચ્છી પકડવાના કાંટા પર વિંધાયેલ માછલીઓ જેમ ગણીને તેમનાં હૈયાંની લાગણીઓ સાથે રમે છે, તેમ બાલઝાક તેનાં પાત્રો સાથે રમે છે. ' નગ્ન સ્વરૂપે માણસ રજૂ થાય એટલી હદે માણસના હૈયાના છૂપા ખૂણાઓમાં ઊંડા ઊતરવું, એ સામાન્ય વસ્તુ નથી. ' આ ગોબ્સેકના શબ્દોમાં આપણે બાલઝાકને જ સાંભળીએ છીએ.

જુવાનીમાં, જ્યારે તેની કોટડીમાં તેને ખાવા માટે ફક્ત સામાન્ય રોટલો જ મળતો, ત્યારે બાલઝાક તેના ટેબલ પર ચાકથી ચકરડું દોરી તેને એક થાળી કલ્પતો અને તે ચકરડામાં તેને ભાવતી વસ્તુનું નામ લખી, તે વસ્તુ જ તે ખાતો હોય એમ કલ્પના કરી, આનંદથી રોટલો ખાતો. આ પ્રમાણે તે પોતાને મનગમતી કલ્પનાદ્વારા પાત્રો રચી, પોતે જ તેમનું જીવન જીવતો હોય એમ અનુભવતો. ' વર્ષે લાખ ફ્રાંકની આવક. '—એ શબ્દો લખતાં તે પોતાનું દેવું ભૂલી જતો. ચિન્તસંગ્રહથી ખુશ થતો એલી મેગસ, પોતાની નરી સરળ બે પુત્રીને ચાહતો ગોરિઓત, નોર્વેમાં ઝરણાં વિષે શોધ કરતો સેરાફિટસ, સ્ત્રીઓના નેત્રકટાક્ષથી આનંદતો રૂબેમ્પ્રે, એ બધાં બાલઝાકના જ જુદા જુદા કાલ્પનિક અવતારો છે. તેના પાત્રોના શોક અને આનંદમાં તે જે ભાગ લે છે, તે તેની હસ્તપ્રતોના હસ્તાક્ષરોમાં થતા ફેરફારો બતાવી આપે છે. પ્રૂફ સુધારતી વખતે પણ તે ગજબ ફેરફારો કરી નાંખતો. મૂળ ટૂંકમાં લખી, તે પ્રૂફ સુધારતાં અંદર ત્રણ ગણો ઉમેરો કરતો !

જીવનમાં તેને જે ન મળ્યું, તે તેને કલ્પનામાં મળ્યું. કમાવાના ઇરાદાથી તેણે એક વખત છાપખાનાના ધંધામાં ઝંપલાવ્યું અને તેમાં ન ફાવતાં બીજા ધંધા અજમાવી નિષ્ફળતા અને માથે મોટું દેવું ઊભાં કર્યાં. તેનો સટ્ટા પર પ્રેમ જીવનભર કાયમ હતો. આમ જેણે પોતાનાં પાત્રોને ધનવાન બનાવ્યાં, તે જાતે જ દેવાદાર હતો. એટલું જ નહિ, પણ પ્રેમની બાબતમાં પણ તેણે કલ્પનાનો આશ્રય લીધો હતો ! તેના પ્રેમમાં પડેલી પોલિશ બાઈ માદામ હાન્સ્કાને નજરે જોયા વગર તે તેને રૂપસુંદરી કલ્પી સુંદર પત્રો લખીને પ્રેમ કરતો હતો. ખરું કહીએ તો, તેને હાન્સ્કા પ્રત્યે પ્રેમ ન હતો, પણ પોતાના તેના પ્રત્યે પ્રેમના પ્રશ્નમાં જ તે આનંદતો હતો. આમ તેનું જીવન આત્મ-સૂચનની પ્રબળતાને અધીન હતું.

બાલઝાક કાલ્પનિક બહુરૂપીનું જીવન ગાળતો. તેથી તેની પોતાની ખાસ જીવન-ફિલસૂફી ન હોય તે સ્વાભાવિક છે. પાત્રોની નીતિ કે અનીતિ પર તે પોતાનો અભિપ્રાય

આપતો નથી, કારણ, તે પાત્રો સાથે એવો એકરૂપ બની જાય છે કે તેમનાં કાર્યો તેને પોતાનાં જ લાગે છે, અને પોતાનાં કાર્યો પર અભિપ્રાય કે ટીકા કોને ગમે છે!

અલીબાબા જેમ 'સીસમ ખૂલ જા!' કહી ગુફા ઉઘાડતો, તેમ બાલ્ઝાક પાત્રોનાં અંતઃકરણ ઉઘાડતો. બાલ્ઝાક માટે મુખ એ જીવનનું દર્પણ હતું. લાવેટર અને ગૉલની વદનપરીક્ષાના અભ્યાસદ્વારા, તે પણ તેમની માફક વદનની ભૂગોળ એ જીવનનું માંસ અને હાડકામાં બાંધેલું રેખાંકન છે, એમ માનતો. મેસ્મેરિઝમ, આંગળીની વિદ્યુતશક્તિ, સ્વિડનબોર્ગના આધ્યાત્મિક વિચારો વગેરેએ તેને ખૂબ આકર્ષ્યો હતો અને એ બધા વિચારો તેણે લુઈ લૅમ્બર્ટના પાત્રદ્વારા દર્શાવ્યા છે. લૅમ્બર્ટ બાલ્ઝાકનો આદર્શ રજૂ કરે છે. બાલ્ઝાકનાં બીજાં પાત્રો કરતાં એમાં બાલ્ઝાકના આત્મકથનના અંશો ઘણા છે.

'Every face he saw was for him a charade to be unriddled.' બાલ્ઝાકને દરેક મનુષ્યમાં કોઈ જાતનું જાનવર જણાતું. તે ધારતો કે વહેલા મોતનાં ચિહ્નો તે જોઈ શકતો. તે બડાશ મારતો કે બાહ્ય ચાલ અને કપડાં પરથી તે કોઈપણ માણસ શો ધંધો કરે છે તે કહેવા શક્તિમાન હતો. છતાં એ તેને એક અસંતોષ હતો: તેને તો ભવિષ્યવેત્તા થવાની, જ્યોતિષી બનવાની ઇચ્છા થઈ આવતી. તેણે આલેખેલ બળાત્કાર કરનાર મારસે કઈ અચૂક પળે સ્ત્રી પોતાની ઇચ્છાને વશ થશે, તે જાણે છે; સટોડિયાર ન્યુસિંજન બજારમાં ક્યારે કેવી ઉથલપાથલ થશે તે જાણે છે અને કઈ પળે સોદો કરવાથી લાભ મળશે, તે જાણી તેમ વર્તે છે. આ ભાવી પારખવાની શક્તિ પોતાની બધી વૃત્તિઓને એક વસ્તુ પર ધ્યાનસ્થ કરવામાંથી જન્મે છે. જેનું મન ચંચળ છે અને હજારો વિચારોમાં દોડાદોડ કરે છે, તે કદી ભાવી જોઈ શકતો નથી.

કલાને જીવનરસાયણ નહિ, પણ જીવનની સુવર્ણસિદ્ધિ ગણવાની બાલ્ઝાકની જાદુઈ માન્યતા તેને તેની પછીના વાસ્તવવાદીઓથી જુદો પાડે છે. તેને અનુસરનાર ઝોલા જ્યારે ઇમારત ચણવા મહામહેનતે પથ્થર પર પથ્થર ગોઠવે છે, ત્યારે બાલ્ઝાક તેની આંગળી પરની અંગૂઠીને ફેરવતામાં તો એક હજાર બારીઓવાળો હવામહાલ ખડો કરે છે! દરેક વસ્તુનું વીગતવાર જ્ઞાન એ કેવી રીતે અને ક્યારે મેળવી શક્યો એ એક સાહિત્યની દુનિયાનો કોયડો છે. તેણે જુવાનીનાં ત્રણચાર વર્ષ વકીલના ગુમાસ્તા તરીકે, પ્રકાશક તરીકે, અને વિદ્યાર્થી તરીકે ગાળ્યાં હતાં, પણ આ વર્ષોનો ઉપયોગ તેણે ખૂબ ખૂબીપૂર્વક કર્યો હોવો જોઈએ. તેની યાદશક્તિ એવી હોવી જોઈએ કે ચાંપ દાબે ને વસ્તુ હાજર થાય. તેના એક દૃષ્ટિપાતથી તે કેટલું જાણી શકતો હશે, એ કહેવું મુશ્કેલ છે. વર્ષો સુધી એક જગ્યાએ રહેનાર તે જગ્યાની જે વીગતો નથી જાણતો, તે વીગતો બાલ્ઝાક એક ગોટ માત્રમાં જોઈ શકે છે એટલું જ નહિ, પણ નજરે ન જોયેલી વસ્તુને પણ તે સજીવ કલ્પનાદ્વારા આબેહૂબ અને સુસ્પષ્ટ આલેખી શકે છે. એક જ સપાટે તે નકામી વસ્તુઓ દૂર કરી, કામની વસ્તુઓ ઝડપી લે છે. 'What others saw in glass darkly, Balzac saw face to face.'

નૈસર્ગિક પ્રેરણાથી બધી વસ્તુઓ જાણવાની શક્તિ, એ બાલ્ઝાકની પ્રતિભાનું તત્ત્વ છે. તેની શક્તિ તેણે દવાઓ ખાઈ, વસાણાં કે પાકોનું સેવન કરી નથી મેળવી, તે તો

કુદરતી બક્ષીસ છે. વનરાજ સમી એ શક્તિ પાળેલા કૂતરા માફક રહેવા ના પાડે છે; તે તો જંગલ જેવી, ધોધ જેવી, ગાજવીજ અને આંધી જેવી સુંદર છે. સૌષ્ઠવ વિના તે મોહક લાગે છે, શૃંગાર વિના તે ભવ્ય લાગે છે. બાલ્ઝાકે કદી તેની નવલકથાઓ ઘડી નથી, તેણે કદી વાર્તા કે વસ્તુસંકલના કયા રાહે જશે એવી યોજનાનો વિચાર કર્યો નથી. તેના કાર્યમાં રહેલી મસ્તીએ તેને તેની જાત પણ ભૂલાવી દીધી છે. પ્રિયતમાની સુંદર, યૌવન-ભરી નગ્નતામાં માણસની દૃષ્ટિ તદાકાર બની જાય છે, તેમ તેની દૃષ્ટિ પણ શબ્દોમાં ડૂબી જાય છે. બાલ્ઝાકના મતે પ્રમાણે જીવનમાં જેમ મુકરર યોજનાનો અભાવ હોય છે, તેમ તેની નવલકથાની માળામાં કોઈ મુકરર યોજના નથી. તેનું ધ્યેય કાંઈ બોધ આપવાનું, અથવા એ દિવસોની રીતભાત અને રિવાજોનું પ્રતિબિંબ પાડવાનું નથી. પોતાના માનસિક ફેરફારોમાં તે માણસોના અને વસ્તુઓના ફેરફારોનું ચિત્રણ કરે છે. તાલબદ્ધ ગતિએ એમાં ભરતી અને ઓટ આવ્યાં કરે છે.

સંજોગો માણસો પર અને માણસો સંજોગો પર પરસ્પર અસર કરે છે. દરેક વસ્તુનું મૂલ્યાંકન જુદી જુદી પરિસ્થિતિમાં અને જુદી જુદી દૃષ્ટિથી જુદું જુદું થાય છે. ફ્રાંસમાં જે નીતિ ગણાય, તે હિંદમાં અનીતિ ગણાઈ શકે. માટે લેખક સનાતન સત્યો રજૂ ન કરી શકે. તેનું કાર્ય તેના જમાનાની પરિસ્થિતિની અને તે જમાનાના લોકોની સામસામી અસર અને તેની પાછળ રહેલું રહસ્ય રજૂ કરવાનું છે. 'He must be a meteorologist of the social air-currents, a mathematician of the will, an analytical chemist of the passions, a geologist who reveals the primal forms which go to the shaping of a nation.' લેખક પોતાના જમાનાની હકીકતો ભેગી કરી રજૂ કરે, કુદરતી દૃશ્યોનું ચિત્રણ કરે, વિચારોનો જંગ ખેલે. આ જ બાલ્ઝાકની મુખ્ય મુરાદ હતી. ટેઈનના મત મુજબ શેક્સપિયર પછી બાલ્ઝાકની કૃતિઓ જ જીવંત માહિતીઓનો ભંડાર છે.

બાલ્ઝાકદ્વારા જ આંતરિક દુનિયાનું જ્ઞાન અથવા માનસમંથન નવલકથામાં પ્રથમ પ્રવેશ પામ્યું છે. તેની પહેલાંના લેખકોની વસ્તુસંકલના બાહ્યદૃષ્ટિએ અકસ્માતોની પરંપરાથી જ ગૂંથાતી અને આંતરિક દૃષ્ટિએ પ્રેમપ્રસંગો જ મુખ્ય ભાગ ભજવતા. તેમાં નરી કૃત્રિમતા જ લાગતી. પણ બાલ્ઝાકે બતાવ્યું કે માણસમાં કેવળ કામવાસના જ નથી હોતી, પણ બીજી અનેક ઈચ્છાઓ અને લાગણીઓ માણસનાં કાર્યો પાછળ કામ કરતી હોય છે. માણસના સ્વભાવમાં રહેલી આવી અનેકવિધ કાર્યપ્રેરક લાગણીઓ તેણે અનેક રીતે ખૂબી-પૂર્વક વ્યક્ત કરી છે. નૈતિક, રાજકીય અને સૌંદર્યની દૃષ્ટિએ વસ્તુઓનું મૂલ્યાંકન કરવા ઉપરાંત, બાલ્ઝાકે તેની નવલકથાઓમાં આર્થિક દૃષ્ટિ દાખલ કરી છે. ધનની જ્યોત આસપાસ કેટલાંયે માનવપતંગિયાંઓ નૃત્ય કરે છે. તેની નવલકથાઓમાં માણસો પોતાનાં કાર્યોની કિંમતનો આંકડો કાઢે છે, અમુક અનુભવ માટે અમુક આર્થિક દરજ્જાની જરૂર છે. પૈસો અથવા પૈસાદાર હોવાનો દેખાવ જ સમાજનાં દ્વાર ખુલ્લાં કરે છે. પૈસો એ પ્રાણવાયુ છે, કોઈને એના વિના ચાલે તેમ નથી. મહત્વાકાંક્ષી તેની ઈચ્છાઓ પાર પાડવા પૈસાને શોધે છે, પ્રેમી પ્રેમીજનને સહાયભૂત થવા પૈસાને ઝંખે છે. કલાકારને પણ તેની જરૂર છે. દેવાદાર બાલ્ઝાકના કડવા અનુભવનું એ નગ્ન સત્ય છે; સમરસેટ મોને કહ્યું છે કે ધન એ છઠ્ઠી જ્ઞાનેન્દ્રિય છે; તેના વિના બીજી પાંચ જ્ઞાનેન્દ્રિયો કામ નથી કરી શકતી.*



* જર્મન લેખક સ્ટિફાન ઝ્વાઇગે 'થ્રી માસ્ટર્સ'માં કરેલ બાલ્ઝાકના વિસ્તૃત અને સુંદર મૂલ્યાંકન પરથી સંક્ષિપ્ત.

# બે કાવ્યો

હરિશ્ચંદ્ર ભ. ભટ્ટ

૧

હૈયે છુપાઇ લટ કેશની કૈં વિખેરી
ન્યાળી તને નયનમાં નયનો પરોવી;
ને તેંય તે અવશ થૈ નિજ સૌ સમર્પી
એ અર્પણે પ્રણયની પરિતૃપ્તિ જોઇ. ૧

એ ઉત્સવે શરીરના, મન-આત્મ-પ્રાણ
ત્યારે ભૂલ્યાં. અબુધ બેય બધુંય ભૂલ્યાં
કે બેયનાં નયન કેમ શકે ન માપી
ઉંડા ઉંડાણ ઉરના ઉર આરઝૂનાં: ૨

૨

ઉભાં પાસે, સામે ઉભયની છતાં તેં નવ કહ્યું,
મુખે તે હોઠોના સ્મિતથી, સુરખી ગાલની જરી
ખિલિ તેણે કીધું. નયન વળતો પ્રશ્ન પૂછતાં :
તને શું થાયે છે તુજ હૃદયની વાત કરતાં ? ૧

ન હું જાણું કિન્તુ મન કંઇક ભેદો સમજતું.
જવું જૂદા માર્ગે. પ્રણય-વહને કેમ ડૂબવું ?
ભલે બન્નેના એ ઉરમથનનું ઝેર સઘળું
પીને કોઈ એકે, રગરગ મહીં એ છેરવવું. ૨

☆

# રાવ કમિટીની પ્રશ્નાવલીના ઉત્તરો

પ્રભુદાસ બાલુભાઈ પટવારી બી. એ., એલએલ. બી.

[ સરકારે હિંદુ કાયદામાં સુધારો કરવા અંગે જે સમિતિ નીમી છે તેના તરફથી એક પ્રશ્નાવલી નીકળેલી. તે પ્રશ્નાવલી અત્યારની પરિસ્થિતિ અંગે રસદાયક છે. તેના જે જવાબો ગયેલા તેમાંથી એક અભ્યાસપૂર્ણ અને વ્યવહારુ જવાબ રજુ કરતાં અમને આનંદ થાય છે. —સંચાલક ]

**સને** ૧૯૩૭ના હિંદુ સ્ત્રીના મિલ્કત અંગેના કાયદાથી સ્ત્રીઓને અને મુખ્યત્વે વિધવાઓને અમુક મહત્ત્વના હક્કો પ્રાપ્ત થયા છે છતાં એ કાયદાથી સ્ત્રીઓના આ હક્કના પ્રશ્નનો સંતોષકારક ઉકેલ થતો નથી. આ કાયદાથી વિધવા સ્ત્રીને અને મૃત પુત્રની વિધવાને અને મૃત પુત્રની પુત્રવધૂના હક્કો વિષે કંઈક પ્રગતિ થઈ છે પરંતુ પુત્રી કે અન્ય સ્ત્રી સગાંઓ વિષે તેમાં કાંઈ પણ ઉલ્લેખ નથી.

નીચેના ઉત્તરો જે કાયદા અને બિલોને અનુલક્ષીને પ્રશ્નાવલી રચેલી છે તે દષ્ટિબિંદુ ધ્યાનમાં રાખીને જ આપવામાં આવ્યા છે.

**પ્રશ્ન ૧**—પ્રથમ પ્રશ્નનો સારાંશ એ છે કે હિન્દના સાત પ્રાંતોમાંથી કોંગ્રેસ પ્રધાનોએ રાજીનામું આપવાને પરિણામે રાજવહીવટ પ્રાન્તના ગવર્નરો ચલાવે છે. હિંદશાસન કાયદા મુજબ ખેતીવાડી સંબંધીના બધા કાયદા કરવાની સત્તા પ્રાન્તિક સરકારને સુપ્રત થયેલી હોઈ અને હાલ પ્રજાકીય પ્રાન્તિક સરકારો ન હોઈ ખેતીવાડી સંબંધીના કાયદાની બાબત પ્રાન્તિક ધારાસભાઓ પાછી શરૂ થાય ત્યાં સુધી મોકુફ રાખવી પડશે. મધ્યસ્થ સરકારે હાલ ખેતીવાડીના સિવાયની બીજી મિલ્કતના કાયદા ઘડવા કે ખેતીવાડીના કાયદા પ્રાન્તિક સરકાર ઘડે ત્યાં સુધી પોતે ઘડેલા કાયદાનો અમલ મોકુફ રાખવો ?

જવાબ—બે જુદી જુદી પરિસ્થિતિમાંથી પ્રથમની રીત પસંદ કરવા યોગ્ય છે. જવાબની ચર્ચાઓમાં ઊતરતાં પહેલાં એક વસ્તુની ચોખવટ કરી લેવી ઘટે છે કે આ કાયદાની સુધારણા અંગે મધ્યસ્થ સરકાર કેવો ભાગ ભજવવા ધારે છે. ઘણા લોકો મધ્યસ્થ સરકારની સાફ નિષ્ઠા બાબતમાં શંકા ધરાવે છે અને એવું અનુમાન કરવા પ્રેરાય છે કે સમાજ સુધારણાનો પ્રશ્ન જનતા સમક્ષ રજુ કરી તેને પ્રોત્સાહન આપવામાં મુખ્ય મુદ્દો એ છે કે હાલની રાજકીય પરિસ્થિતિમાંથી જનતાનું લક્ષ અન્ય દિશા તરફ વળે. આ વર્ગનું એમ માનવું છે કે હાલમાં સમસ્ત દેશ એક સબળ રાજકીય આંદોલનની અસર હેઠળ હોઈ અને હિંદની પ્રજાની સામાન્ય ઇચ્છા સંપૂર્ણ સ્વાતંત્ર્ય મેળવવાની છે, એવે સમયે પ્રજાના સામાજિક જીવનમાં અમુક સુધારણા કરવાના પ્રશ્ન પરત્વે હિંદી સરકાર પોતાની સહાનુભૂતિ દર્શાવી, પ્રજાનું લક્ષ બીજા માર્ગ તરફ વાળવા પ્રયત્ન કરી રહેલ છે.

આ રીતે અનેક સારા કાર્યકરોનો સહકાર મેળવી સરકાર પોતાના પ્રતિપક્ષીઓના કાર્યને અવરોધવાનો તેમજ જગતની દૃષ્ટિમાં હાલના રાજકીય પ્રશ્નને ગૌણ બનાવવાનો પ્રયત્નો આદરી રહી છે.

આવી શંકા ઉઠાવવાનું કારણ એ છે કે આજસુધી સામાજિક સુધારણા પરત્વે મધ્યસ્થ સરકારે કદી પણ યોગ્ય સહાનુભૂતિ દર્શાવી નથી. અત્યાર સુધીમાં થયેલા અનેક સમાજ સુધારણાના કાયદાઓ પ્રત્યે સરકારનું વલણ સાવકી મા ના જેવું જ જોવામાં આવ્યું છે. સમાજ સુધારણાના ધુરંધરોએ જ્યારે જ્યારે સળગતા પ્રશ્નો ઉપાડ્યા છે ત્યારે ત્યારે સરકારે જુનવાણી વર્ગ પ્રત્યે આડકતરી રીતે સહાનુભૂતિ દર્શાવી એ ધુરંધરોના પ્રયત્નોને નિર્મૂળ કરી નાખવાના પ્રયાસો કર્યા છે. આમ કરવાનું મુખ્ય કારણ એ છે કે દેશનો રૂઢીચૂસ્ત વર્ગ કોઈ પણ ફેરફારની વિરુદ્ધ છે અને સરકારના તંત્રમાં ફેરફાર થાય તેની પણ વિરુદ્ધ હોય છે એટલે એ વર્ગના પક્ષે રહેવામાં સરકારે પોતાની સહીસલામતી જોઈ છે.

પરંતુ જે પ્રશ્નો આપણી વિચારણા હેઠળ છે તેની પાછળ સરકારનો આવો ગૂઢ હેતુ નહિ હોય એવી આશા રાખવામાં આવે છે. મધ્યસ્થ સરકાર એ પૂર્ણ રીતે જાણે છે કે જ્યાં સુધી હિંદને સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળશે નહિ ત્યાં સુધી પ્રત્યેક હિંદી નિરંતર એ મેળવવા કટિબદ્ધ રહેશે અને એ જ કારણે આજની રાજકીય ચળવળ પ્રત્યે તેની સહાનુભૂતિ જરૂર રહેશે.

સરકાર સામાજિક સુધારણાના આ મહત્ત્વના પ્રશ્નને ઉપર દર્શાવેલી પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને સાફ દિલથી અને સક્રીય રીતે સહાય કરશે એમ આશા રાખવામાં આવે તો ખોટું નથી. રાવ કમિટીની નિમણૂકથી ઘણી સંસ્થાઓને સંતોષ થયો છે અને તેઓ આશા સેવે છે કે પ્રસ્તુત કમિટીની સૂચનાઓને સરકાર તરફથી યોગ્ય પ્રત્યુત્તર મળશે.

પ્રથમ પ્રશ્નનો જવાબ એ છે કે ખેતીવાડીની જમીન સિવાયની બીજી દરેક મિલ્કત સંબંધે મધ્યસ્થ સરકારે તુરત જ વિના વિલંબે કાયદો ઘડવો જોઈએ. આવા પ્રકારના સામાજિક ધારાઓની આપણને ઘણી અગત્ય છે.

પ્રશ્ન ૨—વિધવા પુત્રવધૂ અને દીકરીને મિલ્કતના વારસા સંબંધી કેવી સ્થિતિની સૂચના કરો છો ? (અ) દીકરી કુંવારી હોય અગર પરિણીત હોય, અથવા ગરીબ હોય કે તવંગર હોય, તે મુજબ વારસાના જુદા નિયમો હોવા જોઈએ ? (બ) સંતાન વિનાની વિધવા દીકરીને આ વારસાના હક્કમાંથી બાતલ કરવી જોઈએ ?

જવાબ—બન્નેમાંથી વિધવા પુત્રવધૂને વધુ રાહત મળવી જોઈએ અને એનું સ્થાન ચડિયાતું હોવું જોઈએ. દીકરીને જે હિસ્સો મળે તેના કરતાં ચારગણો હિસ્સો વિધવા પુત્રવધૂને મળવો જોઈએ. (અ) હા, પરણેલી દીકરી કરતાં કુંવારી દીકરીને બેવડો હિસ્સો મળવો જોઈએ અને પૈસાદાર દીકરી કરતાં ગરીબ દીકરીને બેવડો હિસ્સો મળવો જોઈએ. (બ) ના.

ટૂંકમાં, આ જવાબનાં કારણો આ છે. હિંદુ કાયદામાં પુત્રીના વારસા હક્કના પ્રશ્નને આપણા કાર્યકર્તાઓ અને સંસ્થાઓના પ્રયાસોથી હાલ થોડા સમયથી ઠીક ઠીક મહત્ત્વ

મળ્યું છે. અવિભક્ત અને વિભક્ત કુટુંબની મિલ્કતમાં દીકરાઓ જેટલો હિસ્સો દીકરીઓને મળવો જોઈએ કે નહિ તે સંબંધે હાલ મતભેદ છે, પરંતુ અત્યારની સ્થિતિમાં તો કુટુંબનો પુત્ર, પૌત્ર અને પ્રપૌત્ર એમ ત્રણે પુરુષવંશજોના હક્કને પ્રથમ સ્થાન અપાયું છે અને દીકરીના હક્કને દૂર કરવામાં આવ્યો છે. સને ૧૯૩૭ના હિંદુ સ્ત્રીઓના મિલ્કત હક્કના કાયદાથી દીકરીની વચ્ચે બીજો વારસો મૂકી દેવામાં આવ્યો છે અને તેથી જૂના કાયદા પ્રમાણે દીકરીને જે કાંઈ મળતું તે પણ બંધ થાય છે. કુટુંબના મરનાર પિતા અને પુત્રી એક લોહીના છે અને કુટુંબ પ્રત્યે તેને સ્વાભાવિક પ્રેમ હોય છે અને એના વારસાહક્કના પ્રશ્નની વિચારણા અવશ્ય થવી જોઈએ.

હાલ જમાનો બદલાતો જાય છે અને આજના યુગમાં કોઈ પણ વ્યક્તિ ન્યાયની દૃષ્ટિએ એમ કહી શકે નહિ કે હિંદુ કાયદામાં દીકરીના વારસાહક્ક સંબંધે ફેરફાર કરવાની અગત્ય નથી. નૂતન વિચારસરણી જૂનવાણી પ્રથામાં હવે યોગ્ય ફેરફાર માગે છે. અને જે રૂઢીગત કારણોથી દીકરીને વારસાહક્કમાંથી બાતલ રાખવામાં આવી હતી તે હવે નભી શકે તેમ ન હોવાથી વારસામાં દીકરીને સ્થાન આપ્યા વિના છૂટકો નથી. જ્યાં સુધી સમસ્ત જનતાનાં સામાન્ય કલ્યાણનાં કાર્યોમાં પુરુષોના જેટલો જ હિસ્સો સ્ત્રીઓ ભોગવે નહિ ત્યાં સુધી કોઈ પણ દેશ પ્રગતિ સાધી શકે નહિ એ નિર્વિવાદ છે. આ કાર્ય માટે સ્ત્રીકેળવણી, સામાજિક સુધારણા અને સ્ત્રીનું આર્થિક સ્વાતંત્ર્ય ખાસ અગત્યનાં છે. હિંદના ઘણા મોટા ભાગની સ્ત્રીઓ માત્ર નજીવા ભરણપોષણ સિવાય બીજો કાંઈ હક્ક પોતાના મરનાર પતિ અથવા પિતાની મિલ્કતમાં ધરાવતી નથી. સંયુક્ત હિંદુ કુટુંબમાં દીકરી હયાત હોવા છતાં છેક દૂરનો પિતરાઈને મિલ્કત જાય તેવી વ્યવસ્થા છે. સને ૧૯૩૭ના કાયદા પછી કુટુંબની વિધવાને થોડોક વારસો મળે એવો પ્રબંધ થયો છે પરંતુ તે પણ જૂજ પ્રમાણમાં. દુઃખદ વાત તો એ છે કે દીકરીના હક્કને તો સદંતર બાજુએ જ રાખેલ છે. દીકરીને તો કુટુંબના પુરુષ વર્ગની દયા ઉપર જ આધાર રાખવાનો રહે છે. અને આવાં કારણોને લઈને આપણે જોઈએ છીએ કે કૌટુમ્બિક જીવનમાં ભાઈઓ અને બહેનો વચ્ચે, કેળવણી તેમ જ અન્ય ક્ષેત્રોમાં ઘણી અસમાનતા જોવામાં આવે છે. દીકરા અને કુટુંબની વિધવાની સાથે દીકરીને પણ જો વારસાહક્ક મળતો હોય તો તેને કુટુંબમાં અગત્યનું સ્થાન પ્રાપ્ત થાય એ સહજ સમજી શકાય તેવું છે. દીકરીને અમુક પ્રમાણમાં વારસાહક્ક મળે તો જન્મ સમયે તેની તરફ જે નિરાશા અને ઘૃણાત્મક દૃષ્ટિથી જોવામાં આવે છે તેમાં જરૂર ફેરફાર થાય અને દીકરાની સાથે સાથે તેના ઉછેર માટે પણ સારી સંભાળ લેવાય. મિલ્કતવાળાં કુટુંબોમાં જો દીકરીને સુયોગ્ય સ્થાન મળે તો સમાજના અન્ય વર્ગોમાં પણ તેનું સ્થાન માનભર્યું થતું જશે અને યોગ્ય ગણના થવા માંડશે અને આજે દીકરા અને દીકરી વચ્ચે જે આર્થિક અસમાનતા પ્રવર્તે છે તે અવશ્ય દૂર થશે.

અનેક માણસોની એવી માન્યતા છે કે દીકરીને વારસાહક્કમાં સામેલ કરવાથી કૌટુમ્બિક ઝઘડાઓ ઊભા થશે. જમાઈરાજ કે તેના કુટુમ્બીઓ દીકરી ઉપર પિતાની મિલ્કતમાંથી પોતાનો ભાગ જુદો પડાવવા દબાણ કરશે અને આવા દબાણ સામે ભાગ્યે જ કોઈ દીકરી ટકી શકશે. જો કે આગળ જતાં દીકરીને જ્યારે આર્થિક સ્વાતંત્ર્ય અને યોગ્ય

કેળવણી મળશે ત્યારે આવા પ્રસંગે બહુ ઓછા ઉપસ્થિત થશે તેમ છતાં આવા પ્રસંગોની સામે રક્ષણ તરીકે કાયદામાં એમ પ્રબંધ કરી શકાય કે દીકરી પોતાની મેળે મિલકતના ભાગ પાડવાની માગણી કરી શકે નહિ.

ઉપર દર્શાવેલાં કારણોસર દીકરીઓને પણ કુટુંબની વિધવાઓ સાથે વારસદાર બનાવવી જોઈએ; પરંતુ વિધવાની જરૂરિયાત મોટી હોઈ અને તેને બીજો કોઈ ભવિષ્યમાં આધાર ન હોવાથી દીકરીઓને વિધવા જેટલો જ હિસ્સો હોવાનું કહેવું તે ઠીક નથી. દીકરી લગ્ન બાદ પતિનો સાથ મેળવે છે અથવા તો કેળવણી મેળવી પ્રગતિ સાધી શકે છે. અત્યારના સંજોગો જોતાં હાલ માટે પુત્રવધૂને જે હિસ્સો મળે તેનો ½ જેટલો હિસ્સો દીકરીને મળવો જોઈએ.

પ્રશ્ન ૨ (અ) પરણેલી દીકરી કરતાં કુંવારી દીકરીને વધુ હિસ્સો મળવો જોઈએ કારણ કે ઘણા કિસ્સાઓમાં દીકરીને વારસાનો હક્ક મળતાં તેને કુટુંબીઓ કાંઈ બીજી મદદ આપશે નહિ અને તેને કેળવણી વગેરેની જરૂરિયાતો માટે પૂરતું સાધન અપાવું જોઈએ. ગરીબ અને તવંગર બહેનોનો તફાવત હાલ પૂરતો ન્યાયસર છે. અને ૨ (બ) માં જે જવાબ આપેલ છે તેને કારણોની જરૂર નથી.

**પ્રશ્ન ૩**—વિધવા, દીકરાની વિધવા અને દીકરી એ ત્રણેના વારસાહક્ક સંબંધી આપનો શો અભિપ્રાય છે? વિધવા અને દીકરી હોય ત્યાં એ બન્નેને મિલકતનો સરખો હિસ્સો મળવો જોઈએ (જેવી રીતે વિધવા પુત્રવધૂને અને વિધવાને મળે છે તે રીતે!)?

જવાબ—હાલના સંજોગોમાં નીચે પ્રમાણે ભાગ વહેંચવા જોઈએ:

વિધવાને ૧/૩, વિધવા પુત્રવધૂને ૨/૯ અને દીકરીને ૪/૯. આ ધોરણ ઉપરની દલીલો ધ્યાનમાં રાખીને નક્કી કરવામાં આવ્યું છે અને કુટુંબના સ્ત્રીવર્ગની જુદી જુદી જરૂરિયાતોને અનુલક્ષીને ગોઠવેલ છે. વિધવા પુત્રવધૂ કરતાં કુટુંબની વયોવૃદ્ધ સ્ત્રીની જરૂરિયાત વધારે હોય અને પુત્રવધૂને આ હિસ્સા ઉપરાંત તેના પતિની મિલકતમાંથી પણ કાંઈક મળ્યું હોય અને તે જ રીતે દીકરીને શિક્ષણપ્રાપ્તિ કર્યાથી કે લગ્ન થવાથી આજીવિકાની ચિંતા ઓછી રહે છે. તે પુત્રવધૂ જેટલા હિસ્સાની માગણી કરી શકે નહિ. આ પરિસ્થિતિમાં દીકરીને વિધવા જેટલો હિસ્સો આપવાનું યોગ્ય નથી.

**પ્રશ્ન ૪**—કોઈ હિંદુ પોતાની પાછળ પુત્ર, બીજા પુત્રની વિધવા અને પુત્રી મૂકીને ગુજરી જાય તો આ ત્રણેના વારસાહક્ક વિશે આપ શો અભિપ્રાય સૂચવો છો?

જવાબ—હાલના કાયદા અનુસાર પુત્રને અને બીજા પુત્રની વિધવાને દરેકને મિલકતનો અર્ધો અર્ધો હિસ્સો મળે છે પણ પુત્રીને કાંઈ મળતું નથી. તેના બદલે હાલ માટે ભાગ આ રીતે હોવા જોઈએ: દીકરીને ૧/૬, દીકરાને ૫/૧૨ અને પુત્રવધૂને ૫/૧૨.

**પ્રશ્ન ૫**—સને ૧૯૩૭ ના કાયદા મુજબ વિધવા પુત્રવધૂને દીકરા જેટલો હિસ્સો અપાયો છે. હવે દીકરીને હક્ક મળતાં પુત્રવધૂને પુત્ર જેટલો વારસો દરેક સંજોગમાં મળવો જોઈએ કે કંઈક ફેરફાર કરવો જોઈએ? ૫ (અ) કોઈ હિંદુ એક પુત્ર અને પુત્રી મૂકીને ગુજરી જાય તો તે દીકરીને, જેવી રીતે દીકરાની વિધવાને મળે છે તે મુજબ, દીકરા જેટલી જ મિલકત મળવી જોઈએ?

જવાબ—હા, એમાં કાંઈ મર્યાદાઓ કે આડખીલીઓની જરૂર નથી. ૫ (જ). ના. વિધવા પુત્રવધૂને જેમ દીકરા જેટલો જ હિસ્સો મળે છે તેમ દીકરીને મળવો ન જોઈએ પણ તેને ¼ અને દીકરાને ¾ મળવો જોઈએ.

કુટુંબમાં દીકરીને પણ વારસાહક હોવો જોઈએ એ તો હવે નિર્વિવાદ વસ્તુ છે તેમ છતાં તેનો હિસ્સો દીકરાના હિસ્સાની બરાબર મૂકવો તે ઈષ્ટ નથી કારણ કે દીકરાને માથે કુટુંબની અનેક જવાબદારીઓ અને ઋણ અદા કરવાનાં હોય છે. તેને કુટુંબનાં માણસો, પત્ની, બાળકો, પિતા, માતા, બહેન, ઘરડાં અપંગ અને અશક્ત દૂરનાં સગાંઓ વગેરેનું પાલનપોષણ કરવાની જવાબદારી હોય છે. કુટુંબની ફરજો અને રીતરિવાજો ચાલતી આવેલ પરંપરા પ્રમાણે ફેડવાનું હોય છે. અંગ્રેજી કાયદામાં નક્કી થયેલ ધોરણ આપણને બરાબર બંધબેસતું ન થાય કારણ કે આપણો દેશ ખેતીપ્રધાન છે. ઇંગ્લાંડમાં પણ સને ૧૯૨૫ પહેલાં કુટુંબની સ્થાવર મિલ્કત ફક્ત પુરુષ વંશજોને જ ઊતરતી. ખેતીવાડી કરનાર લોકોની મનોવૃત્તિ પણ એવી હોય છે કે પોતાના કુટુંબ સિવાય બહારના કુટુંબમાં પોતાની મિલ્કત જવી ન જોઈએ કારણ કે એ બહારનાં કુટુંબો ઘણે ભાગે પોતાના ગામથી બીજા સ્થળના રહેવાસી હોવાનો સંભવ હોય છે. જો દીકરીને દીકરા કરતાં ઓછો હિસ્સો મળે તો દીકરો પોતાને મળેલ હિસ્સામાંથી દીકરીને રોકડ રકમ આપી તેનો હિસ્સો વેચાતો લઈ જમીન અન્ય કુટુંબમાં જતી અટકાવી શકે. આમ થવાથી જમીનના નાના નાના ટુકડાઓ જુદા જુદા માલિકોના હાથમાં જવાથી જે આર્થિક નુકશાન થાય છે તે અટકાવી શકાય. આ સઘળાં કારણો લક્ષમાં લેતાં અત્યારના સંજોગોમાં દીકરીને વારસાહકની બાબતમાં દીકરા જેટલો જ હિસ્સો મળે એ વ્યાજબી નથી. દીકરીને ¼ અને દીકરાને ¾ એમ ભાગ પાડવા સંપૂર્ણ ન્યાયપુરઃસર છે. સમયનો પલટો થતો જશે અને આપણા રીતરિવાજો તથા માન્યતાઓ અને પ્રણાલિકાઓ બદલાતાં જશે તેમ તેમ દીકરીને દીકરાના જેટલો જ હિસ્સો આપવાનો સમય આવી પહોંચશે. વળી દીકરીના વારસાહક સંબંધે જે ઉપર બીજી સૂચનાઓ કરી છે તેમાં એક વસ્તુની સ્પષ્ટતા હોવી જોઈએ કે કુટુંબની મિલ્કતના વારસામાં દીકરીનો હિસ્સો ઉપર પ્રમાણે ગણવામાં આવે ત્યારથી દીકરીને જૂની પ્રણાલિકા અનુસાર પહેરામણી, વાર્ષિક સહાય, માતાની મિલ્કત ઉપરનો સંપૂર્ણ હક વગેરે જે કાંઈ આજ સુધી મળતું હતું તેમાં દીકરાનો પણ હક દાખલ કરવો જોઈએ.

પ્રશ્ન ૬—દત્તક પુત્ર લીધા પછી વિધવાને પોતાને પુત્ર જન્મ્યો હોય, તેના હિસ્સા જેટલો એ વિધવાને મિલ્કતનો વારસો મળે કે દત્તકપુત્ર જેટલો? ( દત્તકપુત્રને જન્મેલા પુત્ર કરતાં ઓછો હક્ક મળે છે )

પ્રશ્ન ૭—પુત્રને દત્તક લેવાથી વિધવાને આખી મિલ્કત ખોવી પડે કે દત્તકપુત્રને આપવાની અર્ધી મિલ્કત ?

જવાબ—વિધવાને તેના પોતાના પુત્ર જેટલો જ હિસ્સો મળવો જોઈએ અને દત્તક લેનાર વિધવાને સમસ્ત મિલ્કતના હિસ્સામાંથી વંચિત ન બનાવવી જોઈએ. દત્તક લેવામાં આવેલા છોકરાના ગર્ભધારણનો સમય વિધવાના મૃતપતિના મૃત્યુ વખતનો ગણવામાં આવે છે અને તે દત્તક લેનાર કુટુંબમાં જન્મેલો લેખવામાં આવે છે તથા તેને પિતાના મૃત્યુ

કરવાની છૂટ ન આપવાનું કાંઈ જ કારણ નથી. અલબત્ત સ્પેશિયલ મૅરેજ ઍક્ટ મારફતે સ્ત્રીઓને વધારે પ્રમાણમાં રક્ષણ મળે છે છતાં આ બાબત ભવિષ્યમાં અન્ય પ્રશ્નોની વિચારણા વખતે ચર્ચવામાં આવશે. હાલના યુગમાં જુનવાણી પ્રતિબંધો ચાલુ રાખવાની તરફેણમાં ભાગ્યે જ કોઈ દલીલો ટકી શકે તેમ છે.

**પ્રશ્ન ૧૦**—અત્યારના કાયદા મુજબ બે વિધવાઓનો ભેગો મળીને એક પુત્રના હિસ્સા જેટલો થાય. ૧૯૩૭-૩૮ના કાયદા પહેલાં દરેક વિધવાને પુત્ર જેટલો હિસ્સો મળી શકતો હતો. નવા કાયદાથી જે સ્થિતિ ઉત્પન્ન થઈ તે રહેવા દેવી જોઈએ કે તેમાં ફેરફાર કરવો જોઈએ?

**જવાબ**—હા. અનેક સંજોગોને લક્ષમાં લેતાં કાયદામાં જે પરિસ્થિતિ છે તે ચાલુ રહે તેમાં ખોટું નથી. આમ કર્યાથી એક પર બીજી પત્ની કરવાની પ્રથા ઉપર પણ ઠીક અંકુશ રહી શકશે.

**પ્રશ્ન ૧૧**—મરનારની પાછળ રહેલી બધી વિધવાઓને સરખે હિસ્સે મિલકત મળવી જોઈએ કે જ્ઞાતિ પરત્વે કાંઈ ભેદ પાડવો જોઈએ?

**જવાબ**—જ્ઞાતિના ભેદ વિના મરનાર વ્યક્તિની પ્રત્યેક હયાત વિધવાને સમાન હિસ્સો મળવો જોઈએ. આજના યુગમાં રૂઢિએ ઊભા કરેલા ખોટા ભેદોનો સ્વીકાર થઈ શકે તેમ નથી એટલે તેને માટે વધુ દલીલોની કાંઇ જ આવશ્યકતા નથી.

**પ્રશ્ન ૧૨**—વિધવા ભ્રષ્ટ ચારિત્ર્યની હોય, અગર તે પુનર્લગ્ન કરે, ધર્મપરિવર્તન કરે, તો ૧૯૩૭ના કાયદામાં વારસાહક્ક અંગે કાંઈ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી; તમે શી સૂચના કરો છો?

**જવાબ**—ઉપરના પ્રસંગોમાં વિધવાના વારસાહક્કને કાંઈ બાધ આવવો જોઈએ નહિ. હિંદુ કાયદાના ધારાધોરણ અન્વયે અનીતિમાન વિધવાને વારસાહક્કથી વંચિત રાખી શકાય તેમ નથી. તે ઉપરાંત હિંદુ કાયદાના દાયભાગ શાખામાં પણ વિધવા પુત્રવધૂ અથવા પૌત્રવધૂના વારસાહક્કનો આધાર તેની નીતિમત્તા ઉપર નિર્ભર નથી. તે જ પ્રમાણે હિંદુ કાયદાની ગમે તે શાખા પ્રમાણે વારસાહક્કથી વંચિત રાખતાં અન્ય કારણો નવા કાયદા પ્રમાણે વિધવાના વારસાહક્કમાં આડે આવતાં નથી. છડેચોક અનીતિમાન જીવન ગાળનાર પુરુષને કાયદાનો કોઈ પ્રતિબંધ નડતો નથી તો સ્ત્રીને જ વારસામાંથી વંચિત કરવાનું કહેવું એ વ્યાજબી છે? ઘણીખરી વિધવા સ્ત્રીઓને નીતિમય જીવનમાંથી ભ્રષ્ટ કરવામાં કારણભૂત તો પુરુષો જ હોય છે તો પછી પુરુષને એ ગુના માટે શિક્ષા ન કરતાં તેના પ્રલોભનોનો ભોગ બનેલી સ્ત્રીને શા માટે શિક્ષા થવી જોઈએ? સને ૧૯૩૭ના હિંદુ સ્ત્રીઓના વારસાહક્કના કાયદામાં સ્ત્રી અનીતિમાન થવાથી તેની મિલકતનો હક્ક છીનવી લેવાની વ્યવસ્થા રાખવામાં આવી નથી એટલે હવે એ બંધન દાખલ કરવાની આવશ્યકતા નથી. એ કાયદાની અસર કેવી થાય છે તે સારી રીતે તપાસવાની જરૂર છે. હાલમાં વિધવા સ્ત્રી સિવાયની અન્ય સ્ત્રી વારસદારો અનીતિના કારણે પોતાનો વારસાહક્ક ગુમાવતી નથી.

પુનર્લગ્નને કારણે વારસાહક્કમાંથી વિધવાને વંચિત રાખવાની બાબતમાં ઘણા વિચારકો એવો મત દર્શાવે છે કે પોતાની મિલ્કત અન્ય કુટુંબના હાથમાં જાય એ પસંદ કરવા જેવું નથી. પુનર્લગ્નથી મૂળ કુટુંબનાં નામ અને કીર્તિ સદાકાળ માટે ભૂંસાઈ જાય છે. જે લોકો આ દલીલ કરે છે તે એક વાત ભૂલી જાય છે કે વિધવાના મૃત્યુ પછી તેની મિલ્કત મરનારના દૂરના પુરુષ વારસોને મળવાની છે એટલે જો વિધવાએ દત્તક પુત્ર ન લીધેલો હોય તો મુખ્ય મિલ્કતદારનાં નામ અને કીર્તિ લુપ્ત થવાનાં જ છે. આપણે એ વાત પણ ભૂલવી ન જોઈએ કે આ પ્રમાણે પુનર્લગ્નને વારસાહક્કમાં બાધક ગણવામાં આવે તો તેથી પુનર્લગ્ન ઉપર ફરજિયાત પ્રતિબંધ મુકાશે અને તેના પરિણામે વિધવાઓનું નૈતિક અધઃપતન થશે, કારણ કે મિલ્કતને પોતાના હાથમાંથી સરી જતી અટકાવવા માટે પુનર્લગ્ન કરવાને બદલે અનીતિમાન જીવન ગાળવાની વૃત્તિ પ્રેરાશે.

**પ્રશ્ન ૧૩**—૧૯૩૭ ના કાયદામાં મિલ્કતનો વારસો જેને મળ્યો હોય તે પૈકીનું કોઈ વારસદાર મૃત્યુ પામે તો તેના હિસ્સાની મિલ્કતની શી વ્યવસ્થા સૂચવશો ?

**જવાબ**—મિલ્કતના હિસ્સાની વ્યવસ્થા ૧૯૩૭ના કાયદા મુજબ થવી જોઈએ. દરેકને ¼ હિસ્સો મળવો જોઈએ.

**પ્રશ્ન ૧૪**—વિધવાને હાલ જે મિલ્કત મળે છે તે તેને જિંદગી સુધી જ ભોગવવાનો હક્ક છે. તમે વિધવાને દરેક સંજોગમાં મર્યાદિત હક્કની સૂચના કરશો ? કે સંપૂર્ણ ભોગવટાની ? વિધવાના મૃત્યુ પછી તેના હિસ્સાની મિલ્કતની તમે કેવી વ્યવસ્થા સૂચવશો ?

**જવાબ**—વિધવાને મર્યાદિત હક્ક નહિ હોવા જોઈએ. સને ૧૯૩૭ ના કાયદાને અંગે એક અગત્યનો મુદ્દો ઊભો થાય છે તે એ છે કે તેથી સ્ત્રી વારસો અને અન્ય વારસો વચ્ચેનો ભેદ કાયમનો બને છે કારણકે સ્ત્રી વારસદારો હિંદુ સ્ત્રીઓને મળનારી મિલ્કત તરીકે ઓળખાતી ફક્ત મર્યાદિત મિલ્કતની હક્કદાર થશે. હિંદુ કાયદામાં પણ હમણાં એમ માલુમ પડ્યું છે કે સ્ત્રીઓ માટેનો આ મર્યાદિત વારસાહક્ક, દાયભાગના ધોરણ ઉપર અભિપ્રાય બાંધનાર અંગ્રેજી અમલના આરંભકાળના અંગ્રેજ ન્યાયાધીશોના મત પ્રમાણે નક્કી કરવામાં આવ્યો હતો. આ ન્યાયાધીશોએ દાયભાગના કાયદાને મુખ્યસ્થાન આપવામાં ભૂલ કરી હતી. પાછળથી પ્રિવી કાઉન્સિલે એમ ઠરાવ્યું કે મિતાક્ષર વિભાગને પ્રત્યેક હિંદુ સપ્રમાણ ગણે છે. આ વિભાગમાં સ્ત્રીધનની વ્યાખ્યા કરતાં એમ બતાવેલું છે કે સ્ત્રીધન એટલે સ્ત્રીને વારસામાં મળેલી મિલ્કત તેમજ કુટુંબની મિલ્કતના ભાગ પાડતાં સ્ત્રીને સ્વાભાવિક રીતે ભાગે આવતી મિલ્કત. આ રીતે મિતાક્ષર વિભાગ સ્ત્રીને વારસાની બાબતમાં પુરુષોની સમાન કક્ષામાં મૂકે છે. આ સંજોગોમાં સ્ત્રીને મળનારા વારસામાં તેનો મર્યાદિત હક્ક પ્રતિપાદિત કરવો એ આજના યુગમાં કોઈ રીતે વ્યાજબી ઠરાવી શકાય તેમ નથી. સ્ત્રીઓનો વારસાહક્ક એવો અનિશ્ચિત તથા મર્યાદિત રાખવામાં આવ્યો છે કે ઘણીવાર સ્ત્રી મિલ્કતનો જરૂરી ઉપયોગ કે વ્યવસ્થા કરતાં ડરે છે કારણકે પાછળથી પતિના વારસો અનેક ઝઘડાઓ કરે.

અન્ય કોઈ પ્રજાના કાયદામાં વિધવા સામે આવા પ્રકારનો પ્રતિબંધ નથી. તો પછી હિંદુ વિધવાને, માત્ર એક સ્ત્રી હોવાને કારણે આ હક્કથી વંચિત રાખવા માટે કાંઈપણ કારણ નથી. મુંબઈ પ્રાંતમાં વારસો મળ્યે દીકરી સંપૂર્ણ ભોગવટો કરે છે. વિધવા સ્ત્રી અને દીકરી વચ્ચે આવો ભેદ ઊભો કરવાનું કાંઈપણ વ્યાજબી કારણ નથી આ ઉપરાંત મિલ્કતના વારસા સંબંધે જે નવા ફેરફારો અમલમાં મુકનાર છે તથા ભવિષ્યમાં સ્ત્રીએ

સમાજની પ્રગતિમાં જે ભાગ ભજવવાનો છે તે જોતાં વારસા માટે તેના હક ઉપર મૂકેલ પ્રતિબંધ દૂર કરવાની આવશ્યકતા સ્વીકારવી જ જોઇએ.

વિધવા સ્ત્રીની સ્વતંત્ર મિલ્કતની વહેંચણી સંબંધે અમુક ફેરફારો કરવાની અગત્ય છે. અત્યાર સુધી, દીકરાની સાથે દીકરીને વારસામાં કાંઈ હિસ્સો મળતો નથી એટલે પોતાની માતાની મિલ્કતમાં એને પ્રથમ વારસો મળે એ વ્યાજબી વ્યવસ્થા ગણાય પરંતુ બાપની મિલ્કતમાં તેને અગત્યનો વારસાહક્ક મળવાની વ્યવસ્થા નવા કાયદામાં રાખવામાં આવેલી હોવાથી માની મિલ્કતમાં તેણે પોતાના ભાઇને હિસ્સો આપવા તૈયાર રહેવું જોઇએ.

પ્રશ્ન ૧૫—એક હિંદુ પોતાની પાછળ વિધવા, માતા અને ભાઈ મૂકીને ગુજરી જાય તો વિધવાને ગુજરેલા પતિ જેટલો જ સંયુક્ત કુટુંબની મિલ્કતમાં હક્ક રહે છે, આનો અર્થ એમ જો થાય કે મરનાર પતિના જેવો સમાન વારસાનો ( Co-parcener ) હક્ક તે ભોગવે છે તો પરિણામ એ થાય કે ભાઈ મૃત્યુ પામે ત્યારે આખી મિલ્કતનો વારસો તેને મળી જશે અને માતાને કાંઇ મળશે નહિ; પરંતુ જો એમ અર્થ કરવામાં આવે કે મરનાર મુખ્ય પુરુષ મૃત્યુ અગાઉ થોડા સમય પૂર્વે સંયુક્ત કુટુંબમાંથી છૂટો પડી ગયો હોત તો એને મિલ્કતનો જે હિસ્સો મળ્યો હોત તેટલો હિસ્સો વિધવાને મળે એટલે એનો ⅓ ભાગ મળ્યો હોત,—આ બે સ્થિતિમાંથી તમે કયી સ્થાપિત થયેલી ઇચ્છશો ?

જવાબ—સંયુક્ત કુટુંબની એક પુરુષ વ્યક્તિ સંયુક્ત મિલ્કતમાંથી પોતાનો ભાગ મરતાં પહેલાં જે પ્રમાણમાં મેળવવા હક્કદાર છે તેટલો જ ભાગ એવી રીતે જુદો ભાગ કર્યા પહેલાં જ જો તે વ્યક્તિ મૃત્યુ પામે તો તેની વિધવાને મળવો જોઇએ વિધવાની સાથે માતાને પણ અમુક હિસ્સો મળવો જોઇએ.

પ્રશ્ન ૧૬—વારસાહક્કમાં આખા દેશના હિન્દુઓ માટે એક સરખા વારસા કાયદાનું ઘડતર થવા માટે (૧) દરેક હિંદુને યોગ્ય અધિકારી સમક્ષ એવું નિવેદન કરવાનો હક મળવો જોઇએ કે તેની મિલ્કતની વ્યવસ્થા તેના મૃત્યુ પછી હિંદુ કાયદા મુજબ થશે. જેઓએ આવું નિવેદન કર્યું ન હોય તેમની મિલ્કતની વ્યવસ્થા ઇન્ડિયન સક્સેશન એક્ટ મુજબ થશે; (૨) દરેક હિંદુને એવું નિવેદન કરવાનો હક મળવો જોઇએ કે તેની મિલ્કતની વ્યવસ્થા તેના મૃત્યુ પછી ઇન્ડિઅન સક્સેશન એક્ટ મુજબ કરવામાં આવશે, જેઓએ આવું નિવેદન કર્યું ન હોય તેમની મિલ્કતની વ્યવસ્થા હિંદુ કાયદા મુજબ કરવામાં આવશે; (૩) અમુક સમય પછી વારસા સંબંધી વ્યવસ્થા ઇન્ડિઅન સક્સેશન એક્ટ મુજબ અગર તો હિંદુ કાયદાની જુદી જુદી પદ્ધતિઓ એકત્રિત કરી સૌથી વધારે પ્રચલિત થયેલ પદ્ધતિ મુજબ થશે—આ વિકલ્પોમાંથી તમે કયો પસંદ કરશો ?

જવાબ—ત્રણમાંથી હાલ માટે બીજો માર્ગ પસંદ કરવા યોગ્ય છે. આવશ્યક નિવેદનના અભાવે મિલ્કતની વહેંચણી હિંદુ કાયદામાં ઉપર સૂચવેલા સુધારા સાથેના ધારા ધોરણ અનુસાર થશે. ઇન્ડિયન સક્સેશન એક્ટ અંગ્રેજી કાયદાનો આધાર લઈને ઘડવામાં આવ્યો છે એટલે તેમાં હિંદુ સમાજની પરિસ્થિતિ તથા મનોદશાને લક્ષમાં લેવામાં આવી નથી. ઉપરના પ્રશ્નોના જવાબમાં કુટુંબના સીધા વંશજો તથા વિધવાને મળવાના હિસ્સા

એવી રીતે પાડ્યાં છે કે તે હાલના હિંદુ સમાજની પરિસ્થિતિને અનુકૂળ થાય. લોકોની કલ્પનામાં કદી પણ જે વસ્તુ આવી ન હોય તે જબરદસ્તીથી તેમના ઉપર એકદમ લાદવી એ ઠીક નથી. વળી ૧૬ (૨) અનુસાર જે માણસો પોતાના કુટુંબની સ્ત્રીઓને વધારે સારા હક્ક આપવાના મતના છે તેમને માટે પણ જોગવાઇ કરેલ છે. આ કલમના અમલ બાદ આપણે ઘણું શીખીશું અને તેમાંથી ભવિષ્યમાં વધારે સારી અને સંપૂર્ણ યોજના તૈયાર કરી શકીશું.

નૂતન હિંદની ભાવનાઓને અનુકૂળ થઈ પડે એવા હેતુથી ઉપર મુજબ સઘળી સૂચનાઓ કરી છે અને એનાથી વિરુદ્ધ જે કાંઈ પ્રતિબંધો ઊભા કરવામાં આવશે તેથી જનતામાં અસંતોષ ફેલાશે. ગયાં વીસ વર્ષમાં સ્ત્રીઓએ દેશના આર્થિક, સામાજિક તથા રાજકીય જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે, એટલા માટે એમના આ કાર્યને લક્ષમાં લઈ કુટુંબમાં તેમને અગત્યનું સ્થાન મળે એવી વ્યવસ્થા થાય એ ખાસ અગત્યનું છે. આપણા દેશના મહાન નેતા મહાત્મા ગાંધી સ્ત્રીઓના પ્રશ્નમાં ઘણી સહાનુભૂતિ દર્શાવતા આવ્યા છે અને એમણે હંમેશાં એમ જાહેર કર્યું છે કે મિલકતની બાબતમાં સ્ત્રીઓને પુરુષોના જેટલા જ હક્કો મળવા જોઈએ, એ વાતનો અહીં નિર્દેશ કરવો એ અનુચિત નહિ થઈ પડે.



# સંગીતકાર ખાંસાહેબ અબ્દુલ કરીમખાં

## [ વ્યક્તિ અને કલા ]

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

[ વર્ષ ૧૪ અંક ૫ થી ચાલુ ]

### (૭) સ્વરશાસ્ત્રવિષયક સંશોધન

ઉત્તર હિંદુસ્તાનના ઉત્તમ ઉત્તમ ગાયકો પણ ગાયનકલા માત્ર સાંભળીને જ ગાતા શીખતા અને હજી શીખે છે. તેઓ વળી નિરક્ષર તો હોય જ છે. એવી રીતે તાનસેન પોતે પણ "અતાઇ" (અશાસ્ત્રજ્ઞ) જ કહેવાતા. આવી સ્થિતિ હોવાથી સારા અને ઘરાનેદાર ગાયક ભલે અપ્રસિદ્ધ રાગો ગાવાવાળા તરીકે લબ્ધપ્રતિષ્ઠ હોય, પણ તેને રાગનિયમ પૂછો તો આરોહ અવરોહનીય ખબર નહિ હોય, આ અનુભવની વાત છે. તંતુવાદ્ય ઉપર સ્વરરચના ચક્ષુગોચર હોવાથી ગવૈયાઓ કરતાં તંતકારોને ગાયનનું શાસ્ત્ર વધારે આવડતું હોય છે. શાસ્ત્રીય ગાયન વીણાપ્રધાન છે અને તંતુવાદ્યમાં પ્રધાન વાદ્ય જે 'બીન' એટલે વીણા તેની ઉપર જ કંઠમાંથી પણ નીકળતાં મુશ્કેલ થાય તેવી સ્વરોની ઝીણવટ ખીલી શકે છે. તાનસેનના જમાઈ સમોખનસિંગ અને એક દીકરા "રસબીનખાં" ઉત્તમ બીનકાર તથા ઉત્તમ ગાયક થયા હોવાનું વાચકો હવે જાણે જ છે. એક અદ્વિતીય બીનકાર બંદેઅલીખાંએ શ્રી. ચુન્નાબાઈ જેવી ગાયિકા શીખાવી તૈયાર કરી હતી, જેનું ગાયન મોટમોટા ગવૈયાઓ ધન્યતાપૂર્વક સાંભળતા. બીનકાર અલીહુસેન ઉત્તમ ગાયક પણ હતા. અને તેમના ભાઈ ઇનાયતહુસેનખાં ઉત્તમ ગાયક તથા ગીતરચનાકાર તરીકે પ્રસિદ્ધ હતા, જેમની પાસે શ્રી. રામકૃષ્ણ બાવા વઝે જેવા ગવૈયાઓ શીખ્યા છે. મુરાદખાં બીનકારે પોતાના દીકરાને શીખાવી ઉત્તમ ગાયક બનાવ્યા હતા. હાલમાં ગાયક રજબઅલીખાં (દેવાસ) બધાંય વાદ્યો વગાડે છે. અબ્દુલ કરીમખાંના સાળા કોલ્હાપુરવાળા હૈદરખાં એક ઉત્તમ અને વિદ્વાન ગવૈયા તરીકે પ્રસિદ્ધ હતા, પણ આગળ ઉપર તેમનો અવાજ બગડી જવાથી તેઓએ વાદનનો અભ્યાસ વધાર્યો અને તેઓ એક અદ્વિતીય સારંગીવાદક તરીકે પ્રસિદ્ધ થયા કે જેનાથી તાનરસખાં જેવા ગાયક ડરતા હતા અને જેમની પાસેથી કેટલીક ચીજો શીખી લઈ લીધાનું અલાદિયા ખાંસાહેબ એકવાર કહેતા હતા. ખાંસાહેબના કાકા અને ગુરુ નન્નેખાંની દીકરી હૈદરબક્ષને આપેલી અને હાલના ગવૈયા વહીદખાંના તે ગુરુ મામા થાય. આ બાબતની માહિતી પહેલા લેખાંકમાં–પુ૦ ૨૬, અંક ૩–૪, પૃ ૨૧૫ ઉપર–અશુદ્ધ રીતે છપાઈ છે. આ લંબાણવાળી યાદ આપવાનો હેતુ આટલો જ કે ઉત્તમ ગવૈયા થવા માટે તંતુવાદનનો અભ્યાસ કિંમતી મદદગાર નીવડે છે. આવા સવ્યસાચી ગવૈયાઓને 'તંતકાર' તરીકે વગોવતા કેટલાક ગાયકો દેખાય છે ત્યાં 'દ્રાક્ષ ખાટી' હોવાનો મામલો હોય છે!

અમારા ખાંસાહેબ બધાં વાદ્યો વગાડી શકતા. બીન અને પખવાજનો તેમને વધારે વ્યાસંગ હતો. જલતરંગ, તબલાતરંગ અને ઘંટીતરંગ આ વાદ્યો નવી ઢબે વગાડવાની પદ્ધતિ તેમણે શોધી અને તેમાં સારા શિષ્યો તૈયાર કર્યા. હાર્મોનિયમ ઉપર આંગળીઓ મૂકવાની વિશિષ્ટ પદ્ધતિ તેમણે જ શોધી કાઢી અને હાર્મોનિયમના સાથ કરનાર તરીકે તેમના શિષ્ય શ્રી. શંકરરાવ કપિલેશ્વરી આજે પણ અખિલ ભારતમાં અદ્વિતીય નીવડે એવા કુશલ અને રાગજ્ઞ છે, એટલું જ નહિ પણ સરણાઈ અને ત્રાસું વગાડનાર ઉત્તમ વાદકો પણ ખાંસાહેબનું શિષ્યત્વ ધરાવે છે, એ એક આશ્ચર્યની વાત છે!

ગાયનનો કલા તરીકે જ નહિ બલ્કે વિદ્યા તરીકે પણ ખાંસાહેબે અભ્યાસ કર્યો. સિદ્ધ નિયમો જાણી લઈને જ તેઓ થંભ્યા નહિ પણ ગાયનવિદ્યાનું સંશોધન કરી તેઓશ્રીએ નવા સિદ્ધાન્તો ખોળી કાઢ્યા, નવા સૌંદર્યમર્મોનું નિદર્શન કર્યું અને આ ગાનપ્રજ્ઞતાનથી પોતાની કલા વધારે દિવ્ય તથા વૈશ્વાનર બનાવી લીધી. નવરાશનો આખો વખત તેઓ કંઈ નવો સ્વરપ્રયોગ ગોઠવવામાં, કંઈ નવો રાગમર્મ સમજવામાં, કંઈ અનેરી આલાપરચના બિછાવવામાં મગ્ન રહેતા અને તેમાં સ્થલકાલભાન પણ ભૂલી જતા. આગગાડીના ખડખડાટમાં કયો નવો તાલ અને મોટરના ભૂંગળામાં કયો નવો સ્વર સંભળાય છે, તે તેઓ સાંભળતા અને શિષ્યોને ઓળખાવવા દોરાવતા. એ સ્વપ્નોમાં પણ તેમને કંઈ નવી સ્વરરચના સંભળાતી. તેઓ વિશેષ સાક્ષર હતા નહિ, પણ સ્વરોની એવી અખંડ શ્રુતાનુસ્મૃતિ રાખવાથી તેમને ગાનવિદ્યાનો સાક્ષાત્કાર જાણે થઈ શક્યો અને મહાન પંડિતો પણ જે વિષયમાં ગુંચવાઈ ગયા હતા, તે તેમને અરિસા જેવો સ્વચ્છ થઈ ગયો હતો. ભારતીય સ્વરશાસ્ત્રના જે સિદ્ધાન્તો ખાંસાહેબે ખોળી કાઢ્યા તે સમજવા માટે પહેલાં તો ભારતીય રાગપદ્ધતિનાં મૂલતત્ત્વોનું ટૂંક દર્શન કરાવવું જરૂરી છે.

સપ્તકમાંના એક વિશિષ્ટ મુખ્ય સ્વર સાથે સંવાદબદ્ધ સ્વરોનો સમુદાય તે રાગ (Melody) કહેવાય છે. તે તે રાગના મુખ્ય સ્વરને 'વાદી' કહેવાય છે. અને તે વાદીના કેંદ્ર સાથે બીજા સ્વરો સંવાદ કરવાવાળા એટલે વિશિષ્ટ કંપસંખ્યાયુક્ત હોય છે. કોઈ પણ ચાલુ સ્વર એટલે આધાર સ્વર ઉર્ફે ષડ્જ એક સેકંડમાં ૨૪૦ કંપન સંખ્યાથી ઉત્પન્ન થતો હોય તો તેનો પંચમ ૩૬૦ કંપનોનો અને તીવ્ર ગાંધાર ૩૦૦ કંપનોનો હોય છે. અને આટલા કંપનના આ બે સ્વરો ષડ્જ સાથે સુસ્વર એટલે કે મળેલા લાગે છે, જેથી તેઓને ષડ્જના સંવાદી કહેવામાં આવે છે. આ સંવાદત્વ ઉત્પન્ન થવાનું કારણ એ છે કે તાર વગાડતાં સ્વરનો કંપ થાય ત્યારે તે તે સ્વર પછી તરત જ એક પછી એક બીજા ઘણા સ્વરો એની મેળે અને વધારે સૂક્ષ્મ સૂક્ષ્મ નીકળતા રહે છે; તેઓમાંના (પહેલા મુખ્ય સ્વર ઉપરાન્ત) બે સ્વરો મનુષ્યના કાનને ગ્રાહ્ય છે જે મુખ્ય સ્વરના પંચમ (૩/૨) અને તીવ્ર ગાંધાર (૫/૪) હોય છે. આ તીવ્ર ગાંધાર અને પંચમ વચ્ચે જે સ્વરસંબંધ થતો લાગે છે તેથી જ આપણને કોમલ ગાંધાર (૬/૫)ના સ્વરસંવાદની લાગણી ઉત્પન્ન થઈ છે. તંતુ વાદ્ય ઉપરની તાર માફક જ પ્રતિધ્વનિ ઉત્પન્ન થવાની કંઈ યોજના માનવી કર્ણેન્દ્રિયમાં હોવાથી તેમાં પણ મુખ્ય સ્વર પછીના ઉપસ્વરો (Harmonies) ઉત્પન્ન થતા હશે અને તેથી જ આપણને ઉપર કહેલા ચાર સ્વરોના સંવાદનું માધુર્ય અને જ્ઞાન થતું હશે. મતલબ કે, સ્વર સંવાદ ઉર્ફે સુરેલા સ્વરો નિસર્ગનિયમસિદ્ધ છે, ત્યાં પાંડિત્યની

જરૂર નથી. ગાયનોપયોગી બધાય સ્થૂલ સ્વરાંતરો સંવાદ તત્ત્વના વિસ્તારથી બાર જેટલા મળે છે, છતાં તે દરેક સ્વર બીજા કોઈપણ સ્વરનો સંવાદી હોવો જોઈએ એવો નિયમ કરીએ તો બારથી ઘણા વધારે સ્વર એક સપ્તકમાં માનવા પડે અને વખતે અનવસ્થાપ્રસંગ ઊભો થાય. દાખલા તરીકે, કોમલ નિષાદ (પંચમનો કોમલ ગંધાર તરીકે) ૪૭૨ કંપનોનો આવે છે, પણ મધ્યમ-પ્રમુખ રાગમાં તે મધ્યમના મધ્યમ થઈ જવાથી (મધ્યમ ૩૨૦×$\frac{4}{3}$ $\left(\frac{म}{सा}\right)$=૪૨૬$\frac{2}{3}$ કંપનનો થઈ જાય છે અને તેવો થાય તો જ કાનને મધુર લાગે છે. પ્રાચીન ભારતીય સંગીતમાં નૈસર્ગિક સ્વરો હતા કે નહિ તે માટે શ્રી. ભાતખંડે જેવા ગ્રંથકાર કંઈ નિર્ણય કરી શકતા નથી, તો પણ પ્રાચીન સંગીતમાં આવાં સૂક્ષ્મ સ્વરાંતરો 'શ્રુતિ' નામથી પ્રસિદ્ધ હતા, એ વાત સર્વમાન્ય છે. પ્રાચીન શાસ્ત્રકારોનાં વચનો ઉપરથી તેવું તો સ્પષ્ટ દેખાય છેઃ–

श्रवणेंद्रियग्राह्यत्वं श्रुतीनां लक्षणं स्मृतम् ।
अधराधरतीव्रत्वमुत्तरोत्तर तो मता ॥
संवादादि परिज्ञानं श्रुतीनां च फलं विदुः ।
तेभ्यः केचिदुपादाय गीयंते सर्वगीतिषु ॥
षड्जपंचमभावेन श्रुतिर्द्वाविंशतिर्विदुः ।
सर्वास्ताः श्रुतयस्तत्तद्रागेषु स्वरतां गताः ॥

આનો ભાવાર્થ આટલો જ કે શ્રુતિ એટલે કાનોથી સંભળાય એવા ધ્વનિઓ. તેઓ એક સપ્તકમાં ષડ્જ પંચમભાવથી બાવીશ જેટલા છે અને એકથી એક અર્વાજમાં ચઢિયાતા છે. સપ્તકમાંના સ્વરોના સંવાદ શ્રુતિઓ ઉપરથી સમજી શકાય છે. અમુક શ્રુતિઓ અમુક રાગમાં સ્વર રૂપે વપરાય છે અને બધાય રાગોમાં મળી સર્વે શ્રુતિઓ ઉપયોગમાં આવી જાય છે. આવી અનેક પ્રાચીન ઉક્તિઓ ઉપરથી આટલું જ સિદ્ધ થાય છે કે પ્રાચીન સંગીતમાં સૂક્ષ્મ સંવાદની આવશ્યકતા ઉપર શાસ્ત્રકારોએ યોગ્ય ભાર આપ્યો હતો અને તેથી એક સપ્તકમાં કોમલ તીવ્ર સ્થૂલ બાર સ્વરો ઉપરાંત વધારે દશ સ્વરોની કલ્પના તેઓએ કરી હતી. કદાચ આ ખાલી કલ્પના જ હતી–હશે–યા તેઓ અમુક બાવીશ સ્વરો નિર્ણીત કંપન સંખ્યાનાં વાપરતા પણ હશે. છતાં બાવીશ સ્વરો નક્કી કરવા માટે ષડ્જ પંચમભાવ એ એક જ નિયમ સંપૂર્ણ માર્ગદર્શક નથી. અને તેથી તેમની બાવીશ શ્રુતિઓ આજે દુર્બોધ અને વાદગ્રસ્ત લાગે છે. પ્રાચીન અરબી સંગીતમાં એવી સત્તર શ્રુતિઓ મનાતી (જુઓ *History of Arabian Music* by Farmer) અને ગ્રીક સંગીતકારોએ એક સપ્તકમાં ચોવીશ શ્રુતિઓ સિદ્ધ કરી બતાવવા માટે ઘણા ગ્રંથો લખી રાખ્યા છે. (જુઓ *The Harmonics of Aristoxenus* by Macran) એવા જ સંવાદની દૃષ્ટિથી આજના ફિઝિક્સમાં ગણિતસિદ્ધ ચોવીશ સ્વર સિદ્ધ કરી રાખ્યા છે. આજના ગાયન માટે પ્રાચીન નિયમો કામના નથી, છતાં આજના હિંદુસ્તાની ગાયનમાં પણ સંવાદી સ્વરોનો જ ઉપયોગ થાય છે અને તેથી તે બારથી વધારે ચોકસ છે. આવા સ્વરોની પ્રાચીન સંગીતમાં થોમાં 'શ્રુતિ' નામથી કલ્પના કરેલી હોવાથી હિંદુસ્તાની ગાયનના સૂક્ષ્મ સ્વરોની બાબતમાં જેમનું ધ્યાન દોરાયું તેવા આધુનિક પંડિતોએ પ્રાચીન શ્રુતિવાદ

આધુનિક ગાયનશાસ્ત્રમાં લાવવાનો પ્રયત્ન કર્યો અને એવા પ્રયત્નોની જરૂર પણ હતી અને છે. સૂક્ષ્મ સ્વરોની બાબત અજ્ઞેય જેવી લાગતી હોવાથી આપણી રાગપદ્ધતિ માત્ર સ્થૂલ બાર સ્વરો ઉપર જ આધારવી જોઈએ, જેથી સરલતા રહે અને સૂક્ષ્મ સ્વરો અલંકાર રૂપ હોવાથી ગાયકની સમજણ અને શક્તિ ઉપર જ સોંપી રાખવી જોઈએ એમ આગ્રહથી માનનાર પંડિતોનો બીજો વર્ગ હતો. આ શ્રુતિવિરોધક વર્ગ કહેવાય અને આ વર્ગના પ્રમુખ શ્રી ભાતખંડે આ પ્રસિદ્ધ ગાયનશાસ્ત્રજ્ઞ અને ગ્રંથકાર થઈ ગયા. પહેલા વર્ગના પ્રમુખ રાવબહાદુર કૃ. બ. દેવલ અને મિ. ક્લેમેન્ટ્સ, આઈ. સી. એસ. સેશન જડ્જ આ પંડિતદ્વય થઈ ગયા. પ્રત્યક્ષ જ્ઞાન બાબત આ લોકોનો આધાર અમારા ખાંસાહેબ ઉપર હતો.

ઉપર કહ્યું તેમ, તે તે રાગમાં સ્વર સંવાદથી સ્થૂલ બાર સ્વરોમાં સૂક્ષ્મ પણ કણ-માત્ર ફેરફાર પડે છે અને અનેક સૂક્ષ્મ પણ આવશ્યક સ્વરો પેદા થાય છે. જેમકે ૪૨૬ અને ૪૩૨નાં નિષાદ અને તેના સંવાદી ૨૮૪ અને ૨૮૮ના ગંધાર. અહીંયાં ગણિતશાસ્ત્રનું કામ છે. ઉપરાંત હિંદી-રાગપદ્ધતિનો મહત્ત્વનો વિશેષ તરીકે દરેક રાગમાં એકાદ બે હલતા સ્વરો " બે હલાવા " નામક ગાનક્રિયા વડે લાગતા હોય છે. સંવાદી સ્વરો લાગવાથી ગાયન જેમ સુરીલું એટલે મધુર લાગે છે તેમજ આ હલતા સ્વરો લાગવા થકી જ તે તે રાગ ઉત્પન્ન થાય છે. સુરીલા કંઠ અને સ્ફૂર્તિ વડે ફક્ત સંવાદી સૂક્ષ્મ સ્વરો એની મેળે લાગી જાય એ વાત શક્ય છે પણ તત્તદ્રાગ વાચક સ્વર ગુરુમુખમાંથી જ સાંભળી શીખવા પડે છે. તે વગર તે કંઠમાંથી નીકળવાનું અશક્ય છે. આ રાગવાચક હલતા સ્વરો એ જાણે એક નવી ભાષા જ છે. રાગના કોમલ તીવ્ર સ્વરો એટલે થાટ આ રાગનો પાંજરો છે, સૂક્ષ્મ સંવાદી સ્વરો આ રાગશરીરનું સૌંદર્ય છે, જ્યારે હલતા સ્વરો એ તો રાગના પ્રાણ છે. સામાન્ય ગાયકોનું લક્ષ્ય તાલની મારામારે તથા ચીજોની કવિતાઓ રૂપે રાગશરીરના લૂગડાં ઉપર જ બેસેલું હોય છે, છતાં દરેક ગાયક રાગવાચક સ્વરો લગાડવાના યથાશક્તિ યથાજ્ઞાન પ્રયત્ન કરતા હોય છે અને તદ્દ્વારા રાગચિત્ર દોરવાના પ્રયત્ન કરતા દેખાય છે. સંવાદી અને હલતા સ્વરો જેટલા પ્રમાણમાં રાગમાં લગાડી શકાય તેટલા પ્રમાણમાં તે રાગ યથાર્થ સુંદર એટલે પરિણામકારક થઇ શકે. આ બાબતમાં ઘણુંખરા ગાયકોનો માર્ગ અનુકરણ અને કલ્પના-એ હોય છે, છતાં કેટલાક ગાયકોની પરંપરામાં રાગનિયમાદિકનું અને સ્વરશાસ્ત્રનું જ્ઞાન અને શિક્ષણ અપાતું હતું અને તેમાંનો એકાદ ગાયક પોતાની શોધની તેમાં ઉમેરણી કરતા અને નવી રચના પણ કરી શકતા. તેથી તેનું રાગચિત્ર સૌથી યથાતથ્ય, ઉજ્જવલ, પરિણામકારક અને અપૂર્વ (original) બની શકતું. જેમકે ભૈરવ રાગના ઉત્તમ ધૈવત અને દરબારી કાનડાના વિશિષ્ટ ગંધારધૈવત નહિ લગાડાય તો ખાલી કોમલતીવ્ર સ્વરો, વાદી વગેરે નિયમોથી પણ તે તે રાગ નહિ બની શકે. હિંદી રાગપદ્ધતિનું મૂલ તત્ત્વ તરીકે હલતા સ્વરોની તથા સ્વરસંવાદની બાબત સંશોધન અને નિર્ણય માગતી હતી. આ માટે કેટલાક પંડિતોએ ગ્રંથોનો અને ગણિતનોય આધાર લીધો. પણ (1) રાગમાં સ્વરોની વિશિષ્ટ ગોઠવણ (૨) સંવાદી સ્વરોનો ઉપયોગ અને (૩) બધાય હલતા સ્વરોનું સ્વરૂપ અને સંખ્યા એ ત્રણેય બાબતનો નિર્ણય કરી ખાં. સા. અબ્દુલ કરીમખાંએ ભારતીય સંગીતશાસ્ત્રનો પાયો

ઊભો કર્યો છે. તેઓશ્રી સાક્ષર નહિ હોવાથી શાસ્ત્રીય રીતે આ શોધોની સમઝણ તેઓ લોકોમાં આપી શકતા નથી; શ્રી દેવલ—ક્લેમેંટ્સને આ લાભ તેમણે અખૂટ આપ્યો, પણ પ્રાચીન શ્રુતિઓનો જીર્ણોદ્ધાર કરવાની ધૂનમાં જીવંત સંગીતમાંના આત્મા ઉપર આ પંડિતદ્વયનું દુર્લક્ષ્ય થયું. મને તેવો લાભ હજારમા ભાગનોય મળી શક્યો નહિ, છતાંય કોઈ દિવસ ભારતીય રાગરચનાનાં મૂલતત્ત્વો ખાંસાહેબની ગાયનપદ્ધતિના પ્રકાશ વડે વાંચકોને હું સમજાવી શકીશ એવી આશા અત્યારે રાખું છું. અત્યારે તો ખાંસાહેબની સ્વર કલ્પનાઓ, તેમણે રા. બ. દેવલને કરેલી મદદ અને આવી સ્વર કલ્પનાના વિરોધક રા. ભાતખંડેના વિરોધી સિદ્ધાંતો આટલી જ વસ્તુનું દિગ્દર્શન કરવું ચરિત્રલેખન પૂરતું યોગ્ય થશે.

ખાંસાહેબ વડોદરે નોકરીમાં હતા ત્યારે જ તંબૂરા ઉપર એક તાર વિશિષ્ટ તીવ્ર નિષાદમાં લગાડતા, તેનું ઘણા ગાયકોને આશ્ચર્ય લાગતું. શ્રી. ભાતખંડે જેવા ગાનપંડિત પણ એ વાતનું મર્મ સમઝી શકેલા નહિ અને તેથી, "આજે કેટલાકોએ નિષાદગ્રામ ઉત્પન્ન કર્યો છે" એવું તેમણે પોતાના હિં. સં. પદ્ધતિના પહેલા ભાગમાં મશ્કરીમાં લખીય દીધું હતું ! શ્રી. બખલેના ગુરુ ખાં ફૈજમહંમદ તે વખતે વડોદરામાં હતા જે બહુ વિદ્વાન અને ચિકિત્સક હતા. તેમણે આ નિષાદની વાત સાંભળી અને તેઓ તેનો ખુલાસો જાણી લેવા માટે ખાંસાહેબને મળવા ગયા. નિષાદનો તારનો ઉપયોગ 'પૂર્યા' જેવા નિષાદપ્રમુખ રાગમાં સંવાદ તરીકે વધારે માધુર્યદાયક થાય છે, આ વાત ખાંસાહેબે ફૈજમહંમદને સપ્રયોગ સમજાવી, જેથી "અલ્લાહની કુદરત ન્યારી હૈ !" એવા ગજબ ઉદ્‌ગારો કાઢી તેઓશ્રી ખાંસાહેબ જેવા છોટા ગવૈયાના પણ પૂજારી બની ગયા. આ વખતે 'તંબોરાની તારમાંથી ગંધાર સંભળાય છે" એવી વાત કરીએ તો ઘણાખરા ગવૈયાઓ આ વાત કરનારનું માથું ઠેકાણે નથી એ જ સમઝતા. ઉપર કહ્યા તેવા નૈસર્ગિક સ્વરો ખાંસાહેબ પોતાના ગાયનમાં વાપરતા અને તેથી જ તેમનું ગાયન વધારે સુરેલ અને પરિણામકારક લાગતું. ખાંસાહેબના કંઠ કરતાં, વધારે મધૂર કંઠના બીજા ગાયકો તે વખતે હતા અને આજે પણ છે, છતાં તેવા ગાયકો કરતાં ખાંસાહેબનું ગાયન વધારે મધુર લાગતું એનું કારણ આ નૈસર્ગિક સ્વરો જ. આ બાબતની ખાતરી ખાંસાહેબની રેકોર્ડ્સ કે તેમના શિષ્યોનું ગાયન આજે પણ સાંભળી સ્વરશાસ્ત્રજ્ઞો કરી લઇ શકે છે; અસ્તુ. ખાંસાહેબ બાગલકોટમાં હતા ત્યારે પ્રખ્યાત જ્યોતિષી શ્રી. કેતકરના બંધુ શ્રી. બળવંતરાવ કેતકરે તેમનું ગાયન સાંભળ્યું. શ્રી કેતકર એક સારા બીનકાર તથા ગાયક હતા. પોતે ઉત્તમ સ્વરજ્ઞ હોવાથી ખાંસાહેબના ગાયનમાં સુરેલ સ્વરો લાગે છે કે જે બીજા ગાયકોના ગાયનમાં જવલ્લે જ લાગતા, એ વાત તેમણે પારખી લીધી. તેમના એક સગા રાવબહાદુર દેવલ સ્વરશાસ્ત્રના અભ્યાસી હતા તેથી તેમણે ખાંસાહેબની ઓળખાણ શ્રી. દેવલ સાથે કરી આપી. તે વખતે મિ૦ ક્લેમેંટ્સ સાહેબ શ્રી. દેવલના સ્નેહી હતા જેમને હિંદુસ્તાની ગાયનમાં બહુ પ્રેમ અને અભ્યાસ હતો. દેવલ-ક્લેમેંટ્સે ખાંસાહેબના ગાયનના સ્વરો મોનોકોર્ડ આ સ્વર સાધન ઉપર માપી જોયા. નૈસર્ગિક સ્વરો તેમજ સંવાદી સૂક્ષ્મ સ્વરો ખાંસાહેબના ગાયનમાં ચોક્કસાઇથી લાગતા હોવાનું તે બન્ને પંડિતોએ જોઇ લીધું જેથી જાણે તેમના હાથમાં એક નવું અસ્ત્ર જ મળી આવ્યું ! આ પંડિતોને પ્રાચીન સંગીતના સંશોધનનો શોખ હોવાથી તેઓએ ખાંસાહેબની સ્વરશક્તિનો ઉપયોગ કરી હિંદુસ્તાની ગાયનમાં ક્યા

કયા સ્વરો લાગે છે તેનું માપ કાઢવાનું કામ બાજૂ ઉપર મૂકી માપેલ સ્વરોના આધારે પ્રાચીન ગ્રંથવચનો મુજબ બાવીશ શ્રુતિની પરંપરા પેદા કરવાનું કામ જોશભેર ઉપાડયું અને નૈસર્ગિક સ્વરોને પ્રાચીન ગ્રંથાધાર લગાડી બતાવવાની જહેમત લીધી.. શ્રી. દેવલ-ક્લેમેંટસે લેખો અને વ્યાખ્યાનો દ્વારા પોતાના સિદ્ધાંતોનો પ્રચાર જોશથી ચલાવ્યો. લોર્ડ વિલિંગ્ડનના પ્રમુખપણા નીચે આ કાર્ય માટે "ફિલ હાર્મોનિક સોસાયટી" નામક એક સંસ્થા સને ૧૯૧૧ ના અરસામાં ખોલવામાં પણ આવી. શરૂઆતનાં એક બે વરસ સુધી શ્રી. દેવલનાં વ્યાખ્યાનો થતાં તેમાં ખાંસાહેબ પોતે તે તે સ્વરો ગાઈ પ્રાત્યક્ષિક (Demonstration) કરી બતાવતા. શ્રી. દેવલના બધા જ સિદ્ધાન્તો ખાંસાહેબને માન્ય હતા નહિ અને પોતાના સ્વર વિષયક સ્વતંત્ર સિદ્ધાંતો ખાંસાહેબે પોતાના 'સ્વર-પ્રકાશ' નામક એક પુસ્તકમાં તે વખતે જ આપી દીધા હતા, છતાં સંગીત સંશોધનનું એક સારું કાર્ય થઈ રહ્યું છે એમ માની લઈ, પોતે પૈસાના નુકસાનમાં પણ આવી, દેવલના પ્રચારકાર્યને ખાંસાહેબે ઘણી મદદ કરી. તે વખતે એક સંગીતશાસ્ત્રજ્ઞ તરીકે ખાંસાહેબનો પરિચય સ્વ. ડૉ. ભાંડારકર, લો. ટિળક, 'કાળ' પત્રના તંત્રી શ્રી. પરાંજપે, રેં પરાંજપે, નામદાર ચૌબળ વગેરે વિદ્વાન વ્યક્તિઓ સાથે થયો. શ્રી. દેવલ-ક્લેમેંટ્સના અવિશ્રાન્ત પ્રચારકાર્યથી તેમના કેટલાક વિરોધીઓ પણ ઉત્પન્ન થયા. પ્રસિદ્ધ ગાયનશાસ્ત્રી સ્વ. પં. ભાતખંડે તેમાંના પ્રમુખ વિરોધી કહેવાય. પોતાના 'હિંદુસ્તાની સંગીત પદ્ધતિ' નામના વિસ્તૃત ગ્રંથના ત્રીજા ભાગમાં પંડિતજીએ શ્રી. દેવલનું ખંડન કરવા માટે આશરે સો એટલાં પાનાં લખી નાખ્યાં છે. તેમાં શ્રી દેવલ સાથે ખાંસાહેબને પણ ખેંચી લીધા છે, જેથી અહીંયાં ભાતખંડેની ટીકા તથા સિદ્ધાંતોનું અવલોકન કરવાનું ઘટિત થશે. [અપૂર્ણ



# એક વ્યાખ્યાન*

વ્યાખ્યાતા : શ્રી. માડખોલકર

અનુવાદક : શ્રી નરેન્દ્ર નાયક

મિત્રો,

ગાયકવાડની આ વૈભવશાળી રાજધાનીમાં ઊભા રહેતાં જ સ્વ૦ શ્રી. સયાજીરાવ મહારાજ ગાયકવાડે મરાઠી ભાષા પર કરેલા ઉપકારોનું સ્મરણ ન થવું એ અશક્ય છે. રાજાશ્રયથી વંચિત થયેલી મરાઠી ભાષાને, પારતંત્ર્યના આ વસમા વખતમાં, આપણે છેક નિરાધાર નથી એવી ખાતરી જો કોઇને લીધે મળી હોય તો તે સયાજીરાવના દાતૃત્વને લીધે જ; અને તેમના નિધનથી મરાઠી ભાષાનો આ એકનો એક આધાર તૂટી પડ્યો છે, એવું જો હું કહું તો એ અતિશયોક્તિ તો નહિ જ કહેવાય: માતૃભાષા તરીકે મરાઠીનું, લોકભાષા તરીકે ગુજરાતીનું અને રાષ્ટ્રભાષા તરીકે હિંદીનું સંવર્ધન કરવામાં સદ્‌ગત મહારાજ સાહેબે જે વ્યાપક રાષ્ટ્રીય દૃષ્ટિ બતાવી તે આખા હિંદુસ્તાનમાં અજોડ ગણાશે. પોતાની ભાષા, પોતાની પ્રજાની ભાષા અને જે વિશાલ રાષ્ટ્રના આપણે ઘટક છીએ તે હિંદી રાષ્ટ્રની ભાષા, એ બધા પ્રત્યે એકસરખી આત્મીયતા બતાવનારો બીજો રાજવી હજી સુધી હિંદુસ્તાનમાં થયો નથી; અને મહારાજના નિષ્પક્ષપાતી ધોરણથી પ્રજાની ભાષાની પાયમાલી કરનારા નિઝામ જેવા દેશી સાંસ્થાનિકોએ જ નહિ, પણ ભારતીય અને અંગ્રેજી, હિંદી અને ઉર્દૂ આ ભાષાઓ વિષે પંક્તિપ્રપંચ (પક્ષપાત) ઊભો કરનાર બ્રિટિશ સરકારને પણ ઘણું શીખવા જેવું છે. સદ્‌ગત સયાજીરાવ મહારાજાનું આ મરાઠી ભાષાની સેવાનું વ્રત તેમના પૌત્ર શ્રી. પ્રતાપસિંહ મહારાજ નિષ્ઠાપૂર્વક આગળ ચલાવશે એવી મને આશા છે.

## મરાઠીનું મહારાષ્ટ્ર બહારનું જાગતું કેન્દ્ર

વડોદરાનું સંસ્થાન એક વખતે આખા હિંદુસ્તાનમાં ફેલાયેલા મરાઠી સામ્રાજ્યનો વસ્તુતઃ ફક્ત એક ખંડ છે. પણ સ્વ. સયાજીરાવ મહારાજના લોકોત્તર કર્તૃત્વને લીધે મહારાષ્ટ્રના સાર્વજનિક જીવનમાં વડોદરાને મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું છે. સોનાની લગડીના ગુણધર્મ તેના નાના સરખા ભાગમાં પણ નજરે પડે છે, અને સૂર્યબિંબના ખંડમાંથી ઉત્પન્ન થયેલા ગ્રહો પણ પોતાની પ્રભાથી આકાશને ઉજાળે છે; તેવી જ રીતે મરાઠી સામ્રાજ્યના આ અવશેષમાં પણ સ્વરાજ્યના ઐશ્વર્યની બધી વિશેષતાઓ, ભલે તે અંશમાત્ર હોય, જોવાની મળે છે; અને આજે વડોદરા એ પૂના, મુંબઈ અને નાગપુરની જેમ મરાઠી ભાષાનું મહારાષ્ટ્ર બહારનું એક જીવંત કેન્દ્ર બની રહેલું છે. પોતાની અદ્‌ભુત વાક્‌મોહિનીથી ગુજરાતની આ દેવભૂમિમાં મહારાષ્ટ્ર દર્શન કરાવનાર રાજકવિ ચન્દ્રશેખર, ખંડક અને કલમ

* મહારાષ્ટ્રના સુવિખ્યાત નવલકથાકાર શ્રીયુત માડખોલકરે વડોદરાના વાઙ્‌મય પરિષદના સાતમા અધિવેશન પ્રસંગે અધ્યક્ષ સ્થાનેથી આપેલું ભાષણ.

બંનેને એક, સરખી સફાઈથી ચલાવનારા વૃદ્ધ સેનાપતિ નાનાસાહેબ શિંદે, છંદધનુષની રમ્ય વિવિધતા પોતાની વિદ્વત્તાથી બતાવનાર શ્રી. હાજીસાહેબ આપટે, કાયદો અને નવલકથા બંનેમાં સવ્યસાચી એવા રાજરત્ન વાસુદેવરાવ જોશી અને પોતાના વિનોદચાતુર્યથી મરાઠી વાચક વર્ગને રીઝવનાર પ્રો. ચિંતામણરાવ જોશી જેવા લેખકોએ આ ગુર્જરભૂમિના પ્રાંતર ભાગમાં મરાઠીનો ડંકો જે અભિમાનથી વાગતો ચાલુ રાખ્યો છે, તેને માટે કોને ગર્વ નહિ થાય? સ્વ. સયાજીરાવ મહારાજ પોતે મરાઠા છે એ વાતનું સંપૂર્ણ ભાન હતું અને એના પ્રભાવને લીધે જ ખરેખર મહારાષ્ટ્રની સીમા બહાર આ ગુજરાતી શહેરમાં પોતાના બેદક-પણાથી ભાલાની ફેંકને પણ લજવી નાખે એવો મરાઠાબોલ આજે કાન પર પડે છે.

## મુનશીની બોધપ્રદ ઘોષણા

વડોદરાની સાહિત્યની કારકીર્દીના મેં જે વખાણ કર્યાં તે ફક્ત શિષ્ટાચારને લીધે નહિ; અથવા તમે મને આ અધ્યક્ષ સ્થાન આપ્યું તે ઉપકારનો બદલો વાળવાના ઉદ્દેશ્યથી પણ નહિ. ગુજરાતના રાષ્ટ્રકવિ શ્રી. અરદેશર ખબરદારના

> જ્યાં જ્યાં ગુજરાતી બોલી, ત્યાં ત્યાં ગુજરાતી મ્હેલાત.
> જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત.

આ ઉદ્‌ગારો હંમેશ મારા મનમાં ગુંજ્યા કરે છે. અને એટલે જ સ્વ. મહારાજ સાહેબની મરાઠી સંબંધી નિષ્ઠાનું સ્મરણ કૃતજ્ઞતાપૂર્વક કરવું એ મને જરૂરી લાગ્યું. તમે કહેશો કે, આ તો એક ગુર્જર કવિની કલ્પનાની ઉડાન છે. પણ કવિની કલ્પનાની ઉડાન જ્યારે મુત્સદ્દીની માર્ગદર્શક બને છે ત્યારે તે ઉડાનને રાજકીય મહત્ત્વ અને સામર્થ્ય પ્રાપ્ત થાય છે, એ ભૂલી શકાય એમ નથી. આપણું વડોદરા શહેર જેમ મહારાષ્ટ્રની બહાર મરાઠીનું કેન્દ્ર છે, તેમજ કરાંચી શહેર ગુજરાત બહાર ગુજરાતીનું કેન્દ્ર છે. ત્રણ વરસ પહેલાં સિંધુનદને કાંઠે આ ગુજરાતીના કેંદ્રમાં ભરાયેલા સાહિત્ય સંમેલનના અધ્યક્ષપદેથી ગુજરાતના લાડીલા નવલકથાકાર શ્રી કનૈયાલાલ મુનશીએ ખબરદારની આ ઊર્જસ્વલ કાવ્યવાણીનો અનુવાદ કરી એવી ઘોષણા કરી હતી, "'જ્યાં જ્યાં ગુજરાતી લોકો હોય ત્યાં ત્યાં ગુજરાત છે અને રહેશે' આવી દૃઢ ભાવના રાખીને જ્યાં ગુજરાતી લોકો ભેગા થાય છે, ત્યાં ત્યાં ગુજરાતનું અસ્તિત્વ છે જ. અને ગુજરાતનો તે તે સ્થાને વિસ્તાર થાય છે. જે જે સ્થાને ગુજરાતી લોકો પોતાની ઇચ્છાશક્તિ અને સંકલ્પબળથી તેનું નિર્માણ કરે છે." મુનશીની આ ઘોષણાનું મર્મ મારે આપને સમજાવવું જોઈએ, એવી વાત નથી. મને લાગે છે કે મહારાષ્ટ્રના કોઈ પણ આધુનિક કવિએ કલ્પનાની આવી ઉડાન ભરી નહિ હશે. પણ તેમાં નવાઈ શાની? જે રાષ્ટ્રને પોતાના લોકોના ઉત્કર્ષની કિંમત નથી, તેના કવિઓની કલ્પના આટલી વિશાલ અને આક્રમક ઉડાન ક્યાંથી ભરી શકે?

## પાડોશીનું ધોરણ ધ્યાનમાં લો

શ્રી. મુનશીના આ ઉદ્‌ગારોનું મેં આપને સ્મરણ કરાવ્યું તે કોઈ પણ પ્રકારની અસૂયા કે સ્પર્ધાને લીધે નહિ. જેમની સરહદ આપણી સરહદ સાથે મળેલી છે, વડોદરાથી મુંબઈ

સુધી જેમના અને આપણા હિતસંબંધો ગુંથાઈ ગયેલા છે, આપણા તે અસંત શ્રીમંત અને ભારતીય રાજકારણ પર પોતાનું પ્રભુત્વ રાખનાર પ્રબળ પાડોશીના મહત્ત્વાકાંક્ષી મનના વ્યાપાર કેવી રીતે ચાલી રહ્યા છે તે આપની નજર સામે લાવવાનો જ મારો ઉદ્દેશ છે. મુનશીની આ ઘોષણા પર ભાષ્ય કરવાની મારી ઈચ્છા નથી. મારે તો એક જ વાત કહેવાની છેઃ તે એ કે, ગુજરાતી, કાનડી અથવા બંગાળી જે લાગણી અને જાગરૂકતાથી પોતાની ભાષાના અને દેશના ભવિતવ્યનો વિચાર કરે છે તે જ જાગરૂકતા અને લાગણીથી આપણે મહારાષ્ટ્ર અને મરાઠી ભાષાનો હવે પછી વિચાર કરવો જોઈએ. રાષ્ટ્રીયતાના ચાલુ યુગમાં હું જે એ બોલી રહ્યો છું, તે કદાચ સંકુચિત વિચારનું ગણાશે; અને આપણામાંનાં કેટલાક આંતરરાષ્ટ્રીય રાજકારણની સમાધિ લગાવી બેઠેલા મહાત્માનીઓ એમ પણ કહેશે કે હું પ્રાંતીયતાનું પ્રદર્શન કરું છું. પણ મહારાષ્ટ્રનું અભિમાન રાખવામાં, તેની ઉન્નતિની ચિંતા કરવામાં રાષ્ટ્રીયતાને કાંઈ પણ વાંધો આવતો હોય એમ હું માનતો નથી તેનું હું શું કરું ? વિશેષતઃ બંગાળ એ હિંદી રાજકારણનો નિસર્ગસિદ્ધ નેતા છે એમ કહેનારા દેશબંધુ દાસ, આખી દુનિયા તરફથી ઉત્સુકતાથી ઝીલાતો પોતાનો દરેક શબ્દ પહેલાં ગુજરાતીમાં લખવાની પ્રતિજ્ઞા કરનાર મહાત્મા ગાંધી અથવા ગુજરાતની સરહદ ઠેઠ સિંધુનદના મુખપર્યન્ત લઈ જનારા કનૈયાલાલ મુનશીની રાષ્ટ્રીયતાને જો તેમના આ પ્રાંતાભિનિવેશને લીધે કલંક લાગે છે એમ કોઈ માનતું નથી, ત્યારે મહારાષ્ટ્રના ભવિતવ્ય વિષે ધ્યાનથી બોલવામાં બિચારા ગરાઠાઓએ જ એટલી મોટી કઈ ચોરી કરી નાખી ? 'જય જય ગરવી ગુજરાત' એવી ગર્જના કરતા મુનશીની મહાગુજરાતની ઘોષણા કરવામાં રાષ્ટ્રીયતાને કાંઈ જોખમ નથી અને સંયુક્ત મહારાષ્ટ્રની ચળવળ અમે શરૂ કરીએ તો તેમાં રાષ્ટ્રીયતાને ધોકો પહોંચે છે, એ દલીલ અજબ નથી શું!

## રાષ્ટ્રીયતા અને પ્રાંતીયતા

પણ આજે આવી સ્થિતિ થઈ છે ખરી. મહારાષ્ટ્રના એકીકરણને માટે પ્રયત્ન કરવો અથવા મરાઠાઓના ઈતિહાસમાંથી એકાદ સંસ્મરણીય પ્રસંગનો દાખલો આપવો, એ આજે પ્રાંતીયતાનું અને સંકુચિતપણાનું લક્ષણ ગણાય છે. જાણે ભારતવર્ષની રાષ્ટ્રીયતાનું અભિમાન રાખવું એટલે પોતાની માતૃભૂમિ અને માતૃભાષાને છેક ભૂલી જવાં જોઈએ! પણ ભરતખંડની વિરાટ રાષ્ટ્રીયતા શું તે ખંડના રાષ્ટ્રકોની વિશેષતા નષ્ટ થઈને સિદ્ધ થવાની છે? અથવા ઇંદ્રધનુષ્યના અનેક રંગ અને વૃંદ વાદનમાંનાં અનેક વાદ્યો પોતાનું ભિન્નત્વ ગુમાવ્યા વગર તેમાંથી જેવું વિશાળ અને વૈચિત્ર્યપૂર્ણ ઐક્ય નિર્માણ કરે છે, તેમ હિંદની રાષ્ટ્રીયતા પણ તેના સર્વ ઘટકોના ગુણ સમુચ્ચયમાંથી આવિર્ભૂત થવાની છે? હિંદુસ્તાન એક રાષ્ટ્ર છે. છતાં પણ તે અમેરિકા અને રશિયાની જેમ અનેક ધર્મ, જાતિ અને સંસ્કૃતિ એમના સમવાયથી બનેલું વૈવિધ્યપૂર્ણ રાષ્ટ્ર છે; ઈંગ્લાંડ, ફ્રાન્સ અથવા જર્મનીની જેમ એકસંધ રાષ્ટ્ર નથી. ઈતિહાસાચાર્ય રાજવાડે હિંદુસ્તાનને રાષ્ટ્ર ન કહી એક ખંડ કહેતા હતા તે આ જ કારણને લીધે. પણ રશિયા અને અમેરિકા આ બે ખંડ જેવા અફાટ દેશોમાં અનેક વંશ અને સંસ્કૃતિઓ હોવા છતાં પણ ત્યાં એક રાષ્ટ્રીયત્વની ભાવના આજે પોતાનો પ્રભાવ બતાવી જ રહી છે કે નહિ? પછી તેમના કરતાં કેટલીક બાબતોમાં વધારે વૈવિધ્યપૂર્ણ ભરતખંડમાં એક રાષ્ટ્રીયત્વ ઉત્પન્ન હોવું અશક્ય કેમ સમજવું? એથી ઊલટું,

દૈવયોગે એમ પણ બનવાનું હશે કે, અનેક ધર્મ, જાતિ અને સંસ્કૃતિથી ભરપૂર આ પ્રચંડ દેશમાં રાષ્ટ્રીય એકતા અને સંસ્કૃતિ નિર્માણ થઈ રાષ્ટ્રાભિમાન, ધર્માભિમાન અને વંશાભિમાન એમનાથી ગ્રસેલા આજના સ્પર્ધિષ્ણુ જગમાં લોકશાહી સ્થાપન કરવાના કામમાં તે આગેવાની લેશે. પણ હિંદુસ્તાનનું એક રાષ્ટ્રીયત્વ માન્ય કરવું એનો અર્થ એમ નથી કે તે ખંડ સરખા દેશમાંના રાષ્ટ્રકોએ પોતાના વૈશિષ્ટ્યની બલિ આપવી; અને આંધ્ર, ગુજરાત, કર્નાટક અથવા બંગાળ વગેરે ભારતવર્ષમાંનાં રાષ્ટ્રો જો પોતપોતાના સાંસ્કૃતિક અને રાજકીય વિકાસને માટે દક્ષતાથી પ્રયત્ન કરી રહ્યા છે, ત્યારે એકલાં મહારાષ્ટ્ર એવી એક રાષ્ટ્રીયત્વની ભૂલભરી કલ્પનાને લીધે, પોતાના સંબંધમાં ઉદાસીન રહેવું આત્મઘાતકપણું ગણાશે. ભાવી-ફેડરલ રાજ્યઘટનામાં જ્યાં પ્રત્યેક પ્રાંત, અમેરિકાના સંસ્થાનોની જેમ, સ્વતંત્ર અને સ્વાયત્ત ઘટક તરીકે રહેવાનો છે, ત્યાં પ્રાંતીયતાનો બાઉ ઊભો કરવામાં શો અર્થ ? પંદર વર્ષ પહેલાં ગુજરાત સાહિત્ય સંસદના અધ્યક્ષપદેથી બોલતાં, 'જેમ જેમ પ્રાંતિક અભિમાન વધશે, તેમ તેમ આર્યાવર્તની એક રાષ્ટ્રીયતાની પણ વૃદ્ધિ થશે,' એવા જે ઉદ્ગાર મુનશીએ વ્યક્ત કર્યા હતા, તેમનું હું આ દલીલબાજોને સ્મરણ કરાવું છું.

## લોકશાહીની દૃષ્ટિથી વિચાર કરો

જે લોકશાહીના તત્ત્વને માટે આજે દુનિયામાં જંગ ચાલી રહ્યો છે, તે તત્ત્વની દષ્ટિથી પણ જો જોઇએ, તો પ્રાંતીયતાનું કારણ આગળ કરીને મહારાષ્ટ્રના આત્મવિકાસનો અને તેની આત્મપૂર્તતાની આકાંક્ષાઓનો વિરોધ કરવો ન્યાય્ય નહિ ગણાશે. છેલ્લા મહાયુદ્ધમાં શું, અથવા ચાલુ યુદ્ધમાં પણ શું, નાના દુર્બળ રાષ્ટ્રોની સ્વાતંત્ર્યરક્ષાનો પ્રશ્ન જોખમમાં આવી પડ્યો છે; અને પ્રબળ રાષ્ટ્રો દુર્બળ રાષ્ટ્રોને પચાવી શકશે નહિ, એવી કાયમની આંતરરાષ્ટ્રીય વ્યવસ્થા કરવાની વાતો આજે પોતાને લોકશાહીના અભિમાની કહેવડાવનારા મુત્સદ્દીઓ બોલી રહ્યા છે. લોકશાહીનું મૂળભૂત તત્ત્વ જ આ છે કે, કોઈ પણ વ્યક્તિના અથવા રાષ્ટ્રના યોગ્ય વિકાસને ભરપૂર તક મળે એવી સમાજની અથવા આંતરરાષ્ટ્રીય વ્યવહારની રચના હોવી જોઈએ. ચાલુ યુદ્ધમાં સોવિયટ રશિયાની જે પ્રશંસા કરવામાં આવે છે, તે આ કારણને લીધે કે તેણે જે મુલક કબજે કર્યો છે, તે મુલકમાં રાષ્ટ્રકોને તાબડતોબ સ્વાયત્તતાનો પૂર્ણાધિકાર આપીને ત્યાં સમાજસત્તાક રાજ્ય સ્થાપિત કરી દીધું છે. લોકશાહી સ્થાપિત કરવાની આ બધી ભાષા અને આ બધા પ્રયત્ન જો પ્રામાણિકપણાના છે, તો મહારાષ્ટ્રનું એકીકરણ અને મહારાષ્ટ્ર વિદ્યાપીઠની યોજના એમનો જે ગુપ્ત વિરોધ કરવામાં આવે છે તે શા માટે ? બિહાર, સિંધ, સીમા પ્રાંત અને ઓરિસા આ રાષ્ટ્રકો મહાસભાની મદદથી સંઘટિત અને સ્વાયત્ત થઈ ગયાં; અને આંધ્ર, તથા કર્નાટકનું એકીકરણ કરવામાં પણ તેની મદદ મળી રહી છે. ત્યારે એકલા મહારાષ્ટ્રની આત્મપૂર્તતાને માટે ઉપાડેલી ચળવળ સામે શા માટે મોઢું મચકોડવામાં આવે છે ? આ બાબતમાં પ્રાંતીયતાનો અથવા સ્પર્ધાનો ભય કોઈને લાગતો હોય, તો તે નિરાધાર છે એમ હું કહીશ. મહારાષ્ટ્રની પ્રવૃત્તિ અને પૂર્વપરંપરાઓ જ પ્રાંતિક અથવા ધાર્મિક ભેદભાવને રાષ્ટ્રીય ઐક્યની આડે આવવા દેવાની વિરુદ્ધ છે. મુસલમાનોની જુલમી સત્તાનો ધ્વંસ કરવાનું બીડું જેણે ઝડપ્યું હતું, તે શિવ છત્રપતિને પણ પોતાની સેનામાં મુસલમાનોની ભરતી કરવામાં લીધો નહિ આવ્યો;

અને પોતાની હિંદુ પ્રજાનાં દેવળોની જેમ જ મુસ્લિમ પ્રજાની દર્ગાહોને પણ તેમણે ઈનામો આપ્યાં. એ જ મહાન પરંપરામાં ઉછરેલા આપણા સયાજીરાવ મહારાજે ગુજરાતી પોતાની પ્રજાની ભાષા છે એ ધ્યાનમાં રાખી તેને આપેલો રાજાશ્રય અને તેમનું એકંદર પ્રજાભિમુખ ધોરણ જાણીતું જ છે. જે મહારાષ્ટ્રે સયાજીરાવ જેવો પોતાની ભિન્નભાષી પ્રજાને સમદૃષ્ટિથી જોનારો આદર્શ નૃપતિ નિર્માણ કર્યો, જે મહારાષ્ટ્રે હિંદીને શ્રી. બાબુરાવ પરાડકર અને ગુજરાતીને શ્રી. કાકાસાહેબ કાલેલકર જેવા પ્રતિભાશાળી લેખકો આપ્યા, તે મહારાષ્ટ્ર પ્રાંતિક દુરભિમાનથી પોતાના એકીકરણ માટે પ્રયત્ન કરી રહ્યું છે, એવી શંકા શા માટે કરવી જોઈએ? મહારાષ્ટ્ર સ્વભાવથી જ સ્વાતંત્ર્ય અને લોકશાહીનો પુરસ્કર્તા છે; અને અખિલ ભારતખંડની ઉન્નતિની વિશાલ આકાંક્ષાથી પ્રેરાઈને તેના ધર્મકારણ અને રાજકારણ ચાર સૈકાથી ચાલતાં આવ્યાં છે.

## ભારતી સાહિત્ય સંયોજન સમિતિ

પ્રાંતીયતા અને રાષ્ટ્રીયતામાં ખરેખર વિરોધ નથી; અને એટલે જ પોતપોતાના વિશિષ્ટ પ્રાંતના કલ્યાણને માટે પ્રયાસ કરવામાં કોઈ પણ પ્રકારની રાષ્ટ્રીય હાનિ પણ નથી. ફક્ત સ્પર્ધા અને અસૂયાને આ પ્રાંતિક વિકાસની ચળવળમાં જરા પણ સ્થાન ન આપવું જોઈએ. કિંબહુના, હું તો એમ પણ કહીશ કે, મુંબઈ, નાગપુર, વડોદરા જેવાં જે બીજાં દ્વિભાષી અથવા ત્રિભાષી શહેરો છે, ત્યાં એકરાષ્ટ્રીયત્વનું પોષણ થાય એ દૃષ્ટિએ તે તે ભાષાઓના આગેવાનોએ અને સંસ્થાઓએ સહકારની શરૂઆત કરવી જોઈએ. આપના આ વડોદરા શહેરમાં મહારાષ્ટ્ર અને ગુજરાત એમનાં સાહિત્ય અને સંસ્કૃતિ દૈવયોગથી એકત્ર આવ્યાં છે. બે નદીઓનો જ્યાં સંગમ હોય છે, તે સ્થાનને આપણે પવિત્ર ગણીએ છીએ; અને કાંઈ વિશેષ પ્રકારની સાધના અથવા તપસ્યા કરવાની હોય તો તે એવે સ્થાને જઈને કરવામાં આવે છે. તે પ્રમાણે ભરતખંડના વિશાલ રાષ્ટ્રૈક્યને માટે જે સાંસ્કૃતિક સહકારિતાની સાધના કરવી જરૂરી છે, તે કરવા બે ભાષાઓ અથવા સંસ્કૃતિઓનો જ્યાં મેળાપ થયો છે, તે શહેર કરતાં વધારે યોગ્ય સ્થાન બીજું કયું મળી શકશે? એટલે, ફક્ત મહારાષ્ટ્રમાં જ નહિ પણ અખિલ હિંદમાં જે જે શહેરમાં બે અથવા ત્રણ ભાષાઓ, અને સંસ્કૃતિઓ એકત્ર આવી છે, તે તે શહેરોમાં સાહિત્યિકોએ અને સાહિત્ય-સંસ્થાઓએ બૌદ્ધિક સહકાર્ય જરૂર સાધવું જોઈએ અને સંયુક્ત સાહિત્ય-સંમેલનો પણ વચ્ચે વચ્ચે ભરવાં જોઈએ. ભારતમાંની બધી નદીઓ અને તીર્થોના પુણ્યોદકથી અભિસિંચન થયા સિવાય ભરતખંડના ચક્રવર્તી સમ્રાટોનો રાજ્યાભિષેક પૂરો થયેલો ગણાતો નહિ. આ પ્રાચીન સંસ્કાર આપ જાણતા જ હશો. આ સંસ્કાર, મને લાગે છે કે આપણી રાષ્ટ્રીય અને સાંસ્કૃતિક એકતાનો દ્યોતક હતો; અને લોકશાહીના આ નવા યુગમાં અખિલ ભારતખંડની જે વિરાટ સંસ્કૃતિ અને રાષ્ટ્રીય એકતા આપણે નિર્માણ કરવા માગીએ છીએ, તેની સિદ્ધિને માટે પણ ભારતની બધી ભાષાઓ અને સંસ્કૃતિઓનું સહકાર્ય અને સંમીલન હોવું જરૂરી છે. સરકાર અને વિદ્યાપીઠો તરફથી થતી પદ્ધતિસર બેદરકારીના કેવળ રાજકીય હેતુથી આ આંતરભાષીય સહકાર્ય સિદ્ધ થશે, એવું નથી; પણ આખા હિંદુસ્તાનની ભાષાઓને માટે સામાન્ય એવા કેટલાક રાષ્ટ્રવ્યાપી સાહિત્ય વિષયક પ્રશ્નો પણ આપણી સામે છે. શાસ્ત્રીય પરિભાષાનું નિર્માણ, રાષ્ટ્રીય ઇતિહાસ

સંશોધન અને લેખન, જુદા જુદા પ્રકારના કોશ અને ક્રમિક પુસ્તકોની રચના, ભિન્નભિન્ન ભાષાઓમાંના જૂના અને નવા ઉત્કૃષ્ટ ગ્રંથોનો અનુવાદ, શાસ્ત્રીય અને તાત્ત્વિક વિષયો પર પરિચાયક ગ્રંથમાલાઓ, સંપાદન વગેરે કેટલાક પ્રશ્નો એવા છે કે તે જો બધી પ્રાંતિક ભાષાના વિદ્વાનોની ભારતીય સાહિત્ય સંયોજન સમિતિ સ્થાપીને તેને સોંપવામાં આવે, તો સમય, શ્રમ અને પૈસાની બચત થશે અને આખા હિંદુસ્તાનમાં એક લિપિ, એક જ્ઞાનકોશ, એક શાસ્ત્રીય પરિભાષા, એક રાષ્ટ્રીય ઇતિહાસ અને સામાન્યતઃ એક જ પ્રકારનાં ક્રમિક પુસ્તકો પ્રચલિત થઈ, રાષ્ટ્રીય સંસ્કૃતિની સિદ્ધતાનું કાર્ય ઘણું જ સહેલું થઈ પડશે; અને તેની સાથે જ જૂના અને નવા ઉત્તમ ગ્રંથોનો અનુવાદ પ્રાંતિક ભાષામાંથી સતત થતો રહેવાથી ભારતનું વૈચારિક સાત્મ્ય પણ વધશે. સંસ્કૃતોદ્‌ભવ અને સંસ્કૃતનિષ્ઠ એવી જે ભાષાઓ છે, તેમના પૂરતો તો આવો સંગઠિત પ્રયત્ન કરવામાં હરકત નથી. ભિન્ન ભિન્ન પ્રાંતોમાંની સાહિત્ય પરિષદોએ અથવા મહાસભાએ આ કામમાં આગેવાની લઈને ભારતીય સાહિત્ય સંયોજન સમિતિ સ્થાપવી જોઈએ, એવી મારી તેમને સૂચના છે.

### ગુજરાતની 'અસ્મિતા' સમજી લો

મરાઠી અને ગુજરાતી એમનું સહકાર્ય તો ઘણી જ સહેલાઈથી થઈ શકશે. આ બે ભાષા ફક્ત સંસ્કૃતોદ્‌ભવ જ નથી; પણ બે જોડકી બેનો જેવું વિલક્ષણ સાદૃશ્ય એમના રૂપમાં છે. અને, તે સાદૃશ્ય જોઈને કેટલાક રાજકીય ધ્યેયવાદીઓને એવો પણ મોહ લાગ્યો છે કે, મહારાષ્ટ્ર અને ગુજરાતનું એકીકરણ કરીને પશ્ચિમ હિંદમાં એક બલાઢ્ય સંયુક્ત રાષ્ટ્રનિર્માણ કરવું જોઈએ અને કરાચીથી કારવાર સુધી ફેલાયેલા અફાટ સિંધુસાગર પર સત્તા જમાવી તેણે હિંદુસ્તાનનો પશ્ચિમ કિનારો નિર્ભય કરવો! ખુદ, શ્રી. મુનશીને પણ આ કલ્પના ગ્રાહ્ય જણાતી લાગે છે, એવું દેખાય છે. કારણકે, મહારાષ્ટ્ર અને ગુજરાત જુદા પડી જવાથી નાના સરખા ગુજરાતની ભયંકર હાનિ થશે, એવી ભીતિ તેમણે વ્યક્ત કરી છે. પણ આ વિવાદગ્રસ્ત પ્રશ્નમાં આજે આપણે પડવાની જરૂર નથી. મરાઠી અને ગુજરાતી આ બંને ભાષાઓ જો, જેમ કેટલાક સંશોધકો સમજે છે, એક મહારાષ્ટ્રીના અપભ્રંશમાંથી ઉદ્‌ભૂત થઈ હશે, તો તેમની રચનામાં અતિશય સામ્ય હોવો જોઈએ, એમાં નવાઈ નથી; અને સરહદ પર જ્યાં જ્યાં આ બે ભાષાઓ એક બીજાના સમાગમમાં આવી છે ત્યાં ત્યાં એમણે પોતાના સમાગમને લીધે અહિરાણી જેવી બન્ને ભાષાઓને મળતી ભેળસેળ બોલી પેદા કરી છે. આ સાદૃશ્યનો ફાયદો લઈને મરાઠી અને ગુજરાતી વાઙ્‌મયમાં વધારેમાં વધારે સહકાર સાધી લેવાનો શા માટે પ્રયત્ન ન કરવો? એવા સહકાર્યમાં પહેલી કોઈ અડચણ પડશે તો તે લિપિની. સુશિક્ષિત મરાઠી વાચક ગુજરાતી લિપિ થોડી મહેનતે વાંચી શકે છે, એ ખરું. પણ ગુજરાતી સાહિત્ય જો દેવનાગરી લિપિમાં મુદ્રિત થવા લાગે, તો મરાઠી અને ગુજરાતીના સહકાર્યની એક મોટી અડચણ દૂર થઈ જાય. કરાચીમાં ભરાયેલા ગુજરાત સાહિત્ય સંમેલનમાં ગુજરાતી લિપિના નાગરીકરણનો ઠરાવ સર્વાનુમતે મંજૂર કરવામાં આવ્યો હતો. એ ઠરાવ જો ગુજરાતી સાહિત્યિકો અને પ્રકાશકો નિષ્ઠાથી અમલમાં મૂકશે, તો ગુજરાતી સાહિત્ય વાંચવાની પ્રવૃત્તિ મહારાષ્ટ્રમાં નિઃસંશય વધશે. મને પોતાને પણ એમ લાગે છે કે આ વાત જેમ જલદી બને તેમ સારું. મરાઠીના હિસાબે ગુજરાતી સાહિત્ય કદાચ પહેલાં

પાછળ રહી ગયું હોય, પણ મ. ગાંધીજીના નેતૃત્વ હેઠળ ગુજરાતે રાજકારણમાં પ્રવેશ કર્યા પછી, ગુજરાતી સાહિત્યનું સ્વરૂપ આમૂલાગ્ર બદલાઈ ગયું છે. દેશી અને વિદેશી અમલ નીચે વહેંચાયેલા અભાગી ગુજરાતને સ્વપ્નમાં પણ એવો ખ્યાલ ન આવ્યો હશે કે, અખિલ હિંદના રાજકારણના રણક્ષેત્રમાં આપણે એકસંધ થઈ હિંમત સાથે ઊભા રહીશું અને પોતાના લોકવિલક્ષણ ધ્યેયવાદથી આખી :માનવજાતિના કુતૂહલનો વિષય બની બેસીશું! પણ, શ્રી. મુનશીએ યોગસૂત્રોમાંથી શોધી કાઢેલા અત્યંત માર્મિક શબ્દમાં કહીએ તો, ગુજરાતની વિચ્છિન્ન ‘ અસ્મિતા ’ ( Individuality ) મહાત્માજીએ જાગૃત અને સંઘટિત કરી; અને મહાગુજરાતના સંયોજનનું સ્ફૂર્તિદાયક ધ્યેય તેની સામે મૂક્યું. ગાંધીજીની લોકાતિગ વિભૂતિમાંથી, નાનાલાલ અને ખબરદારની ઓજસ્વી કાવ્યવાણીમાંથી, કનૈયાલાલ મુનશી અને રમણલાલ દેસાઈની ધ્યેયદર્શી નવલકથાઓમાંથી ગુજરાતની આ યુયુત્સુ, પ્રભાવશાળી અસ્મિતાની જે આકાંક્ષાઓ પ્રગટ થઈ છે, તે આપણે સમજી લેવી જોઈએ. ૧૯૧૪ સુધી હિંદી રાજકારણમાં ગુજરાતનું નામનિશાન પણ ન હતું. ત્યારપછી ફક્ત ૭ વર્ષની અંદર ગુજરાતે, ત્રિવિક્રમ વામનની જેમ, ભારતખંડના વિશાલ રાષ્ટ્રીય જીવનની બધી કક્ષાઓ વ્યાપીને વિશ્વજીવનની પુનર્ઘટનાને હાથમાં લીધી. ગુજરાતની અસ્મિતાએ એકાએક ધારણ કરેલું આ વિરાટ સ્વરૂપ અને તેનું ગુજરાતી સાહિત્ય પર પડેલું પ્રતિબિંબ આપણે સારી રીતે જોવું જોઈએ.

### મહારાષ્ટ્રની અસ્મિતા અને મરાઠી નવલકથાકાર

ગુજરાતની અસ્મિતાનો જે વિલક્ષણ વિકાસ પાછલાં પચીસ વર્ષોમાં થયો તેનું કારણ એકલા ગાંધીજીનું કર્તૃત્વ નથી. ગુજરાતના કવિઓ અને નવલકથાકારોએ પણ તે વિકાસમાં તેટલો જ મહત્ત્વનો ફાળો આપ્યો છે. આ હું પારંપરિક પદ્ધતિએ બોલતો નથી અથવા ગુજરાતના પ્રમુખ લેખકો ગાંધીવાદના પુરસ્કર્તા છે એમ પણ મારે કહેવું નથી. વધારે શું, ગાંધીજીના હિંદી રાજકારણમાં પ્રવેશ સાથે જ જેમની નવલકથાઓનો આરંભ થયો, તે મુનશીના વૈભવશાળી સાહિત્ય પર ગાંધીવાદની છાયા પડેલી આપણને દેખાશે નહિ. આ આધુનિક ભાર્ગવે ગાંધીજી અને તેમના અહિંસાધર્મ પાસેથી લેખનસ્ફૂર્તિ મેળવી નથી; પણ વૈરીઓના રક્તથી પૃથ્વીનો અભિષેક કરનાર ઉગ્રકર્મા પરશુરામ, પોતાના અપમાનનો બદલો લેવા માટે નંદનું નિર્મૂલન કરનાર ભગવાન કૌટિલ્ય અને ગુજરાતના ક્ષાત્રતેજથી આખા ભારતને દીપાવનારા ચાલુક્ય સમ્રાટ સિદ્ધરાજ જયસિંહના ચારિત્ર્યચિંતનથી તેમની પ્રતિભા ઉદ્દીપિત થઈ છે. ‘ લોકવંદ્ય ને સર્વપૂજ્ય ’ એવા શબ્દોથી મહાત્માજીનું એક વખતે જેમણે મુક્તકંઠથી જયગાન કર્યું, તે નાનાલાલ પણ આજે ગાંધીવાદના કટ્ટર વિરોધી તરીકે ઊભા છે; અને ‘ ગુજરાતનો તપસ્વી ’ નામના તેમના ગાંધીજી વિશેના ગૌરવ કાવ્યનું વિડંબન ‘ પ્રભાતનો તપસ્વી ’ આ નામનું કુક્કુટ કાવ્ય લખતાં રાષ્ટ્રકવિ ખબરદાર ડર્યા નથી. ગુજરાતી સાહિત્યિકોની આ સ્વતંત્ર પ્રજ્ઞા અને રાષ્ટ્ર ઘટનાના કાર્યમાંનું તેમનું વિશિષ્ટ સ્થાન મરાઠી સાહિત્યિકોએ ધ્યાનમાં લેવા જેવું છે. ખાસ કરીને રાષ્ટ્રીય મહાસભાના અત્યુચ્ચ વ્યાસપીઠ પરથી સત્ય અને અહિંસાનો આદેશ જ્યારે, ગાંધીજી દુનિયાને આપતા હતા ત્યારે મુનશીએ જે ઇર્ષ્યાથી સિદ્ધરાજ જયસિંહ વિષેની ઉત્કૃષ્ટ નવલકથાઓ લખીને ગુજરાતની રાષ્ટ્રીય અસ્મિતાનો અને અભિમાનનો પરિપોષ કર્યો, તે મરાઠી નવલકથાકારોને માટે બોધપ્રદ ગણાશે. કારણકે સ્વ. હરિભાઉ આપટે પછી મરાઠી નવલકથા અને

મહારાષ્ટ્રની અસ્મિતા સામાન્યતઃ જુદાં પડી ગયાં છે, એવું કહેવું બહુ અયોગ્ય નથી. આવું વિધાન કરતાં સ્વ૦ ડૉ. શ્રીધર વ્યં. કેતકર, પ્રૌ. વા. મ. જોશી, શ્રી. ભા. વિ. વરેરકર, શ્રી. ના. હ. આપટે અને શ્રી. સાને ગુરુજી એમનું કથાસાહિત્ય મારી આંખો સમક્ષ છે. છતાં પણ એવું કહેવામાં મને શંકા નથી કે હરિભાઉની નવલકથાઓએ જે પધ્ધતિથી અને જે પ્રમાણમાં મહારાષ્ટ્રની જાગૃતિમાં અને ઉન્નતિમાં મદદ કરી, તે પ્રકારનું મહાન કાર્ય છેલ્લાં વીસ વર્ષોમાં એક પણ મરાઠી નવલકથાકારના હાથે થયું નથી. હરિભાઉ એ સદાશિવપેઠી (ઊજળા વર્ગના) નવલકથાકાર હશે; અને તેમનું રાજકીય દૃષ્ટિકોણ પણ વિનીત હશે. પણ જે યથાદર્શનનું અને તેની સાથે જ ધ્યેયદર્શનનું પણ કાર્ય તેમણે કર્યું, ભલે તે ઊજળા વર્ગ પૂરતું જ કેમ ન હોય, તે તેમના પછીના નવલકથાકારોમાંથી કેટલા જણાએ કરી બતાવ્યું છે? મહારાષ્ટ્રમાંનો ફક્ત ઊજળો સમાજ જ લઈએ, તો એ તેની અસ્મિતા અને તેની આકાંક્ષાનો જે યથાર્થ અને ઉત્કૃષ્ટ આવિષ્કાર હરિભાઉની નવલકથાઓમાં નજરે પડે છે, તેમના જેવી ચિત્રણ ચાતુરી અથવા ધ્યેયદર્શિત્વ તેમના પછીની નવલકથાઓમાં આપને મળે છે કે? કોંગ્રેસની ચળવળના પ્રચારક શ્રી. વરેરકર અને ગાંધીવાદના પ્રતિપાદક શ્રી. સાને ગુરુજીના કથાસાહિત્યમાં લાગણી અને રાષ્ટ્રહિતબુદ્ધિ છે એ ખરું, પણ વરેરકરની નવલકથાઓમાં કેટલીક વખત છાછરો લાગતો પ્રચાર અને એકાંગિતા અને સાને ગુરુજીની નવલકથાઓમાં જૂના મતોની તરફદારી અને ભાવનાતિરેક આ દોષ મનને ઘણા ખૂંચે છે. હરિભાઉ ઊજળા વર્ગના હતા, છતાં પણ દરેક બાબતમાં તેમનો મત પ્રગતિશીલ હતો; અને તેમનું માનવતાનું સ્વરૂપ અત્યંત વિશુદ્ધ અને વિશાળ હતું. તેને લીધે તેમના લલિત સાહિત્યમાં મહારાષ્ટ્રની અસ્મિતા પ્રગટ થવાની, તેની સંસ્કૃતિ અને તેના સંસારનું પ્રતિબિંબ તેમાં પડવાની ખાતરી આપણને મળે છે. આ વિશ્વાસ તેમના પછીનું લલિત સાહિત્ય વાંચતાં મળતો નથી, એમાં શક નથી.

## અલ્પાત્મ અને અપ્રાતિનિધિક

એવું શા માટે થવું જોઈએ? હરિભાઉ કરતાં વધારે બહુશ્રુત, વધારે તત્ત્વજિજ્ઞાસુ, અધિક પ્રચારનિષ્ઠ, અધિક લાગણીપ્રધાન, અધિક કલાચતુર અને કલ્પક એવા નવલકથાકારો છેલ્લાં વીસ વર્ષોમાં આગળ આવ્યા છતાં પણ તેમનું કથાસાહિત્ય હરિભાઉની કથાસૃષ્ટિના હિસાબમાં અલ્પાત્મ અને અપ્રાતિનિધિક શા માટે લાગવું જોઈએ? મહારાષ્ટ્રની અસ્મિતા અને આકાંક્ષાઓ સાથે તેનો જરા પણ સંબંધ નથી એવી ભાવના શા માટે પેદા થાય? હરિભાઉની ઐતિહાસિક નવલકથાઓ એ એક સ્વતંત્ર મરાઠી જગત છે; અને તે વાંચતી વખતે આપણને મહારાષ્ટ્રની છેલ્લી ત્રણ સદીઓના મનોવ્યાપારનું, શિવાજીના યુગથી તિલક યુગ સુધીના માનસિક આંદોલનનું ચોક્કસ યથાદર્શન થાય છે. આ પોતાની નવલકથાઓમાં તેમણે ગૂંથેલો મહારાષ્ટ્રના રાષ્ટ્રીય જીવનનો દોરો 'ચંદ્રગુપ્ત', 'વજ્રાઘાત', 'કાલકૂટ' 'રૂપનગરની રાજકન્યા' અને 'મૈસૂરનો વાઘ' આ પાંચ નવલકથાઓના રૂપે ભારતખંડના રાષ્ટ્રીય જીવન સાથે જોડી દીધો; અને મહારાષ્ટ્રની અસ્મિતા એ અખિલ ભારતની વિરાટ અસ્મિતાની એક કલા છે આ જાણકારી જાગૃત રાખી. આવી જાતનું લોકોત્તર કાર્ય પછીના કોઈપણ નવલકથાકારના હાથે થયું નથી. પણ, ફક્ત મહારાષ્ટ્રને

જ લઈએ, તો તેનું ભૂતકાલીન કર્તૃત્વ, વર્તમાન ચળવળો અને ભવિષ્યની આકાંક્ષાઓનું ચિત્રણ સહૃદયતા અને સુંદરતાથી કરનાર હરિભાઉ જેવો બીજો નવલકથાકાર પછી પણ શા માટે ન તૈયાર થાય? છેલ્લાં છ–સાત વર્ષોથી મરાઠી નવલકથાઓને ઝપાટાબંધ રાજકીય સ્વરૂપ મળતું જાય છે. એનો અર્થ એવો તો નથી જ કે, પહેલાંની નવલકથાઓમાં રાજકારણનું નામનિશાન પણ ન હતું. ખુદ હરિભાઉની નવલકથાઓમાં પણ પ્રત્યક્ષ અથવા અપ્રત્યક્ષ રીતે રાજકારણ આવેલું છે; અને જોશી, કેતકર, નાથમાધવ, વરેરકર વગેરે નવલકથાકારોએ પણ રાજકીય ચળવળનું ચિત્રણ વચ્ચે વચ્ચે પોતાની નવલકથાઓમાં કરેલું નજરે પડે છે. પણ વિશિષ્ટ રાજકીય કાલખંડની અથવા વિચારપ્રણાલીની નિદર્શક એવી નવલકથાઓ છેલ્લાં છ–સાત વર્ષોમાં જ ઘણી પ્રસિદ્ધ થઈ છે, એમાં શંકા નથી. પણ આ રાજકીય નવલકથાઓ વાંચતાં પણ મહારાષ્ટ્રના રાજકીય જીવનનું યથાદર્શન અથવા ધ્યેયદર્શન આપણને થાય છે, એમ લાગતું નથી. ઉત્તરરામચરિતમાં વનવાસનો ચિત્રપટ જોતી સીતાને રામચંદ્રે ફરી ફરીને કહેવું પડે છે કે 'અયિ, વિયોગ ત્રસ્તે ચિત્રમેતત્!' એવા પ્રકારની આપણા મનની તન્મયતા આજકાલની કેટલી નવલકથાઓ વાંચતાં થાય છે? 'મી' (હું), 'યશવંતરાવ ખરે' અથવા 'કર્મયોગ' આ હરિભાઉની નવલકથાઓ વાંચતી વખતે જે પુનઃપ્રત્યયની અનુભૂતિ અને ધ્યેયદર્શનનો આનંદ આપણને થાય છે, તે આપવાનું સામર્થ્ય આમાંની કેટલી નવલકથાઓમાં છે! હરિભાઉ પછી છેલ્લાં વીસ વર્ષોમાં જે નવલકથાકારો ઊગ્યા, તે બધા કોઈ ને કોઈ ગુણમાં હરિભાઉ કરતાં નિઃસંશય સરસ ગણાશે; અને તેમનામાંથી કેટલાકને તો કલ્પકતાને માટે, કથાકૌશલને માટે અથવા લેખન લાલિત્યને માટે ખુદ હરિભાઉએ જ અગ્રેયપત્ર આપ્યો હોત. છતાં પણ આ નવલકથાકારો હરિભાઉની આગળ સંગઠા અને લૂખા શા માટે લાગે છે!

## જેવું જીવન તેવું સાહિત્ય

એનું કારણ મને જે લાગે છે તે હું નમ્રતાથી કહું છું. તે એ છે કે, આ બધા નવલકથાકારો—મારો પણ તેમાં સમાવેશ થઈ જાય છે—રંગારા, ચિતારા, પ્રચારક અથવા ટીકાકાર છે. એથી વિરુદ્ધ હરિભાઉ નિર્માતા અને દ્રષ્ટા હતા. તેમણે પોતાની ફરતેનું જગત ફક્ત જોયું, અનુભવ્યું અથવા આલેખ્યું જ નથી; પણ તે અનુભવોમાંથી અને અવલોકનોમાંથી પોતાની ધ્યેયદર્શી પ્રતિભાના સામર્થ્યથી નવું જગત્ નિર્માણ કર્યું. તેમના કથાસાહિત્યમાં એકલું નિરીક્ષણ જ નથી, પણ નિર્માણક્ષમતા પણ છે; ફક્ત વિશ્લેષણ જ નથી, પણ વિચારપ્રણાલી પણ છે; અને એકલો પુનઃ પ્રત્યય જ નથી, પણ ધ્યેયદર્શન પણ છે. આજે એથી વિરુદ્ધ, જે નવલકથાઓ ઝપાટાબંધ બહાર પડતી જાય છે, તેમાં કાં તો એકતરફી પ્રચાર હોય છે અથવા ટીકા હોય છે. આજકાલની કોઈ પણ રાજકીય નવલકથા લો. તેમાં ગાંધીવાદ પર આંસુનો વરસાદ હશે અથવા એનાં ગીત ગાયેલાં નજરે પડશે. આનો અર્થ એવો કે, અંધશ્રદ્ધા અને અવિશ્વાસ આ બે આત્યંતિક માનસિક અવસ્થાઓ જ આજે મહારાષ્ટ્રમાં અસ્તિત્વમાં છે. અને મને આ પ્રકાર વિશે નવાઈ લાગતી નથી. પાછલાં વીસ વર્ષોમાં અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રમાંથી જે નવા પ્રમેયો મહારાષ્ટ્રમાં ઘૂસ્યા છે, તેમણે લોકોનાં જીવનને ધારણ કરનારાં બધાં જૂનાં તત્ત્વો અને મૂલ્યોનો નાશ કરી

નાખ્યો છે. ધર્મ, નીતિ, અર્થવ્યવસ્થા અને રાજકારણ આ જીવનનાં ચારેય ક્ષેત્રોમાંની બધી રૂઢ કલ્પનાઓ ઉપર આજે પાણી ફરી ગયું છે. પણ તેની પાછળ જ નવી સમાજ-ધારક કલ્પનાઓનું પદ્ધતિસર જે આરોપણ હોવું જોઈતું હતું તે હજી સુધી થયું નથી. માર્ક્સનો સામ્યવાદ, રસેલનો નવનીતિવાદ અને ફ્રોયડનું માનસશાસ્ત્ર એ બધાએ સમાજ-રચનાનાં બધાં જૂનાં તત્ત્વો, બધાં ધાર્મિક, આર્થિક અને નૈતિક મૂલ્યો બીરફાડ કરીને નકામા સિદ્ધ કર્યા છે. પણ, દુર્દૈવ એવું કે, તે મૂલ્યોની વ્યર્થતાની મનને ખાત્રી થયા પછી પણ, માર્ક્સ, રસેલ અથવા ફ્રોયડના સિદ્ધાંતોનો સ્વીકાર તેણે કર્યો નથી. કારણકે હજી સુધી પ્રયોગાવસ્થામાં જ પડેલા આ નવા સિદ્ધાન્તોની એકાંગિતા, અપૂર્ણતા અને આત્યંતિકતા લોકોની સમક્ષ દિવસે દિવસે આવતી જાય છે. તેને લીધે મહારાષ્ટ્રના બુદ્ધિપ્રધાન વર્ગના જીવનમાં અને અંતઃકરણમાં એક જાતની ન્યૂનતા, એક પ્રકારની શૂન્યતા ઉત્પન્ન થઈ ગઈ છે, અને ગરીબી તથા બેકારીથી પીડિત તેમના મનને કોઈ પણ બાબત તરફ શંકાશીલ દૃષ્ટિએ જોયા સિવાય બીજું કાંઈ સૂઝતું જ નથી.

પ્રગતિના અને પરાક્રમના બધા માર્ગો પરતંત્રતાને લીધે કુંઠિત થઈ ગયા છે. માનવ-સુલભ મૂળભૂત વાસનાઓ અને કામનાઓ તૃપ્ત થવાનો પણ વાન્ધ્યા (અસંભવતા); અને જે ધ્યેયો યૌવનના ઉષઃકાલમાં મોહક લાગ્યા, તેમને વિષે મનમાં આકાંક્ષા ઉદ્ભૂત થયેલી. એવી વિકટ પરિસ્થિતિમાં ગુંગળાઈ રહેલાં અને ગભરાયેલાં હતાશ પણ અભિલાષાળી મન પોતાની અતૃપ્ત વાસનાઓ અને ઉધ્વસ્ત આકાંક્ષાઓને આજે એક પ્રકારની સ્વચ્છંદતાથી (બે-રોકટોક) વ્યક્ત કરતાં હોય તો તેમાં નવાઈ શી? પચીસ વરસ પહેલાં કોલેજમાંથી બહાર નીકળેલા પદવીધરોને પ્રોફેસર, ડૉક્ટર, વકીલ અથવા ઈજનેર હોવાની ખાત્રી હતી. કાંઈ નહિ તો સારા પગારની સરકારી નોકરી આજની જેમ ત્યારે અશક્ય થઈ ન હતી. આજે કૉલેજમાંના તરુણને બહાર પડ્યા પછી બેકાર સંઘના સભાસદ થવું પડે છે, અને વિવાહ મંડળમાં નામ નોંધાવવું પડે છે. આજકાલ મરાઠી કથાસાહિત્યમાં જે જાતીય વાસનાઓનો દર્પ ભરેલો છે, તેનું બીજ આ ઉધ્વસ્ત આકાંક્ષાઓ અને અતૃપ્ત કામનાઓની આગમાં નજરે પડશે. પારતંત્ર્યનાં બધાં ઘોર દુષ્પરિણામો જેને નસીબે આવ્યાં છે અને જીવનનાં જૂનાં ધારક તત્ત્વો પરથી જેની શ્રદ્ધા ઊઠી ગઈ છે, એવી આજના લેખકોની પેઢી જીવનનું દૈન્ય, દંભ, અતૃપ્તતા અને સાશંકતાથી સુપ્રરિત થઈ છે. હરિભાઉની આશાવાદી અને આત્મવિશ્વસ્ત પ્રતિભાની ઉદાત્તતા, સંયોજકતા અને સર્જનક્ષમતા તેના સાહિત્યમાં ક્યાંથી આવવાની? આજનું જીવન જેવું વિચ્છિન્ન, વિફલ અને સંત્રસ્ત છે તેવું જ આજનું સાહિત્ય પણ છે.

### મહારાષ્ટ્રની અસ્મિતા બોલવા લાગી છે

ફક્ત આ પરિસ્થિતિથી દબાઈ જવાની જરૂર નથી. ઊલટું, હું તો એમ કહીશ કે, મહારાષ્ટ્રના જીવનમાંની આ શૂન્યતા અને કટુતા જેટલી જલદી બહાર પડશે, તેટલો જ તેના પુનરુજ્જીવનનો સમય નજીક આવશે. પંદરમી સદીમાં પરતંત્ર મહારાષ્ટ્રમાં આવો જ નિરાશાવાદ ફેલાયેલો હતો. ફક્ત તે વખતના યુગધર્મ પ્રમાણે તેણે નિવૃત્તિ અને વિરક્તિનું

ઉજ્જ્વલ સ્વરૂપ ધારણ કર્યું હતું, એટલું જ. આજનો નિરાશાવાદ વિરક્ત અને નિવૃત્ત થઈને હારી જવા તૈયાર નથી, એમાં જ ભાવી પ્રગતિનું બીજ છે. જીવંત અને યુયુત્સુ નિરાશા જ ક્રાંતિને જન્મ આપે છે. આવી ક્રાંતિગર્ભ નિરાશા હમણાં મરાઠી કથાસાહિત્યમાંથી હજારો મુખેથી પ્રગટ થઈ રહી છે. એનો અર્થ એમ છે કે, પારતંત્ર્યને લીધે બધી બાજુએથી ગૂંગળાઈ ગયેલી આજની પેઢી જો દિગ્મૂઢ બનેલી દેખાતી હોય, તોપણ તે હાર ખાઈને મરવા તૈયાર નથી. દૈન્ય, વિષમતા અને દાંભિકતા વિષે સમાજમાં ચીડ ઉત્પન્ન કરીને તેને ચેતવવાનો તેનો તનતોડ પ્રયત્ન ચાલી રહ્યો છે. આજનું લલિતસાહિત્ય સમાજના આ પ્રક્ષોભનું દ્યોતક છે. અઢાર વર્ષ પહેલાં આ જ વડોદરા શહેરમાં મહારાષ્ટ્ર સાહિત્યસંમેલનના અધ્યક્ષપદેથી બોલતાં શ્રી. તાત્યાસાહેબ કેળકરે મરાઠીમાં તે વખતે અવતરેલા કાવ્યયુગનાં વખાણ કર્યાં હતાં. પણ આજે કવિતાનો યુગ લુપ્ત થયો છે અને નવલકથાઓનો યુગ મહારાષ્ટ્રમાં ગાજે છે. મને આ પરિવર્તનને માટે આશ્ચર્ય લાગતું નથી; ઊલટું, તે સ્વાભાવિક અને ઈષ્ટ લાગે છે. પંખીઓ કિલ્લોલ કરે છે, અને ગાય છે; તે વસંતના આરંભમાં; સૃષ્ટિ જ્યારે શિશિરમાં ઠુંઠવાઈ જાય છે, તાપથી દાઝી ઊઠે છે અથવા વરસાદથી ભીંજાઈ જાય છે ત્યારે નહિ! સામાજિક વિરાટ આંદોલનના આ કાળમાં લોકમાનસનો ક્ષોભ અને આકાંક્ષાઓ પ્રગટ થવાને માટે નવલકથાઓ જેટલો લચકદાર અને સમાવેશક લેખનપ્રકાર બીજો ક્યો મળી શકશે? આજના ગામડાના છેક નિરક્ષર ખેડૂતનું પણ પોતાના પૂરતું જોઈને નભતું નથી. સર્વકષ આર્થિક ઉછાળો અને રેડિયો જેવા જગવ્યાપી વાર્તાવાહકે દરેક માણસનું જીવન દુનિયા પ્રત્યે એટલું અભિમુખ કરી નાખ્યું છે કે, વરાડમાંના એકાદ ગામડાના ખેડૂતનો તહેવાર ન્યૂયોર્કના બજારના સટ્ટા ઉપર અવલંબિત રહે છે. તેને લીધે જ મુખ્યતઃ નર્મ વ્યક્તિનિષ્ઠ અને ઊર્મિકાવ્ય પાછળ રહી ગયાં અને તેમનું જગતમાં સ્થાન અને ભવિતવ્ય સ્પષ્ટ કરી આપનાર સામાજિક નવલકથા લોકપ્રિય થઈ છે. કવિતા એ વ્યક્તિ-માનસની ગાયક છે, જ્યારે નવલકથા સમાજ-માનસની પ્રતિનિધિ છે. મરાઠી નવલકથાની આજની લોકપ્રિયતા એ જ મહારાષ્ટ્રની અસ્મિતા બોલવા લાગ્યાની નિઃશંક છે.

## દેશાભિમાન વ્યાપક હોવું જોઈએ

રાજકીય નવલકથાઓ લખવાની પ્રવૃત્તિ મહારાષ્ટ્રમાં આજે જે ઝપાટાથી વધી રહી છે તેનું એ જ કારણ છે; અને એટલે જ એ પ્રવૃત્તિનું હું મનઃપૂર્વક અભિનંદન કરું છું. કારણ કે, તે પ્રવૃત્તિ રાજકારણના જૂના આગેવાનોનો, ધ્યેયોનો અને કાર્યક્રમનો મહારાષ્ટ્રને કંટાળો આવ્યો છે એની દ્યોતક છે. જૂના રાજકીય આગેવાનો દાંભિક છે અને તેમનું તત્ત્વજ્ઞાન પ્રતિગામી છે એમ કહેનાર ઉપર દેશને નવું નેતૃત્વ અને તત્ત્વજ્ઞાન આપવાની જવાબદારી આવી પડે છે; અને જાગતિક ક્રાંતિના આ કાળમાં તો એ જવાબદારીનું સ્વરૂપ વિશેષ વિકટ અને નાજુક બની ગયું છે. ચાલુ મહાયુદ્ધમાં લોકશાહીનો વિજય થઈને જો તે સ્થિરપદ થઈ જાય ત્યારે જ દુનિયાના નિર્બળ પરતંત્ર રાષ્ટ્રો બચી શકશે. પણ તેવું બનવાનું જ છે એવી ખાત્રી કોણ આપે? કારણ કે આ યુદ્ધમાં હારેલા રાષ્ટ્રોની જેમ જ વિજયી રાષ્ટ્રો પણ ઢીલાં પડી જશે, એ નક્કી છે; અને અશક્ત માણસના શરીરમાં જેવી રીતે રોગ જોર કરે છે, તેવી રીતે ઢીલા પડી ગયેલા રાષ્ટ્રોમાં સરમુખત્યારો પોતાનું રાજ્ય જમાવી લે છે,

આ છેલ્લા મહાયુદ્ધ પછીનો અનુભવ આપણી આંખો સમક્ષ છે જ. ત્યારે આ યુધ્ધમાં લોકશાહી વિજયી નીવડે એટલાથી ચાલવાનું નથી, તે કાયમ પણ રહેવી જોઈએ. ત્યારે જ હિંદુસ્તાનની દાસત્વ મુક્તિનો સંભવ છે. દુનિયાના રાજકારણનું આ જટિલ સ્વરૂપ ધ્યાનમાં લઈને ભરતખંડ અને તેના ઘટક રાષ્ટ્રોના ભવિષ્યનો વિચાર આપણે એક વિશિષ્ટ ધોરણથી કરવો જોઈએ. અનેક પ્રાંત, ધર્મ, અને સંસ્કૃતિઓથી વહેંચાયેલા આ દેશમાં જો સ્વાતંત્ર્ય અને સ્વાસ્થ્ય ફેલાવવાં હોય, અને તેમના કટકા ન થવા દેતાં જો રાષ્ટ્રીય એકતા અખંડ રાખવી હોય, તો બધા પ્રાંત, ધર્મ અને સંસ્કૃતિઓના વિકાસને યોગ્ય અવકાશ આપીને ભારતીય રાષ્ટ્રૈક્યનું પરિપોષ કરનાર વ્યાપક દેશાભિમાન આપણે નિર્માણ કરવું જોઈએ; અને તેવું દેશાભિમાન ફક્ત લોકસત્તામાં જ વધી શકે છે. અને, તે લોકશાહી પણ સતત સાવધાન અને સાયુધ હશે, ત્યારે જ તેને સ્થિરતા પ્રાપ્ત થશે. જાગતિક રાજકારણનું આ મર્મ ધ્યાનમાં લઈ મહારાષ્ટ્રના નવલકથાકારોએ લોકોની સામે નવીન વિચારપ્રણાલી મૂકવી જોઈએ અને વ્યાપક દેશાભિમાનની ભાવના નિર્માણ કરવી જોઈએ. મરાઠી લેખકો આવો પ્રયત્ન સામુદાયિક ઇચ્છાશક્તિથી કરશે, ત્યારે જ આ વિચારક્રાંતિ થઈ શકશે. લડાયક લોકશાહીને છાજે એવું વ્યાપક અને તેજસ્વી દેશાભિમાન ઉત્પન્ન થયા સિવાય આપણા આ પ્રાચીન રાષ્ટ્રનું પુનરુજ્જીવન શક્ય નથી. ગુજરાતના રાષ્ટ્રીય ઉદ્‌ગાતા કવિ નર્મદે કહ્યું જ છે કે:

વિના દેશ અભિમાન દેશ ઉત્કર્ષ ન થાયે,
દેશ રાન સમશાન, જેહવો ખાના ધાયે.
રાજ સમંધી ઐક્ય, નથી અહીંના લોકોમાં,
જાતિ બધનો ખૂબ, જનો વાઘોના મોંમાં.

આ તેની આર્ત હાકલ ગુજરાતી સાહિત્યિકોની જેમ મરાઠી સાહિત્યિકોને પણ કાર્યપ્રવૃત્ત કરો એટલું જ હું છેવટે કહું છું.



# વૃત્તચર્ચા

ભૃગુરાય અંજારિયા

૨૫. ગજેન્દ્ર બૂચની 'ગિરનારની યાત્રા' માં

"અધવચે શિર ઊપર આ ઉભો
ખડક ભૈરવનો ભય પ્રેરતો;
તહિં ચડી પડતં મુક્તાં મળે
નૃપતિનું પદ : ભાવના ફળે."

એ પ્રમાણે પંક્તિઓ છે. અહીં પહેલી ત્રણ પંક્તિઓ દ્રુતવિલંબિત છન્દની છે, પરંતુ છેલ્લી લીટી છન્દની દૃષ્ટિએ સ્વતંત્ર પ્રકારની છે. આ ચોક્કસ બંધારણની પંક્તિઓ કાવ્યમાં ઠેરઠેર દ્રુતવિલંબિત સાથે મિશ્ર થયેલી છે. પ્રો. ઠાકોરે, 'આપણી કવિતાસમૃદ્ધિ'માં આ બંધારણને 'ગજ છન્દ'નું નામ આપી તેને લલિત છન્દ સાથે સરખાવ્યું છે.

આ છન્દની નોંધ લેતાં પ્રો. રામનારાયણ પાઠક તેમના 'અર્વાચીન ગુજરાતી કાવ્ય-સાહિત્ય'માં લખે છે કે,

"એ છન્દ મને તો દ્રુતવિલંબિતના સંવાદ પરથી યોજાયો જણાય છે. દ્રુતવિલંબિતનો, પ્રારંભથી આઠમો વર્ણ 'લ' ગજ છન્દમાં છોડી દીધો છે એટલો જ ફેર છે. અને કાવ્યમાં જ્યાં જ્યાં આ ગજપંક્તિ આવી છે ત્યાં ત્યાં તે દ્રુતવિલંબિતની પંક્તિઓ સાથે આવી ઉપજાતિઓ રચે છે, એટલે એને દ્રુતવિલંબિત સાથે જ સંબંધ છે એમ જણાય છે."

આ પ્રમાણે માત્ર શ્રુતિદેહની દૃષ્ટિએ પ્રો. ઠાકોરે ગજ છન્દ અને લલિત છન્દનું સામ્ય દર્શાવ્યું. ગજ છન્દની છઠ્ઠી શ્રુતિને ગુરુ કરીએ તો લલિત છન્દ બની જાય. પ્રો. પાઠક એક ડગલું આગળ વધીને શ્રુતિદેહ તેમ જ છન્દના લયને આધારે ગજ છન્દને દ્રુતવિલંબિત સાથે સરખાવે છે. તે કહે છે તેમ, દ્રુતવિલંબિતમાં રહેલી આઠમી શ્રુતિ–જે લઘુ છે–તે છોડી દઈએ તો ગજ છન્દ બને.

આ પ્રમાણે જ આગળ વધીએ તો, ગજ છન્દનું શ્રુતિદેહ તેમ જ લયની દૃષ્ટિએ વૈતાલીય સાથેનું સામ્ય પણ જણાઈ આવશે. આ સામ્યનું એક અણધાર્યું ઉદાહરણ શ્રી ઉમાશંકર જોષીના 'હૃદયની રખવાળણ' (નિશીથ, પૃ. ૪૪) એ કાવ્યમાં એક અત્યંત સ્વાભાવિક છન્દ–પરિવર્તનમાં મળી આવે છે. એ કાવ્યમાં પહેલાં વૈતાલીય અને પછી દ્રુતવિલંબિતનો ઉપયોગ થયો છે, અને તે પછી નીચેની પંક્તિઓ આવે છે:

"કવિકુલોની અસીમ કલ્પના,
પ્રણયીની પણ એવી જલ્પના.
પંથ કસૂર ન લેજ઼ કોઈની;
સહુથી મોટી કસૂર પ્રીતની."
(પં. ૨૫–૨૮)

ઉપરની પંક્તિઓમાં બીજી અને ચોથી વૈતાલીયનાં સમ ચરણ પ્રમાણે છે, પણ પહેલી અને ત્રીજી પંક્તિ વૈતાલીયનાં વિષમ ચરણ પ્રમાણે ન હોતાં ગજ છન્દની છે. આ ગજ છન્દની પ્રારંભની પહેલી લઘુ શ્રુતિ લઈ લઈએ તો જ વૈતાલીયનું વિષમ ચરણ બને. ઉદાહરણ તરીકે, "કવિકુલોની અસીમ કલ્પના"નું "કવિઓની અસીમ કલ્પના" કરવું પડે. ગજ છન્દનું વૈતાલીયનાં સમ ચરણ સાથે પણ સામ્ય દર્શાવી શકાય. ગજપંક્તિની પ્રારંભથી ત્રીજી શ્રુતિને દીર્ઘ કરીએ તો વૈતાલીયનું સમ ચરણ બને. આ સામ્યથી દોરાઈ ઉપર રહેલાં સમ ચરણોના ત્રીજા વર્ણને કોઈ લઘુ ગણીને તેને પણ ગજપંક્તિઓ ગણે. પણ અહીં કવિને તે અભિપ્રેત નથી તેમ માનવા કારણો છે.

આથી સ્પષ્ટ થશે કે દ્રુતવિલંબિત, ગજ છન્દ અને વૈતાલીયનો શ્રુતિયોજના તેમ જ લયની દૃષ્ટિએ અત્યન્ત નિકટ સંબંધ છે. આથી આ ત્રણે ય છન્દની ઉપજાતિ થઈ શકે. શ્રુતિવ્યવસ્થાની દૃષ્ટિએ લલિત છન્દનું પણ આ છન્દો સાથે સામ્ય છે, પણ લયવિરોધને કારણે તેનું આ છન્દો સાથે સારું મિશ્રણ ન થાય તેમ માનું છું.

ઉપર મેં જે કંઈ કહ્યું છે તે સંસ્કૃતસાહિત્યમાં વપરાયેલા શુદ્ધ અક્ષરમેળ વૈતાલીય છન્દ પરત્વે છે. સ્વ. દી. બ. કે. હ. ધ્રુવે નોંધેલા પ્રાકૃત સાહિત્યમાં દેખાતા માત્રાગર્ભ રૂપબન્ધ વૈતાલીયનો આ ચર્ચા સાથે સંબંધ નથી.

૯ ઑગસ્ટ, ૧૯૪૦.






**પારકાં જણ્યાં:**—લેખક: શ્રી ઉમાશંકર જોશી. પ્રકાશક: શ્રી. જયન્તિ દલાલ, ગતિ અને રેખા કાર્યાલય, અમદાવાદ. કિં. રૂા. ૦–૧૨–૦

આ શ્રી. ઉમાશંકરની પ્રથમ નવલકથા છે.

પુસ્તકને ત્રણ વિભાગમાં કર્તાએ વહેંચી નાખ્યું છે. પ્રથમ વિભાગમાં દરિયાવ પોતાના પુત્ર મકન અને ઓરમાન પુત્ર પુનમ સાથે ગામડું છોડી શહેરમાં જાય છે. મકન તથા પુનમ સારું કમાવા લાગે છે. દરિયાવ મૃત્યુ પામે છે. પુનમનો પુત્ર મૃત્યુ પામે છે. પુનમની સ્ત્રી સુખી મૃત્યુ પામે છે.

બીજા વિભાગનો પહેલા સાથે બહુ ઓછો સંબંધ છે. મકનનો પુત્ર રઘુવીર અને તેની પત્ની નીલમનાં તોફાનોની તેમાં વાત આવે છે. નીલમ મૃત્યુ પામે છે. તેના શોકમાં રઘુવીર ગાંડા જેવો થઈ જાય છે. મકનની ધાકથી છેવટ સુધી બિમાર નીલમ પાસે જઈ શકતો નથી, એ વર્ણન તેનાં આગળનાં તોફાનો અને પાછળનો શોક જોતાં અસંગતિ ભરેલું લાગે છે.

વાર્તાનો ત્રીજો વિભાગ રઘુવીરની બહેન મંજુ વિશે છે. મંજુનાં જીવરાજ સાથે લગ્ન થવાનાં હતાં, પણ અંતે ભેદસ્ફોટન થાય છે કે જીવરાજ મંજુનો ભાઈ થાય. તેથી કર્દમ સાથે મંજુનાં લગ્ન થાય છે. આ વિભાગમાં મકન ડોસા મૃત્યુ પામે છે.

આમ ત્રણે વિભાગને એકબીજા સાથે સળંગ સંબંધ નથી. એક નિશ્ચિત ધ્યેય ન હોવાથી વાર્તાપ્રવાહ આમ તેમ રઝળીને છેવટે તુચ્છ પાત્રોના રણમાં લુપ્ત બની જાય છે. દરિયાવ, પુનમ, સુખી, નીલમ, ગવરી, મકન વગેરે પાત્રો હજી પરિચય થાય ન થાય ત્યાં તો ટપોટપ મરતાં જાય છે. આપણા દેશની પેઠે, શ્રી ઉમાશંકરની આ નાની નવલકથામાં પણ મરણનું પ્રમાણ ઘણું વધારે છે.

રઘુવીરને બધા ગાંડો કહે છે, કારણ કે તે પોતાને વારેવારે ગાંડો કહ્યા કરે છે. બાકી તેના વર્તનમાં કોઈ જાતના ગાંડપણનું કર્તાએ નિરૂપણ કર્યું નથી. ગામડાને પાદર રહેતી ડોશી વિશે પણ કર્તાએ 'અનાદિ અનંત ટીકાકાર' એ શબ્દોની હદબહાર પુનરુક્તિ કરી છે. છેલ્લે 'સોનબાઈની વાત' કર્તાનો ગંભીર વાતાવરણ ઉપજાવવાનો પ્રયત્ન કંઈક અંશે સફળ થયો છે. પણ વચ્ચે (પૃ. ૪૧ પરની) પંખીના માળાની વાત તો છેક નકામી છે. પુસ્તકના નામને અને વસ્તુવિધાનને પણ કંઈ જ સંબંધ નથી.

વાર્તાનો બીજો અને ત્રીજો ભાગ પહેલાના પ્રમાણમાં સુવાચ્ય ગણી શકાય. લેખક માનવમાનસના અભ્યાસી છે, જીવનના ઊંડાણ સુધી તેમની દૃષ્ટિ પહોંચે છે, તેમની શૈલી

સરલ છે, થોડાં વાક્યોથી સજીવ સુરેખ પાત્રાલેખન કરવાની તેમનામાં શકિત છે; છતાં સળંગ સૂત્રવાળી પ્રસંગયોજનાને અભાવે અને વાર્તાનો ત્રણેક પેઢી સુધીનાં પાત્રોમાં વિસ્તાર કરવાથી આ નવલકથામાં શ્રી ઉમાશંકર, જેટલા ટૂંકી વાર્તા અને એકાંકી નાટકોમાં તેઓ સફળ થયા, તેટલા સફળ થયા નથી. આ પુસ્તક પૂરતી તો નવલકથાની કળા તેમને હાથતાળી આપીને છટકી ગઈ છે.**૧**

છેલ્લો ફાલ :—લેખકઃ ધનસુખલાલ કૃ. મહેતા. પ્રકાશકઃ એન. એમ. ત્રિપાઠીની કું. મુંબઈ. મૂલ્ય રૂ. ૩—૦—૦

હાસ્યરસના લબ્ધપ્રતિષ્ઠ લેખક શ્રી. ધનસુખલાલની અવશિષ્ટ રહેલી મૌલિક તથા અનુવાદિત વાર્તાઓ તથા નાટિકાઓનો આ સંગ્રહ છે. આમાંની કૃતિઓ કેવળ હાસ્યરસ-પ્રધાન જ નથી કિન્તુ એમાં 'તરસ' કે 'પરિવર્તન' જેવા ગંભીર પ્રસંગોનું આલેખન પણ છે. એમની વાર્તાઓમાં 'ટેલીફોન મારફત' 'શેરદિલ' 'ડુમસની સહેલગાહ' વગેરે વાર્તાઓ નથી પરન્તુ વિસ્તારેલા ટૂચકાઓ છે, અને આમ હોવાથી વસ્તુ માટે વાર્તાનું કલેવર મોટું પડે છે. 'ખરીદી' 'ભૂતિયો ઓરડો' વગેરે વાર્તાઓમાં વાર્તા માટે વસ્તુ પર્યાપ્ત નથી, અને પ્રસંગયોજના અપ્રતીતિકર લાગે છે. 'વીમાનો ધંધો' એ વાર્તા, વાર્તા કરતાં નિબંધિકા જેવી વિશેષ લાગે છે, કારણકે એમાં નથી વસ્તુ કે નથી પ્રસંગયોજના. કેટલીક વાર્તાઓ એવી છે કે જેમાં પ્રસંગયોજનાની શિથિલતા અને અસ્વાભાવિકતાને લીધે રસનિષ્પત્તિ થતી નથી, જેમકે, 'એક અદ્ભુત શોધ'માં માનવની કુટિલતા દર્શાવવા, કૂતરા પાસે માનવની ભાષામાં અત્યંત બુદ્ધિપ્રધાન સંવાદ કરાવ્યો છે. 'પરિવર્તન'માં ધનંજયના પાત્રનો પ્રથમ પરિચય જ એવી રીતે કરાવ્યો છે કે, એનું 'પરિવર્તન' એ પરિવર્તન ન લાગતાં એના માનસનું સ્વાભાવિક પરિણામ જ લાગે છે, અને તેથી વાર્તાની ધારી અસર ઊપજતી નથી. 'વફાદાર નોકર' 'ગરબા' તથા 'ખરીદીમાં' માત્ર વઢકણી અને કર્કશા સ્ત્રીઓનો જ હાસ્યનિષ્પત્તિ માટે આશરો લીધેલો હોવાથી એકવિધતા તો લાગે છે જ, પરન્તુ પાત્રાલેખનમાં ઘેરા રંગો પૂરાયા હોઈ નાયિકાનું ચિત્ર અત્યુક્તિભર્યું થયું છે. એમાં શરૂઆતમાં 'ભદ્રંભદ્ર'ની જેમ હાસ્યરસ અસરકારક લાગે છે, પરન્તુ વાર્તા આગળ વધતાં, હાસ્યરસ પાતળો પાતળો પડતો વાર્તાન્તે લુપ્ત થઈ જાય છે, અને વાર્તાનો હેતુ નિષ્ફળ જાય છે. 'કુરકુરીઆં' કે 'સાધ્યસંગીત' જેવી વાર્તાઓમાં શરૂઆતના પ્રસંગથી વસ્તુ આગળ વધવાને બદલે પાછળ જાય છે, અને ભૂતકાળના પ્રસંગોનું આલેખન કરવાથી વાર્તારસ જામતો નથી, અને ભૂતકાળના પ્રસંગોનું આલેખન પૂરું થતાં હવે વાર્તા શરૂ થઈ એમ આપણને લાગે ત્યાં જ વાર્તાનો અન્ત આવે છે. આ ઉપરાંત 'વીમાનો ધંધો', 'બહાદુરીનો બદલો' વગેરે વાર્તાઓમાં નિબંધિકાની જેમ, સામાન્ય અનુભવસત્રોથી ભરેલા પ્રથમ ફકરાઓ; 'શેરદિલ' જેવી વાર્તામાં એક પછી એક આવતા અનેક અકસ્માતો પર જ વાર્તાનું અવલંબન; 'ડુમસની સહેલગાહ' જેવી વાર્તાઓમાં વચ્ચે વચ્ચે આવતી પાત્રમાનસ વિષયક કે સામાજિક પરિસ્થિતિ વિષયક ચર્ચાઓ; વગેરે વાર્તાકલામાં ન સાંખી શકાય તેવી ઊણપો છે. આનું કારણ એ પણ ખરું કે, વાર્તાકારમાં હોવું જોઈએ તેવું માનવતાનું દર્શન આ લેખક પાસે નથી. નાટિકા વિભાગમાં 'અમે બધાં'ગાંધી, શ્રી. ધનસુખલાલકૃત નાટ્યાત્મક

પ્રસંગોને નાટ્યદેહ આપ્યો છે. 'ચાર ચિતા વચ્ચે' તથા 'પાસ-નપાસ'ને નાટિકા કરતાં સંવાદો જ કહી શકાય. કારણ કે નાટિકામાં જે ક્રિયાવેગ હોવો જોઈએ તે અહીં નથી.

વાર્તાલેખક તરીકે શ્રી. ધનસુખલાલ ઘણા સમયથી જાણીતા છે. છતાં આમાંની કૃતિઓ વાર્તાકાર તરીકે કે નાટિકાકાર તરીકે એમને યશ અપાવે તેવી નથી, તોપણ એમાંની ઘણી કૃતિઓ, હાસ્યરસ નિષ્પન્ન કરી શકે છે, અને સામાન્ય રસવૃત્તિના વાચકને તો આ કર કૃતિઓ અવશ્ય સંતોષી શકશે. એમના હાસ્યની લાક્ષણિકતા એ છે કે; હાસ્ય માટે જે પાત્રોનો ઉપયોગ એઓ કરે છે તેનું આલેખન સમભાવથી, અને દંશ વિના કરેલું હોય છે. અને બીજું, જીવનમાં રોજ બનતા બનાવોમાંથી જ બહુધા, એઓ હાસ્ય ખોળી કાઢે છે, અને આ કૃતિઓનું જે મૂલ્ય છે તે પણ આ બે લાક્ષણિકતાઓને લીધે જ.

કવિચરિત:—લેખક: કેશવરામ કાશીરામ શાસ્ત્રી. પ્રકાશક: ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. ક્રા. મૂલ્ય ૧-૦-૦

નર્મગદ્યમાં કવિચરિત્ર વિભાગમાં નરસિંહ વિષે લખતાં નર્મદે કહ્યું છે કે, 'એના જેટલું ને એના જેવું કોઈ આગળનાએ કીધું નહિ. તેથી એની આગળ થઈ ગએલાઓમાં કોઈનું નામ પ્રસિદ્ધમાં આવ્યું જણાતું નથી. એ વાતનો શોધ થવો જોઈએ.' આમ સંશોધનને અભાવે એણે નરસિંહ મહેતાને સંસ્કૃતમાં જે સ્થાન વાલ્મીકિનું છે, અંગ્રેજીમાં હોમરનું છે, તે આદિ કવિનું સ્થાન નરસિંહને આપ્યું. ત્યાર પછી તો પ્રાચીન સાહિત્યના સંશોધનનું કાર્ય આપણે ત્યાં સારા પ્રમાણમાં થયું અને શ્રી. કે. કા. શાસ્ત્રીનું કવિચરિત્ર એ આપણી પ્રાચીન સાહિત્યસંશોધનની અદ્યાપિ પર્યન્ત થયેલી પ્રવૃત્તિનું પરિપક્વ ફળ કહી શકાય. આ પુસ્તકથી નર્મદની આગાહી સત્ય ઠરે છે, અને જૈનેતર સાહિત્યનો ઐતિહાસિક દૃષ્ટિએ વિચાર કરતાં નરસિંહ મહેતાનું આદિ કવિ તરીકેનું સ્થાન સં. ૧૪૨૭માં થઈ ગયેલા અસાઈતને મળે છે, અને નરસિંહને ચતુર્થ સ્થાન મળે છે. આમ સાહિત્યના ઇતિહાસની દૃષ્ટિએ ભલે નરસિંહ ચતુર્થ જૈનેતર કવિ હોય, તોપણ રસદૃષ્ટિએ વિચાર કરતાં, સંખ્યા દૃષ્ટિએ જોતાં, આત્મલક્ષી કાવ્યનો ઇતિહાસ તપાસતાં, ભક્તિનો અને જ્ઞાનનો ઉદ્ગમ જોતાં, નરસિંહનું સ્થાન પૂર્વવત્ પ્રથમ જ રહે છે.

અહીં માત્ર જૈનેતર કવિઓનાં જ જીવન અને સાહિત્યનો પરિચય કરાવ્યો છે એટલે એ દૃષ્ટિએ શ્રી. મોહનલાલ દલીચંદના જૈન ગુર્જર કવિઓની સાથોસાથ જ આ પુસ્તકને સાહિત્યનો અભ્યાસી વાંચે એમ શ્રી કે. કા. શાસ્ત્રીએ નિવેદનમાં કહ્યું છે તે યોગ્ય જ છે. સં. ૧૪૨૭માં હયાત એવા અસાઈતથી માંડીને સં. ૧૬૨૪માં હયાત એવા વસ્તા ડેરીઆ સુધીના, એટલે બસો વર્ષના ગાળાના પ્રસિદ્ધ, અપ્રસિદ્ધ—લુગનાથ કે અબ્દુલ રહેમાન જેવા પ્રથમવેળા જ સાહિત્યના ઇતિહાસમાં પ્રવેશ પામતા, ને નરસિંહ, મીરાં, ભાલણ, નાકર, જેવા લબ્ધપ્રતિષ્ઠ સર્વેની સાહિત્યપ્રવૃત્તિની તથા શક્ય હોય તેટલી જીવનસમીક્ષા આ ગ્રન્થમાં છે. જે લેખકોનાં નામ મળતાં નથી તેવા કવિઓને તેમની કૃતિથી ઓળખાવી કર્તાએ ગ્રન્થને સંપૂર્ણ કર્યો છે. આ પુસ્તકમાં કૃતિઓના સાહિત્યસ્વરૂપની જ વિશેષત: ચર્ચા છે, અને કોઈ પણ વિધાનના પુરાવા માટે એમણે આંતરપ્રમાણ તરફ જ વિશેષ લક્ષ આપ્યું છે એટલે એ એ દૃષ્ટિએ આ પુસ્તકની લાક્ષણિકતા નોંધપાત્ર છે.

નરસિંહના સમય માટે, એઓ ડૉ. આનંદશંકર ધ્રુવની દલીલોનો રદિયો આપી શક્યા નથી. પણ સત્યતઃ ડૉ. ધ્રુવની દલીલો એટલી સબળ છે કે એનો ઉત્તર સહજમાં ન આપી શકાય. રાધાની સખીઓનાં નામ, અને ગોપેશ્વર તથા ગોપનાથનું સામ્ય કેવળ અકસ્માત તો ન જ લેખી શકાય. શ્રી. મુનશીની નરસિંહના સમય માટેની દલીલોનો રદિયો એમણે આપ્યો છે. આખ્યાનનું સ્વરૂપ, ઢાળ, વગેરે પરથી નરસિંહની કૃતિઓ ૧૬૦૦ પછીની શ્રી. મુનશી માને છે, તે દલીલોનો જેવો સમર્થ રીતે એમણે ઉત્તર આપ્યો છે તેવો જ અન્ય દલીલોનો પણ ઉત્તર આપી શ્રી. મુનશીની દલીલોની નિરાધારતા દર્શાવી શકાત. મીરાંના જીવનનો પરિચય કરાવતાં પણ એમણે 'ગોવિંદો પ્રાણ અમારો રે' જેવાં પદો કે જેનું કર્તૃત્વ સંદિગ્ધ છે તેનો ઉપયોગ કર્યો છે તે પણ યોગ્ય નથી. કારણ કે એ પદ જો મીરાંનું માનીએ, તો એને આપણે મીરાંનું આત્મનિવેદન માનવું પડે, વળી એમાં મીરાંનો ઉલ્લેખ ત્રીજા પુરુષમાં છે, વળી, 'સાસુ અમારી સુષુમણા' જેવી, મીરાંની ન હોઈ શકે તેવી ઉક્તિઓ છે તે બધું વિચારતાં એ પદ મીરાંનું ન જ હોઈ શકે. ભાલણને એમણે જરા મોડો મૂક્યો છે, અને તેને માટે એમણે આપેલાં કારણો પૂરતાં સબળ કે પ્રતીતિકર નથી. ક્વચિદ્ હકીકતને અભાવે કરેલું લંબાણ પણ લખાણમાં ક્લિષ્ટતા આણે છે જેમકે, મધુસૂદન વ્યાસનું ચરિત્રાલેખન કરતાં એની કૃતિ 'હંસાવલી ચરિત 'માંથી શબ્દપાલ જે જે સ્થળોમાં ફર્યો તે સ્થળોનાં એકસો તેત્રીસ નામની લેખક યાદી આપે તે પ્રમાણુનો અભાવ પ્રત્યેક વાચકને અવશ્ય ખૂંચે જ. એમનું આ પુસ્તક વાચકને ખૂબ માહિતી અર્પે છે, અને એમની બહુશ્રુતતા, વિશાળ વાંચન, અભ્યાસ, પોતાના વક્તવ્યને વિગતોથી પુષ્ટ કરવાની ચીવટ, એ બધાં માટે આપણે એમની તારીફ કરવા પ્રેરાઈએ છીએ. આમ, કવિચરિત લખવા માટે આ લેખક પાસે પૂરતી સામગ્રી હોવા છતાં, એમની પાસે શૈલી નથી, અને તેથી એમનું લખાણ જરા મોળું લાગે છે.

નર્મદનું 'કવિચરિત', 'સાઠીના સાહિત્યનું દિગ્દર્શન', 'Classical Poets of Gujarat' અને 'બે માર્ગસૂચક સ્તંભો', 'મધ્યકાલનો સાહિત્ય પ્રવાહ', 'Gujrat & Its Literature', 'જૈનગુર્જર કવિઓ'ની પ્રસ્તાવના એ બધા સાથે, ગુજરાતી સાહિત્યના અભ્યાસીને આ પુસ્તક વાંચવું જ પડશે, નહિ તો એનું જ્ઞાન અધૂરું જ રહેવાનું.

ચન્દ્રકાન્ત મહેતા

## પ્રો. એ. બી. ત્રિવેદીની સંશોધન પત્રિકાઓ

૧. કાઠિયાવાડની વસ્તી
૨. વાહન વ્યવહારની દૃષ્ટિએ કાઠિયાવાડનો ઔદ્યોગિક વિકાસ
૩. કાઠિયાવાડમાં સંગઠિત વાહનવ્યવહારની જરૂર
૪. કાઠિયાવાડના અત્યારના ઉદ્યોગો
૫. કાઠિયાવાડના ગ્રામ ઉદ્યોગો—તેનો કેવી રીતે વિકાસ થઈ શકે!
૬. કાઠિયાવાડમાં ઔદ્યોગિક વિકાસની શક્યતા
૭. સુરતનું જરીકામ

આ બધી પત્રિકાઓ અંગ્રેજીમાં છે અને તેમાંના લેખો મુંબઈ વિદ્યાપીઠના અને ગુજરાત સંશોધન મંડળના સામયિકોમાં છેલ્લાં બે વરસમાં પ્રસિદ્ધ થયેલા છે.

થોડાં વરસોથી અર્થશાસ્ત્રના અભ્યાસીઓ કોઈ ગામ, તાલુકો કે પ્રદેશનો અભ્યાસ કરીને તેની આર્થિક સ્થિતિ વિશે ખાસ નિબંધો લખે છે. પ્રો. ત્રિવેદીએ તે પ્રમાણે કાઠિયાવાડના જુદા જુદા પ્રશ્નોનો અભ્યાસ કરીને તે ઉપર લેખમાળા લખી છે તે આવકારપાત્ર છે. સુરતના જરીકામનો અભ્યાસ, ઉપરની લેખમાળાથી, પ્રદેશની દૃષ્ટિએ જુદો પડે છે તે પણ ઉપયોગી છે. પહેલાંની કોઈ તાલુકા કે ગામની તપાસો કરતાં આ તપાસ કંઈક અંશે જુદી પડે છે પહેલાંની તપાસોમાં પ્રશ્નાવલિ દ્વારા નિવેદનો લેવામાં આવતાં અને એ ઉપરથી તે પ્રદેશની સ્થિતિનું તારણ કાઢવામાં આવતું. આ તપાસમાં એવી વ્યક્તિગત તપાસ ખાસ કરી જણાતી નથી પરંતુ વસ્તીપત્રક, વેપાર રોજગારનાં નિવેદનો અને જુદાં જુદાં રાજ્યોનાં નિવેદનો ઉપરથી વસ્તુસ્થિતિ રજૂ કરવામાં આવી છે. તે ઉપરથી ભવિષ્યમાં શું કરવું જોઈએ તેને અંગે સૂચનાઓ પણ કરવામાં આવી છે. તે સૂચનાઓ જુદાં જુદાં લગભગ ૨૦૦ જેટલાં રજવાડાંમાં વહેંચાયેલું કાઠિયાવાડ કેટલે અંશે ગ્રહણ કરશે તે મોટો પ્રશ્ન છે. લેખક પણ તે સારી રીતે જાણે છે. તેમણે અભ્યાસીની દૃષ્ટિએ પોતાના વિચારો રજૂ કર્યા છે. વ્યાવહારિક દૃષ્ટિએ તેનો પ્રત્યક્ષ અમલ થાય કે ન થાય તોપણ કાઠિયાવાડના શિક્ષિત વર્ગને તો આ લેખમાળા ઉપયોગી થયા વગર નહિ રહે. કોઈ પ્રદેશની ખાસ જુદી હકીકત સામાન્ય પુસ્તકોમાં મળતી નથી તે કાઠિયાવાડને માટે વિગતવાર પૃથક્કરણ કરીને આ પત્રિકાઓમાં આપવામાં આવી છે તે અભ્યાસીને માટે અવશ્ય ઉપયોગી છે. તે જ લેખમાળાને ટૂંકાવીને આંકડાની ઊંડી ઘટમાળમાં ઊતર્યા વગર ગુજરાતીમાં ઉતારવામાં આવે તો સામાન્ય ગુજરાતી જાણનાર વર્ગ પણ તેનો લાભ મેળવી શકે લેખક પોતે ગુજરાતી છે એટલે તેઓ બધા લેખોના સારરૂપે એક પુસ્તિકા લખી નાખે એવી તેમની પાસેથી આશા રાખવી વધારે પડતી નથી.

આ તપાસમાં વ્યવસ્થિત મોટા ઉદ્યોગો અને વાહનવ્યવહારને મહત્ત્વનું સ્થાન મળ્યું છે. ગ્રામઉદ્યોગોની પત્રિકામાં ગ્રામઉદ્યોગોનો વિચાર થયો છે પણ તે એટલો તલસ્પર્શી અને માહિતીપૂર્ણ જણાતો નથી. તેવા ઉદ્યોગોની માહિતી મેળવવાની મુશ્કેલી એ તેનું કારણ સમજી શકાય છે. છતાં તપાસમાં એકંદરે મોટા ઉદ્યોગોના વિકાસ તરફ લેખકનો ખાસ ઝોક છે એ સ્પષ્ટ છે. સવાલ મોટા ઉદ્યોગો અને નાના ઉદ્યોગોનો નથી, પરંતુ ૩૧ કે ૩૨ લાખ જેટલી વસ્તીને કામ શી રીતે આપવું તે મુખ્ય સવાલ છે. મોટાં કારખાનાં કાઢીને બીજાને ચૂસ્યા વગર કે રગડ્યા વગર તે બધાને કામ આપી શકાતું હોય તો કંઈ વાંધો નથી પણ જો તેમ ન થતું હોય તો પ્રજાને કામ આપવાની દૃષ્ટિએ જુદી રીતે વિચાર થવો જોઈએ. આખી પ્રજાને ઉપરની દૃષ્ટિએ શી રીતે કામ આપી શકાય તે એક સ્વતંત્ર તપાસનો વિષય છે. પ્રો. ત્રિવેદી એ રીતે વિચાર કરીને પોતાની તપાસનું ફળ આપે એમ આપણે ઇચ્છીએ. વિશેષમાં, એમનાં અમૂલ્ય સંશોધનનો લાભ ગુજરાતીમાં પણ આપે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# ॥ પ્રસ્થાન ॥

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૧ — ફાગણ-ચૈત્ર : ૧૯૯૭ — અંક ૫-૬

## प्रस्थानत्रयी शा माटे ?

श्री· काकासाहेब कालेलकर

આ દુન્યવી જીવનના ચકરાવામાંથી નીકળી જઈ મોક્ષ તરફ જે માણસ પ્રયાણ કરે છે, એને માટે મુસાફરીનું ભાથું કયું? પૂર્વજોએ નક્કી કરી રાખ્યું છે કે (૧) દસ ઉપનિષદ્ (૨) બ્રહ્મસૂત્ર અને (૩) ભગવદ્ગીતા—એ ત્રણ ગ્રંથ મોક્ષમાર્ગ માટેનું સંપૂર્ણ ભાથું છે. અને તેથી આ ત્રણ ગ્રંથોને પ્રસ્થાનત્રયી કહે છે. પ્રસ્થાન એટલે (દુનિયાદારી) ઘર છોડી (મોક્ષ તરફ) પ્રયાણ કરવું તે; અને એને માટે જે ઉત્તમમાં ઉત્તમ ભાથું હોય તે.

હવે આ જ ત્રણ ગ્રંથો શા માટે પસંદ કરવામાં આવ્યા? અને એમનો અધિકાર શા કારણે સ્વીકારવામાં આવ્યો?

ભૌતિક ક્ષેત્રમાં તેમ જ આધ્યાત્મિક ક્ષેત્રમાં અનુભવ એ જ અંતિમ પ્રમાણ હોઇ શકે. એનો જ અધિકાર માન્ય રખાય.

વેદકાળમાં જે ઋષિઓએ પોતાની જિંદગી ધર્મને અર્પણ કરી, અને ધર્મનું જ ધ્યાન ધર્યું, તે લોકોએ પોતાના અનુભવો, વિચારો અને કલ્પનાઓ વેદને અંતે બ્રાહ્મણગ્રંથોમાં

અને ઉપનિષદોમાં નોંધી રાખ્યાં છે. આ બધો ધર્માનુભવ વેદને અંતે નોંધાયો છે એટલા માટે જ એને વેદાન્ત કહે છે.

હવે દરેક પ્રામાણિક અને પ્રયત્નશીલ મનુષ્યને જે અનુભવ થાય છે તે સર્વત્ર એકરૂપ જ હોવો જોઈએ. કલ્પનામાં ફેર પડી શકે, તર્ક આડે રસ્તે જઈ શકે, પણ અનુભવ તો એકરૂપ જ હોઈ શકે. અનુભવ એકાંગી હોય તો અનુભવનાં બીજાં અંગો સાથે એ બંધ તો બેસે જ. તેથી દસ ઉપનિષદોમાં જે અનુભવો ટાંકયા છે અને સંઘરવામાં આવ્યા છે તેમની વચ્ચે જો એકવાકયતા ન જડે તો આપણે જાણવું જોઈએ કે આપણે એ વચનોનો અર્થ બરાબર નથી કરી શકયા. એ વચનોનો જે કોઈ મેળ બેસાડી શકે તેની જ વાત વિચારવા જેવી ગણાય.

જેમ ભિન્ન ભિન્ન દેશોમાં જુદા જુદા કાયદાઓનું અધ્યયન કરી, એમાં જડી આવતાં મૂલભૂત તત્ત્વોને આપણે તારવી કાઢીએ છીએ અને એનું jurisprudence કરીને શાસ્ત્ર બાંધીએ છીએ, તેવી જ રીતે ધર્માનુભવનાં વિશ્વવચનો ઉપરથી પરબ્રહ્મનું સ્વરૂપ અને એને પ્રાપ્ત કરવાની સાધના નક્કી કરી આપનાર બ્રહ્મસૂત્રો બાદરાયણ કૃષ્ણ દ્વૈપાયને તૈયાર કર્યાં. એ દશોપનિષદને આપણે raw material of Religious Experience કહી શકીએ, તો બ્રહ્મસૂત્રને The organised essence of Spiritual Knowledge કહી શકીએ. આ science of metaphysicsની મદદથી ઉપનિષદોનું રહસ્ય સમજવું સહેલું થાય છે. Science is organised Knowledge. ઉપનિષદોમાં જે આધ્યાત્મિક જ્ઞાન આવ્યું છે તે બ્રહ્મસૂત્રોમાં organise થયું છે. Scienceનું પ્રયોજન કેવળ જાણવાથી તૃપ્ત થાય છે, પણ માણસ કેવળ જાણીને તૃપ્ત નથી થતો. જેવું જાણ્યું તેવું જ્યારે એ જીવે—જીવવું જાણે—ત્યારે જ એને તૃપ્તિ થવાની. અને તેથી દરેક સાયન્સ સાથે એનું application—એનો વિનિયોગ—એની art—કળા એટલે કે જીવનકળા—જ્યારે કેળવાય ત્યારે જ જ્ઞાન અને એનું શાસ્ત્ર કૃતાર્થ થયું કહેવાય. એ જીવનકળા ભગવાન શ્રીકૃષ્ણે એક અદ્‌ભુત પ્રસંગે, યોગયુક્ત થઈને, અર્જુન માટે તૈયાર કરી આપી. તેથી જ કહેવાય છે કે ઉપનિષદો ગાય છે અને ગીતા એ એ ગાયોનું દુગ્ધામૃત છે. ગીતાના દરેક અધ્યાયને અંતે આપણે બોલીએ છીએ: 'ઉપનિષદોમાં જે બ્રહ્મવિદ્યા આવી છે તેને અનુસાર યોગશાસ્ત્ર રચીને ભગવાને જે ગાઈ બતાવી, તે ભગવદ્‌ગીતા.' ('વિદ્' એટલે જાણવું, એ ઉપરથી સાયન્સ માટે 'વિદ્યા' શબ્દ છે; અને 'શાસ્' એટલે નિયંત્રણ કરવું, દોરવું, એ ઉપરથી 'શાસ્ત્ર' એટલે code of Conduct અથવા art of Life આમ એ બે શબ્દો તૈયાર થયા છે.)

ઉ[illegible]ને માંથી પ્રથમ બ્રહ્મવિદ્યા નીકળી, ત્યાર પછી યોગશાસ્ત્ર નીકળ્યું અને એ જ છે. પ્રો. ત્રિવેદીશ્રી એને ભગવદ્‌ગીતા કહે છે.

વિસ્તારમાં, એમનાં [illegible] નોંધી રાખનાર (૧) દસ પ્રધાન ઉપનિષદ્, (૨) એ ઉપરથી યોગ્ય છે.

[illegible] ) એ બન્નેની દૃષ્ટિ સાચવીને ગોઠવેલું યોગશાસ્ત્ર, એટલે

બેસાડી શકે, ત્રણેની એકવાકયતા કરી શકે, તે જ

આચાર્ય કહી શકાય, એવી જૂની મર્યાદા છે. વચ્ચે

वच्चे जे विचारमेळ બેસાડી આપે, એટલે કે જે કોઈ જીવનવ્યવસ્થા આ પ્રસ્થાનત્રયી સાથે બંધ બેસે છે, તે ધર્માનુભવને અનુકૂળ છે, એવો વિશ્વાસ રાખી શકાય એમ આપણા પૂર્વજોએ નક્કી કરી રાખ્યું છે. અને એવી કોઈ નવી જીવન વ્યવસ્થા સમાજ આગળ જે રજૂ કરે તેની દોરવણી સ્વીકારવા સમાજ તૈયાર થાય છે. પણ એવો માણસ જો કેવળ બૌદ્ધિક કસરત કરી બતાવે, તો તેટલાથી એને આચાર્યત્વ નહિ પ્રાપ્ત થાય. એણે એ પ્રમાણે જીવીને, પોતાના આચરણદ્વારા પોતાની પારમાર્થિકતા (earnestness) સિદ્ધ કરવી રહી. આ રહ્યો આચાર્યનો આદર્શ—

आचिनोति हि शास्त्रार्थम् आचारे स्थापयति उत ।
स्वयमाचरते यस्तु स आचार्यः प्रचक्ष्यते ॥

તમામ શાસ્ત્રોમાંથી એમાંનું રહસ્ય જે વીણી કાઢે છે – ( आचिनोति हि शास्त्रार्थम् ) અને એ રહસ્ય જીવનમાં કેમ વણી કાઢવું અથવા વાવી દેવું એ પણ જે બતાવે છે – ( आचारे स्थापयति उत ) અને–એથીય મહત્ત્વનું અને અઘરું કામ, – જે તે પ્રમાણે આચરે છે, એટલે કે જીવી બતાવે છે – ( स्वयं आचरते यस्तु ) તેને જ આચાર્ય કહી શકાય. પ્રસ્થાનત્રયીની એકવાક્યતા તર્કથી, જીવનઅનુભવથી અને પોતાના આચરણથી જે સિદ્ધ કરી બતાવે, તે જ આચાર્ય, એટલે કે લોકનાયક તરીકે સ્વીકારાય છે.

આવા આચાર્યો આજ સુધી કાંઈ નહિ તો પાંચ દસ થયા છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય, વલ્લભાચાર્ય, નિમ્બાર્ક ઇ. પ્રાચીન આચાર્યો અને દયાનંદ સરસ્વતી, શ્રી અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી વગેરે આધુનિક આચાર્યો આ દેશને દોરતા આવ્યા છે. હવે સવાલ એ છે કે, જો આ બધાનું કહેવું મૂળ ધર્માનુસાર સાથે સંગત છે તો એમની જુદી જુદી દૃષ્ટિઓમાં પણ કંઈક મેળ જડવો જ જોઈએ. એમને અંદર અંદર લડાવીને છેવટે જે જીતે તેને પ્રમાણ ગણીએ તો આપણે જીવનદ્રોહ કર્યો ગણાય. આ બધા આચાર્યો પોતાની બુદ્ધિથી અને શ્રદ્ધાથી આપણને સંપૂર્ણ જીવનવ્યવસ્થા આપે છે એટલું જ નહિ પણ પોતે એ પ્રમાણે આચરણ ચલાવો, જ્યારે એમણે સફળતાપૂર્વક લોકનેતૃત્વ કર્યું છે ત્યારે, એ બધાની દૃષ્ટિ વચ્ચે પણ કંઈક તો મેળ હોવો જ જોઈએ.

એટલે, આ બધા આચાર્યો વચ્ચે જે કોઈ સમન્વય સાધી આપે તે ખરેખર આચાર્યોનો આચાર્ય કહી શકાય. એવી વિભૂતિની આજના જમાનાને જરૂર છે.

એને માટે જૈનોનો સપ્તભંગી સ્યાદ્વાદ કામમાં આવવો જ જોઈએ.

તા. ૨૯-૧-૪૧

# દીક્ષાન્ત ભાષણ×

આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન

વિદ્યા-વ્રત-સ્નાત તરુણ મિત્રો,

વિશાળ છે આ સભા. જુદા જુદા પ્રાંતોના જ્ઞાની અને ગુણી વિદ્વાનોનું આ મહાન સંમેલન છે. આજ જ્ઞાન અને તપસ્યાના મહાયજ્ઞનો અહીં અનુષ્ઠાન થશે. આ મહાયજ્ઞના જે અધીશ્વર છે તેના પૂર્ણાભિષેકને માટે ભારતના જુદા જુદા પ્રાંતથી અહીં અર્ઘ્ય રજુ થયા છે. ઉત્તર-પૂર્વ ભારતની પૂજા આ મહાયજ્ઞમાં ઉપસ્થિત કરવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થયું છે તથાપિ આવા વરેણ્ય સત્પુરુષો અહીં હોવા છતાં મારા જેવી અનભિજ્ઞ વ્યક્તિ કોઈપણ પ્રકારનો સત્કાર પામવાને અધિકારી નથી; તોપણ મારું એ મહાભાગ્ય છે કે હું અવસ્થામાં જ્યેષ્ઠ, જ્ઞાનમાં શ્રેષ્ઠ, ભારતમાતાના મહાપ્રતિભાશાળી પુત્ર મહાકવિ આશ્રમગુરુ રવીન્દ્રનાથનું અર્ઘ્યપાત્ર વહન કરીને આ મહાયજ્ઞમાં ઉપસ્થિત થયો છું.

હું મારા પોતાના વ્યક્તિગત ગુણોને લીધે આ સન્માન પ્રાપ્ત કરી શક્યો નથી. મારે ન ભૂલવું જોઈએ કે જે મહાન વ્યક્તિનું અર્ઘ્યપાત્ર લઈને હું અહીં ઉપસ્થિત થયો છું તેના જ ગુણોને લીધે હું આ સન્માનનો અધિકારી થયો છું. પ્રિય સ્વજનોના ગૃહથી જે દાસ-દાસીઓ ભેટ લઈને આવે છે તે અકિંચન હોવા છતાં સન્માન પામે છે. પ્રિય જનોની વાણી ઝીલી લાવતો મામૂલી કાગળનો ટુકડો પણ વરેણ્ય થઈ જાય છે. કાગળ, કાગળ જ છે; પણ તેની કિંમત તે સંદેશને કારણે છે જે લઈને તે ઉપસ્થિત થાય છે.

અહીં રવીન્દ્રનાથની એક નાની કવિતા યાદ આવે છે—

રથ-યાત્રા લોકારણ્ય મહા ધૂમ ધામ,
ભક્તેરા લુટાયે પથે કરિછે પ્રણામ.
રથ ભાવે આમિ દેવ, પથ ભાવે આમિ,
મૂર્તિ ભાવે, આમિ, દેવ, હાસે, અન્તર્યામી.

અર્થાત્ "રથયાત્રાને સમયે લોકોની ભીડ જામી ગઈ છે, ધામધૂમથી ઉત્સવ ઊજવાઈ રહ્યો છે. ભક્તગણ રંગમાં આવી જઈ પ્રણામ કરી રહ્યો છે. રથ વિચારે છે હું જ દેવતા છું. પથ વિચારે છે હું દેવતા છું, અને મૂર્તિ વિચારે છે કે તે જ અસલ દેવતા છે. અંતર્યામી જોઈ જોઈ હસી રહ્યા છે." તોપણ આપ લોકોએ, મને મારા સંદેશથી પણ અલગ કરીને સમ્માનિત કર્યો છે તે આપનો મહિમા અને ગાઢ પ્રીતિ દર્શાવી આપે છે.

આ પ્રસંગે આ મહાતીર્થમાં આવવાનો પ્રસંગ મળવાથી હું પોતે જ ધન્ય થયો છું. ખબર નથી કેટલાયે વર્ષોથી આ હરિદ્વાર તીર્થ અને સાધનાનું ક્ષેત્ર છે. જુદાં જુદાં પુરાણો અને જુદાં જુદાં શાસ્ત્રોમાં આ ક્ષેત્રનું માહાત્મ્ય ફરી ફરીને લલકારવામાં આવ્યું છે. એનો

---

× ગુરુકુલ વિશ્વવિદ્યાલય, કાંગડીના ૩૯મા વાર્ષિકોત્સવ પ્રસંગે (ચૈત્ર પૂર્ણિમા સં. ૧૯૯૮ના રોજ) આપેલું ભાષણ. (હિંદી ઉપરથી)

ઇતિહાસ આપ લોકો મારાથી સારી રીતે જાણો છો. અનેક વાર સાંભળેલી એ વાતો અહીં ફરીથી કહેવાની કોઈ જરૂર નથી. આજ કાર્ય ખૂબ છે, સમય ઓછો છે.

આ તીર્થના માહાત્મ્યને આપના આ ગુરુકુળે ખૂબ વધાર્યું છે. અત્યાર સુધીમાં કેટલાયે સાધકોએ અહીં જ્ઞાનની સાધના કરી છે અને આ પ્રાચીન સાધનાપીઠને નવી પ્રાણધારાથી અધિક પવિત્ર, અધિક પ્રાણવાન તથા અધિક મહનીય બનાવી છે. ઉષાને ઋગ્વેદ (૩-૬૧-૧) માં 'પુરાણી યુવતી' કહેવામાં આવી છે. ઉષાનું ચિરન્તન સૌંદર્ય પ્રત્યેક રાત્રિને અંતે મૃત્યુ સમાન ઘોર તિમિરસાગરમાં સ્નાન કરી નિત્યનૂતન જન્મ ધારણ કરીને કોઈ ઔર, મનોરમ રૂપમાં દેખા દે છે. તે અક્ષય જીવનથી જીવન્ત છે અને તે કારણે જ તે નિત્યનૂતન છે, પુરાણી યુવતી છે. વેદોના સનાતન સંદેશમાં એ જ નિત્યનૂતન મહિમા છે. આપે આ પુરાણી સાધનાપીઠમાં શાશ્વત વેદ-વાણીને નવીન રૂપમાં પ્રાપ્ત કરી છે. એ સાધના ઉષાની પેઠે જ પુરાણી યુવતી છે, નિત્યનૂતનતા માટે ખડી છે. . . .

પરમ સત્યનાં બે રૂપ હોય છેઃ એક સ્થિતિશીલ અને બીજું ગતિશીલ. યુરોપના વિચારકો એમ માને છે, કે આપણે 'પૂર્વ'ના વાસીઓ સત્યના સ્થિતિશીલ રૂપના ઉપાસક છીએ; જ્યારે તેઓ ગતિશીલ રૂપના ઉપાસક છે. પરન્તુ જ્યારે હું જોઉં છું કે તેઓ પોતાના ગતિશીલ વિજ્ઞાનની મદદથી પોતાની આદિકાલની સ્થિતિશીલ મનોવૃત્તિઓની જ પૂજા કરી રહ્યા છે, ત્યારે મને તેમનું ભાગ્ય આપણા ભાગ્યની સરખામણીમાં બહુ આશાજનક નથી દેખાતું. આદિ-માનવના હાથમાં જે ધાતુ-પથ્થર વગેરેનાં અસ્ત્ર હતાં તે કંઈ અનેકગણા શક્તિશાળી બનીને વૈજ્ઞાનિક મશિનોનાં રૂપમાં અવતીર્ણ થયાં છે. પ્રાચીનકાળનો કો મનુષ્યભક્ષી એકાદ વ્યક્તિને ખાઈ જતો; આજે એક રાષ્ટ્ર બીજા રાષ્ટ્રને જમી જાય છે! એને 'ગ્રુપ-કેનિબલિઝમ' યા સામૂહિક મનુષ્ય-ભક્ષણ ન કહીં તો બીજું શું કહેશો? વિદ્વેષ અને રક્તશોષણની પ્રવૃત્તિએ જાતીયતાનું નામ લઈને પોતાની જાતને ભદ્રવેશી સભ્યતાના રૂપમાં જાહેર કરી છે. પણ આજકાલ અચાનક એમનો આ વેશ બહાર પડી ગયો છે. જે રક્તતૃષ્ણા આજ સુધી પારકાના લોહીથી તૃપ્ત થતી હતી તે આજ પોતાનાનું જ લોહી પીવા માટે ભયંકર સ્વરૂપ ધારણ કરી રહી છે. વાર્તાઓમાં કોઈ કોઈ રાક્ષસી સુન્દરી સ્ત્રીનું રૂપ ધારણ કરીને કોઈ રાજકુમાર પાસે જવાની વાતો સાંભળી હતી. કિન્તુ જ્યાં તે રાક્ષસીનો પ્રાણ વસતો હોય એવા સ્થાન પર કોઈનો હાથ પડતો કે તરત જ તે રાક્ષસી મૂર્તિ અચાનક પોતાના અસલ સ્વરૂપમાં પ્રકટ થઈ જતી. એ જ પ્રમાણે આજકાલ યુરોપની ભદ્રવેશી સભ્યતાનું રાક્ષસી સ્વરૂપ તેના પૂરેપૂરા વિકરાળ ભાવ સહિત પ્રગટ થઈ ગયું છે!

મારા કહેવાનું તાત્પર્ય એ નથી કે આખું યુરોપ એવા સ્વાર્થી લોકોથી જ ભરેલું છે. પણ ત્યાંની સભ્યતામાં મોટા પ્રમાણમાં એવા લોકો છે જેઓ વસ્તુતઃ આદિવૃત્તિઓના ઉપાસક છે. ત્યાં પણ વ્યક્તિગત રૂપમાં મોટા મોટા સાધકો અને તપસ્વીઓ આજે પણ વિદ્યમાન છે એ બાબતમાં બેમત ન જ હોઈ શકે. કોઈ પણ દેશમાં આખા દેશનો દેશ તપસ્યાથી આદર્શ બની ગયો હોય એવું બન્યું નથી. બધે જ અધિકાર-ભેદ રહ્યો હોય છે જ. અને

સાચું કહું તો, આ મહાન ભારતવર્ષના આધુનિક રહેવાસી આપણે સાચેસાચ સાત્વિક વૃત્તિનાં છીએ કે નહિ તે વાતની પરીક્ષાનો મોકો આ યુગમાં હજી આવ્યો પણ નથી. એવો અવસર ઉપસ્થિત થતાં આપણે કેવા નીવડીએ એ તો કોણ કહી શકે ? એવી પરીક્ષાનો સમય આવશે—જલદીથી આવશે. તેને માટે આપણા પ્રવીણ પુરુષોએ તૈયારી શરૂ કરી દીધી છે. આ સભા એવી તૈયારીનું એક રૂપ છે.

એટલે આ મહાક્ષેત્રમાં જે બધા સાધુ સજ્જન, ભક્ત અને સાધકગણ પધાર્યા છે અને જે મહાત્માઓએ શિક્ષણને જ પોતાનું જીવનવ્રત બનાવ્યું છે, તે બધાને હું આજ પ્રણામ કરું છું.

કિન્તુ હે સ્નાતક ગણ, તમે આજ આટલી જલદી છોડી દેશો તો કામ ચાલશે નહિ. બ્રહ્મચર્ય અને ગાર્હસ્થ્યની સંધિક્ષણ આગળ તમે ઉભેલા છો. તમે જ્યારે મારી પાસેથી માર્ગ-દર્શનની આશા રાખો છો ત્યારે તો મારાથી ચૂપ રહી શકાય નહિ.

દિવસની જ્યાં સમાપ્તિ થાય છે અને રાત્રિનો જ્યાં આરંભ થાય છે તેમજ જ્યાં રાત્રિની સમાપ્તિ થાય છે અને દિવસનો જ્યાં આરંભ થાય છેઃ એ પવિત્ર સંધિક્ષણોને ભાગવત મુહૂર્ત કહેવામાં આવે છે. તમારા પણ છાત્રજીવનનું અવસાન અને ઉત્તર જીવનનો આરંભ થઈ રહ્યાં છે. આ ભાગવત પુણ્ય-ક્ષણ સમયે, તમને કાંઈક બતાવવાને સમયે, બતાવનારના હૃદયમાં તમારા પ્રત્યે ગંભીર શ્રદ્ધા અચૂક હોવી જોઈએ.

દેશ અંધકારથી છવાઈ રહ્યો છે અને તમારો દીપ સળગી રહ્યો છે. બીજા લોકોને માર્ગ દર્શાવવાનો અને બુઝાયેલા દીપોને સતેજ કરવાનો ભાર તમારા ઉપર છે. ભાવિ યુગના ગુરુ તમે છો. એ દૃષ્ટિએ તમે પણ નમસ્કારયોગ્ય છો.

આજની સમસ્યા ખૂબ જટિલ છે. પ્રાચીન કાળની સમસ્યા આટલી ગૂંચવણોથી ભરેલી નહોતી. આજ પૂર્વની અને પશ્ચિમની, પુરાતન અને નૂતન બધી સાધનાઓ અને બધી સમસ્યાઓ અહીં આવીને ઉપસ્થિત થઈ છે. આ કાંઠા-વિનાના, વેલા-હીન મહાસમુદ્રમાં તમારે યાત્રા કરવાની છે. દરેક પગલે ભૂલ અને ભ્રાન્તિની સંભાવના છે. એટલે જ્યારે તમે, આ રસ્તાની કઠિનાઈનો થોડો પરિચય મેળવ્યો છે એવા મારા તરફ માર્ગદર્શનની અપેક્ષાએ જુઓ છો ત્યારે મારે ચૂપ રહેવું એ ઇષ્ટ નથી.

પણ મને એ માર્ગ બતાવી શકવાની યોગ્યતા વિશે કે અધિકાર સંબંધે સંદેહ રહે છે. અતીત જ ભવિષ્યના માર્ગનું દર્શન કરાવી શકે. ભારતીય જ્ઞાન-સાધનાના ક્ષેત્રમાં જે ભૂતકાલના અધીશ્વર છે તે જ ભવિષ્યની ગતિનો નિર્દેશ કરી શકે છે. એટલે મારે ઇતિહાસને જ રસ્તાની વાત પૂછી લેવી જોઈએ. મારી સંકીર્ણ બુદ્ધિ આ મહાઉપદેશને વાંધાગ્રસ્ત કરી શકે છે; પણ ઇતિહાસ મને નિશ્ચિત સત્યનો રસ્તો બતાવી શકે તેમ છે.

જેવી રીતે માટીના નાના નાના થરો જામી જઈને ડેલ્ટા બની જાય છે તે જ પ્રકારે ભારતવર્ષની સભ્યતા, નાના પ્રકારની સાધનાઓ એક બીજાની સાથે જામી જઈને બની છે. વૈદિક આર્યોની સભ્યતા, તેના પહેલાંની દ્રવિડ જાતિઓની, અને તેનાથી પણ પ્રથમની દ્રવિડ-પૂર્વની જાતિઓની ચિન્તાઓ અને સાધનાઓ આ ભૂમિ પર એકત્ર થયેલી છે. વળી તે પછી પણ અનેક અનેક જાતિઓ અહીં આવી છે. અને ભારતીય સાધના-ધારામાં પોતપોતાની

આહૂતિ આપતી રહી છે. અમેરિકા અને ઑસ્ટ્રેલિયામાં જે પ્રકારે આખી પુરાણી જાતિને સાફ કરીને રાષ્ટ્રીય ઐક્તાની પ્રતિષ્ઠા કરવામાં આવી છે તેવું આ દેશમાં કદી પણ થયું નથી. અહીં કોઈ જાતિએ બીજી કોઈ જાતિના ઉચ્છેદની વાત મનમાં આણી જ નથી. આજે આપણે જે રૂપમાં દેખાઈએ છીએ તેમાં આ આર્ય-અનાર્ય અનેક જાતિઓનું સંમીલન. છે. આપણી સભ્યતા અનેક જાતિઓની સાધનાઓના સંમિશ્રણનું ફળ છે.

પુરાણા આર્યો જેમનું શિક્ષણનું ક્ષેત્ર યજ્ઞભૂમિ હતી, તેઓ મોટાં મોટાં સંમેલનોમાં એકત્ર થતા હતા. આ સંમેલનોને મહાયજ્ઞ કહેવામાં આવતા. મહાયજ્ઞ ઘણુંખરું આજની કૉન્ફરન્સો અને કૉંગ્રેસોના જેવા જ હતા. આ યજ્ઞોના સમયનો નિર્ણય કરીને જ ભારતીય જ્યોતિષ-વિજ્ઞાન સમૃદ્ધ બન્યું છે.

અહીં હું તમને ઐતરેય મહીદાસના ઉપાખ્યાનનું સ્મરણ કરાવવા ઇચ્છું છું. મહીદાસના પિતાને બે પત્નીઓ હતી. એક બ્રાહ્મણી, બીજી શૂદ્રા. યજ્ઞને સમયે તેમણે પોતાની બ્રાહ્મણી પત્નીથી ઉત્પન્ન થયેલા પુત્રને તો શિક્ષા દીધી; પણ શૂદ્રાના પેટથી ઉત્પન્ન થયેલા મહીદાસને દીધી નહિ. મહીદાસે દુઃખિત થઈને માતાને પોતાનું દુઃખ જણાવ્યું. તે બોલીઃ હું મહી (=પૃથ્વી) ની સન્તાન છું, મહી વિના મારું કોણ છે? માતાની સ્તુતિથી મહીદેવી પ્રગટ થઈને મહીદાસને પોતાને ઘેર લઈ ગઈ અને જગતના ગંભીરમાં ગંભીર જ્ઞાનનું શિક્ષણ આપવા લાગી. મહીના શિષ્ય હોવાને લીધે જ મહી દાસ મહીદાસ બન્યા અને શૂદ્રાના પુત્ર હતા તેથી ઐતરેય કહેવાયા. એમનો રચેલો બ્રાહ્મણ ઋગ્વેદનો સર્વશ્રેષ્ઠ બ્રાહ્મણ છે.

અથર્વ વેદના બારમા કાણ્ડની શરૂઆતમાં જ મહી સૂક્ત છે. તેમાં ઋષિ પૃથ્વીની સ્તુતિ કરે છે, સ્વર્ગની નહિ. તે જ વેદના દશમા કાણ્ડનું દ્વિતીય સૂક્ત અને અગિયારમા કાણ્ડનું આઠમું સૂક્ત નૃ-સૂક્ત છે જેણે પોતાના અપૂર્વ મહિમાને કારણે જ્ઞાનીઓને મુગ્ધ કર્યા છે.

તપોવન એ પ્રકૃતિ અને માનવનું સાચું સમ્મેલન છે. પૃથ્વીના જેવો બીજો કોઈ ગુરુ નથી. પ્રકૃતિની નિકટ રહીને જે શિક્ષણ મળે છે, તે જ સાચું અને ગંભીર હોય છે. પ્રકૃતિ માતાની ગોદમાં બેસીને જ્યાં મનુષ્ય ગુરુના આસન ઉપર બિરાજમાન થાય છે તે તપોવન જ શિક્ષણની આદર્શ સાધના-પીઠ છે. ભારતના આ પ્રાચીન આદર્શને નજર સમક્ષ રાખીને કવિવર રવીન્દ્રનાથે શાન્તિ-નિકેતન આશ્રમની સ્થાપના કરી હતી. ભારતનાં તપોવન એક સમયે માનવ-ગુરુના ધ્યાનથી અને પ્રકૃતિ-ગુરુના રસથી પરિપૂર્ણ બનીને શિક્ષણનાં ઉત્તમ ક્ષેત્ર બની શક્યાં હતાં. આજ અમારાં બાલક એ આનંદમય જ્ઞાનની ગોદથી પરિભ્રષ્ટ થયાં છે.

પ્રાચીન ભારતીય ઋષિઓએ જીવનની બધી બાબતોનો વિચાર કરીને જ ચાર આશ્રમની પ્રતિષ્ઠા કરી હતી. ગૃહસ્થાશ્રમને માટે બ્રહ્મચર્યાશ્રમ શિક્ષણ-કાલ છે અને સંન્યાસાશ્રમને માટે વાનપ્રસ્થ. બ્રહ્મચર્યની સાધનાનું ક્ષેત્ર જ તપોવન છે. આ બ્રહ્મચર્યનું સુંદર વર્ણન અથર્વ વેદના અગિયારમા કાણ્ડના સાતમા સૂક્તમાં આપ્યું છે, એ કોઈ સંકીર્ણ જીવનચર્યા નથી બલ્કે બધાં ક્ષેત્રોમાં અને બધી દિશાઓમાં તેની સાધના છે. તેમાં સ્ત્રીઓને દૂર રાખવામાં નથી આવી. તેમનું પણ તેમાં સ્થાન છે (૧૧. ૭. ૧૮). તેમાં કહેવામાં આવ્યું છે કે રાજાની

રાષ્ટ્ર-તપસ્યા પણ બ્રહ્મચર્ય છે, બ્રહ્મચારી જ પૃથ્વીનો ચાલક છે, તે જ ધરતીની ધરી છે, તે જ તપસ્યાથી આચાર્યને પૂર્ણ કરે છે, તે જ સારા જગતને અપૂર્ણતાથી બચાવે છે.

મધ્યયુગના જ્ઞાનનો ઈતિહાસ એટલે ગુરુ-શિષ્યના સંબંધનો ઈતિહાસ. આજે જ્યારે તમે ગુરુ અને શિષ્યની સંધિપીઠ ઉપર ઊભા છો ત્યારે તમારામાંના કેટલાક ભાવિ યુગના ગુરુ બનશો, એટલે એ પરિસ્થિતિમાં તે પુરાતન ગુરુઓનો ઈતિહાસ તમારે જાણવો જોઈએ.

આપણાં દેશમાં એમ વિશ્વાસપૂર્વક કહેવામાં આવે છે કે માનવ જન્મ અત્યન્ત દુર્લભ છે. મહાન આદર્શો અને વિશાળ સત્યને પ્રાપ્ત કરવા માટે મનુષ્ય શરીર સિવાય બીજું ચઢિયાતું સાધન નથી. એવા દેહને આપણે બેદરકારીથી નષ્ટ ન કરી નાખવો જોઈએ. એટલા માટે કઠોપનિષદમાં કહ્યું છે:

पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः । (૧. ૩. ૧૧)

મનુષ્ય જ સમસ્ત કર્મ તપસ્યા, બ્રહ્મ તેમજ પરમ અમૃત છે; સંક્ષિપ્તમાં મનુષ્ય જ સારું વિશ્વ છે. જુદીજુદી મિથ્યા વસ્તુઓની જંજાળથી જે મનુષ્ય વિમુક્ત છે, તેને જે મનુષ્ય બરાબર સમજી લે છે તે અવિદ્યાના બંધનથી મુક્ત થઈ જાય છે—

पुरुष एवेदं विश्वं कर्म तपो ब्रह्म परामृतम् ।
एतद् यो वेद निहितं गुहायां सोऽविद्याग्रंथिं विकिरतीह सोम्य ।
(मुण्डकोपनिषद् २. १. १०)

માનવનું સ્વરૂપ વિરાટ છે, વિશ્વ બ્રહ્માણ્ડ એ મનુષ્યમાં જ મૂર્તિમાન બન્યું છે, બધા સમુદ્રના નિરન્તર વિરાટ આલોડન એ માનવની નાડીમાં જ નિત્ય પ્રતિસ્પન્દિત થાય છે—

समुद्रो यस्य नाड्यः पुरुषेधि समाहिताः । अथर्व १०. ७. १५

આ માનવમાંથી જેણે બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો છે તેણે તેના પરમોત્તમ પરમેષ્ઠી સ્વરૂપને ઉપલબ્ધ કર્યું છે—

ये पुरुषे ब्रह्म विदुस्ते विदुः परमेष्ठिनम् । अथर्व १०. ७. १७

માનવના આ વિરાટ સ્વરૂપની યથાયોગ્ય ઉપલબ્ધિ તથા સમ્માન હજી સુધી થયાં નથી. મને હતું કે જ્ઞાન-વિજ્ઞાનથી વિભૂષિત થયેલી પાશ્ચાત્ય સભ્યતામાં આ સ્વરૂપની ઉપલબ્ધિ થશે. નિઃસંદેહ એનામાં આ યોગ્યતા હતી પણ; કારણકે એમના ધર્મમત મુજબ મનુષ્ય ઈશ્વરનું જ એક રૂપ છે અને માનવ-પુત્ર ઈશુ દ્વારા જ તેની ઉપાસના થઈ શકે છે. કિન્તુ આજની આ મારામારી અને લૂંટણવેડા જોઉં છું ત્યારે નિરાશ થવું પડે છે, એ આશા ધૂળમાં મળી જતી દેખાય છે. આ મહાસત્યને વ્યક્તિગત રીતે ઉપલબ્ધ કર્યું હોય એવા અનેક મહાનુભાવો આજે યુરોપમાં વિદ્યમાન છે. પરન્તુ ત્યાંની જનતા ઉન્મત્ત છે, તેમના કાન બહેરા થઈ ગયા છે. તેથી આ સત્યની સુનવાઈ હવે તે દેશમાં થઈ શકશે એવી સંભાવના નથી. આપણે લોકો જો કે મોઢેથી તો જપીએ છીએ કે 'यत्र जीवः तत्र शिवः' (જ્યાં જીવ ત્યાં શિવ) કિન્તુ આ સત્ય શું સાચેસાચ આપણા ભીતરમાં સ્થાન લઈને બેઠું છે ખરું? આટલી મારામારી કાપાકાપીમાં ઝુકાવી બેસવાનું આપણામાં સામર્થ્ય નથી તેથી તો આપણે આ મારામારીમાં ઝુકાવી પડ્યા નથી. કોણ જાણે છે એવો અવસર આવી જાય

તો અમે કેવા બીભત્સ સ્વરૂપમાં પ્રકટ થઈ ઊઠીએ. કોઈ પણ પ્રકારની તાકાત ન હોવા છતાં પણ, અસ્પૃશ્યતાની બાબતમાં આપણે જેવી હિંસા–પટુતા પ્રદર્શિત કરી છે તે જ સારી દુનિયાને સ્તબ્ધ કરવા માટે પૂરતી છે!

તો પણ માનવ-ગત આ મહાસત્ય અમારા ઋષિઓની નજીક આવ્યું હતું. અમે જો આ માનવોપલક્ષિધનો સાક્ષાત્કાર કરી શકીએ તો ભારતવર્ષનો પ્રાચીન સત્યદ્રષ્ટા ઋષિગણ જરૂર પ્રસન્ન અને સંતુષ્ટ થશે.

આ મહાતપસ્યાનો પથ કોણ દેખાડશે? એ માટે પણ મનુષ્યના માહાત્મ્યની વાતનું જ સ્મરણ કરવું પડશે. બુદ્ધદેવ હંમેશ કહ્યા કરતા કે બીજાઓ ઉપર અવલમ્બન ન રાખો, તમે ખુદ તમારી જાતને જ દીપક બનાવો—" आत्म-दीपो भव।" ઉપનિષદો પણ આ જ વાત કહે છે. મનુષ્ય વિજ્ઞાનમય છે પછી ચિન્તા શી છે (બૃહદારણ્યક ૨, ૧, ૧૬). મનુષ્ય પોતે સ્વયંજ્યોતિ છે (બૃહદા૦ ૪, ૩, ૯).

તમારી ભીતરમાં જે વિજ્ઞાનમય પરમ જ્યોતિ વિદ્યમાન છે તેનું આવાહન કરીને ઉદ્‌બોધિત કરો. અંતરમાં બેઠેલા મહાગુરુ વિના એવું બીજું કોઈ નથી જે આ મહા આલોકને આપી શકે. માનવની ભીતરમાં જે ચિન્મય વેદ છે, એક માત્ર તેના દ્વારા જ પરિપૂર્ણ સત્યની પ્રાપ્તિ થઈ શકે છે. આ વિશ્વ સમસ્તમાં એવું કાંઈ જ નથી જે આ અન્તર-વેદને માટે અગમ્ય હોય. પ્રતિહાસ–ઉપનિષદમાં કહેવાયું છે કે ઋક્ મન્ત્ર તમને આવડતા હોય તો તમને દેવતાઓના રહસ્યની જાણ થઈ જાય છે; યજુર્વેદ તમને આવડતો હોય તો યજ્ઞોનું રહસ્ય જાણી શકો છો; સામમન્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરો તો બીજું બધું જાણી શકો છો; પરંતુ મનુષ્યના અંતરાત્મામાં જે અન્તર વેદ છે તેને તમે જાણો તો બ્રહ્મને જાણી શકો છો—

ऋचो ह यो वेद स वेद देवान्
यजूंषि यो वेद स वेद यज्ञम् ।
सामानि यो वेद स वेद सर्वम्
यो मानसं वेद स वेद ब्रह्म ।

(अाडियार पब्लिकेशन पृ. ११)

સાધના દ્વારા પોતામાં અંતઃસ્થિત ચિન્મય જ્યોતિને ઉદ્‌ભાસિત કરીને પરમ સત્યને જાણો, જાગ્રત બનો. જાગ્રત ન થવાથી બ્રહ્મને જાણી શકાતો નથી, અગર તેની સેવા થઈ શકતી નથી. આ જે બધા પુરોહિત બ્રાહ્મણોનું નિદ્રા-મગ્ન દળ છે તેમની જેમ ઊંઘતા રહેવાથી કામ નહિ ચાલે—

मोघु ब्रह्मेव तन्द्रयुर्भव (ऋग्० ८. ९२, ३०)

ઉદ્યમી અને જાગ્રત લોકો જ ધન્ય છે, નિદ્રાળુ અને અવસાદ-ગ્રસ્ત નહિ. તંદ્રા વિનાના ઉત્સાહશીલ લોકો જ આનંદલોકના અધિકારી છે. કારણકે ઐતરેય બ્રાહ્મણમાં કહેવામાં આવ્યું છે કે દેવતા તેની સાથે ને સાથે ચાલે છે જે અગ્રેસર થઈને ચાલવા માંડે છે—

इन्द्र इच्चरतः सखा (७. १५. १)

પાપ-પુણ્યની સમસ્યાઓ લઈને ઉપદેશકોનાં દળ જ્યારે દેખાઈ રહ્યાં છે એવા અવસરને

સમયે ઐતરેય બ્રાહ્મણનો સંદેશ છે કે આગળ ધપતા રહો. તમારાં પાપ તમારા ચાલવાના માર્ગમાં પોતે જ હતવીર્ય થઈને સૂઈ જશે—

शेरेऽस्य सर्वे पाप्मानः श्रमेण प्रपथे हताः ।
(ऐतरेय ७. १५. २)

આપણે કહી શકીએ છીએ કે અમે દુર્ભાગી છીએ, અમે શું આ મન્ત્રની સાધના કરી શકીએ? ઐતરેયે આ આપત્તિનો મક્કમ અવાજથી પ્રતિવાદ કર્યો છે. ભાગ્ય એ શી વસ્તુ છે—એ શું છે? જે બેઠા રહે છે તેનું ભાગ્ય પણ બેઠું રહે છે; જે ઊઠીને ઊભા થાય છે તેનું ભાગ્ય પણ ઊઠીને ઊભું થાય છે; જે સૂતા પડ્યા રહે છે તેનું ભાગ્ય પણ સૂતું પડી રહે છે; જે અગ્રેસર થાય છે તેનું ભાગ્ય પણ અગ્રેસર થાય છે. માટે આગળ ધસો—આગળ ધસો—

आस्ते भग आसीनस्योर्ध्वस्तिष्ठति तिष्ठतः ।
शेते निपद्यमानस्य चराति चरतो भगः ॥
चरैवेति चरैवेति । (ऐत० ७. १५. ३)

એમ કહેવું કે કળિયુગમાં આ વસ્તુ બની શકતી નથી તો તેમાં કાંઈ જ વજૂદ નથી. કારણકે ઐતરેયમાં જ કહ્યું છે કે સૂઈ રહેવું એને જ કલિયુગ કહેવામાં આવે છે. નિદ્રા છોડીને જાગી ઊઠવું એ જ દ્વાપર છે; ઊઠીને ઊભા થવું એ જ ત્રેતા છે અને અગ્રેસર થઈને ચાલવું એ જ સત્યયુગ છે. માટે આગળ ધસો – આગે બઢો.

कलिः शयानो भवति संजिहानस्तु द्वापरः
उत्तिष्ठंस्त्रेता भवति कृतं संपद्यते चरन् ।
चरैवेति चरैवेति । (७. १५. ४)

શક્તિના અભાવની ચિન્તા કદી ન કરો. સારા સંસારને પ્રકાશનું દાન કરતા સૂર્યને શું કદી પ્રકાશના અભાવનો અનુભવ થયો છે? જ્યાં જ્યાં તે પ્રકાશનું દાન કરતા આગળ વધતા ગયા છે ત્યાં ત્યાં તેનો પ્રકાશ-ભણ્ડાર પૂર્ણ થતો ગયો છે—

सूर्यस्य पश्य श्रेमाणं यो न तन्द्रयते चरन् (७. १५. ५)

હું નથી જાણતો કે ઐતરેય બ્રાહ્મણના આ 'चरैवेति' મન્ત્રથી અધિક ગતિશીલ અને શક્તિશાળી મન્ત્ર જગતની કોઈ બીજી જાતિના શાસ્ત્રમાં છે કે નહિ. હે તરુણ મિત્રો, જીવનમાં જ્યારે પણ તમે અવસાદ અનુભવો, ત્યારે તમે આ મન્ત્રનું જરૂર સ્મરણ કરજો, તમને અચૂક કોઈ નવી જ શક્તિનો અનુભવ થશે.

જ્યાં સુધી આપણે બેસી રહીએ છીએ ત્યાં સુધી આગળ કે પાછળનો ભેદ બિલકુલ મીટતો નથી. માત્ર ચાલવાથી જ આપણે અતીત અને અનાગતને, ભૂત અને ભવિષ્યને એક કરી શકીએ છીએ. કાલની સાથે કાલનો અને સમયની સાથે સમયનો જે આ યોગ છે તેને જ અંગ્રેજીમાં Synthesis, અને આપણે લોકો 'યોગ' કહીએ છીએ. આપણા દેશમાં સમસ્ત સાધનાઓમાં શ્રેષ્ઠ સાધના યોગની સાધના છે.

જગતમાં એક મોટી ભારે સંકીર્ણતા છે. પ્રાચીન વર્તમાનનો સ્વીકાર કરતું નથી અને વર્તમાન પણ અતીતની ઉપેક્ષા કરવા ઇચ્છે છે. કોઈ સમજતું નથી કે એકના વિના બીજું

લંગડું અને અર્થહીન છે. આજના લોકો કહે છે કે પ્રાચીનમાં કેવળ આચાર–વિચાર છે સંયમ છે, control અગર ડિસિપ્લિન–શિસ્ત–છે. તેમાં ગતિ નથી. જૂના જમાનાના લોકો કહે છે કે આજના જમાનામાં માત્ર ગતિ જ ગતિ છે, સંયમ નથી. તેથી યુરોપે ગતિશીલ વિજ્ઞાનનું શરણુ લઈ સંયમશીલ ધર્મને છોડી દીધો છે. કિન્તુ આજે જ્યારે, વિજ્ઞાનની હિંસ્ર રાક્ષસી મૂર્તિ પ્રકટ થઈ છે ત્યારે યુરોપને કોણુ બચાવશે? આપણા આ દેશની દુર્ગતિ બીજા પ્રકારની છે. આપણે સંયમશીલ ધર્મને પકડી રહી, ગતિશીલ જ્ઞાનવિજ્ઞાનને છોડી અવસાદગ્રસ્ત બની મૃતપ્રાય બની ગયા છીએ. એની મતલબ શી છે?

અસલમાં અંધ–પંગુ–ન્યાયથી બન્નેના યોગ આવશ્યક છે. ઘોડાને છોડી દેવાથી લગામ નિરર્થક છે અને લગામ વિના ઘોડો ભયંકર છે. સુકાન વિના કોણુ સમુદ્રમાં હોડી છોડવાનું સાહસ કરી શકે છે અથવા જહાજને છોડીને સુકાન પકડી રહેવામાં પણુ કયી બુદ્ધિચતુરાઈ છે! રથ–અશ્વ–ન્યાયમાં આ જ વાત કહેવામાં આવી છે.

આપણા દેશમાં શાસ્ત્ર અને આચારમાં જે સંયમ સૂચવવામાં આવ્યો છે તે ભવિષ્યના અમારા માર્ગમાં સહાયક નીવડે છે અને તે મુજબ વર્તીને આપણે તે સંયમ અને આચારને સાર્થક કરીએ.

સાધનાનાં બે મહાક્ષેત્ર છે: દેશ અને કાલ. દેશ (સ્થાન)માં જે ચર અને અચર છે, તે કાલમાં ભૂત અને ભવ્ય છે. એ બન્ને એક જ પરમ દેવતાનાં બે રૂપ છે. તેમાં કોઈ વિરોધ નથી. બૃહદ્ આરણ્યકમાં એટલા માટે કહેવામાં આવ્યું છે કે – ईशानं भूतभव्यस्य (૪. ૪. ૧૫). કઠોપનિષદ (૨. ૪. ૫)માં પણુ આ વાત કહેવામાં આવી છે અને શતપથ બ્રાહ્મણુ (૨૪. ૭૨. ૧૮)માં પણુ આ સત્યનો પ્રતિધ્વનિ છે. અથર્વ વેદ (૧૩. ૩. ૭)માં પરમ દેવતાને 'भूतो भविष्यद् भुवनस्य यस्पतिः' કહીને તેનું સ્મરણુ કરવામાં આવ્યું છે. વસ્તુતઃ પરમ દેવતાનાં આ બે રૂપોમાં કોઈ વિરોધ નથી. તો પણુ આપણામાંના કેટલાક ભૂતકાલના ઉપાસક પુરાતન–પંથી બનીને અને કેટલાક ભવિષ્યના ઉપાસક નૂતન–પંથી બનીને અજબ ટંટો ઊભો કરી દે છે. અતીત કાળમાં જે પુરાતન–પંથીના સ્થાણુ યાને ભૂતનાથ છે તે જ ભવિષ્યના નૂતન–પંથીના ભવ્ય–ઈશાન યાને ભાવિ કાલના ચાલક છે.

આપણા દેશમાં જે એના એક સ્વરૂપને છોડીને અન્ય સ્વરૂપની પૂજા કરે છે તે પૂજાને બહાને એ પરમ દેવતાનું અપમાન કરે છે. અથર્વ વેદમાં કહેવામાં આવ્યું છે કે એક જ યજ્ઞથી ભૂત અને ભવિષ્ય બન્ને રૂપો દેખાઈ આવે છે – स यज्ञः प्रथमो भूतो भव्यो अजायत (૧૩. ૧. ૫૫)। તેથી આ સઘળું ઉત્પન્ન થયું છે – तस्माद्ध यज्ञ इदं सर्वम् । સાધારણુ જગતમાં પણુ આપણે જોઈએ છીએ કે કાલ, આજ અને આવતી કાલમાં કોઈ વિરોધ નથી. ભૂતના ઉપર વર્તમાનની પ્રતિષ્ઠા થાય છે અને વર્તમાન ઉપર ભવિષ્યની સ્થાપના થાય છે—

असति सत् प्रतिष्ठितम्, सति भूतं प्रतिष्ठितम् ।
भूतं ह भव्य आहितं भव्यं भूते प्रतिष्ठितम् ॥
(અથર્વ ૧૭. ૧. ૧૯)

એટલા માટે ઋષિએ કહ્યું છે કે તમે જ ભૂત છો, તમે જ ભવિષ્ય છો — भूतमसि भवदसि (कौशिक सूत्र ६२. १३)। ભવિષ્યથી વિમુક્ત કરીને ભૂતને તે જોઈ શકતો નથી. સામમન્ત્ર બ્રાહ્મણનું કહેવું છે કે ભૂતને ભવિષ્ય સાથે જોડીને જોવું જોઈએ — भूतं भविष्यता सह (२. ४. १०)'। જૈમિનીય બ્રાહ્મણ (૨–૭૨)માં પણ આ જ વાત કહેવામાં આવી છે. એટલે તો તેણે ભૂત અને ભવિષ્યનું એક સાથે આવાહન કર્યું છે — 'भूताय त्वा भव्याय त्वा' (मैत्रायणी ब्राह्मण १. ३. ३५) અને 'भुवे त्वा भव्याय त्वा भविष्यते त्वा तैत्तिरीय संहिता (७. १. १२. १)।' શતપથ બ્રાહ્મણે ભૂત અને ભવિષ્યની સ્તુતિ એક સાથે કરી છે — भूतं भविष्यत् प्रस्तौमि (१०. ४. १. ६)।

ભૂત અને ભવિષ્ય બન્નેના મિલનથી જે પરમ સત્ય છે તેની આરાધના જો કરી શકાય તો આપણને અભય મળી શકે છે—

भूतं भविष्यदभयं विश्वमस्तु मे (आश्वलायन गृह्य सूत्र २–४–१४)

આ પૂર્ણતાનો જે અંશ છોડી દેવામાં આવશે તેના તરફથી મૃત્યુ-બાણ આવશે, જેમ પેલી વાર્તામાંના એક આંખવાળા મૃગની પાસે આવી હતી. ભારતવર્ષ જે દિવસે ભૂતની ઉપાસનામાં સંલગ્ન થઈને ભવિષ્યની ઉપેક્ષા કરવાનું શરૂ કરશે તે જ દિવસે તે જ ભવિષ્યની દિશામાંથી તેની પાસે મૃત્યુ-બાણ આવીને ખડી થશે. એટલે, જે સાધના પરિપૂર્ણ છે તેમાં નૂતન અને પુરાતનનું કોઇ દ્વન્દ્વ નથી, તેમાં કોઈ વિરોધ નથી. પુરાતનની આણ દઈને આપણે જો નૂતનનો સ્વીકાર કરીશું નહિ તો આ સાધનાનો વિનિપાત થાય છે. દક્ષ-યજ્ઞની કથામાં આ સત્યની ઘોષણા કરવામાં આવી છે. તે જ પ્રમાણે પુરાતનનો ત્યાગ કરીને નૂતનનું પણ ગ્રહણ થઈ શકે તેમ નથી. એક જ દેવતાનાં બે સ્વરૂપ છે. એ બન્ને સ્વરૂપોના સાધક જો પરસ્પર વાદ કરે તો કલ્યાણ શી રીતે થાય? જહાજ જ્યારે સમુદ્રમાં મધદરિયે હોય અને તેવે સમયે તેનાં પાટિયાં આપસઆપસમાં લડીને અલગ અલગ થઈ જાય તો 'મહતી વિનષ્ટિ' સિવાય શું હાથમાં આવે? એટલા માટે આશ્વલાયન ગૃહ્ય સૂત્રમાં કહ્યું છે કે ભૂત અને ભવિષ્ય બન્ને મળીને અમારું કલ્યાણ કરો — भूतं भविष्यद्भुतभद्र मस्तु मे। અથર્વ વેદમાં આ મહત્ત્વપૂર્ણ વાક્ય કહેવામાં આવ્યું છે કે અમે ભૂત દ્વારા પણ રક્ષિત રહીએ અને ભવિષ્ય દ્વારા પણ રક્ષિત રહીએ — भूतेन गुप्तो भव्येन चाहं (१७. १. २६)। એટલે સ્થિતિશીલ (Static) અને ગતિશીલ (Dynamic) વસ્તુઓમાં મૂળે તો કોઈ વિરોધ નથી. બન્ને એક બીજાના પૂરક છે. સમુદ્રમાં ચાલતું વહાણ જ્યારે દિઙ્મૂઢ બને છે ત્યારે ચાલતું વાદળું તેને સહાય આપી શકતું નથી, તેને અચલ ધ્રુવ નક્ષત્ર જ માર્ગ દેખાડી શકે છે. તમારી સાધનામાં શિવ અને શક્તિનો આ યોગ બરાબર સધાવો જોઈએ તો જ આ સાધના સાર્થક નીવડી શકે.

અપૂર્ણ

☆

# કાલ યાત્રાળુ !

'સ્વપ્નસ્થ'

ઓ કાલ યાત્રાળુ વિરાટ માનવ!
શાં તત્ત્વ અંતસ્થ ગ્રહી અનંતને
માપી રહ્યો તું નિજ ગીટ માંડી ?
શા પ્રેમથી આ શિવ-કંઠ-ગાથા
રચી રહ્યો તું નભ-ગંગ-આરે ?
દિનો દિનો, વર્ષ, અરે, યુગોની
પલોટ ભરી પામરતા વિસારી
તારી જ, તું ક્યાં બડભાગી શિલ્પને
ધડી રહ્યો કાલ તણાં સિંહાસને ?

અમાપ કાલે જલ બિન્દુ જેવાં
આયુષ્યનાં દેહ-જડેલ ક્ષોભને
બ્રહ્મર્ષિ ફેંકેલ ત્રિશંકુ જેમ
તું ફેંકતો ઉન્નત, ઉર્ધ્વ અંબરે!

ફરી ફરી આ ચરણો ધરા પરે;
ફરી ફરી ઉન્નત માંહિ ઉત્સરે.
ને, ત્યાં ઉભેલાં પરિહાસ પ્રેર્યાં
શશી, અહો, તારક વૃંદ ને લજી,
નિહારિકાયે, દગ રૂંધમાંથી નાખી જતી,
કિન્તુ ન હાસ્ય આવે ઓપ્ટેય રે!

માનવ આંખ સામે
અનંતની પાર નિહાળનારી.
મનુષ્યની શાશ્વત કાજની વ્યથા
વિશ્વાત્માઓનાં શ્વસનો નિરોધે.

પુરા વસંતાન્ત ઉતરી ધ્રુવે
અહર્નિશાની અયન ક્રમામાં
અનંત'પ્રેક્ષી ગતિ તારકોની
અવાક્ મનુષ્યે નિજ જીવનોના
સંપર્કની ચંચલતા પિછાની,
ધ્વનિ કર્યા જે પવનો વિશે રહી

અનંત કર્મો નિજની કથા કહી
રહી શકે શાશ્વતઃ શૂન્યમાંથી
ભાષા ધરી, શાંત જતી ઉષાને
ગ્રહી અને અંચલ, વાત પૂછી
શે થાઉં હું શાશ્વત ?
મૌન થતી ઉષા મહીં લઈ મૌન એણે
સમષ્ટિના ક્રાંત પ્રવાહ જોવા
પ્રવાહની કો' ગતિમાં નિહાળી
હેતુત્વની નિર્મમ કાંઈ સૂક્ષ્મતા.
એ સૂક્ષ્મ ! ઓ સૂક્ષ્મ! વિરાટ વ્યાપ્ત !
સમસ્તનો ચાલક ! આ સ્વરોમાં
અનંત તારી ગતિ વ્યક્ત થાય છે.
ઓ શક્તિ તારાં બલવાન કર્મની
પ્રશસ્તિ કાજે પ્રકટી ઉપષ્ટિ
ફરી થતાં તન્મયઃ તું જ હું ને ?

પ્રજા વધે છે-ઈહ દેહબદ્ધતા-
મનુષ્યની પામરતાય પાંગરે
અહર્નિશાની અયન ક્રમાની
આ મંદતામાં, લઘુ આ ધરામાં
રહી શકે ના સ્થિત માનવીના
મહાર્ણવો શા અભિલાષ. એ તો
ત્રિખંડ પાટે હળના મરોથી
અક્ષોભ પૃથ્વી ઉરને જગાડતા.
અગોચરે પાય સદા લઈ જતા
અશાંત આ માનવબાહુ જેવાં
અક્ષમ્ય કર્મે પશુને પલાણતા
અને પલોટે, લઘુ આયુ માંહિ
અનંતની કૈં પણુ લૂટ કાજે.

પ્રજા-સમાજે નિજ દેહ વિસ્તરી
ભરી દિધી ભૂમિ અફાટ કર્મની
આષ્ટવિકાને અવહેલતી એ

આયુષ્યની ચંચલતા વિસારી એ
ક્ષણે ક્ષણે અર્થવિહીન કર્મથી
ભરી દિયે માનવ લોચનો ને,
અનંતલક્ષી ઉર વાંછનાને
વીંટી વળે ધુમ્મસ આશરીરી.

છતાંય એ ક્રાંતિ ફરી પ્રત્યક્ષતો
અતૂટ એ બંધનમાં જડેલી
અમર્ત્ય વાંછા નવરૂપ ધારતીઃ
સમસ્ત છે ચિત્ત વિષે રહેલું–
આ હુંત્વનું બંધન જો તજી શકું!
નિષ્કર્મ નિર્લેપ અનંત લીન
હું સચ્ચિદાનંદ વિમુક્ત થૈ શકું.

તદા મહાકાલ ફિરાવી પાસું
જુવે મનુષ્યો પ્રતિ રુદ્રનેનથી
ભુલાયલા આ પરિવાર ભૂતના
કરોડ આ જંગલમાં રહેતાં
આવી ચડયાં માનવનાં જ ટોળાં.

પ્રભુત્વ પાછાં પલટાય વિશ્વે
ત્રિશંકુ પાછા પડતા ધરા પરે
ક્ષુદ્રો તણા સંચરતા દવાનલો
અંતરથ સૌ બાહ્ય બની ગયાં ભલો
વૈષમ્યમાં એ ઉચ્છિન્નતામાં
મનુષ્ય કૈં અદ્‌ભુત સાંત્વના ગ્રહે:

આ પૂર્વ જન્મો ત્યમ જન્મ ભાવિનો.
જે આ પ્રજામાં પશુતા થકી સ્ફુર્યો
અમેય જે જાગ્રતિમાં રમી રહ્યો
તે આયુની પાર અનંત કાલમાં
અનંત આનંદ રહ્યો બઢાવતો!
દિને દિને ઉદ્‌ભવતી પ્રજા, ને
પ્રજાર્થ સંસાધન, ને સમાજ, ને
સંરાજ્ય, ને વિસ્તરતી વ્યથા, ને
કુટીરથી ગ્રસ્ત થનાર હર્મ્યો,
હર્મ્યો ખચેલી નગરો, અનંતની

શ્રદ્ધા–સ્મૃતિ કાજ રચેલ મંદિરો
ને વિસ્મૃતિ અર્થ ઘડેલ દંડો.

આ દંડની પ્રેરક યોજનાથી
નિજે ઘડેલાં દૃઢ બંધનોથી
મનુષ્યનું અંતર મૂઢ થાય છે:

રે પ્રાણનો આ ભય? નિર્ભયાત્મા
–શરીર તો ભંગુર – વિશ્વવાટમાં
અમર્ત્ય છે ચેતનવંત આત્મા.

હવે સમાજેય ઝિલેલ મોજાં
આયુષ્યની ભંગુરતા, અનંત
કર્મો તણી શાશ્વતતા, જિવંત
સંસ્કાર વાંછા!–
પલો પલોની અનિવાર્ય ભિક્ષા
પલે પલે ત્યાગ તણી મહાકથા.

દયા અહિંસા નિજ વૃત્તિઓના
સંકોચ ને સ્વત્વ તણું વિલોપન!

ત્રિશંકુ પાછો નભમાં ચડે છે
વૈષમ્ય એ માનવને સૂઝે છે
અનંત શ્રદ્ધાભર તોય ત્યારે
કટાક્ષની મંગલ એ કથા કહે.

કટાક્ષ! એ હાસ્ય મનુષ્ય કેરું
કરુણ–કલ્યાણ–વ્યથા ભરેલું
રચી રહ્યું ભારતની મહાકથાઃ

અજ્ઞાત વેગે ચરતાં મનોને
શાં બંધને રૂઢ કરી શકાય!
ને શી વિધે એ મનુ-અંતરે રહ્યા
ઓ કૃષ્ણ તોયે અભિરામ સુંદર!
ઓ પાપ સાથે શુભ ઝંખના ભર્યા
અનંતલક્ષી નિજને પરાયા!
નૈરાશ્ય આ અંતરને વિદારતું
શી રીત નૈવેદ્ય બને અનંતનું!

ક્યા ક્યા પ્રવાહો ઇહ શાશ્વતાશા
પરે સરીને મળતા અનંતમાં?

ને આર્ત એ માનવ! તારી ભિક્ષા
જાણે ન હોયે સરિતા જ—ઉંચા
તેવા પ્રવાહો નમતા ઉભા રહ્યા
પ્રવાહનીયે ગતિને વિલોકતા!

નમેલ ઉંચા તણી એ છટાએ
એ વિસ્તરેલી ઘટના સમાજમાં
જેણે દિધાં માતપિતા સુધામય
જેણે રચેલાં મૃદુ ભાઇબેન
જેણે રચી બાલ ધરા સમી મહા
દાંપત્યની ગૂઢ રહસ્ય ગાથા
ને વંશજોની; નિજથી જ વ્યક્ત,
નિજત્વથી ભિન્ન, અનિત્ય-નિત્ય
યુગો યુગોને નિજ તત્ત્વ અર્પી
બેઠી રહેલી અમૃતા શરીરિતા
અંતસ્તલે એ ઉરભાન સાથે
જેણે રચી આ લઘુકાલ માંહે
લઘુત્વની અંતિમ આર્દ્ર વાચા.
કલાકૃતિની મરમો બહાએ
આ શિલ્પની ભવ્ય છટા, અહીં ધરી
ચિત્રસ્થ કો શાશ્વત માનવાશા;
અને અહીં સંચરતા ધ્વનોની
ગભીરનાદી બજતી મૃદંગ;
ને ચંદ્ર વા ગૂઢ ત્રિકાલ સંધ્યા
વા મૌનના અર્થભરી વ્યથા સુધા
જેણે કહી સંગીતના સ્વરોમાં,
પ્રતીપ આંદોલન નિષ્પત્તિમાં;
જેણે રચેલા ભરતો, બિથોવનો
વા રાસના મંદ સ્વરો મહીં આ
રાત્રી તણી પૂર્ણ ગભીરતામાં
દિનો તણી પામરતા વિસારતાં
જેણે અહો ગાઇ અનંત-આશા.
એ આશનાં ગૂઢ સ્મિતો ઝિલ્યે જતા
આ માનવાત્મા તણી આર્ત વાંછા

પ્લેટો તણી એ નગરી નિયામક
રૂસો અને રસ્કિનના મનસ્ય
વસિષ્ઠ વા ગૂઢ થતા પતંજલિ
આ બુદ્ધ, આ શંકર, આ ઇસુ, વા
ટૉલ્સ્ટૉય ને માર્ક્સ સમા મહર્ષિઓ
આઇન્સ્ટાઇન ને—એ ઇતિહાસપાનને
ભરી રહેલા, મનુવંશ ગાથા-
ના ઉત્પાતારોહણનાં પદો સમા
ત્રિશંકુઓ—ઓ! અવિરામ ઊર્ધ્વગ!



વિજ્ઞાનના સ્પર્શ વડે ગ્રહેલી
અમોઘ શક્તિ મનુને અનુસરી
ને બ્હાર જે ભવ્ય ઉરે ન લાવશે
ઉરે રહેલો અમ બ્હાર લાવશે.

દગો ભરી આજ અહીં પડી છે
મનુષ્યના આ અવિરામ યત્નની
દુર્દમ્ય એવી અભિલાષની ક્યાં;
પુરા પડી'તી લઘુ શાસ્ત્ર ગ્રંથમાં
આજે છપાઇ (સહુ જીવનોમાં)
જનતા વિષે મહા.
જે પાડવે છે નચિકેત બાલને
અનંત વ્યાપી યમરાજ પાસે
તેણે જ ગૂઢરસ્ય શાસ્ત્ર કેરી
ખુલ્લી કરી અંતિમ યોજના આ.

એ જ્ઞાનની ભવ્ય ઉપાસનાઓ
ન્હોતી કદી રે લઘુ જિંદગીમાં
વર્ષો તણી વ્યર્થ જતી મજૂરી,
ન્હોતી કદી એ નિજ બાહુ માંહે
મહાન થાવા તણી કીર્તિવાંછા,
ન્હોતી તથા મૃત્યુ ઘડી સુધીમાં
આ ચિત્ત અર્પેલ પ્રવૃત્તિની પળો.

એ તો હતી અંકુર દેહમાંહે
અનંતની જે બલવાન આવૃત્તિ

તેને પદે અંતર આર્તિથી ભરી
અર્ધ્યો તણી સંભવતી પરંપરા.

અહર્નિશાની અવિભિન્ન જોડલી
જેવી અહીં પામરતાય ચાલતી:
ધર્મો તણાં દંડ ગયા પછી આ

રાષ્ટ્રો અને કંચનના પ્રદંડો,
યુદ્ધો, અને માનવ આ ત્રિશંકુના
પૈરો અહીં પૃથ્વી પરે પછાડતા
અંતરસ્થ કેવા કલહો ભરી રહ્યા
રક્તેષુ આ માનવની જ ઈચ્છા.

આ વિકૃતિ પંથ વિષેય કેવી
ચરી રહી એ જ અરોધ્ય ભિક્ષા!
ને તોય આજે—ઈહ ગ્રામ પંથે
નિરન્ન, નિર્વસ્ત્ર, ચ ભગ્નગાત્રી,
કઠોર હસ્તે સ્વજનો તણી ચિતા
ચેતાવનારા—કંઈ ગૂઢ આશા
ધરી અને નિત્ય તણી વ્યથાગ્રાં,
જીજીવિષાની પર જીવનોમાં
સાર્થક્ય કૈં જોઈ રહ્યા, મહત્તર
આયોજનો જોઈ રહ્યા અનંતનાં,
સહી રહ્યા દુઃસહ પ્રેમની વ્યથા.
એ પ્રેમ કાજે જ ગૃહો ભરી ભરી
રચેલ ગ્રામો પુર સર્વમાં ભર્યાં.

અસંખ્ય દંશો ઉરમાં જળી રહ્યા,
અસંખ્ય આ માનવ બંધુ બ્હેનો,
આ મૃત્યુ આરેય હસી રહેલાં,
નભાંગણે જોઈ અનંત ઘેલાં,
ક્ષુધા તૃષા આ વપુની શમાવતા,
બહિર્ પડ્યું, પ્રેમ તણા છતાંય
સ્વરો સુણે ત્યાં યુગના યુગો ભુલી
ઉષા તણો અંચલ ઝીલનારા
અનિત્યના નિત્ય તણા ત્રિશંકુઓ;
વા ક્ષુદ્રતામાં જ સદૈવ રહેતા,
આ ક્ષુદ્ર દેહે અવિશ્રાંત કાર્યે
અનંત કો' કર્મ—કથા રચ્યે જતા,
આ આયુના દીપકમાં અનંત
—મર્મો તણી શાશ્વતતા ભરી જતા,

નિહારિકા સાથ સદા હસ્યે જતા,
અનંત પાસે પરિહાસ પ્રેરતા,
ઊભા નિરાધાર, અમાન્ય; અંતરે
અનંત શંકા સહતા, નિજે રચ્યાં
પી પી વિષો મંગલને અરાધતા,
ને—કોણ જાણે કિસ ભાવિ-ધારે
તારી અહો આ ફળનાર આશા!

આ ભાવિનાં સ્વપ્ન તણા સુકર્તા,
ગારા મહીં ગ્રસ્ત શિશુત્વમાં, આ
તેજસ્વી આંખો — અનિમેષ મીટમાં,
આ ક્ષુદ્રમાં — નિત્ય પ્રવૃત્ત ભાનમાં
અવ્યક્તને વ્યક્ત કરી નિહાળવા
આતુર આ માનવની જ તૃષ્ણા,
અજ્ઞાત વેગે ગર ગોચરા થતી.

સામાન્યમાં જે નિરખે અનન્ય
અનન્યમાં જે વિચરે સનાતન
એ શાંતિનાં ક્યાં ફુટશે પ્રભાત?
ક્યારે અહો શોણિત આર્દ્ર આ પ્રજા
અંત વ્યથાને વિસરી, અનંતન
આશીષ પામી હસશે નિરંતર?

મહર્ષિઓની જનનાયકોની
દ્દષ્ટા અને ભાવુકની પરંપરા
— પરંપરયો જ અશક્ય ભાસતી —
ક્યારે અહો શાશ્વત શાંત કાલને
ભરી શકે સંગીતના સ્વરોથી?

શું ના કદિ? કાલ સમી અનંત
તૃષ્ણાય આ માનવની જ શાશ્વત?

બધા નિહાળે — ઇહ જિંદગીમાં,
મળેલ આ ધન્ય જિવંતતામાં,
શંકાદશા, આ અવિરામ યત્નની
વ્યર્થ વ્યથાની, ઉરમાં છુપેલી
અપ્રાપ્ય આશે ઈતિહાસ પાયે
હું આજ બેઠો ત્યમ બેસતા પુછે:—
ઓ કાલ યાત્રાળુ! વિરાટ માનવ!
શાં તત્ત્વ અંતરસ્થ ગ્રહી અનંતને
માપી રહ્યો તું નિજ મીટ માંડી?

☆

# સૂકી ડાળીઓ [નું કાવ્ય]

હારેરભાઈ ભાણાભાઈ નાયક

ઉનાળાની રજા પડે, નિશાળોમાંથી છોકરાંઓ જતાં રહે, અને તે જ વખતે આજુબાજુનાં ઝાડો ઉપરથી પાંદડાં પણ રજા લે. અવાજ કર્યા વગર પીળાં પાંદડાં પડતાં જાય. પવન તો તે વખતે ખૂબ આળસુ એટલે બિચારાં તાતપાદેવુ જ બેસી રહે. આ વખતે પાંદડાં વગરની સૂકી લાગતી ડાળીઓનું કાવ્ય શરૂ થાય.

નવાં વાદળાં તો હજી મેઘ-પિતાને ઘેર હોય છે; જગતની બધી તલવારો પીગળાવી તેનો રસ પાથરી દીધો હોય એવા રંગનું આકાશ હોય છે; પવન ફટકેલ થઈ ગયો હોય છે; અને પેલો મહદ્ ગોળ અથવા that inverted bowl ધરતીનું ચૂસાતું અમૃત જોઈ રહે છેઃ આ વખતે આ નીલ ભૂમિકામાં શ્યામકોમલ ડાળીઓ એટલી સરસ લાગે છે : જાણે આવતી સમૃદ્ધિનાં સીમાચિહ્નો! એમને આપણે જોઈએ અને થાય :

અપમાનિત થયેલ ૌપદી કોઈનોયે સહારો ન મળવાથી જાણે આકાશને તૂટી પડતું અટકાવવા આંગળીઓ ઊંચી કરી રહી છે;

સો સો મુકુંદ પોતાની આંગળીએ ઉપરના નીલ ભૂભૃતને જાણે ધારણ કરી રહ્યા છે;

જગતનો દાઝેલો માણસ જાણે પોતાનાં આંગળાં વડે આહ કાઢતો હોય ને!;

અથવા કાલની આંગળીઓ — કઈ સલ્તનતના મિનારાની પેઠે — માણસને ચેતાવતી લાગે છેઃ 'દેખ, તારા હાલ પણ આવા થનાર છે.'

આ સૂકી ડાળીઓમાં રંગમંડિત વસંતનો વિલાસ નથી; પલ્લવવતી વર્ષાશ્રીનો પૂર બહાર વૈભવ નથી; અને વિરલપત્રા શિશિરનું અભિમાન પણ નથી. અહીં છે ગોલ્ડસ્મિથના ડેઝર્ટેડ વિલેજની કરુણતા, ભવભૂતિની સીતાની નિરાધારતા અને શરદબાબુની પારૂની એકલતા. એ ભવ્ય નથી તોયે સુંદર છે. કરુણતાને લઈને વધારે પ્રિય બને છે; અને સાદાઈને લઈને પૂજ્ય બને છે.

જ્યારે સંધ્યાનું આકાશ ધરતીનાં રજનીગીતો સાંભળવાને નીચે ને નીચે આવતું લાગે છે ત્યારે પાનખરના એકાદ સૂકી ડાળીઓવાળા ઝાડ ઉપર કાગડાનું ટોળું ઊતરે છે. એમણે સમયની ગંભીરતા જાણી લીધી છે એટલે બોલતા નથી. એવામાં જો કોઈ એ ઝાડ નીચેથી ગયો તો બધા ઊડી જવાનાઃ જાણે રહીસહી પાંસળીઓમાંથી પ્રાણપંખી ઊડી ગયાં, જાણે નિશ્ચયના પિંજર સળિયામાંથી આશા-પક્ષીઓ ભાગી ગયાં!! આવી શોભા સૂકી ડાળીઓ વગર કોણ આપી શકે?

પાંદડે ભર્યા લીમડા ઉપર કલબલતાં ચકલાંને અહીં સ્થાન નથી; અને આંબાની ઘનઘટામાં સંતાઈ રહેતી કોયલની આ જગા નથી. અહીં તો માત્ર કાગડાઓ બેસેઃ સર્વ બંધનોને છોડી માત્ર દિશાનાં આભરણો પહેરીને ક્યાંકથી આવે, બેસે; થોડીવાર વિચાર કરતા હોય એમ શાન્ત રહે; પછી કંઈ રસ્તો જડયો હોય એમ ધીરેથી ઊડી જાય. ઝાડને જરા આનંદ થાય તે માત્ર ડાળીઓ હલાવી વ્યક્ત કરે. થોડા વખત પછી તેનું કંઈ નહીં. આ વખતે

કોઈ અટૂલાને એ સંદેશતું લાગે છે: "ફિલસૂફને વળી મિત્રો કેવા? આ કાગડાભાઈ આવે એટલો આનંદ: નહીં તો યે કંઈ નહીં. જુઓને: આકાશની વિશાળતા છે; નીચે ધરતીનો લાંબો પટ છે; સામે સંધ્યાની રક્તિમા છે; પ્રભાતનાં અણુઊઘડયાં નેત્ર છે. આપણે બીજું શું જોઈએ?"

આ જ ડાળીઓ તો ગઈ વસન્તે ભરીભરી હતી. આંબા, નવમલ્લિકા અને સરૂનાં ઝાડો વચ્ચેની શકુંતલા, અને વૃન્દાવનના મયૂરકદંબકની વચ્ચેની વીણાપાણિ મીરાંની છબી સરખી એની છબી હતી: કારણ ખૂબ ખૂબ પાંદડાં વચ્ચે ત્યારે એ ઉપર થોડાં ધોળાં ફૂલો હતાં!! આજે એ બધું ગયું. છતાં એ ડાળીઓ કંઈપણ ફરિયાદ કરતી નથી. સંયમની પડી અવિકારપણે એ સહી લે છે. એ જાણતી લાગે છે:

"નીચે ઊંચે ફરતી જ દશા ચક્ર આરાની પેઠે"
(કાલિદાસ)

આ જ વખતે સમડીઓને અને કાગડાઓને માળા બાંધવાનો વખત થાય છે. એમને તો સહેલું સાદું ગમે એટલે આવી ડાળીઓ પાસે એઓ આવે; થોડે વાર ચાંચથી આમતેમ હલાવે અને પછી એક એક કરીને ઊંચી નાળીએરીઓ ઉપર લઈ જાય. એમના અમળાવવાથી આખું ઝાડ હાલી ઊઠે છે: જાણે ખડખડ કરીને હસી પડ્યું!! તે વખતે આપણને રંતિદેવ યાદ આવે, કર્ણ યે સાંભરે અને ઉશીનર પણ સામે ઊભે. આ જોઈ આપણને ખૂબ જ આનંદ થાય.

ગામડાંની ગોપ છોકરીઓ ઝાડ નીચે ઢોરને ચરતાં મૂકી ડાળીઓ પાડવા ચઢે એ દશ્ય જોયું હોય તો નજરમાંથી ખસે એમ નથી.

સૂકી ડાળીઓની પાછળથી ચંદ્ર કે શુક્ર તારા જોવાની ખૂબ મઝા આવે. આપણે જતા હોઈએ ત્યાં ડાળીઓ પાછળથી ચંદ્ર હસી રહેઃ જાણે જેલમેલના સળિયા પાછળથી પ્રિયાએ સૈનિકને સ્મિતે નવાજી દીધો!! થોડી વાર ઊભા રહીએ તો લાગેઃ કોઈ તરુણી પોતાની *આંગળીઓ પાછળથી ચંદ્ર જોવાની રમત રમે છે; ચંદ્રને એણે જોયો છે; પોતાનો સુખશશી* હથેલીથી સંતાડવો છે. પાહરે લુચ્ચાઈ!!

આકાશની નીલ ભૂમિકામાં આ ડાળીઓ મોટા ઉત્પલને તોડવા મથતી શ્યામાની અંગુલીઓ શી શોભે છે; જ્યોત્સ્નામયી રાત્રિએ જાણે કોઈ સુંદરી આંગળીએ પહેરવા ઘરેણાં માગતી હોય એમ લાગે છે; અને સંધ્યાની પીળાશ પડતી પશ્ચાદ્ભૂમાં, થૉમસ હાર્ડી કહે છે તેમ, એ ડાળીઓ જૂના પીળા થયેલ મહોબ્બતના ખત ઉપરના શ્યામ અક્ષરો હોય એવી લાગે છે.

☆

# વત્સલા

અનુવાદક : કેશવલાલ કાશીરામ જાની
બી. એ., એસ. ટી. સી.

**ગાડી ઊપડવાની** થઈ એટલે તેણે પોતાના વૃદ્ધ પિતાને ફરીથી એકવાર કહ્યું: "ખાસ જાણવા જેવું હશે તો તમને લખીશ, અને ઘણું કરીને તો સોમવારે જ પાછી આવતી રહીશ."

તેના પિતાએ જવાબમાં શું કહ્યું તે પર તેણે બરાબર લક્ષ આપ્યું નહિ; પણ તે કેટલીયે વાર સુધી બારીમાં ને બારીમાં ઊભી રહી. સ્ટેશન પરનાં માણસો નાનાં નાનાં થતાં ગયાં, અને છેવટે અદૃશ્ય થયાં. લીલાંછમ ખેતરો ઉપર મધ્યાહ્નનો સૂર્ય પ્રકાશતો હતો. દૂર દૂર ટેકરી પર ચરતાં ઘેટાં નાનાં ટપકાં જેવાં દેખાતાં હતાં, અને ટેકરીની ટોચ પરનાં મંદિર પરનાં ઈંડાં ચમકારા મારી રહ્યાં હતાં. આગામી વર્ષ અત્યંત સુખકારી નીવડશે એવાં સ્પષ્ટ ચિહ્નો જણાતાં હતાં.

પણ સુખ અને આનંદ બધાંને માટે નથી.

તેણે એક નિસાસો નાખ્યો, અને બારીમાંથી પાછા ફરી પોતાનું નાનું પોટકું જ્યાં મૂક્યું હતું ત્યાં જઈને બેઠી.

હવે તે જોઈ શકી કે ડબ્બામાં ભીડ નહોતી. ત્રીજા વર્ગના ડબ્બામાં આટલી બધી જગ્યા જોઈ તેને આશ્ચર્ય થયું. બેચાર ખેડૂતનાં બૈરાંઓ, હાથમાં મોટી ડાંગવાળો પુરબિયા જેવો દેખાતો એક ડોસો, કપડાંનું એક મોટું પોટકું લઈ વેપાર માટે નીકળેલો એક મધ્યમ વયનો મેલાં કપડાંવાળો વેપારી, અને—

તેની દૃષ્ટિ ફરતાં ફરતાં, દૂર ખૂણામાં આંખો મીંચી સ્વસ્થ બેઠેલા એક તરુણ પર પડતાં જ તે એકદમ ચમકી. કેવો સ્વરૂપવાન! તેનાં કપડાં બહુ ઊંચી કિંમતનાં નહોતાં, છતાં સ્વચ્છ અને ઈસ્ત્રીવાળાં હતાં. તેનો ગૌર વર્ણ, કાળો વાળ, અને મીંચેલી આંખોની લાંબી પાંપણ તેની આકર્ષકતામાં ઉમેરો કરતાં હતાં.

તેણે નજર પાછી ખેંચી લઈ પોતાનો છેડો સંકોર્યો, અને તેમ કરતાં તેને મનમાં ને મનમાં હસવું આવ્યું; કારણ કે પેલા પુરુષની અને તેની દ્રષ્ટાદૃષ્ટ તો મળી જ નહોતી, અને કદાચ તેમ થયું હોત તોપણ પોતાને લજ્જિત થવું પડે તેવું પોતાનું રૂપ નહોતું! ઊલટું, દેખાવમાં તે કદરૂપી હતી. સીસમના જેવો રંગ, ઘાટ વગરનાં નાક અને આંખો, અને આખે મોઢે શીળીનાં ચાઠાં — આવી વત્સલા આખા ગામમાં કદરૂપી ગણાતી હતી, અને આ રૂપવૈગુણ્યને લીધે તેને ઘણું સહન કરવું પડ્યું હતું! મૅટ્રિક પાસ થયા પછી ઉચ્ચ શિક્ષણનો ખર્ચ તેના પિતા ઉપાડી ન શકવાથી તેણે નોકરી માટે ઘણા પ્રયાસ કર્યા હતા; પણ દરેક ઠેકાણે નિરાશા મળી હતી. જો કે કોઈએ તેને મોઢામોઢ કહ્યું નહોતું, છતાં

તે સમજી ગઈ હતી કે કુરૂપતાને લીધે જ પોતાને નિષ્ફળતા મળે છે. આજે તે નોકરીના પ્રયાસ માટે જ પૂના જતી હતી. પરંતુ તેનું મન તો આશાને બદલે ભીતિ અને શંકા જ અનુભવતું હતું. તેની અરજી ઉપરથી તેને રૂબરૂ મળવા બોલાવી હતી, પણ તેને નજરે જોયા પછી —

વત્સલાને ઘણીવાર પોતાના દેખાવ ઉપર તિરસ્કાર આવતો.

થોડીવાર પછી તે તરુણ તરફ ફરીથી જોવાનું મન થતાં તેણે તાકીને તેના તરફ જોયું. પવનથી ઊડતા તેના વાળ તેણે જમણે હાથે સરખા કર્યા, પણ તેણે આંખો ઉઘાડી નહિ.

આ જોઈ વત્સલાને જરા આશ્ચર્ય થયું. તેની આંખો પણ તેના વાળ જેવી જ કાળી હશે કે કેમ તે જોવાની તેને અત્યંત જિજ્ઞાસા થઈ. ધડકતી છાતીએ પણ તેણે પોતાની નજર તેના પર ઠેરવી રાખી. પરંતુ આશ્ચર્ય! તે કોઈ પણ વાતે આંખો ઉઘાડતો નહોતો! શેના ચિંતનમાં તે આટલો બધો મગ્ન થયો હશે?

બદલાતા પાટાનો ખડખડ અવાજ થયો. સ્ટેશન નજીક આવતાં ગાડીનો વેગ ઓછો થતો ગયો. વત્સલાને થયું કે હવે તો તે જરૂર આંખો ઉઘાડશે. પણ ગાડી ઊભી રહી, ડબામાંથી પેલો ડોસો ઊતરી ગયો, બીજાં બેચાર માણસો પોતપોતાનાં પોટકાં લઈ અંદર આવ્યાં. ગાડી ફરીથી ઊપડી છતાં પણ તે તરુણની આંખો તો મીંચેલી જ રહી!

હવે વત્સલાને શંકા ગઈ. તેણે તેની મીંચેલી આંખોની પાંપણ તરફ નીરખીને જોયું તો માલૂમ પડયું કે તેની શંકા સાચી હતી: તે તરુણ પુરુષ અંધ હતો.

તેના અંધાપાની ખાત્રી થતાં જ વત્સલાને ખૂબ દુઃખ થયું. આવા અલૌકિક દેહ-સૌન્દર્યને અંધાપો કેમ હશે! કેવી કરુણ ઘટના! તે તરુણ તરફ તેનું મન વિલક્ષણ સહાનુભૂતિ બતાવવા લાગ્યું. તેની દૃષ્ટિ પ્રથમ તેના પર પડી ત્યારે તે મનમાં બોલી હતી: "કેટલો સુંદર!" પણ હવે તેનું મન "બિચારો, બિચારો!" એમ બોલવા લાગ્યું. તે કોણ હશે, ક્યાં રહેતો હશે, શો ધંધો કરતો હશે વગેરે પ્રશ્નો તેના મનમાં ઊઠયા. તેને વિષે કોઈ વિલક્ષણ જિજ્ઞાસા તેના મનમાં ઉત્પન્ન થઈ.

થોડીવારમાં આકાશ વાદળાંથી ઘેરાયું. સુસવાટા મારતો પવન ફૂંકાવા લાગ્યો, અને જોરશોર વરસાદ શરૂ થયો. વત્સલાએ તુરત બારી બંધ કરી.

તેણે જોયું તો તે તરુણની જમણી બાજુની બારીમાંથી વરસાદના છાંટા આવતા હતા. તેણે ઊઠી બારી બંધ કરી. તે તરુણ હસીને બોલ્યો: "થેન્ક્ યુ."

તે બોલી: "તમે જરા ડાબી બાજુ ઉપર ખસો તો સારું. કારણ કે બારી બંધ કરી છે, છતાં તેની તડમાંથી છાંટા આવે છે. તમારી આ નાની બૅગ જરા આ બાજુ લઉં?"

એકાદ નાના બાળકની માફક તેનું બોલવું તેણે સાંભળ્યું. વત્સલા સમજી શકી કે આંધળાં માણસો આવી જ રીતે બીજાનું બોલવું સાંભળે છે! કેવું પરતંત્ર જીવન!!!

તે ફરીથી પોતાની જગ્યાએ બેસવા જતી હતી, તેવામાં તેણે પૂછ્યું: "તમે ક્યાં જવાનાં?"

તે બોલી: "પૂના. અને તમે?"

"હું મુંબઈ જવાનો છું."

"તમારી સાથે કોઈ લાગતું નથી!"

"હંમેશાં સાથે કોણ આવે? ગાડીમાં બેસાડવા મારા એક સ્નેહી આવ્યા હતા. હવે પૂના સ્ટેશને એક સ્નેહી આવવાના છે. તે મને મુંબઈની ગાડીમાં બેસાડી દેશે. અને મુંબઈ સ્ટેશને મને સામે લેવા કોઈક આવ્યું હશે જ."

"પણ રસ્તામાં જરૂર પડે તો?"

"જરૂર પડે તો મદદ મળી રહે છે. જુઓને, હમણાં જ કેવી મદદ મળી ગઈ!" એમ કહી તે હસ્યો.

તેની વિનોદ વૃત્તિ માટે હસવા કરતાં, પોતાની અસહાયતાનો તેણે જે વૃત્તિથી ઉલ્લેખ કર્યો તે જોઇ તેનું હૃદય અનુકંપાથી પીગળ્યું.

તેણે પૂછ્યું: "તમે મુંબઈમાં રહો છો?"

તેણે ઉત્તર આપવામાં વાર લગાડી. તેના શબ્દો તે એટલી તન્મયતાથી સાંભળતો હતો કે તેના અર્થ સુધી તેનું ચિત્ત પહોંચી શકયું નહિ. તેની સ્તબ્ધતાનો અર્થ વત્સલાએ એમ કર્યો કે તે પ્રશ્ન ઉડાવી દેવા માગે છે.

થોડીવારે તેણે પૂછયું: "તમે પાછાં તમારી જગ્યાએ જઈને બેઠાં કે શું?"

વત્સલાને આશ્ચર્ય થયું. તે દૂર ગઈ એ તેણે કેમ જાણ્યું હશે? પણ તરત જ તે સમજી શકી કે આંધળાં માણસો હિલચાલ પરથી વાતો જાણી શકે છે. આ વિષે તે હજુ વિચાર કરતી હતી, તેવામાં તેને વધુ ચકિત કરે તેવો પ્રશ્ન તેણે પૂછ્યો:

"તમને સ્ટેશને મૂકવા તમારા પિતા આવ્યા હતા ને?"

તેની ખાત્રી થઇ કે પોતે ગાડીમાં બેઠી તે વખતની તેની અને તેના પિતા વચ્ચેની વાતચીત તેણે ધ્યાનપૂર્વક સાંભળી હોવી જોઈએ. એટલું જ નહિ, પણ પોતે જેમ તેની તરફ નીરખી નીરખીને જોતી હતી, તેમ તેણે પણ તેના કાન તેણીની દરેક હિલચાલ સાંભળવામાં રોકયા હોવા જોઈએ. આ કલ્પના આવતાં જ તેને જરા મૂંઝવણ થઇ.

તેનો પ્રશ્ન યાદ આવતાં તેણે જવાબ આપ્યો: "હા. સ્ટેશને આવ્યા હતા તે મારા પિતા થાય છે." અને આટલું કહ્યા પછી, કોણ જાણે શા કારણથી, પોતે પૂના જે કામ માટે જતી હતી તેની હકીકત પણ કહી દીધી.

તેણે જે કહ્યું તે તેણે ધ્યાનપૂર્વક સાંભળ્યું હતું જ, પણ તેના શબ્દોમાં જે વિલક્ષણ માધુર્ય હતું તે તરફ તેનું વધારે લક્ષ હતું, કારણકે તેના ચહેરા પર પ્રસન્નતાનું હાસ્ય ફરકતું હતું.

સંધ્યાકાળ આવતાં વરસાદ જરા ઓછો થયો. વાદળાં તો હતાં જ; આથી પ્રકાશ ઓછો થવા લાગ્યો. ડબામાં દીવો થયો નહોતો. વત્સલાએ બારીમાંથી બહાર જોયું, તો

સમગ્ર સૃષ્ટિ ઉપર ઉદાસીનતાનું વાતાવરણ છવાએલું જોયું. તેનું મન પણ અગમ્ય રીતે ઉદાસીનતા અનુભવતું હતું. આવે વખતે ઔદાસીન્યપૂર્ણ કાવ્ય સ્ફુરે છે. કોઈ દૂર દૂર વસતી પ્રિય વ્યક્તિને બૂમ પાડવાનું મન થઈ જાય છે, અથવા તો વિરહગીતાનું એકાદ ચરણ ગણગણવાનું ગમે છે.

દુનિયાંના વાતાવરણ સાથે તાદાત્મ્ય અનુભવતી વત્સલા એક ગીત ગણગણવા લાગી. પોતે ગાડીના ડબ્બામાં છે તે ભૂલી જઈ વત્સલા મોટે અવાજે સંકોચ વગર ગાવા લાગી. પણ થોડીવાર પછી તે એકદમ ચમકી. કારણકે તેના ગાયન સાથે કોઈ તાલ આપી રહ્યું હતું.

પાછા વળીને જોતાં માલમ પડ્યું કે પેલા તરુણે પોતાની નાનકડી બેગ ખોળામાં લઈ લીધી હતી, અને પોતાની આંગળીઓ વડે તેના ઢાંકણા પર તે તાલ આપી રહ્યો હતો!

વત્સલાને અત્યંત શરમ આવી. તેને સ્તબ્ધ જોઈ પેલા તરુણે કહ્યું: "કેમ? વચ્ચેથી કેમ બંધ કર્યું? આગળ ચલાવો."

તેણે કંઈ જવાબ આપ્યો નહિ.

તેણે ફરીથી કહ્યું: "પાછલી કડીઓ આથી પણ સારી છે. બોલો."

"હું કંઈ સંગીત શીખી નથી."

"પણ તમારી પાસે અવાજની કુદરતી બક્ષીસ છે."

તેના આગ્રહને લીધે તેને બાકીનો ભાગ ગાવો પડ્યો, પરંતુ આ વખતે તે તરુણ પોતાનું ગીત લક્ષ દઈને સાંભળે છે એ જાણુને લીધે તેનું ગળું પૂરેપૂરું ખીલ્યું નહિ. ગીત પૂરું થયા પછી તે બોલી: "મેં નહોતું કહ્યું કે મને બરાબર આવડતું નથી?"

તે હસીને બોલ્યો: "હા, હું જાણું છું."

પૂનાનું સ્ટેશન આવ્યા પહેલાં થોડીવારે તે તરુણે કહ્યું: "તમને વાંધો ન હોય તો તમારું નામ અને શિરનામું મારી ડાયરીમાં લખી આપો. મારી ઓળખાણ રાખવા જેટલો હું કોઈ મોટો માણસ નથી, છતાં પણ આ મારું કાર્ડ તમારી પાસે રાખો."

તેણે તેની સામે ધરેલી ડાયરીમાં વત્સલાએ પોતાનું નામ અને શિરનામું લખી આપ્યાં. અને પછી કાર્ડ જોયું:

વિશ્વનાથ કે. પંડિત
ગોલ્ડન વૉઈસ ગ્રામોફોન કંપની
મુંબઈ

પૂનાના સ્ટેશન ઉપર કોટ પાટલૂન પહેરેલો એક માણસ તે તરુણને શોધતો શોધતો આવ્યો, અને તેને હાથ પકડી લઈ ગયો. જતી વખતે તેની જરા પાસે આવી તે બોલ્યો: "ઓળખાણ રાખશોને?"

"હા." એમ કહી તે પણ પોતાને રસ્તે પડી.

* *

સ્ટેશન પરથી ગામમાં પોતાના મામાને ત્યાં જતાં જતાં રસ્તામાં વત્સલાને વિચાર આવવા લાગ્યા : "મેં પણ ભેંસના ભાઈની માફક કેવું ગાઈ નાખ્યું ! તેણે મનમાં ને મનમાં મારી મશ્કરી જ કરી હશે ! પણ તેને ફરીથી મળવાનો પ્રસંગ જ નથી આવવાનો તે એક રીતે જોતાં ઠીક છે ! કદાચ તેણે મને મૂર્ખ ઠરાવી હોય તો પણ કંઈ વાંધો નથી. કાલની મુલાકાત ફ્લેહમંદ નીવડે અને નોકરી મળી જાય તો બધી ચિંતા દૂર થાય."

પણ મનુષ્યની ધારણાને ધૂળમાં મેળવવાનો વિધિને શોખ હોય છે ! એક બીજી જ સ્ત્રીની નિમણૂક પેલી જગ્યાએ થઈ ગઈ. પોતાની કુરૂપતાને લીધે જ આ નોકરી પણ હાથમાંથી ગઈ એમ વત્સલાની પાકી ખાત્રી થઈ.

બેચાર દિવસ તેણે નિરાશાના દુઃખમાં પસાર કર્યા. પણ પછી નિરાશાની જગ્યા ક્રોધે લીધી. તેણે મન સાથે ગાંઠ વાળી કે અપયશ મેળવી ઘેર જવું જ નહિ. ફરીથી પ્રયાસ કરી જેવી મળે તેવી નોકરી સ્વીકારી લેવી. વીસ રૂપિયા મળે તો વીસ; પંદર મળે તો પંદર !

તેના પિતાના ઉપરાઉપર કાગળો આવતા હતા, અને તેમાં તેને ઘેર આવતા રહેવાનો આગ્રહ કર્યો હતો. પણ વત્સલાએ તે તરફ દુર્લક્ષ કર્યું. તેને નોકરી મળી નહોતી, છતાં યે તેનો નિશ્ચય ડગ્યો નહોતો. એક દિવસ તેના પિતા તરફથી એક લાંબું કવર આવ્યું. તેની ઉપર મોટા અક્ષરે "ગોલ્ડન વૉઈસ ગ્રામોફોન કંપની, મુંબઈ" એમ અંગ્રેજીમાં છાપ્યું હતું. નીચે તેનું નામ અને શિરનામું ટાઈપ કરેલું હતું. તેના પિતાએ શિરનામું બદલી પૂનાનું શિરનામું કર્યું હતું. પત્ર અંગ્રેજીમાં ટાઈપ કરેલો હતો.

"તમે હજુ પૂનામાં જ છો કે ઘેર પાછાં આવ્યાં છો તે જાણવાનું મારી પાસે સાધન નથી. પરન્તુ તમને આ પત્ર પહોંચશે એમ આશા રાખું છું. આગગાડીમાં થએલ અલ્પ પરિચયને આધારે હું તમને એક વિનંતિ કરવા માગું છું. અમારી કંપનીની નવી રેકર્ડ ઉતારવાનું કામ થોડા વખતમાં શરૂ થવાનું છે. નામાંકિત કલાકારો ઉપરાંત ઊગતા સંગીતકારોની રેકર્ડ પણ ઉત્તેજનાર્થે ઉતારવાનું ધોરણ અમે થોડાં વર્ષથી રાખ્યું છે. લોકો હંમેશાં કંઈ ને કંઈ નવું માગે છે. ચાલુ વર્ષની નવીનતામાં તમારા ગીતનો પરિચય આપવાની મારી ઈચ્છા છે. તો તમે એકવાર મુંબઈ આવો તો ઉપકાર થશે. મુંબઈમાં તમારું કોઈ ઓળખીતું ન હોય તો તમારા રહેવાખાવાની બધી સગવડ કંપની મારફત કરવામાં આવશે. તમે કયે દિવસે અને કઈ ગાડીમાં આવો છો તે લખશો એટલે કંપનીનો માણસ તમને લેવા સ્ટેશને આવશે. પ્રત્યુત્તર આપવા કૃપા કરશો.

"એક વાત લખવી રહી ગઈ. તમારાં ચાર ગીતો અમે સ્વીકારીશું; અને તે બદલ તમને સો રૂપિયા મળશે !"

સો રૂપિયા !

વત્સલાને તો આ સ્વપ્નવત્ લાગ્યું !

અને થોડા દિવસમાં તેનાં ગીતની રેકર્ડ ઉતારવાનું કામ પૂરું થયા પછી કરારના કાગળ પર તેણે સહી કરી, અને કંપનીના હિસાબનીશે તેની પાસે સો રૂપિયાની નોટો મૂકી, ત્યારે આ સર્વ પ્રસંગ તેને દૃષ્ટિભ્રમ જેવો લાગ્યો.

અને કાગળો ઉપર સહી કરીને નોટો હાથમાં લેતાં તેનું અંતઃકરણ આનંદથી હલકું થવાને બદલે ઊલટું દુઃખથી જડ થયું, કારણ કે તેનું કામ હવે પતી જવાથી તેને પાછા જવામાં કંઈ હરકત નહોતી. ફક્ત તેનું મન તેમ કરવા તૈયાર નહોતું.

વિશ્વનાથ બિમાર હતો. તેને માંદો છોડીને જવું તેને બિલકુલ ગમ્યું નહિ.

છેલ્લા પંદર દિવસમાં તેના મુંબઈનિવાસ દરમ્યાન તેનો અને વિશ્વનાથનો ઘણો નિકટ સહવાસ થયો હતો. તેનાં ગીતની રેકર્ડ સરસ ઊતરે તે માટે વિશ્વનાથે તનતોડ મહેનત લીધી હતી. તેનો ક્ષોભ દૂર કરવા માટે તેણે યુક્તિ પ્રયુક્તિઓ યોજી હતી; અને તેની સુખ-સગવડતા તરફ તેણે બારીકાઈથી લક્ષ આપ્યું હતું.

તેની રેકર્ડ ઉતારવાને બીજે જ દિવસે તેને તાવ આવ્યો, અને આજે ચારપાંચ દિવસથી તે પથારીવશ હતો. આ ચારપાંચ દિવસોમાં વત્સલા પોતાનો બધો સમય તેની પાસે ગાળતી, અને તેની બને તેટલી શુશ્રૂષા કરતી.

તેની પથારી પાસેથી દૂર થવું એ તેને મન માથાનો ઘા થતો, પણ હવે તો તે તેને કાયમ માટે છોડીને જવાની હતી!

તેની માંદગી દરમ્યાન ઘણી વખત તેનો હાથ પોતાના હાથમાં લઈ તે સ્વસ્થ પડ્યો રહેતો. હાથની ભાષા હાથ સમજી શકે છે. આવી ભાવના કોઈ કોઈ વાર જણાયાથી વત્સલાના મનમાં જુદા જુદા વિચારો આવતા. કોઈવાર થતું કે આ અપૂર્વ પ્રેમ વધારે દૃઢ કરવો, પણ બીજી જ ક્ષણે તેનું મન બોલી ઊઠતુંઃ "તું દેખાવમાં તદ્દન કદરૂપી છે તે એને ખબર ન હોવાથી તે તારા પર મુગ્ધ થયો છે. તેને છેતરવો એ યોગ્ય નથી. તારું રૂપ તે નજરે જુએ તો તને આમ નજીક ખેંચે ખરો? તેને ખરી વસ્તુસ્થિતિ કહી દેવી ન જોઈએ?..." પણ પોતાનું કર્તવ્ય સ્પષ્ટ ન સૂઝતાં તેનું મન શોકાગ્નિમાં બળવા માંડતું, અને આંખમાં અશ્રુ ઉભરાતાં.

એક દિવસ તેની આંખમાંનાં આંસુ તેના હાથ પર પડતાં તેણે પૂછ્યુંઃ "વત્સલા, રડે છે કે શું?"

તે બોલીઃ "ના રે ના."

પોતાનો હાથ ઊંચો કરી આંગળીઓ તેના હાથ ઉપર, ડોક ઉપર અને ગાલ ઉપર ફેરવી, છેવટે આંખો ઉપર ફેરવી. તે આંગળીઓથી તેનાં આંસુ લૂછતાં લૂછતાં તેણે કહ્યુંઃ "આ કેવું ગાંડપણ! રડવું શા માટે?"

તેનો હાથ નજીક ખેંચી વત્સલા બોલીઃ "તમે મારા પર કેટલો ઉપકાર કર્યો છે!"

તે હસીને બોલ્યોઃ "તારા આ શબ્દો તારા રડવા જેટલા જ ગાંડપણ ભરેલા છે. વારુ, હવે આંસુ લૂછી નાખ, અને મારી પાસે વાંચે છે તે ચોપડી આગળ વાંચ."

તેણે તે પુસ્તકનો આગળનો ભાગ વાંચવાની શરૂઆત કરી, અને તેનો મધુર અવાજ સાંભળતાં સાંભળતાં એકાદ નાના બાળકની માફક તેની આંખ મળી ગઈ, ત્યારે તેના ડાબા હાથમાં રહેલો પોતાનો હાથ ખબર ન પડે તેમ લઈ લેતાં તેને તીવ્ર લાગણી થઈ હતી.

અને હવે તેને છોડીને તે કાયમને માટે જવાની હતી!

તેની રજા લેવા જવાનું મુશ્કેલ કામ તેણે આખો દિવસ મુલતવી રાખ્યા કર્યું. તેને એકવાર વિચાર આવ્યો કે રૂબરૂ ન મળતાં પત્ર મૂકીને જતા રહેવું. પણ છેવટે દીવાબત્તી થયા પછી તેને મળવા ગઈ. ઓરડીમાં દીવાનો ઝાંખો પ્રકાશ પડતો હતો.

બારણામાં તે દાખલ થતાં જ તેણે કહ્યું: "વત્સલા!"

બહુ ઉત્સુકતાથી તે તેની વાટ જોતો હોય એમ લાગ્યું.

તે તેની પાસે બેઠી. તેણે પોતાનો હાથ લાંબો કરી તેનો હાથ પકડ્યો. તેને હાથ છોડવી લેવાનો વિચાર આવ્યો, પણ તે તેમ કરી શકી નહિ.

તે બોલ્યો: "આજે મને બિલકુલ તાવ નથી. આવતી કાલે આપણે બન્ને સ્ટુડિયોમાં જઈશું."

"કાલે? તે ન બને!"

"કેમ?"

"હવે મારું કામ પૂરું થયું છે. મારો હિસાબ પણ થઈ ગયો છે. આજે મને સો રૂપિયા મળી ગયા છે. મારા પિતા તો માનશે પણ નહિ કે પોતાની પુત્રીને સો રૂપિયા મળ્યા છે! તેમને તો શું, પણ મને પણ આ બધું સ્વપ્નવત્ જ લાગે છે. . . ."

મનમાંની લાગણીઓનો ખરો આવેગ છુપાવવા માટે તે ગમે તેમ બોલી રહી હતી, અને સાથોસાથ હસવાનો પણ પ્રયત્ન કરતી હતી.

વિશ્વનાથ બધી વસ્તુસ્થિતિ તુરત જ સમજી ગયો. તે વચ્ચે જ બોલી ઊઠ્યો: "તારે મારું કહેવું સાંભળવું છે કે નહિ?"

"શું?"

"કાલે આપણે સ્ટુડિયોમાં જઈએ."

"અહં. કાલે સવારમાં હું જનાર છું."

"હું તને કેમ જવા દઈશ? મારા બોલાવવાથી તું અહીં આવી છું ને? તો પછી મારી રજા લીધા વગર તારાથી કેમ જવાય?"

"હાસ્તો. અને રજા લેવા માટે જ હું આવી છું."

"એમ તે બને? મને છોડીને જતાં તને કંઈ નથી થતું? આમ એકાએક જતું રહેવું તને યોગ્ય લાગે છે? વત્સલા, કેમ ચૂપ બેસી રહી છે? બોલને?"

તે એકામતાથી તેના ચહેરા તરફ જોઈ રહી હતી. તે કેટલો બધો સૌન્દર્યવાન હતો! અને પોતે કેટલી કુરૂપ હતી? કઠોર મન કરી તે નિશ્ચયાત્મક સ્વરે બોલી: "મારે કાલે જવું જ જોઈએ."

તેના હાથમાંની તેની આંગળીઓ ચંચવાળતો તે બોલ્યો: "તને મારે માટે કંઈ લાગતું નથી? મારો તારા પર પ્રેમ છે. મારા પ્રેમનો તું સ્વીકાર કરીશ અને મારાથી કદી પણ અલગ નહિ થાય એવી આશા મેં સેવ્યા કરી છે. તું મને નિરાશ કરશે?"

આજ પર્યંત અનેક વખત કરેલા બધા નિશ્ચય એકત્રિત કરી વત્સલા બોલી: "વિશ્વનાથ, તમે એક મોટા ભ્રમમાં છો. તે તમારો ભ્રમ કાયમ રાખી તમારું અને મારું જીવન એકત્ર

કરવાથી દુઃખ થવા સંભવ છે. એક તો તમે મારા ઉપકારક, અને વળી મારો તમારા પર અત્યંત પ્રેમ છે."

"વત્સલા! તું શું ખરું કહે છે?"

"ખરેખર, હું તમને હૃદયપૂર્વક ચાહું છું."

"અને તેમ છતાં યે તું મને છોડીને જવા તૈયાર થઇ છે! બહુ નવાઇની વાત કહેવાય!"

"હું ખરેખરી કેવી છું તે તમને ખબર નથી એટલે જ તમને હું ગમું છું!"

"તું કેવી છે?"

"મારો અવાજ જેટલો સુંદર છે તેટલી હું સુંદર નથી જ. તમારી ચાકરડી તરીકે પણ ન શોભું તેટલી હું કાળી છું. મારાં નાક અને આંખ બેડોળ છે. મારા આખા મોં પર શીળીનાં ચાઠાં છે. બધાયે માણસો મને જોતાં જ મોઢું ફેરવી જાય છે તમારા સ્ટુડિયોના માણસો અંદર અંદર શી વાતો કરે છે તે ખબર છે? 'આવો રૂપરૂપનો ભંડાર વિશ્વનાથે ક્યાંથી શોધી કાઢ્યો!' આજ સુધી આખા જગતે મારો તિરસ્કાર કર્યો છે. સારા જગતનો તિરસ્કાર પામેલી વત્સલા તમારે જોઇએ છે? . . ."

બોલતાં બોલતાં તે અત્યંત લાગણીવિવશ થઇ ગઈ, અને રડવા લાગી. તેણે માન્યું કે: "થયું! બધું યે પત્યું! ભ્રમ નષ્ટ થયો! સુખ પણ નષ્ટ થયું! હવે વિશ્વનાથને મારો સ્પર્શ પણ ગમશે નહિ!"

પણ વિશ્વનાથે તો ઊલટો તેનો હાથ વધારે મજબુત રીતે પકડ્યો અને બોલ્યો: "હવે હું કહું તે સાંભળ. શરીરસૌન્દર્ય દૃષ્ટિસુખ માટે છે; હું જન્માંધ હોવાથી દુનિયાનું દશ્ય સૌન્દર્ય કેવું હશે તે જાણવાનું મને નથી મળ્યું. પણ તેને બદલે, દેખતાં માણસો જે સૌન્દર્ય જોઈ શકતાં નથી તે જોવા માટે દિવ્ય ચક્ષુ ઇશ્વરે મને બક્ષેલાં છે. તારો કંઠ કેટલો મધુર છે તે હું જાણી શકું છું. તારા અંતઃકરણની ભાવનાનું સૌન્દર્ય બીજા કરતાં વધુ સારી રીતે હું જોઈ શકું છું. તારા પ્રેમાર્ત હૃદયની ભાષા શરીરસ્પર્શથી વ્યક્ત થાય છે ત્યારે તેનો સૂક્ષ્મ અર્થ હું બરાબર સમજું છું. સામાન્ય જનદૃષ્ટિથી હું વંચિત છું, પરંતુ મારા અંધત્વને લીધે મને જે અલૌકિક દૃષ્ટિ પ્રાપ્ત થઈ છે તે દૃષ્ટિથી જોતાં તારામાં લાવણ્ય સિવાય મને કંઈ જ દેખાતું નથી. મારું કહેવું સમજી? હવે ભ્રમ વિષેની તારી શંકા દૂર થઇ? તું સ્વરૂપવાન છે એ ભ્રમ મને પહેલેથી જ નહોતો. તારા કુરૂપપણા વિષે લોકોએ મને શરૂઆતમાં જ વાકેફ કરેલ હતો. પણ મારો પ્રેમ તારા રૂપ ઉપર નથી—તારા ઉપર છે. વત્સલા! કહે, હવે તું કાલે જવાની છે?"

તે કંઇ જ બોલી શકી નહિ.

તેને જરા નજીક ખેંચી બન્ને હાથે તેનું માથું પકડી ભાવનાવિવશ થઈ વિશ્વનાથે જ્યારે 'વત્સલા' એમ ધીમેથી હાક મારી, ત્યારે તેણે તેની છાતી ઉપર પોતાનું માથું પડવા દીધું.

વત્સલાની આંખમાંનાં આંસુ વિશ્વનાથના શરીરને ભીંજવતાં હતાં, અને વિશ્વનાથના હોઠ વત્સલાના વાળ પર ફર્યા હતા. *

---

* 'किर्लोस्कर' ઉપરથી.

# વૈરાગ્ય

નાથાલાલ દવે

" ત્યારે પ્રિયે ! આજ વિદાય છેલ્લી,
જાઉં હવે હું તપ સાધવાને. "
" રે શું કહ્યું ? ક્યાં ? શીદ જાવ છો તમે ?"
" જાઉં હવે હું તપ સાધવાને. "
" આ શું કહો છો ? સમજાય ના મને.
તમે જઈને તપ સાધવાના ? "
" હા. હું જવાનો દૂર દૂર આંહીથી,
એકાંત કો નિર્જન સ્થાન શોધી,
ભૂલી બધી જીવનની ઉપાધિ
યોગાસને સાધીશ હું સમાધિ. "

" અહો તપોનિધિ !
સંસારમાં શું નહીં સાર જોયો ? "
" સંસારમાં છે છળ ને પ્રપંચ,
સંબંધ એ તો સહુ સ્વાર્થ કેરા. "
" ના કોઈનું કોઇ જ શું હશે ખરે ? "
" કોઈ જ ના. સૌ ક્ષણના સંબંધી. "
" કહો તો ભલા ! આ કયમ જ્ઞાન સૂઝયું ?"
"સંસ્કારથી, પુણ્યથી પૂર્વ જન્મના
સાચી દિશા માનવને મળી રહે. "
" તે છો મળી. બ્હાર ખરા બપોરે
ટોપી વિના આમ જ ઊપડી જશો ? "
" વસ્ત્રો પરે ના મમતા હવે કશી. "
" આ તાપમાં શીશ નહીં દુઃખે કે ? "
" શાના હવે તાપ ? હવે શી ઠંડી !
સૌ બંધનો આજ થકી જતાં કર્યાં. "
" જોયા હવે બંધન છોડનારા !
કાલે જ લબાવી અને સૂતા હતા.
આજે ય શું એમ જ ધાર્યું છે કે ? "

“ ના. ના. હવે એવી ન બીક રાખશો.
આજે દુઃખે શીષ, છતાં જુઓને
સૂતો નહિ. છે પ્રગટ્યો અનેરો
સમસ્ત સંસાર પ્રતિ વિરાગ. ”
“ શાથી ”
“ શો ફાયદો વાત બધી કર્યાથી ? ”
“ ના, ના, કહો !
સાધુ થવાનું કયમ આજ સૂજ્યું ? ”
“ જો ને પ્રિયે ! ચાર થયા છતાં યે
આના સમાચાર મળ્યા નહીં કશા. ”
“ એ વાત છે ? ઓ ! જણરા તમે તો.
ભૂલી ગઈ સીવણુની ધમાલમાં. ”

—ને સોયદોરો પડતાં મૂકીને
ભરી દઈ ખંડ પ્રફુલ્લ હાસ્યે
ચેટાવવાને સ્ટવ એ જતી રહી.



# નરસિંહ મહેતાનો સમય અને શ્રી. મુનશી

ચન્દ્રકાન્ત મહેતા

**નરસિંહ** મહેતાના રૂઢમાન્ય સમય ( સં. ૧૪૭૦માં જન્મ ) વિષે શ્રી. આનંદશંકરે 'વસન્ત' માં ચર્ચા શરૂ કરી ( 'વસન્ત' વર્ષ ૪, અંક ૮ ) ત્યાર પછી, શ્રી. મુનશીએ એ વિષે પોતાનું મંતવ્ય 'મધ્યકાળનો સાહિત્ય પ્રવાહ 'માં ભક્તિસાહિત્ય વિષે લખતાં રજૂ કર્યું અને એમાંની દલીલોને વિશેષ વિસ્તારથી અને સ્પષ્ટતાથી એમણે 'નરસૈંયો ભક્ત હરિનો'માં સમજાવી. એમના આ મંતવ્યોના અને એમની દલીલોના રદિયા અનેક લેખકોએ આપ્યા છે, એટલે અહીં તો માત્ર શ્રી. કે. કા. શાસ્ત્રીએ એમના 'કવિચરિત 'માં શ્રી. મુનશીની નરસિંહના સમયવિષયક દલીલોનો જે ઉત્તર આપ્યો છે તે વાંચતાં, શ્રી. મુનશીની કેટલીક દલીલોનો વધુ સચોટતાથી તથા સ્પષ્ટતાથી ઉત્તર આપી શકાય એમ મને લાગ્યું, એટલે, મેં મારી રીતે શ્રી. મુનશીની દલીલોનો ઉત્તર આપવા પ્રયત્ન કર્યો છે.

૧. 'નરસૈંયો ભક્ત હરિનો 'માં શ્રી. મુનશી નરસિંહના રૂઢમાન્ય સમય વિષે કહે છે કે, "આ કોયડાની તપાસમાં પહેલું ભયસ્થાન તો કિંવદન્તી જ છે. કાલિદાસ અને ભોજ સાથે થયા, વિક્રમની સભામાં નવરત્નો હતાં, કૃષ્ણને મરી ગયાને પાંચ હજાર વર્ષ થયાં આવી ઐતિહાસિક પાયાવિનાની વાતો સદીઓ સુધી વિદ્વાન પંડિતોએ સ્વીકારી છે, તે કિંવદન્તીનો ભયંકર પ્રતાપ દેખાડે છે" ( પૃ. ૫૧ ). આ અવતરણ પરથી સામાન્યતઃ આપણે એમજ માની લઈએ કે નરસિંહ મહેતાનો રૂઢમાન્ય સમય કોઈ આધાર વિના માત્ર સાંભળેલી ગપ પરથી જ આપણા વિદ્વાનોએ સ્વીકાર્યો. એ ગપ કયા પ્રકારની છે તે સમજાવતાં શ્રી. મુનશીએ દૃષ્ટાન્તો ઉપર આપ્યાં છે. પરન્તુ શ્રી. મુનશી અન્યત્ર કહે છેઃ "રા. નર્મદાશંકર, ઈચ્છારામ સૂર્યરામ, અને હરગોવિન્દદાસ કાંટાવાળા, જેવા સમર્થ સાહિત્યપ્રેમીઓએ પોતાના જમાનામાં તપાસ કરી,- અને ભેગી કરેલી કથની પરથી એવો નિર્ણય કર્યો કે, નરસિંહ ૧૪૭૦માં જન્મ્યા" ( પૃ. ૪૯ ). વળી, નર્મદે તથા ઈચ્છારામે, હારમાળામાં આપેલી સ્ચ્યાસાલ પરથી નરસિંહનો સમય નક્કી કરેલો. વળી, દલપત, ઈચ્છારામ, તથા હરિ હર્ષદ ધ્રુવ જેવા વિદ્વાનોએ, હારમાળા નરસિંહની છે એમ સ્વીકાર્યું છે. તો પછી, નરસિંહ મહેતાનો રૂઢમાન્ય સમય નિરાધાર ગપ છે એમ કેમ કહી શકાય? વળી, શ્રી. કે. કા. શાસ્ત્રીએ પણ 'હારમાળા'નાં કેટલાંક પદો નરસિંહનાં માન્યાં છે. આ પ્રમાણે આપણા સાક્ષરોએ નરસિંહનો રૂઢમાન્ય સમય નક્કી કરવામાં, કેવળ પ્રચલિત ગપનો જ ઉપયોગ કર્યો એ કહેવું ભલે, આકર્ષક હોય પણ અસત્ય છે. અને એ ભાષાની ને શૈલીની છટાથી વાચકોને આંજી નાખવાનો પ્રયત્ન જ છે.

૨. નરસિંહ મહેતા પર ચૈતન્યની અસર છે, અને નરસિંહનો જન્મ ચૈતન્ય જૂનાગઢમાં આવ્યા તે પછી જ થયો એવો મત પ્રથમથી બાંધીને જ પોતાના નિર્ણય માટે અનુકૂળ દલીલો ગમેતેમ શ્રી. મુનશી ઊભી કરતા હોય તેવું લાગે છે. ચૈતન્યના જૂનાગઢના

પ્રવાસના હેવાલ માટે, જે ગોવિન્દદાસના 'કડચા'નો શ્રી. મુનશી આધાર રાખે છે તે તો કિંવદન્તી છે એ સાબીત થયું છે. અને તેનો ઉલ્લેખ શ્રી. કે. કા. શાસ્ત્રીએ કવિચરિતમાં કર્યો છે.

૩. શ્રી. મુનશી જણાવે છે કે "મીરાંનો કાળનિર્ણય ચોક્કસ નથી." "મીરાંનો જીવનકાળ નરસિંહ મહેતાની જેમ સંદિગ્ધ છે. (પૃ. ૫૪–૫૫ નરસૈંયો ભક્ત હરિનો)." *Gujrat and its Literature*માં તેઓ કહે છે કે " She was born about the year 1500 [તેઓ આસરે સં. ૧૫૦૦માં જન્મ્યાં] (પૃ. ૧૩૩). ત્યાં મીરાંનો કાળનિર્ણય સંદિગ્ધ છે, એવું અનુમાન આપણે about શબ્દમાંથી કાઢી ન શકીએ. વળી, નરસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહમાંના એક પદમાં નરસિંહ કહે છે કે:–

મીરાંબાઈનાં વીખ અમૃત કીધાં, વિદુરની આરોગ્યા ભાજીરે.

(પદ ૮, પૃ. ૪૭૨.)

હવે આ પદને નરસિંહના પદ તરીકે જો આપણે સ્વીકારીએ તો, એથી મીરાં પછી નરસિંહ જન્મ્યા એવો નિર્ણય બાંધવો પડે, અને શ્રી. મુનશીના મતને એથી સમર્થન મળે છે. જો કે, આ એક પદ પરથી, કાળનિર્ણય કરવાનું સાહસ ન થઈ શકે. વળી, મીરાંનો ઉલ્લેખ કરતાં શ્રી. મુનશી જણાવે છે કે મીરાંએ 'નરસિંહજીકા માંહ્યરા' લખ્યું કે કેમ તે ચોક્કસ નથી. મીરાં સોળસોમાં ગુજરી ગયાં અને 'માહ્યરું' લખી ગયાં એમ માનીએ તો પણ નરસિંહ ૧૪૬૦માં જન્મ્યા કે ૧૫૪૦માં તેનો નિર્ણય કરવામાં મદદ મળતી નથી. હવે, જો મીરાં ૧૬૦૦ માં ગુજરી ગયાં એમ સ્વીકારીએ, અને નરસિંહનો જન્મ શ્રી. મુનશી અનુસાર સં. ૧૫૪૦ છે એમ સ્વીકારીએ તો, નરસિંહ મીરાંના મૃત્યુ સમયે ૬૦ વર્ષના હોય. ગુજરાતમાં વિષ્ણુદાસના હુંડી કે મોસાળુંને આપણને નરસિંહ વિષયક પ્રથમ કૃતિ માનીએ તો, ૧૭ મી સદીના પૂર્વાર્ધમાં ગુજરાતમાં નરસિંહની કીર્તિ પૂરી પ્રસરેલી એમ કહી શકાય. તો જન્મે ગુજરાતી નહિ એવી મીરાં, ૧૬મી સદીના અન્તમાં નરસિંહના જીવન વિષે કાવ્ય રચે એ સંભવિત નથી. કારણકે સમકાલીનો વિષે, કાવ્ય રચવાની મધ્યકાળમાં રીતિ નહોતી. આથી, નરસિંહ મહેતા અને મીરાંબાઈ, સમકાલીન હતાં, અને મીરાંએ નરસિંહના જીવન વિષે કાવ્ય રચ્યું એ, તત્કાલીન પરિસ્થિતિ જોતાં શક્ય નથી લાગતું. આથી મીરાં ૧૬૦૦માં ગુજરી ગયાં અને નરસિંહજી કા માંહ્યરા લખી ગયાં' એમ સ્વીકારતાં નરસિંહનો જન્મસમય ૧૫૪૦ની પૂર્વે તો અવશ્ય લઈ જવો જ પડે. કારણકે કવિના મૃત્યુ અને એના જીવન પ્રસંગો વિષયક કાવ્યસર્જન વચ્ચે — જે જમાનામાં માત્ર દેવકથાઓ જ ગવાતી અને રચાતી તે જમાનામાં, — નરસિંહને દેવની સાથોસાથ કાવ્યનાયક પસંદ કરવામાં આવે તે માટે, ઓછામાં ઓછો પચાસ વર્ષનો ગાળો આવશ્યક છે. અને એ રીતે વિચારતાં નરસિંહનો જન્મ ૧૪૭૦માં જ મૂકવો પડે. વળી, ધારો કે શ્રી. મુનશીના મત પ્રમાણે મીરાં નરસિંહનાં પુરોગામી હોય, તો નરસિંહની ભક્તિનાં મૂળ ચૈતન્યમાંથી શોધવા કરતાં મીરાંની ભક્તિમાં શોધવાં બહુ સુગમ અને સરળ થઈ પડે. વળી, હમણાં જ ઉપર દર્શાવ્યું તેમ, નરસિંહના પદમાં મીરાંનો ઉલ્લેખ છે, અને બન્નેની ભક્તિમાં એક જ પ્રકારનો તલસાટ' એ જ ગોપીભાવે ઈશ્વરને ભજવાની વૃત્તિ વગેરે ઘણું સામ્ય છે.

૪. શ્રી મુનશી કહે છે કે, નરસિંહના જીવન વિષે પહેલું સંસ્મરણ શ્રી. વિશ્વનાથ જાનીનું છે. પરન્તુ વિશ્વનાથ પૂર્વે વિષ્ણુદાસ, કૃષ્ણદાસ, તથા ગોવિન્દે નરસિંહના જીવન-પ્રસંગો વિષે લખ્યું છે, તેમાં વિષ્ણુદાસની કૃતિ વિષે તથા એના સમય વિષે 'મધ્યકાળનો સાહિત્ય પ્રવાહ' તથા 'નરસૈંયો ભકત હરિનો'માં સંદેહ દર્શાવ્યો છે (જુઓ પૃ. ૫૬); જ્યારે, *Gujrat and its Literature*માં વિષ્ણુદાસનો ઉલ્લેખ જ નથી, માત્ર પ્રેમાનંદ પર કોનું કોનું ઋણ હતું તેની યાદીમાં વિષ્ણુદાસનું નામ છે. ભાનુસુખરામે એમના 'વિષ્ણુદાસ'માં, વિષ્ણુદાસનો જન્મ એની કૃતિઓમાં આપેલી સાલો પરથી, ૧૬૦૦માં થયો એમ નક્કી કર્યું છે. વળી 'મધ્યકાળનો સાહિત્ય પ્રવાહ'માં અન્યત્ર શ્રી. મુનશી જ વિષ્ણુદાસનો સમય ૧૬૧૩ જણાવે છે (જુઓ પૃ. ૭૭૧). વળી નર્મદે પણ એના કવિચરિત્રમાં વિષ્ણુદાસને પ્રેમાનંદનો પુરોગામી ગણ્યો છે. 'કાવ્યદોહન'ના આઠમા ભાગમાં પણ વિષ્ણુદાસનો સમય ૧૬૦૦ થી ૧૭૦૦નો ગણ્યો છે. વળી, એનાં 'મામેરું' તથા હુંડીની હાથપ્રતો ઉપલબ્ધ છે. પ્રેમાનંદે એના લક્ષ્મણાહરણમાં વિપ્ર વિષ્ણુદાસનો ઉલ્લેખ કર્યો છે. આટલી બધી હકીકતો વિષ્ણુદાસ વિષે ઉપલબ્ધ હોવા છતાં વિષ્ણુદાસના સમયને સંદિગ્ધ ગણવો, કારણકે પોતાના મંતવ્યને એની નિશ્ચિતતા પ્રતિકૂળ છે, એ શ્રી. મુનશીની રીતિ કેવી પક્ષવાદી વકીલની છે તે દર્શાવે છે. વળી, કૃષ્ણદાસનું હુંડીચરિત્ર ૧૭૧૩માં રચાયું એમ શ્રી. મુનશી જણાવે છે, તે ખોટું છે. કારણકે ૧૭૧૩ તો એની પ્રત જે સાલમાં લહીઆએ ઉતારી તે સાલ છે એટલે લહીઆએ જે સાલમાં પ્રત ઉતારી તે સાલને રચ્યાસાલ માની લેવામાં એમની ભૂલ છે. અર્થાત્ કૃષ્ણદાસ તથા ગોવિન્દ (કે જેની પ્રતની ઉતાર્યા સાલ ૧૭૫૨ છે) બન્ને વિશ્વનાથ જાનીના પુરોગામી હતા, અને વિશ્વનાથ જાની પર એ બન્નેની અસર હતી, એમ શ્રી ગજેન્દ્રશંકર પંડ્યાએ એમના 'મામેરું અને તેના પુરોગામીઓ' ('કૌમુદી' ત્રૈમાસિક: ચૈત્ર ૧૯૮૧) એ લેખમાં સ્પષ્ટતઃ દર્શાવ્યું છે. પરન્તુ આ હકીકતો પોતાના મંતવ્યને પ્રતિકૂળ હોવાથી શ્રી. મુનશીએ એમાંથી થોડીને સંદિગ્ધ ગણી છે, જ્યારે થોડીનો ઉલ્લેખ જ નથી કર્યો.

૫. શ્રી. મુનશી જણાવે છે કે "નાકર (૧૫૫૦ થી ૧૬૩૦) પોતાને હરિનો દાસ કહેવડાવે છે, વૈષ્ણવ કહેવડાવે છે, છતાં તેની કૃતિમાં નરસિંહનો ઉલ્લેખ સરખો કરતો નથી. આ મૌન અર્થસૂચક છે (નરસૈંયો ભકત હરિનો પૃ. ૫૫)." હરિલીલામૃતનો અનુવાદક ભીમ વૈષ્ણવકુળમાં જન્મ્યો, અડંગ વૈષ્ણવ હતો, છતાં નરસિંહનો ઉલ્લેખ કરતો નથી.' (પૃ ૬૦-૬૧) અને સંવત ૧૫૫૪માં જૂનાગઢના રહેવાસી મોઢ અડાલજા બ્રાહ્મણ શ્રીધરે પ્રભાસમાં રહી કવિતા રચી, ગૌરીચરિત્ર અને રાવણમંદોદરી સંવાદ લખ્યાં પણ એનાં કાવ્યોમાં નરસિંહનો ઉલ્લેખ કે અસર દેખાતાં નથી' (પૃ. ૬૨).

પ્રેમાનંદે લક્ષ્મણાહરણમાં નરસિંહ તથા વિષ્ણુદાસનો ભકતો તરીકે ઉલ્લેખ કર્યો છે તેને અપવાદરૂપે ગણીએ તો આપણા મધ્યકાલીન કવિઓએ એમનાં પૌરાણિક આખ્યાનોમાં કે 'ગૌરીસંવાદ' જેવી કૃતિઓમાં આપણા ભક્તોનાં નામ આપ્યાં નથી કે તેમનો ઉલ્લેખ કર્યો નથી. એટલે આપણા મધ્યકાલીન કવિઓની પૌરાણિક કૃતિઓમાં, નરસિંહ

મહેતાના ઉલ્લેખની અપેક્ષા રાખવી એ જ અનુચિત છે. ભીમના હરિલીલા ષોડશકળામાં નરસિંહના ઉલ્લેખની અપેક્ષા રાખવી એ દયારામની સતશૈયામાં નરસિંહ કે પ્રેમાનંદના નામની અપેક્ષા રાખવા જેવું છે. વળી, નાકર કે શ્રીધર એના ઓખાહરણમાં કે ગૌરીચરિત્રમાં અસ્થાને લાગે એવો ઉલ્લેખ કરી જ કેવી રીતે શકે? એ લોકોને કરવો હોય તોપણ એમને જ એ આલેખ્ય વિષય જોડે એનો સંબંધ ન હોવાથી અસંબદ્ધ લાગે. તદુપરાંત, આ કવિઓએ, અન્ય કવિઓનો કે ભક્તોનો પોતાની કૃતિમાં ઉલ્લેખ કર્યો હોય અને નરસિંહનો ન કર્યો હોય તો જ શ્રી. મુનશીની ઉપરની નકારાત્મક દલીલો ટકી શકે. અહીં તો એ દલીલો જાણે ખાસ કરવા ખાતર કરવામાં આવી હોય તેવું લાગે છે, કારણકે એ નિરાધાર છે. આમ, ઉપરનિર્દિષ્ટ કવિઓનાં મૌનને અર્થસૂચક ગણવાં એ વસ્તુસ્થિતિને વિકૃત સ્વરૂપમાં રજૂ કરવા જેવું છે.

નરસિંહના કાવ્યના કાળ વિષે તો શ્રી. કે. કા. શાસ્ત્રીએ એમના કવિચરિતમાં વિસ્તારથી ઉત્તર આપ્યો છે. આ સાથે, છેવટે એટલું પૂછવાનું મન થાય છે કે, હારમાળાને નરસિંહની કૃતિ શ્રી. મુનશી માનતા નથી, તો નરસિંહની તારીખ નક્કી કરવા, હારમાળાનો ઉપયોગ કરવો, એ હારમાળાની સાથે અણઘટતી છૂટ લેવા જેવું નથી?

એટલે હારમાળાનાં તિથિ વાર ખોટાં હોય તોપણ તેથી નરસિંહ મહેતાના સમય માટે તે ઉપયોગી નથી. કારણકે શ્રી મુનશી માને છે કે હારમાળા જ એની નથી. આમ શ્રી. મુનશી વકીલની છટાથી, અર્ધસત્યો અને અસત્યોને આકર્ષક શૈલીમાં રજૂ કરી, દમામભેર, જોરશોરથી, પોતાનો પક્ષ રજૂ કરે છે. પણ, એમની દલીલો સૂક્ષ્મ પરીક્ષાને સહી શકતી નથી.



## નાચીઝ

તારે નિઃશંકઉર પોઢી શકાય એવું
ના ભવ્ય જીવન કને ઉર આર્જવે ના,
હું રંક તારા સહવાસને સમે
અર્પી શક્યો ના પળ એક ધન્ય,
તારી લીમી જીવનદહાણુ તોય
હું એક તારું સ્મરણુંય ના બન્યો.

आरण्यक



# "રૂશિયામાં સ્વર્ગ જોવાની આશા રાખી નહોતી"

ડૉ. સુમન્ત મહેતા

રૂશિયાનું રીંછ મોટું, ખીઆમણું, ક્રૂર અને ઘાતકી ગણાય છે. અને તેવી જ રીતે ઝારની સરકાર પણ જબરી, ઘાતકી, આપખુદ અને જંગલી ગણાતી હતી. ૧૯૧૭ની સાલમાં રૂશિયામાં બળવો થયો. અનેક અનુકૂળ પ્રસંગોને લીધે એ બળવો સફળ નીવડયો અને રાજસત્તા ઝાર તથા તેના અમલદારોના હાથમાંથી સરી પડી અને છેવટે લેનિનની સરદારી નીચે જે સામ્યવાદી પક્ષ સ્થપાયો હતો તેના હાથમાં આવી. યુરોપના બીજા દેશોમાં રાજ્યકારભાર ચલાવવા માટે જે રાજકીય બંધારણો ઘડાયાં છે તેમાં મૂડીવાળાઓ સ્પષ્ટ અને જબરું પ્રભુત્વ મેળવી શકે છે—આવું પ્રભુત્વ જનસમાજને માટે અને ખાસ કરીને આમવર્ગને માટે અનિષ્ઠ અને અન્યાયી હોય છે એમ સમાજવાદીઓ માને છે અને તેથી સામ્યવાદીઓની એવી માન્યતા છે કે સાચા લોકશાસનનું વાતાવરણ પેદા કરવા માટે થોડો ટૂંકો સમય (transitional stage) એવો જવો જોઈએ કે જે સમય દરમ્યાન માત્ર કામગારોના હાથમાં જ રાજ્યસત્તા રહેવી જોઈએ. આવું વાતાવરણ પેદા કરવાનો મહાન પ્રયોગ છેલ્લાં ૨૩ વર્ષથી રૂશિયામાં થઈ રહ્યો છે. સમાજવાદીઓ તેમજ તે વાદના વિરોધીઓ રૂશિયા જઈને ત્યાં સમાજની સ્થિતિ કેવી છે તે વિશે ઘણાં પુસ્તકો લખે છે. તેમાંથી કેટલાંક તો માત્ર પ્રચારાર્થે પ્રગટ થાય છે, કોઈ સામ્યવાદને વખાણવા માટે, કોઈ સામ્યવાદી પ્રયોગની નિષ્ફળતા બતાવવા માટે. લેખકોનો મોટો ભાગ રૂશિયાની ભાષા તથા રૂસ પ્રજાના માનસથી અજ્ઞાત હોઈ, ટૂંક સમયના પ્રવાસમાં જે દશ્યો તેમના જોવામાં આવે છે તેના પરથી મોટાં અનુમાનો બાંધીને પુસ્તકો લખે છે. બધાં પુસ્તકો આવાં હોય છે એમ ન કહી શકાય. જગવિખ્યાત બ્રિટિશ વિચારક અને લેખક સિડની વેબ અને તેમનાં પત્ની બીઍટ્રીસે 'સામ્યવાદ—એક નવી સંસ્કૃતિ' નામનું લગભગ ૧૨૦૦ પાનાંનું દળદાર પુસ્તક લખ્યું છે. તેમાં પ્રમાણભૂત માહિતી આપી છે. આ બન્ને લેખકો સામ્યવાદી ન હોવા છતાં તેમણે એવો અભિપ્રાય આપ્યો છે કે રૂશિયાના પ્રયોગમાંથી માણસનું એક નવા જ પ્રકારનું ઘડતર થવાનો સંભવ છે.

## ટિમ્બર્સનું કુટુંબ

આ લેખનું જે મથાળું કર્યું છે તે નામનું એક પુસ્તક—*We Didn't Ask Utopia*—અમેરિકાના એક ડાક્ટર ટિમ્બર્સ અને તેમનાં પત્નીના નામથી પ્રગટ થયું છે. રૂશિયા ગયા પછી ડાક્ટરે પોતાની પત્ની પર લખેલા કાગળો અને પછીથી પત્નીએ રૂશિયામાં લખેલી રોજનીશી પરથી આ પુસ્તકની રચના થઈ છે. એમાં જે હકીકતો એકઠી થઈ છે તે કદી પણ પુસ્તક રૂપે પ્રગટ કરવાના હેતુથી લખવામાં આવી નહોતી, તેથી આ પુસ્તકમાં આ દંપતીના પ્રામાણિક અભિપ્રાયો જણાઈ આવે છે. રૂસ અમલદારોની બીનઆવડત, દરેક કામમાં થતી ભારે ઢીલ, પ્રજાજનોનું પછાતપણું, અજ્ઞાન, વહેમોનો ફેલાવો,

ગંદી ટેવો, શહેરોમાં મકાન મેળવવાની મુશ્કેલીઓ વગેરે વગેરે અનેક બાબતોનું આબેહૂબ ચિત્ર આ પુસ્તકમાં દોરાયું છે; અને તે છતાં એક ઊંચા ધ્યેયને પહોંચી જવાની તત્પરતા, કામ શીખવાની, સ્વતંત્રતા ભોગવવાની, પંચાયતો (સોવિયેટ)માં ભાગ લેવાની હોંશ અને ધગશ એ પણ જણાઈ આવે છે. રૂશિયામાં સ્વર્ગ આવ્યું નથી પણ સમાજવાદી આદર્શને અનુરૂપ એવી વ્યવસ્થા કરવાનો મહાન પ્રયાસ થઈ રહ્યો છે કે જેથી દરેક સ્ત્રી તેમજ પુરુષને અનુકૂળ કામ મળે, તે કામ કરવા માટે યોગ્ય કેળવણી મળે, વહીવટની બધી વ્યવસ્થા સ્થાનિક પંચાયતોના હાથમાં રહે, છોકરું જન્મે ત્યારથી તે મોટું થાય ત્યાં સુધીની તેના વિકાસની બધી સગવડો મળ્યાં કરે, તથા સ્ત્રી પુરુષોને સરખા નાગરિક હક્કો મળે. કળાના વિકાસ માટે પણ અનેક પ્રકારની સગવડો આપવામાં આવે. આવા અખતરાને સફળ કરવા માટે આખી પ્રજા ખરા જીગરથી તનતોડ મહેનત કરી રહી છે એવું આ પુસ્તકમાંથી જણાઈ આવે છે.

ડા. ટિમ્બર્સ અને તેમનાં પત્નીની કરુણ કથા જાણવા જેવી છે. મારા એક મિત્રની સાથે એમને સારો સંબંધ હતો. એ સંબંધને લીધે મારા એક પુત્રને પણ એમની સાથે મેળાપ થયો હતો અને એ બન્નેની વચ્ચે જે વિચારવિનિમય થયો હતો તેની નોંધ મારા ઘરમાં પડી છે. ટિમ્બર્સ અમેરિકામાં જન્મ્યો હતો પણ તેનો ઉછેર કેનેડાના એક નાના ગામડામાં થયેલો. પોતાનો અભ્યાસ પૂરો કરીને એ પોલેન્ડ ચાલ્યો ગયો. ૧૯૧૮ની મહાભારત લડાઈને લીધે યુરોપની ગરીબ પ્રજાઓમાં અનેક પ્રકારનું રાહત કામ થતું હતું તેમાં મદદ કરવા માટે એ ૧૯૨૧માં પોલેન્ડ ગયેલો. એની પત્ની રેબેકા શિક્ષિકા તથા નર્સની તાલીમ લઈને એ જ મંડળ તરફથી પોલેન્ડમાં સેવા કરવા ગઈ હતી. એ બન્ને ત્યાં મળ્યાં, સાથે કામ કર્યું અને ૧૯૨૨ માં પરણ્યાં. પાછળથી એ બન્ને રૂશિયા ગયાં અને ત્યાં દુકાળ નિવારણના કામમાં રોકાઈ ગયાં. એ પૂરું થયા પછી દંપતી પાછાં અમેરિકા ગયાં અને ત્યાં રૂશિયામાં આરોગ્ય તથા સ્વચ્છતાનો પ્રચાર કરવામાં અને ખાસ કરીને મેલેરિયાના અટકાવને માટે મદદરૂપ થઈ શકાય એવા હેતુથી ટિમ્બર્સે વૈદકનો અભ્યાસ કર્યો અને દાકતર બન્યા. પણ તેનો લાભ રૂશિયાને બદલે હિંદુસ્તાનને મળ્યો અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરના શ્રીનિકેતનની આસપાસ ગામડાંઓમાં સહકારી આરોગ્ય મંડળો સ્થાપવામાં તથા મેલેરિયા અટકાવવાનું કામ સંયોજિત કરવામાં તેમણે પાંચ વર્ષ ગાળ્યાં. મિસિસ ટિમ્બર્સ હિંદુ અને મુસ્લીમ પડદા સ્ત્રીઓમાં પ્રચારકામ કરતાં હતાં. ત્યારપછી અમેરિકામાં તેમજ કલકત્તામાં આરોગ્યને લગતો અનેક જાતનો વિશેષ અભ્યાસ કરીને નિષ્ણાત બનીને ૧૯૩૬માં ફરીથી રૂશિયા ગયા. ત્યાર પહેલાં ૧૯૩૦ની સાલમાં થોડા મહિના એમણે રૂશિયામાં ગાળેલાં.

જે પ્રદેશમાં ઘાડાં જંગલો હતાં, જ્યાં પાકાં ઘરોનાં નામનિશાન નહોતાં, જ્યાં ખાવાની તેમજ સુખસગવડનાં સાધનો મળવાની મહામુશ્કેલી હતી એવા વોલ્ગા નદીની પાસેના એક પહાડી વનપ્રદેશમાં એમણે મોટા પ્રમાણમાં સ્વચ્છતા, આરોગ્ય તથા દવાખાનાનું કામ શરૂ કરી દીધું, પણ ત્યાં તેમને ઝેરી તાવ લાગુ પડ્યો અને બાર મહિનાની અંદર તેઓ મરી ગયા, અને એમની વિધવા તથા બે બાળકો અમેરિકા

પાછાં ચાલ્યાં ગયાં. ઉપર કહેવાઈ ગયું છે તે પ્રમાણે, ડૉ. ટિમ્બર્સ ત્રીજીવાર રૂશિયા ગયા ત્યારથી એમણે જે કાગળો એમનાં પત્નીને લખેલા તે સાચવી રાખવામાં આવેલા, અને મિસિસ ટિમ્બર્સ બીજીવાર રૂશિયા ગયાં ત્યાર પછી એમણે જે રોજનીશી લખી હતી તે બન્નેનો ઉપયોગ કરીને આ પુસ્તક લખાયું છે. દિન પર દિન જે અનુભવો થયા હોય તેનું વર્ણન અને તેને લગતી માહિતી અને ચર્ચા આ પુસ્તકમાં મળી આવે છે. સામાન્ય પુસ્તકોમાં રાજકીય, સામાજિક, આર્થિક અને કેળવણીને લગતા પ્રશ્નો, યુવકોની તાલીમ, સ્ત્રીઓનું સ્થાન, સોવિયેટ વ્યવસ્થા, વગેરે બાબતોને વિશે, છૂટાં પ્રકરણો લખાય છે અને વિષયવાર ચર્ચા કરવામાં આવે છે એવી વ્યવસ્થિત રચના આ પુસ્તકમાં નથી. કારણ ઉપર કહેવાઈ ગયું છે કે આ કાગળો અને રોજનીશી પ્રગટ કરવાના હેતુથી લખાયાં જ નહોતાં. રૂશિયામાં જે પ્રત્યક્ષ અનુભવો, સારા અને નરસા, થયા તેનું સાચું તાદૃશ વર્ણન આ પુસ્તકમાંથી મળી આવે છે. આ પુસ્તક રૂશિયાની તરફેણમાં કે વિરુદ્ધમાં પ્રચાર કરવા માટે લખાયું નથી અને તેથી જ એ વધારે કિંમતી છે.

રૂશિયા ખૂબ જ પછાત અને ગરીબ દેશ હતો. આપણો હિંદદેશ પણ તેવો જ છે. રૂશિયામાં વસતીનો મોટો ભાગ અજ્ઞાનના અંધકારમાં હતો. આપણા દેશની સ્થિતિ પણ તેવી જ છે. રૂશિયામાં સેંકડો જાતના લોકો વસે છે અને ત્યાં સેંકડો ભાષાઓ બોલાય છે. આપણે ત્યાં પણ તેમજ છે. આજે હિંદભરમાં હજારો દાકતરોને, લાખો નર્સોને આરોગ્યના કામની તાલીમ આપવાની જરૂર છે. લાખો શિક્ષકોને તથા શિક્ષિકાઓને તૈયાર કરવાનાં છે. એવી જ જરૂરિયાત રૂશિયામાં થોડા વર્ષો પહેલાં હતી. આજે પણ રૂશિયામાં કેટલોક પ્રદેશ મેલેરિયાથી અત્યંત પીડાય છે. આવી રીતે રૂશિયાની મુશ્કેલીઓ અને ત્યાંની જરૂરિયાતોમાંથી આપણા હિંદી કાર્યકરોને પુષ્કળ જાણવા જેવું મળે તેમ છે. પણ રૂશિયામાં લોકશાસન છે, હિંદદેશમાં પરદેશી રાજ્ય સત્તા ભોગવે છે, અને તેથી આ મુશ્કેલીઓને ટાળવાના ઉપાયો યોજવામાં રૂશિયાની સરકાર ઘણી જ મદદ કરે છે; તેવી રીતે આપણા દેશમાં અનુકૂળ વાતાવરણ જરાય નથી. તે છતાં રૂશિયાની પ્રજા પ્રગતિ સાધવા માટે જે ઉપાયો યોજે છે અને જે ઉત્સાહ અને આતુરતાથી યોજનાઓને પાર પાડે છે, તેની માહિતી આપણી પ્રજાને ભવિષ્યમાં ઉપયોગી થઈ પડે એમ છે, અને તે દૃષ્ટિથી જ એ પુસ્તકમાંથી થોડા ઉતારા અહીં ટાંક્યા છે.

* * *

### ૧૯૩૬નું રશિયા

"જુન '૧. આજે હું રૂશિયામાં ત્રીજીવારનો પ્રવેશ કરું છું. લેનિનગ્રેડમાં ભપકા ઓછા છે, પણ નવાં મોટાં મકાનો બંધાતાં જાય છે અને જૂનાં મકાનોની મરામત થઈ રહી છે. દુકાનોમાં તેમજ રસ્તા પર આજે હજારો લોકોનાં ટોળાં ઘૂમતાં હતાં. લોકોનાં કપડાં ૧૯૩૨ના કરતાં વધારે સારાં જણાતાં હતાં. હું એક બાગમાં જઈને બેઠો. મારી સામે એક નાનું છોકરું રેતીમાં રમતું હતું. દરેક બાગમાં રેતીનો એક ઢગલો હોય છે કે જ્યાં છોકરાંઓ રમ્યા કરે છે. ત્યાંથી હું મૉસ્કોની આગગાડી પકડવા માટે સ્ટેશન પર ગયો. પ્લેટફૉર્મ પર માણસોની મોટી મેદની આમતેમ ફરતી હતી. એક બાઈ મોટી કચોરીઓ

વેચતી હતી તે વેચાતી લેવા માટે પડાપડી થઈ રહી હતી. અનેક જાતનાં માણુસો ૭ આના આપીને તે લેતાં હતાં. ચાર માણુસો લાંબા થઈને સૂઈ શકે એવા ત્રીજા વર્ગના ડબ્બામાં મને જગ્યા મળી હતી. મારી સાથેનો એક મુસાફર લેનિનગ્રેડની નવી યુનિવર્સિટીનો જાણીતો નિદાનનો પ્રોફેસર-દાક્તર હતો. બીજો મુસાફર કાન-નાક-ગળાનો નિષ્ણાત દાક્તર હતો અને ત્રીજો મોસ્કોમાં એન્જીનિયરિંગને લગતી વૈજ્ઞાનિક શોધખોળ કરનારો વિદ્વાન હતો. આખા દેશમાં દરેક જાતની વૈદકીય મદદ દરેક પ્રજાજનને કેવી રીતે પહોંચી શકે તે બાબતમાં જે વ્યવસ્થા થઈ રહી હતી તેની ચર્ચા કરવામાં મધરાત પછી બે વાગી ગયા. સહેજે એ વાત પણ જાણવામાં આવી કે દરેક દાક્તરને પોતાના કામની નવી માહિતીઓ મળે તેટલા માટે દર ત્રણ વર્ષે તેમને પોસ્ટ ગ્રેજ્યુએટ કોર્સમાં ફરજિયાત તાલીમ લેવી પડે છે." (આપણા હિંદ દેશમાં હજારો દાક્તરો એવા છે કે જેમને ગ્રેજ્યુએટ થયા પછી કોઈ પણ જાતનું નવું કામ શીખવાની જિજ્ઞાસા કે દરકાર હોતાં નથી!)

"જુન ૧૭. મોસ્કોમાં હું એક સારી હોટેલમાં ઊતરી શક્યો. હોટેલ સારી સગવડ ભરેલી હતી, ખોરાક પણ સારો હતો, તદ્દન સાદો અને ચોકખો હતો; પણ પીરસનારા જેવા જોઈએ તેવા ચોકખા નહોતા અને એક પીરસનારે ખાવાની છરીને ચળકતી કરવા માટે તેને થુંક લગાડીને ઘસવા માંડ્યું તે મારા જોવામાં આવ્યું!"

"જુન ૧૮. આજે નાસ્તો કરતી વખતે મારી ટેબલ પર એક દાક્તર અને બે નર્સો હતી. એ ત્રણે મધ્ય રૂશિયામાંથી બાળ સંરક્ષણ અને સુવાવડને લગતી પરિષદમાં ભાગ લેવા માટે આવ્યાં હતાં. આવી પરિષદો માત્ર ઠરાવો કરીને ઊડી જતી નથી, પણ ચોક્કસ કાર્યક્રમ સરકાર આગળ રજુ કરે છે. હાલના પ્રોગ્રામમાં સુવાવડી સ્ત્રીઓ તથા બાલકો માટે સેંકડો સંસ્થાઓનાં મકાનો બાંધવાનું રાખ્યું છે અને ઓછામાં ઓછાં પચાસ હજાર વૈદકીય કાર્યકરોને (મોટે ભાગે બાલકોને સાચવનારી નર્સો) તાલીમ આપવાનું રાખ્યું છે. હાલમાં મોસ્કોની અંદર (૧) આ પરિષદ, (૨) નવા રાજકીય બંધારણનો ખરડો, (૩) ગોર્કિનું અવસાન, અને (૪) ગર્ભપાત કરવાની પરવાનગી મેળવવાને આડી આવતી નવી શરતોની સૂચનાઓ – આ ચાર વિષયોની જ્યાં ત્યાં ચર્ચા ચાલી રહી છે."

"સાંજે હું સંસ્કારો અને આરામના (culture and rest) બાગમાં ગયો હતો અને બાગનાં ખુલ્લાં મેદાનોમાં આમવર્ગની નૃત્યકળા, વ્યાયામ, તરવાનું, હોડી હંકારવાનું, નાટ્યકળા ઇત્યાદિના વર્ગો ચાલતા મેં જોયા. આ વર્ગો મફત હોય છે અગર જુજ ફી લેવામાં આવે છે. હજારો લોકોને મેં હસતાં, રમતાં, અને નાસ્તો લેતાં જોયાં. ૧૯૨૨ અને ૧૯૩૦માં મેં જે મોસ્કો જોયું હતું તેમાં અને આજના વાતાવરણમાં આકાશપાતાળ જેટલો ફરક છે."

"જુલાઈ ૬. ખરું જોતાં આપણે નિરાશ થવાનું કારણ નથી પણ અહીં ધારેલું કામ વખતસર પાર પડતું જ નથી. હજી મને કાંઈ કામ સોંપાયું નથી. મેલેરિયાથી પીડાતા એક પ્રદેશમાં મને મોકલવાની યોજના છે અને જો હું ત્યાં સારું કામ કરી બતાવીશ તો બીજા અનેક દાક્તરોને તાલીમ આપવા માટે મને કોલેજમાં અધ્યાપક બનાવશે. મેં ઓફિસમાં કહ્યું કે રૂશિયામાં મારે રહેવાની પરવાનગી સાત દિવસ પછી પૂરી થશે. ત્યારે મને આશ્વાસન

આપવામાં આવ્યું કે તે બાબતની મારે કશી ચિંતા કરવી નહિ. થોડીવાર પછી મને ટેલિફોન મળ્યો કે બીજે દિવસે સવારે દસ વાગે મને કામ સોંપવાના પ્રશ્નનો છેવટનો નિર્ણય થઈ જશે. આ હકીકત પરથી સમજવામાં આવશે કે આ દેશમાં દરેક કામમાં ઘણો વિલંબ થાય છે; કામનો નિકાલ જરા ય આગળ વધતો નથી અને એટલામાં એકાએક ગમે તે જાતનો નિર્ણય થઈ જાય છે."

ડા. ટિમ્બર્સ બાવીસ દિવસ પછી એમની પત્ની રેબેકાને લખે છે:

"જુલાઈ ૨૮. આજે હું પરદેશની કચેરીમાં જઈ આવ્યો. મને કહેવામાં આવ્યું કે બીજી ઑગસ્ટે મારે પાછા ઑફિસમાં હાજર થવું. મને કામ મળશે એવી જરા ય ખાત્રી મળતી નથી. આ પછાત દેશમાં એક બાબતનો પાઠ પહેલો શીખવો પડે છે: 'રાહ જુઓ, ધીરજ રાખો અને અકળામણ ન કરો.'"

"ઑગસ્ટ ૩. મારા પ્રશ્નનો નિકાલ આજે ન થયો, અને હવે મને સાતમી તારીખે આવવાનું કહ્યું છે."

"ઑગસ્ટ ૭. છેલ્લા ચાર દિવસ દરમ્યાન મારા ભવિષ્યના કામ વિશે ઘણી વાતો થઈ છે. મારે જ્યાં જવાનું થાય એવો સંભવ છે ત્યાં ત્રણ વર્ષ પહેલાં ૫૦ ટકા જેટલા માણસોને મેલેરિયા થતો હતો; આજે ૧૦ ટકાથી વધારે નથી. મારા હાથ નીચે એક ડાક્તર અને બીજાં ૭ સાત તાલીમ લીધેલાં માણસો હશે. આજે ફરીથી હું પરદેશ ઑફિસમાં ગયો. કારકુને કહ્યું કે જરા બેસો, હમણાં જ તમારા કામનો નિકાલ કરી આપું છું. એક કલાક થઈ ગયો, બે કલાક થયા અને હું અશાન્ત બની ગયો. એટલામાં મને બોલાવીને ખબર આપ્યા કે મને આ દેશમાં રહેવાની પરવાનગી મળશે નહિ! તમારે આજે ને આજે રૂશિયા છોડી દેવું પડશે. એની હદની બહાર આવતી કાલે પહોંચી જવું જોઈએ! મેં મારો પાસપોર્ટ પાછો લીધો, પણ પૂછ્યું કે મને આ દેશમાં રહેવાની પરવાનગી કેમ ન આપી? કારકુને કહ્યું કે અમે કારણ આપતા નથી – એટલું કહીને બારી બંધ કરી દીધી. મેં અનેક મિત્રોને ટેલિફોન કર્યા, અનેક સહાયકોને મળી આવ્યો. સવારના નવ વાગે ઑફિસે ગયો હતો તે ખાધાપીધા વિના, સાંજના સાડા પાંચ સુધી દોડાદોડી અને મુલાકાતોમાં વખત ગાળ્યો. થાકીને લોથપોથ થઈ ગયો. જેમને વાત કરી તે બધાં આશ્ચર્યચકિત થઈ ગયાં. આરોગ્યખાતાનો જે મુખ્ય પ્રધાન (કોમિસાર) હતો તે પણ આ વાત સાંભળીને ખાસો બની ગયો. જો પ્રધાન મદદ ન કરી શકે તો હવે તો આ દેશમાં સ્ટેલિન સિવાય કોઈ સાંભળશે જ નહિ. હું દેશ છોડવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં આરોગ્યખાતાનો એક અમલદાર આવ્યો અને મને કહ્યું કે ડા. ટિમ્બર્સ, તમને મારા અભિનંદન છે, તમને અહીં રહેવાની પરવાનગી મળશે. તમે પરદેશમંત્રીની ઑફિસે એકદમ જાઓ. હું ત્યાં ગયો અને દોઢ કલાક સુધી મારી કોઈની સાથે મુલાકાત ન થઈ. છેકછેલ્લી ઘડીએ મને ૭ મહિના રહેવાની પરવાનગી મળી. મને શા માટે પરવાનગી મળતી નહોતી તે વિશે ઘણી પૂછપરછ કરી, પણ કોઈ મિત્ર માહિતી મેળવી શક્યું નહિ. આ દેશના પ્રશ્નો ઘણા ઘણા છે અને જટિલ છે. એ પ્રશ્નોના ઉકેલ માટે જે વ્યવસ્થા કરવામાં આવી છે તે ઘણી અપૂર્ણ છે, અને જુદાં જુદાં ખાતાંઓની વચ્ચેનો વ્યવહાર અને સહકાર કાર્યકરોની બિનઆવડતને લીધે ઘણો જ

મુશ્કેલ થઈ પડે છે. કેટલી ભારે ભયંકર મુશ્કેલીઓ હોવા છતાં આ દેશની પદ્યાત પ્રજા કેટલી આશા અને હિંમતથી આગળ વધી રહી છે તેનો ખ્યાલ આ બનાવથી આવશે."

"૧૫ ઓગસ્ટ. ગઈ કાલે મને વિચિત્ર અનુભવ થયો. ડા. બ્યુરિજીના જેની સાથે મારે કામ કરવાનું છે તેને લાગ્યું કે મને મહેમાનોના ઘરમાં એકાંત અને શાન્તિ મળતાં નહિ હોય તેથી તેણે એક છૂટી ઓરડી મેળવવાનો પ્રયાસ કર્યો. લગભગ પોણા દિવસ સુધી ધમાલ કરીને એક ઓરડીનો કબજો લેવા માટે ગઈ ત્યારે તેને ખબર પડી કે જે માણસે એ ઓરડી આપવાની હા પાડી હતી તેણે પોતે એ ઓરડી બીજા માણસને આપવાનું વચન ત્યાર પહેલાં આપી દીધું હતું. આ બનાવ પરથી એવું અનુમાન તો જરૂર ન કરાય કે રૂશિયન લોકો બેઈમાન છે, પણ જરૂર એટલો પાઠ શીખવે છે કે જ્યાં સુધી કોઈ ચીજ તમારા હાથમાં ન આવે ત્યાં સુધી તે મળશે એવી આશા ન રાખવી; અને મળેલી ચીજ જતી નહિ રહે તેની પણ શી ખાત્રી ?"

## પ્રજાનો વિકાસ

"૭ જુલાઈ. લોકો કહે છે કે અહીં મુસાફરો આવે છે તેમને માત્ર સારી ચીજો જ બતાવવામાં આવે છે. આ વાત સાચી નથી. આ દેશમાં મહાન પરિવર્તન થઈ રહ્યું છે, અને પરદેશી લોકો ભલે નિંદા કરતા : જે સુધારા થઇ રહ્યા છે તે નિંદાથી અટકવાના નથી. મને આજે હોટેલમાં એક જુવાનીઓ મળ્યો. ત્રણ વર્ષ પહેલાં સારાટોવમાં એ સંયુક્ત ખેતરમાં ખેતીનું કામ કરતો હતો. એક સંગીતશાસ્ત્રીએ તેને મંદિરમાં ગાતાં સાંભળ્યો. એણે તરત જ એને સંગીત શાળામાં ભણવા માટેની બધી સગવડ કરી આપી. એ પ્રખ્યાત ગાનારો થશે એવું એના શિક્ષકો માને છે. એ જુવાને કહ્યું કે આખા દેશમાં આવી રીતે જે જે સ્ત્રીમાં કે પુરુષમાં કોઈ જાતની ખાસ શક્તિ જણાય છે કે તરત તેની તે શક્તિ ખીલવવા માટે સરકારખર્ચે બધી તજવીજ થાય છે. દેશમાં થના પલટા વિશે આ જુવાનનો ઉત્સાહ જોઈને મને ખાત્રી થઇ કે આ પ્રજાનું ભવિષ્ય ઉજ્જવળ છે.

"લીગ ઑફ નેશન્સ (સર્વરાષ્ટ્ર સંઘ)ના વૈદકીય અને આરોગ્ય વિભાગના પ્રતિનિધિઓ અહીં આવ્યા છે. અહીંની સંસ્થાઓ જોવા માટે એ બધા ગયા તેમની સાથે જવાનો લાભ મને પણ મળ્યો. જે રીતે રૂશિયામાં દરેક પ્રજાજનને જોઈતી વૈદકીય મદદ, ઑપરેશન, અને ડુંગર પરના કે દરિયા કિનારા પરનાં સેનેટેરીઆમાં રહેવાની મફત સગવડ મળે છે તેવી યોજના સામ્યવાદી રાજ્ય સિવાય કોઇ દેશમાં શક્ય નથી—એવી રૂશિયન મંત્રીની ટીકા લીગના પ્રતિનિધિઓને ગમી નહિ. તે છતાં તે ખરી છે. મને ડા. સ્ટેમ્પાર મળ્યો કે જે ચીનના વૈદકીય અને આરોગ્યના તેમજ સામાજિક પ્રશ્નોનો અભ્યાસ કરી રહ્યો છે. અને તેની સાથે એક ચીની બાઇ ડા. ચાંગ હતી તે નાનકિંગથી આવી છે અને યુરોપમાં વૈદકીય વ્યવસ્થા કેવી છે તેનો અભ્યાસ કરે છે. અમે બાલઉછેરનાં ત્રણ દવાખાનાં અને બે પ્રાંતનાં દવાખાનાં જોયાં. બધી સાધનસામગ્રી સાદી પણ સંપૂર્ણ છે. તેમાં એકસ-રે તથા સર્યનાં કિરણોની સગવડ પણ હતી. દરવર્ષે દર પથારીનો ખર્ચ ૭૦૦ ડૉલર (૨૧૫૦ રૂપિયા) આવે છે. મોસ્કોથી ૯૫ માઇલ દૂર એક નાના ગામમાં અમે જમ્યા. અમેરિકામાં સારામાં સારું આઇસક્રીમ થાય છે તેના કરતાં ચડિયાતું આઇસક્રીમ મેં અહીં ખાધું, અને અમને વિદાય આપતી વખતે તાજાં સ્ટ્રોબેરી અને ગુલાબ તથા ક્રિસેન્થમમની એકેક થેલી બક્ષીસ તરીકે મળી.

"ગર્ભપાતને લગતો કાયદો હવે બદલાયો છે અને જો સ્ત્રીની જિંદગી જોખમમાં હોય અથવા કોઈ ચેપી રોગ નવાં બચ્ચાંને થવાનો સંભવ હોય તો જ ગર્ભ પાડવાની પરવાનગી હવે મળી શકશે. ખરું જોતાં આ બાબતમાં રૂશિયન પ્રજામત બીજી યુરોપીય પ્રજાના મતની સાથે મળતો જ આવતો હતો."

ડા. ટિમ્બર્સ પોતાના નાના છોકરાને લખે છેઃ—

"નિકી! તને સાંભરે છે કે જ્યારે આપણે જાપાન ગયાં ત્યારે તને એમ લાગતું હતું કે એ દેશમાં જ્યાં જઈશું ત્યાં ચેરીનાં ઝાડો અને ફ્યુજીઆમા જેવા પર્વતો જોવામાં આવશે; પણ તેને બદલે આપણે તો માત્ર ટૂંકા લોકોનાં ટોળેટોળાં જોયાં. તેવી જ રીતે આજે તને એમ લાગતું હશે કે રૂશિયામાં ક્રેમ્લીનનો મહેલ અને નવાં કારખાનાં જ્યાં ત્યાં નજરે પડશે. સાચી વાત તો એ છે કે આ આખા દેશમાં બધે વાળ વિનાનાં છોલેલાં માથાં જોવામાં આવે છે. ઘણા લોકો તો જેવી રીતે દાઢી મુંડાવે છે તેવી રીતે દરરોજ માથું મુંડાવે છે, પછી તેના પર તેલ ઘસે છે અને પછી રેશમના કકડાથી ઘસીને એવો ચળકાટ લાવે છે કે જાણે આરસી જોઈ લો!"

"જુલાઈ ૬. આજે રેડ સ્કવેરમાં વ્યાયામનો જલસો થયો હતો. બરાબર ૬½ કલાક સુધી કાર્યક્રમ ચાલ્યો. અનેક જાતની કસરતો કરતાં કરતાં લોકો ચાલતાં હતાં. ટેનિસ રમનારા પણ બોલથી રમતાં રમતાં આગળ વધતા હતા. તેવી જ રીતે વૉલિબૉલ રમનારા અને મુક્કાબાજીવાળા રમતો રમતાં કૂચ કરતા હતા. એક મોટી ટાંકીની અંદર સ્ત્રી પુરુષો તરવાના દાવ બતાવતાં હતાં. હજારો લોકોની ડ્રીલ, અને નાચ થયાં હતાં. ચોપડીની વચ્ચોવચ્ચ એક લીલી સુંવાળી શેતરંજી પર કવાયત થતી હતી, અને છેવટે ફુટબોલની રમત રમાઈ હતી. અમારે લગભગ આઠ કલાક બેસવું પડ્યું પણ આખા તમાશાની વ્યવસ્થા એટલી સુંદર હતી કે બધું ધાર્યા પ્રમાણે પાર પાડ્યું. મંત્રીમંડળના મુખ્ય કાર્યકરો, સ્ટૅલિન, મોલોટોવ, કાલિનિન અને લગભગ બીજા બધા મંત્રીઓ લેનિનની કબરના પગથિયાં પર ઊભા રહ્યા હતા. સાડા ૭ કલાક સુધી પૂતળાંની માફક હાલ્યા વિના એ લોકો ઊભા રહીને બધું જોતા હતા. અને એક પણ બાપણું ન થયું. હિટલર કે મુસોલિની કે રૂઝવેલ્ટ આટલી શાંતિ, ધીરજ અને સંયમ જાળવી શકે એવું જરાય શક્ય છે? સ્ટૅલિને સહે જ ભૂરાશ પડતો સાદો સીધો યુનિફૉર્મ પહેર્યો હતો એનામાં જરાય મોટાઈ કે ભભકો નથી. અને તેથી જ આમવર્ગ એના તરફ વહાલની નજરે જોય છે."

"આ દેશમાં પેરાશુટ સાથે આકાશમાંથી કૂદકો મારવાનું ઘણા લોકો શીખે છે. એક માણસે મને ૪૫ કલાકમાં શીખવી દેવાનું વચન આપ્યું. એક ડાકતર એટલો બધો જાડો હતો કે એને માટે ખાસ વધારે મોટું પેરાશુટ તૈયાર કરાવવું પડેલું એક નાની છોકરી ઘણે ઊંચેથી પથ્થરની માફક પડતી અને પૃથ્વીથી માત્ર ૧૦૦૦ ફૂટ દૂર હોય ત્યારે જ છત્રી (પેરાશુટ) ઉઘાડતી, તેને લેનિનનો ચંદ્રક મળ્યો હતો."

"જુલાઇ ૮. આપણે ઘણું કરીને માર્ગ્યુમરદ્વીપમાં જવાનું થશે. ત્યાં મોટાં આઠ જંગલો છે અને ઝાડના કુચામાંથી કાગળ બનાવવાનું કારખાનું બંધાય છે. ત્યાં મેલેરિયા ઘણો ફેલાઈ રહ્યો છે [illegible]

ભેજવાળા પ્રદેશમાં મચ્છરો પાકે છે. તમે આવો ત્યારે સાથે મચ્છરદાનીનું સારું કાપડ જેવું આપણે શાન્તિનિકેતનમાં વાપરતાં હતાં તેવું લાવજો. દરેક મચ્છરદાનીના નીચલા ભાગમાં એક ફુટ પહોળી જાડા કાપડની પટ્ટી રાખવી એટલે હાથ કે પગ મચ્છરદાનીને અડક્યા હોય તેને બહારથી મચ્છરો બાઝી શકે નહિ. બારીબારણાં માટે ચાળીસ વાર લીલા રંગની ઝીણી જાળી (લોખંડની) લાવજો. એવી ચીજ આ દેશમાં મળતી નથી: જીવડાંનો ત્રાસ ઘણો છે માટે છાંટવાને માટે દવા અને પીચકારી તથા મલમ લેતાં આવજો. જો એક કિલોગ્રામ અકલગરાનો ભૂકો લાવશો તો હું તેમાંથી મલમ બનાવીશ, અને તે માકણ માટે પણ કામ લાગશે. એક હજાર ગોળીઓ ક્વીનીન હાઈડ્રોકલોરાઈડની લાવવી. અહીં બધું બહુ મોંઘું મળે છે. સારી શાહી પણ મળતી નથી. માટે તે અને થોડાં દાંત તથા નખ સાફ કરવાનાં બ્રશ લેતાં આવશો.

અહીંનાં લોકોને સ્વચ્છતાની ટેવ ઓછી છે અને આગગાડીમાં તેમ જ ગરીબોનાં ઘરોમાં માંકડનો ઉપદ્રવ હોય છે. થોડો ખસનો મલમ લાવશો તો કામ લાગશે. ટાંકણી અને સોય પણ અહીં સારી મળતી નથી. વીજળીથી અસ્રી કરવાનો સંચો લગભગ પાંચ ડૉલરનો (રૂ. ૧૨½) મળે છે તે છતાં તે અમેરિકન જેવો સારો હોતો નથી. તેવી જ રીતે ટોસ્ટ કરવાનો ચીપીઓ પણ લેતાં આવજો. કૉફી ઘણી જ મોંઘી મળે છે, લગભગ એક રતલના સાત ડૉલર. અને પાણી ગરમ કરવા માટેનો વિજળીનો સંચો હશે તો બહુ ઉપયોગી થઈ પડશે. લખવાના કાગળ અને પાકીટ પણ ત્યાંથી લેતાં આવજો, અહીં બેકિંગ પાઉડર કદી મારા જોવામાં આવ્યો નથી.” [ચાલુ].



## સ્પર્શ

પારાશર્ય

કો પાદ સંચાર વિહીન માર્ગમાં
ઊભાં અટૂલાં જડ શૂન્ય વૃક્ષને
સમીરની કોમળ લહેર ચાંપી
છે પૂરતી નીરવ પર્ણ પર્ણમાં
ચૈતન્યનું લલિત નૃત્ય જગાવવાને.

ઘવાયલાં મૂક વિલાઈ જતાં
અતૃપ્ત નિષ્કમ્પ હતાશ અંતરે
માયાળુ ને પ્રેમળ હસ્ત શીળે
સ્પર્શે મને તું યદિ એકવાર તો
તો એ સ્પર્શે વિલય જીવને જાગશે આયુધારા
રેશે હૈયે હિલોળી
સંતોષે હર્ષઘેલી પ્રણય ધબકતી મૂક મસ્પંદમાળા.



૧૯૧૬ નો નૉબેલ-જેતા

# સ્વિડનનો કવિ : હૈડનસ્ટામ

કૃષ્ણવદન જેતલી એમ. એ.

"An aristocrat in the best sense, Heidenstam despises the modern cult of mediocrity and insists on the value to the world of the great men and women in whom life burns more intensely than in the mass of the people. He refuses to accept the common standard which judges everything by success, and shows the worth of noble aims and high striving even when they end in failure and death."

—Miss Hanna Astrup Larsen

સ્વિડનનાં સાહિત્યનો વિકાસ સત્તરમી સદી પછી જ શરૂ થયો ગણાય. સત્તરમી સદી સુધી તો લોકગીતો, બાઈબલના અનુવાદો, પદ્ય વીર કથાઓ અને બોધદાયક નાટકોમાં જ એ સાહિત્ય સમાઈ જતું. સ્વિડિશ કાવ્યસાહિત્યની શરૂઆત કવિ Gorgan Lilija (૧૫૯૮-૧૬૭૨) થી થઈ. છતાં ૧૭૭૧-૧૮૦૯ના 'ગસ્તાવના યુગ'માં જ સાહિત્યનો ખરો વિકાસ સધાયો. ત્યારથી તે ૧૮૪૦ સુધી કાવ્યનો વિકાસ ડહાલગ્રેન, જુલિયા નૈમ્બર્ગ, ટેગનર (૧૭૮૨-૧૮૪૬) અને સ્ટેગનેલિયસ (૧૭૯૩-૧૮૨૩)નાં કાવ્યો દ્વારા થયો. ટેગનરનું 'Frithiof's Saga' એ જાણીતું બૃહદ્ કાવ્ય છે. ઓગણીસમી સદીના અંતના અને વીસમી સદીની શરૂઆતની પચીસીના નામાંકિત કવિઓ તે Froding, Semla Lagorlof, ૧૯૩૧માં મૃત્યુ બાદ નૉબેલ ઈનામ જેને આપવામાં આવ્યું તે Karlfeldt અને Verner von Heidenstam છે.

'સ્વિડનના રાજકવિ' તરીકે ગણાતા વર્નર ફૉન હૈડનસ્ટામને ૧૯૧૬માં નૉબેલ પારિતોષિક આપવામાં આવ્યું હતું. તેની પહેલાં સ્વિડનમાંથી એ ઈનામ જીતનારી પ્રથમ સ્ત્રી-લેખિકા સેલ્મા લેગરલૉફ જેટલું તેનું નામ પરદેશોમાં જાણીતું નથી. ચાર્લ્સ વ્હાર્ટન સ્ટાર્ક, આર્થર જી. ચાર્ટર, અને કેરોલિના અને નડસેનનાં ભાષાંતરો દ્વારા તેનાં નાટકો, નવલો અને કાવ્યોની નૂતન સુવાસ જગતને મળી રહી છે. છઠ્ઠી જુલાઈ, ૧૮૫૯ને દિને નાર્કમાં આવેલ ઓલશામરના એક પૈસાદાર કુટુંબમાં તેનો જન્મ થયો હતો. કુમારાવસ્થામાં તે મજબૂત બાંધાનો નહતો; તે શરમાળ હતો અને ખાસ કરીને કાવ્યો અને વીરોની વાર્તાઓના વાચનનો રસિયો હતો. યુવાવસ્થામાં તેની તબિયત એવી થઈ કે તેને ફેફસાંનું દર્દ છે એવી બીતિ લાગવાથી, દક્ષિણ યુરોપની નરમ આબોહવામાં શારીરિક સ્થિતિ સુધારવા માટે તેને મોકલવો પડ્યો. સ્વિડનથી દૂર ઈટાલી, સ્વીટ્ઝર્લૅન્ડ, ગ્રીસ, તુર્કસ્તાન, મીસર

વગેરે દેશોમાં તેણે આઠ વર્ષ ગાળ્યાં. પૂર્વ બાજુના દેશોમાં તેના કેટલાક પૂર્વજો સરકારની પદવીઓ ધરાવતા હતા. આ દેશોનાં સૃષ્ટિસૌંદર્ય અને સ્વાતંત્ર્યે તેને મુગ્ધ કર્યો.

તેની પ્રથમ મહત્ત્વાકાંક્ષા ચિત્રકાર થવાની હતી અને થોડો વખત પારીમાં (Paris) તે જેરોમનો શિષ્ય હતો. પારીનાં જીવંત દશ્યો મૂર્ત કરવામાં, ઇટાલીના ઉત્સવો અને દમાસ્કસનું જીવન વર્ણવવામાં તે વસ્તુઓ અને વર્ણની જે સુંદર પસંદગી કરે છે, તેમાં જણાઈ આવતી તેની ચિત્રકારની દૃષ્ટિનું પ્રતિબિંબ તેનાં કાવ્યોમાં યે વિવેચકોને જણાયું છે. જુવાનીમાં તેણે પ્રેમના પરિણામ રૂપે એક ગરીબ સ્વિઝ કુમારિકા સાથે લગ્ન કર્યું. કેટલોક સમય તે લુનેગના કિલ્લામાં, માતાપિતાથી વિખૂટો, ફક્ત પોતાની પત્ની અને પોતામાં ઊંડો રસ ધરાવનાર મિત્ર ઑગસ્ટ સ્ટ્રિંડબર્ગ સિવાય થોડા માણસોને મળતો, તે એકાંતમાં રહેતો હતો. કલા નહિ, પણ સાહિત્ય જ તેના જીવનપ્રવાહનો માર્ગ હતો તે હવે તેણે નિશ્ચિત કર્યું હતું. તેણે કેટલાંક કાવ્યો લખ્યાં અને તે *Pilgrimages and Wander Years* નામે સંગ્રહ તરીકે બહાર પડ્યાં. 'એકાંતમાં વિચારો'માં તેનો સ્વદેશપ્રેમ અન્યાય પ્રત્યે ઘૃણા સાથે મિશ્રિત થઈ વ્યક્ત થયો છે. 'બાળપણનાં દશ્યો' નામના કાવ્યમાં તે સ્વદેશમાં પાછા ફરવાની રાતદિવસ ઝંખના કરી રહ્યો છે, તે સ્પષ્ટ જણાય છે.

I've longed for home these eight long years, I know.
I long in sleep as well as through the day!
I long for home!
I seek where'er I go, not men-folk, but the fields
Where I would stray,
The stones where as a child I used to play.

તે માણસોને જોવા કરતાં ખેતરોમાં ભટકવું પસંદ કરે છે અને જે જગ્યાએ એ રમતો હતો તે જગ્યાના પત્થરો પણ તેને પ્યારા છે. તેની માતાના પ્રેમ પ્રત્યે નિર્દેશ કરતાં તેણે કહ્યું છેઃ "મારા જીવનનું ઉત્તમ ધ્યેય હો તે માટે તે પ્રાર્થના કરતી." 'કીર્તિ' નામના કાવ્યમાં તે ઉદાસ બની વિલાપ કરે છેઃ

તમે કીર્તિ શોધો છો પણ હું બીજું પસંદ કરું
એથી યે વધુ મહાન આશીષ;
એવું વિસ્મરણ પામવાની
કે કોઈ મારું નામ પણ ન સાંભળે;
ના, મારી માતાયે નહિ.

૧૮૮૭માં પિતાના મરણને લીધે તેને સ્વિડનમાં જવું પડ્યું. તે પછી કેટલીક મુસાફરીઓને બાદ કરતાં તે ત્યાં જ ઘર કરીને રહ્યો. તેના બીજા 'કાવ્યો' નામના સંગ્રહે તેના દેશવાસીઓનો પ્રેમ જીતી લીધો અને તેની કીર્તિ પ્રસરવા લાગી. આ કાવ્યો અનેક પ્રકારનાં હતાં. કેટલાંક 'બીને પુરુષનો છેલ્લો શબ્દ' જેવા ઊર્મિરંગી, તો કેટલાંક 'ટ્રિવેડેનનું વન' અને 'ગસ્ટાવ ફ્રોડિંગનું દફન' જેવાં પ્રાકૃતિક વર્ણનોવાળાં હતાં. તેનાં ગાનોમાં રહેલું ઊર્મિનું તત્ત્વ તેમને સમૂહગાનને યોગ્ય બનાવે છે. 'સ્વિડન' એ એમાં સૌથી પ્રસિદ્ધ

કાવ્ય છે અને તેને મિ. સ્ટોર્ક જહોન મેસફિલ્ડના 'ઑગસ્ટ ૧૯૧૪' સાથે સરખાવે છે. તેમાંનો ગુંજારવ પ્રબળ છે અને વતનપ્રેમ હૃદયસ્પર્શીય છે :

Oh, Sweden, Sweden, Sweden, native land !
Our earthly home, the heven of our longing !
The cow-bells ring where heroes used to stand,
Whose deeds are song, but still with hand in hand
To swear the eternal troth thy sons are thronging !
Fall, winter snow; And sigh, on earth's deep breast !
Ye orient stars, burn in the summer sky !
Sweden, dear mother, be our strife, our rest,
Thou Land wherein our sons shall build their nest,
Beneath whose church-yard stones our fathers lie.

તે પછીનાં કાવ્યોમાં તેમ જ ગદ્યનિબંધો 'Thoughts and Sketches' (૧૮૯૯) માં હૈડનસ્ટામે ઉત્સાહમય ઉદારવૃત્તિ અને બંધુભાવના દાખવ્યાં છે.

'Singers in the Steeple'માં તે જુસ્સાપૂર્વક ગાય છે :

Not joy to the rich, to the poor men care;
Our toil and our pleasure alike we share.

૧૮૯૦માં તે સ્ટોકહોમ પાસે ક્યુટ્શોમમાં વસવાટ કરવા લાગ્યો. ૧૮૯૭માં તેણે મવાલ રાષ્ટ્રીય વર્તમાનપત્ર Swenska Dayblad ની સ્થાપનામાં ભાગ લીધો. ૧૯૦૦માં તેના ત્રીજા લગ્ન પછી તે વેટર્ન સરોવરના કિનારે નાડ્રોમાં રહેવા ગયો. આ જગ્યા તેને પ્રિય હતી કારણ તેની સાથે તેના બાળપણનાં સંસ્મરણો સંકળાયેલાં હતાં. ૧૯૦૨માં પ્રસિદ્ધ થયેલ તેના કાવ્યસંગ્રહમાં 'નાગરિક બંધુઓ' જેવાં કાવ્યો જોતાં, આપણે તેમાં લોકશાહી અને મતસ્વાતંત્ર્યની ઘોષણાઓ સાંભળીએ છીએ. તેનાં કાવ્યોમાં કેટલીક ખામીઓ છે, છતાં યે સહૃદયતા અને સાહજિકતાના ગુણો વાચક પર ગાઢ અસર કરે છે. 'સ્વદેશ', 'એક દિન' વગેરે કાવ્યોમાં ઝળકી ઊઠતો રાષ્ટ્રપ્રેમ, તેનાં બીજાં કાવ્યોમાં રહેલા મ્લાન સુરોને ભૂલાવી દે છે. તેના પુરોગામી બ્યોર્નસન માફક તેના ભાવનાવાદમાં તે રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય છે. બ્યોર્નસનને અંજલિ આપતાં તે તેને 'નોર્વેનો પિતા' ગણી કહે છે :

Yet the soul of the people deep within
Still breathes the eternal brother-song,
We stand and gaze at the sunset long
And grieve for thee as one of our kin.

પણ જ્યારે આપણે "Let us die young-અમને યુવાવસ્થામાં મરવા દો," 'કબ્રસ્તાનમાં પ્રથમ રાત્રી' જેવાં તેનાં કાવ્યો વાંચીએ છીએ ત્યારે, આત્માની એકલતા અને દેહ અથવા આત્માના અજાણ્યા પ્રદેશમાં ભ્રમણો, કવિના પ્રિય વિષાદધેરા વિષયો છે તે આપણે જાણીએ છીએ. કેવળ શૈલીમાં રહેલી પ્રબળતાને લીધે જ એ વિષાદની ઘેરી છાયાની

અસરમાંથી કાવ્યને તે બચાવી લે છે. અમેરિકન કવિ અને લેખક પોની માફક તે પોતાના વિચારોનું પૃથક્કરણ કરતાં વારંવાર ગ્લાનિભર્યા વિષયો અને મૃત્યુ, ખાસ કરીને પોતાના મૃત્યુ વિષે, વિચાર કરવા તરફ દોરાય છે. 'કબ્રસ્તાનમાં પ્રથમ રાત્રી'માં શબપેટીમાંથી આત્મા છટકીને પોતાના ઘર તરફ જાય છે, પણ ત્યાં તેને રખડતા કૂતરા જેવો સત્કાર મળતાં, તે પાછો ભાગી આવે છે. જૅરસની પુત્રી ફરીથી સજીવન થતાં પાછી પોતાની માતા અનંતતાની ગોદમાં સમાવા ઇચ્છે છે. બીજા એક કાવ્યમાં તે મિસરના કવિ ડયુફારની કથા કહે છે. જ્યારે બધા કવિની પાસે પૂર્વના પ્રદેશની ઝળકતી પ્રશંસા સાંભળવા આતુર છે, ત્યારે કવિ નતમુખે અને અશ્રુપૂર્ણ નેત્રે પૂર્વનો આનંદ કોરા આંસુભીના કાગળમાં દર્શાવે છે! '*Nameless and Immortal*—અનામી અને અમર' કાવ્યમાં પૈરટમના તેપસ્યુન મંદિરનો શિલ્પકાર પોતાની શ્રેષ્ઠ કૃતિ' પર પોતાનું નામ ન કોતરતાં, તે કૃતિ દ્વારા જ અમર રહેવાની ઇચ્છા વ્યક્ત કરે છે.

Heidenstam has Francis Thompson's sensitiveness and his lavish use of colour is akin to Rosetti and to the Austrian philosophical poet of the present day, Hugo von Hoffmansthal (Charles Wharton Stork). હૈડનસ્ટામ ફ્રાન્સિસ થૉમ્પસન, રોઝેટી અને હ્યુગો ફૉન હોફમૅન્સથલ સાથે કાંઈક સામ્યતા ધરાવે છે, છતાં તેનામાં આ કવિઓ માફક એક જ વિચાર કે પ્રસંગને સળંગ અને સુબદ્ધ રીતે વર્ણવવાની શક્તિ નથી. તે એક દશ્ય અથવા પાત્રથી બીજા પર મૂંઝવતી આતુરતાથી ફરે છે, છતાં યે જેમ ચિત્ર બદલાય છે, તેમ દરેક ચિત્ર તેના હેતુ અનુસાર કલાકારનું શબ્દપીંછી પરનું સ્મરણીય પ્રભુત્વ દર્શાવે છે.

હૈડનસ્ટામ ફક્ત કવિ તરીકેની જ નહિ, પણ સારા નવલકથાકાર અને વાર્તાકારની ખ્યાતિ પણ ધરાવે છે. '...in his prose style as in his poetry there is an earnestness, a depth of vision that holds the reader even though he may be out of sympathy with the immediate subject in hand.'
(Julius Moritzer)

જૂની વસ્તુની નવી રજુઆત કરતી તેની પ્રથમ નવલ, '*Endymion* ૧૮૮૯માં પ્રગટ થઈ. પશ્ચિમની સંસ્કૃતિની મર્યાદાથી છવાયેલ પૂર્વના વાતાવરણમાં આલેખેલી આ પ્રણયકથામાં એક ચિત્રકારની કલ્પનાની ભભક ઝળકી ઊઠે છે. ૧૮૯૦માં *Pepita's Wedding* લખી વાસ્તવવાદ અને નિસર્ગવાદને નામે સાહિત્યમાં પોષાતી વિકૃતિઓ સામે બંડ પોકારી, આદર્શવાદ અને આંતરિક સત્યની શોધ તરફ પોતાનું વલણ દર્શાવ્યું હતું. ૧૮૯૨માં પ્રગટ થયેલ તરંગી, ઊર્મિલ વાર્તા *Hans Alienus* હૈડનસ્ટામની 'કલ્પનામય વાસ્તવવાદી' તરીકે અપાતી ઓળખાણ સાર્થ કરે છે.

૧૮૯૭–૯૮માં હૈડનસ્ટામની શ્રેષ્ઠ ગદ્યકૃતિ *The Charles Men* પ્રસિદ્ધ થઈ. આ પુસ્તક બારમા ચાર્લ્સ અને તેની લડાઈઓ વિષે કાવ્યમય ગદ્યવાર્તાપુષ્પોની માળા છે. રોમે રોલાં જેમ હૈડનસ્ટામ પણ શાંતિપ્રિય માણસ છે, છતાં તેણે સમરાંગણમાં જ જીવન

ગુજારીને ત્યાં જ મરણ પામનારા રાજાને જે સ્વદેશપ્રેમથી છલકાતી જુસ્સાભરી અંજલિ અર્પી છે તે યોગ્ય જ છે. કારણ રાજા, બીજા વીર પુરુષો જેમ બહાદુર તેમ જ નમ્ર અને ઊંચા આદર્શો સેવનાર હતો. હૈડનસ્ટામ લડાઈ કરતાં શાંતિને વધુ ચાહનાર હતો, છતાં Paul Elmer તેના *The Philosophy of War* નામના સુંદર પુસ્તકમાં જે અધકચરા, અંધ શાંતિના ઝનૂનીઓ વિશે કહે છે તેવો નહતો.

વોલ્ટરે જેવું બારમા ચાર્લ્સનું વ્યક્તિત્વ આલેખ્યું છે, તેવું બીજા કોઈ પરદેશીએ આલેખ્યું નથી. છતાંયે સ્વદેશપ્રેમથી રંગાયેલ કવિ હૈડનસ્ટામ જે ચિત્ર આલેખે તેવું એ પરદેશી લેખક ન જ આલેખી શકે તે સ્વાભાવિક છે. ઇતિહાસની દૃષ્ટિએ કદાચ તેમાં ખામીઓ હશે, પણ ચાર્લ્સ બારમાના જમાનાને છવંત બનાવવા કવિએ જે સજીવ કલ્પનાના રંગો પૂર્યા છે, અને જે ચિત્રસૃષ્ટિ ખડી કરી છે, તેની તુલના સામાન્ય ધોરણે થઈ શકે તેમ નથી. તેણે ફક્ત ઉત્તરના પ્રદેશના શિયાળાના શોકસભર કાળા, ભૂખરા અને શ્વેત રંગો જ નથી લીધા, પણ સમરાંગણમાં ઝળકતા વિવિધ રંગોનો પણ છૂટથી ઉપયોગ કર્યો છે.

કોસેકો વચ્ચે, ધાડપાડુઓ જેમ ભમતા ગઝળીઓની રાણીનું ચિત્ર; દારૂથી મસ્ત બનેલ ઝાપોરોઝિયન્સોથી વીંટળાયેલ મેઝેપ્પાની કૂચ; સ્તમ્બુલના બજારમાંથી ખરીદેલ બાંદીનું પોપટો સાથેનું જીવન, વગેરે પ્રસંગો આખા પુસ્તકમાં પૂર્વના અપૂર્વ, મનોહર, ઝળકતા રંગો વેરે છે. ઝિલેન્ડના કિનારે જ્યારે ચાર્લ્સ પગ મૂકે છે, ત્યારે તેનો કુમારાવસ્થાનો ઉત્સાહ નજરે તરી આવે છે, પણ હૈડનસ્ટામને રસ પેદા કરનાર તો તેનો મુશ્કેલીઓનો અને હારનો સમય લાગે છે. જ્યારે રાજા પોતે માનવો અને પ્રભુથી વિખુટો પડેલો છે એમ માને છે ત્યારે તેનું કરુણ આલેખન કાવ્યમય બની જાય છે. તેનું વર્ણન કરતાં હૈડનસ્ટામે લખ્યું છે :

> "It is not he that has made the Swedish Empire, but if it collapses, it is he that must bear the shame; and the more his honour weakens, the more ambition becomes his all-engulfing passion. In this manner he assumes in his person all of his people's demands for justice, and tragedy spreads its wings over millions."

એમાંની French Mons, The Fortified House, Captured, The Stupid Swede વગેરે વાર્તાઓ અત્યંત સુંદર છે.

આ નવલકથાની પ્રસ્તાવનામાં Fredrick Book તેના વસ્તુગૂંથનની રીત સમજાવે છે. તેના મત મુજબ એમાં સ્વાતંત્ર્ય, મસ્તી, તરંગ વગેરે પદ્યના ગુણો છે. લેખનનો પ્રવાહ અસ્ખલિત અને નિર્બળ નથી. લેખક નકામા પરથી કૂદકો મારી પોતાને અગત્ય લાગે તેવા દૃશ્ય, પાત્ર કે પ્રસંગ પાછળ કલ્પનાને ધ્યાનસ્થ કરી દે છે. ઐતિહાસિક વાતાવરણને અનુકૂળ આ રચનાવિધાન છે. "Uniform realism, methodical description, and painstaking motivation may be in place in a modern novel; if, on the other hand, if it is a question of conjuring up visions from the past, the poet must not bring his figures out into the full daylight that can only lead to destroying the illusion, as

when masks go about in sunshine. We must have a broad river of darkness, which contains all the mystery of the past, and against this black background the figures and scenes may glimmer forth — symbolic flashes of that life whose depth and scope one cannot define, but only surmise." ઐતિહાસિક આલેખનોમાં ચુસ્ત વાસ્તવવાદી બનવા જતાં, કેટલાક લેખકો જડ કૃત્રિમતા દાખલ કરી, કલ્પનાવિહારને રૂંધી નાંખી, રમ્ય ભ્રાંતિનો પડદો ચીરી, હાસ્યાસ્પદ નીરસતા લાવવાનો પ્રયાસ કરે છે.

હૈડનસ્ટામે *Charles Men* ઉપરાંત *Saint George and the Dragon, Saint Brigitt's Pilgrimage, Forest Murmurs* વગેરે આધુનિક પદ્ધતિમાં લખાયેલી લાંબી વાતો, લોકકથાઓ, ઐતિહાસિક દંતકથાઓ પણ લખી છે. નવલલેખન અને નિબંધમાં તેણે 'ભોંયરાની રુંધાયેલી હવાને ઘરમાં છૂટી મૂકતા' વાસ્તવવાદ પર હુમલા કર્યા છે. તેના કેટલાક અગત્યના નિબંધો *Classicism and Teutonism*માં સંગ્રહાયા છે. કમનસીબે તેની થોડી જ કૃતિઓ અંગ્રેજીમાં સરસ રીતે ભાષાંતર પામી છે. તેણે ઉદારમતવાદી સુધારક સામયિકોમાં ઘણું લખ્યું છે. ૧૯૦૦માં તે ત્રીજી વખત પરણ્યો અને વેકસ્ટેનામાં આ સુસંસ્કૃત અને સામાજિક આકર્ષણ ધરાવતી તેની પત્ની સાથે રહે છે. બ્યોર્નસને જેવી રીતે નોર્વેના જીવનમાં રસ લેતો અને 'નોર્વેનો પિતા' કહેવાતો તેટલો જ રસ સ્વિડનના જીવનમાં હૈડનસ્ટામ લે છે. ૧૯૧૨માં તેને સ્વિડિશ એકેડેમિના સભ્યપદનું માન આપી એકેડેમિએ પોતાનાં રત્નોમાં એકનો વધારો કર્યો.

તેનાં કાવ્યોમાં સુંદર *Cradle Songs*—હાલરડાં અને બાલકાવ્યો પણ છે. તેણે બાળકો માટે વાતો લખી છે. સ્વિડિશ કેળવણીખાતાના અધિકારીઓએ શાળામાં વાચન-યોગ્ય શાળોપયોગી પુસ્તકો લખવા માટે આમંત્રણ આપ્યું હતું. અને આ પ્રેમનું કાર્ય તેણે સરસ રીતે પાર પાડ્યું. તેની આ કૃતિઓમાં ભલે સેલ્મા લેગરલોફ કૃત *The Wonderful Adventures of Nils*ની મૌલિકતા અને ચમત્કૃતિ ન હોય, છતાં આ કાવ્યો અને વાર્તાઓમાં વીરરસ અને વર્ણનશક્તિના સુંદર સંસ્કારો છે. કુમારો અને યુવાનો માટે તેણે *The Sooth Sayer* અને *The Birth of God* નામનાં બે નાટકોમાં કાવ્યમય કથાઓ ગૂંથી અને આધુનિક જગતને યોગ્ય બોધ ઘટાવ્યો છે. પહેલા નાટકનું સ્થળ એક આર્કેડિયન મેદાન છે. એપોલો દેવ, ભવિષ્યવેત્તા, ભાગ્યલેખાઓ, ભવિષ્યવેત્તાની પત્ની ઇરિગોના નાટકનાં મુખ્ય પાત્રો છે. 'પ્રેમમાં પડેલા માણસ' માટે માર્મિક હાસ્યરસવાળાં વાક્યો લેખકે વાપર્યાં છે. એપોલોની બોધાત્મક ગંભીર સલાહ માનવને મળે છે:

માટીના માનવી!

તેં બે દેવોને સેવવા પ્રયાસ કર્યો છે; તેથી તારો અધિકાર તારા નાશનું કારણ બન્યો છે!

'દેવનો જન્મ' નામનું નાટક મિસરની પૌરાણિક કથા પરથી, ડૈસ્કોલસના આધુનિક વેપારીને સંબોધી વાપરેલા શબ્દોમાં રૂપકની યોજના કરી, રચાયેલું છે.

*The Tree of Folkungs* નામની તેની રોમાંચક નવલમાં ઈતિહાસ, દંતકથા, વાતાવરણની વિચિત્રતા, દશ્યાલેખન, કાર્યવેગ અને સાગરપ્રેમી વાઈકિંગોનાં કાર્યો અને આદર્શોમાં રહેલું આધુનિક જગતને બોધદાયક મૂલ્યાંકન છે. એને ઈબ્સેનના *Peer Gynt* નાટક સાથે સરખાવવામાં આવે છે. *Folke Filbyter* અને *The Bellbo Heritage*, એ બે જુદા ભાગોને આ એક વાર્તામાં વણી લેવામાં આવ્યા છે. પ્રથમ ભાગમાં મુખ્ય ભાગ ભજવનાર અર્લ બર્જર દીનતા અને દરિદ્રતામાં બધા દેવોને બલિદાનો આપે છે અને સુખ અને સમૃદ્ધિમાં દેવસ્તંભોને પાડી નાંખે છે. તે ફોકુંગ વંશનો સામનો કરે છે અને દરિદ્રતામાં જિંદગીના છેલ્લા દિવસો પસાર કરે છે. છેવટે તે પોતાના પુત્રો અને પૌત્રાના પ્રેમની કરૂણ ઝંખના કરે છે, પણ તે તેને પ્રાપ્ત થતો નથી. આધુનિક જગતને તે લૌકિક કૃપણતાની નિરર્થકતાનો સારો પાઠ આપે છે. આ વિચિત્ર અને અસરકારક વાતના બીજા ખંડમાં, બસો વર્ષ પછી ફોકુંગવંશના બે ભાઈઓ રાજા વાલ્ડેમર અને જંકર મેગ્નસ વચ્ચે અને તેમની જુદી નીતિઓ વચ્ચે જે સંઘર્ષણ થાય છે, તેની કથા છે. જંકર તેના મોટા ભાઈને પોતાની પ્રબળ યોજનાઓનો વિચાર કરતાં ભલો અને મૂર્ખો માને છે. આ રોમાંચક કથામાં, વાલ્ડેમર અને મેગ્નસની લડાઈ, ગાયક અને તેનો બહિષ્કૃત કન્યા સાથે પ્રેમ, ઐતિહાસિક અને કાલ્પનિક ભૂતકાળના રિવાજો વગેરે અનેક નાટ્યતત્ત્વભર્યાં દશ્યો છે. 'It is an elaborate, well constructed revelation of Heidenstam's imaginative insight and vigor, united with his skill in interpreting the past, in history and sagas, to the problems of the present hour' ( Annie Russell Marble ). ભૂતકાળને ચાલુ જમાનાના પ્રશ્નોના ઉકેલ માટે નવીન દષ્ટિએ ઘટાવવામાં હૈડનસ્ટામની વેધક કલ્પના વસ્તુના હૃદયને અદ્દભુત રીતે રજૂ કરે છે. એથી જ તે સાહિત્યના ક્ષેત્રમાં નવો ચીલો પાડનાર સમર્થ સાહિત્યસ્વામી ગણાય છે.





# પરમાણુ

દોલતરાય એમ. દેસાઈ એમ. એસસી.

ન્યૂટનના સમયની અગાઉ સૈકાઓ પહેલાં ગ્રીક ફિલસૂફો માનતા હતા કે કોઈ પણ પદાર્થના આપણે ટુકડા કરતા જઈએ તો અંતે પદાર્થનો એક અતિ સૂક્ષ્મકણ મળે. આ સૂક્ષ્મકણને પરમાણુ ( Atom ) એવું નામ આપવામાં આવ્યું. ત્યાર પછી લાંબા સમય સુધી આ વિષય પર કોઈએ કંઈ વધારે પ્રકાશ પાડ્યો નહિ. ઓગણીસમી સદીની શરૂઆતમાં જહોન ડોલ્ટને અણુ ( molecule ) અને પરમાણુ (Atom) વચ્ચેનો ભેદ સમજાવ્યો. એ પ્રમાણે કોઈપણ મૂળતત્ત્વ ( element )નો સૂક્ષ્મતમ કણ, જે રાસાયનિક ફેરફારમાં ભાગ લઈ શકે, તેને પરમાણુ કહેવામાં આવે છે. દરેક મૂળતત્ત્વના બધા પરમાણુ સરખા હોય છે, પણ એક મૂળતત્ત્વના પરમાણુ અને બીજા મૂળતત્ત્વના પરમાણુના વજનમાં અને રાસાયનિક ગુણધર્મમાં ફેરફાર હોય છે. ડોલ્ટનનો પરમાણુવાદ બહુ વિચારપ્રેરક હતો અને પદાર્થવિજ્ઞાન અને રસાયનશાસ્ત્ર પર એની ભારે અસર થઈ.

મેન્ડેલીફે સર્વ મૂળતત્ત્વોનું વર્ગીકરણ કર્યું. તે ઉપરથી સમજાય છે કે 'આલ્કલી' અગર 'હેલુજન'નાં મૂળતત્ત્વો કે જે એક જ વર્ગમાં પડે છે, તેમના રાસાયનિક ગુણો સરખા જ છે અને તેઓ એક કુટુંબી હોય એમ લાગે છે. આ ખ્યાલથી પરમાણુ એ જ અંતિમ સૂક્ષ્મકણ હોઈ શકે કે નહિ તે વિષે શંકા ઉત્પન્ન થઈ. કદાચ દરેક મૂળતત્ત્વ પરમાણુથી પણ એક અતિસૂક્ષ્મ કણનું બનેલું હોય !

ઈ. સ. ૧૮૯૧માં સર જે. જે. થોમ્સને 'ઇલેક્ટ્રોન્સ'ની શોધ કરી અને પ્રયોગો કરી એમણે બતાવ્યું કે ક્રુકસની નળીમાં પદાર્થ રાખવામાં આવે અને એ નળીમાંથી હવા બહાર કાઢી વિદ્યુતપ્રવાહ એક છેડેથી પસાર કરવામાં આવે તો બીજા છેડેથી વિદ્યુતતણખા નીકળે છે. આ વિદ્યુતતણખાઓ અંદર રાખેલા પદાર્થમાંથી ઉત્પન્ન થાય છે અને એ પદાર્થના જ અલ્પાણુઓ છે. કોઈપણ પદાર્થ રાખવામાં આવે તોપણ એક જ જાતના વિદ્યુતતણખા નીકળે છે. આ વિદ્યુતતણખાને 'નેગેટિવ વિદ્યુતઅણુઓ' અથવા 'ઇલેક્ટ્રોન્સ' એવું નામ આપવામાં આવ્યું છે. આ પ્રયોગોથી સિદ્ધ થયું છે કે દરેક મૂળતત્ત્વના પરમાણુની રચનામાં ઇલેક્ટ્રોન્સ હોય છે.

આ સંશોધન દરમ્યાન રોન્જટને ( Rongten ) ક્ષ-કિરણો ( x-rays )ની શોધ કરી. એણે બતાવ્યું કે આવા વિદ્યુતઅણુઓ નક્કર પદાર્થની આરપાર જઈ શકે છે.

ક્ષ-કિરણોની શોધ પછી ઈ. સ. ૧૮૯૫માં બેકવેરલ નામના એક વૈજ્ઞાનિકે એક વખત ફોટોગ્રાફની પ્લેટનાં એક પડીકાં ઉપર ખનીજ પીચબ્લેન્ડ ( યુરેનિયમની કાચી ધાતુ ) નો એક ટુકડો મૂકી રાખ્યો હતો. જ્યારે એ પડીકું ખોલવામાં આવ્યું ત્યારે ફોટોગ્રાફની પ્લેટના ઉપર જાણે કંઈ પ્રકાશ પડ્યો હોય એવી અસર થઈ હતી. ફોટોગ્રાફની પ્લેટના પડીકામાં પ્રકાશ પ્રવેશ કરી શકે એમ નહતું એટલે પડીકાં ઉપર રાખેલા પીચબ્લેન્ડના ટુકડામાંથી ક્ષ-કિરણો જેવાં કિરણો નીકળ્યાં હોય અને તેની આ પ્લેટો ઉપર અસર થઈ

હોય એમ અનુમાન કરવામાં આવ્યું. પ્રયોગોથી સિદ્ધ કરવામાં આવ્યું કે એ કિરણો ક્ષ-કિરણો ન હતાં પણ કંઈ જુદા જ પ્રકારનાં કિરણો હતાં. એ કિરણોને 'બેકવેરલનાં કિરણો' એવું નામ આપવામાં આવ્યું છે. આ નિરીક્ષણમાંથી 'રેડિયમ-પ્રક્રિયા' ( Radio-activity )ની શોધ થઈ.

બેકવેરલનાં કિરણોની વધુ તપાસ કરતાં એ ત્રણ ભાગનાં બન્યાં હોય એમ સમજાયું. એક ભાગ જે 'બીટાકિરણો' તરીકે ઓળખાય છે તે 'નેગેટિવ-વિદ્યુતઅણુઓ' અથવા 'ઇલેક્ટ્રોન્સ'નો બનેલો હોય છે; બીજો ભાગ 'આલ્ફા-કિરણો' તે 'પોઝિટિવ વિદ્યુત-અણુઓ' ( હીલિયમના પરમાણુ )નો બનેલો હોય છે; અને ત્રીજો ભાગ 'ગામા-કિરણો' કે જે ક્ષ-કિરણોને કંઈક અંશે મળતાં આવે છે. આ ઉપરથી સમજાય છે કે દરેક મૂળ-તત્ત્વના પરમાણુની રચનામાં નેગેટિવ વિદ્યુતઅણુઓ ઉપરાંત પોઝિટિવ-વિદ્યુતઅણુઓ પણ હોય છે.

વળી એ જ અરસામાં બેકવેરલની પ્રયોગશાળામાં ક્યુરી દંપતીએ રેડિયમની શોધ કરી. ઈ. સ. ૧૮૯૮માં એમણે પ્રયોગોથી સિદ્ધ કર્યું કે ચોકખું યુરેનિયમ કરતાં યુરેનિયમની કાચી ધાતુ વધારે ઝડપી ક્રિયા કરે છે. અત્યંત સંભાળપૂર્વક આ કાચી ધાતુમાંથી વધારે ઝડપી ક્રિયા કરનાર દ્રવ્યને છૂટું પાડવામાં આવ્યું અને તેને રેડિયમ એવું નામ આપવામાં આવ્યું. યુરેનિયમ અને રેડિયમ ધાતુની સ્વયંભૂ જ ક્રિયા થાય છે તે રેડિયમ-પ્રક્રિયા ( Radio-activity ) તરીકે ઓળખાય છે. એ ક્રિયાથી યુરેનિયમ ધાતુ ધીમે ધીમે સીસામાં પલટાઇ જાય છે અને તેના વચગાળામાં બીજાં સ્વરૂપો પણ થાય છે. યુરેનિયમ અને રેડિયમ ધાતુ ઉપરાંત બીજાં કેટલાંક બહુ ભારે તત્ત્વો આ પ્રક્રિયાઓ દ્વારા આપમેળે જ બીજાં તત્ત્વોમાં પલટાઈ જાય છે. આ રીતે જે નવાં તત્ત્વ ઉત્પન્ન થાય છે તેનું વજન ઘણી વખત મૂળતત્ત્વ કરતાં ઓછું હોય છે. આ પ્રક્રિયા થાય છે ત્યારે બહુ જ વધારે ગરમી બહાર નીકળે છે. રેડિયમ-પ્રક્રિયાના ખ્યાલે પરમાણુની રચના પર નવો જ પ્રકાશ નાંખ્યો છે અને પદાર્થ અને વિશ્વરચના અંગેના ખ્યાલમાં મૂળભૂત પલટો કરી નાંખ્યો છે.

પરમાણુ જો કે 'ન્યુટ્રલ' હોય છે પણ રેડિયમ-પ્રક્રિયા થાય છે ત્યારે એમાંથી નેગેટિવ અને પોઝિટિવ વિદ્યુતઅણુઓ નીકળે છે. વળી એ ક્રિયા થાય છે ત્યારે શક્તિના ભયંકર ફેરફાર થાય છે અને અતિશય ગરમી નીકળે છે. રાસાયનિક ફેરફારો થાય છે ત્યારે જે શક્તિના ફેરફારો થાય છે અને ગરમી નીકળે છે તે આના પ્રમાણમાં બહુ જ અલ્પ છે. લોર્ડ રૂધરફોર્ડે આ ઉપરથી સમજાવ્યું કે પરમાણુ બે ભાગનો બનેલો હોવો જોઈએ : એક સ્થાયી ભાગ, જેને કેન્દ્ર ( Nucleus ) કહેવામાં આવે છે; અને એ કેન્દ્રની આસપાસનો ભાગ ( પ્રમાણમાં ઓછો સ્થાયી ) જેને 'પ્લેનેટ્સ સર્કલ' કહેવામાં આવે છે. રાસાયનિક ફેરફારો થાય છે ત્યારે ફક્ત બહારના-ભાગમાં જ ફેરફાર થાય છે અને રેડિયમ-પ્રક્રિયા થાય છે ત્યારે મધ્યબિંદુમાં ફેરફાર થાય છે.

લોર્ડ રૂધરફોર્ડે પરમાણુનું જે સ્વરૂપ સમજાવ્યું તે પ્રમાણે પરમાણુ પોઝિટિવ (પ્રોટોન્સ) અને નેગેટિવ ( ઇલેક્ટ્રોન્સ ) વિદ્યુતઅણુઓનો બનેલો હોય છે. અણુપરમાણુની રચનામાં

વિદ્યુતઅણુઓ–ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સ–રહેલાં છે એમ સિદ્ધ થએલું છે. પરમાણુના કેન્દ્રમાં પ્રોટોન્સ અને ઇલેક્ટ્રોન્સ સંગઠિત થયેલાં હોય છે અને (હાઇડ્રોજનના પરમાણુ સિવાય) પ્રોટોન્સની સંખ્યા ઇલેક્ટ્રોન્સ કરતાં વધારે હોય છે. કેન્દ્રની આસપાસ બહારના ભાગમાં, સૂર્યની આસપાસ ગ્રહો ઉપગ્રહો ફરે છે તેમ, ઇલેક્ટ્રોન્સ ફરે છે.

પદાર્થ માત્રની સૂક્ષ્મ રચના અને રાસાયનિક ગુણોનો ઉદ્ભવ, આ અણુપરમાણુઓ જુદી જુદી રીતે એકત્ર થયાં હોય અને અણુપરમાણુના ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સની સંખ્યા ગતિ ઇત્યાદિના ફેરફાર થાય તે ઉપર રહ્યો છે. દરેક મૂળતત્વના ગુણ અને સ્વરૂપમાં જે ભેદ છે તેનું કારણ એમની રચનામાં ગોઠવાયેલા વિદ્યુતઅણુની સંખ્યા જ છે. પરમાણુનાં વજન અને સંખ્યાના ફેરફાર, પરમાણુની અંદરની રચનાના ફેરફાર સૂચવે છે અને એ ફેરફાર વિદ્યુતઅણુઓની ગતિ તથા સંખ્યા પર આધાર રાખે છે.

આ ઉપરથી સમજાય છે કે દરેક પદાર્થ અણુ પરમાણુનો બનેલો હોય છે. એ પરમાણુ પાછો ઇલેક્ટ્રોન્સ અને પ્રોટોન્સ–વિદ્યુતઅણુઓનો બનેલો છે. પરમાણુની રચનામાં બે ભાગ હોય છેઃ એક ભાગ કેન્દ્ર (Nucleus) અને તેની આસપાસનો બીજો બહારનો ભાગ (Planetary circle). કેન્દ્રમાં પ્રોટોન્સ અને ઇલેક્ટ્રોન્સ સંગઠિત થએલાં હોય છે અને પ્રોટોન્સની સંખ્યા ઇલેક્ટ્રોન્સ કરતાં વધારે હોય છે. એ વધારો પરમાણુની સંખ્યા સૂચવે છે. કેન્દ્રની આસપાસ બહારના ભાગમાં ઇલેક્ટ્રોન્સ ભ્રમણ કરે છે. આ ઇલેક્ટ્રોન્સની સંખ્યા તથા ગતિ પર પરમાણુનું વજન અને રાસાયનિક ગુણો આધાર રાખે છે. સૂક્ષ્મ પરમાણુમાં સૂક્ષ્મતમ વિદ્યુતઅણુઓને ફરવા માટે પુષ્કળ ખાલી જગા રહે છે અને એ વિદ્યુતઅણુઓ પ્રકાશના કિરણોના વેગ જેટલી, એટલે એક સેકન્ડે ૧૮૬૦૦૦ માઇલની ઝડપે ધસતા હોય છે. આ ભ્રમણો અને વેગ નિયમસર અને ગણત્રીબંધ હોય છે.

બહારના ભાગમાં ભ્રમણ કરતાં ઇલેક્ટ્રોન્સની રચના સમજવા માટે વૈજ્ઞાનિકોએ પ્રયોગો ચાલુ રાખ્યા. બોર નામના વૈજ્ઞાનિકે પરમાણુનું અસ્થિર સ્વરૂપ છે ત્યારે લેવીસ અને લેંગમેયરે સ્થિર સ્વરૂપ છે એમ સમજાવ્યું. બોર માને છે કે ઇલેક્ટ્રોન્સ એ ફક્ત શક્તિનાં કુંડાળાં જ છે જ્યારે લેવીસ અને લેંગમેયર માને છે કે ઇલેક્ટ્રોન્સ એક અતિસૂક્ષ્મતમ કણ છે અને અમુક ચોક્કસ જગ્યાએ જ હોય છે. બોરના સિદ્ધાંતથી ‘સ્પેક્ટ્રોસકોપી’ નિયમો સમજાય છે, પણ પદાર્થના રાસાયનિક ફેરફારો સમજાતા નથી. લેવીસ–લેંગમેયરના સિદ્ધાંતથી પદાર્થના રાસાયનિક ફેરફારો સમજાય છે ત્યારે ‘સ્પેક્ટ્રોસકોપી’ના કેટલાક નિયમો સમજાતા નથી. આ પ્રમાણે બોર અને લેવીસ-લેંગમેયર બંનેના સિદ્ધાંતો પદાર્થના બધા જ ગુણો સમજાવવા અશક્ય બન્યા. કદાચ એમ પણ હોય કે ઇલેક્ટ્રોન્સ એ એક અતિ સૂક્ષ્મતમ કણ હોય અને એની સાથે ગતિનાં મોજાં સંગઠિત થયાં હોય !

આ વિદ્યુતઅણુઓ (electrons and protons) એટલે ગતિમાન શક્તિનાં રૂપો. આ રીતે પદાર્થ એટલે ભિન્ન ભિન્ન ગતિથી વહેતાં શક્તિનાં મોજાં. વિશ્વના જુદા જુદા પદાર્થોમાં જે ફેરફાર હોય છે તે માત્ર વિદ્યુત પ્રવાહોના વહનની વધઘટ અને ગતિના

મોજાંની સંખ્યાના વધતા ઓછા પ્રમાણુને લીધે છે. શક્તિનું એક સૂક્ષ્મતમ કુંડાળું માત્ર જુદી જુદી ગતિઓ વધારી ઘટાડીને અને અમુક વિદ્યુતકણોના પ્રવાહ એક બાજુ કે બીજી બાજુ વહેવડાવી મૂળતત્ત્વો બનાવે છે. ટૂંકમાં, પદાર્થ દ્રવ્ય એટલે 'શક્તિ. ક્વોન્ટમ થીઅરી' પ્રમાણે અણુ પરમાણુમાં ગતિનાં મોજાં અમુક નિયમ પ્રમાણે વહે છે પણ વહેતાં વહેતાં એ અણુ પરમાણુને આંટ ચડે છે ત્યારે એટલા જ સમયમાં એ પોતાની ગતિનાં મોજાંની સંખ્યા પ્રમાણુસર વધારે છે. એમાં એક નિશ્ચિત કરેલી ગતિનો ક્રમ હંમેશ સચવાતો નથી એટલે પ્રથમથી નિર્માણ થયું હોય એમ શક્તિનું વહન થતું નથી. એ કંઈક પોતાની મરજી પ્રમાણે માર્ગ કે વેગ વધારી પણ શકે છે.

રસાયનશાસ્ત્રનાં બાણુ મૂળતત્ત્વો વાસ્તવિક રીતે શક્તિથી જ બનેલાં છે અને એ મૂળતત્ત્વોનાં વધતાં ઓછાં પ્રમાણો બનીને દ્રવ્ય અથવા કહેવાતી જડ સૃષ્ટિ બની છે. સૃષ્ટિરચનાની જેમ જેમ ઊંડી તપાસ કરીએ તેમ તેમ શક્તિનાં મોજાં કે કુંડાળાં સિવાય કંઈ જણાતું નથી.

# સંગીતકાર ખાંસાહેબ અબ્દુલ કરીમખાં

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

[ ગતાંકથી ચાલુ ]

આગળ કહ્યું છે તે પ્રમાણે, કોઈ પણ પ્રકારના માનવી ગાયનનો આધાર નૈસર્ગિક સ્વરસપ્તક ઉપર છે અને રહેશે; છતાં તેવા સ્વર હિંદી સંગીતમાં નથી, તેથી તે જંગલી છે એવું પાશ્ચાત્ય પંડિતો અટ્ટહાસ્યથી કહ્યા કરતા. ઘરના ઝગડાને અંગે પં. ભાતખંડે આ પાશ્ચાત્ય પંડિતોના આશરે ગયા. શ્રી. દેવલનું ખંડન કરવાના ઉત્સાહાતિરેકમાં પંડિતજીએ નૈસર્ગિક સ્વરોનુંય હિંદુસ્તાની ગાયનમાંથી ઉચ્ચાટન કરી નાખ્યું. પંડિતજીએ બહાનું એવું કાઢ્યું કે હિંદી ગાયનમાં સ્વરો ખુલ્લા લાગતા જ નથી, સ્વરસ્થાનો ચઢતા ઊતરતા રહે છે, એટલે કંપનસંખ્યા નક્કી કરી શકાય જ નહિ અને ગાણિત સ્વરો કાયમનાય નથી! આ વાત જો સાચી હોત, તો પછી પંડિતજીએ પોતે ખુલ્લા બાર સ્વરોની કંપનસંખ્યા શા માટે નક્કી કરી આપી છે અને ખુલ્લા બાર સ્વરો ઉપર રાગની ચાટપ્રણાલી શી રીતે સ્થાપન કરી શક્યા છે? યુરોપના કોઈ લેખકે હિંદી ધૈવત ૪૦૫ કંપનોનો (સા = ૨૪૦) હોવાનું લખી નાખ્યું છે. (તેવો ધૈવત પણ વપરાતો હોય, છતાં ચઢતા ઊતરતા ધૈવતનું માપ જ શી રીતે લઈ શકાય?) આ ૪૦૫ના ધૈવતને ષડ્જપંચમભાવ ખોટી રીતે એટલે ઊંધો લગાડી (સા–પ, ધ–ગ) પંડિતજીએ ૩૦૩નો ગંધાર ખોળી કાઢ્યો. પ્રાચીન ગ્રંથકારોમાં એકલા પં. અહોબલાચાર્યે માત્ર તારની લંબાઈના માપથી સ્વરસ્થાનો કહ્યાં છે, પણ તેમાં ઋષભધૈવતનાં સ્થાનો સ્પષ્ટતાથી કહ્યાં નથી, એ વાત પં. ભાતખંડેએ પણ કબૂલ કરી છે. ૨૭૦નો ઋષભ અને તેના સંવાદી ૪૦૫નો ધૈવત બન્ને ચાર ચાર શ્રુતિના કહી શકાય છે; જ્યારે અહોબલના ઋષભધૈવત પ્રાચીન નિયમ મુજબ ત્રણ ત્રણ શ્રુતિના હોવાનું અહોબલ કહે છે, જેની પં. ભાતખંડેએ નોંધ લીધી છે. છતાં ૪૦૫નો ધૈવત તેઓએ અહોબલના માથામાં માર્યો છે, અને તે માપથી હિસાબ કરવાનો ઢોંગ કરી બીજો એક ૩૦૧નો ગંધાર અહોબલના તરીકે તેઓએ પેદા કર્યો છે. પોતાનો ૩૦૩નો ગંધાર અહોબલી ૩૦૧ના ગંધારની પાસે જ છે અને અહોબલી ગંધાર નૈસર્ગિક ૩૦૦ના ગંધારથી દૂર નથી એમ પાંડિત્ય લડાવી આ ૩૦૦નો ગંધાર સ્વીકારવા વાંધો નથી એમ પંડિતજીએ ઉદારતાથી ફેંસલો આપી દીધો છે! છતાં ૩૦૦નો ગંધાર એક નવી શોધ તરીકે સ્વીકારવો પણ તે પ્રાચીન ગ્રંથો ઉપર લાદવો નહિ એવો ઉપદેશ કર્યો. પણ જ્યાં નૈસર્ગિક સ્વરો જ ફક્ત સુરેલા લાગે છે અને તે આજના ગવૈયાના ગાયનમાં પરંપરાથી આવેલા દેખાય છે, ત્યાં બેસૂરા સ્વરો બોલતા તમારા પ્રાચીન ગ્રંથોને અને તમારા પાંડિત્યને પૂછશે કોણ, એ જ એક સવાલ રહે છે! નૈસર્ગિક સ્વરો પ્રાચીન ગ્રંથોમાં હોય તો તે વાત તેમને ભૂષણાવહ છે, અને નહિ હોય તો તે ગ્રંથો અમારા પંડિતોની માફક જ

દયાપાત્ર કહેવાશે, બીજું શું ? પંડિતજી કહે છે: "એક ગાયકે ગાયેલા એક ચાટના 'સ્વર બીજા ગાયકને ગાવા કહીએ તો તે જ સ્વરસ્થાનોમાં ક્યાંક ક્યાંક થોડો ફરક દેખાશે." (હિં. સં. પ. ભાગ ૪/૧૦૧૪) "એક જ સ્વર આરોહમાં ચઢેલો અને અવરોહમાં ઉતરેલો લાગે છે." વગેરે. હુકમી સ્વરો લગાડતાં ન આવડે તો ગવૈયા જ શી રીતે કહેવરાવે ! મતલબ કે ઉત્તમ સ્વરજ્ઞ અને રાગજ્ઞ ગવૈયાનો સહવાસ અને સહકાર પંડિતજીને દુર્દૈવથી મળ્યો નહિ. ઉત્તમ ગવૈયાઓને સ્વરરાગજ્ઞાન નહિ હોવાના ઘણા દાખલાઓ તેમણે આપ્યા છે, તે ઉપરથી પણ આ વાત સિદ્ધ થઈ શકે છે. તાનસેનના વંશજો જેવા પાસેથી તેમણે ચીજો મેળવી અને તે 'ઘરાનેદાર' કહેવાઈ ગઈ એ અયોગ્ય થયું નથી; પણ તાનસેનના 'ઘરાના'માં પાછળથી એકેય તાનસેન થયો નહિ અને પહેલાં પણ થઈ ગયેલો નહતો એ વાત પંડિતજી ભૂલી ગયા અને ચીજોની કવિતાને જ ગાયન સમજી રહ્યા ! ચીજો ઉપરથી રાગનિયમ સમજવા જોઈએ એમ કેટલાક રાગો માટે પંડિતજીએ લખ્યું છે, કાર્યકારણ-ભાવનો આ એક વિપર્યાસ કહેવાય. પંડિતજીએ આ શ્રુતિચર્ચા લખી નાખ્યા પછી વીસ વરસે તેમના ગ્રંથનો છેલ્લો ભાગ પ્રસિદ્ધ થયો તેમાં નૈસર્ગિક સ્વરોનો કડવો કોગળો તેઓ ચૂપકીદીથી ગળી ગયા હોવાનું દેખાય છે. નૈસર્ગિક સ્વરોની જાળમાં પોતે ન ફસાઈ જાય તે માટે તંબૂરમાંથી સંભળાતા સ્વયંભૂ ગંધારને પંડિતજીએ છેડેલું લાગતું નથી. પંડિતજી લખે છે: "તેમણે (દેવલે) કહ્યું, ષડજમાંથી ગંધાર નીકળે છે વગેરે વાતો અમારા ત્યાંના 'ધડશી' (સરણાઈ વગાડનાર) પણ જાણતા હોય છે—અને તે તમે ન સમજી શકો એની મને નવાઈ લાગે છે ! જોઈએ તો અમારા ખાંસાહેબ પાસેથી આ ચમત્કાર તમને કરી બતાવી જોઈએ !" (હિં. સં. પ. ૨/૧૨૯). અહીંયાં 'ખાંસાહેબ' એટલે અબ્દુલ કરીમખાં એ કહેવું ન જ પડે ! આ સ્વયંભૂ ગંધાર ઘણાય ગવૈયાઓને નહિ સંભળાતો, પછી શ્રી. ભાતખંડે તો 'પંડિત' રહ્યા અને પાછા કાને થોડા બહેરા પણ ખરા. બીજું, આ ગંધાર સંભળાય તે માટે તંબૂરની ચારી તાર સૂરમાં મેળવતાં પણ આવડવું જોઈએ, જે કામ મોટા મોટા 'ઘરાનેદાર' ગવૈયાઓથી પણ સારી રીતે થતું નથી. છતાં સરણાઈ વગાડનાર લોકો વાદ્યો સ્વરમાં લગાડવા માટે સ્વયંભૂ ગંધારનો ઉપયોગ કરતા દેખાય છે એટલું જ નહિ, પણ સતાર, તંબૂર વગેરે વાદ્ય બનાવનાર લકડી ઘસતા કારીગરો સારા તંબૂરમાંથી સ્વયંભૂ ગંધાર ન સાંભળવામાં આવે તો તે ફેંકી દે છે, આ વાતની ખાતરી તેમની દુકાને જઈ આવા પંડિતોએ કરી લેવી ! સ્વરશાસ્ત્રમાંથી કેટલાક ઉતારા પંડિતજીએ પોતાના ગ્રંથમાં આપ્યા છે, પણ તેઓનો અર્થ તેઓશ્રી સમજ્યા હોત તો એવો ગોટો ન વાળત. બીજું, બધું ય સંગીતશાસ્ત્ર પોતાના ગુરુજીમાં અવતર્યું છે, એની ગવાહી આપનાર પંડિતજીના શિષ્યોએ "હિં. સં. પ. ક્ર. પુ. માલિકા"ના પાંચમા ભાગમાં પંડિતજીના સ્વર્ગવાસ પછી ગુરુગુહ્યજ્ઞાન ઈહલોકમાં પ્રગટ કરતી વખતે "નૈસર્ગિક સ્વરો એટલે જ ટેંપર્ડ સ્કેલ અતએવ ત્યાજ્ય" એવી પોતાની શોધ લખી જાગતિક સ્વરશાસ્ત્રમાં ક્રાંતિ કરવાનો મોકો સાધી લીધો છે. હાર્મોનિયમ, પિયાનો વગેરે જેવા કાયમ સ્વરોના વાદ્યમાં કોઈ પણ એક સ્વરને ષડ્જ કરવાનો હોય ત્યારે આગળના સ્વરો બહુ જ બસૂરા ન લાગે તે માટે તે બસૂરાપણું બધા જ સ્વરોમાં થોડું થોડું વહેંચી આપી એક કૃત્રિમ સામક સમપદ ખાતર બનાવેલું હોય છે, તેનું નામ ટેંપર્ડ સ્કેલ. સ્વયંભૂ નેચરલ સ્કેલ એટલે જ

ટે'પડે એવી વાત આટલા મોટા વિદ્વાન સંગીતશાસ્ત્રીઓએ કહેલી સાંભળીએ છીએ ત્યારે સાચે જ આપણે વીસમી સદીમાં જાગૃતિમાં જ આ પ્રકાર જોઈ એ છીએ કે કેમ એનો સંશય આવવાથી આંખો ચોળવાનું મન થાય છે! ગુરુથી શિષ્ય સવાઈ, બીજું શું ? ખાંસાહેબની યોગ્યતા કેટલેક અંશે પંડિતજી જાણતા હતા અને તેથી પોતે તેમની પાસે ગાયન શીખવા માટે શરૂઆત કરેલી, પણ શીખનારની પદ્ધતિ પ્રમાણે શીખાડવું યા શીખાડનારની પદ્ધતિ પ્રમાણે શીખવું આ મુદ્દા ઉપર મતભેદ થવાથી આ શિક્ષણ આરંભમાં જ બંધ પડયું! પછી તો પંડિતજીના વિરોધી શ્રી. દેવલના પક્ષમાં ખાંસાહેબ ભળી ગયાથી ભાતખંડેજી ખાંસાહેબના પણ વિરોધી બની ગયા. છેલ્લે છેલ્લે પહેલા ઉત્સાહનો વાધુ ઊતરી ગયા પછી ભાતખંડેજીનો મતભેદ ઘણો જ ઓછો થયેલો અને પહેલેથી જ ખાંસાહેબનો સહકાર તેમને મળી શકત તો તેઓશ્રી વધારે સારું કાર્ય કરી શકત એમ પંડિતજીએ ખાંસાહેબને પોતે કહેલું પણ ખરું.

ગ્રંથસ્થ બાવીસ શ્રુતિઓની કંપન-સંખ્યા નક્કી કરવાની ભાંજગડમાં પડવા કરતાં ચાલુ ગાયનમાં ખાંસાહેબ જેવા સુરેલા ગાયકો કયા સૂક્ષ્મ સ્વરો વાપરે છે, તેનો નિર્ણય કરવાનું કાર્ય શ્રી. દેવલ-કલેમેંટ્સે કરી બતાવ્યું હોત, તો હિંદુસ્તાની સંગીતશાસ્ત્રનું ઘણું જ શ્રેય થયું હોત. છતાં નૈસર્ગિક સ્વરોનું અસ્તિત્વ ખાંસાહેબ જેવા એક પણ ઉત્તમ હિંદી કલાકારના ગાયનમાં નિર્વિવાદ છે, એ વાત શાસ્ત્રીય માપન વડે જાહેર કરી, આ એક મહત્કાર્ય શ્રી. દેવલે તો જરૂર કર્યું ગણાય. શ્રી. દેવલ કલેમેંટ્સ સાર પછી બધાય ઉત્તમ કહેવાતા અને 'ઘરાનેદાર' ગાયકોને વાંદે પડેલા, પણ હુકમી સાચા સ્વરો લગાડનાર એકે ય ગાયક તેમની પરીક્ષામાં પસાર થઈ શકયો નહિ, આ વાત તેમણે જાહેર સભાઓમાં સિદ્ધ કરી બતાવેલી તે વખતના સભાજનો જાણે છે અને આથી ખાંસાહેબનું સ્વરજ્ઞાન અને સ્વરાભ્યાસ અજોડ છે આ વાત પણ શાસ્ત્રીય કસોટી ઉપર જાહેરમાં લાગીને સિદ્ધ થઈ ગઈ તેનું શ્રેય પણ શ્રી. દેવલ કલેમેંટ્સના પરિશ્રમોને આપવું જોઈએ.

બાવીસ સ્વરોનાં કંપનો મિ. કલેમેંટ્સે નક્કી કર્યાં પછી સાથ તરીકે તેના સ્વરોનું વાદ્ય હોવું જોઈએ આ હેતુથી યુરોપ જઈ તેમણે બાવીસ સ્વરોનું હાર્મોનિયમ તૈયાર કરાવી હિંદુસ્તાનમાં આણ્યું, જે પાછળથી શ્રુતિપેટી તરીકે પ્રસિદ્ધ થયું. તે જમાનામાં શ્રી. દેવલ સાથે પ્રવાસમાં શ્રી. ગં. બિ. આચરેકર "છોકરા" તરીકે ફરતા હતા. પછી તો શ્રી આચરેકર સતાર વગાડવા શીખ્યા અને "માસ્ટર" તરીકે પ્રસિદ્ધ થયા. શ્રી. દેવલનું શ્રુતિવાદ્ય અને શ્રુતિપેટી હાલમાં લોકો ભૂલી ગયા હતા, તે વખતે શ્રી. આચરેકરજીએ શ્રુતિની એ વાસી કઢીને ફરીથી ઉકાળી આણી! એક જ ષડ્જના કેટલાક સંવાદી સ્વરોની વ્યવસ્થા શ્રુતિપેટી ઉપર થઈ શકે ખરી, પણ તેવા સ્વરોની સંખ્યા અને સ્વરૂપ નક્કી થવું અશક્યપ્રાય છે. વળી રાગવાચક સ્વરો હલતા એટલે આંદોલિત હોવાથી તે સ્વરો કોઈ પણ હાર્મોનિયમ ઉપર નીકળી જ શકે નહિ.

નૈસર્ગિક સ્વરો તેમ જ સંવાદી સ્વરો ખાંસાહેબ ગાવામાં વાપરતા તેમ જ દરેક રાગના હલતા સ્વરો પણ તેઓ હુકમી જેવા-ને-તેવા જ લગાડતા. સ્થિર અને હલતા બન્ને મળી એક સપ્તકમાં કુલ ૨૭ સ્વરો તેઓએ 'સ્વરપ્રકાશ'માં આપ્યા છે. હમણાં

આ સ્વરો તેઓ ૩૨ જેટલા મનાતા અને તંબૂરની સાથે તે ગાઈ બતાવી શકતા. અમારા "પંડિતાઃ મત્સરગ્રસ્તાઃ" હોવાથી ખાંસાહેબની આ શોધોની કિંમત અહિંયા ન થઈ શકી, છતાં મદ્રાસમાં ઘણા ગાયકો તેમની આ શોધ સમઝી લેવા માટે તત્પરતા બતાવતા, જે બાબત આગળ આપવામાં આવશે. આ ૩૨ સ્વરોની ગોઠવણ આ પ્રમાણે છે :– અતિકોમલ, કોમલ, મધ્ય, શુદ્ધ, તીવ્ર, અતિતીવ્ર આવી રીતે રે ગ મ ધ ની આ પાંચ સ્વરોમાંથી દરેકના ૭ ભેદ મળી ત્રીસ સ્વર અને સા તથા પ એકેક મળી બત્રીસ. એક ગાંધાર સ્વર દાખલા તરીકે લઈએ તો તોડી, કાફી, ભૈરવી, દરબારી, યમન અને જયજયવંતી આમાંથી પહેલા ચાર રાગોના કહેવાતા કોમલ ગાંધારમાં રહેલો કર્ણગ્રાહ્ય ફરક સામાન્ય શ્રોતાથી પણ સમજી શકાય તેમ છે. યમનમાં ૩૦નો સ્વયંભૂ ગાંધાર વપરાય છે, જ્યારે જયજયવંતીનો તીવ્ર ગાંધાર તેથીય વધારે ચઢિયાતો લાગે છે. આમાંથી હલતા સ્વરો 'બેહલાવાં' ક્રિયાથી લાગે છે. ઉપરાંત કર્ણાટકી ગાયનમાં સ્વર હલાવવાની કંઈ અનેરી જ ઢબ છે, તે ઢબથી પણ ખાંસાહેબ કેટલાક સ્વરો લગાડતા. તેમની પ્રસિદ્ધ રેકોર્ડ 'પિયાબિન નહીં આવત'માં નિ ધ આ સ્વરો કર્ણાટકી ઢબના છે.

ખાંસાહેબની સ્વરરાગ બાબત બીજી અપ્રસિદ્ધ અને હજી અજ્ઞાત એવી એક અત્યંત મહત્ત્વની શોધ આ છે, કે યુરોપના સ્વરશાસ્ત્રની શોધો પ્રમાણે ષડ્જ સાથેના મહત્ત્વના બે સંવાદ બૃહદ્ગાંધાર અને લઘુગાંધાર (major and minor third) તેઓનો ઉપયોગ તત્તયુક્ત દરેક રાગમાં કરવો, જેથી શ્રોતાને અનનુભૂત આનંદ થાય છે, જે સેંકડો તાનો મારવાથી પણ થતો નથી. નૈસર્ગિક કોમલ અને તીવ્ર ગાંધારો જ મુદ્દલ પૌર્વાત્ય સંગીતમાં છે નહિ, એવી ડંફાસ પાશ્ચાત્ય પંડિતો મારતા અને તેમનું આજનું નવું ગાયન ષડ્જગાંધાર સંવાદથી થતા harmony ઉપર આધાર રાખે છે. નૈસર્ગિક ગાંધારો તેમ જ ષડ્જગાંધાર સંવાદ પણ ભારતીય સંગીતમાં છે, તેનો જીવંત પુરાવો ખાંસાહેબની ગાયન પદ્ધતિએ આપી આપણા સંગીતનું યશોમુખ ધવલ કર્યું છે. ખાંસાહેબની ગાયનપદ્ધતિનું આંધળું અનુકરણ અલ્પાંશતઃ કરી શકનાર કેટલાક ગવૈયાઓ ષડ્જગાંધાર સંવાદ ન સમજીને પણ કરતાં ક્યારેક દેખાય છે. શ્રી. પલુસ્કરના સંપ્રદાયના કહેવાતા પણ તેમની પદ્ધતિ ન ગાવા ઇચ્છતા પં. ઓંકારનાથ નામધારક શ્રી. દવે આ ગાયકની 'દેશકાર' કહેવાતા રાગની રેકોર્ડમાં શરૂઆતમાં જ ગસા એવી રીતે આ સંવાદ થયો છે, પણ તે ગને જાણે ગની બાધા થઈ હોય તેવી રીતે તીવ્રમનો કણ પહેલાં લાગતો સંભળાય છે, તેમ આગળ પણ સાચો દેશકારનો આકાર નથી, એમ કહેવાની જરૂરેય રહી નથી! એવી જ રીતે આ ગાયકે 'ચંપક' નામધારી રાગના નામે ખાંસાહેબની "પિયાબિન નહીં" આ રેકોર્ડનું અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો છે. આમાં કોઈના ઉપર ટીકા કરવાનો યા કોઈને ઉતારી પાડવાનો હેતુ નથી, છતાં ખાંસાહેબની સ્વરવિષયક નવી રચનાનું સ્તુત્ય અનુકરણ ન સમજતાં પણ ગાયકો કરવા લાગ્યા છે એ એક સુચિન્હ છે, એમ બતાવવાનો હેતુ છે. અસ્તુ.

## (૮) મદ્રાસ ઈલાકામાંનું કાર્ય

ખાંસાહેબનો વધારે લાભ જો કે મહારાષ્ટ્રને મળ્યો, તો પણ તે તેણે લીધો નહિ કહેવાય અને તેનું કારણ મહારાષ્ટ્રને શાસ્ત્રીય ગાયન હજી સુધી નવી ચીજ હતી અને ગુણ કરતાં વ્યક્તિ અને જ્ઞાતિને માન આપવાનો અહીંનો આગેવાન જ્ઞાતિઓમાં રિવાજ હતો, એમ કહીએ તો ચાલે. મદ્રાસમાં સંગીતકલા જૂના કાળથી સર્વસામાન્ય છે, અને ત્યાંના ગાયકો સંસ્કૃતમાંથી સંગીત ગ્રંથોનો અભ્યાસ કરેલા તેમજ ઉત્તમ સ્વરજ્ઞાની હોય છે. તેથી ત્યાંના રસિકો અને ગાયકો ખાંસાહેબની વાસ્તવિક યોગ્યતા સમજી શક્યા. વળી ત્યાંની સંગીતપરિષદોમાં માત્ર જલસાઓ જ ઊડતા નથી, સંગીતશાસ્ત્ર વિષયક કાંઈ ચર્ચા પણ ગાયકોમાં થાય છે, એ જોઈ તેવી પરિષદોમાં ભાગ લેવાનું ખાંસાહેબને પણ ગમ્યું. ઊલટું, ખાંસાહેબની અનુપમ કલા અને તે સાથે જ રહેલો સ્વરરાગજ્ઞાનનો અનુભવ મદ્રાસના ગાયકોને થયા પછી ખાંસાહેબના તેઓ પૂજારી બની જાય એ પણ સાહજિક હતું.

ગવૈયા તરીકે મહારાષ્ટ્રમાં મશહૂર થયા પછી ખાંસાહેબ ઈ. સ. ૧૯૧૫માં મૈસૂર ગયા ત્યારે તેમનું ગાયન ત્યાંના મહારાજે સાંભળી તેઓ મુગ્ધ થયા અને મદ્રાસી રાગ ગાવા માટે કહ્યું. આ માટે ખાંસાહેબે ૭ માસની મુદત માગી લીધી અને તેટલામાં મદ્રાસ ઈલાકામાં ફરીને ત્યાંના ઉત્તમોત્તમ ગાયકવાદકોને સાંભળી લીધા. અનુકરણ શક્તિ અને સ્વરજ્ઞાનને લીધે તેમણે કેટલાક કર્ણાટકી રાગ આત્મસાત્ કરી નાખ્યા અને પાછા આવી મૈસૂર મહારાજાને તે સંભળાવી ખુશ અને ચકિત કરી નાખ્યા. મહારાજે પોતાની નોકરીમાં રહેવા માટે તેમને ઘણો આગ્રહ કર્યો, પણ "હું જ્યાં છું, ત્યાં તમારી નોકરીમાં જ છું" એમ કહી ખાંસાહેબ મદ્રાસના પ્રવાસે નીકળ્યા. મદ્રાસમાંના તંજાવર, ત્રિચનાપલી, મદુરા, કુંભકોણમ્, ત્રાવણકોર, કોઈમતૂર, સાલેમ, વેલ્લૂર, ત્રિતુર અને તેલગૂ પ્રાંતમાંના બલ્લારી, કડપ્પા, આધોની, ત્રિપતિ, બેઝવાડા, રાજમહેંદ્રી, મચ્છલીપટ્ટણ, ગુંતૂર, કોકોનાડા, વિજ્યાનગર વગેરે ઘણાંખરાં મોટાં શહેરો તે વખતે અને ત્યારપછી લગભગ દર વરસે ફરી, તેમણે અપૂટ ધન અને કીર્તિ સંપાદન કર્યાં. ત્યાંના ગાયકવાદકો પર તેમની એટલી અસર થયેલી કે ખાંસાહેબ પાસેથી ગાયનનું શિક્ષણ લેવા માટે ઘણા ગાયકવાદકો ઉત્કંઠિત થયા અને તેનો ઈતર રસિકોનો પણ આગ્રહ થવા લાગ્યો, જેના પરિણામે ખાંસાહેબે મદ્રાસ શહેરમાં સને ૧૯૨૨માં એક વિદ્યાલય પણ ખોલ્યું, જે તેમના એક શિષ્ય હજી સુધી ચલાવે છે. મદ્રાસમાંના કર્ણાટકી રાગો અને તેમાંનાં ગીતો ત્યાંના ગાયકોમાંથી એક સર્વોત્તમ ગાયકને ગુરુ કરીને તેમની પાસેથી તેઓ શીખ્યા, ખાલી સાંભળીને જ 'ઉઠાવ્યા' નહિ. પોતાની અને બીજાની ગાયન પદ્ધતિઓમાં રહેલો ફરક લોકો આગળ મૂકવા માટે ઘણી વખત જાહેર જલસામાં ખાંસાહેબ કોઈ પ્રસિદ્ધ ગાયક જેવું થોડુંક ગાઈ બતાવતા અને પછી તે જ ગાયન પોતાની પદ્ધતિ અનુસાર સુધારીને ગાઈ બતાવતા, જેથી ઘણીવાર તેમનો સદ્હેતુ સમજી યા ન સમજી બીજા ગાયકોના ભાગ્ગણ તેમની ઉપર બળતા. એવી રીતે કોઈ વખતે પ્રસિદ્ધ અને લોકપ્રિય ઠુંબરીગાયક મોજુદીનખાં, નાટકના લોકપ્રિય ગાયક કેશવરાવ ભોસલે અને શાસ્ત્રીય પણ કર્કશ ગાયક શ્રી. વઝેબાવા એઓની નકલ ખાંસાહેબ જાહેર જલસામાં નામ લીધા વગર કરતા. આવા પ્રકારથી કર્ણાટકના ગવૈયાઓ તેમના ઉપર ચીડાતા તો નહિ જ, પણ કર્ણાટકી ગવૈયા જેવું વિચિત્ર અવાજ કાઢીને ખાંસાહેબ આબેહૂબ ગાઈ શકે છે, એવી ખબર ત્યાંના રસિકોમાં ફેલાઈ ત્યારે, તેમ ગાઈ બતાવવા માટે, ખાસ કરી ત્યાંના જુવાન ગાયકવર્ગ પાસેથી, ખાંસાહેબને જાહેર આગ્રહ

થતો. આખરે ખાંસાહેબ કર્ણાટકી ઢબથી પહેલાં ગાઈ બતાવતા અને પછી તરત જ તે જ ગીત પોતાની પદ્ધતિથી વધારે લાવણ્યયુક્ત, મધુર અને કોમલ કરી ગાઈ બતાવતા, ત્યારે ત્યાંના ગવૈયાઓ અને રસિકો, "અપ્પોપ્પો ! સાક્ષાત્ ગંધર્વ !" એવા ઉદ્‌ગારો કાઢી મુક્તકંઠે તેમની સ્તુતિ કરતા.

સં. ૧૯૧૫માં ખાંસાહેબ મૈસૂર પહેલી જ વાર ગયા ત્યારે તેમની સાથે વિદ્યાર્થીઓ વગેરે મળી ત્રીસ જણ હતા. ત્યાં તેઓએ જાહેર જલસાઓ કર્યા, જેથી હિંદુસ્તાનના કોઈ એક અલૌકિક ગાયક ગામમાં આવ્યા છે એવી ખબર મહારાજા સરકારના કાને આવી. આજ સુધી જે જે ગાયકો ગામમાં આવતા તે દરબારમાં વર્દી આપતા અને મુજરા કરી જતા, તેથી આ ગવૈયો મહારાજાને વિલક્ષણ જ દેખાયો. તેમનાથી રહેવાયું નહિ, એટલે તેઓએ મલબારના પ્રમુખ સંગીતકાર અને એક વિદ્વાન કલાકાર શ્રી. વીણા શેષણ્ણાને ખાંસાહેબ પાસે મોકલી તેમને દરબારનું આમંત્રણ આપ્યું અને તેમનાં બેત્રણ વખત ગાયનો સાંભળ્યાં. વીણા શેષણ્ણાનું ત્યાં બહુ જ વજન હતું અને તેમની લાગવગ સિવાય દરબારમાં પ્રવેશ કરવો પડતો; ઉપરાંત એક સારા સિતારવાદક બરકતઉલ્લાખાં તે વખતે દરબારમાં નોકર હતા, જેમને યુવરાજની કૃપાથી દરબારની સામાન્ય ઉપાધિ "આફતાબ" (સૂર્ય) મળી હતી. એટલે દરબારનું સામાન્ય ખટપટી વાતાવરણ ત્યાં પણ હતું. વીણા શેષણ્ણા ઉત્તમ કલાકાર તેવા જ ઉચ્ચ શાસ્ત્રજ્ઞ પણ હતા. ત્યાં ઉત્તર હિંદુસ્તાનના ઘણાખરા ઉત્તમ ગાયકો આવી ગયેલા પણ તેઓમાંથી એકેયને ઉચ્ચ સ્વરજ્ઞાન કે રાગજ્ઞાન નહતું એનો અનુભવ થવાથી વીણા શેષણ્ણા જેવા ત્યાંના ગાયકો બોલતા કે ઉત્તરના ગવૈયાઓ ખાલી 'ભાંકનારા'ઓ (રાડો પાડનાર) છે. પોતાના વિદ્યાર્થીઓમાંથી શ્રી. સુરેશ અને પાપામિયાં (હાલના પૂનાના ગાયક સુરેશબાબુ અને તેમના ભાઈ) જેવા આઠદશ વર્ષની ઉંમરના વિદ્યાર્થીઓ પાસેથી કઠણ રાગોની સરગમ કરી બતાવી પોતાના સ્વરજ્ઞાન માટે ખાંસાહેબે તે લોકોની ખાતરી કરી આપી અને પોતાના ગાયનથી તો તેમને મંત્રમુગ્ધ જ કરી નાખ્યા ! વીણા શેષણ્ણા તો પહેલાં તેમના વિરોધી હતા, પણ ખાંસાહેબનું ગાયન સાંભળી તેમની સાથે શાસ્ત્રચર્ચા કરવાથી તેઓશ્રી તેમના મિત્ર બની ગયા.

વડોદરા છોડયા પછી ગાયકવાડ મહારાજા ખાંસાહેબને ઘણીવાર આગ્રહથી બોલાવતા, પણ તેઓ ત્યાં જવાનું માંડી વાળતા. સં. ૧૯૧૬માં મૈસૂર મહારાજાના મહેમાન તરીકે સ્વ. સયાજીરાવ મહારાજ આવેલા અને બન્નેનો ઉટકમંડમાં મુકામ હતો ત્યાં ખાંસાહેબને તેડાવ્યા. આ બેઠકમાં પં. ભાતખંડે ખાસ હાજર રહેલા. અપ્રસિદ્ધ અને મતભેદના રાગની માહિતી અને ચીજો ભેગી કરવા ઉપર પંડિતજીનું વિશેષ લક્ષ હતું એટલે તેમને નાયકી કાનડા રાગની ફર્માયશ કરી પોતે નાયકી કાનડાના ત્રણ પ્રકાર જાણે છે, તેમાંથી કયો ગાવો એમ ખાંસાહેબે પૂછવાથી ત્રણેય પ્રકાર ગાવા માટે પંડિતજીએ ભલામણ કરી એટલે ખાંસાહેબે ત્રણેય પ્રકાર ગાઈ સંભળાવ્યા. તે દરેકના રાગનિયમો અને સરગમ પોતાને સમજાવવા માટે પંડિતજીએ વિનંતિ કરી, જેના જવાબમાં ખાંસાહેબે કહ્યું, "હમકો કયા આતા હૈ, હમ તો બતાઈ દેં ! તુમ તો પંડત હો તુમ તુમ્હારા દેખ લો. હમારા શાગીર્દ (શિષ્ય) હોતા હૈ, ઉસકો હિ બતાના હમારી ફરજ હૈ !" રાગ અને સ્વર એ બન્ને ઉપર

ખાંસાહેબને એટલો કાબૂ આવી ગયો હતો કે તેઓ વાતવાતમાં "યહ દેખો નયા રાગ!" એમ કહી નવા રાગ ગાઈ બતાવતા, આ વાતનો અનુભવ ઘણાએ લીધો છે. ઘણા અપ્રસિદ્ધ રાગ અને ચીજો તેમના સંગ્રહમાં હતાં, છતાં પ્રસિદ્ધ રાગ સારી રીતે ગાઈ શકનારને અપ્રસિદ્ધ રાગ ઉર્ફે મિશ્ર રાગ એ તો "મદારીકા ખેલ" જેવા છે એમ તેઓ કહેતા.

કર્ણાટકી ગાયન બહુ જ નિયમબદ્ધ અને શાસ્ત્રીય પદ્ધતિથી ગવાય છે, છતાં હિંદુસ્તાની ગાયન આગળ તે સ્થૂલ, કઢંગું લાગે છે. એટલે શરૂઆતમાં મદ્રાસના મુકામમાં કર્ણાટકી પદ્ધતિ માટે વાત નીકળી અને કર્ણાટકી ગાયન કેવું લાગે છે એમ એક જણે ખાંસાહેબને સવાલ કર્યો, ત્યારે તેમની માર્મિક અને રમૂજી પદ્ધતિ પ્રમાણે તેઓએ સમજાવ્યું કે જેમ ગાંડું થયેલું કૂતરું એકાદ માણસને કરડે અને પછી તે માણસ ગાંડો થઈને રાડો પાડે તેવું કર્ણાટકી સંગીત છે. તે વખતે મદ્રાસના એક ઉત્તમ ગાયક બારી કૃષ્ણય્યાના શિષ્યો ત્યાં હાજર હતા તેમને આથી ખોટું લાગ્યું અને તેઓએ તે વાત જઈને પોતાના ગુરુને અને બીજા સારા સારા ગવૈયાઓને કહી, જેથી વાતાવરણ ઉશ્કેરાઈ ગયું. સાંજે જ ઘણા ગાયકો એકઠા થઈને ખાંસાહેબ પાસે ખુલાસો માગવા આવ્યા એટલે ખાંસાહેબે પહેલી જ વાર કર્ણાટકી ચીજો કર્ણાટકી ઢબથી અને હિંદુસ્તાની ઢબથી એવી રીતે ગાઈ તુલના કરી બતાવી. ત્યાંના ગાયકો શાક્ષર અને ગુણગ્રાહી હોવાથી તેઓ મનમાં સમજ્યા અને ખાંસાહેબના સ્પષ્ટ વક્તૃત્વની સ્તુતિ કરી પોતાને નવી દૃષ્ટિ આપવા માટે ખાંસાહેબનો આભાર માનતા તેઓ ખુશ-મિજાજમાં ચાલી ગયા. ખાંસાહેબ કર્ણાટકી ચીજો પણ ઉત્તમ રીતે ગાઈ શકે છે એ વાત આ પ્રસંગથી ત્યાંના ગાયકો અને રસિકોમાં ફેલાઈ. ત્યાંના ગાયકો શાસ્ત્રના જાણકાર, ગુણગ્રાહી અને જ્ઞાનના પિપાસુ રહ્યા અને ખાંસાહેબને બન્ને પદ્ધતિ આવડે છે અને તેઓ સ્વરરાગજ્ઞ છે એવી તેમની ખાતરી થવાથી, અનેક સવાલો અને શંકા લઈને દૂરદૂરના ગાયકો ખાંસાહેબને મળવા આવતા અને ત્યારપછી તો ખાંસાહેબનો મદ્રાસનો દીહો એટલે એક ફરતું સંગીતચર્ચામંડળ જ બની ગયેલું! રોજ સારા સારા ગુણીજનો મળવા આવતા અને આઠ આઠ કલાક ચર્ચા ચાલતી, તેમાં મતભેદની બાબત નીકળે તો ત્યાંના ગાયકો "આ અમારો હનુમન્મત છે" એમ કહી બાજી સંભાળી લેતા. પ્રાચીન સંગીતમાં ભરતમત, નારદ મત, હનુમન્મત એવા પ્રકારો છે. ખાંસાહેબ પણ આમાં જવાબ કેવી રીતે આપવો તેનો વિચાર કરી રહેતા. એક દિવસે હનુમન્મત બાબત ખાંસાહેબે વિનોદમાં કહ્યું: "જી, બરાબર હૈ! આપકી બંદરખાની સહી હૈ! કેમકે સૃષ્ટિના બધાય વ્યવહાર ઝાડ વધવાં, મકાનો ચણવાં વગેરે નીચેથી ઉપરની દિશામાં થાય છે, જ્યારે વાંદરાઓની ગતિ દુનિયા વિરુદ્ધ ઉપરથી નીચે છે ખરી; તેમજ કર્ણાટકી ગાયનમાં આલાપ તાન વગેરે તાર ષડ્જ ઉપરથી નીચે લેવાની રીત છે, તે ઉપરથી તે પદ્ધતિના આદ્યપ્રણેતા વાંદર જ હોવા જોઈએ." આ જવાબથી ત્યાંના ગાયકોને સાચે જ રીસ ચઢી. એટલે ખાંસાહેબે કહ્યું કે "વખત આવશે ત્યારે મારું કહેવું સિદ્ધ કરી બતાવીશ." આ પછી ખાંસાહેબ એક વખત મદ્રાસમાંના "મૂર" માર્કેટમાં ગયા હતા, ત્યારે ત્યાં એક સુંદર વાંદર બચ્ચું વેચાવા માટે આવેલું. તેમણે તે જોયું અને ખરીદ કરી ઘેર લાવ્યા. પછી તો રોજ સવારે તે વાંદર બચ્ચાને સ્વર બોલતા શીખવવા માટે ખાંસાહેબ મહેનત લેવા મંડ્યા અને પંદરેક દિવસમાં તેનું પરિણામ દેખાવા લાગ્યું. પણ ચમત્કાર એ બન્યો કે ખાંસાહેબ ઉપર 'સારિગમ' એમ નીચેથી

બોલવા લાગતા, એટલે તે વાંદર 'સાંનિધપ' એમ ઉપરથી નીચે સ્વર બોલવા માંડી જતું! આ જોઈ ખાંસાહેબ તો અલ્લાહને દુવા દેવા લાગ્યા. પછી એક દિવસ ત્યાંના એક વિદ્વાન પ્રો. શ્રીનિવાસ શાસ્ત્રીને બોલાવી આ ચમત્કાર બતાવ્યો અને બધાય પ્રમુખ ગાયકવાદકોને તેડાવવા કહ્યું. તે પ્રમાણે એક દિવસ આ જલસો ગોઠવાયો. ઉપરથી નીચે સ્વર લગાડવાની તે વાંદરાની ફક્કી તરકીબ અને હનુમન્મત બાબત આ સપ્રયોગ ખુલાસો જોઈ બધા ગાયકો પેટ પકડી પકડી હસવા લાગ્યા અને ખાંસાહેબની બુદ્ધિનું આશ્ચર્ય કરતા કરતા ખુશ થઈ ઘેર ગયા! ધીમે ધીમે મદ્રાસના ગાયકો અને રસિકોમાં ખાંસાહેબ માટે એટલું માન થયું કે મૈસૂરરાજ તરફથી તેમને એકાદ ઉપાધિ આપવાની દરબારી ગાયકોએ યોજના કરી, પણ દરબારી પદવીઓ કેટલી પોલી હોય છે તે ખાંસાહેબને ખબર હોવાથી તેમણે તે માટે ના પાડી. પછી સ. ૧૯૧૯માં ત્યાંના બધાય ગાયકોએ મળી વીણા શેષણ્ણાના પ્રમુખપણા નીચે એક મોટો સમારંભ કર્યો. "संगीत-रत्न-माया" આ પદવીના અક્ષરો રત્નોના હારમાં ગોઠવી ખાંસાહેબને આદર અને પ્રેમથી અર્પણ કર્યો. દાક્ષિણાત્ય પદ્ધતિના પ્રમુખ સંગીતકારોએ અંદરઅંદર ફંડ ભેગું કરી આ પદવી અર્પણ કરી, તેથી આ પદવીનું મહત્ત્વ અનેરું છે.

મદ્રાસમાંના દૌરાના કાલમાં સ. ૧૯૨૨-૨૩ આ વર્ષો મહત્ત્વનાં ગણાય. આ વખતે બેલૂર અને ચિતૂર ખાંસાહેબ પહેલી વાર જ ગયેલા. આજ દૌરામાં મદ્રાસ ઈલાકાનાં મહત્ત્વનાં શહેરોમાં ફરી તે તે ઠેકાણાંના મુખ્ય મુખ્ય ગાયકોને પોતાનું ગાયન સંભળાવી તેમને પોતાના ભક્ત બનાવી લીધા. મદુરાના પોન્નસ્વામી પિલ્લે, ત્રિચનાપલ્લીના ગોવિંદસ્વામી પિલ્લે, તંજાવરના વીણે વિદ્વાન, કાંજીવરંના નાયના પિલ્લે, મદ્રાસના વીણાધનમ્મા, મૈસૂર દરબારના સંગીતકારો શ્રી. મુક્તેય્યા ભાગવત, વીણા શેષણ્ણા, વીણા સુબ્બણ્ણા, વાસુદેવાચાર્ય વગેરે દાક્ષિણાત્ય શ્રેષ્ઠ કલાવાન ખાંસાહેબનું ગાયન સાંભળી ઘેલા જેવા થઈ ગયા હતા, એમ કહીએ તો તેમાં જરાયે અતિશયોક્તિ નથી. સ. ૧૯૨૪ના કોકોનાડા કૉંગ્રેસ અધિવેશનની સાથે નિખિલ ભારત સંગીત પરિષદ ભરાઈ હતી, જેનું અધ્યક્ષસ્થાન ખાંસાહેબને આપવામાં આવ્યું હતું. ત્યાં શ્રીનારાયણદાસ નામના મોટા અને વિદ્વાન ગાયક પ્રસિદ્ધ હતા, જેમને કોઈ પણ ગાયક ખુશ કરી શકતા નહિ, એવી પ્રસિદ્ધિ હતી. તેઓશ્રી ખાંસાહેબનું નામ સાંભળી તેમને મળવા આવ્યા અને તેમનું ગાયન સાંભળી: "સાચી ગાયનકલા હું આજે સાંભળું છું" એવા ઉદ્‌ગારો કાઢ્યા. વિજયનગરમાં વ્યંકટ સ્વામી નાયડુ પ્રસિદ્ધ સંગીતકાર છે. મદ્રાસ ઇલાકામાં ફિડલ (વાયોલિન) વાદ્ય સર્વમાન્ય છે અને તે વગાડનાર સારા સારા વાદકો ત્યાં છે; પણ વ્યંકટસ્વામી અજોડ ફીડલવાદક કહેવાય છે. તેમણે ખાંસાહેબનું ગાયન સાંભળ્યા પછી "બીજે ક્યાંય નથી સંભળાતી એવી દિવ્ય શ્રુતિઓ ખાંસાહેબના ગાયનમાં સંભળાય છે" એવું કહી દીધું. તેઓ ખાંસાહેબના શિષ્ય બન્યા અને દરેક રાગના સૂક્ષ્મ સ્વર ઉર્ફે શ્રુતિઓ ખાંસાહેબે તેમને શીખવી દીધી. શ્રી. નાયના પિલ્લેએ ખાંસાહેબની કોમલ ઋષભની અસાવરી સાંભળી હર્ષોદ્‌ગાર કાઢ્યા: "આ અમારા શાસ્ત્રમાંની અસાવરી છે, આવી મેં ક્યાંય સાંભળી ન હતી!" શ્રી. મુક્તેય્યા ભાગવત પહેલા રામનાયના મહારાજાની નોકરીમાં હતા. તેઓ ગાવાની એક બેઠકના પાંચસો રૂપિયા લેતા. ખાંસાહેબની કીર્તિ સાંભળી મદ્રાસના એક ન્યાયાધીશ શ્રી. ચિટ્ટીબાબૂની સાથે તેઓ ખાંસાહેબના મુકામે

આવ્યા. ખાંસાહેબનું ગાયન સાંભળી હર્ષિત થઇ તેઓએ કહ્યું: " આ ગાયન અમારા પ્રાચીન ગ્રંથોને અનુસરીને છે." ગાયનના પરિણામથી રાતે તેમને ઊંઘ પણ નહિ આવી, પડ્યા પડ્યા તેઓ તે ગાયનના સ્વરો ગણગણ્યા કરતા. તેથી રામનાથના મહારાજ સાહેબે પૂછ્યું: " ખાંસાહેબ તમારાથીય વધારે સારું ગાય છે કેમ ? " બીજે દીવસે શ્રી. મુક્તૈય્યા ફરી ખાંસાહેબને ત્યાં ગયા અને તેમને યમન રાગ સંભળાવી તે જ રાગ પોતાને સંભળાવવા ખાંસાહેબને કહ્યું. ખાંસાહેબે યમન રાગ બે કલાક સુધી ગાયા. તે સાંભળતાં શ્રી. મુક્તૈય્યાની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા માંડી અને તે ગાંડાની માફક કરવા મંડ્યા ! ખાંસાહેબનું ગાયન પૂરું થયા બાદ શ્રી. મુક્તૈય્યાએ લોકોને કહ્યું: " હું ગાંડો થયેલો નથી, પણ દિવ્ય ગાયનનું આ પરિણામ છે ! " આ પછી, તમારું ગાયન મને શીખવાડો એવો આગ્રહ શ્રી. મુક્તૈય્યા ખાંસાહેબને હંમેશ કર્યા કરતા.

યમન જેવા સાદા રાગમાં પણ ખાંસાહેબ કૌશલ્ય કરી બતાવતા અને તેઓ ફાવે તે રાગ કે ભજન ગાતા તોય તેથી અશ્રુ, રોમાંચ આદિ સાત્વિક ભાવ શ્રોતાઓમાં ઉત્પન્ન થતા. એક વખત બડારી કૃષ્ણય્યાએ યમન રાગ ગાયો અને તે જ રાગ ગાવા માટે જાણી જોઈ ખાંસાહેબને આગ્રહ કર્યો. ખાંસાહેબે તે રાગ પોતાની પદ્ધતિ પ્રમાણે તો ગાયો જ, વળી તેમાં ષડ્જપંચમ વર્જ્ય કરી અર્ધો કલાક સુધી ચમત્કૃતિજનક ફિરત કરી. ત્યાંના ગવૈયાઓ અહિંયાંના જેવા માત્ર " ચીજો ઉપરથી રાગ ઓળખવા " જેટલું જ રાગજ્ઞાન ધરાવનાર ન હતા, તેઓ સ્વરોનો અને રાગોનો મર્મ જાણવાવાળા હતા. યમન કલ્યાણ જેવા સામાન્ય રાગ વડે પણ આટલી ચમત્કૃતિ અને રસાવિર્ભાવ ઉત્પન્ન કરવાનું ખાંસાહેબનું કૌશલ્ય જોઈ બધાએ તેમને ધન્યવાદ તો આપ્યો, પણ વીણા ધનમ્મા નામક વૃદ્ધ અને અંધ ગાયિકાની આંખમાંથી આંસુ ચાલવા મંડ્યાં અને " સાક્ષાત્ દેવરિ ! ગંધર્વ રી ! " એવા ઉદ્‌ગારો કાઢી તે શરીરભાન ભૂલી ત્યાં જ આળોટવા લાગી ! વીણા ધનમ્મા એ વેશ્યા હતી છતાં જ્યારે તે સભામાં આવતી ત્યારે મદ્રાસના લોકો સનાતની હોવા છતાં ઊભા થઇને તેને આવકાર આપતા. મદ્રાસીઓની કલાપ્રિયતા અને વિદ્યાસેવાભાવ ખરેખર અજબ છે ! ખાંસાહેબનું એવું દિવ્ય ગાયન સાંભળી જેઓએ એવા સાત્વિક ભાવોની સમાધિનો હર્ષ અનુભવ્યો છે, તે મહાભાગોને ધન્ય છે ! તેઓએ તો પૃથ્વી ઉપર જ સ્વર્ગસુખ અનુભવ્યું કહેવાય !

તે પછી, ગયાં આઠદસ વર્ષોમાં તો મદ્રાસમાંના બધાય લોકો ખાંસાહેબને ઓળખતા થયા. તેઓના મુકામ ઉપર સર્વ પ્રકારના લોકોની ભીડ થતી. તે લોકો તેમને એક 'ઓલિયા' જ માનવા મંડ્યા. માત્ર દર્શન માટે જ સેંકડો લોકો આવતાં. આખો દિવસ ભીડ રહેતી, અને વ્યવસ્થા રાખતાં ખાંસાહેબના શિષ્યો થાકી અને કંટાળી જતા. શ્રી. સરોજિની નાયડુનું આખું કુટુંબ ખાંસાહેબનું શિષ્ય અને ભક્ત હતું. શ્રી. સરોજિનીના ભાઈ પ્રસિદ્ધ કવિ અને નટ હરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના નેતૃત્વ હેઠળ હજારો લોકોના સમૂહે એક વખત મદ્રાસ સ્ટેશન ઉપરથી ખાંસાહેબને લાવવા માટે મોટું સરઘસ કાઢ્યું હતું અને એક દેશનેતા જેવું જ માન આ કલાકારને આપ્યું હતું. એક વખત મદ્રાસના બહુ જ ગરીબ લોકોએ અંદરઅંદર

ફંડ ભેગું કરી ખાંસાહેબને ગાયનનું આમંત્રણ આપ્યું. તે લોકોનો આવો પ્રેમ જોઈ ખાંસાહેબ ગળગળા થઈ ગયા અને તેઓએ ગાયનના પૈસા લેવાની ના પાડી!

ખાંસાહેબની કલાની યોગ્ય કદર કરવા માટે, તેમને પ્રોત્સાહન આપવા માટે તેમ જ સંગીતનાં સંશોધનમાં ચર્ચા વડે તેમને વધારે યશ આપવા માટે ખરેખર મદ્રાસની ગુણગ્રાહકતાને ધન્યવાદ ઘટે છે! પ્યારા મદ્રાસની મીઠી સ્મૃતિથી ખાંસાહેબનો કલામય આત્મા સ્વર્ગમાં પણ સ્મિતભીની આંખ ખોલતો હશે!

[ચાલુ]



# ચેનવો

રામપ્રસાદ શુક્લ

પાંજરાપોળના પંથે જાતાં આવે પરભુજીનું ધામ
દેવનો દાણાદુણીનો લાગો લાગ્યો છે ગામોગામ
બાવાજી ઘોડિલે બેસીને જાય
સંતનના જેજેકારો શા ગવાય ?

વારતહેવારે મંદિરે લોકની જામતી ભારે ભીડ
છપ્પનભોગનાં અન્નકૂટનાં દર્શને દોડે તીડ
નાની નાની લાડુડીનો પરસાદ
પરભુને પાય લાગ્યાની યાદ:

દર્શન દીધાં દેવનાં હીંડો આગળ પાંજરાપોળ
ખોડાં, ખડેલાં, દૂધ વિનાનાં ઢોરના નાકટ્ટ ટોળ
સબળું નબળાંને મારે ઘીક
દયાના સ્થાનમાં કોની બીક.

ગામના મહાજને વાળિયા ઝાઝા પાણીથી પોથેરી જાત
કીડીમંકોડી ને પારેવાં કાજે ધરમાદો ભાતે ભાત
તળાવો કાજ છે નોકર ચાર
બચાવે માછલાં હારોહાર.

ખાતેદારોનું વ્યાજ આવે એમાં ધરમાદાની ત્રણ પાઇ
સાલે સાલે એમ દાનની પુંજી વધતી રહેતી સવાઈ
શહેરોથી દાનની આવે છોળ
નભે એમ ઢોરની પાંજરાપોળ.

સાલ બે સાલે છાપેલો ખાસો વહેંચાતો રહે છે હેવાલ
દાનધરમનાં દૈવી જનોની વાંચતાં લાગે લાળ
ધરમનું એકડું આ છે ધામ
બાકી તો દુનિયાના દંભ તમામ.

( ૨ )

પાંજરાપોળની પાસ પરામાં ચેનવો રહેતો એક
દીકરાદીકરી ભાઈ વિનાનો એકલદોકલ છેક
પડી ગયે છાપરાંને ચાર સાલ
થતાં છે કાયાના હાલહવાલ.

ઘડપણે એના દેહમાં જાગ્યો ખાંસીનો કૂડો રોગ
ઓસરીઆંગણે કોઈ ન સંઘરે બીક બને એનો લોગ
બધેથી જાકારો દેવાય
રોગીથી રોજ સહ્યો ના જાય.

ચોખ્ખી જમીનમાં આંબલો જોઈ નિરધાર્યો એણે વાસ
લોટવે લાવી નીર તળાવથી રાખ્યું છે શિરની પાસ
બિછાવી ગોદડીગાભા દીધ
જગતની માયાને સંકેલી લીધ.

રાની પશુથી બચવા કીધી કાંટાળી વાડ ચોપાસ
માગી ભીખીને કાઢતાં દહાડા એમ વહ્યા ચાર માસ
હવે તો આખરના છે શ્વાસ
ઉડી જશે પંખીડું પોતાને વાસ.

સાંજ પડી ને ખૂબ વધી છે હાંફણી એને ઘોર
સાન-સરી ને ઠરડાયાં અંગો શાંત પડી જતો શોર
અંધારે ઉતર્યો કાળ કૃપાલ
ઉઠાવી લીધો રહેજે બાલ.

પરભુજી પોઢયા પુષ્પહિન્ડોલે, બાવાજી સેજ પલંગ
પાંજરાપોળમાં પ્રાણીઓ પોઢયાં ચેનવો ભોમકાસંગ
ધરામાનો એક છે સાચો ઉછંગ
શમે જ્યાં કોટિ જીવોના જંગ.

# છંદ–પિંગળ શાસ્ત્રની જરૂર

**શ્રી. કાકાસાહેબ કાલેલકર**

**સાહિત્યની** ઉચ્ચ પરીક્ષાઓનો પ્રચાર બહુ લોકપ્રિય થતો જાય છે. પ્રશ્ન એ છે કે આ પરીક્ષાઓમાં છંદશાસ્ત્ર અથવા પિંગળશાસ્ત્રને કયું અને કેટલું સ્થાન આપવામાં આવે અને આ વિષય પર કેટલું ધ્યાન આપવામાં આવે. આ વિષે આપણે હવે નવેસરથી વિચારવું પડશે.

પહેલાં જોઈએ તો છંદ–પિંગળ એક રીતે ગણિત જેવું જ છે. લઘુગુરુ, દીર્ઘહ્રસ્વ, માત્રાઓ અને અક્ષરોને હિસાબે તે તે ગણો અને માત્રાઓની આકૃતિઓ બનાવી એમાંથી જેટલાં કર્ણમધુર અને ગેય હોય તેમનો જ પ્રચાર વધારવામાં આવે. લેખનશુદ્ધિ, વ્યાકરણશુદ્ધિ, છંદશુદ્ધિ, રસને અનુકૂળ છંદની પસંદગી, શબ્દાલંકાર એ સહુ ભાષાનાં બાહ્યરૂપ છે. કાવ્યનો આસ્વાદ લેવા માટે, શબ્દસમૃદ્ધિને યાદ રાખવા માટે, અને હ્રસ્વદીર્ઘ વગેરે ભેદને ઓળખવાની કાનની તાકાત વધારવા માટે છંદપિંગળની કસરત બહુ જરૂરી છે.

પણ એક વાત: હવે સાહિત્યના અભ્યાસમાં છંદપિંગળના અભ્યાસની જરૂરિયાતને પ્રમાણથી વધારે મહત્ત્વ ન અપાય. પરીક્ષામાં સાહિત્યનું પ્રમાણ જો ૨૦૦ ગુણનું હોય તો છંદ–પિંગળને માટે ૨૦ ગુણ જ રાખવામાં આવે તે બસ થશે. ઉત્તમા પરીક્ષામાં જો આ વિષયનો પ્રશ્નપત્ર સ્વતંત્ર રૂપે રાખવો હોય તો તેને માટે ૧૦૦ ગુણ ન રાખતાં ૪૦–૫૦ નો જ તે બનાવવામાં આવે.

છંદ–પિંગળની વૈજ્ઞાનિક વ્યાખ્યા કરતા એક સર્વસુલભ સર્વાંગપૂર્ણ ગ્રંથની આજ મોટી જરૂર પડી છે. એમાં સંસ્કૃતના વર્ણ અને માત્રાવૃત્ત, જાતિવૃત્ત, હિંદીના સોરઠા, સવૈયા, છપ્પય, બરવૈગીતિકા, હરિગીતિકા, લલિત વગેરે (પ્રાચીન અને ખડી બોલીમાં પ્રચલિત), ઉર્દૂના ગઝલ–શેર વગેરે, ગુજરાતી, બંગાળી, મરાઠી વગેરે પ્રાંતીય ભાષાઓમાં ચાલુ રહેલા છંદોને પણ જગા મળવી જોઈએ. આજકાલ અંગ્રેજી 'સૉનેટ' નામનો ચૌદ પંક્તિઓનો છંદ પણ આપણી દેશી ભાષાઓમાં વપરાય છે. એનું લક્ષણ અને વિચાર પણ આ નવા ગ્રંથમાં આવી જવાં જોઈએ.

છંદ પિંગળના ગ્રંથને પાઠ્યપુસ્તકના રૂપમાં ન સમજતાં એને અધિકૃત સંદર્ભ ગ્રંથ (Standard work of reference)ની જેમ રાખવો ઠીક પડશે. અને એ વસ્તુ પણ સ્પષ્ટ રીતે સમજી લેવી જોઈએ કે છંદ–પિંગળના કોઈ ખાસ વિભાગ પર વધારે ધ્યાન આપવું જોઈએ. પ્રાચીન અને આધુનિક કવિઓએ જે જે છંદોનો આશ્રય લીધો છે તેના ઉપર જ વધારે ભાર મૂકવો જોઈએ. આ શાસ્ત્રનો વિકાસ ભાષાની સમૃદ્ધિ માટે ખૂબ જરૂરનો છે. પણ નાનીમોટી પરીક્ષાઓમાં એની મહત્તા વધારવી ઠીક નથી. ઊંચામાં ઊંચી પરીક્ષા માટે છંદ–પિંગળ શાસ્ત્ર સંબંધી શોધખોળ કરીને લખનાર વ્યક્તિને વિશેષ–ખાસ પ્રમાણપત્ર અને ઈનામ આપીને માન આપી શકાય છે.

છંદશાસ્ત્રમાંથી જુદા જુદા છંદોનાં ઉદાહરણ જ્યાં સુધી બની શકે ત્યાં સુધી સારા સારા પસંદ કરેલા કવિઓની નિર્દોષ અને ભાવપૂર્ણ, સુંદર અને ઉત્કૃષ્ટ કવિતાઓનાં જ દેવાં જોઈએ. એક એક ઉદાહરણ આપતી વખતે જો રચનાનો કાલક્રમ બતાવવામાં આવે તો અભ્યાસી વિદ્યાર્થી રચનાકૌશલ્યનો વિકાસ સહેલથી સમજી શકે.

વારંવાર ગવાતાં કાવ્યોનાં લક્ષણ છંદશાસ્ત્રનાં પુસ્તકોમાં નથી અપાતાં. સંગીતશાસ્ત્રમાં ભિન્ન ભિન્ન અલંકાર, રાગ-મૂર્છના, તાલ વગેરે અપાય છે. પણ પદ્યોમાં તો માત્રાઓનો સવાલ રહે જ છે. કેવળ લયતાલના અભ્યાસથી જે વાત આપણી સમજમાં ન આવે તેનો છંદશાસ્ત્રમાં ઉલ્લેખ કરવો ઠીક પડશે. *

મે, ૧૯૩૬

* હિંદી 'સર્વોદય'માંથી.

☆

પ્રખર અર્થશાસ્ત્રી

# આદામ સ્મિથ

નીરૂ દેસાઇ

**આ**દામ સ્મિથનું *Wealth of Nations* આજે તો અર્થશાસ્ત્રનાં તમામ પુસ્તકોમાં મોખરે વિરાજે છે. તેમાં કથેલા સિદ્ધાંતો આજે તો આથમતા યુગના કીર્તિસ્તંભ સમા બની ગયા છે. જે નવા મૂડીદાર વર્ગ માટે તેણે એ સિદ્ધાંતો રજુ કર્યા હતા, તે વર્ગે જ આજે તેને ઉખેડી ફેંકી દીધા છે. આમ છતાં આજના "આર્થિક માણસ" (economic man) એ નામની નવી ભયંકર જાતિ શરુ કરવાનું બહુમૂલ્ય માન તો આદામ સ્મિથને જ જાય છે. Wealth of Nations એક માનવની વિચક્ષણ પ્રતાનું જ પરિણામ નથી, તેમાં એક સમસ્ત યુગનો આત્મા રેડાયો છે. આ પુસ્તકના લેખકમાં વિદ્વત્તા હતી, મેધા હતી, શબ્દચાતુરી હતી. અને આ તમામ વરદાનો સાથે નવા યુગની ઊગતી ઉષાના પગથારે તે આવીને ઊભો.

તેનો "આર્થિક માણસ"[1] આજના અર્થશાસ્ત્રીઓ ધરાવે છે તેવો યાંત્રિક મનુષ્ય નહિ, પણ વ્યાપારી જીવનમાં ઓતપ્રોત, તેની ધમાલોમાં સદાય તરબોળ રહેતો, દુનિયાની સફરો ખેડતો અને અનેક પ્રકારનાં નાણાંની ઉથલપાથલ કરતો વેપારી પુરુષ છે. યુરોપમાં રજવાડી સમાજરચનાનો એ અસ્તકાળ હતો, નવો સમાજ-વેપારીઓનો સમાજ ઉદય પામતો હતો. અને નવાં બળો જેના પર આદામ સ્મિથનું વર્ચસ્વ સ્થપાવાનું હતું તે જન્મતાં જતાં હતાં. એ બળોમાંથી જ એક રીતે આદામ સ્મિથ સર્જાયો. અને તેમાંથી જ તેણે વેપારીઓના બાઈબલ સમું *Wealth of Nations* સર્જ્યું. જે બળોએ આ પુસ્તક સર્જ્યું તેના પર આ પુસ્તકની ઘેરી અસર પડી. જૂના સમાજના કોચલામાંથી નવા સમાજનું સદા ઘડતર થાય છે. અને કોઈક માનવીને હાથે એ સમાજની રેખાઓ અંકિત કરવાનું આવે છે અને આ સર્જન પાછું પોતાના જ બંધારણને તોડતું જાય છે. મેકિયાવેલીનું *Prince* કે કાર્લ માર્ક્સનું *Capital* આનાં ઉદાહરણો છે. આદામ સ્મિથ આ કક્ષામાં આવે છે.

આદામ સ્મિથે સાવ મૌલિક વિચારણા નથી જ કરી. અને તેમાં કશી નાનમ પણ નથી. કોઈ પણ વિદ્વાન પુરુષે વ્યક્ત કરેલા વિચાર એક યા બીજા સ્વરૂપે જૂના વિચાર સાથે સંકળાયેલા હોય છે જ. વિચારની પરંપરા એ રીતે જ જળવાય છે. આદામ સ્મિથનાં પુસ્તકોમાં રજુ થયેલાં વિચારો જુદે જુદે ઠેકાણે જુદી જુદી રીતે વ્યક્ત થયેલા જરૂર છે; પણ આ વિચારોમાં વ્યક્ત થતી સંપૂર્ણતા, સંકીર્ણતા પ્રથમવાર જ એક સૂત્ર રૂપે સંકળાઈને અહિંયાં આપણે નીરખીએ છીએ. કોઈપણ સર્જનમાં કે કૃતિમાં સંપૂર્ણતાનો જ હિસાબ લેખાય છે.

*Wealth of Nations* આમ નવા ઊગતા વર્ગના સિદ્ધાંતો પ્રતિપાદિત કરતું અનોખું પુસ્તક છે. અને તેના વિદ્વાન કર્તાની પ્રતિભાએ તે સંપૂર્ણતઃ રંગાયેલું છે. જૂનાં રજવાડી સ્થાપિત હિતો પોતાની સંસ્થાઓને બરોબર લટકી રહ્યાં હતાં. આ સ્થાપિત હિતો સામે

1. મધ્યમ વેપારી. પરિણામે, આ પુસ્તક નવા વર્ગના ધર્મસૂત્ર જેવું બની ગયું.

તેનો ઉપયોગ માત્ર પુસ્તકાલયની અભરાઈઓ શોભાવવા માટે નહિ, પણ સામાન્ય પ્રજાજન સારુ થવા લાગ્યો. તેની આવૃત્તિઓ પર આવૃત્તિઓ નીકળવા માંડી. અન્ય ભાષાઓમાં તેને ઉતારવામાં આવ્યું. વાચકવર્ગમાં બહુધા તો આ પુસ્તકમાં રજુ થયેલા સિદ્ધાંતોમાંથી લાભ ઉઠાવનારા જ હતા. તેમને જે જોઈતું હતું તે તમામ—પોતાની આકાંક્ષાઓનું આર્થિક, રાજકીય સ્વરૂપ અને તેનું દક્ષતાભર્યું સમર્થન આમાંથી મળતું હતું. આ લોકો દ્વારા પુસ્તક જનતામાં પહોંચ્યું. અને જનતાએ આ સિદ્ધાંતો માટે પૈસા વર્ગને સત્તા પર આવવા મદદ કરી અને આ વર્ગે સત્તા મેળવ્યા પછી જનતાને તો "મૂળ" સ્થાને જ રાખી. પુસ્તકના સિદ્ધાંતોનો ઉપયોગ મજૂર વર્ગની હડતાળો ગેરકાયદે ઠેરવવામાં જ કરવામાં આવ્યો. આમ બનવું અલબત્ત સ્વાભાવિક જ હતું.

આવી ઉથલપાથલ કરાવનાર આદામ સ્મિથના જીવન પર એકાદ ઊડતી નજર ફેંકી લઈએ.

પ્રથમ નજરે તો તે લાગશે ફિલસૂફીનો એક વિનયી સ્કૉટિશ પ્રાધ્યાપક: એકાંતસેવી અને અસાવધ. આ વિનમ્ર સાધુચરિત પુરુષની કલમમાં પ્રચંડ વિજળીક તાકાત છે. તેના જીવનકાળમાં અસાધારણતા ક્યાંય નજરે નહિ પડે. હા – ત્રણ વર્ષની વયે તેને જીપ્સીઓનું એક ટોળું ઉપાડી ગયું હતું પણ પછી તો સાહસિક સફરો જો તેણે ખેડી હોય તો તે ચિંતનના સાગરમાં જ. પરંપરાગત સ્કૉટિશ કંજુસાઈવાળા કુટુંબમાં તે ઊછર્યો. જિંદગીનાં અભ્યાસનાં વર્ષો ઑક્સફર્ડમાં ગાળ્યાં. આ વર્ષો દરમ્યાન મળેલા અનુભવે તેણે આ વિદ્યાલયો પર ટીકાનાં તાતાં તીર ચલાવ્યાં છે. પ્રાધ્યાપકની પદવીની તેણે ધીરજથી રાહ જોઈ; ત્યાંન સ્મિથ ગ્લાસગો યુનિવર્સિટીમાં પહેલાં તર્કશાસ્ત્રનો અને પછી તત્ત્વજ્ઞાનનો પ્રાધ્યાપક નીમાઈ ગયો. અને દૈવજ્ઞાન ( Ideology ), નીતિશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, અને રાજકારણ પર ભાષણો આપવા મંડ્યો. અહિંયાં જ તેણે *The Theory of Moral Sentiments* નામનું પુસ્તક લખ્યું. આ પુસ્તકે પ્રથમ ચમકારો કર્યો – તેમાં માનવ આચારનું સાંમાજિક માનસ સમભાવપૂર્વક તેણે આલેખ્યું. આ પુસ્તકે તેને નામના અપાવી. એ પછી તેણે પ્રાધ્યાપકની પદવી છોડી અને ચાર્લ્સ ટાઉન્સહેન્ડના પુત્રના શિક્ષક તરીકે મુસાફરીએ નીકળ્યો; દોઢ વર્ષ તુલાઉસ અને એક વર્ષ પારિસમાં ગાળ્યાં. આ મુસાફરી દરમ્યાન તેણે અર્થશાસ્ત્ર પર પુસ્તક લખવાનું આરંભ્યું. આ પુસ્તક તેણે સ્કૉટલેંડમાં આવી દશ વર્ષના ગાળામાં પૂરું કર્યું. તે પ્રગટ થયું ૧૭૭૬માં, *The Wealth of Nations*ના નામે. ત્યાર પછીનું જીવન તેણે શાંતિમાં એડીનબરોમાં જકાતીખાતાના વડા તરીકે પોતાની માતા સાથે વ્યતીત કર્યું.

આ સાદું, એકધારું અભ્યાસી અંગ તો તેના જીવનની અધૂરી કહાણી જ કહે છે. એ કહાણી પૂરી કરવી હોય તો આપણે તેનાં અન્ય અંગો જોવાં જ જોઈએ. તત્ત્વજ્ઞાનના અન્ય પ્રાધ્યાપકોની માફક તે દુનિયામાં બનતા બનાવોથી કદીય અલગ ન રહેતો. જગતના તમામ બનાવો તેના પર અસર કરતા અને તેમાંથી તે શીખતો. યુનિવર્સિટીના અભ્યાસકાળની પોકળતા તો તેને સમજાઈ જ હતી. વિદ્યાર્થીઓને શીખવાડતી વખતે તે પોતાના વિચારો ઉમંગથી રજુ કરતો. ન્યાયશાસ્ત્ર પરનાં તેનાં વ્યાખ્યાનો વિશે નોંધ કરતાં જોન રે લખે છેઃ " તે વિદ્યાર્થીઓને વિચારતા કરી મૂકે તેવી રીતે શીખવતો. તેના અભિપ્રાયો ચર્ચાનો વિષય બની જતા. જે જે શાખાઓ પર તે બોલતો તે શહેરમાં ફૅશનરૂપ ગણાઈ, તે પર અભ્યાસ શરૂ થતો...તેની નાની નાની

મૂર્તિઓ પુસ્તક—વિક્રેતાઓની બારીઓ શોભાવતી. તેના અવાજની અને શબ્દોચ્ચારની વિશિષ્ટતાઓનું અનુકરણ કરવામાં ગૌરવ મનાતું.” જે સિદ્ધાંતનું તે પ્રતિપાદન કરતો હતો તે સાવ નવો હતો, તે ધ્યાનમાં રાખવું જોઈએ. આ સિદ્ધાંત હતો આર્થિક સ્વતંત્રતાનો, સરકારી અંકુશમાંથી છૂટકારો પ્રાપ્ત કરવાનો. કોઈપણ નવો સિદ્ધાંત રજુ કરવો એ આસાની નથી હોતી. તેમાં અનેક અંતરાયો આવે છે, તેનો વિરોધ પણ એટલો જ મક્કમ હોય છે. પણ આદામ સ્મિથ કાંઈ ડરપોક નહોતો. તેણે નીડરતાથી એ સિધ્ધાંત રજુ કર્યો, રાખ્યો, અને નામના મેળવી.

તે આંખ અને કાન ઉઘાડા રાખતો. નોંધપોથી તેની સદાય તૈયાર રહેતી અને તે વારંવાર તેમાં ટપકાવી લેતો. તેણે રાજ્યનીતિ પરનાં પોતાનાં ભાષણોની નોંધ રાખવા માંડી—પણ તત્ત્વજ્ઞાનની નોંધો કરતાં આ કામ વિકટ હતું. જૂના સિદ્ધાંતોને ચાલે ચાલીને જ નવો સિદ્ધાંત રજુ કરવાનું કામ આમાં નહોતું. આમાં તો નવા વેપારી જગતની રચનાને સાર્થ બનાવવાની વાત હતી—અહિંયાં જૂની જર્જરિત રજવાડી સમાજરચના પર આક્રમણ કરવા ઉપયોગી આયુધ સાંપડતું હતું. નવા વિચારોની, નવા સિદ્ધાંતોની હર્ષલહરી સ્મિથને આંદોલિત કરી રહી. તેણે પોતાનો આનંદ મિત્રોને જણાવ્યો. એ સહુનાં દિલ ધબકી ઊઠ્યાં. સહુ તેના વિચારોનું પરિણામ જાણવા ઉત્સુક બન્યા. સ્મિથે બીજાં દશ વર્ષ એ વિચારો પરિપક્વ બનાવવા લીધાં. ઉતાવળ કરવી તેને પાલવે તેમ નહોતું. એ માટે તેને વાંચવાનું અને નીરખવાનું હતું. તેણે જૂનાં પુસ્તકોમાં અને નવાં કારખાનાંમાં ચક્ષુપાત કર્યો. રૂપેરી સિક્કાના ઈતિહાસસાગરમાં તેણે નિમજ્જન કર્યું. ધર્મ સંસ્થાઓની અર્થરચનાના અતલ ઊંડાણમાં તેણે ડુબકી મારી. સમસ્ત યુરોપનો સંસ્કૃતિ-ઈતિહાસ તેણે ઉલેચી નાંખ્યો. તેને પોતાની શૈલી સુધારવાની હતી; આર્થિક દષ્ટિબિંદુને નવો ઝોક આપવાનો હતો. પુસ્તકને ઉપદેશનું; પાંડિત્યનું નિર્જીવ શબ બનાવવાને બદલે રાષ્ટ્રના અને જગતના સળગતા પ્રશ્નોનું નિરીક્ષણ કરી એક નૂતન અર્થનીતિના સંગીન પાયા રૂપે બનાવવાનું હતું. કેવું કપરું કામ?

અને જ્યારે દશ વર્ષે પુસ્તકે દુનિયાનો પ્રકાશ નીરખ્યો, ત્યારે સહુને લાગ્યું કે આ માત્ર પુસ્તક જ નહોતું—તેમાં વર્તમાન યુરોપીય ચેતનાની ગાથા હતી.

આદામ સ્મિથે રજૂ કરેલા સિદ્ધાંતો અર્થશાસ્ત્રનાં મોટાં મોટાં પુસ્તકોમાં તમને મળશે. પણ તમને એમાં નહિ મળે સ્મિથની સરલતા, શબ્દચાતુર્ય, અને મહાનતા. સિદ્ધાંતો સાવ સાદા છે. (૧) સ્મિથ એમ ધારી લે છે કે માણસને આર્થિક પુરૂષ તરીકે વિચારતાં તેને આગળ દોરનાર મુખ્ય વૃત્તિ સ્વાર્થની છે. (૨) બધાં મનુષ્યોને સ્વાર્થ તરફ દોરનાર આ વિશ્વમાં એવી કુદરતી વ્યવસ્થા છે, જે સામાજિક કલ્યાણના માર્ગે લઈ જાય. અને (૩) આ બન્ને સિદ્ધાંતોમાંથી તે એમ તારવે છે કે સારામાં સારી અર્થનીતિ આ પ્રક્રિયાને સદંતર અળગી રાખવામાં જ સમાયેલી છે. તેના પર કોઈ પણ જાતનું સરકારી નિયંત્રણ ન હોવું જોઈએ. આ નીતિ પાછળથી laissez faire નામે ઓળખાઈ.

આ માન્યતાઓ આજે તો આપણા આર્થિક જીવન સાથે વણાઈ ગઈ છે—અલબત્ત હવે છૂટી પડતી જાય છે. સ્મિથના પહેલા સિદ્ધાંત વિશે એમ કહી શકાય કે અર્થશાસ્ત્રીઓનો

મોટો સમૂહ જે વસ્તુ મનાવવામાં આનંદ લે છે તે અનુભવમાંથી તારવવામાં આવેલો છે. માણસ આર્થિક યંત્ર છે તેવું દૃષ્ટિબિંદુ રાખવું જરા વધારે પડતું છે. પણ તે પોતાના સ્વાર્થ માટે સદાય પ્રયત્નશીલ રહ્યો છે તેવું દૃષ્ટિબિંદુ મોટે ભાગે વાજબી છે, તેમ કહેવામાં કંઈ વાંધો નથી. સર્વની પ્રવૃત્તિ પાછળ આ જ આશય રહેલો છે, તેમ કહેવાનો આનો અર્થ નથી. પણ આપણા આર્થિક જીવનની ઐતિહાસિક પ્રક્રિયાના અંગ રૂપે તો એ જરૂર છે.

સ્મિથનો બીજો સિદ્ધાંત વિશ્વની કુદરતી રચનાનો છે. કારણ કે સર્વ મનુષ્યોની આર્થિક પ્રવૃત્તિ સામાજિક કલ્યાણના માર્ગે દોરાય છે, તેને ઐતિહાસિક આધાર સાંપડી શકે તેમ નથી. શ્રદ્ધાનો, ધર્મનો એ વિષય છે. આ માન્યતાનો, કુદરતી વ્યવસ્થાનો, ઉદ્ભવ અઢારમી સદીમાં થયો હતો. અને તે આ કાળની ધાર્મિક તથા રાજકીય સંસ્થાઓનું વર્ચસ્વ તોડવા માટે.

આ બન્ને સિદ્ધાંતોમાંથી જે અનુમાન પર સ્મિથ આવ્યો તે સ્વાભાવિક હતું. વિશ્વમાં કુદરતી રચનાના કારણે સર્વ મનુષ્યોની સ્વાર્થી પ્રવૃત્તિ સમાજના શ્રેય માટે છે; માટે પ્રત્યેક મનુષ્યની પ્રવૃત્તિ પાછળ દૈવી સંકેત છે, એટલે કોઈ પણ સરકાર-રાજ્યનું કામ રોજ-બ-રોજનું ઔપચારિક કાર્ય પતાવવાનું તથા વ્યવસ્થા જાળવવાનું જ બને છે. શ્રેષ્ઠ સરકાર તેને જ ગણાવી શકાય જે ઓછામાં ઓછું શાસન કરતી હોય. સારામાં સારી અર્થનીતિ એ જ છે જે વ્યક્તિઓના બીનઅંતરાયભૂત અને નૈસર્ગિક કાર્યમાંથી પરિણમતી હોય. આનો અર્થ એવી રાજ્યરચના થઈ, જેને કાર્લાઈલે સુંદર શબ્દોમાં "અંધાધુંધી વત્તા પોલીસ" તરીકે ઓળખાવી છે. આપણે માટે આજે તો આ અનુમાન અવ્યવહારુ થઈ ગયું છે, પણ એ યુગમાં તો આ અનુમાને નવા વર્ગને ખૂબ પ્રેરણા અને ઉત્તેજન આપ્યાં. હેરોલ્ડ લાસ્કીએ *Rise of Liberalism* નામના પુસ્તકમાં બતાવ્યું છે કે- સ્મિથની દલીલ કેટલેક અંશે તે સમયના યુરોપીય મધ્યમ વર્ગ સારુ કારગત નીવડી હતી. વેપારીઓ આનંદથી નાચી ઊઠ્યા. પોતાની આકાંક્ષાઓને આવા કુદરતી કાનૂનની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ તે હકીકતે તેમને ન કલ્પી શકાય તેવી શક્તિ પ્રેરણા બલ અર્પ્યાં.

આમ સ્મિથ પરોક્ષ રીતે નવા વેપારી વર્ગનો પ્રચારક થઈ ગયો. એ વાત સાચી કે નવા વેપારી વર્ગની નફાખોરીને તેણે ગૌરવાન્વિત કરી, તેમના ભૂખાળવા પેટને તેણે સંતોષ આપ્યો. એ વાત પણ સાચી કે તેણે આ નવા વર્ગ માટે એવા આર્થિક નિયમો કરી આપ્યા, જેના ઓઠા નીચે આ વર્ગે સરકારી નિયંત્રણનો અને સમાજીકરણનો પ્રચંડ વિરોધ કર્યો. એ વાત પણ સાચી કે સ્મિથના આર્થિક સિદ્ધાંતોનો ઉપયોગ આજે જનતાના ઉદ્ધાર માટે નહિ પણ તેને કચડવા માટે થાય છે. જે નૂતન માર્ગ તેણે ચીંધ્યો હતો તે હવે જૂનો બની ગયો છે. અને આજનો મૂડીદાર વર્ગ તેના પર ખાઈઓ ખોદી પોતાનું રક્ષણ શોધે છે. કદાચ આજે જો સ્મિથ હયાત હોત તો પોતાના સિદ્ધાંતોના આવા સ્વરૂપનો, આવા અમલનો વિરોધ કરત. મૂડીદાર વર્ગનો ફિલસૂફ હોવા છતાં તેની તમામ સહાનુભૂતિ મૂડીદાર વર્ગ તરફ નહોતી. એલી ઝીન્ઝબર્ગે *House of Adam Smith*માં બતાવ્યું છે કે *Wealth of Nations*માં મજૂરો ને કારીગરો, ખેડૂતો અને ગરીબો માટે પક્ષપાતની તેમ જ

મોટી વેપારી પેઢીઓ તથા વેપારીઓ, ધનપતિઓ અને પાદરીઓ સામે શત્રુતાની લાગણી સતત વહ્યા જ કરે છે. ધ્યાનપૂર્વક વાંચતાં જણાશે કે સ્મિથના હૃદયમાં સામાન્ય માનવી માટે અનુકંપાનો ઝરો હતો. સમભાવના લાગણીભર્યા ઉચ્ચારોને બાજુએ મૂકીએ તો પણ, સ્મિથના અર્થશાસ્ત્રના પાયામાં રહેલ મજૂર-મૂલ્ય ( *labour-value* )નો સિદ્ધાંત જ તપાસોને! પ્રથમવાર રજૂ થતા આ સિદ્ધાંતમાં જણાવવામાં આવ્યું છે કે સર્વ ઉત્પાદનમાં મૂલ્ય મજૂરી પર જ ગણાવવું જોઈએ. કાર્લ માર્ક્સે આ સિદ્ધાંત પર જ નવા અર્થશાસ્ત્રની ઈમારત ચણી છે. માર્ક્સે આ સિદ્ધાંતને મંડાર્યો, પૃથક્કરણના હથિયાર રૂપે તેનો ઉપયોગ કરી તેમાં રહેલ ક્રાંતિકારી ફલિતાર્થને બરોબર બહાર આણ્યો.

આમ, બે વિરોધી દિશાએ જાણે આદામ સ્મિથ હાંકતો હતો. ભૂતકાળની રૂઢિગત સંસ્થાઓ તથા સંકુચિત સમાજને દૂર કરી તેણે આર્થિક સ્વતંત્રતાનો શંખ ફૂંકી નવા સમાજનું સ્થાપન કર્યું અને નાણાંના સાંકડા ક્ષેત્રને વિસ્તાર્યું—છતાંય તેનો આ જ સિદ્ધાંત આર્થિક બીનજવાબદારી અને અંધાધુંધીમાં પરિણમ્યો, કારણકે નવો વર્ગ સત્તારૂઢ થયા પછી સત્તા ત્યાગવા માંગતો નહોતો. આદામ સ્મિથનાં પુસ્તકોનું વાચન આપણને એક વિદ્વાન પંડિતની બુદ્ધિમત્તાનો વિપર્યાસ બતાવે છે. એ બુદ્ધિમત્તાનું મહત્ત્વ તેણે જૂનો ચીલો છોડી, નવો ચીલો પાડ્યો, તે હવે છોડી નવા ચીલા તરફ જવા તરફ દોરે, તેમાં ય જરૂર છે જ.






## વ્યક્તિ સ્વાતંત્ર્ય

ગઈ કાલે જ મારા મિત્ર ત્રિભુવનનો હાસ્યરસથી છલકાતો એક પત્ર મળ્યો. તે લખતો હતો આજની વ્યક્તિ સ્વાતંત્ર્યની વ્યાખ્યા વિષે. તે કેટલી હાસ્યજનક છે તેના દૃષ્ટાંતરૂપે મુંબઈમાં જોયેલો એક પ્રસંગ તે વર્ણવે છે. કાલબાદેવી રોડ પર એક ભારેખમ બાઈને હાથમાં થેલી લઈ, દોડતાં વાહનોની જાણે કશી પરવા એ ન હોય તેમ, ચાલી જતી જોએલી. જ્યારે તે બાઈને આમ રસ્તા વચ્ચે ન ચાલતાં, ફુટપાથ પર ચાલવા કહેલું ત્યારે જવાબ મળેલો કે "મારી મરજી પડશે ત્યાં ચાલીશ. તે માટે સૌ સ્વતંત્ર છે." પણ એ બિચારી બાઈને એ ખબર ક્યાંથી હોય, કે જો પોતે ગમે ત્યાં ચાલવા સ્વતંત્ર છે, તો પછી મોટરવાળા કે ગાડીવાળા, મોટર કે ઘોડાગાડી રસ્તા પર નહિ ચલાવતાં ફુટપાથ પર ચલાવવાને પણ સ્વતંત્ર છે—જેનું પરિણામ જગત પર મોટી અંધાધુંધી પ્રવર્તવામાં જ આવે. આમ જો દરેક પોતાને ફાવે તે માર્ગ પર ચાલવા માંડે, તો મને ભય છે કે કોઈ ક્યાંય જઈ શકવાનું નહિ, અને વ્યક્તિ સ્વાતંત્ર્ય સામાજિક અરાજકતામાં ફેરવાઈ જાય તો તેમાં કંઈ શંકા નહિ.

જો પેલી બાઈની જેમ સમસ્ત જગત આ વ્યક્તિ સ્વાતંત્ર્યના નશામાં ચકચૂર બની જાય તો સૌ રસ્તાના નિયમન ભૂલી જવાના. એનો અર્થ એ કે બધાનું સ્વાતંત્ર્ય જાળવવા દરેક વ્યક્તિના સ્વાતંત્ર્ય પર કાપ મૂકાવાનો. જો ચાર રસ્તા પર પોલીસ હાથ ઊંચો કરી વાહન વ્યવહારનું સંચાલન કરતો ઊભો હોય તો તે આપખુદીના નહિ પણ લોકસત્તાના પ્રતિક રૂપ છે. તમે કદાચ એમ નહિ ધારો. કોઈ સમજે પહોંચવાની ઉતાવળમાં હો અને પોલીસે તમારી મોટર થોભાવી હોય, તો તમે પોલીસની એ આપખુદી કે ઉદ્ધતાઈ જ ગણશો, અને તમને તમારી સ્વતંત્રતા હણાતી લાગશે. એ જાહેર રસ્તાના તમારા ઉપયોગમાં શા માટે એ માણસ માથું મારે? પણ જો જરા સ્વસ્થ થઈ શાંતિથી વિચારશો તો જણાશે કે જો તેણે તમારી બાબતમાં માથું મારવું ન જોઈએ, તો તેવી જ રીતે બીજા કોઈની બાબતમાં પણ માથું મારવું ન જોઈએ, જેનું પરિણામ એ આવે કે રસ્તો વાહનોથી ઉભરાવા માંડે અને તમે કદી એ રસ્તો પાર કરવા ન પામો. એ રીતે વિચારવાથી જણાશે કે સામાજિક વ્યવસ્થા જાળવવા તમારે તમારા વ્યક્તિ-સ્વાતંત્ર્ય પર થોડો કાપ મૂકવો જ પડશે, જે સ્વાતંત્ર્યને યથાર્થ બનાવશે.

સ્વાતંત્ર્યનો સંકુચિત અર્થ ન કરતાં વિશાળ અર્થ કરીશું, તો સમજાશે કે તે તો સૌનાં હિતો સાચવવાનું એક સુંદર સાધન છે, જેમાં કોઈનું પણ સ્વાતંત્ર્ય હણાય નહિ.

હું મને ફાવે તેમ કરવા અને વર્તવા સ્વતંત્ર છું. હું જો લાંબા વાળ વધારી, લાંબો ઝભ્ભો પહેરી, ખુલ્લા પગે બજારમાં નીકળું તો તેમ કરતાં મને કોણ અટકાવનાર છે? આવા વેશમાં જોઈને તમે મારા પર હસવા પૂરા સ્વતંત્ર છો, પણ તેવી જ રીતે હું પણ તમારા તરફ બેદરકાર રહેવા પૂર્ણ સ્વતંત્ર છું. જો મને મારા વાળ રંગવાનો, કે મૂછ વધારવાનો તરંગ આવે, અથવા તો અંગરખું, પાઘડી અને પગરખાં પહેરવાનો તર્ક આવે, અગર તો મોડી રાત્રે ઊંઘવાની કે વહેલી સવારે ઊઠવાની ઈચ્છા થાય તો, હું મારા એ તરંગ, તર્ક કે ઈચ્છા પ્રમાણે વર્તવામાં કોઈની રજા લેવા નહિ થોભું. હું વૈષ્ણવ યા તો જૈન હોઉં, છતાં મારે ડુંગળીનું શાક ખાવું કે કેમ, દાળ લસણથી વધારવી કે નહિ વગેરે વગેરેની પૃચ્છા કરવા જઈશ નહિ.

તમે વૈષ્ણવ છો કે જૈન, થિયોસોફિસ્ટ છો કે આર્યસમાજિસ્ટ, મહાસભાવાદી છો કે સમાજવાદી, વગેરે, વગેરે બાબતો મને કોઈ કહેવા નથી આવવાનું. તમે સ્વરૂપવાન સ્ત્રી સાથે લગ્ન કરો કે કદરૂપી સ્ત્રી સાથે લગ્ન કરો યા તો તમે આંતરજાતીય, આંતરપ્રાંતીય કે આંતરરાષ્ટ્રીય લગ્ન કરો તો તમને તે વિષે કોઈ પૂછવા આવવાનું નથી, તે માટે તમને સંપૂર્ણ સ્વાતંત્ર્ય છે.

આમ આ સર્વ વસ્તુ અને સેંકડો બીજી વસ્તુઓ માટે તમારે કે મારે કોઈની રજા કે મંજૂરીની જરૂર પડતી નથી. આપણે સૌને આપણું એક સ્વતંત્ર રાજ્ય છે, જેના એકમાત્ર આપણે જ રાજા છીએ, જે રાજ્યમાં આપણે ધારીએ તે અને ફાવે તે કરી શકીએ છીએ. ડાહ્યા અથવા પાગલ બની શકીએ છીએ, ક્રૂર અગર માયાળુ પણ બની શકીએ, જૂની રૂઢિ પ્રમાણે યા તો નવા વિચાર પ્રમાણે ચાલનારા તરીકે જીવી શકીએ છીએ. પણ જેવા આપણે એ રાજ્યની બહાર પગલું માંડીએ, તેવા જ આપણે બીજાની સ્વતંત્રતાનો વિચાર કરવો પડે છે. મને મોડી રાતથી તે સવારે ચાર વાગતાં સુધી ઢોલક વગાડવાની ઈચ્છા થાય છે. આમ જો હું બેચાર કલાક જોરશોરથી ઢોલક વગાડી શકું તો સંતોષ થઈ જાય તેમ છે, પણ જો હું ઘરમાં તે વગાડવા માંડું તો ઘરનાં માણસોને નહિ ગમે, અને જો ઘરની બહાર જઈ વગાડવા માંડીશ તો પાડોશી મને ભાન કરાવશે કે મારી આ ઢોલક વગાડવાની સ્વતંત્રતા તેમની શાંતિથી ઊંઘવાની સ્વતંત્રતામાં વચ્ચે આવવી ન જોઈએ. અને જગતમાં તો અસંખ્ય લોકો છે. એટલે મારે તો મારી આ સ્વતંત્રતા તેઓની સાથે બંધબેસતી કરવી જ રહી.

આમ આપણે બધા આ બધી વાતો ભૂલી જઈએ છીએ. અને બીજાને તેવી ભૂલ ન કરવા રોકવા હંમેશ તૈયાર હોઈએ છીએ.

થોડા દિવસ પહેલાં હું અંધેરીથી ચર્ચગેટ જવા ટ્રેનમાં બેઠો. વખત પસાર કરવા ખાતર કે આનંદ માટે નહિ પણ સમયનો ઉપયોગ કરી અભ્યાસ કરવા માટે જ હું એક પુસ્તક વાંચવા માંડ્યો. જો મઝા ખાતર જ તમે પુસ્તક વાંચતા હો તો તમારી આસપાસ ગમે તેવો પીંપાટ કે ધમાધમ થાય તે સહી લો. આમ તો હું પણ 'ગુજરાતનો નાથ' કે 'ચંદ્રમૌક્તિકો' જેવાં પુસ્તકો ભૂકંપના આંચકા આવતા હોય છતાંયે લહેરથી વાંચી શકું છું. પણ જો તમે તર્કશાસ્ત્રનું કે ફિલસૂફીનું

એકાદ પુસ્તક વાંચતા હો તો તમારે જરૂર સારી એવી શાંતિ આવશ્યક ગણાય, જે મને મળી ન હતી. બીજે જ સ્ટેશનેથી બે માણસો મારા કંપાર્ટમેન્ટમાં આવ્યા, અને તુરત જ જોરશોરથી વાતો શરૂ કરી દીધી. હું એક પાનું પૂરું કરી બીજું શરૂ કરવાની તૈયારીમાં હતો ત્યાં તો તેમની વાતોએ મુંબઈએ તાજેતરમાં અનુભવેલા વાવાઝોડાનું સ્વરૂપ પકડ્યું. તેમાંનો જે ભરાવદાર અને બેઠા બાંધાનો ગૃહસ્થ હતો, તેમણે હાથના અને મુખના અભિનય સહ પોતાના કુટુંબનો રસિક ઇતિહાસ ! રસિક રીતે ! વર્ણવવો માંડ્યો હતો. તે ઇતિહાસ પૂરો થાય એ પહેલાં જ એમના પુત્રે ગઈ લડાઈમાં કેવો સુંદર ભાગ લીધેલો અને તે પરથી તે લડતના નેતાઓની દોરવણીમાં રહેલી ખામીઓ અને વિચિત્રતાઓ વર્ણવી, આજના આ વ્યક્તિગત સત્યાગ્રહ વિષેની ચર્ચા ચાલી, અને છેવટે તેમાંથી આજના જગતના ચાલુ રાજકારણમાં ચર્ચા પ્રવેશી. આથી મેં તો તુરત જ મારું પુસ્તક બંધ કરી આ વાતોના વાવાઝોડા સામે ઊભા રહેવાની મારી અશક્તિ જાહેર કરી અને બારીમાંથી સૃષ્ટિસૌંદર્ય જોતો બેઠો. તેમની વાતોનાં કોઈક કોઈક વાક્યો મારા કાન પર કોઈક કોઈક વાર અથડાઈ જતાં. 'ગાંધીજીની તો હવે સાઠે બુદ્ધિ નાઠી છે;' 'ભાષણો કરવાથી કે બરાડા પાડવાથી સરકાર સ્વરાજ્ય આપી દેવાની છે કંઈ?' "હિટલર ખરો........" વગેરે વગેરે. આ પરથી તમે ટૂંકમાં વાતોનો સાર જાણી શક્યા હશો. આ અને આવી વાતો સાંભળી સાંભળી મારા તો કાન દુઃખવા આવ્યા હતા.

જો મેં તેમને હળવેથી વાતો કરવાનું કહ્યું હોત, તો મને ખાત્રી છે કે તેઓએ મને 'તોછડો......' કે આજના સભ્ય શબ્દમાં કહો તો 'અવિવેકી' કહ્યો હોત. તેઓ તો એમ જ માની બેઠા હોય છે કે તેમની આવી રસિક વાતો સાંભળવા સિવાય બીજાને બીજું કશું કરવાનું જ ન હોઈ શકે. તેઓનું જો ચાલતું હોત તો વધુમાં તેઓ તો એમ પણ ફરજ પાડવા તૈયાર હતા કે તેમની આવી રસિક અને માહિતીપૂર્ણ વાતોએ એ ટૂંકી સફર આનંદમયી બનાવેલી. તે જરૂર સજ્જન હશે. પણ તેમનામાં જે કંઈ ખોટ હતી, તે સમાજની દૃષ્ટિએ વિચારવાના અભાવની.

બીજાના હક કે લાગણીઓ વિષે વિચારતાં શીખવું એ સમાજજીવનની તાલીમના પાયારૂપ ગણી શકાય. આ બાબતમાં સ્ત્રીઓ હજુ આગળ વધી શકી નથી, એવો સામાન્ય રીતે આરોપ મુકાય છે. આ લેખકને એવો અનુભવ ઘણીએ વાર થયેલો છે, એટલે જ ઘણી નમ્રતાપૂર્વક અને વિવેકપુરઃસર પણ કહેવું પડે છે કે એ આરોપ ખોટો નથી.

મને લાગે છે કે નાના માણસો (ઊંચાઈમાં નહિ હો!) અને શાંત માણસોના હકો પણ, લઘુમતિ કોમના હકો જળવાય છે તેમ, જળવાવા જરૂરી છે. જ્યારે હું મોટરના કાન ફાડી નાખે તેવા હોર્ન સાંભળું છું, ત્યારે ખરેખર મને હિટલરનાં બોંબધારી વિમાનો પોલાંડ પર ઊતરી પડ્યાં તે વખતની કલ્પના આવી ચડે છે. તેમને આવાં હોર્ન વગાડતાં કે વાપરતાં કોણ અટકાવી શકે તેમ છે!

મારી સામેના ઘરમાં રહેતા ગૃહસ્થ થોડા દિવસથી એક ગ્રામોફોન લાવ્યા છે. તેઓ સાહેબ રોજ બપોરે 'તુમહી ને મુઝકો પ્રેમ સીખાયા' કે 'પ્રેમનગરમેં બનાઉંગી ઘર

મેં'. અગર એવી જ સીનેમાજગતની ગાયનોની રેકર્ડો વગાડી પોતાના ઘરમાં મૂલ્યવાન એવા એક ગ્રામોફોનનું અસ્તિત્વ જાહેર કરે છે, અને એ ગાનથી આખી ચાલને અને શેરીને ગજવી મૂકે છે. આવી બાબતોમાં વ્યક્તિ સ્વાતંત્ર્યના હકના ઉપભોગમાં કયાં આગળ મર્યાદા બાંધવી ? ફરી ઢોલકનું દૃષ્ટાંત લઈએ. કોઈએ કહ્યું છે કે દરેક વ્યક્તિને કોઈ પણ વાદ્ય શીખવાનો પૂરેપૂરો અધિકાર છે. પણ તે ઢોલક પર હાથ અજમાવી, તેના કર્કશ અવાજથી પડોશીના કાન ફોડી નાખવાનો તો અલબત્ત તેને અધિકાર નથી જ. આ જ વસ્તુ પણ ગ્રામોફોનની બાબતમાં લાગુ પડે છે. તમને ગ્રામોફોન ગમતું હોય તો તે રાખવાનો તમને સંપૂર્ણ હક છે, પણ સાથેસાથ તમારા પાડોશીની શાંતિ ભંગ ન કરવાની પણ તમારી ફરજ છે. તમને 'તુમહીને મુઝકો પ્રેમ સીખાયા' કે 'પ્રેમનગરમેં......' રેકર્ડ ગમે તેટલી પ્રિય હોય, છતાં તે તમારા પડોશીને પણ તેટલી જ પ્રિય હોવાનું કશું પ્રયોજન નથી. તેમને બપોરે શાંતિથી આરામ લેવો હોય તો ?

એવા ઘણા દાખલા મળી આવશે કે જેમાં એકની સ્વતંત્રતા બીજાની સાથે અથડાય, જે માત્ર પરસ્પરની સમજુતીથી જ પતાવી શકાય. મારા એક મિત્ર ગિરગાંવ પરના એક મકાનના પહેલા માળે એક સુંદર બ્લોકમાં રહે છે. તેમનો સ્વભાવ જરા જરામાં ઉશ્કેરાઈ જાય તેવો છે. જ્યારે હાર્મોનિયમના બેસુરા સૂર બજાવતું ભિખારીનું વૃંદ ચાલમાં પ્રવેશે છે, ત્યારે તેઓ સાહેબનો આવેશ કાબુમાં રહી શકતો નથી, અને તુરત જ ગર્જી ઊઠે છે. 'એમ ચોરટાઓ ! અહીંથી બહાર નીકળો. તમને સા......' હવે તેમની જ બાજુમાં એક ધાર્મિક અને માયાળુ બાઈ રહે છે. તેમને હાર્મોનિયમ સાથે બજતાં ભજનો સાંભળવા ખૂબ ગમે છે, અને તે પેલા ભિખારીને બોલાવે છે. અહીં કોની સ્વતંત્રતા બીજાથી ઊતરતી કે ચડતી ગણવી ? આ બાબતમાં હું કંઈ નહિ કહું. હાર્મોનિયમ ગમવું અને ન ગમવું, એ બન્ને વસ્તુ સરખી જ મહત્ત્વની છે.

મને લાગે છે કે આજની દુનિયામાં કોઈ સંપૂર્ણ અરાજકતા ( Anarchism ) અગર તો સંપૂર્ણ સમાજવાદ ( socialism ) સ્થાપી શકશે નહિ. — પણ એ બન્નેના મિશ્રણરૂપ વચ્ચેની સ્થિતિ શક્ય છે. આપણે બન્ને અધિકારોને સાચવવા પડશે વ્યક્તિ સ્વાતંત્ર્ય અને સમાજ સ્વાતંત્ર્ય, આપણે એક તરફથી ગાંધીવાદીઓને સંભાળવાના છે, જ્યારે બીજી તરફથી કહેવાતા સમાજવાદી કે અનિયમમાર્ગીઓથી ચેતતા રહેવાનું છે. હું તો નથી સમાજવાદી કે નથી ગાંધીવાદી, પણ હું મધ્યમ પ્રતિપદા માર્ગનો ઉપાસક – બન્નેની વચ્ચે સમાધાન ઈચ્છનારો.

હું મારા બાળકને આ નિશાળમાં ભણાવું કે પેલી શાળામાં, તેને વિજ્ઞાનનું જ્ઞાન આપું કે અર્થશાસ્ત્રનું, તેને ફૂટબોલ રમાડું કે ક્રિકેટ, અને આવી જ કોઈ બાબતમાં કોઈ સત્તા કે સરકારને માથું મારવા દઈશ નહિ. કારણકે આ વ્યક્તિગત – અંગત પ્રશ્ન છે. હું મારા બાળકને ગમે તે અને ગમે તે શાળામાં શિક્ષણ અપાવી શકું છું. પણ જો હું મારા બાળકને શિક્ષણ જ આપવાનો ઇન્કાર કરું, અને તેને પ્રાથમિક દશામાં રહેતા જંગલી મનુષ્યની જેમ ઉછેરવા વિચાર કરું, અગર કોઈ લુંટારૂની ટોળીમાં મૂકી દઉં, તો તે વસ્તુ સમાજ જરાયે સહેવી લેવા તૈયાર નથી તે વિવેકપૂર્વક છતાં દઢતાથી કહેશે કે જો તારે તારા બાળકને જંગલી કે લુંટારો બનાવવો હોય તો આ સમાજમાં તારે માટે સ્થાન નથી. અને તારે જો એ સમાજમાં રહેવું હોય તો, તને ગમે કે ન ગમે, ઇચ્છાએ કે અનિચ્છાએ પણ,

મારે મારા બાળકને ચોક્કસ શિક્ષણ તો આપવું જ પડશે. મને મારા પડોશીને ત્રાસ રૂપ કે સમાજને ભાર રૂપ થઇ પડે એ રીતે મારા બાળકને ઉછેરવાનું બેશક સ્વાતંત્ર્ય નથી જ.*

લાલચંદ

## બકરીનું દૂધ

હિન્દુસ્તાનની દરેક વ્યક્તિ જાણે છે, કે ગાંધીજી બકરીનું દૂધ પીએ છે. ઘણાં લોકો સવાલ કરે છે, કે ગાંધીજી ભેંસ અને ગાયના દૂધને બદલે બકરીનું દૂધ કેમ ઉપયોગમાં લે છે? એનો ઉત્તર ગાંધીજીએ શો આપ્યો છે એ આપણે જાણતા નથી, પરંતુ તાજેતરમાં અમેરિકાના એક વિખ્યાત દાક્તર ડગ્લાસ થોમસે, બકરીના દૂધનો સતત ઉપયોગ કર્યા પછી, એવો મત પ્રદર્શિત કર્યો છે, કે અન્ય ચીજોની સ્પર્ધામાં બકરીનું દૂધ સર્વશ્રેષ્ઠ અને સર્વોત્તમ છે. દાક્તરે થોમસના અભિપ્રાય મુજબ બકરીના દૂધમાં એવા ક્ષારો મળી આવે છે, જે માનવીના સ્વાસ્થ્યને માટે ઘણા જ લાભદાયી છે.

દાક્તર થોમસ જણાવે છે, કે બકરીના દૂધમાં પ્રોટીન વિશેષતઃ પ્રમાણમાં જોવામાં આવે છે, જે હાડકાંઓની ખીલવણી અને દાંતોની મજબુતી માટે ખૂબ જ જરૂરી ચીજ છે. આંખોના બારીક અને નાજુક વિભાગોના જતન માટે પણ પ્રોટિન બેહદ લાભદાયક અને આવશ્યક છે. આ ક્ષારના ઓછપને કારણે આંખોની અનેક બિમારીઓનો ઉદ્‌ભવ થવા પામે છે.

વધુમાં, તે દાક્તર મહોદય લખે છે, કે મેગ્નેશિયમ એક એવી વસ્તુ છે, જે ખાસ કરી બરડાના હાડકાંને ખૂબ શક્તિ અર્પે છે. આ અંશ બકરીના દૂધમાં મોટા પ્રમાણમાં મળી આવે છે. મેગ્નેશિયમની ઓછપના કારણે મનુષ્ય ખૂંધો થઈ જાય છે. મનુષ્યની તંદુરસ્તીની નિર્ભરતા બરડાના હાડકાંની મજબુતી ઉપર છે. મેગ્નેશિયમ શક્કરજન, બદામ, લિંબુ, નાળિયેર, ખજૂર, દ્રાક્ષ, આલુ, ઘઉં, મકાઈ, પાલક અને ઈંડાંની જર્દીમાં પણ મળી આવે છે. એ કારણે એનો ઉપયોગ કરવો પણ લાભકારક છે.

તે દાક્તર વધુમાં ઉમેરે છે, કે સોડિયમ જેવો ક્ષાર પણ બકરીના દૂધમાં સારા પ્રમાણમાં મળી આવે છે. આ ક્ષાર શરીરનાં ઝેરીલાં તત્ત્વોનો નાશ કરવામાં ઉપયોગી ફાળો આપે છે. દુનિયામાં કેવળ બકરી જ એક એવું જાનવર છે, જેને ક્ષયનો રોગ થતો નથી, અને એ કારણે બકરીનું દૂધ ઉકાળ્યા વિના વાપરી શકાય છે. બાળકોને બકરીનું દૂધ ગરમ કર્યા વગર આપવું જોઈએ. બકરીના સ્તનો દ્વારા દૂધ પીવું વિશેષ લાભદાયક અને ગુણકારી છે. જો બકરીના સ્તનોને કેવડાનો સત્વ મિશ્ર કરેલા પાણીથી ધોઈ લેવામાં આવે અથવા બકરીના દૂધમાં કેવડાના સત્વનાં થોડાંક ટીપાં મેળવી લેવામાં આવે તો એમાંથી આવતી વાસ પણ નષ્ટ થવા પામશે. વળી એ સિવાયના વિટામિન્સ પણ બકરીના દૂધમાં સારા પ્રમાણમાં જોવામાં આવે છે. જો બકરીના દૂધમાં સાકર કે ખાંડને બદલે ચોખ્ખું મધ મેળવીને પીવામાં આવે તો તે ખૂબ જ ગુણકારી અને સ્વાદિષ્ટ બની જશે. લોકો બકરીના દૂધનો નાસ્તાને બદલે ઉપયોગ કરશે તો તેઓ એક માસની અંદર પોતાની તંદુરસ્તી અને ચહેરાની રંગતમાં આશ્ચર્યકારક પ્રગતિ થયેલી જોઈ શકશે. એ જ કારણ છે કે ગાંધીજી બકરીના દૂધનો છૂટથી ઉપયોગ કરે છે.

(ઉર્દૂ 'રોશનાઈ'માંથી) ઈમામુદ્દીન સદરૂદ્દીન દરગાહવાલા

* એ. જી. ગાર્ડિનરના એક અંગ્રેજી લેખ ઉપરથી સૂચિત

છતાં 'પ્રાચીન સાહિત્ય' વાંચ્યા પછી જે ગંભીર રસાર્દ્ર વિવેચનની અપેક્ષા રહે છે તે આ પુસ્તકથી સંપૂર્ણ રીતે તૃપ્ત થતી નથી. 'સૌન્દર્યબોધ' અને 'સાહિત્યસૃષ્ટિ' એ તો ઉપરોક્ત પુસ્તકની કોટિના નિબંધો છે, છતાં તેની અસર તેટલી ઊંડી થતી નથી. તેનું કારણ એ લાગે છે કે અનુવાદકર્તાએ કવિવરનાં વક્તવ્યને ગુજરાતીમાં ઉતાર્યું છે, પણ કવિવરની ભાષામાં જે લય અને માધુર્ય છે તે ગુજરાતીમાં ઉતારવામાં શ્રી. આચાર્યને પૂરી સફળતા મળી નથી. પુસ્તક જે કાંઇ અસર કરી જાય છે તે તેની મૂલ વસ્તુની સુંદરતાને લીધે.

પુત્રજન્મઃ—લેખકઃ શ્રી ગુણવંતરાય આચાર્ય. પ્રકાશકઃ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિંમતઃ અઢી રૂપિયા.

શ્રી. ગુણવંતરાય આચાર્યની આ વિચિત્ર સામાજિક નવલકથા છે. મનથી માની લીધેલા પતિ માટે સ્ત્રી કાંઇ સહન કરે તે તેની મૂર્ખાઈ છે એ જાતની વિશિષ્ટ વિચારસરણી લેખકે તેમાં રજુ કરી છે.

નવલકથાની નાયિકા અંજની પિતાની વિરુદ્ધ જઇને ગામડામાં દેવીપ્રસાદ નામના ગરીબ પતિ પાસે ચાલી જાય છે. ત્યાં ગયા પછી તેને ખબર પડે છે કે દેવીપ્રસાદ અપંગ અને અર્ધાંગ છે. અંજની તેને સાજો કરવા ગામેગામ ભટકે છે, વૈદ્યો શોધે છે, છેક હિમાલય સુધી તેને લઈ જાય છે. પતિ અંતે જુવાન અને સશક્ત બને છે, પણ તેમાં અંજનીની કાયા ઘસાઇ જાય છે, એ વૃદ્ધ જેવી બની જાય છે.

ત્યાં સુધી તો વાર્તા ઠીક ઠીક ચાલે છે. પણ પછી દેવીપ્રસાદ સાવ પામર આદમી નીવડે છે. અંજની તેને માતા જેવી લાગે છે, કારણકે અંજનીમાં રૂપ નથી રહ્યું, જુવાની નથી રહી. અંજનીને તે કાઢી મૂકે છે, શરાબ પીએ છે, ફાવે તેમ વર્તે છે.

નવલકથાની જુસ્સાભરી પ્રસ્તાવનામાં લેખકે કહ્યું છે કે આપણા લગ્નનો આદર્શ જુદો છે. એ આદર્શ પ્રમાણે હિંદુ સ્ત્રી જો પતિની સાચા દિલથી સેવા કરે તો તે પત્નીને બદલે માતા જેવી બની જાય. એટલે અંજનીનું વર્તન જાણે કે ભૂલભરેલું હોય તેમ લેખક ગણાવતા લાગે છે અને નવલકથાના પામર નાયકની પીઠ થાબડતા હોય તેવી અદાથી પ્રકરણો આગળ ચલાવે છે.

એ વિચારસરણી એટલી ગૂંચવણભરેલી અને કઢંગી છે કે અંતે લેખકને પોતાનાં મંતવ્યોથી ઊંધી જ રીતે ઉકેલ લાવવો પડયો છે. અંજનીની બહેન લીલા દેવીપ્રસાદને સજા કરવા તેની પાસે જાય છે, અને તેને ફસાવીને તેની માલમિલકત હાથ કરી લે છે. તે સાથે જ આગમાં દેવીપ્રસાદ અપંગ બની જાય છે. લીલા પણ અપંગ બને છે. અંજની વળી પાછી પતિની સેવા કરવા આવી પહોંચે છે. અપંગ લીલાનો હાથ તેનો નવનીત સ્વીકારી લે છે.

અંજનીની માતા મહાલક્ષ્મી, જદુરામ મહારાજ, ભોળો ગામડિયો રૂખડ, મોહનભાઈ, રામભાઈ, સરલ નવનીત, દક્ષીસમાજે લીલા વગેરે વાસ્તવિક પાત્રો છે. ગામડાંનું વાતાવરણ કુશળતાથી આલેખાયું છે. લીલા અને નવનીતની ચર્ચાઓ વાર્તામાં હાસ્યનાં છાંટણાં પૂરે છે. લેખકની શૈલી જુસ્સાભરી અને વેગવાન છે. પણ લેખક વાર્તાના પ્રવાહમાં ઢંગ પલટા લાવ્યા છે, હિમાલયના જ્વાળામુખી અને ધરતીકંપના ચમત્કાર લાગ્યા છે. અને એક નમાલા

નાયકનું દૃષ્ટાન્ત લઈને લેખકે લગ્ન વિશેની વિકૃત વિચારસરણી સાબીત કરવા જોસભેર પ્રયત્ન કર્યો છે તે વાર્તાને અનાકર્ષક બનાવી મૂકે છે.

લેખક કહે છે કે આર્યલગ્ન "લોકોની આંખે અવળા પાટા બાંધનારી એક કારમી ઇન્દ્રજાળ છે...પતિને પરમેશ્વર સમજીને સ્ત્રી સેવા કરે...તો સ્ત્રી એ માતા બને. પતિ એ પુત્ર બને." વગેરે. પણ દેશને સદ્‌ભાગ્યે આર્યલગ્ન એ લેખક કહે છે તેવી ઇન્દ્રજાળ નથી, તેમ એ લેખક કહે છે તેવી "માત્ર સ્વાભાવિક જાતીય આકર્ષણમાંથી નીપજતી જરૂરત" પણ નથી. વળી આજે સ્ત્રીઓ પતિને પરમેશ્વર ગણવા માટે પરણતી હોય એવું પણ સાંભળવામાં આવતું નથી. અને સ્નેહથી સેવા કરનાર સ્ત્રીને માતા ગણે એવા અષ્ટાવક્ર સ્વભાવના પતિ શ્રી. આચાર્યની કલ્પનામાંથી હજી પહેલ વહેલા જ પ્રગટ થયા છે. એટલે, એમ જ લાગે છે કે એક અર્થહીન તરંગ પાછળ ફોગટ ગુસ્સો કરીને લેખકે આ વાર્તા લખવા જેટલો ભારે પરિશ્રમ લીધો છે.

તુલસીક્યારો:—લેખક: શ્રી ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય : રૂ. અઢી.

શ્રી. મેઘાણીની આ નવી સામાજિક નવલકથા છે. 'વેવિશાળ'માં તેમણે જેમ વણિક કુટુંબની ભૂમિકા લઇ કથા રચી હતી તેમ અહીં બ્રાહ્મણ સંયુક્ત કુટુંબની આસપાસ તેમણે વાર્તા રચી છે.

ભાસ્કરભાઈ નામના મિત્રની મદદથી પરણેલાં પ્રોફેસર વીરસુત અને તેની પત્ની કંચન અમદાવાદ જુદાં રહે છે. વીરસુતના તેડાવ્યાથી તેની ભાભી ભદ્રા અમદાવાદ જાય છે અને ત્યાં જઈ એ પરિણિત શિક્ષિતોનાં રોજનાં કંકાસ, રીસામણાં મનામણાં ને ગાળાગાળીની સાક્ષી બને છે. ઠીક સપાટી પરનું જીવન જીવતાં અને હાથે કરીને જીવનમાં દુઃખના વંટોળ અકારણ ઊભા કરતાં આપણાં શિક્ષિતોના ગૃહસંસાર વિશે 'માણી આવ્યાં' જેવાં પ્રકરણમાં સુંદર કટાક્ષ છે. ભાસ્કર અને કંચન વધારે નિકટતા મેળવે છે. અંતે ભાસ્કર માંદા વીરસુતને માર મારે છે. કંચન ભાસ્કર સાથે ચાલી જાય છે.

ત્યારે વીરસુતના પિતા સોમેશ્વર માસ્તર તથા અંધ જ્યેષ્ઠારામ મામા અમદાવાદ આવે છે. કંચનને પાછી લાવવાના પ્રયત્નોમાં પહેલાં તો એ ફાવતા નથી, પણ કંચનનું નારીહૃદય અસ્વાભાવિક જીવનથી થાકે છે. ભાસ્કર પરનો રોષ અનુક્રમે વધતો જાય છે. તેમાંય વીરસુતનો આગલી સ્ત્રીથી થયેલો પુત્ર દેવુ 'બા !' શબ્દથી કંચનના માતૃત્વને જગાડી જાય છે. દવાખાનામાં કંચન અને સોમેશ્વર માસ્તર મળે છે. કંચનની ભૂલને ઉદાર દિલે જતી કરીને વૃદ્ધ સોમેશ્વર તેને પોતાને ગામ લઈ જાય છે. અને ફરીથી સંયુક્ત કુટુંબની મીઠી છાયામાં કંચન ગૌરવભર્યું સ્થાન પામે છે. વિલાયત ગયેલા વીરસુતના હૃદયમાં ફરી કંચન માટે સ્નેહ જાગે છે. દુઃખનાં વાવાઝોડામાંથી પસાર થયેલો એ સ્નેહ વધારે ઊંડો, વધારે ગંભીર, વધારે ચિરંજીવ છે. વસ્તુ આખું સરલ અને ગતિમાન છે, તેથી વાર્તા સુવાચ્ય બની છે.

કંચન, વીરસુત અને ભાસ્કરભાઇની પ્રણયત્રિપુટી, વયોવૃદ્ધ સોમેશ્વર અને વ્યવહારદક્ષ જ્યેષ્ઠારામ, ગાંડી યમુના, વત્સલ ભદ્રા શરથતી ભૈજી, અનસુ, દેવુ વગેરે નવલનાં સજીવ સુરેખ પાત્રો છે. તેમાં દિયરની દુઃખભાગી થનારી સ્નેહાળ ભદ્રા અને કુનેહપૂર્વક કુટુંબનું સુકાન હાથમાં રાખતા સોમેશ્વર માસ્તર હમેશને માટે યાદ રહે તેવાં પાત્રો છે.

જેને લેખકે એક વાર જ્યારબિલાડા સાથે સરખાવ્યો છે તે ભાસ્કરના મનમાં પાછળથી જે પરિવર્તન થાય છે તેનું નિરૂપણ સચોટ નથી થયું. શ્રી. મેઘાણીની 'નિરંજન' નામની વાર્તામાં દિવાન સાહેબને 'અભ્યન્તર' શબ્દ વારે વારે વાપરવાની ટેવ હતી. તેમ અહીં સોમેશ્વર ડોસા 'બરકમદાર' શબ્દ પાછળથી વાપરવા માંડે છે; પણ તે શબ્દની પુનરુક્તિ વધારે પડતી થાય છે. પૃ. ૩૨૬ પરની જેષ્ઠારામ અને સોમેશ્વરની તેમના પિતા વિશેની વાતોમાં સુરુચિનું ધોરણ નથી જળવાયું. પૃ. ૩૨૬ પરનું અંગ્રેજી અવતરણ ભૂલવાળું છે. પૃ. ૨૫૧ પર 'ધાએ ચડાવેલી'માંની જેષ્ઠારામની જીવન ફિલસૂફી જૂનવાણી દેખાય છે, છતાં તે સાવ સાચી છે.

'ગૃહદાહ'માં શરદ્‌બાબુએ જે વસ્તુ આલેખી હતી – મિત્રપત્ની અચલાને સુરેશ ઉપાડી જાય છે – તે આ નવલમાં શ્રી. મેઘાણીએ હાથ ધરી છે. પણ અચલાથી કંચન અનેક રીતે જુદી પડે છે. અચલાના જીવનમાં જે ગંભીર ઊંડાણ શરદ્‌બાબુએ દર્શાવ્યું છે તેવું ઊંડાણ કંચનમાં નથી, જો કે 'તુલસીક્યારા'માંનો સમાજ પણ 'ગૃહદાહ' જેટલો નિષ્ઠુર લાગણીશૂન્ય નથી. સોમેશ્વર તથા ભદ્રા કંચનને સાચવી લે છે, તેના દોષો ધોળીને પી જાય છે. ભાસ્કરનું બાળક પણ એ સંસ્કારી કુટુંબમાં જીવી શકે છે, સહુના સ્નેહનું પાત્ર બને છે.

તુલસીક્યારો એટલે આપણું સંયુક્ત-કુટુંબ. એમાં ભદ્રા જેવી વત્સલ વિધવા સન્માન પામે; યમુના જેવી અનાથ નારીને તેમાં આશ્રય મળે; જ્યેષ્ઠારામ જેવા અપંગ તેમાં નભી શકે. સોમેશ્વર માસ્તર જેવા વ્યવહારદક્ષ અને વ્હાલસોયા વૃદ્ધની છત્રછાયા નીચે અનસૂ, દેવુ જેવાં બાળકો આનંદથી મોટાં થાય. કંચન અને વીરસુત જેવાં ભૂલો કરે તો પણ એ ભૂલો સુધારી શકાય. આ નવલમાં શ્રી. મેઘાણીએ એ રીતે સંયુક્ત કુટુંબની સંસ્થાને તુલસીક્યારા જેવી સુખદ અને માંગલ્યપૂર્ણ નિરૂપી છે. વ્યક્તિસ્વાતંત્ર્યના નામે હવાઈ ખ્યાલોમાં વિહરતા આપણા જમાનાને એ રીતે આ પુસ્તક વિચારપ્રેરક નીવડશે. નાથાલાલ દવે

## આશીર્વાદ

[ મ. ભૂ. ૫ને 'પ્રભાત નર્મદા' મળતાં; તા. ૨૧-૨-૧૯૪૧, મુંબાઈ. ]

— આર્યા —

ભૂ ૫ તું સુભાનવાડી તૂં દક્ષિણ ઉત્તર હું થકી રેવા;
ફારસિ છંદાર્ણતરે મગન તું, હૂં સંસ્કૃત સબળો.
જવાન તૂં તેજસ્વી વેગીલો તરલ પારદ શો;
વૃદ્ધ હું ઝાંખો ધીરો યદિ મક્કમ તામ્રનો સેળ.
ક્ષિતિજવિહારી દગ તુજ રસગત શુદ્ધા ગમ મ્હારી તો,
ખેંચાયે અન્યોન્યે તો યે, નિર્જેતર ગુણરાગે.
સંભ્રમ વધાવું ત્હારો મયગલ છંદિલ ગિરિચર જંગલનો;
લ્હેરી, આશિષ દઉં છું અણુનમને મગન કવિ સ્નેહે.

બલવન્તરાય ક. ઠાકોર

ટિપ્પણ: મગન, મગ્ન, બળ એ શબ્દોમાં શ્લેષ છે. સુભાનવાડ અંકલેશ્વર ગામની એક શેરી છે. છંદ + અર્ણવરે = છંદાર્ણવરે. 'શુદ્ધા : મોતનો અંધારો ગાળો ખૂણો. ખેંચાયે = ખેંચાઈએ'. અણુનમન, ભાવવાચક છે.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૨ | વૈશાખ-જેઠ : ૧૯૯૭ | અંક ૧-૨


## દીક્ષાન્ત ભાષણ


આચાર્ય શ્રીક્ષિતિમોહન સેન



[ ગતાંકથી ચાલુ ]


આ વ્રત વિરાટ છે, કઠણ છે. કિન્તુ ભયનું કાંઈ કારણ નથી. તમે યોગ્ય ગુરુઓના હાથે યોગ્ય શિક્ષણ મેળવ્યું છે. એટલે સમસ્ત અતીતનો જ્ઞાનભંડાર તમારા અંતરમાં સંચાલિત થઈને તમને માર્ગ બતાવશે. બીજા પણ બે ગુરુઓ તમારી અત્યન્ત નિકટ સદા હાજર છે: એક સ્થાણુ ગુરુ હિમાલય, બીજા જંગમ ગુરુ ગંગા. એ બંને ગુરુઓની દીક્ષા જો તમે સમન્વિત કરી શકો તો તમારી દીક્ષા પૂર્ણ થશે.

નાઈલ નદી જેમ મિસર દેશનો પ્રાણ છે તેજ પ્રકારે ગંગા ભારતવર્ષનો પ્રાણ છે. માથી અમને દેહ પ્રાપ્ત થયો છે, પ્રાણ પ્રાપ્ત થયા છે—માતા ગુરુની પણ ગુરુ છે. ગંગાથી અમારા આ દેશને કાયા પ્રાપ્ત થઈ છે, અને આજ પણ એ જ માતાના સ્તનનું પાન કરીને જીવી રહ્યો છે. અચલ અટલ હિમાલયે અમને ધ્યાનની દીક્ષા આપી છે. અને ગંગા આપે છે પ્રેમ અને સેવાની દીક્ષા. અટલ ધ્યાનની સાથે જ્યારે નિત્ય સેવાનું મિલન થશે ત્યારે જ અમારી મુક્તિ થશે.

વૃક્ષમાં આ બે સાધનાઓનું આશ્ચર્યજનક સમન્વય છે. તેનું મૂળ અંદરથી અતલનો રસ ચૂસે છે અને તેની શાખા અને પલ્લવ, ફૂલ અને ફળ, છાયા અને શીતલતા પ્રતિદિન પ્રાણીમાત્રની સેવામાં લાગી રહ્યાં છે. એ બંનેમાં ક્યાંય પણ વિરોધ જાગતો નથી. પરમ સત્યે પોતાને એ ભાવથી પ્રકાશિત કર્યું છે—દ્વેધા પાલયન્‌ । એ જ પ્રમાણે સાધકે પણ પરિપૂર્ણ સાધનાને માટે એ બંને ભાવોનો સ્વીકાર કરવો જ પડશે.

ગંગાના તીરે મોટાં મોટાં નગર, રાજ્ય–સામ્રાજ્ય ઇતિહાસ, જ્ઞાન સાધના બધું જાગૃત થઇ ગયું છે. માનવ–માનવની વચ્ચે ગંગાએ યોગ–સ્થાપન કર્યો છે: જ્યાં પ્રાણની દીનતા છે ત્યાં આ ગંગાએ પ્રાણનો સંચાર કર્યો છે. ગંગાના પ્રવાહે પ્રવાહે સમુદ્રમાં જાઓ, સારા વિશ્વની સાથે તમારો યોગ સ્થાપિત થઈ જશે. એટલે ગંગા પરમ–મુક્તિદાત્રી છે. એના તીર ઉપર કેટલાં તીર્થ છે, કેટલાં દેવાલય છે, કેટલા આશ્રમ છે. આ પ્રકારની પ્રાણમયી ગતિશીલ દીક્ષા બીજા કયા ગુરુ આપી શકે તેમ છે?

દેવાલયનાં દ્વાર બંધ કરીને પંડાઓ કે પુરોહિતો પોતાનો વ્યવસાય ચલાવે છે. પણ ગંગાનાં દ્વાર કોણ બંધ કરી શકે? શ્રીમંત, ગરીબ, ઊંચ, નીચ બધાને માટે આ મહા-ગુરુનાં દ્વાર સદા ખુલ્લાં હોય છે. એ ગુરુને ત્યાં વર્ણભેદ નથી. ઊંચ નીચ બધાને ત્યાં સ્થાન મળી રહે છે અને તેની પાસેથી પ્રાણમયી દીક્ષા મેળવે છે.

ગંગા પાસેથી એક બીજું પણ અપૂર્વ શિક્ષણ લેવાનું છે. બધા જીવોની સેવામાં રાતદિન રહ્યા છતાં પણ ગંગા એક ક્ષણને માટે પણ, અસીમ સમુદ્ર તરફ પ્રયાણ કરવાની પોતાની યાત્રા ભૂલતી નથી. તેનાં દિવસભરનાં કાર્યો તેના નિત્ય કર્તવ્યનાં પ્રતિદ્વંદ્વી નથી. તેના દૈનિક અને શાશ્વત કર્તવ્ય વચ્ચે કોઈ વિરોધ નથી. એ જ પ્રમાણે એવું હોવું જોઇએ કે તમારી સાધના પણ દૈનિક કર્તવ્યને તુચ્છ ન સમજે અને સાંસારિક આદર્શ તમારા શાશ્વત કર્તવ્યને ઉપહાસયોગ્ય ન સમજે. મનુષ્યના અંતરમાં જ દૈનિક અને શાશ્વત સાધના વચ્ચે વિરોધ ઊભો થાય છે. પણ સકલ સૃષ્ટિ એ વાતની સાક્ષી છે કે એ વિરોધ મિથ્યા છે. પૃથ્વી એકી સાથે પોતાની દૈનિક અને વાર્ષિક ગતિથી ફરી રહી છે. કર્મ અને પૂજા વચ્ચે કોઇ જ વિરોધ નથી, એ શિક્ષણ તમને ગંગા આપી રહી છે.

સમસ્ત જીવ જન્તુ અને લોકસમૂહને તૃપ્ત કર્યા પછી જે કાંઇ બાકી રહી જાય છે તે લઈને, ગંગા સમુદ્ર પ્રતિ પોતાની શ્રદ્ધાંજલિ અર્પણ કરવા દોડી જાય છે. એ અપૂર્વ પૂજાની ગુરુ ગંગા છે. ક્ષુદ્ર ગુરુઓ એમ કહ્યા કરે છે કે દેવતાઓને ઉચ્છિષ્ટ નહિ આપવું જોઇએ; કિન્તુ મહાગુરુ ગંગા તો કહે છે કે બધાને તૃપ્ત કર્યા પછી જે કાંઇ બાકી રહે તે વડે જ અનન્તની પૂજા થઇ શકે. એ વિષયે રવીન્દ્રનાથે કહ્યું છેઃ

সবারে বঞ্চিত করি, তব পূজা নহে।

(નૈવેદ્ય ૪૪)

બધાને વંચિત કરીને તમારી પૂજા નહિ થઇ શકે।

બીજાને અપવિત્ર અગર અસ્પૃશ્ય બનાવીને જે અમારી પવિત્રતા નભે છે; ગંગાનો મહિમા એ છે કે તે બધાને પવિત્ર કરે છે—એટલા માટે તો તે પતિતપાવની કહેવાય છે. જે કોઇ ધારા, પછી તે ગમે તેટલી મલિન કેમ ન હોય, એક વાર ગંગાને આવી મળે છે કે તે પવિત્ર બની જાય છે. આપણી આ સામાજિક અવદશામાં, શું આપણે ગંગાના આ મહત્ત્વપૂર્ણ શિક્ષણને ગ્રહણ કરવા અસમર્થ જ રહીશું?

ગંગા એ બધાથી પૂજાતી દિવ્ય ધારા છે. છતાં તે બધાથી નમ્ર છે, બધા આગળ વિનીત છે—પગની નીચે થઈને જ વહી જાય છે. નિમ્નતમ ધારાઓને બહેન બનાવીને તે ચાલી છે એટલે પ્રત્યેક ધારા તેનામાં આવીને મળી ગઈ છે. એનું પરિણામ એ આવ્યું છે કે પોતાની સાધનાના માર્ગમાં ગંગા જેટલી અગ્રેસર રહી શકી છે તેટલી જ તે પુષ્ટ પણ થઇ શકી છે. એટલી જ તે ગંભીર પણ બનતી ગઈ છે. તમે પણ આ જ શિક્ષણ ગ્રહણ કરો. નમ્ર બનો, નિરભિમાન બનો, સર્વ પ્રકારના અહંકારનો ત્યાગ કરો. ત્યારે જ તમારી સાધના પ્રતિદિન શક્તિશાળી બનશે. ભૂલશો નહિ કે જે સર્વ ચરાચરના ગુરુ છે તે જ પૃથ્વી બનીને આપણા બધાના પગોની નીચે પડી રહી છે, આપણી પ્રતિષ્ઠા બની રહી છે.

આ ગંગાનો કેવો અપૂર્વ પ્રેમ છે. પિતૃગૃહ હિમાલયમાં તેનામાં જેટલી શીતલતા હતી તેટલી જ નિર્મલતા પણ હતી. અધમ સંતાનોના પ્રેમમાં તેણે તેમના તાપ, તેમનું મલિનપણું સ્વીકાર્યું અને તેમને પવિત્ર બનાવ્યા, નિર્મલ બનાવ્યા. એવા દિનો ક્યારે આવશે કે જ્યારે અમે લોકો એનું આ શિક્ષણ ગ્રહણ કરીશું ? જે સાત્વિકતા અને શુચિતા આ સંસારના સર્વ જીવોનાં દુઃખ દુર્ગતિ મલિનતા દૂર કરવામાં વપરાઈ રહ્યાં છે તે એક આધ્યાત્મિક વિલાસિતા જ છે. એવી આદર્શ વિલાસિતા દ્વારા ગંગા અમને મુક્તિનું દાન કરો.

આ પ્રકારના જીવન્ત મહાગુરુના તીર પર બેસીને તમે દિનરાત સાધના કરી છે, એ તપસ્યા જો તમારા જીવનમાં સત્યરૂપે નહિ હોય તો તમે કયી રીતે સાચા સ્નાતક થઇ શકવાના હતા ? તમારી અસલી ગુરુ-દક્ષિણા તો ચૂકવવી બાકી જ રહી ગઇ.

પહેલાં ઐતરેય બ્રાહ્મણની કથા સુણાવી છે. એ ઐતરેય મહીદાસની શિક્ષાદાત્રી ગુરુ મહી યાને પૃથ્વી હતી. મહીનું શિક્ષણ મેળવીને તેની વાણીમાં અજબ ગંભીરતા અને શક્તિ આવ્યાં હતાં. કારણકે મહી (Soil)માં જ સારી શક્તિ છુપાયેલી છે. જેટલાં વિજ્ઞાન છે, જેટલાં શિલ્પ છે તે બધાંનો આશ્રય આ મહી યાને પૃથ્વી જ છે. એટલા માટે ઐતરેય બ્રાહ્મણમાં, ઋષિની ધ્યાનમય તપસ્યા અને મહીમાતાની સેવામથી અને શક્તિમયી શિક્ષાની બે ધારાઓ ગુંથેલી વેણી માફક વહી રહી છે. ઇશોપનિષદમાં કહ્યું છે કે વિદ્યા અને અવિદ્યા બન્નેનો સમન્વય થયા વિના સત્ય નીપજતું નથી. આ ઐતરેયમાં બન્ને યુક્ત થઈ શક્યાં તેથી તે પરિપૂર્ણ સંસ્કૃતિની વાત કહી શક્યાં. પહેલાં જ 'चरैवेति' મંત્રમાં એ ગતિશીલ પ્રવૃત્તિનો અંદાજ મેં આપ્યો હતો; કલા યા શિલ્પના સંબંધમાં તેથી જ તે એક ઉદાર અને મહાન દૃષ્ટિ આપી શક્યો હતો.

ઐતરેયમાં શિલ્પના મર્મની કથા એટલી સુંદરતાથી કહેવામાં આવી છે કે તે કોઈ પણ કાળે અને કોઈ પણ દેશમાં પુરાણી બનતી નથી.

"અમારા શિલ્પ દ્વારા આ દેવશિલ્પનું સ્તવન કરવામાં આવે છે. એ દેવશિલ્પ દ્વારા અમારું બધું જ શિલ્પ inspired છે. અર્થાત્ દેવ શિલ્પની જ એક અનુકૃતિ છે—

शिल्पानि शंसन्ति देव शिल्पानेतेषां वै शिल्पानामनुकृतीह शिल्पमधिगम्यते ।

જેઓ આ રહસ્ય સમજ્યા છે તેઓ જ શિલ્પ યા કલાના વાસ્તવિક મર્મને જાણી શક્યા છે—

शिल्पं ह्यस्मिन्नधिगम्यते य एवं वेद ।"

યજ્ઞનું ફળ તો આપણે જાણીએ છીએ, કિંતુ શિલ્પ દ્વારા જે પૂજા થાય છે તેનું ફળ શું છે? તે દ્વારા શું આપણે સ્વર્ગ મેળવી શકીએ છીએ? ઐતરેય કહે છે, નહીં, એવી વાત નથી. શિલ્પ તો પોતાને જ સુસંસ્કૃત કરવા માટે છે—

आत्मसंस्कृतिर्वाव शिल्पानि ।

જેમને આ સંસ્કૃતિ પ્રાપ્ત થઈ છે તેણે પોતાની જાતને વિશ્વના છંદની સાથે એક છંદમાં બાંધ્યો છે, અર્થાત્ એણે પોતાને વિશ્વછંદથી છંદોમય બનાવ્યો છે—

छन्दोमयं वा एतैर्यजमान आत्मानं संस्कुरुते ।

(ऐतरेय ૬–૫–૧)

શિલ્પ યા કલાના સંબંધે આથી મહત્ત્વની વાત ક્યાંયના આધુનિકતમ શાસ્ત્રમાં જોઈ હોય એવું મને સ્મરણ નથી. આ બધું કહ્યું તેને હું આધુનિક નથી કહી શકતો કારણકે આજે જે આધુનિક છે તે આવતી કાલે જીર્ણ યાને પુરાતન બની જાય છે. આ જે કહ્યું તે શાશ્વત છે, સનાતન છે, Eternal છે–જેને ઋગ્વેદમાં 'युवतिः पुराणी' કહ્યું છે.

સ્નાતક ગણ, તમે આજ સુધી પ્રાચીન શાસ્ત્રોમાં જ આ વાર્તા ભણ્યા છો. આ બધાં મહાસત્યોને શાસ્ત્રોમાં જ બાંધી રાખ્યાથી કામ સરશે નહિ. ભગીરથ, જે પ્રકારે તપ્ત અને મલીન માનવને ખાતર બ્રહ્મ-કમણ્ડલુ સમાન પવિત્ર સ્થાનમાંથી ગંગાને બહાર લઈ આવ્યા, તે જ પ્રકારે તમે લોકો આ મહાસત્યોને શાસ્ત્રોની પવિત્ર ભૂમિમાંથી બહાર કાઢી જગતને બચાવો અને તમે જાતે પણ ધન્ય બનો.

જ્ઞાનને જો તમે કદિ મુક્તિ આપી શકો તો તમે પણ મુક્તિ મેળવી શકશો. જ્ઞાન પોતે જ પરમ મુક્તિ છે. જેમનું જ્ઞાન જ બદ્ધ છે તેમને કોણ મુક્તિ આપી શકે? જ્ઞાન જો પ્રાપ્ત થઇ શકે તો મુક્તિ બાબત કોઈ ચિંતા નથી. ચીનીઓએ કહ્યું છે કે શુષ્કબીજને જો રસ સિંચવામાં આવે તો એ બીજનું આવરણ નષ્ટ થશે અને તો અંકુર મુક્તિ મેળવશે. જ્ઞાન પ્રકાશિત થતાં જ અંધકારનો નાશ થાય છે. અંગ્રેજ સરકારે આપણા દેશમાં કારકૂનો તૈયાર કરવાને ખાતર કેટલાંક અંગ્રેજી વિદ્યાલયો ખોલ્યાં હતાં. તે દિવસે એમને ખ્યાલ પણ નહિ આવ્યો હોય કે ભવિષ્યને માટે કેટલો મોટો બખેડો તેઓ ઊભો કરી રહ્યા છે. આજ તે જ શિક્ષિત વ્યક્તિઓ મુક્તિની માગણી કરી રહ્યા છે. સિંદબાદનો દૈત્ય પોતાના પીપમાંથી બહાર નીકળીને ફરીથી કોઈ પ્રકારે તેમાં દાખલ થઈ શક્યો હતો; પણ આ શિક્ષિતો કોઈ પ્રકારે પોતાની પુરાણી અવસ્થામાં ફરી જવા ઈચ્છતા નથી. આ જ્ઞાનનું અવશ્યંભાવી ફલ છે. દીપ સળગાવી શકાશે અને અંધકાર પણ રાખી શકાશે, એ કદી બની શકતું નથી. જો દીપ સળગાવ્યા છતાં પણ, અંધકાર દેખાઈ આવે તો સમજી જવું જોઇએ કે એ દીપ કાં તો નકલી છે અગર તો દીપ સળગાવનારા આંધળા છે. બાઈબલની કથાથી જાણી શકાય છે કે જ્ઞાન-વૃક્ષનું ફળ પ્રાપ્ત કરીને માનવી સ્વર્ગ ગુમાવવા ખાતર ખુશી છે, પણ તે પુરાણી મૂઢતામાં જકડાઈ રહેવા રાજી નથી. તમે લોકો આટલા દિવસો આ જ્ઞાનક્ષેત્રમાં રહી ચૂક્યા છો, તમે આ જ્ઞાનાલોકને કેટલું તમારું પોતાનું કર્યું છે, બહારથી તેમ અંદરથી, તેની પરીક્ષા લેવા તમારું ભાવી જીવન તૈયાર છે.

ભારતના પ્રાચીનતમ જ્ઞાનનો રત્નભાણ્ડાર—તેનો 'શેવધિ'–વેદવિદ્યા છે. તમારામાંનો દરેક એ વેદવિદ્યાનો જીવિત પ્રતિનિધિ બનો. તમે જો તમારા જીવન દ્વારા આજની દુનિયાની

સમસ્યાઓનો ઉકેલ ન કરી શકો તો તમારા હાથે વેદવિદ્યાનું એટલું અપમાન થયેલું ગણાશે કે જેટલું અપમાન કોઈ ભયંકર વેદ-શત્રુ પણ નહિ કરી શકે. એટલે જ આજ તમારા ઉપર એવો દાવો રજૂ કરવામાં આવે છે કે આધ્યાત્મિક જ્ઞાન, વિજ્ઞાન અને શિલ્પકલા વગેરે સર્વ રીતે તમારી જાતને પરિપૂર્ણ કરીને સર્વ માનવના અભાવનો નાશ કરવા તમારી જાતને સમર્પણ કરજો.

આપણાં દેશમાં ગુરુ અને શિષ્યની સંયુક્ત તપસ્યામાં જ જ્ઞાનની સાધના રહેલી છે. એ સાધનાની પુણ્યપીઠ તપોવન હતું. માનવજીવનની તપસ્યાના ચાર ભાગ કરીને, તેની ચિન્મય સંપત્તિની પ્રાપ્તિ અને પરિચયનો સમય તરુણજીવન માટે મુકરર કર્યો છે. તારુણ્યનું બ્રહ્મચર્ય જ ચારે આશ્રમોની પ્રતિષ્ઠા ભૂમિ હતી. ગુરુના ચરણ સમીપ બેસીને તરુણગણ જે જ્ઞાન પ્રાપ્ત કરતો હતો તે જ્ઞાનને જીવનમાં પ્રતિષ્ઠિત કરવાનું સાધન હતું ગૃહસ્થાશ્રમ, અને પોતાના જીવનને એ મહાન આદર્શ તરફ અગ્રેસર કરવા માટે જ છેલ્લા બે આશ્રમોની વ્યવસ્થા હતી.

એટલે તપોવન ભારતીય સંસ્કૃતિની પ્રતિષ્ઠા-ભૂમિ હતી. ભારતીય સંસ્કૃતિનો ઇતિહાસ એ તપોવનનો ઇતિહાસ છે. આપણા શિર ઉપર ઊંચે જે પ્રકારે ચિન્મય આકાશ છે અને નીચે મૃણ્મય પૃથ્વી છે તે જ પ્રકારે તપોવનની એક બાજુએ સત્યદ્રષ્ટા ધ્યાન-પરાયણ ઋષિગણ ગુરુ છે અને બીજી બાજુ છે સ્નેહમયી શોભામયી પ્રકૃતિ માતા. તપોવનનું મહત્ત્વ સમજવા માટે કવિ ગુરુ રવીન્દ્રનાથનો તપોવન નામનો પ્રબંધ એકવાર વાંચી જવા ભલામણ કરું છું. તમારા જીવનમાં આ તપોવન સાર્થક નીવડો. એથી વધુ મોટી માગણી હું તમારી સમક્ષ રજૂ કરી શકતો નથી.

પ્રાચીન કાળમાં વિદ્યા ભારતવર્ષની વ્યક્તિગત સંપત્તિ ન હતી. વિદ્યાની સાધના સર્વ સમાજની સંયુક્ત સાધના હતી. એટલે, સમસ્ત સમાજની સમક્ષ બ્રહ્મચારી પોતાનો દાવો સંમાનભાવે રજૂ કરી શકતો. આજના જમાનામાં જેમ મા-બાપ જ પોતાના સંતાનના શિક્ષણનો ભાર પોતે વહન કરે છે તેમ તે જમાનામાં નહતું. જે કોઈ જગ્યાએ બ્રહ્મચારી જતો, ત્યાં તેની માતા ઉપસ્થિત હતી, ત્યાંથી જ અન્ન પ્રાપ્ત કરવાનો તેને અધિકાર હતો. તે આખા સમાજનો છે અને સમસ્ત સમાજનો તેના ઉપર દાવો છે,—જાણે એ ઘોષણા કરવાને ખાતર જ બ્રહ્મચારી ઘેર-ઘેર જઈને અન્નની માગણી રજૂ કરતો હતો.

ફીક લેઈ મૂલ્ય લઈને વિદ્યાનું દાન કરતા. ભારતવર્ષમાં આ વાત ખૂબ નિન્દિત મનાતી. ભારતવર્ષમાં કોઈ વિદ્યા વેચી શકતું નહિ, શ્રદ્ધાયુક્ત સેવા અને તપસ્યા દ્વારા વિદ્યા પ્રાપ્ત થઈ શકતી હતી અને પૈસા લીધા વિના તે આપવામાં આવતી હતી. એટલે જ આ દેશમાં ગુરુ શિષ્ય વચ્ચેનો સંબંધ ખૂબ જીવંત હતો. બહારના વિધિ-વિધાનો અગર શાસન આ સંબંધમાં કોઈ વિચ્છેદ કે આવિલતા ઉત્પન્ન કરી શકતા નહિ. ગ્રંથ અને શાસ્ત્ર સૌથી મોટા ગુરુ માનવામાં આવતા.

એટલે, પ્રાચીન ભારતમાં ગુરુ અને શિષ્ય બંનેની સાધનાઓ મળીને એક અખણ્ડ તપસ્યાની સૃષ્ટિ ખડી થતી હતી. શિષ્યગણ પોતાને ગુરુથી સ્વતંત્ર માનીને વિચાર કરતા નહતા; પોતાના સમસ્ત જ્ઞાનમાં તેઓ પોતાના ગુરુને જ વિરાજિત થયેલા માનતા; શિષ્ય

ધારામાં ગુરુની સતત પરંપરા ચાલુ રહેતી. શિષ્યગણ પોતાના વ્યાખ્યાત ગ્રંથ અગર જ્ઞાનને ગુરુની જ વસ્તુ માનતો હતો અને એટલે તો એક શંકરાચાર્યના નામથી સો–સો શંકરાચાર્યોએ જ્ઞાન આપ્યું હતું. મધ્યયુગમાં પણ એક કબીરની પાછળ કેટકેટલા કબીર અને એક નાનકની પાછળ કેટકેટલા નાનક સાંભળવામાં આવે છે. કેર્ન નામના એક યુરોપિયન પંડિતે બૃહત્-સંહિતાની ભૂમિકામાં આ વાત પર આશ્ચર્ય પ્રકટ કર્યું છે.

બૌદ્ધયુગનો ઇતિહાસ મોટાં–મોટાં સામ્રાજ્યોનો ઇતિહાસ છે. એટલે, તે સમયે ગુરુ–શિષ્યના સંબંધથી રચાયેલાં તપોવનો મોટાં મોટાં વિશ્વવિદ્યાલયોનાં રૂપમાં બદલાઈ ગયાં હતાં. જે જ્ઞાનના પરિવાર હતા તે જ્ઞાનની સંસ્થાઓ બની ગઈ. આખી પૃથ્વીમાંથી જ્ઞાનાર્થી અભ્યાગતો અહીં આવ્યા કરતા; એટલે વિશ્વવિદ્યાલયની સાથોસાથ મોટીમોટી લાયબ્રેરીઓ પણ સ્થપાઈ હતી. વળી એ યુગમાં પણ ગુરુ–શિષ્યનો સંબંધ લુપ્ત થયો ન હતો. પુરાણોમાં, સ્મૃતિમાં અને તંત્રમાં ગુરુ–શિષ્યનો સંબંધ એક ઘનિષ્ઠ પ્રીતિનો સંબંધ હતો. એટલે જ્યારે ભારતની સ્વાધીનતાનો નાશ થયો ત્યારે મોટાં મોટાં વિશ્વવિદ્યાલયો નાશ પામ્યાં પણ પુરાણા ગુરુ–શિષ્યના સંબંધમાંથી વિદ્યાપીઠ ફરીથી જીવન્ત થયાં. ગુરુ અને શિષ્યોએ સંયુક્ત તપસ્યાના બળથી ભારતીય સંસ્કૃતિને મરતી બચાવી લીધી. એ વિશ્વવિદ્યાલયોને કોણ નષ્ટ કરી શકે તેમ છે ? તે ઈંટ–પથ્થરનાં તો બન્યાં નથી. એક–એક ગુરુ એક–એક વિશ્વવિદ્યાલય હતું. ગ્રીસના સોક્રેટીસ, અફલાતૂન અને અરસ્તુ, મધ્યયુગના ફ્રાંસના એબેલાર્ડ, એ દરેક એક–એક વિશ્વવિદ્યાલય હતા. ભારતવર્ષમાં પણ ગુરુગણ એક–એક વિશ્વવિદ્યાલય બનીને રહી ગયા.

અંગ્રેજ લોકો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે આપણા આ દેશની શિક્ષણની અને વિદ્યાની વ્યવસ્થાનું નિરીક્ષણ કરવા માટે ડબલ્યુ. વૉર્ડને નીમવામાં આવ્યા. તેમણે ઈ. સ. ૧૮૦૦ની આસપાસ ત્યારની ભારત સરકાર સમક્ષ પોતાનો રીપોર્ટ રજૂ કર્યો હતો. તે રીપોર્ટ ભલી લાગણીથી લખવામાં નથી આવ્યો, છતાં પણ બંગાળ અને કાશી વગેરે સ્થળોની સંસ્કૃત પાઠશાળાઓ અને ચતુષ્પાઠીઓ વિશે જે વિવરણ તેમણે આપ્યું છે તે માટે કોઈ પણ સભ્ય દેશ અભિમાન લઈ શકે તેમ છે. તેમણે આ દેશની દરેક ચતુષ્પાઠીને 'કૉલેજ' નામ આપ્યું છે. તે દિવસોમાં ત્યારનો ગુરુ અને શિષ્યગણ રાજની સહાયતાથી વંચિત હતો; તોપણ સમાજની સહાયતાને કારણે આજની અપેક્ષાએ તે દિવસોમાં શિક્ષણનો પ્રચાર ખૂબ અધિક પ્રમાણમાં હતો. ગૃહસ્થી ગુરુઓ એક એક જગ્યાએ આસન જમાવીને શિક્ષણ આપ્યા કરતા હતા; જ્યારે સંન્યાસી ગુરુઓ દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી શિક્ષણનો પ્રચાર કરતા હતા. આથી એક પ્રદેશની વિદ્યા જોતજોતામાં જુદા જુદા અનેક પ્રદેશોમાં ફેલાઈ જતી હતી.

તે દિવસોમાં તીર્થ જ્ઞાનપ્રચાર માટેનું એક ઓર સાધન હતું. એક–એક પુણ્ય-યોગના અવસરે જુદા જુદા પ્રદેશના લોકો એકત્ર થયા કરતા. યુરોપની peripatetic એટલે કે જંગમ શિક્ષણની વ્યવસ્થા એ હમણાં હમણાંની કલ્પના છે; પણ આપણા દેશમાં તો તે બહુ જ પુરાણા કાળની છે. લોકો તીર્થસ્થાનમાં દાન આપ્યા કરતા તે પણ તેને જ્ઞાનનું એક ક્ષેત્ર સમજીને જ આપતા હતા. આજે દુર્ભાગ્યે તીર્થમાંનો ગુરુગણ પોતાની પ્રાચીન તપસ્યાથી ભ્રષ્ટ થઈ ગયો છે. તે દિવસોમાં તીર્થોમાં જે દાન અપાતું તે જ્ઞાનની કલ્યાણધારાના રૂપમાં

આખા દેશમાં જુદા જુદા સ્વરૂપે ફેલાઈ જતું હતું. આજે તો તીર્થોમાં અપાતું ધન કાં તો કોઈ વ્યક્તિના હાથમાં જાય છે અગર ઉદ્દેશ્યહીન સંચયના રૂપમાં બદલાઈ જાય છે, અને જુદા જુદા અપકર્મોમાં ખરચાઈ જાય છે. ધારા જ્યારે વહેતી હોય છે ત્યારે જ તે પવિત્ર રહી શકે છે; પણ જ્યારે પાણી વહેતાં બંધ થઈ જાય છે, રોકાઈ જાય છે ત્યારે તે ગંધાઈ ઊઠે છે. તીર્થની આ ધારાઓ આદર્શથી પતિત થઈ જતાં બદ્ધ થઈ ગઈ અને તેમાં સડો દાખલ થઈ ગયો છે.

પ્રાચીન કાલમાં તીર્થોમાં જે દાન અપાતાં તે જ્ઞાનને ખાતર સ્વેચ્છાપૂર્વક અપાતાં દાન હતાં. આપનારને ટૅક્સની જેમ તે આપવાનું બંધન ન હતું; આપનાર દાતા પોતાનું સર્વસ્વ દાન કરીને ધન્યતા અનુભવતો. તે ટૅક્સ અમે આજે પણ આપી રહ્યા છીએ પણ વ્યર્થ જ; આજ તો વિદ્યાની વાત હજી નીકળી ન હોય ત્યાં તો નવા ટૅક્સનો પ્રસ્તાવ રજૂ પણ થઈ જાય છે!

આજકાલ ટૅક્સથી અપાતી વિદ્યાદાનની વ્યવસ્થા એ તો જાણે સફેદ હાથી બાંધવા જેવી વાત છેઃ એ સફેદ હાથી કોઈ કામમાં આવતો નથીઃ પણ તેની ભૂખનો તો કદી અંત આવતો જ નથી!

કાંઈ જ ન કરતાં આજનાં આપણાં તીર્થો આજ આપણા સમાજના શિરે સફેદ હાથીના જેવાં જ છે; વળી, નૂતન શિક્ષણ વ્યવસ્થાના નામે એક બીજો સફેદ હાથી પણ આજે સમાજની ગરદન પર લાદવામાં આવ્યો છે. આપણો દરિદ્ર દેશ આ બે ભયંકર હાથીઓથી પીસાઈ રહ્યો છે. આ શિક્ષણ–વ્યવસ્થાના અધિકારીઓ તરફથી જે કાંઈ ખર્ચ કરવામાં આવે છે તેનો પોણો ભાગ તો ઈમારતમાં અને લોઢા–લાકડાંમાં જ ખરચાઈ જાય છે. બાકીનો ચોથો ભાગ જ મૂળ કાર્યમાં તો ખરચાઈ છે. તેમાં પણ efficiencyના નામે તો બહુ જ ઓછી જગાએ ખર્ચ કરવામાં આવે છે. એટલે કે આજનો અધિકારી વર્ગ પિરામિડની રચના તેના પાયા ઉપરથી નહિ પણ તેના ઉપરના શિખર ઉપરથી કરવા કટિબદ્ધ થયો છે!

પણ હજી તીર્થસ્થળો તદન શિક્ષણહીન બન્યાં નથી. કિંતુ ત્યાં જે લોકો શિક્ષણનું કાર્ય કરી રહ્યા છે તે અત્યંત દુઃખી અને દરિદ્ર છે. કાશી આદિ તીર્થોમાં એ નિર્ધન દુઃખી ગુરુગણોએ કેટલાં કષ્ટ સહન કરીને આપણી સંસ્કૃતિને બચાવી રાખી છે તે માત્ર કહીને સમજાવી શકાય એમ નથી.

ગુરુ નામ સાર્થક કરવાને માટે તો દેશના શ્રેષ્ઠ માનવીઓની જરૂર રહે છે. યુરોપ પૈસા આપીને એવા માણસોનો સંગ્રહ કરે છે; ભારતવર્ષ શ્રદ્ધાભક્તિ અર્પણ કરીને એવાઓનો સંગ્રહ કરે છે. આ દેશમાં અધ્યાપકોના સન્માનની કોઈ સીમા નહતી. આજ યુરોપનું અનુકરણ કરીને આપણે શ્રદ્ધા પણ અર્પણ કરવા નથી ઈચ્છતા, અને પૈસા આપવા માટે તો અસમર્થ છીએ જ. એટલે શિક્ષણના ક્ષેત્રમાં શક્તિસંપન્ન માણસોની આશા રાખી શકાતી નથી. ઉપરાંત જ્યારે દેશમાં કોઈ ચળવળ શરૂ થાય છે ત્યારે વિદ્યાર્થીઓના હિતાહિતનો વિચાર કર્યા વિના તેમની તપસ્યામાંથી આપણે તેમને ખેંચી લઈએ છીએ. આ પ્રમાણે આપણે આપણા દેશના ભવિષ્યનો નાશ કરવા તત્પર થઈએ છીએ. એક મૂર્ખ ખેડૂત પણ જાણે છે કે રોપવામાં આવેલા ધાન્યના અંકુરોની રક્ષા પોતાના પસીનાના છેલ્લા બુંદથી જ થઈ શકે છે. જુદા ભાવથી આપણે રોપેલા ધાન્યના અંકુરોનો નાશ કરવા જઈએ છીએ;

કારણકે આપણા તરુણ વિદ્યાર્થીઓ એ જ આપણા અંકુરો છે. અરે! આપણાથી વધુ કમભાગી બીજા કોણ હશે?

હે સ્નાતક ગણુ, તમે ભાવિ ભારતના ગુરુ છો. તમારું વ્રત મહાન છે, પણ મહાદુઃખપૂર્વક કહેવું પડે છે કે આ દેશના લોકો તમારી યોગ્ય તપસ્યાનું કોઈ સન્માન કરી શકશે નહિ. પૈસા આપવાની શક્તિ પણ એમનામાં નથી, તેમ જ શ્રદ્ધા અને ભક્તિ અર્પણ કરવા જેટલી યોગ્ય મહત્તા પણ એમના હૃદયમાં રહી શકી નથી. તમારી સેવાની મહત્તા કોઈ સમજી જ શકશે નહિ. ખૂબ સંભવ છે કે લોકો તમારી અવજ્ઞા કરશે; ઉપેક્ષા પણ કરશે; છતાં તમારે વ્રત–ભ્રષ્ટ નહિ થવું જોઈએ કારણકે ભારતની મહાન પરંપરાના આ યુગમાં તમે પ્રતિનિધિ છો. આ યુગના દરબારમાં તમે પુરાતન ભૂતયુગના રાજદૂત છો.

જો તમે ગુરુ હો તો તમારામાં તેને અનુરૂપ ગૌરવ પણ હોવું જોઈએ. બધાને દ્વિજત્વ આપનાર જો પોતે જ નવજન્મ પ્રાપ્ત ન કરે તો કામ કેમ ચાલશે? એટલે આજે હું તમારી પાસે એક કઠિન માગણી રજૂ કરીશ. દુઃખ, દારિદ્ર, અશ્રદ્ધા અને વિરુદ્ધતા હોવા છતાં પણ, તમારે તમારી પદવીને ઉચિત મહત્તાની રક્ષા કરવી જ પડશે અને તમારા માહાત્મ્યનું પ્રમાણ દેવું પડશે. આ દરિદ્ર દેશને જ્ઞાન–વિજ્ઞાનથી, શિલ્પકલાથી એવી રીતે પ્રકાશિત કરી દો કે તે ઉદાત્ત સ્વરે કહી શકેઃ

एतद्देशप्रसूतस्य सकाशादग्रजन्मनः ।
स्वं स्वं चरित्रं शिक्षेरन् पृथिव्यां सर्वमानवाः ॥

मनु० २–२०

આપણી શક્તિ જરૂર કમતી છે પણ તેથી બીજાના તરફ તાકીને બેસી રહેવાથી કાર્ય સરશે નહિ. જો વ્યક્તિગત સામર્થ્યથી તે પાર નહિ પડે તો બધાનું સામર્થ્ય ભેગું કરીને પણ પાર પાડવું પડશે. આ જે તમારી આશ્રમપાવની ગંગા વહી રહી છે તેને જો બિંદુ બિંદુ છૂટી પાડી નાખવામાં આવે તો આ મહાસમુદ્ર તરફની તેની યાત્રા સમાપ્ત થઈ જશે; રસ્તામાં જ બધું સુકાઈ જશે. અગણિત બિંદુઓ એકત્ર થવાથી જ તેની શક્તિ અપરાજેય છે. ભગવાન સમક્ષ હું પ્રાર્થના કરું છું કે તમારી વ્યક્તિગત શક્તિ પરિમિત હોવા છતાં તમારી સંયુક્ત શક્તિ બધી મુશ્કેલીઓને વટાવી જઈને પોતાના લક્ષ્ય તરફ આગળ ધપો.

ગુરુકુલને કોઈ એક વિશિષ્ટ સ્થળે સ્થિર દેખવું એ પણ એક પ્રકારની ભૌતિકતા છે. તમે જ વાસ્તવિક ગુરુકુળ છો. પ્રાચીન ગુરુઓની પેઠે તમારામાંનો દરેક એક એક જીવંત અને ચલંત વિશ્વવિદ્યાલય બનો.

યુરોપમાં વ્યક્તિત્વ અને સમાજને અંગે એક વિકટ સમસ્યા ખડી થઈ છે. જો મંડળીને મહાન બનાવવી હોય તો વ્યક્તિને મરવું આવશ્યક છે અને વ્યક્તિને મોટા થવા દેવામાં સમાજ દુર્બળ બની જાય છે. એટલા માટે કેટલાક ધર્મોમાં વ્યક્તિત્વનો નાશ કરીને ધર્મના સંગઠનને જ શક્તિશાળી બનાવાયું છે. આપણી ચાર આશ્રમની વ્યવસ્થામાં આ બન્નેના સામંજસ્યની જ વ્યવસ્થા છે. ગૃહસ્થાશ્રમમાં, જેમાં સમાજના બધા વિધિ–નિષેધોનો સ્વીકાર કરવામાં આવ્યો છે, સંન્યાસાશ્રમમાં તેની જ ઉપેક્ષાનો અધિકાર આપવામાં આવ્યો છે. કિંતુ આજે પુરાણા જમાનાના ઢંગ પર ગૃહસ્થ અને સંન્યાસ આશ્રમ જોશો એ ઠીક

નથી; આપણો આદર્શ તો આ જીવનમાં સાથોસાથ ગૃહસ્થ અને સંન્યાસ આશ્રમના આદર્શોનો સામંજસ્ય હોવો જોઇએ. તો જ વ્યક્તિ અને સમાજ વચ્ચેની સમસ્યાનું સમાધાન થઈ શકે.

જો કે હું જાણું છું કે તમારા ભાવિ જીવનમાં અનેક મુશ્કેલીઓ છે, દુઃખ દુર્ગતિ ખૂબ છે, છતાં પણ હું તમારી પાસેથી ખૂબ ખૂબ આશા રાખી રહ્યો છું, ખૂબ માગણી રજુ કરી રહ્યો છું. તમારી પાસે નહિ તો એ માગણી બીજા કોની પાસે કરું? દેશના ભાવિ તો તમે છો.

જેનો છેડો જ નથી એવા દુઃખનો બોજ તમારા ઉપર લાદવામાં આવ્યો છે, મનમાં તમે ક્ષુબ્ધ થશો નહિ. કારણકે કઠિન કષ્ટો વિના આપણામાં છૂપાઇને પડેલી અસીમ સંપત્તિનું દર્શન કયી રીતે થઈ શકે? કાષ્ઠમાં છૂપા રહેલા અગ્નિને મંથનથી જ જાગૃત કરી શકાય છે. એટલે તો જ્યારે દુઃખ દુર્ગતિના દિવસો આવે છે ત્યારે જ દેશમાં મોટા મોટા મહાપુરુષોનો આવિર્ભાવ થાય છે, એટલે મોટી મોટી સમસ્યાઓ ઊભી થવી એ દેશનું સૌભાગ્ય છે. પરાધીન દેશોને એવું સૌભાગ્ય હમેશાં નથી મળતું અને તેથી પોતામાં રહેલી શુભ શક્તિઓ જાણવાના સૌભાગ્યથી તે વચિત રહી જાય છે. તો પણ દુઃખ કમતી નથી, આપણી સમસ્યા પણ નાનીસૂની નથી. તમારે એની અંદર જ તમારી વાસ્તવિક શક્તિની ખોજ કરવી રહી.

જ્યારે તમને પ્રકાશની પ્રાપ્તિ થઈ છે ત્યારે તમારે જાતે બળી જઇને પણ બીજાને એ પ્રકાશ આપવો જોઇએ. પ્રકાશનું મૂલ્ય જ સર્વસ્વ દાન છે. બિંદુ બિંદુ તેલનો નાશ કરીને જ દીવો પ્રતિક્ષણ પ્રકાશ આપી શકે છે. જ્યાં સુધી તે પોતાના અંતિમ બિંદુ સુધી પોતાને નિઃશેષ ન કરે ત્યાં સુધી તેને વિલીન થઈ જવાનો જરા પણ અધિકાર નથી.

આવા મોટા મહાવ્રતને ખાતર જ સ્વામી દયાનંદ અને સ્વામી શ્રદ્ધાનંદજીએ તમને હાકલ કરી છે. તમારા મનની દીનતાને લીધે તેમની હાકલ તરફ જો તમે દુર્લક્ષ કરશો તો તે તેમનું અપમાન ગણાશે અને જો તપસ્યામાં અવસન્ન થશો તો તમારા અંતરાત્માનું અપમાન કર્યું ગણાશે. આજ આ મહાપ્રસંગે તમને હું સ્મરણ કરાવી આપું છું કે એ મહાન હાકલનો જવાબ તમારે આપવો જ પડશે, કોઇ પણ પ્રકારની કાયરતા તમારામાં ન રહેવી જોઇએ—क्लैब्यं मा स्म गमः पार्थ। તમારે કહેવું પડશે કે જગતમાં જે કાંઇ ઘોર છે, જે કાંઇ ક્રૂર છે, જે કાંઇ પાપ છે, તે બધું અમારી તપસ્યાથી શાન્ત થાઓ, બધાનું કલ્યાણ થાઓ—

शमयामोहं यदिह घोरं यदिह क्रूरं यदिह पापं
तच्छान्तं तच्छिवं सर्वमेव शमस्तु नः ॥

(अथर्व० १६, ६, १४)

—o—

# શ્રી. કિશોરલાલ મશરૂવાળા

## [ એક પરિચય ]

જાદવજી નાથાલાલ કામદાર
બી. એ; એલએલ. બી.

ટૂંક સમયમાં ગાંધી સેવાસંઘે હિંદવ્યાપી સફળતા અને લોકપ્રિયતા પ્રાપ્ત કરી તે બહુ અંશે ગાંધીસંઘના 'પંચપ્રાણરૂપ બનેલા' કિશોરલાલભાઈની વિરલ કાર્યદક્ષતા અને અવિશ્રાંત પરિશ્રમને આભારી છે એવી સ્નેહાંજલિ ગાંધીજીએ લગભગ બે વર્ષ પહેલાં, જ્યારે કિશોરલાલભાઈ ગાંધી સેવાસંઘના પ્રમુખપદેથી નિવૃત્ત થયા ત્યારે આપી હતી. બાહ્યદૃષ્ટિએ તદ્દન અનાકર્ષક અને જાહેરાતથી અંતઃકરણપૂર્વક દૂર રહેવા ઇચ્છનાર કિશોરલાલભાઈનો પરિચય ગૂજરાતને હજુ જેવો થવો જોઈએ તેવો થયો નથી–તેમનાં આંતરિક જીવનની સુવાસ હજુ બહુ ઓછાની નજરે ચઢી છે. એમની ખૂબ જ નિકટમાં વસનાર કોઈ ભવિષ્યમાં એમને વિશે લખશે ત્યારે જ આપણે એ મહાન વિભૂતિને ઓળખી શકીશું: મારા જેવાનો આ અધિકાર નથી છતાં પહેલ ખાતર આ ધૃષ્ટતા કરું છું.

કિશોરલાલભાઈ જ્ઞાતે વણિક અને સૂરતના વતની છે. તેમના પિતાનું નામ ઇચ્છારામભાઈ. જરા આશ્ચર્ય થાય તેમ છે કે કિશોરલાલ ઘનશ્યામલાલ લખાય છે ત્યારે ઇચ્છારામભાઈ કેમ? પણ તેની પાછળ નાનકડો ઇતિહાસ છે. કિશોરલાલભાઈને બાલ્યાવસ્થામાં એક ગંભીર અકસ્માત નડેલો, તેમાં તેઓ આશ્ચર્યકારક રીતે બચી ગયા. તેમના ધર્મપરાયણ પિતાએ તે એક ઇશ્વરકૃપા જ સમજી પોતાને સ્થાને પ્રભુનું નામ લખવું શરૂ કર્યું. સહજાનંદ સ્વામીનાં અનેક નામોમાં એક નામ 'ઘનશ્યામ' પણ છે. ત્યારથી તેઓ કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા તરીકે જાણીતા છે. માતાપિતા સ્વામીનારાયણ સંપ્રદાયના ચુસ્ત અનુયાયી હોવાથી તેમનામાં નાનપણથી એ મરજાદી ધર્મના ઊંડા સંસ્કાર પડ્યા છે અને તેમની 'ધર્મબુદ્ધિ તો કોઈક વધુ પડતી કહે એટલી હદ સુધીની' હોવાનું કારણ પણ બાળપણના આ દૃઢ સંસ્કાર છે.

ધર્મપરાયણ અને તત્ત્વચિંતક મશરૂવાળા એલએલ. બી. થાય અને વકીલાત કરે એ પણ એક અકસ્માત જ છે! અભ્યાસકાળ પછી તેમનો વિચાર કોઈ 'સર્વન્ટસ ઑફ ઇંડિયા' જેવી સેવાભાવી સંસ્થામાં જોડાવાનો હતો પરન્તુ ત્યારે તેમની સ્થિતિ પ્રતિકૂળ હતી. તેમના પિતાશ્રી ઇચ્છારામભાઈ માત્ર રૂપિયા વીસના પગારથી સૂરતની મીશન સ્કૂલમાં એક શિક્ષક હતા. ત્યારપછી તેમના પિતા આકોલામાં નારણદાસ રાજારામની અળસી અને રૂની પેઢીમાં એજન્ટ નીમાયા. તે પછી તેમની કૌટુંબિક સ્થિતિ કંઇક સુધરી. આ જ સંજોગોમાં ગાંધીજી આફ્રિકા છોડી હિંદમાં આવ્યા અને સાથે હિંદમાં નવું વાતાવરણ પણ લેતા આવ્યા. મશરૂવાળાને અભ્યાસકાળ દરમ્યાન સેવા કરવાની જે તમન્ના હતી,

તત્ત્વચિન્તન કરવાની જે પ્રબળ ઇચ્છા હતી તે માટે આ સુંદર સમય મળ્યો. તેથી અમદાવાદ આશ્રમમાં તેઓ પણ જોડાયા અને ગાંધીજી સાથે આધ્યાત્મિક સંબંધ બાંધ્યો.

કિશોરલાલભાઇનાં જીવન પર ગાંધીજીની જેટલી પ્રબળ અસર છે તેટલી જ પ્રબળ અસર તેમના મહારાષ્ટ્રીય ગુરુ પૂ. કેદારનાથજીની છે. તે વિષે તેમણે એક ગ્રન્થમાં લખ્યું છે કે "મારા જીવનના ધ્યેયમાં તથા ઉપાસનાના દષ્ટિબિન્દુમાં પરિવર્તન કરી નાખનાર, મને અંધારામાંથી અજવાળામાં લઇ જનાર મારા પૂજ્ય ગુરુદેવ છે." તેઓ ગુજરાતી ભાષાના જેવા ઉપાસક છે તેવા જ મરાઠી ભાષાના પણ સાક્ષર છે. તેમના જીવનમાં તુકારામના અભંગ અને જ્ઞાનેશ્વરીની ગીતા અનન્ય સ્થાન ભોગવે છે. ૧૯૨૧માં જ્યારે તેમણે સત્યશોધન માટે અને આત્માનો મધુરનાદ મધુરતર સંભળાય તે અર્થે, અમદાવાદથી થોડે દૂર એક ઝૂંપડી બાંધીને, બાહ્ય દુનિયાના સર્વ સંબંધોનો પરિત્યાગ કરીને એકાંતવાસ ગ્રહણ કર્યો હતો ત્યારે પણ તુકારામના અભંગ અને જ્ઞાનેશ્વરીની ગીતા તો તેમનાં જીવનસાથી જ હતાં. તેમણે જીવનને એક અખંડ કર્તવ્યરૂપે જોયું છે અને જીવનમાં ગીતાના ઉપદેશ પ્રમાણે જ્ઞાન, ભક્તિ અને સેવાનો સુંદર સમન્વય કરવાનો પ્રયત્ન કર્યો છે. દમનો રોગ તેમનો લગભગ જીવનસાથી છે. સ્ટીવનસનની માફક તેઓ લાંબા સમયથી વ્યાધિ ભોગવે છે. છતાં તેની માફક જ રોગ પોતા પર કાબુ મેળવે તે કરતાં રોગ પર તેમણે જ કાબુ મેળવ્યો છે. પોતાની ક્ષીણ તબિયતની પણ જરા ચિંતા કર્યા વિના તેઓ જ્ઞાન અને સેવાનાં ક્ષેત્રમાં સતત ફાળો આપ્યે જાય છે. તે યશમાં ભાગીદાર તેમનાં ધર્મપત્ની, શ્રીમતી ગોમતીબેન પણ છે. જો તેમની સતત કાળજી અને સુશ્રૂષા ન હોત તો સાહિત્ય અને સેવામાં તેમણે આપ્યો છે તેથી અર્ધો પણ ફાળો તેઓ આપી શકત કે કેમ તે શંકાસ્પદ છે. ગોમતીબેન ધર્મપરાયણ અને પતિપરાયણ છે એટલું જ નહિ પણ સાહિત્યોપાસક પણ છે એ હકીકત તો જ્યારે તેમણે એક મરાઠી લેખિકાના ગ્રન્થનો—'મારી કહાણી'નો—સરળ ભાષામાં કરેલો અનુવાદ વાંચીએ છીએ ત્યારે જ ખબર પડે છે.

બુદ્ધિને સંતોષ આપે અને હૃદયને શાંતિ આપે તેવાં ગુજરાતી વાઙ્મયમાં તત્ત્વજ્ઞાનનાં ઉચ્ચ કોટિનાં પુસ્તકો બહુ થોડાં છે. બહુ જ થોડાં વર્ષ પહેલાં કોલેજ જીવનના મારા દિવસોમાં એક વખત જ્યારે હું તેવાં પુસ્તકોની શોધમાં હતો ત્યારે શામળદાસ કોલેજના અધ્યાપક જોષીસાહેબે મને કિ. ઘ. મ.નું 'જીવનશોધન' આપ્યું અને બીજા મારા એક મુરબ્બીએ 'શ્રીમદ્ રાજચંદ્ર' આપ્યું. બેઉ પુસ્તકો ભિન્ન કોટિનાં છે છતાં પોતપોતાનાં ક્ષેત્રમાં અનન્ય ગ્રંથો છે અને મારે માટે ત્યાર પછી તે હંમેશને માટે પ્રેરણા આપનાર ગ્રંથો રહ્યા છે. એકમાં આપણને તત્ત્વનો મૌલિક શોધક અને સત્યનો ચિંતક દેખાય છે; બીજામાં, જગતની પ્રવૃત્તિ અને જંજાળમાં નિર્વિણ્ણ થાક જણાવાથી આત્માર્થે નિવૃત્તિ અને શાંતિ શોધતો આત્મજ્ઞાની જણાય છે. જીવનશોધનમાં આપણે ગુજરાતનો 'શુદ્ધ, નિર્મળ, ગણિતિ' તત્ત્વજ્ઞાની જોઇએ છીએ, જે દરેક માન્યતાનું, દરેક વિચારનું પૃથક્કરણ કરે છે, તેમાં લગભગ કેશવલાલભાઇની સંશોધક દૃષ્ટિ અને નરસિંહરાવભાઇની શાસ્ત્રીય ચોકસાઇ દેખાય છે. જ્યાં સુધી કોઇ પણ વસ્તુ કે વિચાર મૂર્ત કે સુસ્પષ્ટ ન થાય ત્યાંસુધી પોતાની સાદી અને સંસ્કારી ભાષામાં એક પછી એક કુશળ વકીલની અદાથી દલીલો કર્યે જાય છે, દૃષ્ટાંતો

આપ્યે જાય છે. અનેકદૃષ્ટિએ જીવનશોધન એ કર્તાની ઉત્તમ કૃતિ છે. તેનો પહેલો જ લેખ વાંચો. ધર્મ, કામ, અર્થ અને મોક્ષ એ પરસ્પર વિરોધી વસ્તુઓ નથી, પરંતુ સુસંગત વસ્તુઓ છે તેનું સચોટ નિરૂપણ અને તેનું પ્રતિપાદન; અથવા તેમનો કર્મવાદ કે ભક્તિ પરનો લેખ જુઓ. બધે નવીન દૃષ્ટિબિંદુ રજૂ કરે છે. તેમની તત્ત્વશોધનમાં વિરલ પૃથક્કરણશક્તિ, તુલનાત્મક અને તટસ્થવૃત્તિ, અનુમાનો પર આવવામાં મૌલિક દૃષ્ટિબિંદુ; સત્ય પ્રત્યેની એકનિષ્ઠા, તત્ત્વનિર્ણય ગમે તેટલા લાંબા સમયનો હોય કે ગમે તેવા મહાન પુરુષનો હોય છતાં તેને સત્યની એરણ પર ચડાવતાં જ્યારે ખામીભર્યો લાગે ત્યારે સ્પષ્ટ વિરોધ કરવાનો પ્રગલ્ભતાનો ગુણ, ઊંડું અને વ્યાપક ચિંતન અને તત્ત્વનિર્ણયોને વ્યવસ્થિત રીતે મૂકવાની સુંદર શક્તિ—આવા આવા લેખકના ગુણોથી તેમની આ કૃતિ વિભૂષિત થયેલી હોવાથી તત્ત્વજ્ઞાનનો આ ગ્રંથ ગૂજરાતનું મહામૂલું ધન છે.

તેમનું બીજું પુસ્તક 'કેળવણીના પાયા.' રા. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ 'ગમે તેટલું નિષ્ઠુર અને ક્રાન્તિકર નીવડે એવું લાગે તો પણ આગ્રહ તો શુદ્ધ સત્યનો જ રાખવો' એ તત્ત્વશોધકનું સાચું લક્ષણ તેમનામાં હોવાથી કેળવણી સંબંધીના ગૂજરાતી-સાહિત્યના અલ્પતમ પુસ્તકોમાં મૂલ્યવાન વધારો કરે છે. અલબત તેમનું આ પુસ્તક આજન્મ કેળવણીકાર થી. કાલેલકરના પુસ્તક 'જીવનવિકાસ'થી બહુ જુદું પડે છે—તેની નિરૂપણ શૈલી તેમ જ કેળવણી પ્રત્યેના દૃષ્ટિબિંદુમાં. કાલેલકરની વ્યાપક દૃષ્ટિ આમાં નથી. આ દૃષ્ટિસંકુચિતતા તેમની અતિ-ધર્મપરાયણ વૃત્તિમાંથી ઉદ્ભવી હોય તેમ લાગે છે. તેમના 'સહશિક્ષણ'ના લેખમાં તો એમ જ લાગ્યા કરે કે સહશિક્ષણની બાબતમાં આટલી બધી સંયમની પાળો શી! આટલી બધી આભડછેટ, આટલા બધા ચીકણાવેડા શા માટે! તેમની 'સ્ત્રી–પુરુષ–મર્યાદા' નામની ચાર-પાંચ નિબંધોરૂપે લખાયેલી એક પુસ્તિકામાં પણ આવું જ કંઈ લાગ્યા કરે છે. ભલે આપણે તે દૃષ્ટિબિંદુ સાથે સહમત ન થઈએ પણ એમ તો જરૂર લાગશે કે વસ્તુની આ પણ એક બાજુ છે. રસેલ અને બર્નાર્ડ શોના અભ્યાસકોએ જાણવા જેવી છે! ભયસ્થાનો તરફ તદ્દન નિસ્પૃહ વૃત્તિથી કરેલો, સ્પષ્ટ ભાષામાં આ અંગુલિનિર્દેશ વિચારવા જેવો તો છે જ.

હવે આપણે લઈએ તેમનાં અવતારલીલા ગ્રંથમાળાનાં પુસ્તકો. 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', 'સ્વામી સહજાનંદ' અને 'ઈસુખ્રિસ્ત'. આ પુસ્તકો આપણને લેખકની ઊંચ શક્તિનો ખ્યાલ આપી શકે તેવાં નથી. મહાદેવ દેસાઈએ પોતાની કષાયમધુર શૈલીમાં આવું જ એક પુસ્તક 'સંત ફ્રાન્સીસ' લખ્યું છે તેવાં પ્રેરણાત્મક અને ચેતનવંતા અને વારંવાર વાંચવાં ગમે તેવાં આ પુસ્તકો અલબત નથી પરંતુ રા. વિજયરાય વૈદ્યના શબ્દોમાં કહીએ તો 'માહિતીના બેમૂલ ખજાના' જેવાં છે.

તેમનું 'ગીતામંથન' અને 'ગીતાધ્વનિ' સાથે જ લેવું ઠીક પડશે. આદ્ય શંકરાચાર્યથી માંડીને આજ સુધીમાં ગીતા પર કબાટો ભરાય તેટલાં ભાષ્યો થઈ ગયાં છે, છતાં દરેક ચિન્તકને ખાસ કંઈક સંદેશો કહેવાનો રહી જાય છે! કિશોરલાલભાઈનું ગીતામંથન અને ખાસ કરીને તેની ઉપરની જે ત્રણ મૌલિક નોંધો છે તેમાં લેખકનો ગીતા પર ઊંડો અભ્યાસ, ભક્ત અને ચિંતકનું હૃદય દેખાય છે. 'ગીતાધ્વનિ' એ લેખકનો ગુજરાતી ભાષામાં ગીતાનો સમશ્લોકી અનુવાદ છે. લેખકને કાવ્યશક્તિ સિદ્ધહસ્ત નથી તેથી ન્હાનાલાલનાં

ભાષાંતરની ચારુતા તેમાં આવી નથી. વળી અતિચોકસાઇને લીધે ઘણી વખત કવિત્વ ચાલ્યું ગયું છે અને પદ્ય ગદ્ય બની ગયું છે. છતાં તેમાં ભાષા સહેલી હોવાથી અને જેટલો અંતથી અનુવાદ સુંદર થઇ શકે તેટલો કરવાની વૃત્તિને લઈને સામાન્ય સંસ્કૃત નહિ જાણતા વર્ગને ગીતા કંઠસ્થ કરવામાં આ અનુવાદ સારો મદદરૂપ થઇ શકે તેમ છે.

'તિમિરમાં પ્રભા', 'ઊધઈનું જીવન' અને 'સત્યમય જીવન' એ ત્રણે પુસ્તકોને હવે સાથે લઈશું. 'તિમિરમાં પ્રભા' એ 'Light in the Darkness' નામના ટોલ્સ્ટોયના એક અધૂરા નાટકનું રૂપાંતર છે. એ નાટક બહુ અંશે ટોલ્સ્ટોયના આત્મવૃત્તાંત રૂપ છે. છેલ્લો અંક જે ટોલ્સ્ટોયથી પૂરો થયો ન હતો તે પોતાની સર્જકશક્તિથી પૂરો કરી નાટકને સુંદર, સુવાચ્ય અને જીવનપ્રેરક બનાવી દીધું છે. 'ઊધઈનું જીવન' એ મેટરલિંકના 'Blue Bird'નો અનુવાદ છે. ઊધઈની અપૂર્વ વ્યવસ્થાશક્તિ, સતત ઉદ્યમપરાયણતા અને બીજી અનેક રસપ્રદ બાબતોથી ભરેલા, આ ગ્રંથના લેખકે પૂર્ણાહુતિ કરતાં જે એક વિસ્તૃત નિબંધ લખ્યો છે તે, અત્યારના તર્ક અને બુદ્ધિના વમળમાં પડી ગયેલા યુગમાં એક મહત્ત્વના પ્રશ્નની છણાવટ કરે છે. લેખક કહે છે કે બુદ્ધિનો એકપક્ષી અતિવિકાસ પણ હિતકારી નથી, કારણકે વિશ્વની સર્વશક્તિનું એક સ્વરૂપ એવું જણાય છે કે એ શક્તિ અમુક હદ સુધી જ હિતકારી થાય છે. એ શક્તિનો અંતિમ છેડો શાપરૂપ બને છે એ વિચારની યથાર્થતા અત્યારે સ્પષ્ટ સમજાય તેમ છે. 'Compromise' પરથી શ્રી. મહાદેવ દેસાઇએ જે 'સત્યાગ્રહની મર્યાદા' નામનો સુંદર અનુવાદ કર્યો છે, તેના પર સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી લખાયેલો એક બૃહદ લેખ તે 'સત્યમય જીવન'. આ પુસ્તક 'સત્યાગ્રહની મર્યાદા' પર ભાષ્ય છે અને નથી. બન્ને એકબીજાનાં પૂરક છે. મોર્લીનો ગ્રંથ અનન્ય છે. તેમાં પણ તેના તત્ત્વનિર્ણયમાં જ્યાં ખામી રહી ગઈ છે, જ્યાં વિવરણ અધૂરું લાગ્યું છે, જ્યારે દૃષ્ટિબિંદુ સત્યની કસોટીએ ચડાવતાં ભૂલભરેલું જણાયું છે ત્યાં કિશોરલાલભાઈએ સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી, વૈજ્ઞાનિક તટસ્થતાથી વિવરણ કર્યું છે. સત્ય પ્રત્યેનો કિશોરલાલભાઇનો આદર અને આગ્રહ મિ. મોર્લીના જ પ્રિય સૂત્ર 'Men should cling to truth and right if the very heavens fall'ની યાદ આપે તેવો છે.

અર્વાચીન હિંદમાં ગાંધીજીના જેવું સત્ત્વવંતુ અને પ્રેરણાત્મક અનેકવિધ લખાણ ભાગ્યે જ કોઇએ કર્યું છે. છેલ્લાં ચાલીસ વર્ષો થયાં તેઓ સતત લખ્યા જ કરે છે. તેમના લેખોની સંખ્યા સેંકડોની નહિ પરંતુ હજારોની છે. તેમનું લખાણ માત્ર સંખ્યાબળમાં વિપુલ નથી પરંતુ વિષયમાં પણ એટલું જ અનેકસ્પર્શી છે. તેઓ જીવનને, તત્ત્વજ્ઞાનને, રાજકારણને, સાહિત્યને, કેળવણીને, કળાને, અર્થશાસ્ત્રને, અરે! સંતતિનિયમન અને વૈદક સુદ્ધાંને પણ ચર્ચે છે. એ બધા વિચારોનું કિશોરલાલભાઈએ 'ગાંધીવિચારદોહન'માં, માત્ર અઢીસો પાનાંમાં, સૂત્રાત્મક શૈલીથી, પોતાની સરળ ભાષામાં સમાવી દીધા છે. ગાંધીજીના વિચારોને મૂળમાંથી ગ્રહણ કરવાની અને સમજવાની તેમની અસાધારણ શક્તિને લીધે આ વિકટ લાગતું કાર્ય તેમને સહજસાધ્ય લાગ્યું છે. ગાંધીજીના વિચારો ખુદ ગાંધીજી કરતાં પણ વધારે સ્પષ્ટપણે અને વધારે શાસ્ત્રીય રીતે રજૂ થયા હોવાથી ગાંધીજીના વિચારો જાણવા માટે આ પ્રમાણભૂત ગ્રંથ ગણાય છે અને એ પ્રમાણપત્ર તો ગાંધીજીએ પોતે જ તે પુસ્તક જોઈ, તપાસી, સુધારીને આપ્યું છે.

તત્ત્વજ્ઞાનનાં વૈજ્ઞાનિક સત્યોને ગુજરાતી ભાષામાં રજુ કરવાં એ કેટલું વિકટ કાર્ય છે એ તો અખાના ગ્રંથોનો જરા જેટલો પણ જેણે અભ્યાસ કર્યો હોય તે સમજી શકે. શ્રી. બલવંતરાય ઠાકોર ગૂજરાતના દસ મહાન ગદ્ય લેખકોમાં કિશોરલાલભાઈની ગણના કરે છે તે આ માટે જ હશે: 'ફૂલના જેવી સુંદર, સુવાસિત અને સુકોમળ' કાકાસાહેબની શૈલી તેમને અસાધ્ય છે, ગાંધીજીનું મિતાક્ષરપણું અને ભાષાની sublime simplicity તેમને હસ્તગત નથી, છતાં તેમની શૈલીમાં વૈજ્ઞાનિક ચોકસાઈ અને સત્યને નિર્ભેળ રીતે, મૂર્તસ્વરૂપે અને સચોટપણે રજુ કરવાનું સામર્થ્ય અને બળ છે.

મૌલિક અને સ્વતંત્ર વિચારક, સર્વ ધર્મના ઊંડા અભ્યાસી, "સત્યની મૂર્તિ ગમે તે મંદિરમાં હોઈ શકે, તેણે ગમે તેવાં વસ્ત્રો સજેલાં હોઈ શકે અને તે ગમે તે ભાષા બોલતી હોઇ શકે" આવી સહિષ્ણુતા અને સમભાવ રાખનાર, સૂક્ષ્મતાપૂર્વક, સંપૂર્ણતાપૂર્વક અને અવિશ્રાંત પરિશ્રમથી લીધેલી જવાબદારી પૂર્ણ કરનાર, વૈજ્ઞાનિક પદ્ધતિથી દરેક તત્ત્વનું પૃથક્કરણ કરી સત્યની કસોટી પર ચડાવી આંક કાઢનાર કિશોરલાલભાઈ આપણા ગૂજરાતનું એક મહામૂલું રત્ન છે.



## બા'રનું વિશ્વ જોવા![1]

ઉંડે ભોમાં દટાયા બીજ મંહી વસતું ઉંઘતું એક વૃક્ષ;
'ઊઠો, આવો ઉઠીને ઝટ મુજ તડકે' સૂર્યનો તાપ બોલે;
વર્ષાનાં બિંદુઓ યે પણ ઇજન દીધું એમને ઊઠવાનું;
ને સૂતું વૃક્ષ ઊઠ્યું શિર નિજ ઉંચકી બા'રનું વિશ્વ જોવા!

દેવજી રા. મોઢા



૧. અંગ્રેજી ઉપરથી

# ધરતીની નારી

સ્નેહરશ્મિ

મારે કૂવે પાતાળપાળ તૂટી,
સરવાણી નવી ફૂટી !
કે પાણીડાં કોણ ભરશે !
ન એ માયે ને ક્યાંય રે સમાયે,
વણઓટી વહી જાયે !
કે પાણીડાં કોણ ભરશે !
ઊડી વનવનનાં પંખી કદી આવે,
ઘડી નેણને હસાવે !
કે પાણીડાં કોણ ભરશે !
કદી દૂરનો વંટોળ કો સતાવે,
ને પ્રાણને નચાવે !
કે પાણીડાં કોણ ભરશે !
નહીં જાણું ઉર કોને રહ્યું તેડી,
અબોલ પડી કેડી !
કે પાણીડાં કોણ ભરશે !
ઉરે કોનાં આ સોણલાં આવે ?
આવે ને ઘેન લાવે !
કે પાણીડાં કોણ ભરશે !
ન હું ચંદાની ગાગર માગું,
રે આભ હુંથી આઘું !
કે પાણીડાં કોણ ભરશે !
માગું તરસ્યા કો હૈયાની આરી,
હું ધરતીની નારી !
કે પાણીડાં કોણ ભરશે !
હું તો બેઠી નજર દૂર નાખી,
ને આશ એક રાખી !
કે પાણીડાં કોણ ભરશે !

# " રશિયામાં સ્વર્ગ જોવાની આશા રાખી નહોતી "

ડૉ૦ સુમન્ત મહેતા

[ ગતાંકથી ચાલુ ]

૨

## આર્ખ્યૂમસ્કોયમાં આરોગ્ય સંરક્ષણ

" ઑગસ્ટ ૧૩. અંતે છેવટે હું ત્રાસજનક મુસાફરી કરીને અહીં આવી પહોંચ્યો છું. અહીં પંજાબના જેટલી જ ધૂળ છે. રેલવેની મુસાફરી પૂરી થઈ એટલે અમે એક ઘોડાની નાની ગાડીમાં બેઠા. તેને બીલકુલ સ્પ્રિંગ નહોતી. ગાડીવાને તેમાં સામાન ખડક્યો અને તેના પર અમે ચઢી બેઠા. રસ્તામાં ધૂળ લગભગ ૧૨ ઇંચ ઊંડી હતી, અને બધે ઉડયા કરતી હતી. આ ગામડાંની વસ્તી લગભગ ૧૮૦૦૦ જેટલી છે, પણ આખા જગતમાં કાગળનું એક મોટામાં મોટું કારખાનું બંધાતું જાય છે તેને લીધે જ નવી વસાહત આવી છે. આ જગાએ કેવળ જંગલ હતું અને હજી પણ રીંછ અને વરૂ ભટક્યાં કરતાં જણાય છે. વસંતઋતુમાં ખૂબ સુંદર લાગતું હશે. મારી સાથે છ સ્ત્રીઓ અને એક પુરુષ કામ કરનારાં છે. તે સિવાય અહીં દવાખાનું છે, તેમાં સ્ત્રી-પુરુષ દાક્તરો કામ કરે છે. જે મકાનો છે તે બધાં નવાં છે. મોટે ભાગે કામગરોનાં મકાન છાલ કાઢેલાં થડ ( logs )માંથી બનાવ્યાં હોય છે. તેમને માટે નાટકશાળા, રમતગમત માટે બાગ, કલબ, પેરાશુટથી ઊતરવાનો ટાવર, અનેક રમતો માટે વ્યવસ્થાની ગોઠવણ થઇ ગઈ છે. નિશાળો, દવાખાનાં, સુવાવડખાનું, તદ્દન સારાં છે.

" મને ઘણું કરીને માસિક રૂબલ ૪૫૦ ( રૂ. ૨૨૫ ) મળશે. ગ્રેન્યુએટ થયાંને આઠ વર્ષ થઇ ગયાં હોય એવા બધા દાક્તરોને આટલું વેતન મળે છે. જેની નીચે મારે કામ કરવાનું તેને ૪૦૦ રૂબલ મળે છે કારણકે તેને પાસ થયાને છ વર્ષ થયાં છે. મને બે ઓરડી અને એક રસોડાં જેટલો ભાગ રહેવા માટે મળશે. તેમાં ચાર ખાટલા છે પણ પથારી વગેરે નહિ મળે. બનવા જોગ છે કે તને નર્સ તરીકે કામ મળશે, દવાખાનામાં અગર લેબોરેટરીમાં, અને પગાર ૨૦૦ રૂબલથી વધારે તો જરૂર નહિ મળે.

" મારે ૧૫ ચોરસ માઈલનો પ્રદેશ સંભાળવાનો છે. જ્યાં જ્યાં પાણી ભરાઇ રહે છે તેમાં નીક કાઢીને પાણી વહેતું કરવાનું છે. કેટલોક ભાગ એવો છે કે જેને ડ્રેઈન કરવા માટે ( નીકો વડે ) લાખો રૂપિયાનો ખર્ચ થાય. મારા હાથ નીચે કેટલાક વિદ્યાર્થીઓ કામ કરે છે તે મચ્છરોને તપાસશે, દરદીઓને દવા પહોંચાડશે, જેમની દવા ચાલતી હશે તેમને મચ્છરદાનીનું રક્ષણ આપશે, અને એક એરોપ્લેઈનમાંથી પારીસગ્રીન અને ઓસીઓ-આર્સેનાઇટનો છંટકાવ કરશે. હાથેથી પણ દવાઓ છાંટવી પડશે. સામાન્ય ચિકિત્સા એવી રીતની રાખી છે કે સાત દિવસ સુધી અકિનીન આપવામાં આવશે અને આ દિવસો

દરમ્યાન એક દિવસને આંતરે પ્લાસ્મોસાઈડ મળશે. ક્વીનીન તો ક્વચિત ખાસ કેસમાં વાપરવામાં આવે છે.

"મારી સાથેના બધા કાર્યકરો આ મેલેરિયાને નાબૂદ કરવાનું મહત્ત્વ સમજે છે. જ્યાં સુધી આ રોગ નાબૂદ ન થાય ત્યાં સુધી દેશની સામાજિક અને આર્થિક આબાદી ભયમાં છે, લગભગ અશક્ય છે. આખી કૉમ્યુનિસ્ટ પાર્ટીના શા શા આશયો છે તે દરેક વ્યક્તિ બરોબર સમજે છે તેથી દરેક મનુષ્ય તનતોડ મહેનત ઉપાડે છે. જો કોઈ પણ વ્યક્તિ કામમાં નિરુત્સાહ બતાવે છે અગર ઢીલ કરે છે તો સમિતિ (સોવિયેટ) ની અંદર નિખાલસપણે તેની ખુલ્લી ટીકા થાય છે.

[તેનાં દૃષ્ટાંત આગળ આપવામાં આવશે—સ્. મ.]

"મારા અહીંના દિનપરદિન જીવનક્રમ વિષે તું પૂછે છે તેથી થોડી વિગતો આપું છું. અહીં પાંચ હજાર કામદારો કારખાનાંમાં કામ કરશે—જે સગવડો સરકાર તરફથી થાય છે તે બધી એમના હિત માટે જ છે. કામ ન કરનારને કોઈ પ્રકારની સવલતો મળતી નથી. કૉમ્યુનિઝમ નિષ્ફળ ગયું છે એમ કોઈ કહે તો માનતી ના. અહીંની ગોઠવણ જોઈને હું ઉત્સાહથી પ્રફુલ્લિત બની જાઉં છું. સ્થાનિક કામ પહેલેથી નિયોજાયું હોય છે, તે આખા દેશની યોજના સાથે સંકળાયેલું હોય છે. દરેક વ્યક્તિને પૂરતી માહિતી હોય છે કે દેશ શું કરવા ઇચ્છે છે અને તેથી દરેકને દેશોન્નતિના અખતરામાં પુષ્કળ રસ હોય છે. લોકો પોતપોતાના પ્રાંતિક, જાતના, ધાર્મિક અને સાંસ્કૃતિક ભેદોને બાજુએ રાખીને કામ કરે છે. મેં ત્રણ અઠવાડિયાંથી સારું સ્નાન કર્યું નથી પણ આવતી કાલે સ્નાનગૃહમાં જરૂર જઈશ. મારાં મોજાં ફાટી ગયાં છે અને તેને તુણવાની જરૂર છે. હું ત્રણ દિવસને આંતરે હજામત કરું છું—રશિયામાં એવી જ પ્રથા છે. મને લાગે છે કે શિયાળામાં હું દાઢી ઉગાડીશ.

"હું જોઈ રહ્યો છું કે અહીં વૃદ્ધ માણસો જેના પર વિપ્લવની અસર થઈ નથી તે ગંદા હોય છે અને તેઓ છેક નાનાં છોકરાંની દરકાર લેતાં નથી તેથી તે બધાં અસ્વચ્છ હોય છે. પણ જુવાન સ્ત્રી–પુરુષો તદ્દન જુદાં પડી જાય છે."

"ઑગસ્ટ ૯: રશિયામાં ઔદ્યોગિક પ્રગતિ ધમધોકાર ચાલી રહી છે અને તે છતાં હજી ઘણું ઘણું કરવાનું બાકી રહે છે. સામાજિક પુનર્રચનામાં શી શી મુશ્કેલીઓ પડશે તેનો પૂરો ખ્યાલ આવ્યો જ નહોતો, અને આટલા ટૂંકા સમયમાં બધી વ્યવસ્થા અમેરિકા જેટલી સુંદર અને ચોક્કસ થઈ જાય એવી આશા શી રીતે રાખી શકાય? આજ સુધી જે ચીજો પરદેશથી મંગાવવી પડતી હતી તે બધી હવે આ દેશમાં તૈયાર થાય છે—મોટરગાડીઓ, ખેતીનાં ટ્રેક્ટરો, વીજળીની ટ્રામ, રેલને એન્જીન, ડબ્બા અને બીજો બધો રેલવેમાં જોઈતો માલ, શસ્ત્રક્રિયાનાં ઓજારો, કારખાનાંના સાંચાઓ, અને નાના ઉદ્યોગોમાં વપરાતાં સાંચાકામ.

"રશિયાનું નવું રાજબંધારણ પ્રગટ થયું છે. ત્રણ પ્રાથમિક જન્મસિદ્ધ હકો તેમાં જણાવ્યા છે: (૧) કામ કરવાનો (એટલે મેળવવાનો પણ) હક્ક; (૨) આરામ અને સ્વાસ્થ્યનો હક્ક; અને (૩) યોગ્ય કેળવણી મેળવવાનો હક્ક. રાજકીય કારણોને લીધે નાસી છૂટેલા કાર્યકરોને સંરક્ષણ મળશે, દેશમાં જે જે માણસો વસવાટ કરતા હોય તેમને મતાધિકાર મળશે (તે શખ્સના નાગરિક તરીકે નોંધાયા હોય કે ન હોય) અને ગુપ્ત બેલટની વ્યવસ્થા થશે, સીધું

પ્રતિનિધિત્વ અને વાણી તથા પ્રકાશનનું સ્વાતંત્ર્ય તથા વૃદ્ધાવસ્થામાં જરૂરિયાતો પૂરી પાડવામાં આવશે.

"મોસ્કોમાં મને એક દિવસ વિજ્ઞાનીઓને માટે સેનેટેરિયમ જોવાની તક મળી હતી. એ જગ્યા બહુ જ શાંત જગ્યાએ વનમાં આવી છે. તેમાં પ્રોફેસરોને જ રાખવામાં આવે છે. મારી સાથે ડા. ચાંગ (ચીની) હતી. એનો બાપ મશહૂર વિપ્લવવાદી છે, અને એને ચીઆંગ-કાઈ-શેકે અનેકવાર જેલમાં મોકલ્યા છે.

"આપણે રૂશિયામાં રહીને કામ કરવું કે કેમ એ પ્રશ્નનો નિર્ણય કરવો ઘણો અઘરો છે. રૂશિયનોએ કાંઈ આપણને બોલાવ્યા નથી, અને તે છતાં આપણી મદદ લેવાને રાજી છે. આપણી મદદ અનિવાર્ય નથી, આજે તો નથી જ. પણ જો ભવિષ્યમાં મારું કામ દીપી નીકળે તો અનિવાર્ય થઈ શકે. એ લોકો જે રોજી (વેતન) આપવા તૈયાર છે તેમાં રહેવાની ઘણી મુશ્કેલી પડશે, કારણકે દૂધ અને માખણના ભાવ મોસ્કોમાં અને અહીં સરખા છે. ટેલિફોન અને વીજળી માટે ખર્ચ કરવાનો નથી. પણ રૂશિયામાં એક અદ્વિતીય સામાજિક અખતરો થઈ રહ્યો છે તેમાં મદદરૂપ થવું એ જીવનનો મોટો લ્હાવો છે. આપણા અહીંના કામને લીધે અનેક અમેરિકન મિત્રોની સહાનુભૂતિ આ દેશ તરફ દોરાશે. તને અને છોકરાંઓને અહીં આવવું પડે એવો આગ્રહ હું નહિ કરું, કારણકે જે પ્રકારના જીવનની આપણને ટેવ છે તે રીતે અહીં રહી શકાશે નહિ. તે છતાં રૂશિયાના જે પરિવર્તનમાં આપણને શ્રદ્ધા છે તેમાં ભાગ લેવો અને મદદરૂપ થવું એ નાનીસૂની વાત નથી. ખૂબ વિચાર કરજે અને મિત્રોની સલાહ લેજે. તમારો નિર્ણય અહીં ન આવવાનો થશે તો હું તરત અમેરિકા પાછો આવીશ."

## રેબેકાની રોજનીશી

[ એ જાણીતી વાત છે કે ક્વેકર સંપ્રદાયનાં ખ્રિસ્તીઓ ખૂબ સાદું જીવન ગાળે છે. તેઓ મંદિરને બદલે ઘરના ઓરડામાં પ્રાર્થના કરતા. તેમનામાં સેવાભાવ સારો ખીલ્યો હોય છે, ઉચ્ચ આદર્શનું જીવન ગાળવા તરફ તેમને આકર્ષણ હોય છે. ટિમ્બર્સ કુટુંબ આ સંપ્રદાયનું હતું. આજે ગાંધીજીને પણ અંગ્રેજી ક્વેકર જનો તરફથી સહાનુભૂતિ સારી રીતે મળે છે. મીસિસ ટિમ્બર્સને રૂશિયા જઈને પોતાના પતિની સાથે રહીને રૂશિયન અખતરાને મદદ કરવાની ભારે મહત્ત્વાકાંક્ષા હતી. પણ અમેરિકાની રહેણીકરણી ઇંગ્લૅન્ડ કરતાં પણ વધારે સારી અને ખર્ચાળ હોય છે, અને રૂશિયાની રહેણીકરણી ઘણી અગવડભરેલી અને સોંઘી હોય છે. કાર્યકરોના પગાર ટૂંકા હોય છે અને જે જે અગવડો એ દેશમાં પડશે તેનું તેને ભાન હોવા છતાં, તે રૂશિયા જવાને જરાયે અચકાય એવી નહોતી. પણ મહત્ત્વનો પ્રશ્ન નાનાં ઊછરતાં બાળકોનો હતો. તેમને પૂરતો પૌષ્ટિક ખોરાક ન મળે, તેમનો અભ્યાસ બગડે, કળાઓની ખીલવણી ન થાય તેની ચિંતા હતી. તે બધાંનો વિચાર કર્યા પછી સાહસ કરીને એ બાઈ બે છોકરીઓને લઈને રૂશિયા જાય છે, એ હકીકત વાચકે ધ્યાનમાં રાખવી.—સુ. મ.]

"ઑક્ટોબર ૨. બન્ને છોકરાં સાથે હું લેનિનગ્રેડ આવી પહોંચી છું. અમે કાઝનનું મોટું મંદિર જોવા માટે ગયાં, જ્યાં બધા ઝાર (રૂશિયાના બાદશાહો)ને ગાદીનશીન કરવાની ક્રિયા થાય છે. આ મંદિરમાં સંગ્રહસ્થાન ગોઠવવામાં આવ્યું છે અને આદમ અને ઈવ (હૉવા)ની વાત ખરી છે કે ઉત્કર્ષ (એવોલ્યુશન)ની ખરી છે તે નકશાચિત્રોથી સમજાવવામાં

આવ્યું છે. અહીંનાં મંદિરો અને મઠો પાસે કેટકેટલો પૈસો એકઠો થયો હતો તેના નકશા કર્યા છે. ગરીબ અને કંગાલ લોકો પાસેથી પૂજારીઓ અને પાદરીઓ કેવી રીતે નાણાં બળજબરીથી અને દબાણથી પડાવતા હતા તેનાં ચિત્રો છે. અનેક જાતના વહેમો, જે કહેવાતા ધર્મોએ સ્થાપિત કર્યા છે તેનાથી પ્રજા કેવી પછાત રહી છે અને તેને કેટલું નુકસાન થયું છે તે બરાબર સમજાવ્યું છે.

"એક સાંજે અમે સિનેમા જોવા ગયાં. પ્રવેશદ્વારની પાસે જ સારી ચોકખી સોંઘી રેસ્ટોરાં હતી. તેને જમણે હાથે એક વાંચનાલય હતું અને તેની પાસે શેતરંજ જેવી રમતો રમવા માટે ટેબલો હતાં. સિનેમા શરૂ થયો તેની અડધા કલાક પહેલાં એક ઓરડામાં શાસ્ત્રીય સંગીત વાગતું હતું. બધો પ્રોગ્રામ સ્પેનિશ સંગીતનો તે દિવસે હતો. તે પૂરું થયું કે તરત સિનેમા શરૂ થયું. ફિલ્મ કરવાની કળામાં હજી આ લોકો જરા પછાત છે. ઍકટીંગ સારું હોય છે પણ છબી પાડવામાં ભૂલો જણાય છે."

ડૉક્ટરની એક નોંધ

"એક દિવસ મોસ્કો જવા માટે આગગાડીમાં મુસાફરી કરતો હતો. ત્રીજા વર્ગના ડબ્બામાં રીઝર્વ કરી આપે છે. એક ટાર્ટાર ખેડૂતનું કુટુંબ અમારા ડબ્બામાં ઘૂસી ગયું હતું. પણ રેલવેના નોકરે તેમને અટકાવ્યાં. ઘણાં જ ગરીબ લોકો હતાં. સુતરાઉ કપડાં પહેરેલાં અને તે પણ ફાટેલાં, થીગડાં મારેલાં. પગ પર પટ્ટીઓ વિંટાળી હતી, અને બૂટને બદલે વિલો નામના ઝાડની લાંબી પટ્ટીઓ વિંટાળી હતી. એની સ્ત્રી એક છોકરાને ખભે લઈને અને બીજાનો હાથ પકડીને ગાંસડાં પોટલાંના ઢગ આગળ ઊભી હતી. મરદ ભાંગ્યું તૂટ્યું રૂશિયન બોલતો હતો. જ્યારે એને સમજણ પાડી કે ગાડીના પાછલા ભાગમાં રીઝર્વ કર્યા વિનાના ત્રીજા વર્ગના ડબ્બા છે ત્યારે આ દંપતીએ પોટલાં માથે ખભે ચડાવ્યાં અને બાવરાં થઈને દોડયાં. હજી કેટલાંય લોકો તો ખૂબ પછાત છે.

"આ દેશમાં મકાનોની તંગી એટલી બધી છે કે મોકળાશથી રહેવાની ટેવવાળા અને ઉત્તમ કામ કરનારા માણસને પણ જો એક સ્વતંત્ર ઓરડી મળે તો તે પોતાને ભાગ્યશાળી માને છે. ઘણા માણસો ઑફિસમાં સૂએ છે. જ્યારે માંદાં પડે ત્યારે તેમની સ્થિતિ ઘણી જ કફોડી થાય છે. એક ધણીધણિયાણીને પણ સ્વતંત્ર ઓરડો મળે તો સારાં નસીબદાર ગણાય. જો તેમને બે ઓરડા મળે તો ઠાઠમાં રહેનાર ગણાય, અને ત્રણ ઓરડા અને રસોડું મળે તો તો રાજશાહી ભપકો ગણાય. હોટેલની અંદર જાહેર જાજરૂ વાપરવું પડે છે, અને એક આખા માળ પર એક જ નહાવાનું ટબ હોય છે. તેને વાપરવા માટે નીચે ઑફિસમાં પહેલેથી ગોઠવણ કરવી પડે છે.

"અમે દુકાનો જોવા નીકળી પડયા. પ્રાઇમસ સ્ટવ વેચાતો લેવા માટે બે કલાક સુધી દુકાને દુકાને ફર્યા પણ ન મળ્યો. અમેરિકામાં જે ઇવનિંગ ડ્રેસના ૨૫ ડૉલર થાય તેના અહીં ૧૨૫ થાય છે, કારણકે એ બિનજરૂરિયાત (luxury)ની વસ્તુ છે. જોડાના ૧૫ થી ૨૦ ડૉલર. મને અનેક ચીજો વિના ચલાવી લેવાની બહુ સારી તાલીમ મળી રહી છે. મારે કબૂલ કરવું જોઈએ કે ૧૯૨૨ અને ૧૯૩૦ કરતાં લોકો સુખી જણાય છે અને વધારે સારાં કપડાં પહેરે છે. રસ્તાઓ પહોળા થયા છે. મુખ્ય રસ્તાઓ ઍસ્ફાલ્ટના થયા છે. દુકાનોમાં સારો માલ વેચાય છે. મધ્યયુગનું શહેર અમેરિકાના શહેરથી પણ વધારે આધુનિક થઈ ગયું હોય એવી છાપ મોસ્કો જોઇને મારા મન પર પડે છે. લોકોને સારું શિક્ષણ મળે છે.

પોતાનાં ઉજ્જવળ ભવિષ્ય વિષે અજબ શ્રદ્ધા જાગી છે અને તેથી દરેક વ્યક્તિ પોતાની જેટલી શક્તિ છે તે જગાડીને કામ કરે છે. દરેકને લાગે છે કે વ્યક્તિ તરીકે દરેકની કિંમત ઓછી છે. ઉચ્ચ આદર્શ, ઉચ્ચ વિચાર, ઉચ્ચ રહેણીકરણી, પૂરો સહકાર, પછાતને વિશેષ મદદ, દરેકની અપ્રગટ શક્તિને પૂરી ખીલવવાની સગવડ મળે અને સામ્યવાદી સમાજ સ્થપાય કે જેમાં ખરેખરો સમાનભાવ હોય એવી દુનિયા પેદા કરવાની તમન્ના છે.

"રૂશિયામાં ઘણી ચીજો મોંઘી મળે છે. પણ પુસ્તકો ખૂબ સોંઘાં છે કારણકે સરકાર ઇચ્છે છે કે લોકો વધારે વાંચે. અનેક જાતનાં પુસ્તકો છપાય છે. કવિવર ટાગોરનાં પુસ્તકો ઘણાં સોંઘાં મળી શકે છે."

### રેબેકાના અનુભવો

"નવેંબર ૭. અહીં શિયાળો શરૂ થઈ ગયો છે, અને અમારા ઢીમચાંના ઘરમાં (log–house) અમે સુરક્ષિત છીએ. ઓરડીમાં ઈંટોની ભઠ્ઠી એટલી ગરમ થાય છે કે તેને હાથ અડાડી શકાય નહિ. અને બહાર ઝાડો પર એટલો બરફ પડ્યો છે કે ડાળીઓ લચી પડે છે. ભઠ્ઠી છેક છત સુધી પહોંચે છે. અમને કાઉનથી વિજળી મળે છે. જો કોઈ દિવસ તે અટકી પડે છે તો અમે મીણબત્તીઓ વાપરીએ છીએ. અમને ત્રણ ઓરડીઓ (ચાર જણ વચ્ચે) મળી છે તે છતાં, ચાર ખાટલા, લખવાનું ટેબલ, જમવાનું ટેબલ, કબાટ અને પેટીઓ ગોઠવતાં બધી દીવાલો રોકાઇ જાય છે. ઘણો સામાન અમને કારખાનાની કમિટિ તરફથી મળ્યો છે. અમેરિકાથી જે ભારે સામાન મોકલેલો તે બધો આવી ગયો છે. અહીં તળવા માટે કઢાઈ, તપેલાં (હાથાવાળાં), ઝાડુ, જમવા માટે છરી કાંટા, ચમચા, ડોલ, ખીલા, કપડાં સુકાવવા માટે તારનાં દોરડાં, કપડાં ઊડી ન જાય માટે પિન, લખવાના કાગળો, મોટા વાટકા (બોલ) વગેરે ચીજો ક્વચિત જ વેચાતી મળી શકે છે. એવો સામાન આવે છે કે તરત દુકાનમાં ખરીદનારની લાઇન ઊભી રહે છે અને કિંમત પણ ખૂબ હોય છે."

"ઓક્ટોબર ૫. આજે અમે રૂશિયન પેપરો જોયાં અને તેમાં લીગ ઓવ નેશન્સમાં લિટવિનોવનું ભાષણ વાંચ્યું. દરેક રાષ્ટ્રે શસ્ત્રસંન્યાસ કરવો એવી દરખાસ્ત કરવામાં રૂશિયા અગ્રેસર હતું. જે રાષ્ટ્રો લીગની વિરુદ્ધ જઇને બળજબરી કરે તેની સામે લીગે પગલાં લેવાં જ જોઇએ એવો આગ્રહ પણ રૂશિયાએ કર્યો હતો. આજે તો રૂશિયા એક બાજુએથી જર્મની અને પૂર્વમાં જાપાન સામે સંરક્ષક પગલાં લઈ શકે એવી તૈયારી પૂરજોશમાં કરી રહ્યું છે. રૂશિયાને કોઈ રાજ્ય સામે આક્રમણ કરવું નથી. સીડની વેબે લખ્યું છે કેઃ–'રૂશિયાને વધારે જમીનની જરૂર નથી અને કોઈ દેશની મિલકત પણ તેને જોઈતી નથી અને તેથી કોઈ પણ દેશ સાથે લડવાની દાનત નથી. (૨) રૂશિયા જાણે છે કે આજે કોઈ પણ સામ્રાજ્યની લડત થશે તો તે આખા જગતમાં ફેલાઈ જશે, અને ભારે ખુનામરકી થશે. કોઈ પણ દેશ તટસ્થ રહી શકશે નહિ. (૩) લડત જાગશે તો આમવર્ગને ભારે પીડા થવાની છે અને રૂશિયન સરકાર કામગરોની હોઇ એ આમવર્ગને ત્રાસરૂપ થાય એવી લડત અટકાવવા ઇચ્છે છે.' (સોવિયેટ સામ્યવાદ—સિડની વેબ ૧૯૩૬)"

"ઓગસ્ટ ૪ મોસ્કો. વર્ષો પહેલાં જેમની જોડે દોસ્તી થયેલી એવા એક કુટુંબને અમે મળવા ગયાં. અમને જોઇને એ બન્ને ઘેલાં ઘેલાં થઇ ગયાં. વાતો કરી રહ્યા પછી અમે ગ્રામોફોનના સંગીત સાથે નાચ્યાં અને પછી કેક, મિઠાઇ, રોટી, મુરબ્બો અને ચા ઉડાવ્યાં.

આ રશિયન લોકો ઘણાં ભોળાં અને વહાલસોયાં હોય છે અને આનંદી પણ હોય છે."

"ઑક્ટોબર ૧૦. આ દેશમાં નોકરો તો હોતાં જ નથી. અને જે શરીરે બરોબર સશક્ત હોય છે તે કોઇ પ્રકારનાં કામમાં રોકાયેલાં હોય છે; તે છતાં કેટલાંક સ્ત્રીપુરુષો અશક્ત કે નિર્બળ હોય છે તે નોકર નહિ પણ 'મદદનીશ' તરીકે ઘરકામમાં ઉપયોગી થઈ પડે છે. અહીં કારખાનામાં કામ કરનારાં 'કામગરા' (વર્કર) કહેવાતાં હતાં, પણ તેમાં ખેડુતોનો સમાવેશ કરવા માટે હવે (toiler) શ્રમજીવી શબ્દનો ઉપયોગ થાય છે. ડૉક્ટરને અને મારે આઠ વાગે કામ શરૂ કરવું પડે છે તેથી અમારી મદદનીશ ચૂલો સળગાવશે, ઘરની સાફસૂફી કરશે, રાંધશે, કપડાં ધોવામાં મદદ કરશે, અને છોકરાં નિશાળેથી પાછાં આવે ત્યારે તેમના પર સાધારણ નજર રાખશે. આ કામ કાંઇ ઓછું નથી. અહીં નહાવાની એટલી બધી મુસીબત છે કે ટુવાલને ગરમ પાણીમાં બોળીને થોડા ચોરસ ઇંચ જેટલી ચામડી દરેક વખત સાફ કરીએ છીએ. જસતનાં કે લોખંડનાં વાસણો બિલકુલ મળતાં નથી. જે લોકો નહાતાં નથી અને ગંદાં રહે છે તેમની મુશ્કેલી અને મનોદશા હવે હું સહાનુભૂતિથી સમજી શકું છું."

"ઑક્ટોબર ૧૨. આજે બન્ને છોકરાંઓને લઈને હું ખુલ્લું બજાર જોવા માટે નીકળી હતી. આસપાસનાં ગામડાંઓમાંથી લોકો આવીને ખુલ્લી જગામાં સામાન મૂકીને વેચતાં હતાં. તેમાં અમે ગાજર, મરઘી, બટાટા, દૂધ, ઇંડાં, ગૂંથણકામ, કોબીજ, ઊનનું કાપડ, ઘુંટણભર પહેરવાનાં મોજાં, મધ, ચામડાનાં બૂટ, કાંદા, માંસ વગેરે ચીજો વેચાતી જોઈ. કોઈ પણ વેપારીની દરમ્યાનગીરી સિવાય ખેડુત અને ગામડાંની પ્રજા માલ વેચતાં હતાં. ભાવને માટે ખેંચતાણ અને બૂમરાણથી બજાર ભરાઈ ગયું હતું, પણ ભાવ ઠરે એટલે બધાં આનંદિત જણાતાં. રૂશિયન લોકો તકરાર કરે છે ત્યારે પણ નિખાલસ સ્વભાવનાં હોઇને મધુરું હસે છે. બજારની પાસે (ધોબી) કપડાં ધોવાનું કારખાનું છે. કોઇ પણ વ્યક્તિને ત્યાં ગરમાગરમ પાણી મફત મળી શકે છે અને અહીંથી અમે કેટલાંક લોકોને ભરેલી ડોલો કાવડ પર લઈ જતાં જોયાં."

## સોવિયેટની સભા અને પ્રજામતનાં સાધનો

[દરેક કારખાનામાં કામગરોના હિતનું રક્ષણ કરવા માટે તેમજ કારખાનાનું કામ ઝડપથી અને કુશળતાથી થાય તેટલા માટે એક સમિતિ હોય છે; તે સોવિયેટ કહેવાય છે. દરેક કામગરને એક મત હોય છે. ઉપરી દાક્તરને એક મત અને દવાખાનાની નર્સ, રસોઇયા કે હમાલ તેને એક મત. આ સોવિયેટમાં નિખાલસપણે દરેકના કામની ચર્ચા થાય છે. તે ઉપરાંત દરેક કારખાનામાં વૉલ-પેપર એટલે દીવાલ પર લગાડેલું અખબાર હોય છે તેમાં પણ ચર્ચા થાય છે. તેઓને ટીકા કરવાની ઘણી છૂટ હોય છે અને તેમની પસંદગી સોવિયેટ કરે છે. તે ઉપરાંત ગામનું અગર પ્રાંતનું પેપર હોય છે તેના પર જો કોઇ અન્યાયની બાબત લખી હોય છે તો તંત્રી એક રિપોર્ટરને મોકલીને ખબર કાઢે છે અને પેપરમાં સાચી હકીકત પ્રગટ કરે છે. તેની તરત અસર થાય છે. આપણા દેશમાં અમુક ખબરપત્રીઓ ઘડમૂળ વિનાના ગપગોળા ઉડાવે છે અથવા જૂઠું બોલે છે તેવું રશિયામાં થતું નથી.—સુ. મ.]

"ઑક્ટોબર ૨૬. હજી અમે ગેસ્ટ હાઉસમાં જ છીએ; શરત પ્રમાણે અમને ઓરડીઓ મળવી જોઇએ તે મળી નથી; અહીંના દાક્તરોએ પ્રાંતના પેપરમાં પોતાની સહી સાથે એક

લેખ લખીને આવી બેદરકારીનો વિરોધ કર્યો. હકીકત નીચે પ્રમાણે છે:—સભા ૬–૧૫ વાગે સાંજે શરૂ થઇ. દરેક સભ્ય સભામાં વખતસર હાજર હતો. માત્ર એક દાક્તર મોડો આવ્યો અને તેને તરત ઠપકો આપવામાં આવ્યો. એકંદરે ૪૦ માણસો હતાં: ૫ દાક્તરો, ૧ દાંતનો દાક્તર, નર્સો, ચોખવટ રાખનારાં, કારકુનો, હમાલ, હજામ વગેરે. તેમાં રૂશિયન, ટાટર, મેરિરફી, યહુદીઓ અને અમેરિકન એટલી જાતો હતી. ગમે તે માણસને પ્રમુખ નીમી શકાય છે (એક વર્ષ માટે). નવેમ્બરની સાતમીએ રૂશિયન વિપ્લવ સફળ થયો તેની ઉજવણીમાં શું શું કરવું તેની ચર્ચા અને વ્યવસ્થા થઇ. ઉજવણીમાં સરઘસ, ભાષણો, ફળાહાર, રમતગમતોનો કાર્યક્રમ નક્કી થયો અને તેના અમલ માટે કમિટિ નીમાઇ.

"બીજું કામ નવા સભ્યોને દાખલ કરવાનું હતું. દરેક વ્યક્તિની અરજી વાંચ્યા પછી તેણે પહેલાં કયાં કામ કરેલું, એ કયા સામાજિક વર્ગનો છે વગેરેની ચર્ચા થઇ. અરજદારોમાં અમે બે, બે હમાલ, હજામનો મદદનીશ વગેરે હતાં. એક સભ્યે પ્રમુખને પૂછયું કે બધા અરજદારો હાજર છે? ત્રણ ગેરહાજર હતા. એક નર્સે કહ્યું કે મિત્રો, શરૂઆત બહુ ખરાબ રીતે થાય છે. સભ્ય થવામાં લાભ છે પણ તેમાં જવાબદારી અને ફરજો પણ છે. દરેક સભ્યે દરેક સભામાં વખતસર હાજર રહેવું જ જોઈએ એ પહેલી શરત છે. માટે જે સભ્યો ગેરહાજર છે તેમનો પ્રશ્ન મુલતવી રાખવો. ઠરાવને ટેકો આપવાની જરૂર હોતી નથી. મંત્રીએ મત લીધા અને ઠરાવ પસાર થયો. અરજદારોને પ્રશ્નો પણ પૂછવામાં આવે છે. અમે અમેરિકન હતાં અને રૂશિયન થવાનો વિચાર નહોતો તે છતાં જરાય વાંધો લેવાયો નહિ. સભ્યને પગારના એક ટકા જેટલી ફી આપવાની હોય છે અને જો તે માંદો પડે તો પહેલી ૧૦૦ ટકા જેટલો પગાર તેને મળ્યે જાય છે. ત્યાર પછી કારખાનામાંથી વિનંતી આવેલી કે જે દર્દીઓ દાક્તરી તપાસ માટે જાય છે તેમને ઘણી રાહ જોવી પડે છે, વ્યવસ્થા સુધારવી જોઇએ. આ બાબતની ચર્ચા કરીને વ્યવસ્થા સુધારી. મા અને છોકરાંઓ નિયમસર અને મુદતસર સલાહ લઇ શકે તેની વ્યવસ્થા પણ કરી. ૧૮૦૦૦ માણસોને માટે માત્ર ૮ દાક્તરો છે અને તેમને મેલેરિયાને લગતું કામ કરવું પડે છે એટલે દરેકના પર હદપાર બોજો છે. આસપાસનાં ગામડાંનાં લોકો પણ આવે છે, તેથી કારખાનાને પત્ર લખાયો કે તેમના ફંડમાંથી વધારે દાક્તરો રાખવાની અને તે દાક્તરો માટે ઘર તૈયાર કરવાની ગોઠવણ કરે. જો કોઇ સભ્ય ચોકસાઇ વગરની ટીકા કરતું તો પ્રમુખ તરત તેને અટકાવીને કહેતો કે હવેના નવા યુગમાં અસ્પષ્ટ વાતો નહિ ચાલે, જે કામ કરવાનું છે તે ઉત્તમ પ્રકારનું થવું જ જોઈએ. છેવટે એવું ઠર્યું કે દરેક મા અને છોકરાંને દર ત્રણ મહીને એક વાર તપાસવાં જ જોઈએ.

"પછી પ્રમુખે ઊભા થઇને કહ્યું કે મિત્રો, મારી પાસે ફરિયાદ આવી છે કે કેટલાક દાક્તરો માંદગીનાં સર્ટિફિકેટો પૂરતી કાળજી રાખ્યા વિના લખી આપે છે. ભૂલશો નહિ કે સિક સર્ટિફિકેટ એ લગભગ નાણાંનો એક ચેક છે, કારણકે વગર કામે પગાર આપવો પડે છે. માંદગીનું કારણ ચોકસ રીતે લખવું જોઇએ. એક સર્ટિફિકેટ પર કારણમાં લખ્યું છે: "કાઝન જવા માટે." એ ડો. કાસારોવાએ લખી આપ્યું છે. આ કૃત્ય શરમભરેલું છે. ખાનગીમાં દાક્તરે સમાધાન કર્યું હતું કે કાઝનમાં એક્સ–રેની તપાસ માટે દર્દી ગયો હતો. તે છતાં

આવી ગફલત કરવી એ આપણને શોભતું નથી. એક દાક્તરે સર્ટિફિકેટ આપેલું તેમાં ૧૦મા મહિનાને બદલે 'X' રોમન આંકડો લખ્યો હતો. દર્દીએ એક લીટી ઉમેરીને 'XI' નવેંબર મહિનો કરી નાંખ્યો. હવે ખરું જોતાં કોઈ પણ દાક્તરને ૧૦ દિવસથી વધારે દિવસનું સર્ટિફિકેટ આપવાનો હક નથી. દસથી વધારે દિવસ માટે તો કમિશન તપાસ કરે છે, તે છતાં દાક્તરે 'ઑક્ટોબર' એવા શબ્દો વાપરવાને બદલે 'X' લખ્યું તેથી સરકારને ૨૦૦ રૂબલનું નુકસાન ગયું.

"હવે એક બીજો પ્રશ્ન. આપણાં દવાખાનાંમાં જે હમાલો વગેરે છે તે હજી સુધી નિરક્ષર છે. હવે શાળામાં રાત્રીવર્ગો મફતના ચાલે છે. દવાખાનામાં નિરક્ષર માણસો ચાલી શકે નહિ. એક દર્દીને છાશ આપવાની હતી તેને તજેલાં ઈંડાં મળ્યાં અને તેનું પેટ બગડ્યું. તેથી જે સભ્યો નિરક્ષર છે તેમણે એકદમ ભણવા જવું, નહિ તો તેમને રજા આપવામાં આવશે.

"છેવટે, આપણે ત્યાં જે અમેરિકન મેલેરિયાના દાક્તર આવ્યા છે તેમને હજી સુધી રહેવાની ઓરડીઓ મળી નથી! મેં તેમને માટે ઘણી દોડધામ કરી છે પણ ઘરો પૂરાં પાડનાર કમિટિએ લક્ષ આપ્યું નથી. મેલેરિયા એ ઘણો દુષ્ટ રોગ છે અને ઘણું નુકસાન કરે છે, પણ નોકરશાહી (અમલદારશાહી)ની જડતા મેલેરિયા કરતાં પણ વધારે દુષ્ટ છે. તેથી કામગરાનું અખબાર છે તેમાં આપણી સહી સાથે ફરિયાદ કરવી એવી મારી દરખાસ્ત છે.

આ ઠરાવ ચર્ચા પછી પસાર થયો.

સભા ૯–૧૫ વાગે ખતમ થઈ.

"આ સભાને ત્રણ દિવસ થયા એટલામાં તો કારખાનાંની કમિટિઓમાં ખૂબ ખળભળાટ થઈ રહ્યો અને કૉમરેડ ટ્રિમ્બર્સને ત્રણ સામાન સાથેની ઓરડીઓ મળી ગઈ. ભાડું આપવાનું નહોતું અને બત્તી તથા ગરમ કરવાનો ખર્ચ માફ થયો હતો."

ચાલુ ]

---

## તે

ભર્યું તેં તે કેવું અમૃત ઉર માંહી મમ પુરા
શકે જેને હાવાં કરી કલુષ ના, ઝેર ઠગલાં !

પ્રજારામ નo રાવળ

# યશોધરા

નાથાલાલ દવે

જાગી તે રાત્રીએ જ્યારે નિદ્રામાંથી યશોધરા,
ચમકી રમણી ખાલી શય્યા જોતાં કુમારની.

'હશે બીજા ખંડે' મનમહીં વિચારી વરતનુ,
ઢળી શય્યાપ્રાન્તે; પણ ન ઉર તેથી સ્થિર થયું.
ગવાક્ષે ધીરેથી અનિલ ફરકાવે જવનિકા,
હલાવે છે મૃદુસ્પર્શે ઘૃતદીપ તણી શિખા.

એ લાડિલી, કપિલવસ્તુ તણા કુમારની,
અર્ધાંગના, સરલ સુન્દર કુલલક્ષ્મી;
સૌભાગ્ય જેનું થયું સાર્થક ને સમૃદ્ધ,
સિદ્ધાર્થનો પરમ અંતરસ્નેહ પામી.

રાજા શુદ્ધોદને ન્યારા ભાવિની સાંભળી કથા,
સોંપેલો પુત્રને જેને પૂરવા વ્હાલપિંજરે.
"કશેથી કેમ ના આવે પરિચિત પદધ્વનિ
સ્વામીનો ?" એમ ચિંતાથી બની ત્યાં વ્યગ્ર સુંદરી;
જઇ વાતાયને ઉભી તજી શય્યા યશોધરા.
હતી છાની છાની મધુર નિશિગન્ધા મહકતી,
સરે ધીરાં શીળાં શશીકિરણ વ્યોમાંગણ થકી.
ગ્રીવા વાંકી ઢાળી મયુર તરુશાખા પર ઢળ્યા,
વનાન્તે વૃક્ષોનાં શિખર સહુ અસ્પષ્ટ દીસતા.

"અનુચરો ગયા જંપી, હજી પ્રાસાદ શાંત આ;
દિસે છે રજની બાકી," વદી ચાલી યશોધરા.
વૃંદાવને રહી જાણે શોધતી કૃષ્ણચંદ્રને
કુમે કુમે નિકુંજે શું વિરહાકુલ રાધિકા,
તેમ એ પુષ્પની કુંજે ઝૂલે જ્યાં માધવી લતા,
ઢળે મંદારની છાયા, ઉભાં વૃક્ષો કદમ્બનાં,
પારિજાત નમ્યાં ફૂલે, ડોલે ચમ્પક મંજરી,

એવી પુષ્પિત કુંજે તે શોધે શોધે, ફરી વળી;
છતાં સિદ્ધાર્થની તેને કશેથી ભાળ ના મળી;
વનપ્રાન્તે હતું સ્વચ્છ નાનું સ્નિગ્ધ સરોવર;
ઊઠતો કાશફૂલોમાં વાયુનો મંદ મર્મર;
વળી કુમારને વ્હાલું હતું એકાન્ત તે સ્થળ;
"હશે ત્યાં કાન્ત" માનીને વનિતા આવી હર્ષથી;
દેખી નિર્જન તે સ્થાન બની ઉદ્વિગ્ન સુન્દરી.
પ્રફુલ્લાંબુજ શાં નેત્રે અશ્રુબિન્દુ રહ્યાં સરી.
વાતો મીઠો કમલવનનો વાયુ ત્યાં મંદ મંદ,
જાગે ધીમા શુચિ સરવરે વારિ કેરા તરંગ,
વૃક્ષો સર્વે, ઉડુગણ અને ચંદ્ર સુદીપ્તિમંત
નાચે ડૂબી સરવરઉરે વ્યોમ જાણે અનંત.
કાસારે તારકો કેરું પ્રતિબિમ્બ નિહાળતી
હજી કાલે જ શ્યામા ત્યાં સ્વામીસંગે ઉભી હતી;
ઉભી નિર્જન કાંઠે એ તન્વાંગી આજ એકલી.
કંપી રહી દુઃખભરી યશોધરા.
સંભારીને ત્યાં વચનો કુમારનાં.
લઈ એનાં ભોળાં મુખકમલને હસ્તદ્વયમાં,
પરોવીને દૃષ્ટિ નયનમહીં, શબ્દો ઉચ્ચરતાં
થતું'તું જાણે કે હૃદયમહીં ઊંડું મથન,—ને
કહેલું સ્વામીએ, "સહીશ કયમ વ્હાલી! વિરહને?"
"આજે મારું ઉર ગજવતો એક ગંભીર નાદ,
આવ્યો આવ્યો ગગનપથથી તારકોનો જ સાદ.
ભીંજ્યું મારું હૃદયતલ આ વિશ્વની અશ્રુધારે,
પેટાવું હું જીવનદીપ આ સૃષ્ટિના અંધકારે."
લંબાવી બાહુ ગિરિમાળ સામે,
મુખે સુધા ઉજ્જ્વલ હાસ્ય શોભતું,
ને નેત્રમાં નિર્મલ ઓપતી પ્રભા,
કહ્યું, "સખે! આમ નિહાળતો જરા.
રે મેઘ માટે તલસે વસુંધરા,
દિન ને રાત એ રીતે ઝંખું હું આત્મદર્શન,
પાછાં કોણ શકે વાળી હિમાદ્રિનાં નિમંત્રણ?"

એ શબ્દે સમજી શ્યામા, સ્વામીના હૃદયે મહા
વિશ્વની વેદના કેશ ઝંઝાનિલો ઘૂમી રહ્યા;
રે કિન્તુ, પત્ની ને પુત્ર, મ્હેલના સર્વ વૈભવ;
પિતા, માતા, સંબંધીઓ, સમૃદ્ધિ રાજ્યની તજી–
તજીને એ જશે ચાલ્યા, હતી ના એવી કલ્પના,
જન્મતાં ઉર એ શંકા કંપી ઊઠી યશોધરા:

પાછી ફરી સુંદરી ત્યાં ઉતાવળી;
સાશંકણીરુ રમણી તણા પદે
જાગી ઊઠયા વૃક્ષ પરે મયુરો;
પ્રસુપ્ત પારાવત સર્વ જાગતાં;
નિદ્રામહીંથી ચમક્યા અનુચરો.
ને કંપમાના રમણી–મુખેથી
સૂણી રહી વ્યાકુલ પ્રશ્ન ધાત્રી,
સૂણ્યું, છતાં તે સમજી નહીં શકી;
"ગયા ગયા ક્યાં જ ? કુમાર ક્યાં ગયા ?"

જાગી ઊઠયા પરિજન ત્યહીં સર્વ પ્રાસાદ ખંડે,
ધાત્રી, દાસી, અનુચર બધા ત્યાં રહ્યા વ્યર્થ દોડી.
જાગી માતા, નૃપતિ પણ પૂછે, "ગયા ક્યાં કુમાર ?"
"ના કૈં ચિન્હો" પરિજન વદે દીન, બે હાથ જોડી.

આજે ન ગાજી મૃદુ મંદ્ર સૂરે
પ્રભાતની નોબત રાજમંદિરે;
વૈતાલિકોનાં ઉમટયાં ન ગાન,
નિસ્તેજ પ્રાસાદ વિનષ્ટ પ્રાણ.

અશ્વારૂઢ રહ્યા દોડી સૈનિકો રાજમાર્ગમાં,
પૂરવાસીજનો સર્વે ચિંતાવ્યગ્ર બની રહ્યા.
છો ને દોડે અનુચર, કરે પૂરના લોક ચિન્તા,
સિદ્ધાર્થે જે કદમ ભરિયા, થાય તે કેમ મિથ્યા ?
બોલાવે જ્યાં અખિલ જગના લોકનો સ્નેહસિંધુ,
રોકે એને કયમ પરિજનો ? માતનાં અશ્રુબિન્દુ ?
હૈયે જેને જગતભરની વેદનાનો હુતાશ,
બાંધે એને કયમ તનય કે પત્નીનો સ્નેહપાશ ?
રત્ને, રાજ્યે, વિભવમહીં શે એનું રોકાય ધ્યાન

ન્હાયું જેને જનહૃદયના રાજવી કેરું સ્થાન?
હૈયે જેને પુનિત પ્રગટ્યું વિશ્વકારુણ્યગાન?

રાહુલને ત્યાં લઈ ને નિજાંકમાં
હતાશ, નિષ્પ્રાણ સમી યશોધરા,
નીચી ઢળેલી, નતવૃન્ત પદ્મ શી,
ઢાળી રહી નેત્રથી અશ્રુબિન્દુઓ;
ચૂમી રહી તાતતજ્યા શિશુતણા
નિર્દોષ, નાજુક, સુગૌર ભાલને.

હિમાદ્રિના શૃંગ પરે પ્રકાશની
રેખા ગુલાબી પ્રગટી પ્રભાતની,
રંગી ત્યહાં ઉન્નત સર્વ શૃંગો,
કિલ્લોલતાં ઊડી રહ્યાં વિહંગો.
સરી રહ્યું ધુમ્મસ ત્યાં રૂપેરી
પત્રો પરે ઝાકળબિન્દુ વેરી.
ડોલી રહી મંજરી સ્વપ્નઘેલી
ભૃંગો તણું ગુંજન રમ્ય સાંભળી.

સુગંધભીની લહરે સમીરની
આનંદમાં કંપી રહ્યાં તૃણાંકુરો.
અશોક, મંદાર, કદમ્બનાં શિરે
સ્પર્શી રહ્યો સૂર્ય સુવર્ણરશ્મિએ.
ન્યારી જ આ કોમલ તેજવૃષ્ટિ,
નવીન સૂર્યોદય હોય જાણે,
માણી રહી આજ સમસ્ત સૃષ્ટિ.

પ્રાસાદ-શિખરે રશ્મિ છલકે સુપ્રભાતનાં
રહી વાતાયને ઉભી શૂન્ય ચિત્તે યશોધરા.
ભાનુ ત્યાં તેજધારાથી સીંચે શ્યામલ વાળને,
તો આશીષ શું સ્પર્શી શોકસંતપ્ત બાલને?

卐 卐 卐

# એક વાત કહું!

રમણલાલ છોટાલાલ મહેતા બી. એ.

**ગયા** ઉનાળાની રજામાં મારા ભાઈનાં લગ્ન હતાં—તમે શું ધારો છો, આગળ હું શું કહેવાનો છું? લગ્નવિષયક? ના. આ વાત કહેતી વખતે મારો વિચાર વાર્તા કહેવાનો નથી, નહિ તો એમાં અચૂક લગ્નનું કંઈક આવતે. કારણકે વાર્તા એટલે લગ્ન એમ મેં ઘણી નાનીમોટી સારીનરસી વાર્તાઓ વાંચી નક્કી કરી દીધું છે. રસશાસ્ત્રીઓથી નજર બહાર રહી ગયેલો લગ્નરસ, એ એક એવી વસ્તુ છે કે જેમાં પરણુ-વા લાગેલા કોઈ પણ માણસને—અને એ વાયો આપણો સમાજ, બીજા કોઈ પણ વા કરતાં વધારે પીડાય છે.—કોઈ પણ માણસને એટલે કે કુંવારાને, એકથી વધુ પત્ની કે પતિ કરવા ઇચ્છનારને, વિધુરને કે વિધવાને, તેમજ હયાત પત્નીથી સવાર ને સાંજ કંટાળેલા પરણેલાંને [—સવારેઃ 'ઊઠો ઊઠો હવે; બહુ થયું. આ બારણે દશ થઈ ગયા તો પણ કંઈ ભાન છે કે નહિ? ઑફિસ નથી જવું આજે? બપોર થવા આવી તો પણ……'; ને સાંજે: 'નીચે જ ઊભા રહો ને! હમણાં હું ઉપરથી ઝોળી ફેંકું છું……જુઓ, 'કાલે સવારને માટે ટીંડોરાબટાકા, ને સાંજને માટે દૂધી લઈ આવજો. આદુ મરચાં યે થઈ રહ્યાં છે તે દોઢ બે પૈસાનાં લઇ આવજો. પૈનો કુદનો, પૈની ચા, ને આનો મસાલો જતાં જતાં લઈ લેજો!!.યાદ રહ્યું કે બધું? કે પછી બજારમાંથી ખાલી હાથે જ પાછા ફરવાના છો? પછી કહેશો કે તેં કહ્યું જ નહોતું. હા, પણ ટમેટાબમેટા નહિ લઈ આવતા. મને તો એને જોવા યે નથી ગમતા. એ તમારા વિટામિનફિટામિનમાં હું નહિ સમજું. જાવ હવે, આમ ઠોયા જેવા ઊભા શું રહ્યા છો? પછી કહેશો કે તેં મોડું કરી નાંખ્યું!……પણ ચાલ્યાં ક્યાં? જરા યે પૂછો છો કે કંઈ બીજું લાવવું છે? ગાંધીને ત્યાંથી દળેલી સવાશેર હળધર; ને ઘરમાં 'મીઠું' નથી તે મીઠા વગર તે તમને ચાલવાનું છે? અઢીશેર મીઠું પણ ઝોળીમાં નાખતા 'આવજો. અને જોજો, મૂળા સારા મળે તો સવારે મૂળા કરીશું. જાવ હવે: યાદ રાખી બધું બરાબર લાવજો. બહુ મોડું નહિ કરતા, કે રસ્તામાં ભાઈબંધ મળ્યે દોઢ કલાક સુધી તડાકા નહિ માર્યા કરતા!' વગેરેથી કંટાળેલા પરણેલા અને 'આના કરતાં તો કોઈ બીજી જોડે—દાખલા તરીકે … જોડે—આત્મસહચાર સાધી લગ્ન કર્યા હોય તો કેટલું સારું! આ શું સવારસાંજ?' વગેરે બબડતા પરણેલા સૌને] રસ પડે છે. હોય. પણ હું જે વાત કહેવાનો છું તેની એ એક ઘણી મોટી ખામી છે કે એમાં લગ્નરસ જરા યે આવવાનો નથી.—પછી તમે ગમે તેવા પ્રશ્નો પૂછો તો પછી તમે જાણો; હં; ઠીક.

ગયા ઉનાળાની રજામાં મારા ભાઈનાં અમદાવાદમાં લગ્ન હતાં.—મારા કયા ભાઈનાં એમ તમે પૂછો છો? હા, એ જાણવું જરૂરનું છે, કારણ કે અમે તો છીએ ૭ ભાઈઓ. એમાંથી કેટલા પરણેલા છે ને કેટલા નથી પરણેલા એ જેટલું મારે માટે જણાવવાયોગ્ય, તેટલું જ તમારે માટે જાણવાયોગ્ય છે. એમાં આખરે લાભ છે આપણું બંનેને. મારે ત્યાં

હજી લગભગ બધા કુંવારા જ છે,—એ જે ભાઈને અગે બધા ભાઈઓએ ભેગા મળી પરણાવ્યા તે ભાઈ સિવાય; પણ એમ છતાં 'લગભગ બધા કુંવારા જ છે' એ માત્ર ગદ્યમાં જ ખોટું લાગે છે; પદ્યમાં એને મૂક્યું હોય:

'બધા કુંવારા મુજ ભાઈઓ છે:'

એમ છંદમાં મૂકેલું હોય તો તદ્દન ખરું લાગે છે. વળી અતિશયોક્તિ જેવા અલંકારની આસિ થયે કાવ્યની કક્ષા પણ ઊંચી થાય છે. એમાં જો થોડો 'ભાવ' ઉમેર્યો હોય તો બીજી ત્રણચાર પંક્તિઓ ઉમેરી શકાય—લો ને લખીને જ વાંચું:

'બધા કુંવારા મુજ ભાઈઓ છે:
હું યે કુંવારો હજિ કોડિલો છું !
રે વાચકો આ મુજ કાવ્યના રે !
લેશો જરા કૈં મુજ માટ તસ્દી
સિફારસો સર્વ લગાડવાની ?'

આને તમારે મુક્તક ન કહેવું હોય તો ભલે, પણ 'આ કાવ્ય અંતર્ભાવપ્રેરિત નથી', અથવા તો 'કવિનો મનોભાવ આમાં જરાય પ્રતિબિમ્બિત થતો નથી' એમ તમે ગમે તેવી એવી વિવેચનિયા ભાષામાં ગાળ દેવા માગતા હો તો તે હાલ્યું નહિ જાય—કારણ કે એ તદ્દન પહેલેથી છેક છેલ્લે સુધી ખોટું છે. મારી વાત હું બરાબર જાણું કે તમે ?

તમે સમજી ગયા હશો કે છ ભાઈઓમાંથી હું તો મારા કમભાગ્યે નથી જ પરણેલો; મને કેમ પરણાવવામાં નથી આવતો તે મને સમજાતું જ નથી ! વાજુ કર્યા પછીની અમારી 'અમે બધાં'ની સભામાં 'બા, મને તું કેમ પરણાવતી નથી ?' એ આધ્યાત્મિક, સામાજિક, નૈતિક અને કોમી પ્રશ્નના જવાબમાં મને નીચેનો નામનો ખુલાસો આપવામાં આવ્યો હતો:

૧. 'તું હજી નાનો છે;' તે વળી એમાં તે મેં શું પાપ કર્યું ? હેં ? હું જરા મોડો જન્મ્યો. જરા મોડું કકાકિકી શીખ્યો, જરા મોડું જૂઠું બોલતાં શીખ્યો તે સારું થયું કે નરસું ?

અને એક તો એ કે ભલે તમે કહો કે હું ઉમરમાં નાનો છું, પણ તેથી શું થઈ ગયું ? એ લોકોએ મારાથી વહેલા જન્મીને તે વળી કઈ ધાડ મારી છે વારુ ? અને ઉમરમાં નાનો, તેથી શું ? અનુભવમાં કંઈ એથી નાનો ગણાઉં ? તો પછી બોલો, નાનો કે મોટો ? મોટો ને ?

પણ ચાલો એક વાર ધારો કે ઉમરમાં હું ખરેખર નાનો છું. પણ તેથી કંઈ મને પરણાવવો નહિ ? એવો તે કંઈ નિયમ છે ? હું સત્તર વર્ષનો છું, ને બાળલગ્ન સારામાં સારું છે એવો સ્વતંત્ર મત હું ધરાવું છું, (અને સ્વતંત્ર મત ધરાવું છું એટલા પૂરતો મોટો છું !) બાળલગ્નનો કાયદો મને બહુ હાનિકારક લાગ્યો છે. તમને કદાચ એમ બહુ નહિ લાગતું હોય, પણ એક મોટા માણસના લેખમાંથી અવતરણ આપું તો તો માનશો ને ? રા. રા. ધંધાભારથી એક પુસ્તકમાં 'બાળલગ્ન' પરના એમના એક અતિ કિંમતી લેખની શરૂઆતમાં જ આલેખે છે કે: 'આ પ્રથા પાછી સજીવન થાય અને શારદાએક્ટનું નિકંદન થઈ ભારતની મહાપ્રજાને નવજીવન પ્રાપ્ત થાય, એ જ આ લઘુલેખનો ઉદ્દેશ છે.' તે ઉપરાંત, લગ્નની ઉમરની તાત્ત્વિક ચર્ચા કરતાં તેઓશ્રી કહે છે કે: 'બાળક શું લગ્નને માટે ઉમરલાયક નથી ? ત્યારે શું 'અક્કલ વગરનો' એમ અક્કલસંપન્ન આપણા વડીલોથી ઘણીવાર સંબોધાયેલો પચ્ચીસ વર્ષનો યુવાન ઉમરલાયક છે ? કે પછી જેણે પોતાનો સુવર્ણ મહોત્સવ કે હિરક મહોત્સવ ઊજવી લીધો છે એવો ધવલમૂછધારી લાયક છે ?' કેમ, આ અવતરણોથી તમારી

માન્યતામાં ફેર પડ્યો કે નહિ? બોલો ત્યારે હવે, હું કદાચ નાનો હોઉં છતાં મને પરણાવવો જોઇએ કે નહિ?

બીજી રીતે, ઉપર કહી ગયો તે બધું બાદ ગણો. કહો, ખરેખર સત્તર જ વર્ષનો હું છું તેનો પુરાવો શો? મારા જન્માક્ષર જ ખોટા હોય એવું કેમ નહિ બને? કેમ પેલા મનસુખલાલને માટે એવું નથી બન્યું? તો પછી મારા એવો કેસ નહિ જ હોય એમ શા પરથી માની લેવું? હું મૅટ્રિકમાં ત્રણ વર્ષ યુનિવર્સિટિએ પાસ ન કર્યો ને અત્યારે કૉલેજમાં છું; છતાં મારી ઉમર સત્તર જ વર્ષની હોય એમ કેમ બને? હું બાવીસનો જ હોવો જોઇએ. જન્માક્ષર ગમે તે કહે. That is old mentality! જન્માક્ષરમાં હું માનતો જ નથી; પણ આમાં માનું છું: હું બાવીસ વર્ષનો જ હોવો જોઇએ ને મને પરણાવવો જોઇએ.

બીજું કારણ આ આપવામાં આવ્યું છે:

૨. 'તારાથી મોટા તારા બીજા ભાઈઓનાં લગ્ન થાય નહિ ત્યાં સુધી તારાં લગ્ન થઈ જ ન શકે.' અહીં મને આપણા 'ક્રૂર સમાજ' પર અત્યંત ચીઢ ચઢે છે, અને 'સમાજની વેદી' પર હોમાઈ જવાનું મન થાય છે. પણ તમે જ કહો ને, એ તે ભાઈ કેવો કાયદો, કે મોટાના થાય નહિ ત્યાં સુધી નાના ભાઇને પરણાવાય જ નહિ? એમ કરવામાં મોટા બાકી રહી જાય છે? તો તેમાં હું શું કરું? એમ એ રીતે તો મારો વારો, કદાચ, ફક્કડ દેખાવા દરરોજ દાઢીમૂછ બોડતા નવજવાનની વય વિતાવીને પચાસ વર્ષનો ઘરડો ડોસો થઈશ ત્યારે જ આવશે! આપણો તે કંઈ સમાજ છે? એવા સમાજની સામે તો બળવો જ કરવો જોઈએ બળવો. કાયદામાં કોઈ એવી કલમ નથી કે જેથી આ પ્રથાને અટકાવી શકાય?

ત્રીજું કારણ તો તદ્દન બેહૂદું આપવામાં આવ્યું છે:

૩. 'હજી તું ભણે છે.' તેમાં તે ભાઈ મેં શો ગુનો કર્યો? મને ભણવા તમે મૂક્યો હતો કે મેં? તો કોની ભૂલ?...પણ 'ભણવાનો' આક્ષેપ જ મારા પર ખોટો કરવામાં આવ્યો છે. 'ભણતો' હતે તો ત્રણ વાર નાપાસ શું કરવા થતે? નિશાળમાં હતો ત્યારે પણ ભણતો જ નહોતો. ખાતરી ન થતી હોય તો જાવ, પૂછી જુઓ મારા માસ્તરસા'બને. કહેશે: "એ ભાઈ ભણતા'તા શું? અરે! દરરોજ મોડા મોડા આવતા. 'સાહેબ, આજે તો દાદાનું સમચરી હતું;' 'આજે તો સાહેબ, મારે ત્યાં મુંબઈથી મહેમાન આવ્યા છે એટલે સાહેબ મોડું થઈ ગયું;' અરે એ તો ખરા પાદશાહ હતા: 'સાહેબ, જમતાં મોડું થઈ ગયું'; 'સાહેબ, આવતાં મોડું થઈ ગયું.' ચિઠ્ઠી લે લખાવી લાવવાનું કહ્યું હોય તો ત્યાં તો જવાબ આપતા કે 'સાહેબ, બાપાજીએ કહેવડાવ્યું છે કે મારું નામ દેજે ને!' અથવા તો ભાઇબંધ પાસે કે એનો મોટાભાઈ આગળ ભણતો હતો તેની પાસે લખાવી લેતો. રીસેસમાંથી તો ઘણી વાર ભાગી જતો; તો કોઈક વાર માસ્તરની ખુરશી પર બેસતો અને રીસેસ પૂરી થયે માસ્તર આવે નહિ ત્યાં સુધી બેસી રહેતો. ઘેરથી કરી લાવવા એકાદ દાખલો આપ્યો હોય તો એ ભાઈ કદી કરી લાવ્યા હોય એવું મારા ધ્યાનમાં નથી. ક્લાસમાં ગમે તેવી કવિતાઓ લખ્યા કરતો કે ટોપીમાં માથું ઘાલી ઊંઘ્યા કરતો. અરે, વાત જવા દો વાત એની. એ તો બધા માસ્તરને ખબર કે ડેપ્યુટીનો છોકરો છે એટલે ઉપલા ક્લાસમાં ચઢાવી દેતા," એમ નહિ કહે તો મારું નામ નહિ. અને કૉલેજમાં? કોઈની હિંમત છે કે કહે, 'હું ભણું છું.' નિશાળમાં તો, ઊંધા આંગળા પર ફુટનો માર, બે પીરિયડ ઊભા રહેવાની, અંગૂઠા પકડવાની, 'ખુરશી થવાની,' ક્લાસની બહાર ઊભા રહેવાની, તમાચો

ખાવાની; ચૂંટી ખણવાની વગેરે સજા થવાની મને બીક રહેતી—જો કે ઘણી વેળા મને ઉપ્પુટીનો છોકરો જાણી જવા દેવામાં આવતો. પણ કૉલેજમાં? કોની હિંમત છે કે મને મારે? બધા પ્રોફેસરો પ્રોફેસરો હોવાને કારણે શરીરે માયકાંગલા છે—મારે તો સામું વાગે એવા. વિદ્યાર્થીઓ ન ભણે એટલા માટે તો એવી ઈશ્વરી યોજના છે. એમ બધી બાબત હોવાને લીધે આપણે કંઈ કૉલેજમાં 'ભણતા' નથી, પણ, કલાસમાં ટચાં તો હું ઊંઘું છું કે ક્યાં તો માખી ઉડાડતા પ્રોફેસરની સામે જોયા કરું છું; નોટમાં મારું કે કોઈ છોકરીનું નામ લખ્યા કરું છું; કે સ્થિર પગ રાખવાથી ખાલી ન ચડી જાય એટલા માટે કોઈક કોઈક વખત પગ ઘસડું છું; આત્મસન્માનની લાગણીથી પ્રેરાઈ, કોઈ વિદ્યાર્થિનીને એના કોમળ કંઠમાંથી સૂર કાઢવાની તસ્દી ન પડે એટલા માટે એનો રોલ નંબર આવ્યે એને બદલે ઝીણે સાદે 'Yes Sir' બોલી આપું છું; રિસેસ પડે મહારાજની ઓરડી આગળ પાણી પીતાં પીતાં બેઘડક ઊપર છોકરીઓ સામું જોયા કરું છું; એ લોકોના રૂમ આગળથી પગ અને મન છૂટાં કરવા બેચાર આંટા મારું છું; કલાસમાં છોકરીઓના યોગ્યાયોગ્યતાનો ઊંડો વિચાર કરી ઉપનામો પાડું છું ને પાટિયા પર લખું છું; ગાળ નથી લખતો; પીરિયડ ન ભરતાં પિંગપોંગ રમ્યા કરું છું ને ઘેર આવું છું. ભણતો તો નથી જ. ને ભણતો નથી એમાં શું ખોટું કરું છું? વાઈસચાન્સેલરસાહેબ આપણી કૉલેજમાં આવી ગયા તેમણે શું કહ્યું હતું? સિન્ડિકેટ અને યુનિવર્સિટિનું મુખ્ય ધ્યેય વિદ્યાર્થીઓનાં કૉલેજનાં ચાર વર્ષો 'in perfect happiness'માં જાય છે કે નહિ તે જોવાનું છે. (અહીં ચારને બદલે થોડો વધારો કર્યો હોય તો વધુ સારું કરે.) આ સિદ્ધાંત, આ ધ્યેય, યુનિવર્સિટિ કંઈ નહિ તો, કંઈ નહિ તો, મારાદ્વારા જાળવે છે.

આમ બાબત છે. છતાં મને કહેવામાં આવે કે 'તું હજી ભણે છે' એટલા માટે પરણવાને માટે નાલાયક છે, એમાં તમને તર્કદોષ નથી લાગતો? એમ લાગે તો જરા મારી બાને કહી જશો?...અને 'હું ભણતો નથી' એમ પ્રિન્સિપાલસાહેબે મારી વર્તણૂકથી જાણ્યા પછી એમણે મારી બા ઉપર, 'તમારો છોકરો નામે સુરેશ હરિભાઇ ભીમભાઇ દેસાઈ, રોલ નં. ૬૯ ભણતો નથી. મારી કૉલેજમાં માત્ર અક્કલવાળા જ ભણી શકે છે. તમારો છોકરો અક્કલ વગરનો હોવાથી ભણી શકતો નથી એમાં તેનો જરાયે વાંક નથી. માટે તેને ઉઠાડી લો. અને એની આગળની પરીક્ષાઓના માર્કના અધ્યયન પછી સખત ભલામણ કરું છું કે એને તમે હવે પરણાવી દો' એમ કાગળ લખવો જોઇએ, એમ તમને નથી લાગતું? અક્કલનો છાંટોયે નહિ હોય તેનાથી સમજાય એવી વાત છે આ તો!

પણ જવા દો એ વાત. હું કુંવારો છું તેનાં કારણોનું પૃથક્કરણ બહુ કર્યું. બહુ તત્ત્વચર્ચા, ફિલસૂફીમાં મઝા નહિ. મારી બાએ આપેલાં કારણો વજૂદ વિનાનાં છે એટલું સારરૂપ સમજી શકશો તો બસ છે.

ફરી જણાવવું પડે છે કે અમે પાંચ ભાઈઓ (કુંવારા) છીએ. ને પેલા એક ભાઈને પરણાવ્યા તે પરણેલા. કેમ, છનો સરવાળો થઈ ગયો ને? ઠીક. તે કયા ભાઈ પરણેલા છે એમ તમે પૂછ્યું હતું, નહિ? મેં તમને શો જવાબ આપ્યો? કયા ભાઈ નથી પરણેલા તે? હશે. એથી મેં ફક્ત મારું નામ જ ગણાવ્યું, ને બાકીના ચારનાં નામ રહી ગયા, એમ તમે કહો છો? હું સ્વાર્થી ઠર્યો, કેમ? ભલે. આખી દુનિયા ભઈ સ્વાર્થી છે.

તમે તો યાર, મારું માથું ખાઈ જાઓ છો. કેટલી વાર—આ ત્રીજી વાર થયું—પૂછશો, 'એ તમારા ભાઇનું નામ શું?' મારા ભાઈનું નામ? નામ તો......છે......મણિલાલ. બસ-થયું? જાણ્યું ને હવે તો?

—ગયા ઉનાળાની રજામાં મારા ભાઈનાં અમદાવાદમાં લગ્ન હતાં. ત્યાંથી—'એ તમારા ભાઈ મણિલાલ......મણિલાલ કે માણેકલાલ? તમે મણિલાલ કહ્યું નહિ? ના; માણેકલાલ કહ્યું'તું, નહિ? માણેકલાલ જ કેમ?' ઉં; હા. 'હં. તે તમારા ભાઈનું નામ માણેકલાલ. ઠીક. એનું અમદાવાદમાં લગ્ન કરી આવ્યાં! ચાલો સારું થયું. તે તમારા ભાઈ અમદાવાદમાં શું કરે છે?'

તોબા ભાઈ તમારાથી તો! આગળ કંઇ કહેવા જ નથી દેતા! અમદાવાદમાં એ ભાઈ નોકરી કરે છે—હં. જરા થોભો. હું જ, તમે પૂછો તે પહેલાં કહી દઉં છું કે ક્યાં નોકરી કરે છે, ને શો પગાર લાવે છે. રતનલાલ નામના શેરદલાલને ત્યાં—લખવું હોય તો લખી લો સરનામું; ખાડિયા, કાળુપુર, પારસી અગિયારીની સામે, અમદાવાદ—ટાઈપીસ્ટ છે. પાંસેઠનો પગાર છે હમણાં. આગળ જાઉં?

—ગયા ઉનાળાની રજામાં મારા ભાઈનાં અમદાવાદમાં લગ્ન હતાં. ત્યાંથી પાછા—શું! કોની જોડે લગ્ન કર્યાં એમ તમે પૂછો છો? તમે તો હવે, ભાઈ, બહુ જ આગળ ચાલવા માંડ્યું! હવે તમે એ છોકરીનું નામ પૂછશો, પછી એનું સરનામું યે માગી લેશો, કેમ! ઠીક ત્યારે. ચલો, સાહેબજી. તમે આટલા ખરાબ માણસ છો તે મને જો પહેલેથી જ ખબર હતે તો તમારા આગળ વાત જ શરૂ ન કરતે, કે,

—ગયા ઉનાળાની રજામાં મારા ભાઈનાં અમદાવાદમાં લગ્ન હતાં.

૨૩–૮–૧૯૩૮

# ઘરકુકડી

ઉમેશ કવિ

ઉનાળાની એક થતી મધ્યરાત્રિના અંધારામાં, સાર્વજનિક ધર્મશાળાનો શાંત વિભાગ.

[ ઉનાળાની એક જામતી રાત્રિના અંધારામાં કોઈ સાર્વજનિક ધર્મશાળાના વિશાળ મકાનો માંહેનું છતાં થોડું અલગ પડી ગયા જેવું મુનીમથી ઉપયોગમાં લેવાતું એક ધાબીલું નાનેરું ઘર.

જમણા હાથ તરફ—ત્રણ પગથિયાંવાળી ઊંચી પડશાળમાં પિત્તળની સાંકળવાળો એક હિંડોળો છે. એ પડશાળની નીચે ફળિયામાં પગથિયાંની એક બાજુ એક પાટીવાળો ખાટલો, ચોળાયેલી શેતરંજી તથા ઉશીકાં સહિત પાથર્યો પડ્યો છે. એના ઉપર ધોતીઉં ઓઢી એક વ્યક્તિ ઊંઘે છે. ફળીમાં રેતી પાથરી છે. ખાટલાની લગોલગ એક આરામખુરશી ઝીણી ધોળી ગાદીના અસ્તરવાળી નાનાં ગાલ-મસુરિયાં સહિત રાખી છે. તેની ઉપલી ડાંડી ઉપર ખાદીની ધોળી ટોપી દેખાય છે. પાસે હરિકેન ફાનસ સહિતની લાકડાની ઘોડી છે.

ડાબા હાથ તરફ—ધર્મશાળામાં જવાનો માર્ગ છે. ફળીને ઢોરઢાંખરથી રક્ષવા કે શોભાવવા લોખંડની કોતરણીવાળી વાડ છે જેને બરાબર વચ્ચે એક નાનકડો દરવાજો મૂક્યો છે.

બરાબર સામે—ફળિયાની ભીંતની લગોલગ એકેક હાથ જમીન ઈંટોથી જુદી પાડતી બાંધી છે. એમાં નાનેરાં ફૂલઝાડો ઉગાડયાં છે. પગથિયાંની બીજી બાજુથી એમાં રહી એક વેલી રોપેલી છે. તે મકાનના ત્રિકોણાકાર સુશોભનને વિંટળાતી ઝૂલે છે. મેંગલોરી નળિયામાં એથી ભાત પડે છે. ફળિયું છણછણ છોકો આવે તેવું સ્વચ્છ સુહાય છે. એ ફૂલક્યારીની પાછળ રળિયામણી બની જતી કોઈ મોટાં મકાનની બારી બારણાં વગરની એ પછીતના ખોળામાં લપાયેલું લાગતું આ મકાન નિરવતા ભળવતું કોઈ મૂક-શાન્ત વાતાવરણ જન્માવે છે—આસમાનને દેખાવાનો અવકાશ મળતો નથી.

ઊઘડતે પડદે મુનીમ તથા ચ્યવન ફૂલક્યારીના ફાટક તરફના છેડા પરની ચોકડી પાસે ઊભા છે. મુનીમ ચ્યવનને પાણીનો લોટો દઈ હાથ માંહેનું મોઢું આપી વાંસે હાથ ફેરવે છે. કોગળા પૂરા કરી લથડતી ચાલે મુનીમને ટેકે આવી ચ્યવન આરામખુરશી પર પડતું મૂકે છે. પડશાળને ખૂણે પડેલા કૂંજા પાસે લોટો મૂકી મુનીમ નજીક આવે છે.]

**મુનીમ :** (આશ્વાસતાં) હં...હં...થોડું લંબાવો તમતમારે. (ગપટી વગાડતાં) હવે હમણાં સારું થઈ ગયું સમજો!

[મુનીમે ટૂંકું ધોતિયું અને પહેરણ પહેર્યાં છે. ખસખસીયા કાળા વાળ, લાંબી બાંધેલી ચોટલી, અર્ધ ભૂંસાયેલું વૈષ્ણવી ટીલું, ચાલ તથા વાતની છટામાં ક્યારેક બહાર આવી જતી વિલક્ષણ સૈણતા એ એમની વિશિષ્ટતા છે. અનુભવી લાગે તેવી મોટી એમની જબાં છે. પીઢ, છતાં વૃદ્ધ વર્તતી એમની અવસ્થા છે. હરકોઈ પંક્તિ સ્થિતિનું માણસ પ્યારી છૂટ લઈ જાય તેવી પ્રકૃતિ એ ધરાવે છે.]

**ચ્યવન :** (ખુરશીની ઉપલી ડાંડી બેઉ હાથથી પકડી, આસમાનમાં નજર નોંધે છે. એથી ત્યાં મૂકેલી ટોપી નીચે પડી જાય છે.)

શી પરવશતા! આપધડી પામરતા! રે મહત્તાઘેલછા! હા... અભિમાનમત્તતા!

[ સનિશ્વાસ સભાવ મુનીમને નિરખી રહે છે. ]

[ ચ્યવન યુવાન છે. નખશીખ ફક્કડ સ. ખાદીનું સફેદ ખમીસ, બંડીના ગજવામાં ભેરવેલું ધોતિયું એ એનો પહેરવેશ છે. એના ગુચ્છાદાર વાળ કાળજીપૂર્વક સચવાતા લાગે તેવા લાડીલા છે. છટાદાર

૫

હલન–ચલન અને ચંચળ–દર્શને એને સુંદર દેખાડે છે. એની અત્યારે અરવરપ લાગતી હાલતમાં પણ એનો દક્ષ છતાં ભોળો, મસ્ત છતાં સાવચેત સ્વભાવ પ્રભાવભર્યો જણાય છે.]

**મુનીમ** : (સમજવા કરતાં) શું કહ્યું, ભાઇ?

**ચ્યવન** : (સાહજિકતાથી) નહિ રે ભાઇ! એ તો ઉત્સવ હતા આજે ભીમએકાદશીના, તે માંડયાં'તાં શિબિર રામખાવાની કુટિરે.

**મુનીમ** : (અનુમાનતો) ! હા......!'

**ચ્યવન** : (સગર્વ) મિત્રોના યુથમાં થયો છું હું મહાવિજેતા. વિજયાની મહાપ્રસાદીના મહાઆસ્વાદે.

**મુનીમ** : હં...ખાવાફેર થયો હશે. બજારનાં કાચાંકોરાં ખાવામાં કાંઇ માલ નહિ ભાઇ!

**ચ્યવન** : (પોતાના જ ખ્યાલમાં ઉત્સાહભર્યો) વિલોકાય છે, અનુભવાય છે; કંઇ મારી અવિચ્છિન્નિત મર્યાદગતિ હેમાં?

**મુનીમ** : હોય એ તો; હાલે તમતમારે ......

**ચ્યવન** : સુહૃદ્! મા લાવશો હૃદયમાં એવું. તમારું કુરબક ભાવિક હિતૈષી હૃદય!...

[સૂતેલી વ્યક્તિ પડખું ફેરવે છે.]

...'ને રક્ષી, આપની સત્વેજ શુશ્રૂષા સૌજન્યતાએ ઓસરવાની સ્થિતિમાંની મ્હારી માનવતાને.

**મુનીમ** : (મીઠાશથી) ભાઇ! ખુરશીમાં ન ફાવે તો આપણે હિંડોળે આવી જાવ!

**ચ્યવન** : (ધૂનમાં) ફૂંકાતા પવનમાં મારો જીવન–ચિરાગ હોલવાતો હતો, તે જલતો રહ્યો કલ્યાણભાવી ત્હમારા વાત–રોધક કરસંપૂટે.

**મુનીમ** : (સાનુકૂળ) હં...હં...ખરું છે. ભાઈ!

**ચ્યવન** : ગરીબડી બિચારી, નિરાધાર અનાથ, હેવી ... ...

**મુનીમ** : (વચમાંથી) એ કોણ, ભાઇ?

**ચ્યવન** : જીવન–કિસ્તી. ભવ–સાગરને કાંઠે કાંઠે વિહરતી ફરતી, તુફાની મોજાંનાં આક્રમણો અનુરોધતી; મ્હારી એકલ કિસ્તી. તણાઇ, સરકી પડી; ઘૂઘવતા મધ્યસાગરે; સાંપડયાં બંધુ! અનુકૂલ વાયુ શાં સૌજન્યે ત્હારાં!

**મુનીમ** : (સજિજ્ઞાસ) હં...હં...

**ચ્યવન** : આશાદાંડે આથડતી, મારી એ વિકલ કિસ્તી ક્યાંઇક ભાઠે ભરાઇ હોત: ગાયબ થઇ હોત, કો વમળમાં. ચૂર્ણવિચૂર્ણ થઈ હોત; મિત્ર! કો ખડકથી અથડાઇ પાચાં.

**મુનીમ** : (સહમત) એમ જ થાય છે. સાચું છે ભાઈ!

**ચ્યવન** : (ઘેરાતાં જતાં) આભારી છું.

**મુનીમ** : (ખુશી થતો) અરે ભલા! એમાં તે શું કરી નાખ્યું ભાઈ!

**ચ્યવન** : (કથળતા અવાજે) અગણિત અંતઃકરણની અનંત આરાધના. આ આભાર માનું છું. રે! શી આપની માતાશી વત્સલ સુશ્રૂષા!

**મુનીમ** : હં...ભાઈ! અકળાશો નહિ! થોડી આરામપેશ લ્યો, ત્યાં હું આ આવ્યો.

**ચ્યવન** : (બેઠો થઈ મુશ્કેલીભર્યું) નહિ રે યજમાન! વિશેષ ઇષ્ટપ્રદ છે કે હું જ ગૃહગમન કરું. અશક્ય તો લાગે છે, પણ જવું જ જોઇએ, મ્હારે અહીંથી.

**મુનીમ** : ભાઇ! અહીં કાંઈ અડચણ નથી. તમતમારે સુખેથી સૂવો.

**ચ્યવન** : ( સૂતેલી વ્યક્તિ તરફ જોઈ ) આપ તો અપૂર્વ છો. કૌમાર્યશ્રદ્ધાથી આપની વિશ્વસનીયતાય વિરલ છે. (જરા જોરથી) જીવન–ધનને, આત્મભાવશા આર્યોને; એક અણુજાણ્યા આદમથી માત્ર દોઢહાથ દૂર રાખી જવા જેવા, ભર્યાંભાદર્યાં ગૃહ ભેળવી જવા જેવા વિશ્વાસ કરતાં, ઓ વિશ્વના લોકો ! કેવોક દાખલો માગશો ? ક્યાં છે એવું વિશ્વાસના અખંડ પાત્રશું પતિત્વ ! બતાવશો એવી ભવ્ય માનવવિભૂતિ ? આવો જુઓ ઓ કલજુગીયાંઓ ! જુઓ આ સ્નેહસભરતા !

[ ખાટલામાંથી એક યુવક આંખ ચોળતો બેઠો થાય છે. પોતાને બોલાવાયો હોય એમ માની એ શેરો બબાકળો દેખાય છે. ]

**યુવક** : કેમ મગનભાઈ ! શું છે ?

[ મુસાફરીમાં પણ ગૃહરેણી ન છોડનાર આ યુવકે ટૂંકી બાંયનું બાંડિયું અને પંચિયું પહેર્યાં છે. ચશ્મા પહેરતા હોવાના, નાકના ડાઘ તથા આંખની ઝાખપનાં ચિન્હો છે. તેલ વગરના ઓળવા ન પડે તેવા નામના વાળ છે. સરળ અને નમ્ર એની બોલી છે. એનું વય યુવાનીના મધ્યાહ્નકાળમાં સ્થાન શૈશવ અને કિશોરાવસ્થાનું જાદુ જાળવી રહ્યું હોય તેવી બાળક શી નિર્દોષતા પાથરતી આંખો ધરાવે છે. ]

**મુનીમ** : જાગી ગયા આસ્તિકભાઈ ! તમતમારે સુખેથી સૂઈ રહો. એ તો અમસ્તું:

**ચ્યવન** : ( તુટક સ્વરે ઘેરાતી આંખે, દરડાતી જીભે, નિરાશ થતો આત્મગત જેવું ) उत्तिष्ठत, जाग्रत, प्राप्य वरान्निबोधत । (આંખ મીચી જાય છે. )

**આસ્તિક** : હે... કેટલા વાગ્યા મગનભાઈ !

**મુનીમ** : હજુ દોઢ કલાકની વાર છે. બારનો આશરો હશે. એક ઊંઘ થઈ રહેશે. હું જાગું છું. એમને તમતમારે નિરાંતે સૂવો.

**આસ્તિક** : ગાડી ચૂકાય નહિ હો ! રખડી પડાય નહિ ક્યાંઈક !

**મુનીમ** : એમાં શો માલ છે ? ને પાછું તમારી ભાભી પણ તે જ ગાડીમાં આવવાની છે: એટલે નછૂટકે જાગવું પડે. નેધારો કે હું ભૂલી જાઉં, તોય એ આવ્યા પછી ઘણો વખત રહેશે. ને હાલતી ગાડી પકડી શકાય તેટલું છે. ક્યાં છેટું છે કે ફિકર છે ?

**આસ્તિક** : તો ઠીક. ત્યારે હું મ્હારે ... (શરીર લંબાવે છે.)

**મુનીમ** : હોવે...મઝેથી ...

**ચ્યવન** : નિદ્રા અને જાગૃતિ, ઉદય અને અસ્ત, અહો ! કાલનું અટલ ભ્રમણ અને માનવ–જીવનનું ક્ષણભંગુર જન્મમરણ: કેવી વિશ્વની એ રેંટમાળ !

**મુનીમ** : ઠીક ત્યારે, ભાઈ ! થોડો આરામ લ્યો, ને મુંઝાશો નહિ : હું હમણાં જ આવું છું, પાછો. હોને ભાઈ !

**ચ્યવન** : ( હાથ ઊંચો કરી ) ભલે. કરો વિજયપ્રસ્થાન. ને પામો જગનું–જીવનનું પ્રેયસ–પુનિત–પ્રાણદસ્થાન. ને વરો વરદા કીર્તિ–સુંદરીને ! ......

[ આસ્તિક હસવું ખાળી, મુનીમની દયા ખાતો લાગે તેમ તેને જોતો, માથે ઓઢી લે છે. ]

( ઊભો થતાં, પાછો પછડાતો અને ફરી ઊભો થઈ જઈ, મુનીમને પકડી સ્વસ્થતા સાચવતો ) પણ નહિ, હું ગૃહગમન કરું એ જ ઉચિત છે.

**મુનીમ** : ( એને ખુરશીમાં બેસાડી ) અરે ભલા માણસ ! ઠીક થાય ત્યારે ગયા એ સૌ ! તમારે બિલકુલ સંકોચાવું નહિ, તમારું જ ઘર છે.

ચ્યવન : ઉપકારવશતા–કૃતજ્ઞતામાં, વાણીએ રીસાય છે.

મુનીમ : તે ક્યાં મોટો રાયજંગ માંડ્યો છે! કોકને કામના થઈ પડીએ, એવાં ભાગ્ય ક્યાંથી? સંસાર છે : એ તો ચાલ્યા કરે. એમાં ઉપકાર–બુપકાર કયાંનો, ભાઈ! એટલું માણસ માણસને કામ ન લાગે તો ધૂળ પડી એનામાં.

ચ્યવન : હા. આવી વિપરીત અસ્વસ્થ પામરતાના ગૃહમાં પ્રદર્શને ક્યાં કરવાં? અહો! શો ઘૃણાદાયી લાંછનીય વિનિયોગ! અસ્થિર પરામર્ષ વિરોધી વિપરિત વિચારચંક્રમણ! ઊર્ધ્વ નિરાધાર ભાવાવેગ!

મુનીમ : (સમજવા ઊભો રહ્યાં અનુમાનતો) કંઈ જોખમ બોખમ હોય, ને તેની બીક લાગતી હોય તો કંઈ રસ્તો કાઢીએ. કબાટમાં મૂકી દો, અને કૂચી તમારી પાસે રાખો!

[ખાટલા માંહેના યુવકથી આ વિષમ નિર્દેશ પર હસાઇ પડાય છે.
એ પડશાળ તરફ પડખું ફરી જાય છે.]

ચ્યવન : શિવ...શિવ...શિવ...! શી કલુષિત મનોદશા? યજમાન! જોખમ? જોખમ તો છે આ જાત! હાવું દયાજનક પંગુ વિજયાવિહારી શરીર. અણુઅણુમાં વિસ્તરી ગયેલી હેની મૃતપાય શી પરવશ બનેલી માંસગ્રન્થીઓ. નિર્માલ્યતા ભોગવતી રોમેરોમ શૈથિલ્યતા. હા. સાચે જ એ છે જોખમ. અને જોખમ શું શું નથી? કિંવા બધું જ!

ચ્યવન : હં...હં...સમજ્યો। એમાં શો માલ છે? હું હમણાં આવ્યો હોં!

[જાય છે.]

ચ્યવન : (આત્મગત જેવું) મસ્તિષ્કમાં બેફામી ભરી છે. અને સરી છે બુદ્ધિ-કોષમાંથી મ્હારી સ્વતત્તા.

[ઘડીક એ શાંત પડયો રહે છે. યુવક આસ્તિક ધોતિયામાંથી માથું બહાર કાઢી
એને ટીકી એનો કકળાટ રામતાં ગાઢ થતો ફરી લંબાવે છે.]

(એકાએક બેઠો થઈ ગભરાતાં) કોણ હતું એ? શું કહ્યું એણે? હેં હેતું અદ્ભુત! અહા શો ચમત્કાર!

આસ્તિક : (સભય બેઠો થઈ જઈ. વસ્તુસ્થિતિથી વાકેફ થવા કરતાં) શું હતું, ભાઈ?

ચ્યવન : (સામું જોયા સિવાય) ભય અને ભાવના મિશ્રણ. સારુંય જીવન ધ્રૂજી ઊઠે હેવી ચિરંજીવ પળ! જાણે સંજીવની શી જીવનદાતા પ્રેરણા: કે અવર્ણ્ય ભાવલીલા!

આસ્તિક : (અવહેલનાભરી સહાનુભૂત જિજ્ઞાસાથી) હા...આ...આ...!

ચ્યવન : લાંબી–સાંકડી–દૂરદૂરની કો નિર્જન અગોચર ગુહામાંથી અવાજ આવ્યો! મંદ–દૂબળો, પીડિત, કચલેલો, દબાઈ ગયેલો, બેસી ગયેલો, વિષાદભર્યો, ભય અને દુઃખથી ફાટી ગયેલો આર્તનાદ. સૈકાઓ યુગો થયાં રીબાતા કચડાતા દૂભાતા ભૂલાઈ ગયેલા આત્મભાવનું જાણે કો કરુણ રૂદન!

આસ્તિક : હા આ આ...!

ચ્યવન : પ્રતિકૂળ પવનની લહરીઓથી જુદી દિશામાં વહી જતાં એનાં આરોહનો અટકો! રહો! એ યુગજૂના સંદેશાને અવકાશ આપો.! કાં તો અમારા કર્ણદેવતા ઊઠી

જોવા પણ ગરીબડા આત્માના અવાજથી અમને પરિચિત થવા દો ! એની વાત અમને સાંભળવા દો ! એને ન્યાય દેવા દો !

**આસ્તિક** : આત્મસાક્ષાત્કાર, ખરું ?

**ચ્યવન** : (ધૂનમાં) શાન્ત થાવ, અંતર્યામી ! મ્હારાં સુષુપ્તિનાં પડળ ખસ્યાં છે. મ્હને જ્ઞાન–પ્રભાની જ્યોતે રસ્તો દાખવ્યો છે ! મ્હારી પરિમિત અશક્તતા કોરે ખસી ગઈ છે. ન ગભરાશો પ્રિયજન ! હું એ સનાતન સાદ ઓળખી શક્યો છું. અઘોર પાશવી કાજળ–કાળા સ્થાનમાં મૃતપ્રાય હાલત ભોગવી રહ્યા આત્મદેવ ! શાંતિઃ શાંતિઃ . . .

**આસ્તિક** : (વચ્ચેથી. દીર્ઘસ્વરને પ્લુત કરતાં) શાંતિઃ !

**ચ્યવન** : અરે ! આ તે ક્ષણિક જાગ્રતભરી મારી સ્વપ્નલીલા છે કે વિજયાધીન હેવો મારો મસ્ત જીવનવ્યાપાર છે ?

**આસ્તિક** : (પાછો સૂનાતું કરતો) બને છે, ભાઈ.

**ચ્યવન** : હેં. શું બને છે ? ના. ન હોઈ શકે ! મેં તો ભાંગ પીધી છે પણ આપે કદાચ સોમપાન કીધું હશે.

**આસ્તિક** : અને એ ઓછું છે તે પાછો નિદ્રાપાન કરું છું. (ધોતિયું ઓઢી લે છે.)

**ચ્યવન** : હં . . . (ચૂપ થઈ જાય છે.)

[મુનીમ એક યુવતી સાથે પ્રવેશે છે. દરવાજો બંધ કરી ત્યાં ઊભાં રહી, ચાંપતાં]

**મુનીમ** : (ધીમેથી) જુઓ બહેન ! તમને અડચણ ન હોય તો અહીં હું રહું છું તે છેલ્લી સગવડ છે, સિવાય તો બધી ઓરડીઓ ભરાઈ ગઈ છે, ને તમારા જેવા ખાનદાન માણસથી બહાર ખુલ્લામાં રહેવાય નહિ.

**યુવતી** : આ ચાલશે ભાઈ !

[ઊંચી ભરાવદાર એની દેહધારી છે. સપ્રમાણ અવયવો અને આરોગ્ય એના રૂપાળા શરીરને પ્રભાવિત કરી મૂકે છે. વસ્ત્રો એમાં ઉમેરો કરે છે. લાડકોડમાં ઉછેરાયેલાનો માની, અનુકૂળ અને વિવેકી સ્વભાવ મળતાં જે લાક્ષણિકતા ઉપજાવે છે તેવું આકર્ષણ એનામાં છે. અજાણ્યાનેય એની ઈચ્છાને વશવર્તી થવામાં મળતું સુખ જતું કરવું ન ગમે એવો મીઠો મર્માળ રસિક છતાં સંસ્કારી વાર્તાલાપ સાંભળનારમાં તફાન જગવે તેવો છે. એનાથી કદાચ બહુ જલદી ભળી જવાય અને નિસ્વાર્થ રહીનેય દરકોઈ એનો પીછો એનું બની રહેવા કરે તેવી એની વિશિષ્ટતા છે.]

**મુનીમ** : (મુંઝાતો લાગતો) મને વસવસો તો એટલો જ થાય છે કે ઘેરથી એને માવતર ગઈ છે, જોકે અત્યારની જ ગાડીમાં 'ઈ' આવવાની છે. પણ ત્યાં સુધી તમારે એકલાં રહેવું પડે.

[એના પગ કંઈક ચિત્રામણ આલેખતા રહે છે. આસ્તિક પડખું ફરી ધોતિયામાંથી જોતો લાગે છે.]

**યુવતી** : (આસપાસ જોતી એની આંખ આરામખુરશી અને ખાટલા પરની વ્યક્તિઓ પર થંભતી; મુનીમનો સંકોચ સમજતાં) નહિ રે, ભાઈ ! મને કંઈ અડચણ નથી.

**મુનીમ** : આ સૂનાઈ મારા મહેમાન છે. અને આ ભાઈ તો આજની રાત પૂરતા રહેવાના છે.

**યુવતી** : આ ઓછી સગવડ ન કહેવાય. હું મારે પડી રહીશ.

**મુનીમ** : હં (ખુશી થતો) એક રસ્તો નીકળ્યો; લ્યો; એમ કરો ! તમે ઓરડામાં સૂજો, અંદરથી સાંકળ દઈ લેવી ! બસ.

**યુવતી** : ( કંઈક કોચવાતી ) અંદર ધામમાં બફાઈ મરવા કરતાં આ હિંડોળો શું ખોટો ?

**મુનીમ** : ( વડપણભર્યું ) બહેન ! મલાજો ઈ મલાજો ! કોઈ શું કહે, 'બાપુ ! લાંછન ચડતાં વાર ન લાગે.

**યુવતી** : ( અભાવતું ઉવેખતી ) અરે . . . અરે . . . લાંછન ચડાવનારા તો તમારા જ એ અંગત ભાઈઓ છે. તમે ડરો છો તમારા જ અંતરથી. ( સામું નીરખી રહે છે. )

**મુનીમ** : ( એના નાટકથી અકળાતાં આસપાસમાં જોયા કરી ) બહેન ! એવો અંતરનો ડર સારો. એવા નીતિના બીકણ થવામાં નાનમ નથી; બાપુ ! કોકને દેખાડવા સારુ મરજાદા નથી કરી ઈ સાચું.

**યુવતી** : બીતા રહ્યે કાંઈ વળતું નથી. મનના મલીન અને નિર્બળ વિચારોને અંકુશમાં લઈ જિતેન્દ્રિય થવાની જરૂર છે; સ્ત્રી પુરુષથી કે પુરુષ સ્ત્રીથી ડર્યા કરશે તો એ અંતરનો ડંખ ઊલટો એમના શિથિલ કે અસ્થિર મનોભાવને ચળાવી મૂકશે. વિકારનાં એ વહેણોને સંયમથી સદ્રસ્તે વાળી લેવાં ઘટે.

**મુનીમ** : હોહેલું છે, બાપુ ! ઈ બધું; કોણીનો ગોળ છે મારી મા ! નકર કાંઈ ગલઢા ગાંડા નો'તા !

**યુવતી** : સારું. તમારાં પત્ની આવે ત્યાં સુધી તો ભલે હું અંદર તમે કહો છો તેમ તાળાકૂંચીમાં રહું.

**મુનીમ** : ( ખુલાસો કરતી ઢબે ) ના રે બહેન ! હજુ સુધી પતીજ ન પડી હોય તો ભોગ એવાના.

**યુવતી** : ( નિર્ભયતાભર્યું ) ને એવાના ઘરમાં સાંકળ દઈને અંદર, કે બહાર હિંડોળે સૂવું લગભગ સરખું જ છે. જુઓ ( છરી બતાવતી ) ઓરડા કરતાં ખુલ્લામાં મલાજો વધુ સચવાય. ભાગવાનું તો ફાવે ?

**મુનીમ** : ( સાશ્ચર્ય, સભય ) અરે, બહેન !

[ આસ્તિક ધોતિયામાંથી આ બધુ જોતો રહે છે. ]

**યુવતી** : બીશો મા ! સાંકળ કે છરી, શીયળની જેને ખેવના નહિ હોય તેને ગોદરેજની બંધ તિજોરીયે નહિ નડે. હવે હું આશરો દીધા જોગ છું ?

**મુનીમ** : ( ઝંખવાતો ) ના રે બહેન. આશરો તો ઈ ધરમ છે. અને આ સાર્વજનિક ધર્મશાળા છે. આ મકાન પણ. હું યે એમાં મુસાફર જેવો જ છું. અને મારી તો ઈ ફરજ છે. આ તો તમને...ભલે હિંડોળે સૂવો. જેવી તમારી ઈચ્છા !

**યુવતી** : હં...હં... આમાં તમારો ભાવ ન જોખાણો. તમે જ ત્યાં સૂવાના હતા; ખરું ? હિંડોળે જ ને !

**મુનીમ** : મારી ચિંતા ન કરશો, બહેન ! હું તો અંદરથી બીજો આટલોય કાઢું, ને ઑફિસમાંય પડ્યો રહું. તેમ પાગરણ પથારીનો તોટો નથી તમારે પ્રતાપે !

**યુવતી** : (સહેતુક) તો તો ઠીક. તમે ખરે જ સજ્જન છો. નામ ઓળખાણ અને રહેઠાણનો પત્તો પૂછીને ન આપનારી એકલી અટૂલી સ્ત્રીને સંઘરવાની બહુ ઓછાની હિંમત ચાલે, હોં શેઠ !

**મુનીમ** : એમાં શો માલ છે, બહેન ! આ તો ધર્મશાળાનો ઈ ચીલો છે. એટલે પૂછ્યું 'તું: ને ધણીનું કોઈ થોડું ધણી છે ?

**યુવતી** : (મૌન અનુભવતાં) તે પુરુષો માટે. હિંદુ સ્ત્રીને એટલી સ્વતંત્ર ગણનાર તમારા જેવા બહુ ઓછા પુરુષો નીકળે. ઊલટું ભાગેડુ ધારી કનડગત ન કરે તો એમનો પાડ.

**મુનીમ** : એમાં શો માલ છે? એ જમાના ગયા. તેમ માણસે માણસે ફેર હોય ને પાછો. એવાં હોય ઈ ચસ્તા ન રહે. પગમાંથી પકડાઈ જાય. મને તો ઝાઝો અનુભવ નથી. મારે તો જાતે જન્મારે નોકરી કરવાના દિ' આવ્યા. હંજી હમણાં જ રહ્યો. પણ કહે છે કે આગલા મુનીમે કંઈક કાળાંધોળાં જોયેલાં!

**યુવતી** : (સસ્મિત) હા. તે સાચું છે. ધર્મશાળામાં જ એવું જોવાનું મળે!

**મુનીમ** : (ફાટક તરફ જતો અટકી) ને હવે હું જરાક પગીને ટપારતો આવું, તે ઓસી આવે ત્યારે ડેલો ઉઘાડે પાછો. ને તમારો સામાનેય ઉપડાવતો આવું. અહીં જ રાખીએ. ક્યાં ડેલીમાં મુકાવ્યો છે ને?

**યુવતી** : (હિંડોળે બેસતાં ચરીખી ઢાંકતી) સામાનમાં હું પોતે જ. એની જરૂર જ નહિ પડે એવું ધાર્યું હતું.

**મુનીમ** : (શંકા ખાળી ઉદારતા ધારતો) અરે બહેન! મુસાફરીમાં એવું તે હાલે. હમણાં સુધરેલાઓ ત્રણ કપડે હાલી નીકળે છે. હા, પણ હજુ એ ભાઈમાણસને પોસાય. બૈરાંને તો ડગલે અને પગલે જરૂર પડે.

**યુવતી** : હા. એમ તો મને, અહીં બેઠી કે તરત જ, યાદ આવ્યું. કપડાં બદલવાની ટેવ રહી તેથી. પણ, એ પણ : એક નવો અનુભવ થઈ પડશે.

**મુનીમ** : અરે, બળ્યો એવો અનુભવ! હશે. ને જરૂર પડે તો આપણે ત્યાં ક્યાં ખોટ બળી છે.

**યુવતી** : (આંખમાં હસતી) પેલાં આવીને એવું જુએ એટલે અધૂરામાં પૂરું ...

**મુનીમ** : ના રે મારી બહેન. એમાં શો માલ છે? ઈ ઘર બીજાં. એ માટે તો તમતમારે બેફિકર રહો. એયને એટલો તો સુખીયો છું : તમ જેવાને પરતાપે.

**યુવતી** : (હળવેથી સ્વગત લાગે તેવું વમળાતી) હં. ત્યારે તો કદાચ છોકરાંછાબરાં હશે ... ખરું?

**મુનીમ** : આગલા ઘરની એક દીકરી જ છે. નવીને ...

**યુવતી** : (વચ્ચેથી) ઈશ્વર સારાં વાનાં કરશે, ભાઈ! ઠીક. ત્યારે તમે આંટો મારી આવો. હું આજે કપડાં નહિ બદલું તો ચાલશે. એક રાતમાં કયું ખાટુંમોળું થઈ જવાનું હતું તે?

**મુનીમ** : જુદાઇ ન જાણશો. તમારું ઘર જ સમજજો. પછી તમારી ઇચ્છા, બહેન! હું હમણાં જ આવ્યો હો!

[ જાય છે. ]

[ યુવતી શરીર લંબાવવાનું કરે તે દરમ્યાન આસ્તિક માથા પરનું ધોતિયું ફેંગોળી બેઠો થઈ જાય છે. એને જોતાં યુવતી ઓળખી જાય છે. ઘડી અરસપરસને જોતાં રહે છે. ]

**આસ્તિક** : તમે ...? દુર્ગાબહેન? અહીં ક્યાંથી?

**દુર્ગા** : (નિરાશ લાગતી) ભોગ સંજોગે. કાળ ચોઘડીયે. (હસવા કરતી) ઋણાનુબંધ-યોગેન, અકસ્માતિક. જેમ ગણો તેમ.

**આસ્તિક** : મારા ભાઈ, સાથે નથી? કે શું ગામમાં રખડવા ઊપડ્યા છે?

**દુર્ગા** : સાથે જ છે.

**આસ્તિક** : જ્યાં ને ત્યાં આળવીનાથ. તે એમણે ક્યાં ઓશરીમાં જમાવ્યું છે?

[ ઊઠે છે.]

**દુર્ગા** : એટલે . . . તમે એને મળવા જવા ઊપડ્યા, ખરું? એ સાથે છે પણ આ સ્થાનમાં એમનો સ્થૂલ દેહ નહિ મળી આવે! એનો અર્થ જરા વ્યાપક લો તો દરેક હિંદુ—હિંદુ શું કામે—મોટે ભાગે દરેક સ્ત્રીનો ધણી એનું અર્ધાંગ હોવાને લીધે સાથે છે જ.

**આસ્તિક** : ( પાછો ફરી ખાટલે બેસતો ) પણ મને ખરે જ સમજ પડતી નથી, ત્યારે શું તમે બિલકુલ એકલાં જ છો?

**દુર્ગા** : (વ્યંગમાં) તદ્દન.

**આસ્તિક** : પણ એવું તે શું છે? કાંઇ ખાસ કામે નીકળ્યાં છો? પણ તમારે એકલાને તે શું કામ હોય, કે આમ ત્રણ કપડે રાતવરત નીકળવું પડે!?

**દુર્ગા** : ( પહેલાં તો અનિમિષ જોઇ રહ્યાંઃ મૌન રહે છે પછી ) મુનીમ હમણાં પાછા આવી પહોંચશે!

**આસ્તિક** : ( ખુલાસો કરતી ઢબે ) પણ તમે અહીં હો એમ પહેલાં તો માની જ ન શકાય. તમારા અવાજ પરથી ઓળખ્યાં, પણ મારો ભ્રમ ન ભાંગ્યો.

**દુર્ગા** : એટલે પડખું ફેરવ્યું, ને બાકી આંખે ધોતિયામાંથી જોયા કર્યું. સાંભળ્યા કર્યું. પણ જ્યારે ભ્રમ ભાંગ્યો ત્યારે તો જાહેર થવું હતું? ધારો કે મુનીમ એટલા ભલા અને ભોળા માણસ છે, નહિતર મને ભાગેડુ ગણી પોલીસને સોંપવાની તજવીજ કરે ત્યારે તમે પડખું ફેરવ્યા વિના જ સૂઈ રહોઃ ખરું ને?

**આસ્તિક** : નહિ. જાહેર થયો હોત તો આવ્યાં કે તુરત જ. પછી શરમ થાય. આ તો તમને કાંઇક કારણ મળી જવું જોઇએ. ને તમે ભાગેડુ નથી પછી એ સવાલ જ ઊભો થતો નથી.

**દુર્ગા** : પણ હું ભાગેડુ છું તે!

**આસ્તિક** : ભાઇસાબ, હવે તમારે મજાક મૂકવી છે?

**દુર્ગા** : હું ખરું જ કહું છું કે હું ઘેરથી ચાલી નીકળી છું.

**આસ્તિક** : હટ્ટ! નોન્સેન્સ. શું ક્રૂર છો?

**દુર્ગા** : ઓછાંવત્તાં કે જાણ્યે અજાણ્યે સહુ ક્રૂર હોય છે એવું એક વખત તમે જ બોલ્યા હતા. ચામાં ખાંડ ઓછી થવા પામી હોય તેમાં ય હું તમને ક્રૂર લાગી છું!

**આસ્તિક** : એ બધું ખરું પણ ......

**દુર્ગા** : હા. હા. મેં સાચે જ તમારા મિત્રના સંસારમાંથી રૂખસદ લીધી છે!

**આસ્તિક** : એટલે શું, એમણે તમને જાકારો દીધો?

**દુર્ગા** : એમને એવું કારણ ન મળે તે પહેલાં હું મારી મેળે ચાલી નીકળી છું.

**આસ્તિક** : એમને ખબર છે...કે...?

**દુર્ગા** : નહિ, હવે પડશે.

**આસ્તિક** : એટલું બધું શું કામ! એવું શા માટે કરવું પડે?

**દુર્ગા** : (ભગ્નહૃદયે અનિમિષ નજરે જોઈ રહ્યાં. એક હાથ ચત્તા કરી, વાત ઉડાડતાં) શી ખબર પડે?

આસ્તિક : વાહ ! હજુ હું એમ કહેવાની સ્થિતિમાં હતો. લગભગ બે માસથી તો હું મુસાફરીખાતે છું.

દુર્ગા : તો પછી જેમાં ખબર ન પડે તે વાતમાં માથું ન મારવું ! બીજું શું ?

[ ચ્યવન ખુરશીમાં સળવળે છે. ઊંચે આસમાનમાં નજર તાણી એ નિશ્વાસ ખાય છે. ]

ચ્યવન : હા, જીવનકર્તવ્ય ! ક્યાં ત્રિકાળદર્શી ઋષિમુનિઓ સ્થાપિત પ્રેરિત જીવનની કર્તવ્યપ્રણાલિ, ને ક્યાં અમારાં અધોગતિની ગર્તામાં પડેલાં નિષ્કીય જીવન. અર્થ હેતુ કે આશયવિહોણાં મનસા, વાચા અને કર્મણાના મનુજ સત્ત્વોની કરામત ભૂલાઈ ગઈ છે. માનવજાત ! તેં તારે હાથે જ તારી ઘોર ખોદી નાખી છે.

દુર્ગા : (સજિજ્ઞાસ એને સાંભળી રહી) કોણ છે આ ભાઈ ?

આસ્તિક : તે તો હુંય નથી જાણતો.

દુર્ગા : તે એ ભાઈ આવું આવું કેમ બોલે છે ?

આસ્તિક : (હસતાં) અત્યારે જરા ફિરસ્તાના પાઠમાં છે. કંઈક નશો કર્યો લાગે છે. ક્યારનાં ઘેલાં કાઢે છે.

ચ્યવન : જગડાહ્યાઓ ! તમે તમારી છેતરામણી સલાહો બબડતી લૂલી બંધ કરો: હૃદયના ઉભરાને ઝાંપ, દિલના વહેણને ઘેલછા કહેનારા તમારા દોઢડાહ્યા પરોપકારની અમને કશી જરૂર નથી. તમારી સંસ્કૃતિની બાંગો મારતાં મોઢામાં પસ્તીના કાગળોનો ડૂચો મારો. એવાં ધર્મનીતિનાં ટાહ્યલાંની અમને કોઈ પરવા નથી. માનવપ્રકૃતિના લગીરે અભ્યાસ વગરના ઓ શંખો ! તમે અમારી લાગણી-ધકેલ્યા ઊર્મિપ્રવાહ આડે બંધ બાંધવાની ચેષ્ટા ન કરો. મૂર્ખાઓ ! સત્યને મૂલવનારા તમે તે કોણ ? કઈએ વસ્તુ, ક્રિયા, પ્રસંગ કે દૃશ્યનાં નામ પાડી જૂઠને ત્રાજવે સત્યને જોખવાના તમારા વાંદરવેડાએ સાચા માનવભાવની મિટ્ટી પલીત કરી મૂકી છે.

દુર્ગા : (સાભિપ્રાય, આસ્તિકને) સુંદર કેવું સાચું !

ચ્યવન : (કપાળમાં કરચલી અને આંખમાં ઠપકાભર્યા દીનભાવે) અંતર ઇન્દ્રિયના દ્વિધાવર્તક ચતુરદક્ષ ને ચાણાક્ય લેખાતા ઓ માનવ મહાજનો ! તમે સાદાં સીધાં માનવ-જીવનને મુશ્કેલ કરી મૂક્યું છે.

[ એ એના કલ્પિત મહાજનોને સામે જ ભાળતો હોય અને પછી ફરિયાદ કરતો લાગે તેવું છતાં બડતો જણાય તેમ; હવામાં હાથ કંપાવતાં છેવટ એ હાથ કપાળ પર મૂકી શમી જાય છે. ]

દુર્ગા : (એને ઝંપી જતાં નોંધી રહી છેવટે શાન્તિથી) ખરું છે. નહિ તો એક જાણકારને અજાણ્યા રહેવાનો ડોળ થોડો કરવો પડે ?

આસ્તિક : હું કહું, ચાલો...જુઓને...તમારા સંસારનો મને જે પરિચય છે, તેમાં છેલ્લાં છેલ્લાં મને કંઈ ખટરાગ જેવું દેખાયેલ.

દુર્ગા : વિદ્વાનો જેને ' પ્રણય-કલહ ' તરીકે વર્ણવે છે એવું ?

આસ્તિક : નહિ. મેં, દંપતીની પારસ્પરિક વિરોધી લાગે છતાં છેવટ એક જ હોય-ખરી રીતે ઉભય અન્યોન્ય વધુ નિકટતા અનુભવતાં જાય તેવી જુદાઈની-અબખાની-અભાવની-કંટાળાની એમાં સંભાવના કરેલી.

દુર્ગા : સુરતીઓની ગોલા-લડાઈની જેવી, ખરું ?

આસ્તિક : એ પણ એક સંભાવના. અને મને એક...હું...!

દુર્ગા : હંઅમ. 'હું' શું?

આસ્તિક : (સંકોચ થઈ) કે...જુવોને...લ્યોને...મને બીક લાગી કે મારું મેળાપ તમારાં બેઉનાં જીવનને જુદાઈ તરફ દોરવી રહ્યું હોય તો...બસ. હું ખસી ગયો.

દુર્ગા : બસ, બીક જ?

આસ્તિક : તો શું તમારું એમ કહેવું છે કે તમારો સંસાર મેં ભાંગ્યો? તમારા ઉભયની પ્રીતિ મેં તોડી? તમારું દામ્પત્ય મેં વીખ્યું?

દુર્ગા : એક રીતે તમે જ.

આસ્તિક : (ઠપકો આપણી ફાટક તરફ જોઈ લઈ) બહેન!

દુર્ગા : (ખોટું લાગ્યું હોય તેવા એના અભિનયની નોંધ લઈ) તમે કે તમારે બદલે હરકોઈ બીજો પુરુષ ભળત તો તે. (એના મૌનને નોંધી) કે કોઈ સ્ત્રી. લ્યો! પુરુષને બદલે એ ભળી હોત તો પણ આમ બનત; બસ. ખુશી!

આસ્તિક : (ક્ષણિક નિર્ણયાત્મક દૃષ્ટિપાત પછી વિચારગૂંચમાં પડી જતાં) એમ તો ન જ બને! એમના ચારિત્ર્ય માટે ...

દુર્ગા : (ચીડાતાં) એમ! તે જરા મને સવેળા ચેતાવવી હતી ને?

આસ્તિક : કેમ? એટલે!

દુર્ગા : કાં—એમનાં આવાં રામચરિત માનસથી!

આસ્તિક : મિત્ર કરતાં એવું જાણવાની સ્થિતિમાં વધારે તો પત્ની હોય છે.

દુર્ગા : પત્નીનું તો ઠીક. એ તો એક સામાન્ય નાદાન અને અનાર્ય સ્ત્રી નીકળી. પણ મિત્ર તરીકે તો તમે હંમેશાં એમનાથી મોટે ભાગે અબોલ રહેતા : શું તે મૈત્રી કે ચારિત્ર્યભક્તિ બોલવાથી વણસી જતાં હશે?

આસ્તિક : વિચારોના વિરોધ પછીયે મનના મેળ સંભવે. સમજ્યાં!

દુર્ગા : હં. પતિ તરફ અણગમો હોય એટલે પત્ની તરફ અનુરાગ ન થાય એવું કાંઈ થોડું છે?

આસ્તિક : (વિરોધતો) અંહ. એમ ઊંધું નહિ ખતવો. સ્નેહીના સ્નેહીઓને કોણે ચાહ્યું નથી?

દુર્ગા : હારતો. એવી ચાહનાનો ભોગ બની જ્યારે સ્નેહીનું સ્નેહી ધર્મશાળાનો આશરો શોધતું આવી ચડે ત્યારે કયા સ્નેહીએ પડખાં ફેરવ્યાં નથી.

આસ્તિક : અરે...અરે...મારે માટે તમે એમાં તો સાચે જ ભૂલ ખાવ છો!

દુર્ગા : ખૂબ ખાધી છે એમાંની એક તો સુધારી રહી છું.

આસ્તિક : નહિ...નહિ... તમે વિદુષી છો. કુલીન છો. તમારાં જેવાં સંસ્કારી ઓએ આવું આત્મઘાતિક ઉતાવળીયું પગલું ન ભરવું ઘટે.

દુર્ગા : તમે ગણાવી એવી શિક્ષિત સ્ત્રી પહેલી તકે એમ કરે.

આસ્તિક : મને તો નથી લાગતું કે ...

દુર્ગા : 'જગતમાં સાચું સાબીત કરવાની સ્થિતિમાં મૂકાવા જેવું બીજું એકેય માનવ-ઘડયું પાપ નથી.'—બરાબર!?

આસ્તિક : હા, એમ હું બોલેલો.

દુર્ગા : અવસરે, કળાપૂર્વક લાગ સાધીને બોલાયેલાં એ વચનો યાદ રહી જાય તેવી બુદ્ધિ સારું હતું કે મારામાં છે.

આસ્તિક : (સરોષ) એવે પ્રસંગે બહુધા તમારા વિદ્વાન પતિ હાજર હશે એ તો ભૂલાઇ જવાયું નથી ને ?

દુર્ગા : એટલે તો વાત થાય છે. એમની વિદ્વત્તામાં ધૂળ ભભરાવી તમે; જોવું, જો, અને જેટલું કહ્યું છે તેની કદર ન કરું તો સ્ત્રીજાતને કલંક ચડે. સમજ્યા!

આસ્તિક : તમને અનુલક્ષીને એવું હું બોલતો ? એમ ! ઠીક.

દુર્ગા : જે માટે હું તમારી અહોનિશ ઋણી છું. સારું થાય કે તમે અહીં મળી ગયા. નહિતર મારો એ અંતરભાર કોણ જાણે કેમ વેંઢારત ? તમે જ મારામાં સ્વત્વ, સ્ત્રીત્વ પ્રગટાવ્યાં છે. સ્વભાન મૂક્યું છે. માનપૂર્વક મને ચાહી તમે મને પણ પૂજાધર્મની દીક્ષા આપી છે.

આસ્તિક : સારું ...

દુર્ગા : મને કહેવા દો, કે હું તે દિવસોના તમારાં વલણની યાદ પર જિંદગી જીવી લેવા નીકળી પડી છું. એમ મનને સમજાવીને કે એક પુરુષે મન વચન અને કાયાથી એના અમૂલા જીવનના પાર્થિવ લાભો પ્રાપ્ત કરવા પડતા મૂકી મારે ત્યાં પડ્યાંપાથર્યાં રહી, મારી સતત સાન્નિધ્યતા વાન્છેલી.

આસ્તિક : મઝાનું.

દુર્ગા : મારાં હલનચલન, ચેષ્ટા, વાતચીતની રીત, ચાલવા કે ઓઢવા પહેરવાની છટા–કળા; મારું ઢાંકેલું રૂપ જેની સૃષ્ટિ હતી. જેની આંખ મારી એ ચર્યાની પરિક્રમા કરતી. જેનું મન મારા જ સતત વિચારોમાં રોકાયેલું રહેતું હું અનુભવતી. જે સગભગ ગાંડીતૂર–ઉત્કટ ઘેલછાભર્યો મારામાં પાગલ હતો.

આસ્તિક : એટલું સારું છે કે માત્ર 'હતો.'

દુર્ગા : હું અજાણ ન હતી. તમે ધારી હતી તેટલી નિર્દોષ ન હતી. ઊલટું સૂક્ષ્મ ભાવકલા પારખવાની ચૂંથી હું સ્ત્રીને તમારી પાસેથી જ મળી છે.

આસ્તિક : જૂઠું કહી રહ્યાં ? મેં તો તમારા ઉભયના સંસારદર્શને જીવનની સુલભતા ઝબૂકી લીધી હતી. દામ્પત્યની ભાવલીલા નીરખી મેં સમ્રની એકતા આંકી મને જે લાગ્યું— ઊર્યું—અનુભવાયું તેનું નિર્ભય રહ્યાં મુક્તકંઠે ગાયા કર્યું.

દુર્ગા : અહાહા...બહુ કરી તમે તો !

આસ્તિક : (ઉત્તેજિત) મને પ્રથમ તો તમે બન્ને 'અશક્ય' 'વિસ્મય' લાગ્યાં હતાં; હું આકર્ષાયો. મેં મારી એ જિજ્ઞાસા બુઝવવા ચોમેરથી સાંગોપાંગ જોવા માંડ્યું. ત્યાં પડ્યોપાથર્યો રહ્યો. બીજાં કામ છોડી—હા એક ગૃહસ્થ કુટુંબનો અભ્યાગત બન્યો. મેં એક વિશ્વાસુ બનો સમજુ અને ધીર પતિ જોયો. ઉલટભરી ખંતીલી શાણી આશામૂર્તિશી પત્ની જોઈ. અવિભક્ત સ્નેહના દર્શને મારી પ્રેમરૂપે પ્રભુના પેખવાની પ્યાસ છીપાવી.

દુર્ગા : એમ ! સાંભળો ! એ બધું તમારી હાજરીમાં જ ગોઠવાતું. તમારા ગયા પછી એ પડદા ઊંચકાઈ જતા. એમણે મને લાકડી સોટીથી મારી નથી. એમ થયું હોત તો

ભીલડું મને ગમ્યું હોત. અવિશ્વાસની એમની અનેકાનેક મંજરેરાથી મારે વીંધાવું પડયું છે. એક પતિમય બની ગયેલીને પતિની અશ્રદ્ધાળુ કુદીનજરના ઘા કેવા વિષમ હોય છે, બરછી કરતાં યે કેટલા કાતિલ અને અસહ્ય હોય છે તે પૂછી જોજો. સંતાનભૂખી સ્ત્રીને, પતિમા પ્રેમપ્રસાદ જેવા બાળકની તરસી સ્ત્રીને, સંતતિનિયમનની જબરદસ્તી કરનાર પતિ માટે શું થતું હોય એ તમે શું જાણો ? વિષયતૃપ્તિ માટે વધુ સશક્ત, સ્વસ્થ અને સુંદર રહ્યાં કરે તેવું પોતાની પત્ની માટે ચાહનાર અને એને આમ સાચા સ્ત્રીસ્વભાવ જેવા માતૃત્વથી વંચિત રાખનાર પુરુષની પશુતાનો તમને શો ખ્યાલ ?

**આસ્તિક :** ( વક્તાના દિમાગથી ) સંતાનભાવ એ પતિપત્નીના બન્નેના સ્વયંભૂ સહભાવ પર અવલંબે છે. સ્ત્રીની માતૃત્વ મનેચ્છા પુરુષને પિતૃભાવ જગવવામાંથી મુક્ત રાખતી નથી. કદાચ એ સાચું હોય તો પણ એવો સમજદાર ધણી છાંડવો એ બેફામી છે !

**દુર્ગા :** ( દાઝતી ) બહુ થયું. એ અહીં હાજર હોય તેમ ગણી તમે એમનું સારું નહિ બોલો તો ચાલશે. સમજ્યા !

**આસ્તિક :** ( ભોંઠામણ અનુભવતો ) હું તો મને લાગે છે તેવું નિઃસંકોચ કહી લઉં છું ! સંભળાય તો જ. તે કોઇને ગમવા માટે નિશાનો રાખીને નહિ. મને તો તમારો સંસાર એવો દેખાયો હતો.

**દુર્ગા :** દંપતીના આંતરજીવનમાં કાં તો માથું મારવું નહિ અને જો એવા પરિણીત સ્ત્રીપુરુષમાં ભળવું તો જાતને બચાવી લેવાની કળા સાધી લેવી. ખરું ? મને તો સમજાતી પડતી કે એમાં શું હાંસલ ? એથી શો રસ !

**આસ્તિક :** મને તમારા સિવાય બીજાં દંપતીઓનો પરિચય નથી એમ નહિ !

**દુર્ગા :** હા; તે સાચું. એટલે તો કહું છું કે ઘણાં દંપતીઓ સૂડી જેવાં હોય છે. એની વચ્ચે ત્રીજો હમેશાં સોપારી જ થઈ પડે છે.

**આસ્તિક :** હું તો એવી જાતનો 'ત્રીજો' ન હતો.

**દુર્ગા :** તમે એવાં સૂડી દંપતીઓના સંસર્ગમાં આવીને પછી દૂધના દાઝ્યા જેમ વર્ત્યા હશો. પતિ અને પત્નીના બન્નેમા અંતરમાં માનભર્યું સ્થાન પામવા માટે બેઉને સારું લગાડવાનો તમારો સ્વભાવ કેળવાયો. પણ પત્ની પાસે પતિરાજનું વરોવર્ણન આલેખો કે પતિ પાસે પત્નીનાં ગુણગાન ગાવામાં તમે, જો એ બન્ને મૂઢ ન હોય, તો જ, બચો. હું ન સમજી તે તો માત્ર પતિપત્ની બન્નેની પાસે માનભર્યું વર્તવામાં શો લાભ ? તમારું માનસશાસ્ત્ર શું કહે છે ? કંઇએ આશય વગર માનવીનું કોઇયે કામ હોતું નથી.—ભલે એથી, એ પોતે દુર્બોધ હોય. એમ જ ને ?

**આસ્તિક :** એટલી બધી ઝીણવટનો તો મને વિચાર સરખો નથી આવ્યો.

**દુર્ગા :** ક્યાંથી આવે ? અપરિણીત કન્યાઓ એટલી કલાજ્ઞાત હોતી નથી. પરણેલીઓ પતિથી સંતુષ્ટ હોય બેમાંમા હોય છે—શું કરવું ? ન પરણનારાઓનો એ વર્ગ બન્નેયથી હમેશાં અસંતુષ્ટ રહ્યો છે. સારે આપના જેવા ભાવનાશાળીઓના મેળાપથી એ દંપતી એવી એવી સ્થિતિમાં મૂકાય કે એણે સારા દેખાવાનો ડોળ કરવો જ રહ્યો.

**આસ્તિક :** એવાં ઘણાંયે દંપતીઓનાં જીવનમાં 'ત્રેખડ' નથી હોતાં.

**દુર્ગા :** ખરું. થોડા અપવાદ તો રહે જ. કે પછી ઘરકામમાંથી, કે સંયુક્ત કુટુંબમાં

હસ્તમેળામાં એવું બનતું અસંભવ બને જેથી છોકરાં કે કમાવા આડે; પતિપત્ની નવરાં પડતાં ન હોય: જૂની ઘરેડમાં ભીંજાં હોય કે પછી પતિપત્નીના ઓડા હેઠળ જેવાં ત્યાં વિચરી ખાતાં હોય. અતિ પરિચય જેવાં—દાંપત્યના સતત સહવાસમાંથી અવજ્ઞા જન્મે છે, સમજ્યા ?

આસ્તિક : એ અવજ્ઞા માટે દામ્પત્ય જ એક અપવાદ છે !

દુર્ગા : કારણ કંઈ ! માવિત્રોએ પૈસા કે પ્રતિષ્ઠાના મોહમાં કે દંપતીએ સ્વેચ્છાલગ્ન કર્યાં હોય તો સૌન્દર્ય અને શરૂ શરૂના અંતમ કામભાવી સ્વભાવમેળમાં દોરવાઈ આંધળાં થઈ પરણી લીધું કે પરણાવ્યાં—દામ્પત્ય કાંઈ ઈશ્વર નથી કે એમાં વિખવાદ ન થાય. લગ્નની અસફળતા; અવસ્થા, વિચાર કે રહેણીના વિરોધમાંથી સહસા જન્મે છે. વિરોધી મનોદશાવાળા દંપતીને એ રોગ વહેલો લાગુ પડે છે. કુલાભિમાન અજ્ઞાન કે ગુલામી માનસને લીધે એ બેમાંથી એક જણું અગમતો લગ્નવ્યાપાર નભાવ્યે જાય તો ભોગ એવાના. બાકી એમાંથી છૂટાછેડાના સહારા વગર એ જહન્નમતી ખાડી ઓળંગી શકાય નહિ. અને કાં તે વખતે તમારા જેવું એકાદ ત્રેખડ મળે એ મોટો કરાર બન્યા જેવું થાય.

આસ્તિક : ફક્ત ! મારા જેવું ?

દુર્ગા : અરે, તમે નહિ, એક કૂતરું પણ એમના કલુષિત સંસારમાં રાહત થઈ પડે. અને એમાં જો એ ત્રેખડ, કલાકાર પુરુષ હોય તો પતિને ફિતનગરો, અને ભોળી કે સુંદર યુવતી હોય તો પત્નીને કમબખ્તી ચોંટયા સમજો !

આસ્તિક : નોહ, ભદુભાઈ જેવા વહુઘેલા મેં નથી ભાળ્યા. એમના એકપત્નીભાવ અને પાવિત્ર્ય માટે મારો પક્ષપાત છે.

દુર્ગા : (એનો ભાવ નક્કી કરતી અને હસતાં) સાબાશ. જ્યારે તમારે આજે એક જ કક્કામાં હાંકવું છે, ત્યારે મને ઊભરો ઠાલવી લેવા દો. જુઓ. એમના જેવો ઘરકુકડી બની જાસૂસી કરતો ચારિત્ર્યમાન શું ગૂમડે ચોપડવો ! અરે, પોતાની ઓછપો માટે સ્રીને મનાવીને પણ એને અહોનિશ ખુશી રાખતો, એનાથી છળકપટ ખેલીને પણ છેવટે એના અંતરને રીઝવવા કરતો, એને પટાવી ફોસલાવી કદીક મારી ઝૂડી પછી મનાવી લેતો મોકળો લંપટ ધૃષ્ટ અગલ્ભ બાપડો પણ સ્રીઓ ચલાવી લે છે. આવડત વગરનો બૂઝડો કોઈ સ્રીના હૃદયમાં સ્થાન ન પામવાના કારણે આબરૂના ખોટાસાચા ખ્યાલે પવિત્ર રહી જતો તમારો એકપત્નીભાવી મોંઘો પડ્યો છે, સમજ્યા ?

આસ્તિક : ઠીક. બાઈ !

દુર્ગા : એટલો એ દંપતીને દંભ ખેલવો પડે અને એટલાં જ એઓ દહાડેરાત એકમેકથી છેટાં પડતાં જાય. પ્રથમ તો રમકડાં તરીકે જીવનની અગત્યે બન્ને માનથી સ્વીકારી લે, પણ પછી એવાની મધ્યસ્થતા વગર એ દાંપત્ય લૂખું જ થઈ પડે, સમજ્યા !

આસ્તિક : એ માટે આવી અને આટલી સમજદારી બસ નથી ?

દુર્ગા : એ જ્ઞાન તો ઘણી વખત ધિક્કારના કાદવમાં વધુ ખૂંચવી દેવાની ગરજ સારે છે. એકલી આંખ કે કાન જેવું જ્ઞાન શા ખપનું ? અહંતાના વમળો ઉપજાવતું જ્ઞાન તો ઊલટું વરતું પૂતળું કરી મૂકે છે. હું એકલી જ થોડી સમજદાર છું: તમારા મિત્રના જ્ઞાનનુંય દેવાળું નીકળ્યું હશે ને ?

આસ્તિક : તેમાંથી વ્યવહાર તોડ કાઢવો મુશ્કેલ નથી જ.

દુર્ગા : હા, તે બરાબર છે. બળતામાંથી જીવતાં નીકળી છૂટવા જેવો તોડ તો કાઢ્યો છે. જ્યાં સહનશીલતા અને ધીરજ પાછાં પડ્યાં છે; એવી સ્થિતિ સહન કર્યા કરવા કરતાં આયુષ્ય–શક્તિ–મતિનો ભોગ આપવાનો અફળ અખતરો કરી હાથે કરીને જીવનની બરબાદી શું કામ વહોરી લેવી ?

આસ્તિક : આજનાંઓને એવાં બલિદાનની મહત્તાનું ભાન નથી. ત્યાગના પરિણામની ગંધે નથી કે એમના એટલા આત્મભોગથી સંસ્કૃતિરક્ષા થઈ શકે છે !

દુર્ગા : સંસ્કૃતિનું તૂત એકલાં રક્ષણથી રહ્યું હોત તો એ હાલતાં ને ચાલતાં મરામત કે ફેરફારી ન માગતને ? ત્યાં છૂટાછેડા એ સ્વાભાવિક અને સર્વસામાન્ય કુદરતી માર્ગ છે. જો હિતકર કલ્યાણકર છે સંસ્કૃતિ માનવસ્વભાવ પર રચાઈ હોય તો, એક પતિની મહોબ્બત ગુમાવી બેઠેલી કે પતિ માટે અંતરથી ભારોભાર તિરસ્કાર ધરાવતી–સ્ત્રીના જીવનમાં અન્ય પુરુષનું રટણ કે સ્થાન ન પ્રવેશત. એટલે એ બહુ સાદી વાત છે કે સ્ત્રીને બીજા કોઈ પુરુષ પર વિશ્વાસ બેસે અને એને એમ લાગે કે પોતે તેનાથી સુખ પામશે તો એણે એનું ઘર માંડી સુખ જતું ન કરવું.

આસ્તિક : અને એમ એ સંખ્યા વૃદ્ધિ પામતી જાય. એટલે લગ્ન કરતાં સમાજે વ્યભિચારને સંસ્કૃતિમાં સ્થાપન કરવો ! ?

દુર્ગા : એ તમારો તાર્કિક એકમાર્ગી લૂલો બચાવ છે. અમને સ્ત્રીઓને જ્યાંસુધી પુરુષ કમાય એ ઉપર આધાર રાખી જીવવાનું હશે ત્યાંસુધી એમાંથી ઉગરવાનો એકે આરો નથી. આપણા હિંદુ સમાજ પાસે છૂટાછેડાનો સિદ્ધ સફલ પ્રયોગ જીવંત છે. એવા વર્ગની સ્ત્રી, પુરુષની સાથે ખભેખભો મિલાવી રેંકડી ખેંચતી જીવે છે. એણે કેટલાક પતિઓ બદલ્યા તે કહોને !

આસ્તિક : હં. છતે ધણીએ હિંદુ સ્ત્રી આર્થિક–અનાથ તો છે જ.

દુર્ગા : મેં બધું સહી લીધું છે પણ એમના આર્થિક નિરાધારીના ટુંબા નથી પચાવી શકી. મેંય પૈસો ભાળ્યો છે. હું ગરીબ માવિત્રની પુત્રી નથી. એ તો બે દિ'થી કમાતા થયા. એટલામાં તિસ્મારખાં બની જાય એ હું આર્થિક–અપંગ હોઉં તો જ બને, ને ! તમારા મિત્રની આર્થિક અને સામાજિક સ્થિતિ સારી છે એ તો તમે માનો છો, ખરું ?

આસ્તિક : જરૂર. કેમ નહિ.

દુર્ગા : તો સાંભળો ! એ સ્થિતિ મારા પિતાજીએ કરી આપેલી. એમને પહેલેથી મારે માટે નજરમાં રાખીને ભણાવ્યા. કારણકે અમારી પછાત કોમ. રડ્યાંખડ્યાં ભણેલ કે પૈસાદાર ખોરડાં હશે. મારાં માવિત્રમાં ત્રણ પેઢીથી લક્ષ્મી અને હવે સરસ્વતી ભળ્યાં ત્યારે પુત્રીઓ જો સુંદર ઉછેર પામી હોય તેને ક્યાં, ?—ઉકરડે નાખવી ? નોકરી પણ મારા પિતાજીએ અપાવી છે, એમાં તમારા મિત્રનું કયું પરાક્રમ ? કઈ લાયકાત ?

આસ્તિક : વાડ વિના વેલો ન ચડે.

દુર્ગા : એ ખરું. પણ તેમાં હું તેમની ગુલામ હોઉં એવું શું કામે વર્તવું જોઈએ ? જુઓ, પિતાની મિલ્કતમાંથી દીકરીઓને વારસો મળતો હોત તો આજે મારે ધર્મશાળાનો આશરો લેવો પડ્યો ન હોત. ન તમારા જેવા પત્થર પાસે આમ રામ–કહાણી ગાવી પડી હોત.

આસ્તિક : મારો તો તમે ખોટો ધોખો કરો છો : પણ પિતાજીને ત્યાં થોડું જઈ રહો. એ શું ખોટું છે ! દરમ્યાન બધું સરખું થઈ રહેશે.

દુર્ગા : એ જ દુઃખ છે કે હું એવા કુલીન માવિત્રને પેટે પથ્થર પાકી છું કે એ લોકો મને આવા સંજોગોમાં સંઘરે કે કેમ તે એક પ્રશ્ન છે. તેમ એક વખત તમારા મિત્રને મારા પિતાજીએ કૃતઘ્ની કીધા તેટલા કારણમાત્રથી હું પિતૃગૃહ છાંડી બેઠી છું. એટલે ચોખીકુત્તામિસાલે......

આસ્તિક : હં...

દુર્ગા : મારી એવી કેટલીય અનામી અભણ–કહેવાતી બહેનોના ટોળામાં હું સંસ્કારી મટીને મળી જઈશ. કોઈ સામાન્ય પુરુષને–નહિ ચાલે તો–પસંદ કરી લઈશ; જો મને મારી નાત સ્વીકારશે. બાકી તો પરણ્યાધણીને છાંડતી સ્ત્રી તરીકે મારું સ્થાન સમાજે બહુ છેક—ઠેઠ વેશ્યાલય સુધી રાખ્યું છે.

આસ્તિક : રામ રામ...

દુર્ગા : નર્સ કે માસ્તરાણીના ધંધા કાં કુમારિકા કે પરણ્યાં પછી કે પહેલાં રાંડેલી ભાગ્યશાળી બહેનોને જાય છે. તેમ હું તેવી કવૉલીફાઇડ પણ નથીઃ એટલે મારે ભાગે ભીખ, મળે તો મજૂરી અને છેવટ જાત વેંચવાના રસ્તા છે તે હું બરાબર સમજીને નીકળી છું. ( ગળગળી થઈ આછેરું ડૂસકું દબાવી, ઊઠે છે. )

આસ્તિક : રામ...રામ...રામ.

[ મુનીમને આવતો ભાળી એ એકાએક સૂઈ ઊંઘમાં બોલતો હોય એવું કરી પાસું બદલી જાય છે. દુર્ગા કૂજામાંથી પ્યાલામાં પાણી લઈ આંખો ભીંજવી થોડું પી પછી જેની તે સ્થિતિમાં ગોઠવી પથારીમાં પડે છે. ]

મુનીમ : ( નજીક આવી ) હજુ જાગો છો, બહેન ?

દુર્ગા : ( સરખું ડીલ ગોઠવતાં લંબાવે છે ) હા. ( ત્રાંસી નજરે આસ્તિક સામું જોઈ લઈ ) ઊંઘ નથી આવતી.

મુનીમ : હા, સાચું. જગ્યા–ફેર થાય એટલે એમ બને છે. મુસાફરીમાં નીકળીએ ત્યારે પાછી ચિંતાય થાય. તમતમારે એમને નચિંત થઈને સૂવો !

[ આસ્તિક સળવળે છે. ]

તમેય જાગ્યા ?

[ આસ્તિક અવાજભરી આળસ મરડતો બેઠો થઈ આંખો ચોળતો જુએ છે.]

આસ્તિક : ( યુવતી તરફ જોયાં સિવાય ) હા. આજે એકધારી નીંદર નથી આવતી !

મુનીમ : ઓસો ફડકો છે ને, એટલે. હો, ભાઈ ! મનેય લેટવાનો મેળો નથી મળ્યો. પગીની સંભાળ કાઢવા ગયો, તો ત્યાં એક જાન ઊતરી છે; તે એની સોઈ કરી દેવી પડી. સાથે દરદાગીના જેવું જોખમ અને પાછાં બૈરાં. એ લોકો કહે કે ' એક ઓરડીની સગવડ ઉતારી આપો ભાઈસાબ ' ! તે એક ઓરડી સવારે બે જુવાનીઆઓને આપેલી તે ખાલી કરાવવી પડી; તે બિચારાઓને ખોટું લાગ્યું ને થોડા ચડભડ્યા પણ ખરા. આમ છે. કેટલાયનાં જીવ દૂભાય એવી નોકરી છે, ભાઈ !

આસ્તિક : (યુવતીને હવે જોઈ હોય એમ) મારાં ભાભી આવી ગયાં ? ત્યારે ગાડી આવી ગઈ છે શું ?

[ દુર્ગા સૂતાં પહેલાં અચંબો પામતી હોય તેમ ખીજમાં એને ટીકી લઈ માથે સાડી ઓઢી લે છે. ]

**મુનીમ** : ના રે, ના. નકર તમને ઉઠાડ્યા વગર રહું કે ? એ તો–મ્હારગામનાં એક બ્હેન છે. તેમને માટેય સગવડ ન હતી તે અહીં કરી આપી. (દુર્ગા તરફ જોઈ) લ્યોને બ્હેન, ચાદર આપું. (અંદર ઓરડીમાં લેવા જાય છે.)

[ આસ્તિક દુર્ગાને કંઈ ઈસારત કરવાની ઇચ્છાથી તેના સામું મુનીમ બહાર આવે ત્યાં સુધી અધીરાઈથી જોઈ રહે છે. ચિડાયેલી એ હવે દાદ દેતી નથી. ]

**મુનીમ** : (અંદરથી એક ચાદર લેતાં આવી દુર્ગાને ભાવપૂર્વક ઓઢાડે છે) ધામ નહિ થાય: પાતળી છે–પાપડ જેવી.

[ હાથમાં લાકડી, માથે રાત હોવા છતાં પાઘડી પહેરેલા પગી આવે છે. થેરો છક્યો જેવો એ દેખાય છે. ]

અપૂર્ણ ]

---

# તારી દૃષ્ટિ

**પ્રજારામ ન૦ રાવળ**

સખી ! તારી દૃષ્ટિ–
તણી મીઠી વૃષ્ટિ
રચે એવી સૃષ્ટિ, કહી ન શકું કેવી ! નવ લહું
કશું, આનન્દાબ્ધિ પરમ મહીં હો, હું રમી રહું !

સખી ! મારી વાણી
બની જાતી શાણી,
રહે માણી આણી નવલ કવિતા, મીંચી નયનોઃ
–ઉર મહીં ઉગે નંદનવનો !

# કોયલાને

પૂજાલાલ

[ શાર્દૂલવિક્રીડિત ]

કાળા કાજળ કોયલા ! મન રખે નૈરાશ્ય તું સેવતો
લાખો યત્ન કર્યા છતાં ય તજતી આ કાલિમા ના તને
તેથી બાહ્ય રૂપે ઉપાય નહિ આ કાર્યે; મહામાતને
હૈયે ગૂઢ ઉંડાણમાં જવું ઘટે, જ્યાં કીમિયો પ્રેમનો
કાયાને પલટાવશે, અણુ અણુ કાળા મટીને થશે
ગોરા, તારક તેજને લજવતા, ને ભંગરાં દૂબળાં
અંગો વજ્ર સમાં બની કઠિનતા કલ્પો તણી છેદશે,
એ ન્યારાં પરમાણુએ વિલસશે ચંદ્રસ્મિતો ઉજળાં.

૨

સૂણી હીરક નામ પાગલ બની લોકો બધા દોડશે
દારિદ્ર્યો દફનાવવા, હૃદયમાં ઉત્કર્ષ આનંદનો
થાશે, આતુર દર્શનાર્થ વિરલા ભૂખંડને ફોડશે
નિદ્રા ને શ્રમ વિસ્મરીઃ નૃપશિરે તારા પ્રભાછંદનો
અંકાશે જયલેખ, મૌનમહિમા અંધારમાં ગાજશે
એકાંતે તવ, વા તું કૌસ્તુભ બની વિષ્ણુ-ઉરે રાજશે.

❦

# સંગીતકાર ખાંસાહેબ અબ્દુલ કરીમખાં

## [ વ્યક્તિ અને કલા ]

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

[ ગતાંકથી ચાલુ ]

### ૮

### બંગાલમાં દૌરાંઓ

**સ.** ૧૯૨૪–૨૫માં ખાંસાહેબના એક શિષ્ય અને પ્રસિદ્ધ બંગાલી વાદક શ્રી. દિલીપકુમાર રાય ખાંસાહેબને આગ્રહપૂર્વક કલકત્તા લઈ ગયા. ઉત્તર હિંદુસ્તાનમાં શાસ્ત્રીય ગાયનનો પ્રચાર બહુ ઓછો છે અને તેમાંય બંગાલમાં તો અત્યાર સુધી 'રાડારાડી'ના ગાયનનો પ્રચાર હોવાથી તે વખતે ત્યાં ખાંસાહેબની ઘણી સારી કદર ન થઈ. આ જ વખતે કલકત્તાની હિઝ માસ્ટર્સ વ્હૉઈસ કં૦ તરફથી ખાંસાહેબનું ગાયન રેકૉર્ડ કરવા માટે માગણી આવી હતી પણ ખાંસાહેબ જેમ ગાય તેવી રીતે જ રેકૉર્ડ્સ લેવી જોઈએ એ ખાંસાહેબની શરત કંપનીને અનુકૂળ ન આવી. ત્યાર પછી હમણાં સ. ૧૯૩૬માં બંગાળના મ્યુઝીક કૉન્ફરન્સે તેમને ગાવા માટે બધો ખરચ અને રૂ. ૧૨૦૦ આપવાનું નક્કી કરી આગ્રહથી બોલાવ્યા હતા. આ કૉન્ફરન્સમાં તોડી રાગમાં લાગતા સૂક્ષ્મ સ્વરો સમજાવી પછી તે રાગ તેમણે ગાઈ બતાવ્યો. આ ગાયન ચાલતું હતું ત્યારે બંગાળના પ્રસિદ્ધ અને સર્વશ્રેષ્ઠ તથા વૃદ્ધ સારંગીવાદક ખાં બદલખાં સ્ટેજ પર આવ્યા અને ખાંસાહેબના તોડીના સ્વરોથી પોતાના શરીરને રોમાંચ થયાનું તેમણે શ્રોતૃસમૂહને બતાવ્યું. છેલ્લાં કેટલાંક વરસથી ખાંસાહેબ પાસે ગાવા શીખેલા તેમના એક શિષ્ય શ્રી. શંકરરાવ કપિલેશ્વરી તેમની સાથે હાર્મોનિયમ વગાડી ગાયનને સાથ આપતા. ખાંસાહેબના ગાયન જેવું જ તેઓ વગાડી શકતા. ખાંસાહેબના ગાયનની સાથ જે પેટી કરી શકે છે તે કેવી રીતની હશે, તે જોવા માટે કલકત્તાના પ્રસિદ્ધ હાર્મોનિયમ-મેકર મે. દાસ બ્રધર્સ તથા સ્વ. ગણપત ભૈયાજીના શિષ્ય કૉન્ફરન્સ વખતે આવ્યા હતા. પણ સાથ કરવાનો ગુણ પેટી કરતાં પેટીવાદકનો જ વધારે હતો, એમ તેમને ખબર પડી! ખાંસાહેબ પોતાના હાર્મોનિયમમાં નૈસર્ગિક સ્વરો જ વાપરતા, ઉપરાંત તે તે રાગના સંવાદ મુજબ પેટીના સ્વરો લગાડી લેતા. દરેક વખતે તપાસી જોતા અને ઘણીવાર ઠેઠ મહેફીલમાં પેટી ખોલી સૂર (Reeds) ઘસાવી લેતા. બીજી ચાલુ પેટીઓ ટેંપર્ડ સ્વરોની જ હોય છે, વળી કાળાંતરે સ્વરોમાં ફરક પડી જાય છે; એવી પેટી સાથે આપણા ગવૈયાઓ ગાઈ શકે છે. આનું કારણ તેમના બહસૂર પેટી ઢાંકી લઈ તેમને બચાવે છે, આ જ હોઈ શકે. દરબારી કાનડા જેવા મોટા રાગો ગાવાના હોય ત્યારે શ્રી. શંકરરાવ બહુધા પેટી બંધ જ રાખતા. ખાંસાહેબના રેકૉર્ડ્સમાં પેટીની સાથ એટલી તો મધુર અને કોમળ થઈ છે, કે આ સાથ બંસરીની હોવી જોઈએ એવો તર્ક કેટલાક રસિકોએ કરેલો! શ્રી. શંકરરાવ વગર ખાંસાહેબની સંગાથ બીજા એક પણ પેટીવાળા કે સારંગીવાળા ઠેઠ સુધી કરી શકેલા નહિ.

૯

## શ્વાનનો ગાવાનો ચમત્કાર

સ. ૧૯૨૨માં ખાંસાહેબ મદ્રાસમાંથી મુંબઈ પાછા આવેલા તે અરસામાં તેમણે એક કૂતરાને ગાવાનું શીખવી તૈયાર કરેલું. તેઓ શિષ્યોને ગાવાના પાઠ આપતા ત્યારે પહેલાં આ કૂતરો સામે આવીને અદબથી બેસતો અને 'ઊં ઊં' અવાજ કાઢયા કરતો, તે જોઈ તેને સ્વર શીખવવાની કલ્પના ખાંસાહેબના મનમાં આવી. પછી તેઓ તેને રોજ સવારે લઈને બેસતા અને શીખવતા. જ્યારે તે કૂતરો બધાય સ્વર ગાતાં શીખી ગયો, ત્યારે આ કૂતરાનો ગાવાનો પહેલો જાહેર પ્રોગ્રામ સતારાના એક થિયેટરમાં ગોઠવ્યો. પ્રેક્ષકોની ચીકાર ભીડ થઈ. કૂતરો વખત ઉપર ગાશે યા નહિ એની બધાંયને બીક હતી; પણ તે જાણે કોઈ માનવી શિષ્ય જ છે, એની ખાતરી ખાંસાહેબને તેને માટે હતી એમ લાગતું. સ્ટેજ ઉપર બેસી ખાંસાહેબ "આવ મિયાં!" કહી કૂતરાને બોલાવતા એટલે તેમની પાસે જઈ આગલા પગ ટટાર રાખી તે ફેઆબમાં બેસતો અને "ગાઓ મિયાં!" એમ બોલી ખાંસાહેબ પોતે ગાવાની શરૂઆત કરતા એટલે તેઓ જેમ જેમ સ્વર લગાડતા જાય તેમ તેમ સ્વર લગાડી તે કૂતરો ગાતો! આ પછી પૂનામાં કિર્લોસ્કર થિયેટરમાં તેનો બીજો કાર્યક્રમ વધારે સારો થયો. આવા જ કાર્યક્રમો ગુલબર્ગા, હૈદ્રાબાદ, મદ્રાસ, રાજમહેન્દ્રી, કોકોનાડા અને મુંબઈ વગેરે શહેરોમાં થયા. તેનો ગાવાનો છેલ્લો કાર્યક્રમ સ. ૧૯૨૪માં કલ્યાણ મુકામે થયો. છેલ્લો કહેવાનું કારણ ખાંસાહેબના માસાજી રહિમાન બક્ષખાંએ કૂતરાનો કાર્યક્રમ જોઈ, "કૂતરાને ગાયન શીખવવું એટલે ગાયનની બેઅદબી કરવી!" એમ કહી તે માટે ખાંસાહેબને મના કરી. એટલે કલ્યાણ મુકામે જ ખાંસાહેબના એક સ્નેહી સરદાર ફડકેની માગણીથી તેઓએ તેમને કૂતરો આપી દીધો. મુંબઈમાં તે વખતે એક પ્રચંડ રશિયન સર્કસ કંપની આવેલી, તેના માલિકે આ કૂતરો વેચાતો માગેલો, ઉપરાન્ત પ્રસિદ્ધ સર્કસવાળા શ્રી. દેવલ આ કૂતરાનો દશ હજાર રૂપિયાનો વિમો ઉતરાવી તેને કંપની સાથે વિલાયત લઈ જવા તૈયાર હતા, પણ ખાંસાહેબે આપ્યો નહિ. આ કૂતરાને માટે એક આશ્ચર્યની વાત હતી કે તે દિવસમાં ફક્ત એક જ વાર સાંજરે ખાવાનું લેતો અને રવિવારના દિવસે બિલકુલ કશું જ ખાતો નહિ! આ બીના ઘણાય લોકોએ જોયેલી છે, દંતકથા નથી!

૧૦

## નટો અને નાટકકારોની સાથે સંબંધ

ખાંસાહેબ પોતે પુરાણમતવાદી રહ્યા તેથી અને નટોના બેછૂટ આચારવિચાર જોતા તેથી તેઓ નટ અને નાટકોથી બે હાથ છેટા રહેવાનું પસંદ કરતા; પણ વડોદરામાં કેટલાક સ્નેહીઓના આગ્રહથી "સૌભદ્ર" અને "શારદા" એ તે વખતનાં વખાણાયેલાં નાટકો તેમણે જોયાં અને તે અંગે પ્રસંગોપાત કેટલાક સારા નટોની સાથે તેમનો પરિચય થયો. અભિનય અને નૃત્યના ખાંસાહેબ એક સારા મર્મજ્ઞ હતા. તેમના બે શિષ્યો શ્રી. કપિલેશ્વરી બંધુઓને નાનપણમાં તેમણે નાચ શીખવેલું અને તેના જાહેર કાર્યક્રમ પણ થતા. ખાનગીમાં ઘણી વાર ખાંસાહેબ ઉત્તમ અભિનય કરી બતાવતા અને ઘણાયની નકલ તો તેઓ આબેહૂબ કરી બતાવતા; વળી મહારાષ્ટ્રીય નાટકોમાં 'સીનસીનેરી'નો અપ્રાસંગિક ચકચકાટ કે "છોકરાછોકરીઓના નાચ"નો અકુદરતી ધમધમાટ હતો નહિ, પણ યથાર્થ અભિનય અને

શાસ્ત્રીય ગાયન તરફ મહારાષ્ટ્રીય નાટક કંપનીનું પહેલેથી જ વલણ હતું. શાસ્ત્રીય સંગીત માટે કિર્લોસ્કર કંપની પ્રસિદ્ધ હતી, તેમ ઉચ્ચ અભિનય માટે શ્રી. ગણપતરાવ જોશીની કંપની અજોડ હતી. શ્રી. ગણપતરાવ હેમ્લેટનું કામ કરતા તે જોવા મોટમોટા અંગ્રેજો પણ આવતા. શ્રી. ગણપતરાવ પોતે ખાંસાહેબને નાટકનું આમંત્રણ આપતા, તેઓ થિયેટરમાં પાછળ બેઠા હોય તો પોતે આવી આગળ બેસાડી દેતા અને નાટક પૂરું થયા પછી પોતે કરેલા અભિનયની ખાંસાહેબ સાથે ચર્ચા કરી તેની ઉપર તેમનો અભિપ્રાય માગતા. બીજા નટોમાંથી શ્રી. ગણપતરાવ મરાઠે, પટવર્ધન, અપ્પાસાહેબ અને ભાઉરાવ કોલ્હટકર (ઉર્ફે "ભાવડે"), પ્રસિદ્ધ નટ શ્રી. જોગળેકર આ બધાની સાથે ખાંસાહેબને ગાઢ સ્નેહસંબંધ હતો. શ્રી. જોગળેકર પાછળથી કિર્લોસ્કર કંપનીના માલેક બનેલા અને ખાંસાહેબ ઉપર તેમનો એટલો બધો પ્રેમ હતો કે પોતાની છેલ્લી બીમારીમાં તેમણે ખાંસાહેબને તાર કરાવી બોલાવી લીધા અને તેમને ભેટી લીધા પછી પ્રાણ છોડયા!

પ્રસિદ્ધ "લલિત કલાદર્શ" કંપનીના સંસ્થાપક અને સુવિખ્યાત કૈ. શ્રી. કેશવરાવ ભોંસલે ખાંસાહેબને ગુરુ જેવા માનતા. ખાંસાહેબ જલસા કરવા આવે અને ત્યાં કંપનીનો મુકામ હોય તો જલસા માટે તેઓ થિયેટર ખાલી કરી આપતા. જલસાની બધી વ્યવસ્થા પોતે જોતા અને ખાંસાહેબ ત્યાંથી જવાના હોય ત્યારે તેમની આગળ દરેક વખત સો બસો રૂપિયા ભેટ ધરતા! તે વખતે ગંધર્વ સં. નાટક મંડળીને નાટકના 'પદો' (ગાયનો)ની ચાલ (ઢાળ) શ્રી. બખલે બેસાડી આપતા એટલે પોતે કરવા ઇચ્છતા નવાં નાટકોમાંના પદોને સારી સારી ચાલ આપવા માટે કેશવરાવ રોજ ખાંસાહેબને આગ્રહ કર્યા કરતા, જે ખાંસાહેબને પસંદ નહિ આવતું. તે વખતે હાલના પ્રસિદ્ધ ગાયક શ્રી. વઝેબુવા અપ્રસિદ્ધ હતા અને તેમને ઘણી જાતની ચીજો ભેગી કરવાનો શોખ હતો એ વાતની ખાંસાહેબને ખબર હતી; એટલે જરા રમુજમાં જ શ્રી. વઝેબુવાની ભલામણ આ કામ માટે ખાંસાહેબે કરી અને તેથી શ્રદ્ધાપૂર્વક શ્રી. કેશવરાવે શ્રી. વઝેબુવાને બોલાવી ઘણાં વરસો સુધી કંપનીમાં રાખી સારા પૈસા પણ આપ્યા. આનું પરિણામ એ આવ્યું કે કોઈ વાર વઝેબુવાનું જાહેર ગાયન થવાનું હોય તો તેઓ પોતે "શ્રી. કેશવરાવના ગુરુ" એવા શબ્દો જાહેરાતમાં લખાવતા! શ્રી. કેશવરાવ 'આકુઅવળુ' ગાવાવાળા હતા; તેમને શાસ્ત્રીય ગાયનનું શિક્ષણ બહુ મળેલું નહિ, બાકી તેમનામાં પ્રતિભા સારી હતી અને ગમે તેવી તાનદારીનું તરત અનુકરણ કરી શકતા. તેમનો અવાજ પહાડી અને જોરદાર હતો; તેઓ બહુ ઉદ્યોગી અને અતિ મહત્ત્વાકાંક્ષી ગાયક હતા. કોલ્હાપુરમાં 'દેવલ' કલબ'માં શ્રી. વઝેબુવાનું ગાયન હતું. સાથ કરવા માટે પાછળ શિષ્યવર શ્રી કેશવરાવ બેઠા હતા, તેઓ રંગમાં આવી ગયા અને તેમણે બુવાથી સવાયું ગાઈ બુવાને ગાવાના બંધ કરી દીધા! એવી જ રીતે જાહેર મહેફીલમાં એકવાર તેમણે પ્રસિદ્ધ ગવૈયા ખાં અલ્લાદિયાખાંને ગાવાના બંધ કરી દીધેલા એવી વાત પણ પ્રસિદ્ધ છે.

નટોમાં લોકપ્રિય ગાયક શ્રી. બાલગંધર્વ ખાંસાહેબને બહુ જ ચાહતા. તેઓએ ખાંસાહેબ પાસે છએક મહિના સુધી ગાયનનું શિક્ષણ લીધેલું, જેને પરિણામે ગંજુલ ગળાના બાલગંધર્વ ખાંસાહેબની જોરકસ પદ્ધતિ ઉપાડી લઇ તો ન શક્યા, પણ ખાંસાહેબની પદ્ધતિનું મૂળતત્ત્વ સુરેલપણું તે તેમણે આત્મસાત્ કર્યું. શ્રી. બાલગંધર્વનો અવાજ કુદરતી જ ઘણો સુરીલો હતો અને ગાવામાં ગાયનના ભાવ ઉપર તેઓ ધ્યાન આપી ગાતા. તેથી "નાટકવાલોમેં જો ગાને વાલે હૈં, વે બાલગંધર્વ હિ હૈં" એમ ઘણીવાર ખાંસાહેબ

કહેતા. શ્રી. કેશવરાવ ભોંસલે એક એક સુરની તાન લેતા, જ્યારે શ્રી. બાલગંધર્વ ગવૈયા બખલેજી, અલાદિયાખાં, વિલાયતહુસેન વગેરે માફક બે બે સુરની સહેલી તાન લે છે, જેથી તે અસરકારક થતી નથી. પરિણામે શ્રી. કેશવરાવ અને બાલગંધર્વ બન્નેનો સંયુક્ત ખેલ મુંબઈમાં સ. ૧૯૧૬માં થયેલો જેમાં શ્રી. કેશવરાવની પદ્ધતિથી ડીપાઈ જઈ શ્રી. બાલગંધર્વ પોતાનું ગાવાનું પણ ભૂલી ગયેલા, આ બીના પ્રેક્ષકોના સ્મરણમાં હશે જ! બાલગંધર્વ ઉપરાંત શ્રી. બખલેબાવાના પટ્ટશિષ્ય અને નટ શ્રી. 'માસ્તર કૃષ્ણા'' ખાંસાહેબના એક ભક્ત છે, જેથી તેઓ ખાંસાહેબની સ્મારક કમિટિના એક સભ્ય તરીકે આજે કામ કરતા દેખાય છે.

પ્રસિદ્ધ નટો ઉપરાંત પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય નાટક-લેખકો શ્રી. શ્રીપાદ કૃ. કોલ્હાટકર તથા શ્રી. દેવલ અને અચ્યુત બ. કોલ્હટકર સાથે ખાંસાહેબને સારો સ્નેહ હતો.

૧૧

## રેડીઓ અને રેકોર્ડિંગમાં

ખાંસાહેબના ગાયનની પહેલી ગ્રામોફોન રેકોર્ડસ મદ્રાસમાં રૅાયટર કંપનીએ આસરે ચાલીસ જેટલી લીધી હતી, જેમાં તેમના 'ઘરાના'ની અને યુવાનીની જોરકસ ગાયનપદ્ધતિ આવી ગઇ હતી. મુંબાઈમાં રેડીઓ કંપની સ્થપાઇ હતી તેના ચાલકો ખાંસાહેબના સ્નેહીઓ હતા, એટલે રેડીઓમાં ગાવા માટે તેઓ તેમને રોજ આગ્રહ કરતા. આખર સ. ૧૯૩૪માં ઓડીયન કંપનીના વ્યવસ્થાપક અને સંગીતના તજજ્ઞ રસિક સ્વ. શ્રી. ફાટક તેમને રેડીઓમાં લઈ ગયા અને ત્યાંની વ્યવસ્થા તથા તેમાં ચાલતું ગાયન કંઇ પણ રૂપાંતર થયા વગર કેમ પ્રસૃત (Broad-cast) થાય છે તે તેમને પ્રત્યક્ષ બતાવ્યું. તે વખતે રેડીઓમાં શ્રી. સુંદરાબાઈનું ગાયન ચાલતું હતું. બાઇ ખાંસાહેબને ગુરુ માનતાં એટલે તેણે ખાંસાહેબને ખૂબ સમજાવ્યા અને રેડીઓ વડે બહાર ગામના લોકોને, ગાયન સંભળાય છે તથા કલાનો પ્રચાર થોડા શ્રમમાં થાય છે એવી દલીલો કરી. "દિવાલકે સામને કૈસા ગાના?" એવો સવાલ ખાંસાહેબના મનમાં આવતો, પણ પ્રચારનું કોઈ પણ સાધન તેમને જડે તો સુધારક થવામાં તેઓ અત્યાર સુધી ગવૈયાઓમાં અગ્રેસર જ રહેતા તે પ્રમાણે, તેમણે રેડીઓમાં ગાવાનું નક્કી કર્યું અને ત્યાર પછી સ. ૧૯૩૪થી બે વરસ સુધી એટલે જિંદગીની આખર સુધી તેઓ રેડીઓમાં અખંડ ગાતા. રેડીઓની સાથે જ ઓડીયનમાં રેકોર્ડીંગ થવા માટે શ્રી. ફાટકે આગ્રહ શરૂ કર્યો અને ખાંસાહેબની પહેલી ઓડીયન રેકોર્ડ "પિયા બિન નહીં" લેવાઈ ગઈ જે હલાવતામાં પણ પહેલે નંબરે જ ગણાય છે. ખાંસાહેબની રેકોર્ડસ અત્યંત લોકપ્રિય થાય છે એમ જોઇ, પછી કંપનીએ જોસભેર રેકોર્ડસ લેવા શરૂઆત કરી. પોતાની ગાયકીની બધી ય જાતની રેકોર્ડસ ખાંસાહેબે આપી છે. છેલ્લી રેકોર્ડસમાં ઘરાનેદાર ઢંગની તથા અપ્રસિદ્ધ રાગોની કેટલીક ચીજો તેમણે આપી વિનાશના માર્ગે જતી હિંદુસ્તાનની ગાયન પદ્ધતિનું જાણે સજીવ સ્મારક કરી રાખ્યું છે. રેડીઓ રેકોર્ડસમાં યંત્ર માફક ગાવાનું હોવા છતાં તેના નિયમબંદ્ધ સંકુચિત કક્ષામાં પણ તેઓ પોતાની કલા સબલતાથી સંપૂર્ણ વિકાસ-યુક્ત રેડી શક્યા છે. એમાં તેમના ઔદાર્ય સાથે સામર્થ્ય પણ વ્યક્ત થયું છે. રેડીઓમાં તેમને યોગ્ય ઉત્તેજન મળત તો તેઓ વધારે અને જુદા પ્રકારનું કાર્ય કરી બતાવત. એક ભૈરવી જેવા સામાન્ય રાગમાં જ જુદી જુદી વખતે જુદા જુદા વાદો કરી તેમણે રેડીઓમાં ૭ પ્રકારની ભૈરવી ગાઈ હતી અને ભૈરવીના એવા છત્રીસ પ્રકારો સંભળાવવાની તેમની મનીષા હતી.

# મુંબઈ ઈલાકામાં જુદી જુદી કોમોની કેળવણી

વિઠ્ઠલદાસ કોઠારી

**મું**બઈ ઈલાકામાં ૧૯૪૦ના માર્ચની આખરે નીચે પ્રમાણે કેળવણીની સંસ્થાઓ હતીઃ—

| | સંખ્યા | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| કૉલેજો | ૩૬ | ૧૭,૯૭૩ |
| માધ્યમિક શાળાઓ | ૮૭૨ | ૧,૭૫,૬૧૦ |
| પ્રાથમિક શાળાઓ | ૧૯,૧૧૫ | ૧૫,૦૦,૪૫૬ |
| ખાસ શાળાઓ | ૨,૨૯૯ | ૮૮,૦૩૩ |
| | ૨૨,૩૨૨ | ૧૭,૮૨,૦૭૨ |

આ સંસ્થાઓમાં જુદી જુદી કોમોના વિદ્યાર્થીઓ નીચે પ્રમાણે હતાઃ—

| હિંદુ | મુંબઇ ઇલાકામાં વસ્તીનું પ્રમાણ | વસ્તીના પ્રમાણમાં વિદ્યાર્થીઓના ટકા | |
|---|---|---|---|
| | ટકા | ૧૯૩૮-૩૯ | ૧૯૩૯-૪૦ |
| ઉજળિયાત | ૭·૩ | ૨૪·૭ | ૨૬·૬ |
| મધ્યમ | ૫૮·૮ | ૬·૮ | ૭·૯ |
| પછાત | ૨૧·૦ | ૫·૨ | ૬·૪ |
| એકંદર હિંદુ | ૮૭·૧ | ૭·૯ | ૯·૧ |
| મુસલમાન | ૮·૮ | ૧૧·૯ | ૧૩·૩ |
| ખ્રિસ્તી | ૧·૭ | ૧૬·૭ | ૧૭·૭ |
| પારસી | ૦·૫ | ૨૦·૭ | ૨૧·૩ |
| બીજા | ૧·૯ | ૧૩·૧ | ૧૪·૩ |
| | ૧૦૦·૦ | ૮·૬ | ૯·૮ |

આ વિદ્યાર્થીઓ જુદા જુદા પ્રકારની કેળવણીની દૃષ્ટિએ નીચે પ્રમાણે વહેંચાયેલા હતાઃ—

| હિંદુ | કૉલેજો | મા. શાળાઓ | પ્રા. શાળાઓ | ખાસ શાળાઓ |
|---|---|---|---|---|
| ઉજળિયાત | ૧૧,૩૩૨ | ૭૮,૦૯૩ | ૨,૪૩,૯૨૦ | ૧૫,૫૨૫ |
| મધ્યમ | ૧,૮૬૫ | ૩૪,૭૩૦ | ૭,૭૩,૬૮૫ | ૨૩,૪૧૭ |
| પછાત | ૨૫૮ | ૪,૦૬૧ | ૨,૨૨,૨૧૮ | ૧૩,૭૪૩ |
| મુસલમાન | ૮૭૬ | ૧૩,૮૪૫ | ૧,૮૬,૨૨૦ | ૯,૮૪૦ |
| ખ્રિસ્તી | ૯૦૩ | ૧૭,૯૬૪ | ૩૧,૪૦૮ | ૧,૨૪૩ |
| પારસી | ૧,૩૦૮ | ૯,૭૭૪ | ૬,૦૫૩ | ૧,૧૪૩ |

ઉપરના આંકડા બતાવે છે કે મુસલમાનોમાં કેળવણીનું પ્રમાણ કહેવામાં આવે છે તેટલું ઓછું નથી. ઉજળિયાત કહેવાતા બ્રાહ્મણ વાણિયા, પારસીઓમાં અને ખ્રિસ્તીઓમાં વસ્તીના પ્રમાણમાં કેળવણીનું પ્રમાણ વધારે છે પણ તેઓ ખાસ શાળાઓનો લાભ ઓછો લે છે. ત્યારે મધ્યમ વર્ગમાં ગણાતા મરાઠા અને કારીગર તથા ખેડૂત વર્ગના લોકો ખાસ શાળાઓનો વિશેષ લાભ લે છે. પછાત વર્ગમાં ગણાતા હરિજનો, અને ભીલો તેમજ રાનીપરજ જેવા બધી રીતે પછાત છે. તેમને સરકાર તરફથી ખાસ સગવડો આપવામાં આવે છે અને તેમનામાં પણ કેળવણીનું પ્રમાણ વધતું જાય છે.

પણ એ કેળવણી તેમને કયાં સુધી ઉપયોગી થશે એ સવાલ છે. જ્યાં સુધી પછાત વર્ગમાં ભણેલાની સંખ્યા ઓછી હશે અને જે ભણે તેને સહેજે નોકરી મળી રહેશે ત્યાં સુધી એ નોકરિયાત કેળવણી ચાલશે. ખરી રીતે તેમના સામાન્ય જીવનની સાથે જોડીને કેળવણી આપવામાં નહિ આવે ત્યાં સુધી એ કેળવણીથી ફક્ત નોકરીની શોધમાં રખડતા શિક્ષિતો જ તૈયાર થઇને બહાર પડશે. તેવી કેળવણીથી પ્રજાનું જીવન સમૃદ્ધ થશે નહિ. એક અલીગઢના પ્રોફેસર લખે છે તેમ, "હિંદ આ બાબતમાં ખૂબ પછાત છે, કેટલાક ખાસ અપવાદો બાદ કરતાં હિંદમાં જૂની પદ્ધતિએ શિક્ષણ અપાય છે. તેમાં બાળકની ક્રિયાત્મક સર્જનશક્તિનો વિચાર નથી થતો, તેમ હાલની દુનિયામાં કયાં બળો કામ કરી રહ્યાં છે, તેનો પણ વિચાર નથી થતો."

આવું શિક્ષણ જ્યાં સુધી ચાલે છે ત્યાં સુધી ઉજળિયાત કે પછાત ગમે તે વર્ગની કેળવણી ગમે તેટલી વધે તેથી પ્રજાજીવન સમૃદ્ધ નથી થવાનું, ઊલટું, શિક્ષિત બેકારોની સંખ્યામાં વધારો થશે. આ વાત આજે પછાત વર્ગને ગળે નહિ ઊતરે, કારણ તેમને આજે નોકરીઓ મળે છે અને તેમની આગળ ઉજળિયાત લોકોનો આદર્શ છે. આ સ્થિતિમાં અનુભવથી ઠોકર ખાઇને સમજાય ત્યારે ખરું અથવા તો કોઇ પ્રજાહિતૈષી સરકાર તેમાં મૂળભૂત ફેરફાર કરે ત્યારે ખરું.



# હવે તો અમારી અવહેલના બંધ કરો!

બિપિન ઝવેરી

કૉલેજિયન એટલે ઉચ્છૃંખલ! કૉલેજિયન એટલે નફ્ફટ! કૉલેજિયન એટલે વંઠી ગયેલો છેલબટાઉ!'

આજ સુધી સમાજે, અમારા વિષે, આ સિવાય બીજો કોઇ સૂર કાઢ્યો નથી.

હા, એના એ અવાજમાં વજૂદ છે. અમારામાંનાં ઘણાં ઉચ્છૃંખલ હતાં અને છે. અમારામાંનાં ઘણાં નફ્ફટ હતાં અને છે. અમારામાંનાં ઘણાં વરણાગિયાં હતાં, અને હજી યે છે.

પણ, આ ટીકા કરનારાઓના લક્ષમાંથી એક વાત સતત સરકી ગઈ છે—ઢાલની બીજી બાજુ. કૉલેજિયનો ઉચ્છૃંખલ, નફ્ફટ, ફેશન અને ટાપટીપના આસક્ત હોય છે એ ખરું છે—પણ સર્વાંશે નહિ. કૉલેજિયનોમાં ઘણાં એવાં પણ છે, કે જેણે કદી એક ઉચ્છૃંખલ વાત ઉચ્ચારી નથી. એમનામાંનાં ઘણાં એવાં પણ છે, કે જેમણે નફ્ફટાઇ કદી નથી આદરી. એમનામાંનાં ઘણાં એવાં છે કે જેમને ફેશન પ્રત્યે ઘૃણા છે, જેમણે કદી પાટલૂન નથી પહેર્યું, જેઓના પગને બૂટે કદી સ્પર્શ નથી કર્યો.

મુરબ્બીઓ! વડીલો! આ વાત બહુ સૂચક અને વિચારણીય છે. કૉલેજિયનોમાંનાં કેટલાંક ધિક્કારપાત્ર હોય છે એ ખરું, પણ એવાંઓની સંખ્યા કેટલાની? કેટલા ટકાની? પાંચ ટકાની? કે છ કે સાત ટકાની? હું કહું છું કે આથી વધારે તો એ નહિ જ હોય.

હા, ઉચ્છૃંખલ કે નફ્ફટ નહિ પણ ફેશનશોખી કૉલેજિયનોની સંખ્યા કદાચ આથી બહુ મોટી લાગશે. વળી આવા ફેશનપ્રેમી લાગતાં કૉલેજિયનોની સંખ્યા મુંબઇ, કલકત્તા, મદ્રાસ વગેરે શહેરોમાં અમદાવાદ, ભાવનગર, પૂના, સુરત, કોલ્હાપુર કરતાં વધારે હોય છે, એમ પણ ઘણા વડીલો પોકારી પોકારીને કહે છે. પણ, આમ વાત કરનારા મુરબ્બીઓ એક વાત ભૂલી જાય છે. તે એ, કે આમાંનાં ઘણાં છેલબટાઉ નથી, પણ માત્ર રૂઢ અને પરંપરાગત વેશને અપનાવવાથી જ એવાં દેખાય છે. આમાંનાં ઘણાં તો બહુ ધનિક માબાપનાં ફરજંદો હોય છે, અને સૂટ, ફ્રોક, પાવડર, કે મોટર એ એમને જન્મથી જ વરેલાં હોય છે. એટલે, એમનાં વેશભૂષા કે વર્તનને, એ જ્યારે વિદ્યાર્થી–આલમની સામાન્ય રૂઢિને અનુરૂપ કે એમનાં માબાપની ગર્ભશ્રીમંતાઈના પ્રતિબિંબરૂપ હોય ત્યારે, ધિક્કારવાં ન જોઇએ. મુંબઇમાં આવું વધારે લાગતું હોય તો એનું કારણ એ છે કે પૈસાદાર પારસીઓ, માલદાર મુસલમાનો અને ધનિક ગુજરાતીઓ ત્યાં ઇતર શહેરો કરતાં વધારે મોટી સંખ્યામાં વસે છે. જેઓને કૉલેજના વિદ્યાર્થીઓના માનસનો પૂરો પરિચય ન હોય, એમને અમે ખાત્રી આપીએ છીએ, કે આમાંનાં ઘણાંખરાં યુવકયુવતીઓ વેશપરિધાન કે રીતભાતમાં જે વૈશિષ્ટ્ય બતાવે છે એ એમને સ્વાભાવિક થઇ પડયું હોય છે—એમાં એઓ સામાન્ય વ્યક્તિઓ કરતાં ખાસ વધારે સમય કે વધારે શક્તિનો વ્યય નથી કરતાં હોતાં.

અને, ઊંચો અભ્યાસ અને વિચારશક્તિ તથા બુદ્ધિશક્તિને પરિણામે અમુક એક વર્ગ વિશિષ્ટ વેશભૂષા કે આકર્ષક રીતભાતને પોતાની કરે, એ સામે વાંધો ઉઠાવવાનો કોઈને પણ અધિકાર નથી. જો વિદ્યાર્થીઓના સૂટ પર વેપારીઓ હસે એ વ્યાજબી હોય, તો તો પછી વેપારીઓના ડગલા સામે ફેંકાતા વિદ્યાર્થીઓના કટાક્ષો પણ એટલા જ વ્યાજબી ગણાવા જોઈએ. પણ, ખરી વસ્તુસ્થિતિ તો એ છે કે ઉભયમાંનો એક પણ પક્ષ આવી દલીલ કે વર્તન કરે તો, વખોડાવો જોઈએ, ચૂપ કરાવો જોઈએ.

વિદ્યાર્થી–આલમના ઉતારને આ પાંચથી સાત ટકા બાદ કરો—બાકીના કોલેજિયનોમાં ટીકાપાત્ર તત્ત્વ પછી ઓછું જ જડશે.

જેમણે બારીક રીતે અવલોકન કરવાની ટેવ પાડી હશે તે જોઈ શકશે, કે ખાદી પહેરનારાઓનું પ્રમાણ જેટલું મોટું કોલેજના વિદ્યાર્થીઓમાં છે એટલું સમાજના બીજા કોઈ વર્ગમાં નથી.

જેઓને આંખ અને નજર છે એમને એ પણ દેખાયું હશે, કે સંસ્કારસંપન્ન કોલેજિયન પોતાના વહેવારમાં સામાન્ય વેપારી કે વકીલ–દાક્તર કરતાં વધારે ચોકખો, વધારે પ્રામાણિક અને વધારે ઉદાર હોય છે. અમારો અનુભવ છે કે કોલેજિયનો સામાન્ય પ્રજાજનો કરતાં ઓછું જૂઠું બોલે છે. અમારો અનુભવ છે કે કોલેજિયનો વધારે મતસહિષ્ણુ અને વધારે ધર્મસહિષ્ણુ હોય છે.

કોલેજિયનો વિરુદ્ધ ટીકા કરનારાઓ એ ભૂલી જાય છે કે કોલેજિયનોમાંના કેટલાક ખરેખરા અભ્યાસરત વિદ્યાર્થીઓ હોય છે. એમનું જ્ઞાન, કેટલી યે વાર, ભલભલા અધ્યાપકો—પ્રોફેસરો—ને પણ આંટે એવું હોય છે.

કોલેજિયનો વિરુદ્ધ ટીકા કરનાર સમાજ ઘણીવાર એ સમજતો નથી, કે એમાંના અનેક અકલ્પ્ય મુશ્કેલીઓ વચ્ચે પોતાનો અભ્યાસ ચલાવે છે, એમાંના અનેક આર્થિક વિટંબણાઓના ગંજ સામે ઝૂમવું પડતું હોવા છતાં, સાથે સાથે પોતાનાં માબાપો કે નાનાં ભાઈભાંડુઓને પોષતાં હોય છે!

આ બધી બાબતો પર સમાજ જરા લક્ષપૂર્વક વિચાર કરશે? કોલેજિયન સામે બૂમો મારતાં પહેલાં સમાજ એક પળ આ બાબત પર નજર દોડાવશે?

ગુજરાત આખાનાં—હિંદ આખાનાં કોલેજિયનો વતી સમાજને અમારી એ આરઝૂ છે. એ સાંભળી કોલેજ–જગતને ન્યાય કરવાનું પોતાનું કર્તવ્ય સમાજ બજાવશે કે નહિ?

## તારંગા

જેઠાલાલ ત્રિવે[illegible]

નથી મુગટ કૂટડો રજતનો નવા હેમનો,
મુખે રવિ શશી નવા પ્રથમ હાસ્યને વેરતા;
રમન્તી નવ કન્યકા–પદ તણી મીઠી ઝાંઝરી
સમાં સ્વચ્છ દોડતાં ઝરણ યે નહિ પ્રાંગણે.

નથી ઘન ઘટા તરુ તણી, ન કુંજ કો રમ્ય જ્યાં
પ્રમોદ રસિકો લહે, કિલકિલાટ પંખી કરે.
પહાડ ! તવ દર્શને પથિક કો નવા છોભિલા
પડે, વદિ ઉઠેઃ " શું આ દગડના ઢગે દેખવું ? "

તારંગા હે ! કયમ બની ઉભો નાગડા જોગી જેવો ?
કાં કાંટાળાં તરુવર લૂખાં ત્હેં ધર્યાં અંગ તારે ?
કાં ના વાઘા કુસુમલ લીલા અંગ ત્હેં પ્હાડ, ધાર્યા ?
કાં રેલાવે હૃદયરસ ના ઠેઠ સિન્ધુ સુધી તું ?

ઓઢકે માથડે તું કે જોગીના જોગ આદરે,
ગ્રીષ્મે સર્વાંગ સેકાતાં નિવૃત્તિ તો'ય ના ધરે;
સર્વ શૃંગાર વર્જ્યાંગી, તજી તેં યે શું તે દિને
પડયા જે દિ' શિરે તારે દિવ્યપાદો પ્રભુ તણા ?

કહે બાપુ, તેં યે નિરખી તપ તિર્થંકર તણું
લીધી દીક્ષા દિવ્યા તપન તપવાની રણ વિષે ?
બની તેથી ઓડો સ્થિર જડ ઉભો તાપસ સમો ?
સમાધિ લાગી તે જિનપદ અડયે યે ન ઉતરી !
જોગીના જોગને લોકો, શું જટાએ જ માપશે ?
રંગેલા અંચળા ઓઢે શીદ ભોળા દિગંબરો !

*

આબુ ગિનોરની શોભા, તારંગે ન્રે વસી નથી
તો તારંગા તણી છે ના, આભા ગિર્નાર આબુમાં.
આબુ ગિનોરનાં ધામે પ્રભુ સૌન્દર્ય અંશમાં
દીસે, જિનરૂપે પોતે તારંગા તીર્થમાં પ્રભુ.

શાંત સ્થિર તપોમૂર્તિ, તારંગા હું નમું તને
વીતરાગ પ્રભુ કેરી કલ્પનાના પ્રતીક હે !
શાંત ધ્યાનસ્થ જોઇને તને તીર્થંકરેય વા
થયા મુગ્ધ હશે તું પેં, પ્રભુપાદે સ્વધન્ય તું.

હો ના છો કોટવાળું તુજથી મુલકનું, ના ભલે આભઉંચો,
છો ના, શીર્ષે હિમાળાં શિખર ગિરિ તું પે ના વળી રમ્યકુંજો,
છો ના તારે ઝરા કે સરિત દિકરીઓ સાસરે–સિન્ધુ જાતી,
ભોગીના ભોગ તારે નથી નથી ખપના; જા વહો જોગ વાટે.

*

શાન્ત સ્થિર શિરે બોડા, દેરૂં જિન પ્રભુ તણું,
ધોળું જાણે પડ્યું પુષ્પ, યાદ આવે ઘડી ઘડી.

# વૃક્ષારોપણ

પ્રભુદાસ કાલિદાસ વ્યાસ

**આ** જગત ઉપર જે અનેક આધિદૈવિક આફતો આવી પડે છે તેમાં દુકાળ એ મુખ્ય છે; અને હિંદુસ્થાન જેવા ખેતીપ્રધાન દેશને માટે તો સવિશેષ. તેથી દુકાળના દૈત્યને દૂર કરવા માટે જે વિધવિધ ઉપાયો સૂચવવામાં આવે છે તેમાં 'વૃક્ષારોપણ' પ્રથમ સ્થાન લે છે. વૃક્ષો એટલે ઝાડો, છોડવા, વેલા અને ઘાસ એમ બહોળા અર્થમાં આપણે તેને લેશું.

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે પ્રાચીન કાળમાં હિંદુસ્થાન જંગલોથી ભરપૂર હતો. વસવાટ કરનારાઓ તે વખતે ફળદ્રુપ ખીણો અને નદીઓનાં કાંઠે કાંઠે વસવાટ કરતા; અને રખડતી જાતિઓનાં જૂથો એક વીડીથી બીજી વીડી અને એક ચરિયાણથી બીજે ચરિયાણ જતાં અને પર્વતો, ટેકરાઓ અને ઘાસ ભરપૂર મેદાનો ખૂંદી વળતાં. પણ બ્રિટિશ રાજ્યનાં આગમન સાથે જંગલોનો વિનાશ ઝડપથી શરૂ થયો. કારણમાં વસતીની વૃદ્ધિ, ખેતીનો વિકાસ, પશુધનની વિપુલતા અને નવા જ પાક ઉગાડવાને જંગલોનું સમૂહગત દહન. પછી તો રેલવે ગાડી આવી અને તેનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ જંગલોનો વિનાશ વધતો ગયો. રેલવેને લઈ ઇમારતી લાકડાં અને બળતણની માગ વધતી ગઈ તથા રેલવેના માર્ગે માર્ગે ખેતીના વિકાસને નવું ઉત્તેજન મળતું ગયું. આખરે એવો સમય આવી લાગ્યો કે જાહેર જનતાને ઉપયોગી કામો માટે લાકડાંની માગને પહોંચી ન શકાયું ત્યારે જ સરકારને ખબર પડી કે આવી રીતે બેપરવાઈથી વૃક્ષોનો વિનાશ થવા દેવામાં ઘણી ગંભીર ભૂલ થઈ હતી. પછી તો ઓગણીસમી સદીનું આગમન થયું અને તેના આદિકાળમાં દેશના જુદા જુદા ભાગોમાં જંગલો વધારવાના છુટક છુટક પ્રયત્ન કરવામાં આવ્યા. આવા પ્રયત્નો કટકે કટકે ચાલુ પણ રહ્યા. પણ ખરેખર યોજનાપૂર્વક પગલાં તો લોર્ડ ડેલહાઉસી જ્યારે ગવર્નર-જનરલ હતો ત્યારે ઠેઠ લગભગ ૧૮૫૫માં લેવામાં આવ્યાં. મુંબઈ, મદ્રાસ અને રંગુન વગેરે સ્થળે જંગલના ઇન્સ્પેક્ટર-જનરલો નીમવામાં આવ્યા; તથા જંગલોને માટે લાયક અમલદારો તૈયાર કરવા માટે શાળા સ્થાપવામાં આવી. જંગલ માટેનાં ખાતાંઓ ખોલવામાં આવ્યાં અને એ પ્રમાણે વૃક્ષોની વૃદ્ધિ તરફ લક્ષ આપવામાં આવ્યું.

* * *

વૃક્ષોથી દેશનું સૌંદર્ય વધે છે પણ તે સિવાય વૈજ્ઞાનિક અને આર્થિક દૃષ્ટિએ પણ તેના ઘણા લાભો છે તે જોવા પ્રયત્ન કરીએ. વૈજ્ઞાનિક દૃષ્ટિએ પહેલી જ નજરે આટલા લાભો માલૂમ પડે છે—(૧) આબોહવા પર થતી અસર; (૨) ભીનાશનું નિયમન; (૩) જમીનનું ટકાઉપણું; (૪) દેશનું નીરોગીપણું તથા સૌંદર્ય. પ્રથમ તો ઝાડપાન વગરનો પ્રદેશ આખું વર્ષ સૂર્ય, હવાના પ્રવાહ અને તેથી થતા આબોહવાના ફેરફારોને પોતાની પૂરતી અસરો ઉત્પન્ન કરવાનો અવકાશ આપે છે. એથી ઊલટું કોઈ પ્રદેશ ઝાડપાનથી ઢંકાયેલો હોય છે અને ખાસ કરીને વન્ય વનસ્પતિઓની ઘાટી ઘટાથી ઢંકાયેલો હોય છે તો જમીન

ઉપર થતી સૂર્ય અને પવનની અસરોમાં, તથા નજીકનાં હવાનાં પડો ઉપર ફેરફાર કરનાર કેટલીએક શક્તિઓનો લાભ તે પ્રદેશને મળે છે. આ ફેરફાર ઉત્પન્ન કરનાર શક્તિઓ નીચે પ્રમાણે છે:–(૧) ઝાડોનાં શિખરો સૂર્યનાં કિરણો અને વરસાદનાં વર્ષણને વચ્ચે જ અટકાવે છે એટલું જ નહિ પણ હવાના પ્રવાહની ગતિનો નિરોધ કરે છે અને રાત્રે નીકળતી ભાફને ઓછી કરે છે: (૨) ઝાડની છાયામાં ઊગતા કેટલાએક રોપાઓ અને ઝાડનાં પાન, ફૂલ, ફળ એક જાતનો વનસ્પતિ–જન્ય થર બનાવે છે કે જે ઉષ્ણામાનના શીઘ્ર ફેરફારોની સામે જમીનનું રક્ષણ કરે છે; અને તેની અંદરનાં પાણીનાં હલનચલન પર અતિશય અસર ઉપજાવે છે. (૩) વૃક્ષોનાં મૂળ જમીનમાં બધી દિશામાં ગેતરી પથરાઈ જાય છે. તેથી જમીનની અખંડતા જળવાઈ રહે છે. આ શક્તિઓની અસરનું પ્રાચીન સમયથી નિરીક્ષણ કરવામાં આવ્યું છે અને તેના માટે ઘણાએ ભિન્ન ભિન્ન મત ઉચ્ચારવામાં આવ્યા છે; તો પણ હમણાં હમણાં સમાંતર સ્થળો સ્થાપી ઝીણવટભર્યું નિરીક્ષણ કરવામાં આવ્યું છે. તે એવી રીતે કે એક નિરીક્ષણ–સ્થાન જંગલની બરાબર મધ્યમાં અને બીજું સ્થાન જંગલની સીમાથી થોડે દૂર રાખવામાં આવે છે. પણ બન્ને સ્થાનો એક જ જાતની સામાન્ય સ્થિતિમાં હોય એમ રાખેલાં હોય છે. આવી રીતે નિરીક્ષણ કરતાં નીચે પ્રમાણે પરિણામો મેળવી શકાયાં છે:—

(૧) જંગલો હવાનું અને જમીનનું ઉષ્ણામાન ઠીકઠીક પ્રમાણમાં ઓછું કરે છે અને તેથી આબોહવાને વધારે સમતોલ રાખે છે.

(૨) પ્રમાણમાં હવાની ઠંડકમાં વધારો કરે છે અને બાષ્પીભવન ઓછું કરે છે.

(૩) ભીનાશને નીચે પાડવામાં સાધનભૂત બને છે એટલે નીચા પ્રદેશો કરતાંય ડુંગરાળ પ્રદેશમાં વરસાદને લાવવામાં તેઓની અસર ઘણુંખરું વિશેષ હોય છે.

(૪) પાણી બધે સરખા પ્રમાણમાં પહોંચાડવામાં તેઓ મદદ કરે છે અને ઝરણાંઓનો વધારે ટકાઉ પ્રવાહ ઉત્પન્ન કરે છે. પાણીનાં પ્રબળ પૂરોને ખાળે છે અને તેથી એવાં પૂરો ઓછાં કરવામાં સહાયભૂત થાય છે, તથા નદીઓનાં વહેન સતત ચાલુ રાખે છે.

(૫) જંગલોને લઈ ખુલ્લાં મેદાનો થતાં અટકે છે. જમીન ધસાઈ ધસાઈ ખવાતી નથી, પહાડની ભેખડો અને બરફનાં ખેલાંઓ પડતાં અટકે છે. નદીઓ અને નીચા પ્રદેશો પૂરાઈ જતા અટકે છે અને રેતીના ઢગલાઓ થઈ શકતા નથી.

(૬) પવનના પ્રવાહના વેગને ઓછો કરે છે અને આસપાસનાં ખેતરોને અતિશય ઠંડા અથવા તો અતિશય સૂકા પવનથી રક્ષે છે. અને વળી આપણને ઉપયોગી પશુ–પંખીઓને આશરો આપે છે.

(૭) કેટલીક રીતે વૃક્ષો દેશની નીરોગિતામાં સુધારો કરે છે તથા દેશના સૌંદર્યમાં વૃદ્ધિ કરી, પ્રજામાં રસવૃત્તિ ઉત્પન્ન કરે છે.

(૮) શત્રુઓના હુમલાથી દેશનું રક્ષણ કરવામાં બચાવનાં સાધન તરીકે સહાયભૂત થાય છે. ભૂતકાળનાં અનેક યુદ્ધોમાં ઝાડોનાં જંગલોએ ભવ્ય ભાગ ભજવ્યાની તવારીખ સાક્ષી પૂરે છે.

આ પ્રમાણે વૈજ્ઞાનિક દૃષ્ટિએ વૃક્ષોને તપાસ્યા પછી આપણે તેને આર્થિક દૃષ્ટિએ જોઈએ. આર્થિક દૃષ્ટિએ ત્રણ વિભાગ પાડી શકાય:–(૧) તેમાંથી થતું આર્થિક ઉત્પન્ન;

(૨) તેમાં રોકાતી મૂડી; અને (૩) તેથી મળતી મજૂરોને રોજી. આર્થિક ઉત્પન્નમાં મુખ્યત્વે ઇમારતી લાકડું અને બળતણ છે. તદુપરાંત લાકડાંનો માવો, ઢોરનો ચારો, ચામડાં રંગવાનાં દ્રવ્યો, રંગાટનાં દ્રવ્યો, વસ્ત્રો અને દોરડાં બનાવવાના રેસા, લાખ, ટર્પેન્ટાઈન, રેઝિન, રબ્બર, મદ્યાર્ક વગેરે કેટલી યે વસ્તુઓ છે. આ બધી વસ્તુઓને લઈ તેનો પાછળના અનેક ઉદ્યોગો ખીલે છે; અને તે દેશની આર્થિક ઉન્નતિ સાધે છે તથા સાથેસાથ કેટલા યે ગરીબ માણસોને એ ઉદ્યોગોમાં મજૂરી કરી ઉદરનિર્વાહનું સાધન પૂરું પાડે છે અને બેકારી ઓછી કરી પ્રજાશરીરની તાકાત અને આબાદી વધારે છે. બીજું ઉદ્યોગો ઉપરાંત જંગલનાં પોતાનાં લાકડાં અને દ્રવ્યો ભેગાં કરવામાં, પરદેશ ચડાવવા વગેરેમાં પણ મજૂરોને રોજગાર મળી શકે છે. ત્રીજું, જંગલોમાં રોકાતી મૂડી ઉપર ખેતી કરતાં બીજે નંબરે વ્યાજ અથવા તો નફો પરવડી રહે છે.

આટઆટલા ગુણોના સમૂહને લક્ષતે જ આપણાં જુદાં જુદાં પુરાણોએ ઝાડ વાવવાની હિમાયત કરી છે. જુદાં જુદાં પુરાણો આ પ્રમાણે ઉચ્ચારે છે:—

સ્કંદપુરાણ કહે છે: 'જે કોઈ રસ્તાની બાજુએ છાંયડો, ફળ અને ફૂલ ઉત્પન્ન કરનાર ઝાડને વાવે છે તેના પિતૃઓ પાપમુક્ત થઈ સ્વર્ગમાં જાય છે.'

વિષ્ણુપુરાણ કહે છે: "ઝાડ ફૂલોથી દેવોને ખુશ કરે છે અને ફળોથી અતિથિઓને ખુશ કરે છે. છાયાથી મુસાફરોને અને અમૃતરસથી માણસોને અને વાવનારને સુખ આપે છે.'

મહાભારત આદેશે છે: "ઝાડ વાવવાથી પરલોકમાં પણ ધર્મફળ મળે છે. ઝાડ વાવનારના પિતૃઓ મોક્ષ મેળવે છે અને તેના વંશજોને પણ મુક્તિ મળે છે. માટે માણસે ઝાડ વાવવાં જોઈએ.'

આથી સર્વ સમજુ મનુષ્યોની ફરજ થઈ પડે છે કે તેઓએ ઝાડ વાવી, તેમને ઉછેરી ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો લાભ—જે ચારેય પ્રકારનો લાભ વૃક્ષો આપે છે—તે મેળવવો જોઈએ.

વૃક્ષો વાવવા ઉપરાંત કયે ઠેકાણે અને કેવાં કેવાં વૃક્ષો વાવવાં જોઈએ તે બાબતમાં ભગવાન મનુમહારાજ કહે છે: "રાજ્યની સીમા બતાવવાને નદી, નાળાં, ટેકરા, મંદિર વગેરે જેમ હોય છે તેમ સીમાડો દેખાડવાને રાજ્યે ઝાડ ઉગાડવાં જોઈએ." કઈ જાતનાં ઝાડ ઉગાડવાં જોઈએ તે બાબતમાં વરાહપુરાણ, સ્કંદપુરાણ, મહાભારત અને મનુસ્મૃતિ વગેરે ગ્રન્થોમાં લખ્યું છે: "ઊંચાઈ અને જાડાઈવાળાં, મજબૂત થડનાં, દૂધવાળાં, લાંબી અને ભરાવદાર શાખાઓવાળાં ઝાડો વાવવાં જોઈએ. જેવાં કે વડ, લીમડા, અશોક, આંબા, આમલી, જાંબુ, પીપળ, ખીજડા, કોઠ, વગેરે.

હવે આ ઝાડો વાવવામાં પ્રજાનો સહકાર સાધી રાજ્ય તરફથી આટલી રીતે પ્રબંધ થઈ શકે:—

(૧) શહેરની અંદરના દરેક ઘર દીઠ મોટું ફળિયું હોય અને એ ફળીમાં સારો બગીચો કરવો જ એમ ફરજ નાખવામાં આવે. અલબત્ત આ પ્રબંધ હવે પછીના એટલે કે નવા વસવાટમાં જ થઈ શકે.

(૨) શહેરના રસ્તા તથા મુસાફરીના બધા નાનામોટા માર્ગો પર ઝાડ વાવી શકાય.

(૩) જાહેર સંસ્થાઓ જેવી કે નિશાળ, ઇસ્પિતાલ, મંદિર, મસ્જિદ, દેવળ વગેરેમાં સારા બગીચા કરાવી શકાય.

(૪) મનુ ભગવાન આદેશે છે તે અનુસાર દરેક ઠેકાણે સીમા દર્શાવવા વૃક્ષો વાવવાનું ફરજિયાત કરાવી શકાય. વાડીઓમાં ખાસ કરીને.

(૫) વાડીઓમાં ફળાઉ ઝાડ વવરાવી, ફળઝાડ પર કંઈ કર લેવાતો હોય તો ઉત્તેજનને ખાતર તે કર અમુક મુદતને માટે માફ થાય: અને સારા પ્રમાણમાં ઝાડ વાવનારને કંઈક ઇનામ આપવામાં આવે.

(૬) દરેક ગામ દીઠ પાણી ભરવાના સ્થળની નજીક ગામના પ્રમાણમાં નાના મોટા 'પબ્લિક પાર્ક' એટલે કે જાહેર બગીચા ગામ લોકોના પ્રયાસથી કરાવી શકાય.

(૭) જંગલો વવરાવવાની કોઈક આકર્ષક યોજના કરી શકાય, જેથી ભણેલા, બેકાર અને સાહસિક પુરુષોને સ્વાશ્રયી બની કમાઈ ખાવાની તક મળે અને પડતર જમીનમાં તે જમીનને ભાવે તેવાં ઝાડનાં જંગલો વાવવાથી તે જમીનને ઉપયોગમાં લઈ શકાય.

(૮) જે પ્રમાણે જંગલ સંરક્ષક ખાતાં નિભાવવામાં આવે છે તે જ પ્રમાણે વૃક્ષ–ઉછેર ખાતાં ખોલવામાં આવે અને તે ખાતાં મારફત દર વર્ષે અમુક નક્કી કરેલી સંખ્યામાં ઝાડો–જે જે ઠેકાણે જેવાં ઊગી શકે તેવાં ઝાડો—વવરાવી, ઉછેરી, તૈયાર કરાવી શકાય.

આ પ્રમાણે વૃક્ષારોપણ કરી ઐહિક અને પારલૌકિક સુખ અને આનંદ મેળવવાની સાથેસાથ રિસાતા મેઘમહારાજને રીઝવી શકાય અને વર્ષોવર્ષ મેઘમહારાજનાં અમૃતઝરણુ ઝીલવાને તલસતી પૃથ્વીમાતા તથા તેનાં ભૂખે ટળવળતાં બાળુડાંઓને સંતોષ આપી શકાય.

વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે વૃક્ષોને લઈ વરસાદ થાય છે તેને આપણે કવિત્વમય શૈલીમાં કહીએ તો નંદનવન સમી વનરાજી કે વૃક્ષઘટા જોઈ વાદળે વાદળને લોહચુંબક જેવું આકર્ષણ થાય છે અને ઘડીભર એ સુભગ દૃશ્ય જોવા તે થંભી જાય છે. ત્યાં તો આવવા આમંત્રણ આપતી હોય એવી મોરની કેકા ગાજી ઊઠે છે અને તરત જ વૃક્ષોના અંતરના આનંદના ઊભળકા સમા પવનનો સ્પર્શ થતાં વાદળાં ઢગલો થઈ ઢળી પડે છે અને વૃક્ષનાં પુષ્પે પુષ્પે અને પાંદડે પાંદડે ન્યોછાવર થઈ જાય છે અને જીવનની ધન્યતાનો જયજયકાર બોલાવે છે.

આમ, વૃક્ષોનાં આ ઉદાર, ઉન્નત અને અનુકરણીય જીવનનો જયજયકાર બોલાવી, પ્રિય વાંચનાર, આ વિષય અત્યારે તો પૂરો કરશું.×

×

× ઓલ–ઇન્ડીઆ રેડીઓના મુંબઇ સ્ટેશનેથી તા. ૬–૧–૪૧ને રોજ આપેલ Talk–ટૉક સુધારા વધારા સાથે ઓલ–ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી.

## આ રસ્તે

प्रियम्

રહું છું આ રસ્તે
ઉભો ખાલી હાથે અચૂક અહીંયાં પાંચ બજતાં,
નક્કી જ્યારે તારી નગરમહીંથી ગાડી નીકળે.

ભલેને આ રસ્તે;
ઉભેલી વાડોના ભચ ભચ પગે કંટક ડસે,
અને માથે ખુલ્લા ગગન થકી છો ઘામ વરસે,
જતાં ગાડીઘોડાં ચરણ રજની અંજલિ ધરે.

છતાં યે આ રસ્તે
થતો આઘોપાછો ક્ષિતીજ મહીં ફેંકી નજર હું,
અહીં ઉભાનાં યે સબળ કંઈ છે કારણ ઘણાં
કંઇ એવું ગુહ્ય અભિનય થકી વ્યક્ત કરતો
ઉભો છું આ રસ્તે.

અહીં સાદીસીધી સડક, નથી ક્યાં રોનક કશી,
નથી થાકેલાને ઘડિક ઠરવા બેસણું અહીં.
અહીં ગાડીવાળા, 'હટ હટ' કહી ગાળ વદતા,
કદિ પોલિસોએ, 'રખડુ અહીંયાં કેમ ભટકે?'
ટપારે, તો કાં તો પરિચિત કદિ કોક મળતાં
લપાવું, આ રસ્તે.

છતાં કાનો માંડી ચરણ ડપકા અશ્વ તવના
સુણી રહેતો ધ્યાને.

અને આઘે આઘે સુણી નયન ખેંચી નીરખતાં,
બીજાની ગાડી વા કદિક ભ્રમણા માત્ર મળતાં,
નિરાશાના ભારે, કટુમધુર આઘાત સહતો
ઉભો છું આ રસ્તે.

હું તારી ગાડીની સરિતતટપે ઝાડ સરખો.
કદિ તારાં વારિ સ્મિત લહરીએ સ્પર્શ કરતાં
સુકાં મારાં ડાળે હરિત નવ આશાંકુર ફુટે.

કદી નીચેનીચે સલિલ ગભીરાં, ગર્વભરીયાં
જતાં ચાલી મારાં—ઉરતલસતાં—પર્ણ ફફડે.
કદિ કોપાગ્ખુની ભરતી ચડતાં પાદ મુજનાં
તૂટી ઢીલા થાતાં હચમચી જતું વૃક્ષ સઘળું.

છતાં યે હમ્મેશાં અડગતમ હિમાલય સમો
ઉભો જ્યારે તારી નગરમહીંથી ગાડી નીકળે
રહું છું આ રસ્તે.

# પ્રાણાયામ

રસિક પરીખ

**પ્રાણ + આયામ.** પ્રાણનો સંચય એટલે પ્રાણાયામ. ઋષિમુનિઓ અને બ્રાહ્મણો પ્રાણાયામની ક્રિયાથી ખૂબ પરિચિત હતા, પણ આજકાલ સમાજમાં આ ક્રિયા તરફ દુર્લક્ષ જોવામાં આવે છે. પ્રાણાયામનાં ખૂબ વખાણ કરવાં તેના કરતાં તે પ્રયોગ જીવનમાં આદરી અનુભવવો તે ખરેખર ઉત્તમ ગણાય. પણ સમાજમાં એક ભયંકર વહેમ પેસી ગયેલો દેખાય છે કે ગુરુ વિના એ પ્રયોગ આદરવામાં ખૂબ હાનિ છે. અલબત્ત, વાત ખરી છે પણ એમ બેસી રહે ગુરુ મળતા નથી અને વખત વહી જાય છે. આ લેખની અંદર દરેક ભાઈ યા બહેન સહેલાઈથી સમજી આ ક્રિયા નિયમિત કરી શકે એવો પ્રયાસ કરવામાં આવેલો છે.

પ્રાણાયામના ત્રણ અંગો છે: (૧) પૂરક, (૨) કુંભક, અને (૩) રેચક.

મંત્રમાં તેનું વર્ણનઃ (૧) આયત્ (૨) તિષ્ઠત્ (૩) પરાયત્ અને (૪) આસીન-એ ચાર શબ્દોમાં કરેલું છે.

જે પ્રાણ અંદર આવે છે તે 'આયત્ પ્રાણ'—જેને આપણે પૂરક કહીએ છીએ. જ્યારે પ્રાણ અંદર સ્થિર થાય છે ત્યારે તેને 'તિષ્ઠત્ પ્રાણ'—જેને આપણે કુંભક કહીએ છીએ અને જે પ્રાણ બહાર નીકળે છે તે 'પરાયત્ પ્રાણ'—જેને આપણે રેચક કહીએ છીએ.

**સમય:**—સવારમાં પ્રાણવાયુનું પ્રમાણ હવામાં ખૂબ સારા પ્રમાણમાં હોય છે. દિવસના કોઈ પણ ભાગમાં તેટલું પ્રમાણ હોતું નથી તેનાથી શિક્ષિતવર્ગ પરિચિત છે. એટલે સવારના ચારથી ૭ વાગ્યાનો સમય પસંદ કરવો એ વધારે હિતાવહ છે.

*ક્રિયા:*—શૌચ, દાતણપાણી, મળવિસર્જન અને સ્નાન કરી શરીરને શુદ્ધ કરવું. પછી પૂર્વ તરફ મોં કરી પદ્માસન વાળી બેસવું. મગજમાંથી આ સમયે બધા વિચારોને હાંકી કાઢવા જેથી પ્રાણને કાબૂમાં લાવતાં સરળતા રહે જમણા હાથની મધ્યમા અને તર્જની એ બે આંગળીઓને હથેળીના અંદરના ભાગમાં વાળી દેવી. તે વાળી દીધા પછી અંગૂઠો અને છેલ્લી બે આંગળીઓ, કનિષ્ઠિકા અને અનામિકા, ઊભી રહેશે. અંગૂઠાને જમણા નાક પર ગોઠવવો અને છેલ્લી બે આંગળીઓને ડાબા નાક પર મૂકવી. હવે છેલ્લી બે આંગળીઓથી દબાણ લાવી ડાબું નસકોરું બંધ કરવું અને ધીરે ધીરે જમણા નસકોરાથી શ્વાસ ખેંચવો. (દબાણ સહેજ પણ ન કરવું.) જ્યારે આપણને લાગે કે ફેફસાં ભરાઈ ગયેલાં છે ત્યારે જમણું નાક અંગૂઠાથી બંધ કરવું એટલે હવે બન્ને નસકોરાં બંધ રહેશે. પછી દૃષ્ટિને નાસિકાના અગ્રભાગ પર અગર એ ભ્રકુટીની વચ્ચે અગર નાભિસ્થાન પર રાખવી. શ્વાસ લેતી વખતે એટલે પૂરકમાં એક બે ત્રણ...સંખ્યાની ગણત્રી મનમાં કરવી અને કુદરતી રીતે આપોઆપ શ્વાસ લેતાં જો ૧૦ની સંખ્યા થઈ હોય તો ૪૦ ગણતાં સુધી શ્વાસને રોકવો. આ પ્રમાણે કુંભકની ક્રિયા ચાલુ હોય ત્યારે પેટને અંદરના ભાગમાં ખેંચવાનો પ્રયાસ કરવો અને ૪૦ પૂરા થાય એટલે શ્વાસને ધીમે ધીમે બહાર કાઢવો. એટલો ધીમેથી છોડવો કે ઓછામાં ઓછા

૨૦ની ગણત્રી થાય. એકદમ શ્વાસને છોડી ન દેવો. શ્વાસ છોડી દીધા બાદ પેટને અંદર ખેંચવું એટલે બાકી રહેલો શ્વાસ આપોઆપ નીકળી જશે. એ પ્રમાણે ફરીથી જમણા નાકથી ક્રિયા શરૂ કરવી. ધીમે ધીમે સંખ્યા વધારવી.

**વૈજ્ઞાનિક સમજણ:**—હવામાં ૭૯ ભાગ નત્રવાયુ, ૨૦.૯૬ ભાગ પ્રાણવાયુ અને .૦૪ ભાગ કાર્બોદિતવાયુ હોય છે. હવે જ્યારે આપણે શ્વાસ બહાર કાઢીએ છીએ ત્યારે ૭૯ ભાગ નત્રવાયુ, ૧૬.૦૨ ભાગ પ્રાણવાયુ અને ૪.૩૮ ભાગ કાર્બોદિતવાયુ હોય છે. બાદબાકી કરીએ તો, સ્પષ્ટ માલમ પડે કે ૪.૯૪ ભાગ પ્રાણવાયુ અંદર ગયો અને ૪.૩૪ ભાગ કાર્બોદિતવાયુ બહાર વધારાનો આવ્યો. કાર્બોદિતવાયુ શરીરને હાનિકારક છે અને પ્રાણવાયુથી શરીર ટકે છે એ કલકત્તાની કાળી કોટડીની વાતને જો ખરી માનીએ તો, સહેજે સમજી શકાય તેમ છે—૧૪૬ માંથી બીજી સવારે ફક્ત ૨૩ માણસો જ જીવતા રહેલા કારણકે પ્રાણવાયુનો અભાવ. જ્યારે આપણે શ્વાસને રોકીએ છીએ ત્યારે શ્વસન ઘણું જ ઊંડું થાય છે. પછી આપણે પેટને અંદર ખેંચીએ એટલે ઉદરપટલ ( Diaphragm ) ઉપરની બાજુએ આવશે અને ફેફસાં ઉપર નીચેથી પણ દબાણ થશે. હવે હેન્રિના નિયમાનુસાર 'જેટલું વાયુનું દબાણ વધારે, તેટલું પ્રાણવાયુનું લોહીમાં ભળી જવાનું પ્રમાણ પણ વધારે' એટલે ઉદરપટલના ઉપર આવવાથી અને શ્વાસનળીને બંધ કરવાથી અંદર લીધેલી હવાનું દબાણ વધવા માંડશે. આથી ફેફસાંની આજુબાજુ ફરતું લોહી પ્રાણવાયુનું જલદીથી શોષણ કરશે. આ શોષણ રક્તાણુઓ એકલામાં નહિ પરંતુ Plasmaમાં પણ થવાનું. ફેર એટલો જ કે રક્તાણુઓમાં તે Hæmoglobin સાથે મળી એક Oxyhæmoglobin નામનો પદાર્થ બનાવે છે. Oxyhæmoglobin માંથી શરીરના બીજા કોષોના પોષણ માટે પ્રાણવાયુ ( Oxygen ) છૂટો પડે છે અને Hæmoglobin બાકી રહે છે. શરીરના કોષોમાં જે ખોરાક, ચરબી વગેરે પદાર્થોનો જમાવ થયેલો હોય છે તેનું રૂપાંતર આ પ્રાણવાયુ કરે છે. તેથી પ્રાણવાયુનો જો અભાવ રહે તો કોષોમાં ખોરાકનું રૂપાંતર ન થાય અને શરીરની બેડોળતા વધે. જ્યારે આપણે શ્વાસને બહાર કાઢીએ છીએ ત્યારે હવાનું અંદરનું દબાણ બહારના કરતાં વધારે હોય છે અને આ દબાણથી શિરાઓ કે જેની દિવાલો ધમણીના જેવી મજબૂત હોતી નથી, તેના ઉપર માઠી અસર થાય છે એટલેકે તેના દબાણથી લોહી કેટલીક વાર હૃદયમાં જતું અટકી પડે છે. તેથી રેચક કરતી વખતે ખૂબ સાવચેતી રાખવાની આવશ્યકતા છે.

પ્રાણવાયુ કેવી રીતે લોહી સાથે ભળે છે તે પણ સમજી લેવું જોઇએ. શ્વાસનળીની બે શાખા પડે છેઃ જમણી અને ડાબી. દરેક શાખા બીજી નાની નાની શાખાઓમાં પ્રસરે છે. તેમની છેડે નાની નાની હવા-કોથળીઓ ( Alveolar air-sacs ) હોય છે. આ કોથળીઓની દિવાલને ચોંટીને નાની નાની શિરા અને ધમણીઓની શાખાઓ ( Blood capillaries ) લાગેલી હોય છે. તેમાં લોહી ફરતું રહે છે. એ લોહીના Hæmoglobinને પ્રાણવાયુ સાથે ગાઢ સંબંધ હોય છે. તે પ્રાણવાયુ સાથે એકદમ ભળી જાય છે અને બાકીનો પ્રાણવાયુ Plasmaમાં ઓગળેલો રહે છે. આ પ્રાણવાયુ શરીરના એકેએક ભાગમાં પહોંચે છે અને જે ખોરાક આપણે લઇએ છીએ તેનું રૂપાંતર કરી શક્તિને દરેક ભાગમાં વહેતી કરી મૂકે છે.

**ફાયદા:**—(૧) જ્ઞાનતંતુઓનું પોષણ:—મગજ એ વિદ્યુતનું એક ગ્રેમદસ્થાન (Power-House) છે. મજ્જાતંતુઓ શક્તિ લઈ જવાનાં દોરડાં (nerves) છે અને શરીરના કોષો

એ પ્રકાશ આપવાના ગોળા (globes) છે. હવે જો ગોળાને વધારે પ્રકાશિત બનાવવા હોય તો—શક્તિ વધારે જોઇએ—દોરડાં મજબૂત જોઈએ અને ગોળા સાફ હોવા જોઈએ. પણ તેને સાફ કરવાની ક્રિયા પાણી કે એવા બીજા પ્રવાહીથી નથી થતી. પણ પ્રાણવાયુથી થાય છે. વિદ્યુતગૃહ અને દોરડાં (nerves) એ જ્ઞાનતંતુઓનાં બનેલાં છે. આ જ્ઞાનતંતુઓના પોષણનો મોટો ભાગ પ્રાણવાયુ જ છે એટલે પ્રાણાયામથી આ જ્ઞાનતંતુઓ પ્રાણશક્તિનો ખૂબ સંગ્રહ કરવાને શક્તિમાન થાય છે. એ સંગ્રહેલી પ્રાણશક્તિ જરૂર પડે એકદમ globesમાં પ્રકાશિત થઈ શકે છે અને આ રીતે શરીરની તેજસ્વિતા પ્રાણાયામની ક્રિયા અનહદ વધારી મૂકે છે.

(૨) પ્રાણાયામના અભ્યાસથી માણસને પાંડુરોગ–Anæmia થવાનો સંભવ બિલકુલ રહેતો નથી.

(૩) પ્રાણાયામથી શરીરના કોષોના પદાર્થોનું પાણી અને કાર્બોદિતવાયુમાં (Carbon dioxide) રૂપાંતર થાય છે જેથી મધ્યસ્થ પદાર્થો જેવા કે Acito Acetic acid, B. Butyric acid etc કે જે શરીરને હાનિકર્તા છે તે થવા પામતા નથી.

(૪) હૃદયના સ્નાયુને કામ વધારે કરવું પડે છે તેથી તેને પ્રાણવાયુની આવશ્યકતા બીજા સ્નાયુઓ કરતાં વધારે હોય છે અને જો પ્રાણવાયુ હૃદયને પૂરતા પ્રમાણમાં ન મળે તો તેની ગતિ ધીમી પડવા માંડે છે (Cardiac-reserve is diminished). તેથી પ્રાણાયામ હૃદયને મજબૂત બનાવે છે.

ઉપરના મુદ્દાઓ પરથી સહેજે સમજાશે કે શરીરની શક્તિ અને તેજ વધારવા માટે, ખોરાકના બરોબર પાચન માટે અને શ્રમરહિત સતત કામ કરવા માટે પ્રાણાયામ શરીરને ખૂબ ઉપયોગી છે. જો તે વિધિસર આદરવામાં આવે તો સાધક તેમાંથી કંઈ અનેરો આનંદ અનુભવી શકે.

---

# લોકચર્યા

-મુનિશ્રી સંતબાલજી

## નલકંઠાનું નિદર્શન

'**નલકંઠો**' નામ સાંભળતાં જ એ કોઈ સરોવરના કાંઠાનો ભાગ હશે એમ આપણને લાગે; અને છે પણ એમ જ. પણ જ્યારે એ ૧૩૬ ગામથી વિંટળાયેલો પ્રદેશ છે એવી માહિતી મળે ત્યારે આશ્ચર્ય ઊપજ્યા વિના ન રહે.

### અમદાવાદ જિલ્લો

એશિયાની અટારી સમા ભારતવર્ષના ગરવા ગૂજરાત પ્રાંતમાં અમદાવાદ જિલ્લો વિદ્યા, કળા અને રસિકતામાં ઠીકઠીક ગણાય, પણ ખરું જોતાં તો 'સાબરમતી આશ્રમ'ને લીધે એનું ગૌરવ છે એના કરતાં સહસ્રગણું વધી ગયું છે.

મોગલ સલ્તનતના મધ્યાહ્ન કાળની અમદાવાદ જિલ્લાની અસ્મિતા અને અદ્યતન અસ્મિતામાં સામાજિક, આર્થિક, રાષ્ટ્રીય અને ધાર્મિક દૃષ્ટિએ અનેકધા પરિવર્તન થયું છે, એ વિષે વધુ કહેવાનું ભાગ્યે જ હોય!

અમદાવાદ શહેરનું ચિત્ર લઈએ તો એનું માનિક ચૂપ જોઈ એને 'હિંદનું લેંકેશાયર' કહેવાનું મન થાય. મીલો, છાપકામનાં મશીનો, વ્યાપાર અને વિદ્યાના કેન્દ્રને લીધે અમદાવાદની વસતી દિનપ્રતિદિન વધતી જાય છે. ત્યાંનું મજૂર મહાજનમંડળ મજૂરોના સામાજિક અને આર્થિક વિકાસમાં ઠીકઠીક રસ લે છે. ત્યાંનું મ્યુનિસિપાલિટી ખાતું દિનપ્રતિદિન પ્રગતિ કરતું રહ્યું છે. લોકલબોર્ડ અને સ્કૂલબોર્ડની સંસ્થાઓને પીઢ અને અનુભવી કાર્યકરો મળ્યા છે. મીલોના ધુમાડાનાં ઊડતાં ઘુમ્મટ સમાં વાદળાંઓની ગુંગળામણની બાદબાકી કરીએ તો એકંદરે બીજાં શહેરોની અપેક્ષાએ અમદાવાદ ઠીક ગણાય. આશ્રમ અને ગૂજરાત વિદ્યાપીઠે આ જિલ્લાને સર્વોત્તમ સેવકો આપ્યા છે એ એનું સૌભાગ્ય છે. પણ એ જિલ્લાના સૌભાગ્યમાં જેટલું દુર્ભાગ્ય હોય તેટલું નલકંઠા વિભાગને જ ફાળે આવ્યું છે. નથી અહીં ખેતીની સગવડ માટે પાણીની સગવડો, નથી પ્રાથમિક કેળવણીની પણ પૂરતી સગવડો, નથી બીમારી નિવારણ સાધનો, કે નથી ટપાલની અનુકૂળતાઓ કે નથી પાકા-કાચા સારા રસ્તાઓ.

### ભૌગોલિક દૃષ્ટિએ

એ જિલ્લાની લગભગ પશ્ચિમ દિશામાં આ પ્રદેશ આવેલો છે. ૨૪ માઇલ પહોળો અને ૩૨ માઈલ લાંબો એટલે કે ૭૬૮ ચોરસ માઈલનો એનો વિસ્તાર ગણાય. જેને 'નળ સરોવર' તરીકે ઓળખવામાં આવે છે, તે ૧૬ માઇલ લાંબો અને ૪½ માઇલ પહોળો પટ છે. એ પ્રદેશ નીચાણ પર આવેલો હોઈ, ચોમાસાનું ચોમેરનું પાણી ત્યાં આવીને પથરાઈ જાય છે અને ઠેઠ વસંતઋતુ સુધી ટકી રહે છે.

બરાબર મધ્યબિંદુથી રેખા દોરીએ તો પશ્ચિમ દિશાનું છેલ્લું ગામ 'ઢાંકી', પૂર્વ દિશાનું છેલ્લું ગામ 'વાસણા ઢેઢાલ', દક્ષિણ દિશાનું છેલ્લું ગામ 'બગોદરા' અને ઉત્તર દિશાનું છેલ્લું ગામ 'બોળ' આવે. આ આખો પ્રદેશ 'સાણંદ', 'ધોળકા', અને 'વિરમગામ' એમ મુખ્યત્વે ત્રણ તાલુકા વચ્ચે વહેંચાયેલો છે. અંત્ય ભાગનાં સ્થળોમાં જિલ્લા ઉપરાંત લખતર, લીંબડી, વિઠ્ઠલગઢ, પાટડી, બજાણા અને વઢવાણનાં તથા બીજાં કેટલાંક તાલુકદારના હિસ્સાનાં વાંટાનાં તથા ઈનામી ગામો છે, પણ આમાંનાં ઘણાંખરાં નલકાંઠાની સરહદનાં અને ઉત્તર વાડનાં વિરમગામ તાલુકા નજીકનાં છે.

## સ્થળ-વર્ણન

પ્રાચીન કાળમાં નલરાજા અહીંથી પસાર થયેલા; તરસ્યા હતા અને મીઠું પાણી એમને મળેલું, અમુક કાળ અહીં રહેલા, વગેરે અનેક પ્રકારની આ સ્થળ વિષે કિંવદન્તીઓ ચાલે છે, પણ ખરું જોતાં આ પ્રદેશનો અમુક ભાગ બાદ કરીએ તો કેવળ ખારાપાટનું આ આખું રણ છે.

'ખાખરિયા' પટમાં ખાખરા કે તેવાં બીજાં કોઈ ઝાડ થાકેલાને મળેલા પ્રભુના આશીર્વાદ રૂપ કવચિત સાંપડે, બાકી તો માઇલોના માઇલો તમારી દૃષ્ટિની અને દૂરદર્શક યંત્રની મર્યાદાને વટી જાય તેવી રીતે આંખો ફેંક્યા કરો. જુઓ સીધી સપાટ જમીન અને વચ્ચે ઉભેલાં નાગા બાવાની જમાત જેવાં ગામડાંઓ. ચોમાસામાં એ દરિયામાં તરતી બેટો રૂપ અને ઉનાળામાં મહા નદીઓના બેટરૂપ લાગે. પ્રથમ કહ્યું તે પ્રમાણે, અહીં રસ્તા તો છે જ નહિ, માણસ અને ગાડાં જ્યાંથી ચાલે ત્યાં રસ્તો માની લેવો અને ચોમાસામાં તો તે પણ બંધ; ચોમાસા વિનાની ઋતુમાં તો જેને દિશાની સૂઝ હોય તે જે દિશામાં જવા ધારેલું ગામ હોય તે દિશાભિમુખ ચાલ્યો જાય, પણ ચોમાસામાં તો જાણીતો જ જઈ શકે. વચ્ચે નાનામોટા ખાડાઓ આવે અને પાણી તો ચોમેર ભરાઈ ગયું હોય એટલે ભોમિયા વગર ચાલતો મુસાફર મુશ્કેલીમાં મૂકાઈ જાય.

ભાલની* માફક આ પ્રદેશ મૂળે દરિયાનો જ ભાગ હશે!

અહીંની જૂનામાં જૂની વસેલી કોમના ઇતિહાસ પ્રમાણે, વધુમાં વધુ ગણીએ તો પાંચ સદી પહેલાં તો અહીં અરબી સમુદ્ર ખંભાતના અખાત દ્વારા હીલોળા ખાતો હશે!

## થોડાં રમણીય સ્થાનો

'ખારા રે સમુદ્ર દરિયામાં મીઠી એક વીરડી રે જી' એ ભજન પ્રમાણે અહીં

---

* ભાલ માટે વંશપરંપરાથી એક કિંવદન્તી ચાલી આવે છે. પ્રાકૃત ગણી કાઢેલા લોકોમાં આવી પ્રાચીન સ્મૃતિનો ભંડાર સવિશેષ હોય છે. એકદા ટીટોડીનાં બચ્ચાંને દરિયાદેવ પોતાની ઉછાળા મેંથી ગયા. ટીટોડીએ પાછાં માગ્યા છતાં ન આપ્યાં એટલે એણે પંખીનાતને પોતાની આખી નાતને નોતરી. બધા આવ્યા પણ ગરુડજી ન આવ્યા. પંખીઓએ ઠરાવ કર્યો કે દરિયાને પૂરી દેવો અને ચાંચમાં કાંકરાં નાખવાં, પણ એ તો ક્યાં પૂરું થાય? ગરુડજીને ફરી આમંત્ર્યા, છતાં ન આવ્યા એટલે બધા વિષ્ણુ ભગવાન પાસે ગયાં અને ન્યાય માગ્યો. ભગવાને ગરુડજીને કહ્યું કે 'તમે તમારી નાતને મદદ કરતા નથી તો મને કેમ રહેશો? માટે જાઓ તમારું કામ નથી. હું તમારા વાહન વિના ચલાવી લઈશ.' આથી ગરુડજી નાતને શરણે પડ્યા અને માફી માગી. તેના બદલ જાતે જ દરિયો પૂરવાનું કામ કર્યું. આ રૂપક પાછળ તાત્પર્ય એ લાગે છે કે દરિયાએ આ પાટ ગરુડ વેગે ખાલી કર્યું છે.

પીપળિયા[1] નામનો પાતાળપેટ વિશાળ ધરો છે. એક માઇલના લંબાણમાં એ પોતાનું સ્થાન જમાવી બેઠો છે. પાણી દિવ્યસુધારસ જેવું મધુર છે. છપનિયા જેવા—દુષ્કાળમાં એ શુભ ગંગા ખૂટી ન હતી. તાગ ન આવે એટલું ઊંડું પાણી છે. આવા વિશાળ ધરાની સરકારને હમણાં હમણાં જ ખબર પડી છે.[2] એ એવા સ્થાનમાં છે કે કંઈક વિશાળ યોજના હોય તો ઘણાં ગામોને કૃષિક્ષેત્રમાં ઉપયોગી થાય એવો લોકાભિપ્રાય છે. પાણીનો એ એક અખૂટ ભંડાર છે. 'જુઆલ' ગામની પાસે પણ એક માઇલ, દોઢ માઈલના વિસ્તારમાં પડેલી ખાઇ છે, તેમાં વરસાદનું પાણી ભરપૂર ભરાઈ રહે છે, લોકો આને 'જુઆલની પાટ' તરીકે ઓળખે છે.[3]

આ આખાય પ્રદેશ ખાતે માત્ર એક 'રોડ' નામની ગાંડી નદી છે. સાણંદની પાસેના ઊંચા પ્રદેશમાંથી પાણી ભેળું થતું થતું નદી સ્વરૂપ પકડી કોઇ મદોન્મત્ત હાથણી જાણે પોતાના પ્રિયતમને મળવા કેમ ન જતી હોય! તેવી ગતિએ અને મહાકાય સ્વરૂપે ઓાસતી ઠેઠ નળ સરોવરને જઇ મળે છે. આ કરોડો ગેલન પાણીનો ઉપયોગ થાય તો અહીંના ખેડૂતોને આશીર્વાદ રૂપ થઇ પડે એવી દૃષ્ટિ ઇરિગેશન ખાતાંને સૂઝી છે, પણ વધુમાં વધુ ગામોને ઉપયોગી કેમ થઇ શકે એ માટે અહીંના અનુભવી જનોની ઉપરાંત ઈજનેરો સલાહ લે, તો એ વધુ ઉપયોગી સ્વરૂપ પકડશે.

## ઐતિહાસિક દૃષ્ટિએ

ઐતિહાસિક દૃષ્ટિએ અહીંનાં કેટલાંક સ્થાનો બહુ મહત્ત્વનાં છે. 'માનકોલ'[4] થી જુઆલ જતાં રસ્તામાં 'મે તલાવ' અને 'મીઠીકુમણી' નામનાં બે સ્થળો છે. ત્યાં ઘણા જ જૂના કાળમાં સાત દુકાળી વખતે ભરવાડો ગાયોને મૂકી ગયેલા પણ એ ગાયો વર્ષો સુધી એમ જ ટકી રહી હતી. કિંવદન્તી ચાલે છે કે ત્યાં ખરીએ મીઠાં પાણી કાયમ નીકળતાં હજુ પણ નીકળે છે અને જે ભૂમિમાતાને ખોળેથી અમી મળતું એ દ્વારા એમનો નિર્વાહ સારી પેઠે ચાલતો. કેટલાંક સ્થળોમાંથી ખોદાણ કરતાં દટાઇ ગયેલાં સેન્દ્રિય અવશેષો અને જૂના બીજા પ્રાચીન ઐતિહાસિક નમૂનાઓ વગેરે મળે છે.

અહીં પૂર્વે ગાયોનાં ટોળાંઓ પુષ્કળ પ્રમાણમાં રહેતાં. પણ કાઠી બહારવટિયા તથાઃ ધાડપાડુઓનાં ટોળેટોળાં ઊતરી પડતાં અને વારંવાર પોતાની તરાપ મારતાં. બહુધા અજ્ઞાત પ્રદેશ હોઇ સરકારની મદદ ભાગ્યે જ મળતી, એટલે ગામોગામ જુઓ તો પાદરમાં મીંઢળબંધા જુવાન શહીદોના અમર સ્મારક સંખ્યાબંધ દેખાશે. પણ એ મદદ નહિ મળવાને કારણે અને એ અજ્ઞાત પ્રદેશ હોવાને કારણે જેમ કેટલીક અસાધારણ અગવડો એણે વેઠી લીધી છે તેમ એ જ કારણે હિંદની પ્રાચીન સંસ્કૃતિ અને વીરતા સારા પ્રમાણમાં જાળવી

૧ આ ધરો 'કેશરડી' ગામની પશ્ચિમ બાજુમાં કેશરડીથી ૦॥ માઈલ દૂર આવેલો છે. કેશરડી ધોળકા તાલુકાનું ગામ છે.

૨ આ પરથી જણાશે કે એ પ્રદેશને કેટલો અજ્ઞાન રાખવામાં આવ્યો છે.

૩ આ પાટ ઉપર શિકાર ખેલવા આવનારા ગોરાઓનાં આવેશપૂર્ણ હૈયાંને પલટાવી ખાલી હાથે પાછા ફેરવ્યાનો પ્રસંગ અને તે વખતનું લોકલાગણીનું અદ્ભુત દૃશ્ય આ નલકાંઠા સંમેલનનું આદિ મંગળ હતું. એ વિષે વર્તમાનપત્રોમાં વિગતો આવી ગઈ છે.

૪ આ ગામ હાલ શેઠ અંબાલાલ સારાભાઈનું છે.

રાખી છે ( કે જેની પ્રતીતિ આપણે આગળ ઉપર જોઈશું ). ગામેગામ નજરે ચાતાં પાળિયાઓ તરફ દરેક ગામનો અસીમ સદ્ભાવ હોય છે અને તેવા પરાક્રમે ખોમ્ર અપાયેલા જીવોને દેવરૂપ ગણી એ તીવ્ર શ્રદ્ધા ધરાવે છે.

શ્રી. મેઘાણી જેવા વીરતારસિક સાહિત્યકો, ઈતિહાસપ્રેમી અભ્યાસીઓ તથા વૈજ્ઞાનિકોનું આ પ્રદેશ તરફ ખાસ લક્ષ્ય ખેંચવા જેવું છે.

## મુખ્ય વસતી

આ આખા પ્રદેશમાં માત્ર આંગળાને વેઢે ગણીએ તેટલાં ચાર-પાંચ ગામો બાદ કરતાં મુખ્ય વસતી 'તળપદા કોળી પટેલિયા' કે જેમને હવે (સંમેલનો પછી) 'લોકપાળ પટેલ' તરીકે ઓળખવામાં આવે છે, તેમની છે. બીજી પ્રકીર્ણ કોમોમાં ભરવાડ,[1] લુહાણા, વ્યાપારી, કોઈ કોઈ ગામોમાં સમેજા,[2] નળના તદ્દન કાંઠા પર આવેલાં ગામોમાં પઢાર[3] સિવાય સુતાર, લુહાર વગેરે, નાડોદા,[4] જિરાસિયા, વાઘરી, હરિજનોની– સેનવા, ચમાર, ભંગી, દેદ આદિ જાતિઓ છે. ખરી રીતે તો આ 'લોકપાલ પટેલ' કોમે જ આ પ્રદેશ વસાવ્યો છે અને પઢાર સિવાયની બીજી જાતિઓ તો એમની ખાનપાન વ્યવસાયાદિ સગવડ જાળવી પૈસા કમાવાનું લક્ષ્ય રાખી આવી વસી છે. પઢાર લોકો અહીંની પ્રાચીન વસતી છે, એટલું જ નહિ પણ ભારતવર્ષની પ્રાચીન જાતિઓમાંય એનો સમાવેશ થાય તેવી એ જાત છે. જો કે તે કપડાં પહેરે છે પણ રહેવા માટે ભીલની જેમ એમને ભાગે કુબા જ હોય છે. નળ સરોવરમાં પાણી ન હોય, ત્યારે મધ્યમાં જઈને પણ તે વસે છે અને વર્ષાનું પાણી ત્યાં ભરાયું હોય, તે પી તથા બીડ[5] માંહેલું અનાજ ખાઈ પોતાનો અને પશુનો ગુજારો કરે છે. એક માનવબંધુની કાળી મજૂરીના બદલામાં આ દશા ક્યાંથી કુદરત ક્યાં લગી સહન કરશે ? એની કરડી આંખ થાય તે પહેલાં ચેતાય તો કેવું સારું ! હવે આપણે નલકંઠાના ચણતરમાં જે કોમનો સાંગોપાંગ ફાળો છે અને જે કોમ વિષે ખાસ અહીં કહેવાનું છે, તે તરફ વળીએ.

---

૧ ભરવાડ આ પ્રદેશમાં અઢળક પશુધન (ખૂબ હતું–હાલ ઓછું થઈ ગયું છે–ત્યારે પશુધન) રાખી નિર્વાહ કરતા. હવે ગોચરો ઘટી જવાથી એ લોકો શહેર નજીકના ભાગમાં જ દૂધ વેચી આજીવિકા ચલાવે છે. એમની મૌલિક સંસ્કૃતિ ખૂબ ઊંચી કોટિની છે, પણ હાલ તો એ કોમ દિનપ્રતિદિન પડતી સ્થિતિ તરફ ઘસડાતી જાય છે. એમનામાંના ડાહ્યા લોકોએ હમણાં સંમેલનોની યોજનાઓ ઘડી છે, પરંતુ સમાજ સંસ્કૃતિના મૂળ પાયાથી માંડીને ચણતર કરવાનો ભગીરથ પ્રયત્ન થાય તો જ તે ઉપયોગી થશે.

૨ 'સમેજા' લોકો મુસલમાન ગણાય છે. ખેતી ઉપર જીવે છે. ખાસિયતો બધી કૃષિકાર જાતિને લગતી હોય છે. માત્ર 'વેદરિયા' આદિ બાર જ ગામોમાં એમની વસતી છે.

૩ આ જાતિની ખાસિયતો ખૂબ વિચિત્ર છે. એની ભાષા તો ગુજરાતી છે, પણ ઉચ્ચાર તદ્દન પ્રાકૃત હોય છે. આ પ્રદેશની જંગલી અને સૌથી પછાત ગણાતી આ કોમ છે. ખારી ભોંને ખોદી કાઢી નીકળતી આદુ જેવી ગાંઠોને દળી એ અનાજ અને અભક્ષ્ય ઉપર એ પશુંપ્રાય જીવન વીતાવે છે.

૪ 'નાડોદા' કોમની ખાસિયતો લગભગ 'ગરાસિયા' જેવી હોય છે પણ એ કોમ મહેનતુ, સુધરેલ અને કૃષિજીવી છે. એ કોમમાં સંગઠન બરાબર નથી, પણ 'લોકપાલ પટેલો'ની જાગૃતિ પછી એ તરફ એનું ધ્યાન દોરાયું છે.

૫ ખારી 'ભોં'ને ખોદતાં સળિયાથી સ્વાદુ અને મધુર તથા આદુ જેવા આકારની ગાંઠો નીકળે છે તેને સાફ કરી પીસીને રોટલા કરી વપરાશમાં લે છે.

## 'લોકપાલ પટેલ' કોમનો મૂળ ઇતિહાસ

વહીવંચાઓની વાતો અને વંશપરંપરાનાં સચવાઈ રહેલાં કેટલાંક લક્ષણો તથા અટકો અને ખાસિયતો પરથી આ કોમ મૂળે ક્ષત્રિય હતી, એ વિષે લગારે શંકા નથી. પ્રમાણભૂત સળંગ ઇતિહાસ સચવાયો નથી, જે છે તેમાં અતિશયોક્તિ છે, પણ ઉપરની વાતો અને બીજી આનુષંગિક ઐતિહાસિક તથા ભૌગોલિક ઘટનાઓ પરથી મારું અનુમાન એ છે કે આ કોમનાં અમુક કુટુંબો, મોગલયુગમાં મધ્ય હિંદુસ્થાનમાંથી ચાલી આવી સુરક્ષિત એવા આ એકલપ્રદેશમાં આવી વસ્યાં હશે અને ધીરે ધીરે વધ્યાં હશે. આજે પણ આ કોમનો મુખ્ય પ્રદેશ આ અને પછી ભાલ. જો કે હવે તો એ આખા કાઠિયાવાડમાં ઠેઠ ગિરનારથી દ્વારકા સુધી પથરાઈ ગઈ છે!

મુખોપમુખ ચાલી આવતી વાતો પણ આ અનુમાનને પુષ્ટિ આપે છે. તે લોકો કહે છે કે 'અમારા વડવા વટલાઈ ગયા હતા અને ત્યારથી કોળી તરીકે હલકા નામે ઓળખાયા.'

'પાવાગઢ' અને 'પતાઈ' રાજાના ઇતિહાસ સાથે પણ આ કોમને સંબંધ છે. જ્યારે 'ચુંવાળ' પ્રદેશોમાં પણ કોળી વસ્યા ત્યારે એ 'ચુંવાળિયા'[1] અને આ 'તળપદા' તરીકે ઓળખાયા. 'ચુંવાળિયા કોળી'ની કોમ કરતાં આ કોમની પ્રતિષ્ઠા ઊજળી ગણાય. પણ સમયના વહેનમાં 'કોળી' શબ્દ એમજ રહી ગયો અને ઘણાં દૂષણોનો ચેપ આપતો રહ્યો. એ શબ્દ આ કોમને ત્યારે પણ રુચતો નહિ હોય, એથી એમણે 'પટેલ' શબ્દ આગળ મૂકવા માંડ્યો. ઊડતી અફવાથી કહેવાય છે કે આ વાત કણબી પાટીદારોને ન રુચી. અને એ શબ્દ માટે ધારાસભા સુધી ચર્ચા ચાલી પણ આખરે 'તળપદા કોળી પટેલિયા' એવું નામ રહી ગયું. માંહોમાંહે આ લોકો 'કોળી પટેલ' અને કેટલીક વાર 'પટેલ' શબ્દ વાપરતા, હવે 'લોકપાલ પટેલ' શબ્દનો વપરાશ વધતો જાય છે.

### 'લોકપાલ પટેલ'

મારે અને સાથીઓને આ કોમના સહવાસમાં કેવા સંયોગોમાં આવવાનું થયું? અને

---

[1] આ ચુંવાળિયા કોળી પગી તરીકે ઓળખાય છે. 'ચોરીનું દૂષણ' એમાં એટલું ઘર ઘાલી બેઠું છે કે એ બધું કરવા તૈયાર થશે પણ ચોરીની પ્રતિજ્ઞા નહિ લે. એકદા એ કોમના એક ભાઈ અમારી સાથે ચાલ્યા આવતા હતા, રસ્તામાં વાતચીત કરતાં કહ્યું:—'બાપજી! આમ (લોકપાળ પટેલો)ને તમે ચોરી, હત્યા, દારૂ ભાળવાના પાપથી છોડાવ્યા એ તો બહુ રૂડું કર્યું ને મારા વાલીડા હવે તો પાંચ વીહુ રૂપિયામાં પઈણું છે એટલે કરજાય ઓછા કરશે. અમારો પણ આવો બધો-કરી દો તો બહુ હારું. પણ બાપજી! અમે તમે કે'શો ઇ કરીશું પણ ચોરીનું જળ તો નહિ મેલી.' અમે પૂછ્યું, 'કેમ? ચોરી કરવી એ કંઇ ભલું કામ છે?' એ ભાઈ જરા કડક ચહેરો કરી બોલ્યા: 'પણ જો અમે ચોરી મેલી દઈ ને વળી ધારિયાઇ મેલી દઈ તો તો અમારાં બાર જ વાગે ને! પછી અમને કોણ ગોઠે! માટે બાપજી! માબાપ! બીજું બધુંય ભલે જાય, પણ આટલું રે'વા દેજો. એ તો અમારે કુળનું ભૂષણ, એને કેમ છોડાય? એવી સરકારેય ઈ જોઈને ચેરવરે છે!' આ પરથી પછાત ગણી કાઢેલી કોમના માનસનો કંઈક પરિચય થશે. ઠાકરડા, ધારાળા અને આ પગી—ચુંવાળિયા કોળી વગેરે જાતો, સગાં અને મસિયાઇ ભાઈ જેવી છે. આ બધી પછાત ગણી કાઢેલી કોમમાં કેટલાક એવા એવા પૂર્વગ્રહો હોય છે, છતાં એનું દિલ એટલું હેતાળ અને ઉદાર હોય છે કે હૃદય જીતવાથી એને જે માર્ગે દોરવામાં આવે તે માર્ગે વફાદાર સૈનિકની જેમ દોરાય છે.

સંમેલનો કેમ યોજાયાં એ વાત અન્યત્ર કહેવાઈ ગઇ છે, એટલે અહીં એ વિષે નહિ લખું. પણ સંમેલન પછી બનેલી કેટલીક ઘટનાઓનો ઉલ્લેખ આગળ ઉપર કરીશ. તે પહેલાં એટલું કહું કે એમનું વર્તમાન જીવન કેવળ એકલી ખેતી અને ખેતીની મજૂરી પર જ નિર્ભર છે. મૂળ એમના વડવાઓ ક્ષત્રિય હતા, ત્યારના યુગમાં એ પ્રાણ પાથરીને પણ પ્રજાનું પાલન સંરક્ષણ કરતા. કૃષિ જીવન એ પ્રધાન રૂપે લોકપાલન ધર્મ છે અને તેમાંય આ યુગમાં તો હવે વિશેષ કરીને ! એટલે મૂળ ઈતિહાસને લગારે આંચ ન આવે અને આજે પણ લાગુ પડે અને બીજી કોઈ કોમ એમાં વાંધો ન લે, એ રીતે 'લોકપાલ' શબ્દ મને ઘણા મંથનને અંતે સૂઝ્યો અને આ લોકો પાસે મૂક્યો. એમને 'કોળી' શબ્દ ગમતો નહિ હોય પણ પટેલ શબ્દ છોડવો ગોઠતો નહોતો એટલે આખરે 'લોકપાલ પટેલ' નામ નિયત કરવામાં આવ્યું.

### નલકંઠામાં થતો પાક

અહીં મુખ્યત્વે કાલાં અને ડાંગર બેજ વસ્તુનો પાક થાય છે. જુવાર, ઘઉં, અને કઠોળ બહુ જ જુજજાજ કરે ખરાં. હવે ઉનાળામાં તળાવના પાણીનો ઉપયોગ કરી શાકભાજીની વાડીઓ કરવા લાગ્યા છે. કોઈ કોઈ ઠેકાણે વૃક્ષારોપણની પણ શરૂઆત થઇ છે. આજ સુધી એમની માન્યતા જ એવી હતી કે અહીં વૃક્ષ ઉછરે નહિ અને એ વાત છેક કાઢી નખાય તેવી છે પણ નહિ, પરન્તુ માનકોલમાં બેઠેલા લોકસેવાદીક્ષિત શ્રી. છગનભાઈ[1]એ પ્રયત્ન આદરીને કેટલાંક વૃક્ષ ઉછેર્યાં છે. આ ઉપર ભૂમિ હોઈને બહુધા આંબો કે તેવાં ઉપયોગી વૃક્ષ ઉછરતાં નથી છતાં ઊંડા ખાડા ખોદી ખાતર ભરીને પ્રયત્ન કરવાથી સફળતા મળી શકે અને મળે છે, એવું કેટલાક લોકોનું કહેવું છે. દરિયે પાત્ર ખેસવ્યું એટલે મૂળ દરિયાઈ જમીન પૂરાઇને આ પ્રદેશ બન્યો છે, તે આપણે અગાઉ જોઇ ગયા એટલે અહીં ઉપરથી આવતું વર્ષાનું પાણી ઠીક ઠીક ભરાય છે અને તે જાળવી રાખી ક્યારીઓમાં પૂરું પાડવા માટે ગામોગામ બંધની વ્યવસ્થા હોય છે. પણ બંધ તૂટી જવા છતાં વાંટાદારો અને ઈનામદારો 'ક્યારી'ની વીઘોટી લે છે અને સગવડ કરી આપતા નથી તેવી ખેડૂતોની પુષ્કળ બૂમ છે.

### રહેન સહેન, ખાનપાન અને શરીરશ્રમ

આ લોકોને રહેવા માટે ગારમાટીનાં સાદાં ઘરો, પહેરવા માટે જાડાં સાધારણ કપડાંઓ અને ખાનપાનમાં મુખ્યત્વે જુવાર અને ઘઉંના રોટલા, પુષ્કળ મરચાંની ચટણી, છાશ અને ખીચડી, અને બીજું દૂષણરૂપે આવેલો માંસાહાર.[2] ગાયોનાં ટોળેટોળાં હવે નથી દેખાતાં. કોઈ કોઈ ને ત્યાં ભેંસો હોય છે. ભેંસો તથા બળદને ખાવા માટે ડાંગરનું ઘાસ, ક્યોં અને કડબ તેમજ કામ વખતે ગુવાર અને કપાસિયા આપે છે. ખારી જમીનમાં થતું ઘણુંખરું ઘાસ ઢોર ખાઇ શકતાં નથી; અને કપાસના છોડનો પાલો તો કામમાં આવે જ શાનો ! એટલે ઢોર એ રીતે દુર્બળ રહે છે, અને લોકો ગજા ઉપરાંતનો શરીરશ્રમ કરવા છતાં પૌષ્ટિક ખોરાકને અભાવે શક્તિ વહેલી ગુમાવી બેસે છે.

ચાલુ ]

---

૧ આ ભાઈ આખાય નલકાંઠાના નવઇતિહાસમાં મુખ્ય નિમિત્તરૂપ છે. એટલું જ નહિ પણ ખરી રીતે આ ભૂમિકાની પૂર્વ તૈયારી પણ એમનાજ પ્રબળ પુરુષાર્થના ફળરૂપે હતી, અને છે.

૨ 'માંસાહાર' અને દારૂ બન્ને સંમેલનો પછી એમણે પ્રતિજ્ઞાપૂર્વક સદંતર તજ્યાં છે. છતાં છૂપીથી પણ એવા ગુના પકડાય ત્યારે એ કોમ એવા ગુના પ્રત્યે ઘૃણાની દૃષ્ટિથી જુએ છે. 'સંમેલન' પહેલાં પણ સાર્વત્રિક એ વસ્તુ નહોતી. અને એ કર્મ તથા ખાણા પર બહોળો વર્ગ અરુચિ ધરાવતો.

# પુસ્તકપરિચય

**પિયાસી** :—લેખક : શ્રી. ત્રિભુવનદાસ લુહાર (સુન્દરમ્). પ્રકાશક : આર. આર. શેઠની કંપની, મુંબઈ. મૂલ્ય રૂ. અઢી.

શ્રી સુન્દરમ્‌ની ચૌદ નવી નવલિકાઓનો આ સંગ્રહ છે. આ પહેલાં તે લેખકના 'હીરાકણી અને બીજી વાતો' તથા 'ખોલકી અને નાગરિકા' એ વાર્તાસંગ્રહો પ્રસિદ્ધ થયા. પણ બેએક વાર્તાઓ બાદ કરતાં, આરંભદશાની કચાશથી પહેલાએ અને વસ્તુપસંદગીની વિચિત્રતાથી બીજાએ લેખકને યશ કરતાં અપકીર્તિ જ વધારે રળાવી હતી. હવે શ્રી સુન્દરમ્‌નો આ વાર્તાસંગ્રહ વાંચ્યા પછી અમને કહેતાં આનંદ થાય છે કે લેખકને આપણા થોડા પણ સિદ્ધહસ્ત વાર્તાલેખકોની પ્રથમ પંક્તિમાં સ્થાન અપાવે તેવી ગુણસમૃદ્ધ નવલિકાઓ આ પુસ્તકમાં સંગ્રહાઈ છે.

'જીવનની તરસ', 'માના ચેલાનું મૃત્યુ', 'જમીનદાર', 'ખાસડાં કટર', 'પની' વગેરે સંગ્રહમાંની ઉત્તમ નવલિકાઓ કહી શકાય તેવી છે. જીવંત પાત્રાલેખન, સુરુચિપ્રેરિત વસ્તુપસંદગી, તેનું કલામય નિરૂપણ અને તે સાથે તાદશ વાતાવરણ વગેરેની તેમાં લેખકે સરસ ગૂંથણી કરી છે. જીવનના અન્યાય અને વિષમતા દર્શાવતા આ લેખકે ક્યાંય સંયમ તજ્યો નથી, પણ કલાકારને છાજે તેવી સંપૂર્ણ તટસ્થતા અને સ્વાસ્થ્ય સાચવી રાખેલ છે. વાચકની લાગણીને લેખક હલમલાવી જાય છે પણ પોતે ઊર્મિલ બનતા નથી.

રસ્તા પર પડેલા ભિખારી કુટુંબ વચ્ચે પ્રાચીન કાળના કુલપિતા જેવો લાગતો માનો ચેલો, રસ્તા પર બીડીઓનાં ઠૂંઠાં વીણતાં ફૂલકી અને છીતિયો, કરુણ અવાજે શેરી ગજાવતી રેવલી, સરિયામ રસ્તા પર ભજનો ગાઈ કુટુંબને જીવાડતો ભજનમંડળીમાંનો ભવ્ય ડોસો ભગત, સાસરાને હાથે મૃત્યુ પામતી કોડભરી શબૂ, ગોકળ આઠમને દિવસે પ્રભુનાં નગારાં વાગે છે તે જ વખતે કૂવે પડતી નિરાધાર પની—વગેરે સમાજનાં ઉપેક્ષિતોનાં જીવનમાં લેખકે ધબકતી માનવતાનું દર્શન કરાવ્યું છે અને જીવનની ગંભીર કરુણ વાર્તાઓમાં વહાવી છે. 'જમીનદાર' જેવી વાર્તામાં સાવ સ્વાભાવિક રીતે નિરાધાર બની જતાં માનાજી અને અંબાનાં દશ્યમાં એ ભોળાં દંપતીની જમીન પ્રત્યેની ગમતા જોઈ દિલ ઊંડા વિષાદથી ભરાઈ જાય છે.

એની જ સાથોસાથ અત્તર, ક્રીમ અને પાઉડરથી વાતાવરણને સુગંધી બનાવતાં પેકાર્ડના પ્રવાસીઓનું ચિત્ર આવે છે, અને શ્રીમંત તથા અકિંચનોનાં જીવન વચ્ચેના વિરોધનું આલેખન વિશેષ હૃદયભેદક તો એથી બને છે કે લેખક પોતે કશું કહેતા નથી; માત્ર એક પછી એક ચિત્રો મૂકતા જાય છે, અને વાચકના હૃદયના પ્રસુપ્ત તારોને ઝણઝણાવતા જાય છે.

'આસકા કટર'માં બેકારીના ઉદ્વેગને લેખક પ્રસન્ન હાસ્યથી ઉડાડી મૂકયો છે, જ્યારે 'મહેરબાનીની રાહે'માં જીવનનો અંત લાવવા મથતા ઉસ્તાદ એમ. એસસી. ની વાતમાં કટાક્ષ અતિશય ઉત્કટ બન્યો છે. 'આશા' એ નવી દુનિયાને દ્વારે ઉભેલી મુગ્ધ કુમારિકાની મૂંઝવણનું મનોરમ ચિત્ર છે, જો કે તેમાં અને 'પેકાર્ડનો પ્રવાસ' એમાં વાર્તાતત્ત્વ ઓછું છે. 'જીવનની તરસ' એ વસ્તુનિરૂપણ તથા વાતાવરણના સુંદર સંયોજનથી સફળ બનેલી નવલિકા છે. ગામના તળાવઘાટનાં કવિત્વભર્યાં વર્ણનવાળી વાર્તા 'અંબાલવાની' નાની પ્રેમકથા છે. 'માનાવેલાનું મૃત્યુ' 'મીન પિયાસી'ને મળતી આવે છે, એ રીતે બંનેમાં સ્નેહભર્યાં વૃદ્ધો મૃત્યુ પામે છે, પણ બીજી વાર્તામાં ભગતનું પાત્ર વધારે આકર્ષક છે.

આવી રસપ્રદ નવલિકાઓના લેખકને અભિનંદન ઘટે છે.

**મનોરમા** :—અનુ: 'સુશીલ'. પ્રકાશક: આર. આર. શેઠની કંપની, મુંબઇ. મૂલ્ય બે રૂપિયા.

સ્વ. બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાયની 'મૃણાલિની' નામની નવલકથાનો આ ગુજરાતી અનુવાદ છે.

એમાં ગૌડદેશના હિન્દુરાજ્યના પતનની કથા છે. મુસલમાન સેનાપતિ બખ્તિયાર ખીલજી માત્ર સત્તર સૈનિકોની મદદથી હિન્દુ રાજાના રાજ્યમહેલમાં દાખલ થઈ શકયો એ ઇતિહાસમાં નોંધાયેલ બનાવ છે. બંકિમબાબુએ તે બનાવ પાછળની ભૂમિકા આ વાર્તામાં સ્પષ્ટ કરી છે. પશુપતિ નામના મહત્ત્વાકાંક્ષી સરદારે જ શત્રુઓ સાથે ગુપ્ત મંત્રણા કરી હતી અને સત્તાના લોભમાં તે દેશનો દ્રોહી બન્યો હતો. તેમ, અહીં બંકિમબાબુએ આલેખન કર્યું છે. પછી તો દેશદ્રોહીઓને નસીબે હમેશાં બન્યું છે તેમ પશુપતિની બધી યોજના નકામી જાય છે અને તેને મરવું જ પડે છે. ગૌડદેશ પરાધીન બને છે અને હિન્દુ રાજા નાસી જાય છે તે વખતે વાર્તાનો પ્રવાહ ત્વરિત બને છે, પણ દેશવ્યાપી આપત્તિના એ વર્ણન વખતે લેખકની કલમમાં પૂરું જોસ તો નથી જ આવતું.

હેમચંદ્ર નામનો આ કથાનો નિષ્ક્રીય નાયક છે. મૃણાલિની સાથે તેનાં લગ્ન થયાં છે એ ભેદ પાછળથી ફૂટે છે. પણ ત્યાં સુધી તો તે પ્રણયના પાશમાં બંધાઇને નિર્બળ મનનો ન બની જાય તે માટે મુત્સદ્દી માધવાચાર્ય તેને મૃણાલિનીથી વિખૂટા રાખે છે. મુસલમાનોના આક્રમણ વખતે હેમચંદ્ર મહાન પરાક્રમો કરે તેવી માધવાચાર્યની યોજના હતી. પણ હેમચંદ્ર એવું કશું કરતો નથી. એક વાર તે ગુરુ સામે તીર તાણે છે, તો એક વાર મૃણાલિનીને ભાલો મારવા તૈયાર થાય છે. આ વાર્તાનાયક બહુ વિચિત્ર સ્વભાવનો અને નિર્બળ મનનો છે. ખરી રીતે તો તેને પોતાના વ્યક્તિત્વ જેવું ઓછું છે. પાત્ર પોતાના સ્વભાવ પ્રમાણે ન વર્તે પણ લેખક કહે તેમ કરે ત્યારે એવું જ બને છે. પ્રસ્તાવનામાં અનુવાદકર્તા જણાવે છે તેવી "પ્રબળશક્તિ, દુર્દમનીય આકાંક્ષા અને પ્રાન્તવ્યાપી નહિ પણ દેશવ્યાપી વિશાળતા" અહીં દૃષ્ટિગોચર થતી નથી.

મનોરમાનું પાત્ર સરસ છે. બિચારણ ગિરિજાયા પણ સુરેખ વ્યક્તિત્વવાળી છે. મનોરમા પશુપતિ પાછળ સતી થાય છે. ગિરિજાયા દિગ્વિજયને પરણે છે. દિગ્વિજયને હમેશાં સાવરણી લગાવીને સંસારસુખ માણતી ગિરિજાયા આલેખીને વાર્તામાં અંગ્રેજી ઢબનો હાસ્યરસ લાવવાનો બંકિમબાબુએ ફિક્કો પ્રયાસ કર્યો છે.

કથામાં ઘણું અસંબદ્ધ અને અતિશયોક્તિભરેલું એવું છે. હેમચંદ્રની પરિણીત પત્ની મૃણાલિની જ્યાં ત્યાં રહે; હેમચંદ્ર તેને મળવા ઝંખે, અને મળે કે તરત જ ઉન્મત્ત બનીને ધક્કો મારે. પત્નીનો પત્તો મેળવવા એ ગીતો ગાતી ભીખારણને મોકલે. માધવાચાર્ય તેને 'નીચ! હલકા' કહે અને બીજી જ પળે હેમચંદ્ર માટે તેમની છાતી અભિમાનથી ફૂલી ઊઠે. પાછળથી બધાં રહસ્યો ઊઘાડે. હેમચંદ્ર વાતવાતમાં નવું રાજ્ય સ્થાપી દે. પશુપતિ પોતાની પત્નીને જ પરણવાની વાતો કરે–(પૃ. ૮૭) એવું ઘણું બને છે. પણ, શ્રી સુશીલ કહે છે તેમ, આ નવલકથા લગભગ પોણા સૈકા પહેલાં લખાયેલી. આજે નવલલેખનની કલાનો વિકાસ થવાથી આજના લેખકને તમામ વિગતો પૂરી સાવધાનીથી મૂકવાની કાળજી રાખવી પડે છે. તેવી કાળજીની આપણે બંકિમબાબુ પાસેથી આ નવલમાં અપેક્ષા ન રાખી શકીએ.'

અનુવાદની ભાષા સરળ અને સુવાચ્ય છે. 'દુર્ગેશનન્દિની' પેઠે આમાં પણ પ્રકરણની સંખ્યા સંસ્કૃતમાં 'ત્રયોદશ પરિચ્છેદ' 'ચતુર્દશ પરિચ્છેદ' એ રીતે રાખવામાં આવી છે, જે વૈચિત્ર્ય લાગે છે.

**લીઝાઃ**—અનુવાદકઃ શ્રી. ભોગીલાલ ગાંધી. પ્રકાશકઃ યુગધર્મ કાર્યાલય. મુંબઈ. કિં. રૂા. બે.

રશિયન સાહિત્યસ્વામી ઈવાન ટુર્ગેનેવ (ઇ. સ. ૧૮૧૮–૧૮૮૩)ની સર્વોત્તમ ગણાયેલી નવલકથાનો શ્રી. ભોગીલાલ ગાંધીએ આ અનુવાદ કર્યો છે. પુશ્કિન જેમ રશિયાનો મહાન કવિ, તેમ આ ટુર્ગેનેવ રશિયાનો સમર્થ ગદ્યવિધાયક છે. 'ફાધર એન્ડ સન્સ', 'વર્જિન સોઈલ' 'સ્મોક' વગેરે તેની કૃતિઓ જગતભરમાં ખ્યાતિ પામી છે. તેની આ લોકપ્રિય કૃતિનો અનુવાદ આવકારને પાત્ર છે.

લીઝા એ આ સુંદર પ્રેમકથાનું મુખ્ય પાત્ર છે. એ નિર્દોષ અને પવિત્ર હૃદયની કુમારિકા. તેનાં પેનશાઈન નામના દેખાવડા અમલદાર સાથે લગ્ન થવાનાં હતાં. પેનશાઈન ફક્કડ આદમી હતો. લીઝાની માતાને એ ગમતો હતો. લીઝાને તેનામાં કાંઈ વાંક દેખાતો ન હતો. તેથી તેની સાથે લગ્ન કરવા તૈયાર થઇ હતી. પેનશાઇનને તે ચાહતી ન હતી, પણ તેટલા ખાતર થઈને લગ્ન કરવાની ના પાડવી તે તેને 'મનની નિર્બળતા' લાગતી હતી. ત્યાં લેવ્રેટસ્કી આવે છે, અને તેના સંયમિત ગંભીર પ્રેમનો લીઝાને પ્રથમ અનુભવ થાય છે. લીઝાને એ કહે છે કે "તારા હૃદયના અંતરતમ ઉદ્‌ગારને નિર્બળતાને નામે વગોવીશ મા. પ્રેમ વિના આત્મસમર્પણ કરવાની અનિચ્છા દર્શાવનાર તારા હૃદયને વૃથા ડામીશ મા. જેને તું પ્રાણપણે ચાહતી નથી, અને પરણીને તું જેની માલિકીની બનનાર છે એવા આદમીનો અંગીકાર કરવા જેવી ભયંકર જવાબદારી રખે તું ઉઠાવતી...પૃથ્વીભરમાં જેની સરખામણી નથી એવા હૃદયના એકમાત્ર સર્વોચ્ચ સુખનો તું હાથે કરીને ત્યાગ મા કર!"

લેવ્રેટસ્કીએ પ્રેમલગ્ન કર્યાં હતાં. પછી તેની પત્ની વારવારાનું ચારિત્ર્ય ખરાબ જણાતાં તેણે તેનો ત્યાગ કર્યો હતો. વારવારાના મૃત્યુના સમાચાર છાપામાં છપાયા પછી તે અનુભવતો હતો. અને લીઝાને મળ્યા પછી લેવ્રેટસ્કીના જીવનમાં ફરી પ્રેમની ઉષા ઊગતી હતી ત્યાં છાપામાં પ્રગટ થયેલા સમાચાર ખોટા નીવડે છે. અને વારવારા પાછી ઘેર આવે છે. લીઝા અને લેવ્રેટસ્કીના મનમાં લાગણીઓનાં તોફાન જાગે છે. વારવારા લીઝાની માતા મેરિયાને મળવા જાય છે ત્યાં નવલની પરાકાષ્ઠા આવે છે. પ્રથમ દર્શને જ દુઃખનો અનુભવ થયા પછી લીઝા સાધ્વી બની મઠમાં દાખલ થાય

છે. એ રીતે પ્રેમ ત્યાગમાં પરિણમે છે. નવલનો અંત લેખકની ઉચ્ચ રસદૃષ્ટિની સાક્ષી પૂરે છે.

જે અપૂર્વ કલાથી તુર્ગેનેવે આટલી સાદી વાતમાં જીવંત સૃષ્ટિ ઊભી કરી દીધી છે, તેનો આટલા વસ્તુપરિચયથી ભાગ્યે જ ખ્યાલ આવશે. માર્ફા, મેરિયા, લીઝા, પેન્શાઇન, લેમેટ્સકી, મોન્શર લેમ વગેરે સુંદર પાત્રો છે, અને રશિયાના તત્કાલીન સમાજનો બરાબર ખ્યાલ આપે છે. તેમાં સ્વદેશ પાછા જવા ઝંખતા નિર્ધન સંગીતકાર વૃદ્ધ લેમનું પાત્ર ન ભૂલાય તેવું છે. બહુ જ સ્વાભાવિક વસ્તુવિધાન, કવિત્વપૂર્ણ ટૂંકાં વર્ણનો, અને ભાવભીના સુંદર સંવાદોથી વાર્તા વિશેષ આકર્ષક બની છે. પણ એનું સૌથી વધારે આકર્ષક તત્ત્વ તો છે શાંત, સ્વસ્થ, ગંભીર પ્રેમનું મનોહર આલેખન.

શ્રી. ભોગીલાલ ગાંધીએ કરેલા આ અનુવાદની શૈલી સુંદર છે. તેમણે આખીય વાર્તા ઘણી સરળ અને પ્રવાહી શૈલીમાં રજુ કરી છે. લાંબા રશિયન નામોને બદલે તેમણે પ્રચલિત નામાંશોનો જ ઉપયોગ કર્યો તે ઉચિત જ કર્યું છે. આરંભમાં તુર્ગેનેવનો ટૂંકો પરિચય આપવામાં આવ્યો છે, જે ઉપયોગી થાય તેવો છે.

નાથાલાલ દવે



# ગુજરાતી સાહિત્ય પરિષદ સંમેલન

## ચૌદમું અધિવેશન

આગામી અધિવેશનના કારોબારી મંડળ તથા સત્કાર મંડળના સભ્યોની એક સભાએ તા. ૪-૮-૪૧ ને સોમવારના રોજ શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ નીચેના ઠરાવો પસાર કર્યા હતા:

: ઠરાવો :

ઠરાવ પહેલો:—આગામી અધિવેશનની તારીખો ૪-૫ ઑક્ટોબર, ૧૯૪૧ (સંવત ૧૯૯૭ ના આસો સુદ ૧૪-૧૫) શનિ-રવિ નક્કી કરવામાં આવે છે.

ઠરાવ બીજો:—સંમેલનનો કાર્યક્રમ નક્કી કરવાનું સ્થાનિક કારોબારી મંડળને સોંપવામાં આવે છે.

ઠરાવ ત્રીજો:—નીચે જણાવ્યા પ્રમાણે વિભાગો રાખવાનું ઠરાવવામાં આવે છે અને વિભાગવાર ચૂંટાયેલા પ્રમુખોની યાદી જાહેર કરવાની મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

૧ સાહિત્ય—શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, એમ. એ.
૨ ઇતિહાસ-પુરાતત્ત્વ—પ્રો. કોમેસરીએટ, એમ. એ.
૩ તત્ત્વજ્ઞાન—શ્રી રસિકલાલ છોટાલાલ પરીખ, બી. એ.
૪ સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્ર—સર મણિલાલ બા. નાણાવટી.
૫ કલા—શ્રી નાનાલાલ સી. મહેતા, આઈ. સી. એસ.
૬ ભાષાશાસ્ત્ર—શ્રી વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી, એમ. એ.
૭ પત્રકારિત્વ—શ્રી ચુનીલાલ વ. શાહ
૮ વિજ્ઞાન—શ્રી કપિલરામ હ. વકીલ

ઠરાવ ચોથો:—નીચે પ્રમાણે વિવિધ સમિતિઓની નિમણૂંક કરવામાં આવે છે:

૧ નિબંધ સમિતિ

શ્રી મનહરરામ મહેતા (પ્રમુખ), શ્રી દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી અંબાલાલ જાની, શ્રી ભાનુશંકર વ્યાસ (મંત્રી), શ્રી રામપ્રસાદ બક્ષી, શ્રી કાન્તિલાલ વ્યાસ, શ્રી હરિલાલ પંડ્યા.

૨ રંજન સમિતિ

શ્રીમતી લીલાવતી મુનશી (પ્રમુખ), શ્રીમતી મધુરિકાબહેન મહેતા, શ્રી ધનસુખલાલ મહેતા, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી અનંત વીણ, શ્રી હરિલાલ પંડ્યા.

૩ ભેરાળ સમિતિ

શ્રી ધીરજલાલ મોદી (પ્રમુખ), શ્રી તનસુખલાલ નાણાવટી, શ્રી દશરથલાલ જોષી, શ્રી તનુભાઇ દેવીદાસ દેસાઈ.

૪ વ્યવસ્થા સમિતિ

શ્રી શંકરપ્રસાદ શુક્લ (પ્રમુખ), શ્રી ધીરુભાઇ દેસાઈ, શ્રી ચંદુલાલ જે. ભટ્ટ

કવિ-મુશાયરો, નાટ્યપ્રયોગ, નૃત્ય ઇત્યાદિ રંજનકાર્ય રંજન સમિતિ સંભાળશે.

# વાર્ષિક સમીક્ષા માટે

ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ સાલથી નીચેના ત્રણ વિભાગમાં વહેંચી નાખવામાં આવ્યું છે અને તે દરેક વિભાગવાર નીચેના સમીક્ષકની નિમણૂંક આ વર્ષ માટે કરવામાં આવી છેઃ

**વિભાગ ૧** — સમીક્ષકઃ

વિષયોઃ (૧) કવિતા (૨) નાટક (૩) નવલિકા (૪) નવલકથા

શ્રી. ત્રિભુવનદાસ પુ. લુહાર ('સુંદરમ્') સ્વસ્તિક સોસાયટી નવરંગપુરા, અમદાવાદ.

**વિભાગ ૨** — સમીક્ષકઃ

વિષયોઃ (૧) નિબંધ (૨) વિવેચન (૩) જીવનચરિત્ર (૪) ધર્મતત્ત્વજ્ઞાન (૫) ઇતિહાસ-પુરાતત્ત્વ (૬) ભાષાશાસ્ત્ર (૭) કેળવણી (૮) બાળ સાહિત્ય (૯) પ્રવાસ

શ્રી. યશવંત શુક્લ ચિલ્ડ્રન્સ એકેડેમી ૧૫, મેઘુ શેઠ, ગિરગામ, મુંબઈ-૪.

**વિભાગ ૩** — સમીક્ષકઃ

વિષયોઃ વિજ્ઞાનની બધી શાખાઓ

શ્રી. ધનજીભાઈ ફકીરભાઈ કલ્યાણ સોસાયટી, એલિસબ્રિજ, અમદાવાદ.

દરેક પ્રકાશક તેમજ લેખકને આગ્રહપૂર્વક વિનંતિ છે કે તેઓએ પોતાનાં પ્રકાશનો અને કૃતિઓ ઉપર જણાવેલા જે તે વિભાગના સમીક્ષકને મોકલી આપવાં.

મંત્રી, ગુજરાત સાહિત્ય સભા

# ॐ પ્રસ્થાન ॐ

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૨ અષાડ-શ્રાવણ : ૧૯૯૭ અંક ૩-૪

## કવિવર રવીન્દ્રને —

શેષ

અમ આ પરતંત્ર દેશને
જગમાં સ્થાન ન માન વા હતું;
નિજ માત તણાં જ અંગજો
ગણી અસ્પૃશ્ય બન્યા હતા સ્વયમ્ ૧

કરવી ફરિયાદ ના ઘટે
લીધી હાથેથી જ માગી જે દશા!
પણ સંસ્કૃતિ પુણ્ય પૂર્વની
અમથી નિન્દિત! હા, અસહ્ય એ! ૨

તહીં તું ઉદિયો રવિ સમો
પ્રતિભાપન્ન સહસ્ર ભર્ગથી,
તિમિરાવૃત ગૂઢ ગહ્વરો
અજવાળ્યાં વળી દીન આ મુખો. ૩

ઘન થીજી ગયેલ જ્ઞાનને
વહતું ને રસરૂપ તેં કર્યું,
થઈ ઈન્દ્ર નભેથી ગર્જીને
વરસ્યો પાશ્ચિમ પૂર્વ બેઉમાં. ૪

ટહુક્યો ઉર ભાવને ભરી
પૃથિવી ને પૃથિવીની પારના,
જન છો સહુ રક્ત જગતમાં
સુણવા ઉત્સુક કે તયાર ના. ૫

કવિ તું, તું મહર્ષિ, આર્ય તું,
ગુરુ, દ્રષ્ટા વળી ભૂત ભવ્યનો;
કર્યું જીવન શુભ્ર ગાઈ તેં
કર્યું મૃત્યુ ય અનન્ય મંગળ. ૬

તુજ ભૌતિક દેહના લયે
કરવો હોય ન મોહ શોક વા;
કહું તે પ્રકૃતિ જ લઈ જતી
સ્તન એકેથી વછોડીને બીજે. ૭

પણ વત્સ અતીવ લાડિલા
પ્રકૃતિના! થઇ પૂર્ણ તૃપ્ત તેં
જગને ય ધર્યું'તું સ્તન્ય એ
તવ ઉચ્છિષ્ટ હુવે ય પાંઠવે. ૮

# રોમાં રોલાં*

મૂળ લેખક : શ્રી. દિલીપકુમાર રૉય
અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ

**રોલાંની** સાથે મારી બીજી મુલાકાત સ્વીટ્ઝર્લૅન્ડના લુગાનો શહેરમાં થઈ હતી. ત્યાં ૧૯૨૨ના ઑગસ્ટમાં મને આમંત્રણ આવ્યું હતું ‘ આંતરજાતીય નારીજાતિના શાંતિ અને સ્વાધીનતા સંઘ ’માં સંગીત વિશે કંઈક ભાષણ કરવા અને ગીત ગાવા.

તે ભાષણમાં મેં જે કહ્યું હતું તેનો સાર એ છે કે હિંદી સંગીતનો શ્રેષ્ઠ વિકાસ અત્યાર સુધી રાગ સંગીતમાં થતો આવ્યો છે — અને એ સંગીતમાં કલાકાર ડગલે ને પગલે સર્જક થઈ શકે છે — તાન આલાપ ચાલ ચલનમાં તે પ્રત્યેક ક્ષણમાં રાગને સાચવીને રસસર્જન કરી શકે છે; એ સર્જનમાં જ તેની ઉદ્‌ભાવની પ્રતિભાની સાર્થકતા રહેલી છે. એની સાથે પ્રસંગવશાત્ મેં એમ પણ કહ્યું હતું — પાછળથી રોલાંને લખ્યું પણ હતું — કે યુરોપી સંગીતમાં હાર્મનીનો વિકાસ ઘણે ભાગે મેલડીને ભોગે થયો છે. આમ છતાં એની ખોટ સ્વરસંગતિથી — હાર્મનીથી પુરાઈ રહી છે.

એના જવાબમાં રોલાંએ મને લખ્યું હતું: “ એ તો કબૂલ કરવું જ જોઈએ કે જે સંગીતકલાનો પાયો હાર્મની હોય તેની મેલડીને ખૂબ નુકસાન વેઠવું જ પડે. પરંતુ, ઊલટ પક્ષે કેવળ મેલડી જ જેનો જીવનાધાર હોય તેને પણ પુષ્કળ આનંદથી વંચિત રહેવું પડે છે — હાર્મનીના આનંદથી. દરેક કલાને શરૂઆતમાં પસંદગી કરી લેવી જ પડે છે, જેને પરિણામે તેને કંઈક મળે છે અને કંઈક છોડવું પડે છે. આમાં એણે જે વસ્તુ છોડી દીધી હોય તે જ તેની પાસે માગવી એ યોગ્ય નથી. ”

રોલાંની સાથે મારી બીજી મુલાકાત ૧૯૨૨ના ઑગસ્ટની ૧૬મી અને ૧૭મી તારીખે તેમની સ્વીસ કુટિરમાં થઈ હતી. તે વાતચીતનો હેવાલ મેં ત્યારે જ લખી રાખ્યો હતો. તેમાં સહેજસાજ સુધારો અહીં કર્યો છે :—

એ ‘ વેરસ પંખી ’ રોલાં સાથે મુલાકાત થઈ. તેમની સાથે જે જે વાતચીત થઈ તે લખી રાખવા માટે કલમ પકડી છે. હું જાણું છું કે સત્યનિષ્ઠ રહેવાના હજારો પ્રયત્ન કરવા છતાં પણ માણસ કદી બીજા માણસના ભાવ હૂબહૂ પકડી શકતો નથી; તેને પોતાને અનુકૂળ બનાવી લે છે. તો પણ બને ત્યાં સુધી રોલાંના અભિપ્રાયોને જ પ્રાધાન્ય આપી લખી જઈશ — પોતાના અભિપ્રાયોને પાછળ રાખીશ. હું આ કરી શકીશ કે નહિ તે કહી શકતો નથી, તો પણ આદર્શ મનના પ્રદીપથી સળગતો રાખવો એ હમેશાં સારું છે.

રોલાંના અભિપ્રાયોનું વર્ણન કરવા પહેલાં જેઓ તેમના સંબંધે વિશેષ જાણતા નથી, તેમને માટે એ અસાધારણ મનુષ્યનું થોડું વર્ણન આપવું ઠીક લાગે છે. યુરોપમાં અને વિખ્યાત વિવેચકોનું માનવું છે કે રોલાંનું ચરિત્ર માનવચરિત્રના વિકાસના ઇતિહાસમાં એક અતિ સુંદર વિકાસ છે. માત્ર એઓ ખૂબ મોટા કલાવિદ છે એટલા માટે જ નહિ, પણ એટલા વિશાળ હૃદયની સાથે આટઆટલી વિદ્યા અને સંસ્કારનો યોગ આ જગતમાં

* આની આગળના પહેલા હપ્તા માટે જુઓ ‘ પ્રસ્થાન ’ ૧૯૩૪ જેઠ–અંકમાં પાને

વિરલ હોય છે. રોલાં સંગીતના, ચિત્રવિદ્યાના, અને સ્થાપત્યના પ્રથમ શ્રેણીના સમજદાર છે. પારીસમાં જ્યારે "યુરોપી સંગીતનો ઇતિહાસ" એ વિષે ક્લાસમાં એઓ ભાષણ આપતા ત્યારે તે સાંભળવા માટે અનેક ઠેકાણેથી માણસો આવતા. સંગીતના એમના જેવા મહાન ઉદાર સમાલોચક જગતમાં ખૂબ ઓછા હશે. એઓ ખૂબ ઉચ્ચ પ્રતિના પિયાનિસ્ટ છે. ઘણા લોકોનું માનવું છે કે, આ સૈકાની એક ઉત્તમ નવલકથા તે એમની વિશ્વવિખ્યાત 'જ્યાં ક્રિસ્તોફ' છે; પરંતુ રોલાં મનુષ્ય તરીકે તેમનાં લખાણ કરતાં ખૂબ મોટા છે. કલા, સેવા અને વિશ્વના માનવો પ્રત્યેના ઉજ્જવળ વિશ્વાસના આ ઉદ્ગાતાને દેશદ્રોહી હોવાનો આરોપ પણ સહન કરવો પડ્યો છે, નાની નાની સત્તાગણીઓની તો વાત જ શી? કલાવિદો હમેશાં સંસારથી જરા દૂર રહે છે એવું કહેવાય છે — એ આરોપ નાપાયાદાર છે એમ પણ આપણે કહી શકતા નથી. પરંતુ ટોલ્સ્ટોયે જે રીતે એનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો હતો—એટલે કે કલાને આત્મસર્વસ્વ કહીને જીવનમાંથી કાપી નાખીને—રોલાંએ એ માર્ગ લીધો નથી. તેઓ જનહિત અને કલાપરિશીલન બંનેય સાથે કરતા આવ્યા છે. જેમકે, નોબેલ પુરસ્કારના બધા રૂપિયા એમણે રેડક્રૉસને માટે આપી દીધા હતા, — જો કે તે વખતે એમની સ્થિતિ બહુ સારી નહોતી. કલા એમને મન હમેશાં અપરિહાર્ય જ રહી છે. રોલાંએ લખ્યું છે :—

"J'aimais l'art avec passion; depuis l'enfance je me nourrissais d'art, surtout de musique; je n'aurais pu m'en passer; je puis dire que la musique me semblait un aliment aussi indispensable a ma vie que le pain." અર્થાત્ "હું કલાને ચાહતો આવ્યો છું. પ્રાણ મનના સમસ્ત આવેગપૂર્વક બાળપણથી જ હું કલા વડે પોષાતો આવ્યો છું—ખાસ કરીને સંગીતથી. એ પાથેય વિના જીવનમાર્ગે પ્રયાણ કરવું મારે માટે અસંભવિત થઈ પડ્યું હોત. એટલું જ નહિ, પણ હું એટલે સુધી કહી શકું છું કે સંગીત મને આહાર કરતાં ઓછું જરૂરી લાગતું નહોતું."

રોલાંનું જીવન આપણા દેશના લોકોએ જાણવું જોઈએ. હમણાં એમનાં અનેક જીવન-ચરિત્રો બહાર પડ્યાં છે. તેમાં વિખ્યાત ઑસ્ટ્રિયન લેખક અને મનીષી Stephen Zweigનું જીવન જ મને સૌથી શ્રેષ્ઠ લાગે છે. તેમણે પોતાની પ્રસ્તાવનામાં એક જગ્યાએ જે લખ્યું છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે : — "રોલાંની સાથે પરિચય થવો એ કેવળ મારા જીવનનો સૌથી મોટો લાભ છે એમ નથી, બહુ મહાન પુરુષોને માટે પણ એમ જ છે. * * * યુરોપમાં આ યુગમાં કોઈપણ માણસ આટલું શુભ્ર, ઋજુ, પવિત્ર સાધકનું જીવન ગાળી શકે, એ એક ભારે આશાની વાત છે." પ્રસંગવશાત્ મને યુરોપના એક બીજા મહાપ્રાણ મનીષી બર્ટ્રાંડ રસેલનાં વચન યાદ આવે છે. તેમણે મને વાતવાતમાં તે દિવસે કહ્યું હતું : "રોલાં! I admire him profoundly." (હું એમનો ભારે ભક્ત છું.)

રોલાંએ તેમના અભ્યાસખંડમાં ભગવદ્ગીતા વગેરે અનેક સંસ્કૃત પુસ્તકોના ફ્રેંચ અનુવાદ બતાવ્યા. મેં કહ્યું : "આપ ભારતીય દર્શનાદિથી માહિતગાર રહો છો એ ખૂબ આનંદની વાત છે — ખાસ કરીને અમારે મન — કારણકે હિંદુધર્મ વિષે લોકો વિશેષ કશું જાણતા નથી, માત્ર બૌદ્ધધર્મ વિષે જાણે છે. એનું કારણ કદાચ એ હશે કે હિંદુધર્મ સદા બહિર્મુખ બનવાને નારાજ રહેતો આવ્યો છે, જ્યારે બૌદ્ધધર્મ મિશનરી હતો."

રોલાંએ કહ્યું કે, ભારતીય દર્શન કલા વગેરે ખરેખર તેમને ખૂબ ગમે છે. હિંદીઓનો સંસર્ગ પણ તેમને તૃપ્તિકર થાય છે.

કલાકારોની આત્મપરતા વિશે તેમને પ્રશ્ન પૂછતાં તેઓ બોલ્યા: "કેમ, કલાકારો શું અનેક વેળા કલાને ખાતર અનેક વ્યક્તિગત દુ:ખો અને કષ્ટો સહન કરતા જોવામાં આવતા નથી?"

"પરંતુ જગતનાં દુ:ખકષ્ટની વચમાં કલાકારોની અનાસક્તિ અને અલગપણું ઘણીવાર ભાવવિલાસિતા અને લહેરીપણાની કોટિમાં નથી પહોંચી જતાં? માણસોનાં દુ:ખકષ્ટ પ્રત્યે તે ઘણીવાર સહાનુભૂતિ દર્શાવતો નથી — એનું કારણ એ દર્શાવી શકતો જ નથી એ નથી શું?"

રોલાંએ કહ્યું: "તમે શું એમ માનો છો કે જગતનાં દુઃખ હળવાં કરવામાં કલાકારનાં સર્જનનું મૂલ્ય ઓછું છે? હું એક સમયે ગરીબ હતો, થિયેટરમાં ખૂબ દૂરની ગૅલરીમાં જે બેસી શકતો. ત્યારે મેં મારી સગી આંખે જોયું છે કે, આખા દિવસની મહેનત પછી થાકેલા, કંટાળેલા, દીનદુ:ખીઓ સંગીતથી કેવો ગાઢ આનંદ પામે છે. બીટોવનની એક સિમ્ફનીનું મૂલ્ય એક મોટા સામાજિક સુધારા કરતાં લેશ પણ ઓછું છે એમ તમે માનો છો? વળી, સમાજની ઉન્નત સ્થિતિમાં કલાનું જે મૂલ્ય હોય છે, તેના કરતાં માણસનાં દુ:ખકષ્ટો વધી ગયાં હોય ત્યારે કલાનું મૂલ્ય લગારે ઘટતું નથી બલકે વધે છે. કારણ, બહિર્જગતમાં માણસનાં દુ:ખ વધવાની સાથોસાથ તેને મન અંતર્જગતની સાંત્વનાનું મૂલ્ય પણ વધી જાય છે — ખરું ને? એક દાખલો લો: ઝારના સમયના રશિયાનો દાખલો લઈએ તો માલૂમ પડશે કે તે અમાનુષિક અત્યારના સમયમાં તેમનાં રમકડાં, કારીગરી, લોકસંગીત વગેરેનો જાણે ધોધ જ ફાટી નીકળ્યો હતો — એ બધાં નાશ નહોતાં પામ્યાં. કારણ, તે સમયે બહારના દબાણથી માણસનો અદમ્ય આત્મા પોતાના સર્જન વડે તેના બોજાને હળવો કરવાનો પ્રયત્ન કરતો. તે સિવાય, એક માણસ કંઈ જગતનો બધો બોજો લઈ શકતો નથી. તમે એકલા કંઈ ખલાસી, વેપારી, ખેડૂત બધાનું કામ કરી સમાજનું બધી બાજુથી રક્ષણ નહિ કરી શકો. કલાકાર જે કંઈ કરી શકે છે તે માત્ર તેના જ બીબામાં ઢળાયું હોય છે. બીટોવન જો મનુષ્યનાં દુ:ખકષ્ટના પ્રશ્નથી અકળાઈ જઈને મારો મત પૂછવા આવત તો હું તેમને કહેત: "તમને પગે પડું છું, તમે એ બધાંની ચિંતા કરશો નહિ. મનુષ્યનું જીવન ક્ષુદ્ર છે. તમારે જે આપવાનું છે તે આપી જાઓ. હવે વિલંબ કરશો નહિ, કારણ, તમારું અકસ્માત મરણ થવાથી જગતને જે નુકસાન થશે તે બીજા કોઈથી ભરપાઈ થવાનો સંભવ નથી; કારણ તમે કરી શકશો તે બીજો કોઈ જ કરી શકવાનો નથી. બધા જ માણસોને આ વાત લાગુ પડે છે."

"આપ શું એવું નથી માનતા કે કલાની આરાધનાની બાબતમાં ગરીબ-દુ:ખીઓને પણ કંઈક કહેવાનું છે? તેઓ શું એવો પ્રશ્ન ન ઉઠાવી શકે કે અમે શું કરવા સમાજની આ વિષમતામાં ભાગીદાર બનીએ, જેને લીધે માત્ર મૂઠીભર લોકો આ કલાવિલાસમાં મગ્ન રહે છે અને બાકીના બધા જ સવારથી સાંજ સુધી મહેનત મજૂરી કરી એ લોકોને સુખ સગવડ પૂરાં પાડે છે? તેઓ શું એમ ન કહી શકે કે અમારે ન્યાય જોઈએ છે — સમાન તક જોઈએ છે?"

"બેશક, જે સમાજના અત્યાચારથી સેંકડો પ્રતિભાવાન વ્યક્તિ પોષણ અને તકના અભાવે સુકાઈ જાય છે, તે સમાજની આમૂલાગ્ર નવી રચના તેઓ જરૂર માગી શકે. અને એટલા માટે પ્રત્યેક બુદ્ધિજીવીના સહકારની જરૂર છે — માત્ર તેનું સર્જનકાર્ય તેણે ન છોડવું. એક શ્રેષ્ઠ ચિત્રકાર કહેતા કે સમાજનો કોઈ પણ અત્યાચાર અથવા દુઃખ મારી સૌંદર્યભાવનાને આઘાત પહોંચાડે છે. કોઈ પણ મહાન કલાકાર વિષમતા અને અન્યાયના પાયા ઉપર રચાયેલી સમાજની આ બધી વ્યવસ્થાથી આઘાત પામ્યા વિના રહી જ ન શકે. કારણ તેના સર્જનની પ્રેરણા ઐક્યના અનુભવમાં રહેલી છે; અને અત્યાચાર અને અન્યાયના મૂળમાં અનૈક્ય રહેલું છે. આથી અન્યાય, પીડન, નિષ્ઠુરતા એવાં કુત્સિત છે કે તેને ખટક્યા વિના રહે જ નહિ."

"આપની વાત મને ખૂબ ગમી, મોસિયો રોલાં. મને યાદ આવે છે કે યેટ્સે તેમની *Rose in the Heart* નામની અનુપમ કવિતામાં પણ આ જ વાત કહેલી છે:

"All things uncomely and broken
   all things worn-out and old:
The cry of the child by the roadway,
   The creak of a lumbering cart.
The heavy steps of the ploughman
   splashing the wintry mould:
Are wronging your image that blossoms
   a rose in the deeps of my heart."

[જે કૈં વિરૂપ વળી ભગ્ન રહ્યું ધરામાં
   જે કૈં ઘસાઈ ગયલું, વળી જીર્ણ જે જે:
રસ્તે જતા ગભરુ બાળક કેરું રોવું,
   ગાડા તણો અતિશ કર્કશ ખડખડાટ.
શિયાળુ ધૂળ ઊડવી સઘળે જતા કો
   ખેડૂ તણા ધરણીને દળતા પડો વા:
એ સર્વ અંતરઊંડા મહીં જે ખીલંત
   મૂર્તિ-ગુલાબ તવ; તેહ કરંત મ્લાન.]

"યેટ્સે ખરું જ કહ્યું છે — આપણી નીતિના મૂળમાં સૌંદર્યની પ્રેરણા કેટલી કેટલી રીતે પ્રચ્છન્ન રહીને કામ કરે છે તે સહેજ વિચાર કરીએ તો માલૂમ પડી આવે. પણ છે એવું કે રોગને વિષે મતભેદ નથી — પણ કલાકારને તમે શો ઉપાય કરવાનું કહો છો? દરેક માણસને આત્મોન્નતિની તક અને અવકાશ આપવા એ સમાજનું કર્તવ્ય છે — એ ખરું છે, પણ એ કર્તવ્ય કરવું જેટલું સહેલું છે, તેટલું એનો માર્ગ શોધી કાઢવો એ સહેલું નથી. દિલીપ, એનો શો ઉપાય, કહો! એટલે આખરે દરેકની આગળ પ્રશ્ન વ્યક્તિગત બનીને જ આવે છે: એટલે કે કયા ઉપાયથી આપણે સમાજની ઉત્તમોત્તમ વ્યવસ્થા કરી શકીએ — માણસોની સેવા કરી શકીએ; એમ જ ને! આ બાબતમાં મને એમ લાગે છે કે શિક્ષણનું પહેલું કર્તવ્ય એ છે કે માણસના આત્માની વાણીને રૂપ આપવું — તેના

ધ્યાનની પ્રતિમાને બહાર પ્રગટ કરવી. સામાજિક વ્યવસ્થામાં ધ્યાન આપવાનો જો તેને વખત રહે તો તેણે તે કરવું જોઈએ, જેમ ગેટે કરતા હતા: તેમને જ્યારે સર્જનની પ્રેરણા નહોતી ફળતી ત્યારે તેઓ અનેક જાતનાં સામાજિક કાર્યો કરતા હતા. પરંતુ જ્યારે સર્જનનો પ્રકાશ ચેતી ઊઠતો તેમના મનોદીપમાં ત્યારે તો તે જ સર્વસત્તાધારી બની જાય ને?"

"પરંતુ એ પ્રકાશથી કેટલા જણનો અંધકાર દૂર થવાનો હતો? બેચાર જણનો જ ને?"

"એમ શા માટે? પણ અહીં એક વાત કહેવાની જરૂર છે. અલ્પશિક્ષિત અને શિક્ષિતમન્ય — એ બંને શ્રેણીના લોકોના હૃદયમાં ઉચ્ચ કલા આનંદના તરંગો જગાડતી નથી. કારણ, વ્યવહારજ્ઞાનશૂન્ય યંત્રના જેવા શિક્ષણના દબાણથી તેમના હૃદયનાં રસનું ઝરણું સુકાઈ જાય છે. પરંતુ અશિક્ષિત અને સાચા ઉચ્ચ શિક્ષિતોના મનમાં કલા હમેશાં આદર અને આશ્રય પામે છે. જોકે તેઓ એને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુએથી જુએ છે. આમ છતાં અશિક્ષિતોના મનમાં પણ કલાપ્રેમનાં બીજ વવાયેલાં હોય છે, એ વસ્તુ ભૂલી જઈએ તે ન ચાલે. મને મારા બાળપણની વાત યાદ આવે છે. મને તે વખતે તદ્દન અધમ સંગીત ગમતું હતું; પણ મેં તેને શ્રેષ્ઠ સંગીતના સિંહાસન ઉપર જ બેસાડયું હતું; જેની પૂજા હું પાછળથી કરતાં શીખ્યો. હવે અશિક્ષિત અવસ્થામાં મેં જે સંગીતને પસંદ કર્યું હતું તેને સલામ કોણ ભરતું હતું? મારી સુંદરની કલ્પના જ. બરાબર તે જ પ્રમાણે અશિક્ષિતો કદાચ કઈ કલાનું કેટલું મૂલ્ય તે અનુશીલન વિના નક્કી નહિ કરી શકશે; પરંતુ તેનું કારણ એ નથી કે તેમના હૃદયમાં કલાપ્રેમ નથી — સામાન્ય માણસો મહાન કલાને પિછાની શકતા નથી — પિછાનવાની સાધના કરી નથી હોતી માટે. ઉચ્ચશિક્ષિત અને અશિક્ષિત એ બંને વર્ગના લોકો કલાના પૂજારી હોય છે — અલ્પશિક્ષિત જ અરસિક હોય છે. માત્ર આપણે કલાને જુદી જુદી બાજુથી જોઈએ છીએ. નીત્શેનું *L'origine de la Tragedie* પુસ્તક ખૂબ સુંદર છે. તેમાં તમે જોશો કે તેમણે બે અતિમાનવ ચીતરેલા છે; આપોલિનારિયન (ઉર્ફે આપોલોના ભક્ત: એ લોકો વિચાર, વિવેક, સ્થૈર્ય, બુદ્ધિની દિશામાંથી જીવનનો ઉપભોગ કરવાનો પ્રયત્ન કરે છે) અને ડાયોનિસિયન ઉર્ફે ડાયોનિસ્યુસના ચેલા. એ લોકો જીવનને માણસના પ્રાથમિક સંરાગ (passion) દ્વારા ઉપભોગ કરવા પ્રયત્ન કરે છે. (અહીં રોલાંએ les forces de la terre શબ્દો વાપર્યા હતા.) એ બંને વર્ગો ખોટા છે. જીવનની એ બંને દૃષ્ટિઓનો સમન્વય થવો જોઈએ. મોટા ભાગના ઉચ્ચશિક્ષિત લોકો કલામાંથી આપોલિનારિયન લોકોની રીતે રસ શોધે છે. અશિક્ષિત લોકો ડાઈઓનિસિયનની રીતે. માણસના હૃદયમાં કલાનો સાચો રસોપભોગ માત્ર ત્યારે જ સંભવી શકશે જ્યારે તે બુદ્ધિના વિકાસની સાથે હૃદયાવેગ અને પ્રાણતારુણ્યનો સમન્વય કરતાં શીખશે."

"એ સમન્વયનો માર્ગ શો — પદ્ધતિ શી?"

"જગતના સહુ શ્રેષ્ઠ કોટિના કલાવિદોમાં એક પ્રકારની સ્વાભાવિક સમજશક્તિ હોય છે, એ તમે જોઈ શકશો. બીટોવનની રચનામાં માનવહૃદયના પ્રાથમિક આવેગની સાથે માનવ મનની બુદ્ધિની અપીલ પ્રગટ થઈ છે તે પણ એક પરમ સમન્વયને લીધે. સાધારણ માણસના આવેગનો પ્રવાહ ઉંમરની સાથે સાથે સુકાઈ જ જાય છે હમેશાં. પરંતુ મહાન કલાકારો પોતાની આવેગ-પ્રવણતા ઠેઠ સુધી તાજી રાખે છે, કારણકે આવેગની આ દાની તાજગી, સતેજતા તો તેમની કલાવૃત્તિનો મુખ્ય આધાર છે. વાગનરે પોતાનો

પ્રખ્યાત પર્સિફલ ઑપેરા ૬૩ વરસની વયે લખ્યો હતો, એ ઉપરથી માલૂમ પડે છે કે ઉંમરના ઘડપણ સાથે તેમના હૃદયને ઘડપણ આવ્યું નહોતું."

"પણ એ વાગનરની શું ટોલ્સ્ટોયે ચોથી શ્રેણીનો કલાકાર કહીને નિંદા કરી નહોતી?"

રોલાંએ વિચાર કરતાં કરતાં કહ્યું: "ટોલ્સ્ટોયનું એવું થયું છે કે તેમના સ્વભાવમાં ખૂબ આત્મવિરોધ હતો. એક એક ઉછાળો અથવા સ્વમતનો હિલોળો આવતો અને તેમને કયાંના કયાં લઈ જતો — અને તે વખતે તેઓ આવી અતિશયોક્તિઓ કરવામાં જ રાચતા. દાખલા તરીકે, માનવ કલ્યાણની શુદ્ધ બુદ્ધિના ઝોકમાં ને ઝોકમાં તેમણે એકવાર આવા જ જુસ્સાથી કહી નાખ્યું હતું કે ગ્રહતારાની ગતિનો હિસાબ રાખવાથી શું વળવાનું છે — જેનાથી દુઃખીનાં દુઃખ દૂર થાય તે કામો સિવાય બાકીનાં બીજાં બધાં જ કામો અકર્મ છે. આવી ન માનવા જેવી વાત ટોલ્સ્ટોય બોલી શકયા હતા, તેનું કારણ એ કે તેમનામાં દાઈયોનિસિયન મનોવૃત્તિઓ અવારનવાર કંઈક વિશેષ પ્રમાણમાં ઊછળી આવતી. એટલે કલા વિષે તેમના મતને વધારે મહત્ત્વ આપવું એ ભૂલ છે."

"પણ તમને એમ નથી લાગતું કે ઘણીવાર આપણે કલાને મહાન ગણીએ છીએ તે કલા પ્રત્યેના કોઈ પ્રેમને લીધે નહિ — પણ એના મૂળમાં આપણું સુખસગવડનું સૂચન રહેલું હોય છે તેને લીધે? કારણ, કલાના અનુશીલનમાં જીવન એકંદરે સુખમાં જ જાય છે ને?"

"હું એ વિષે ઝાઝી માથાઝીક કરતો નથી. એક તો કલાનો જે આનંદ હોય છે તેની એક પરમ સાર્થકતા છે જ. માણસના જીવનમાં પરસેવાના આનંદની સાર્થકતા એ જ ચરમ અથવા એક માત્ર સત્ય છે એવું નથી. એટલું જ નહિ, પણ આપણા દાઈયોનિસિયન મૂલ સંસ્કારોની અવજ્ઞા કરવી એ બરાબર નથી. તેને લીધે પણ જીવનમાં અપૂર્ણતા આવે છે. બીજી વાત એ છે કે, જીવનમાં કોઈપણ વ્યક્તિગત ગભીર આનંદ સર્વવિચ્છિન્ન હોતો જ નથી. જીવન ખૂબ વિચિત્ર છે, દિલીપ. જેમાં મને આનંદ પડે છે, તેમાં સૌને ભલે આનંદ ન પડતો હોય, બીજા ઘણાને આનંદ પડે છે. જીવનમાં હજારો અનૈકયો હોવા છતાં એને લીધે જ મિલન સંભવિત બને છે."

"તો આપ શું એમ કહેવા માગો છો કે આનંદ એ જ સાચો માર્ગ છે?"

"નથી? તમારાં શાસ્ત્રોમાં પણ શું કહ્યું નથી કે જીવ–જગત આનંદમાંથી જન્મેલું છે? બેશક આનંદનો અર્થ હું સુખ નથી કરતો — સ્વસ્તિ અને શાંતિ, સુખ અને આનંદ એના છંદ જ જુદા હોય છે. બધા જ મહાન આનંદના મૂળમાં જ અનાસક્તિ અને નિર્વાસના રહેલી હોય છે. જે આનંદને માટે લૂંટાલૂટ કરવાની જરૂર પડે છે તે આનંદ જ નથી — આનંદનો વ્યભિચાર છે. કલાનો આનંદ મોટો એટલા માટે છે કે એમાં લૂંટાલૂટ કરવાની નથી — ગૃધ્નુતા નથી. સૌને માટે એનાં દ્વાર ખુલ્લાં છે — તેના મૂળમાં દાન રહેલું છે — તે દ્વાર ખોલી નાખે છે — સંચય કરતું નથી — અસ્પૃશ્યતા તેને ગમતી નથી. આવા આનંદના સ્પર્શથી પણ આપણી ચિત્ત–શુદ્ધિ થાય છે — એ નૈતિકતાનો ઉપદેશ દીધા વગર પણ જીવનમાં ફરી શ્રદ્ધા લાવે છે. શી રીતે આમ બને છે તે જાણો છો? માલ્વીદા ફોન મેસેનબુગ નામે મારાં એક સ્ત્રીમિત્ર એક વખત શોકથી ગાંડાં જેવાં થઈ ગયાં હતાં. એ વખતે તેમણે શેકસપિયરના ઑથેલોનો અભિનય જોયો એથી તેમને એટલો બધો આનંદ થયો હતો કે તેમને ખાત્રી થઈ કે આ જીવનનું મૂલ્ય છે. અને છતાં ઑથેલોમાં કોઈ મહાન વસ્તુ છે જ નહીં."

ચાલુ ]

☆

# ધર્મયુદ્ધ કે હિંસા ?

અંબાલાલ પુરાણી

**માનવની** એક મોટી મુશ્કેલી એ છે કે જીવનમાં જે પ્રશ્નો તેને ઉકેલવાના આવી પડે છે તે સાદા અને સીધા નથી હોતા. હિંસા–અહિંસાનો સવાલ પણ અટપટો છે. જીવનમાં એવા પ્રસંગો ઊભા થાય છે જ્યારે એ બેમાંથી એકની જ પસંદગી કરવી સામાન્ય માણસ માટે શક્ય નથી હોતી. હિંસા કોને કહેવાય, અહિંસાની મર્યાદાઓ કઈ એ વિષે પણ માણસોના વિચારો ચોક્કસ નથી હોતા. આવી પરિસ્થિતિમાં અત્યારે ચાલી રહેલ મહાયુદ્ધ વિષે તે સારું છે યા તો ખરાબ છે એવો અભિપ્રાય એકદમ બાંધી દેવો વ્યાજબી નથી.

કેટલાક મુદ્દાઓની ચોખવટ થવી જરૂરી છે. સામાન્ય રીતે ક્રૂરતા, સ્વાર્થ તથા અધમ હેતુપૂર્વક કરવામાં આવતી હાનિને હિંસા કહેવામાં આવે છે. કોઈ પણ પ્રાણીને મન, વચન કે કર્મથી હાનિ ન પહોંચાડવી એ અહિંસા મનાય છે.

માનવજીવનમાં કેવળ અહિંસાનો જ આચાર પ્રચલિત થાય તો માનવસંસ્કૃતિ તો શું પણ માનવજીવન પણ આખરે ટકી શકે નહિ એ દેખીતું છે. બીજી બાજુ, નિર્ભેળ અહિંસાનું આચરણ માનવજીવનમાં શક્ય નથી એટલું તો અહિંસાની એકાંત ઉપાસના કરનારાં પણ સ્વીકારે છે. જીવવાની ક્રિયામાં જ કેટલીક જીવહાનિ અનિવાર્ય છે.

પરંતુ હિંસા અને અહિંસા એ બે વચ્ચે જ માનવને પસંદગી કરવાની હોય છે એવું હમેશાં નથી બનતું. નિર્દોષ બાળકની કતલ થતી જોઈને, નિરાધાર સ્ત્રીના ઉપર જુલમ યા તો તટસ્થ શહેરીની માલમિલકતની લૂંટ યા તો વિનાશ થતો જોઈને માનવનું હૃદય સળગી ઊઠે છે. પોતાના પ્રત્યે યા તો પોતાની આજુબાજુ જુલમ થતો જોઈને માનવના અંતરમાં એક પ્રકારનો પુણ્ય-પ્રકોપ પ્રગટે છે. એ ધાર્મિક મન્યુ તેનું જીવન જોખમમાં નાખીને માનવને ધર્મયુદ્ધ કરવા પ્રેરે છે. એ સંજોગોમાં નિઃશસ્ત્ર પ્રતિકાર — કોઈ પણ પ્રકારની હિંસા કર્યા વિના જાતે મરી જવું—તેને નિષ્ફળ અને નિરર્થક જણાય છે. પોતે મરીને પણ અસહાય બાળકને બચાવી શકશે એની ખાત્રી હોતી નથી. વળી, એ પ્રમાણે મરવાનું સામર્થ્ય કેવળ શહીદોમાં જ શક્ય હોય છે. એટલે સામાન્ય માનવ તેનો અમલ કરી શકતો નથી.

અહિંસાનું આચરણ જેટલા પ્રમાણમાં થઈ શકે તેટલું કલ્યાણકારક છે એ વિષે બે મત નથી. સર્વે ધર્મોએ અને ધર્મપ્રવર્તકોએ અહિંસાના સિદ્ધાંત ઉપર ભાર મૂક્યો છે, જો કે વ્યવહારમાં તેની મર્યાદા જુદી જુદી આંકી છે. ઉદાહરણ તરીકે, ખ્રિસ્તી ધર્મમાં પોતાના પડોશીને હાનિ ન કરવી એમ કહ્યું છે પરંતુ માંસાહારની છૂટ મૂકી છે.

અહિંસા અને ધર્મયુદ્ધ બન્ને માનવઈતિહાસ જેટલાં પ્રાચીન છે. આ ઉપરથી આપણને જણાશે કે અહિંસાની એકાંત ઉપાસના કરનારા ઘણીવાર જે એમ કહે છે કે "યુદ્ધ એટલે તો નિર્ભેળ હિંસા જ"–એ બરાબર નથી. વળી ધર્મયુદ્ધ કરવા માટે જે માણસ મેદાને પડે છે તે હિંસા કરવાના હેતુથી પ્રેરાયેલો હોતો નથી. તેનો હેતુ સ્વરક્ષણ, યા તો પરરક્ષણ યા તો આદર્શનું પાલન કરવાનો હોય છે. ધર્મયુદ્ધ કરનાર મારવા જ નીકળે છે એમ નથી, તે મરવાને પણ તૈયાર હોય છે. અર્થાત્, કોઈ નિઃસ્વાર્થ હેતુ સાધવા માટે પોતાના પ્રાણનો ભોગ આપવાની તૈયારી રાખીને ધર્મને ખાતર લડનાર જુલમ કરનારનો સામનો કરે છે. આ રીતે લડનાર ધર્મયુદ્ધનો સિપાહી એટલે કે સાચો ક્ષત્રિય બની શકે છે.

અત્યારે ચાલી રહેલ જગત-યુદ્ધ જેવી મહાન લડાઈનાં કારણોની તપાસ કરવા જઈશું તો તેના મૂળમાં મૂઠીભર માણસોનો સ્વાર્થ નહિ પણ ઘણીવાર બે જુદાં આદર્શોની અથડામણ આવી રહેલી જણાશે. જે પ્રજાઓમાં લોકમતની બહુમતિ પ્રમાણે રાજ્યતંત્ર ચાલે છે તેમાં ખોટાં કારણો આપીને આવું ભયંકર યુદ્ધ લાંબો વખત ટકાવી શકાય નહિ. અત્યારે જે લોકો બન્ને બાજુ લડી રહ્યા છે તેમાંના ઘણાખરા—અને ખાસ કરીને નેતાઓ—બે જુદી જીવનદૃષ્ટિવાળાઓ છે. જર્મનોના મન ઉપર હિટલરના નાઝીવાદે કલ્પેલી જર્મન પ્રજાના વર્ચસ્વવાળી દુનિયાનું ચિત્ર અંકાયેલું છે. હિટલરે અનેકવાર જાહેર કરેલું છે કે પ્રજાતંત્રની સંસ્થા મરણપથારીએ છે. વ્યક્તિના આચારની તથા વિચારની સ્વતંત્રતાને ઠેકાણે પ્રજાના સામુદાયિક જીવનની જરૂરિયાત તે આગળ કરે છે. તે વ્યક્તિની સ્વતંત્રતાને લઈ લેતાં પણ અચકાતો નથી. યાહૂદી લોકોનો દ્વેષ નાઝીવાદમાં અજાણ્યો નથી. આખી માનવજાતિ પાસે નાઝીવાદ પોતાની માનીતી રાજકીય, આર્થિક, સામાજિક–અને ધાર્મિક સુદ્ધાં–વ્યવસ્થા સ્વીકારાવવા માગે છે. જે પ્રજા તેનો સ્વીકાર કરવા તૈયાર ન હોય તેની સામે બળ વાપરવું એ જ ઉપાય છે એમ તે જણાવે છે અને તે પ્રમાણે વર્તે છે. એ બળનો ઉપાય અજમાવવાની શક્તિ મેળવવા માટે આખી જર્મન પ્રજાએ હિટલરના નેતૃત્વ નીચે વર્ષો સુધી તનતોડ પ્રયત્નો કર્યાં છે. અને આજે પણ એ હેતુ સાધવા માટે તેઓ ગજબ બલિદાનો આપવાને તૈયાર છે. જર્મની અત્યારે જે લશ્કરી બળનો ઉપયોગ કરી રહ્યું છે તેને એક મહાન નેતા 'mechanical Barbarism – યાંત્રિક બર્બરતા' કહે છે.

બીજી બાજુ અંગ્રેજ, ફ્રેંચ, અમેરિકન, તથા હોલેંડ, બેલ્જિયમ, ગ્રીસ, વગેરે પ્રજાઓ અત્યાર સુધી પ્રજાતંત્રની જે સંસ્થા, અને વ્યક્તિ સ્વાતંત્ર્યને પરિણામે જે માનવસંસ્કૃતિ વિકસેલી છે તેને ઇષ્ટ તરીકે ગણે છે. તેઓ માનવજીવનમાં જે જે વસ્તુઓને અમૂલ્ય ગણતા આવ્યા છે તેમને હવે નિરુપયોગી ગણીને ફેંકી દેવાને તૈયાર નથી. વિચારની, વાણીની સ્વતંત્રતા, ધર્મની માન્યતા વિષે સંપૂર્ણ સ્વતંત્રતા તથા સમાન રાજકીય હક્કોમાં તેઓ માને છે. અત્યાર સુધી જે સંસ્કૃતિ તેમણે વિકસાવી છે, જે જીવન પ્રણાલિ ઉત્તમ ગણી છે, તેમાં સુધારા કરવાને તેઓ તૈયાર થાય પરંતુ તેને એકદમ ફેંકી દેવાને અને સર્વસત્તાધારી, કોઈ સરમુખત્યારની આજ્ઞા પ્રમાણે ચાલવાને તેઓ ના પાડે છે. કોઈ પણ

જાતિ જન્મને કારણે ખાસ હક્કો માટે, યા તો ખાસ શિક્ષા માટે, લાયક નથી એમ તેઓ માને છે. જગતના રાજકીય અને આર્થિક જીવનની ફરીને વ્યવસ્થા કરવી હોય, તો તે પણ પરસ્પર વિચારની આપ-લે વડે, પ્રજાઓની સંમતિથી, સર્વસ્વીકાર કરી શકે એવું બંધારણ ઘડવાથી જ થઈ શકે.

કહેવાનો ભાવાર્થ એ નથી કે જર્મનોની વિચારણા, તદ્દન ખોટી છે. અને અંગ્રેજોની–સામા પક્ષની–સંપૂર્ણપણે સાચી છે. પરંતુ સાર એ છે કે આ યુદ્ધના મૂળમાં જે પરસ્પર વિરોધી આદર્શોની અથડામણ છે,—ભલે, આપણે બન્ને આદર્શોને તથા તેના અનુયાયીઓને અપૂર્ણ ગણીએ.

એટલે જ, સાચો સ્ત્રીપુરુષો જેઓ પ્રેમાળ અને ધાર્મિક વૃત્તિનાં હતાં તેઓ ઓચિંતા માણસ-મારુ અને આગિયા થઈ ગયાં એમ માની લેવાને કશું કારણ નથી. શાંતિ કોને નથી ગમતી? બધા જ શાંતિ માગે છે. પરંતુ કોઈ પણ ભોગે શાંતિ જાળવવી એ કાંઈ માનવજીવનનો ઉચ્ચમાં ઉચ્ચ હેતુ નથી. એ રીતે શાંતિ જાળવવી શક્ય નથી એટલું જ નહિ, શક્ય હોય તો પણ ઇષ્ટ નથી. શાંતિના કરતાં પણ મહાન વસ્તુઓ જીવનમાં હોઈ શકે છે: સ્વતંત્રતા, આબરૂ, આદર્શનું પાલન, પોતાનો ધર્મ વગેરે શાંતિ કરતાં ઘણી અમૂલ્ય વસ્તુઓ છે. તેમને ભોગે જાળવેલી શાંતિ માનવને કલંક લગાડનારી છે.

જર્મનીની માગણીને સંતોષવા માટે, અને એ રીતે શાંતિ જાળવવા માટે યુરોપની મોટી પ્રજાઓના નેતાઓએ પ્રયત્નો નથી કર્યા એમ ભાગ્યે જ કહી શકાય. પરંતુ હિટલરની દાનત જર્મની બહાર વેરાયેલા જર્મનોને એકત્ર કરીને અટકી જવાની હતી જ નહિ. આ બાબત તેણે બેલ્જિયમ, હોલેંડ, નોર્વે, ડેન્માર્ક વગેરે સ્વતંત્ર અને છેવટ સુધી તટસ્થતા જાહેર કરનારી અને જાળવનારી પ્રજાઓ ઉપર વગર કારણે હુમલા કરીને એકથી વધારે વાર પુરવાર કરી આપી છે.

કોઈ કોઈને મારી નાખે એમાં અભિમાન લેવા જેવું કાંઈ જ નથી એ સાચું છે. પરંતુ એવો વિનાશ ઘણીવાર માનવનો ધર્મ થઈ પડે છે. ઉદાહરણ તરીકે, રમખાણના દિવસોમાં કોઈ નિર્દોષ માણસનું ખૂન થતું અટકાવનારને હાથે ગુંડાને ઈજા થાય યા તો તેનું મૃત્યુ થાય એટલા ઉપરથી પોતાનો જીવ જોખમમાં નાખનાર માણસ 'ખૂની', 'હિંસક', કે 'વરુ' ઠરતો નથી. લડાઈ પણ પ્રજાઓ ઉપર આવી પડતો આપદ્-ધર્મ છે. ઇંગ્લાંડના મુખ્ય મંત્રી ચર્ચિલે હમણાં જ જાહેર કર્યું છે (તા. ૧૬-૬-૪૧) કે "માનવજાતિનું ભાવિ ભૌતિક સામગ્રીની ગણતરી ઉપર આધાર રાખતું નથી. જ્યારે મહાન આદર્શો જીવનમાં જાગે છે, અને માનવોના આત્માને ઢંઢોળી ઢંઢોળીને તેમના કુટુંબમાં કુંડાળામાંથી તેમને બહાર ખેંચી જાય છે અને કોઈ ભવ્ય અને દુર્નિવાર પ્રેરણા તેમને આરામ, માલમિલકત અને સુખને એક બાજુ ફેંકી દઈને પોતા તરફ આકર્ષે છે ત્યારે આપણને સમજાય છે કે આપણે પશુ નહિ પણ આત્મા છીએ." પોતાના જીવને જોખમમાં નાખનારા સ્વયં સૈનિકો 'ખૂની', 'હિંસક' કે 'વરુ'ના નામને તો લાયક નથી જ એટલું કહેવું જોઈએ.

વળી લડાઈમાં ભાગ લેનારાઓ પરસ્પર દ્વેષ કરે છે એ માન્યતા પણ સાચી નથી. જ્યારે સામી બાજુના સૈનિકો પકડાય છે, યા તો ઘાયલ થાય છે ત્યારે ઘણીવાર તેઓ સભ્યતાભર્યું, અને કેટલીક વાર તો ઉદાર, વર્તન કરે છે. એનાં અનેક ઉદાહરણો જોવામાં આવે છે.

યુદ્ધને ખાતર યુદ્ધ કરવાનું કોઈને ગમતું નથી. પરંતુ તેથી પોતાની ફરજનો ત્યાગ કોઈ પણ રીતે વ્યાજબી ન જ ગણી શકાય. એટલે, આપણે જોવાનું એ છે કે કોઈ પણ લડાઈ ધર્મયુદ્ધ છે કે નહિ. લડાઈ પોતે સારી કે ખરાબ નથી હોતી. જેવો આદર્શ તેની પાછળ હોય છે તેવી તે બને છે.

ભૂતકાલમાં પણ જોઈશું તો જણાશે કે શિવાજીના જીવનકાર્યનું મૂલ્ય તેનાં બાહ્ય સ્વરૂપ ઉપરથી આંકવામાં નથી આવતું તે વ્યાજબી જ છે. તે એક સાહસિક લૂટારો મટી જઈને સ્વધર્મરક્ષક બની રહે છે. મહારાણા પ્રતાપ અને અકબર વચ્ચે થયેલું હલદીઘાટનું યુદ્ધ અમુક પ્રદેશના લોભને માટે થયેલ સ્વાર્થી લડાઈ મટી જાય છે, અને અનુપમ ક્ષાત્રતેજના ગૌરવનું પ્રતીક બની રહે છે.

ગયા મહાયુદ્ધમાં જેઓ સ્વયંસેવક તરીકે જોડાયા હતા તેમાં અનેક માણસો ઉચ્ચમાં ઉચ્ચ આદર્શથી પ્રેરાયેલા, સર્વસ્વનો ત્યાગ કરનારા પવિત્ર આત્માઓ હતા. કવિ રુપર્ટ બ્રુક, રોનાલ્ડ નીકસન – શ્રીકૃષ્ણ પ્રેમ – જેવા કેટલાએ કેમ્બ્રિજ યુનિવર્સિટીના જુવાન સ્નાતકોએ નાના સરખા ઈંગ્લાંડના ટાપુને ખાતર કે તેના સામ્રાજ્યને ખાતર નહિ પરંતુ વિશાળ માનવજાતિના મહાન આદર્શોને પોતાની નજર આગળ રાખીને આત્મભોગ આપ્યા છે. પોતાનાં બલિદાનથી માનવજાતિની પ્રગતિને માટે પરિસ્થિતિ તૈયાર થશે એવી તેમને દૃઢ શ્રદ્ધા હતી. આજે પણ એવા હજારો જુવાનો પોતાના પ્રાણ અર્પણ કરી રહ્યા છે.

એટલે, મારું કહેવાનું એ છે કે તમે કોઈ આદર્શને ખાતર યુદ્ધમાં જશો, યા તો રમખાણો જેવા સમયમાં તમારું જીવન જોખમમાં નાંખીને વીરતા બતાવશો તેમાં તમને પાપ લાગવાનું નથી એ વિષે નિશ્ચિંત રહેજો. મર્દને માટે કાયરતા જેવું બીજું પાપ નથી એ યાદ રાખજો. અને આ ધર્મયુદ્ધ કરવાનો બોધ આપણા હિંદમાં પ્રાચીન કાળથી આપવામાં આવ્યો છે. હિંદુધર્મમાં ધર્મયુદ્ધને અગત્યનું સ્થાન છે. મહાભારત અને રામાયણ તેના જીવંત સાક્ષી છે. શ્રીકૃષ્ણ, અર્જુન, ભીષ્મ, રામચંદ્ર, પ્રતાપાદિત્ય, સમુદ્રગુપ્ત, હર્ષ વગેરે એનાં દૃષ્ટાંતો પૂરાં પાડે છે.

અહિંસાના પ્રખર ઉપાસકો કહેશે કે કોઈ પણ રૂપમાં ધર્મયુદ્ધ તો અહિંસાત્મક જ હોવું જોઈએ. તો, આપણે એમની એ નવી વ્યાખ્યા અને નવો આદર્શ છે એમ કબૂલ કરીશું. અમુક વ્યક્તિઓની અંગત આધ્યાત્મિક ઉન્નતિ માટે એ પ્રકારનું વ્રત ઘણું ઉપયોગી હોઈ શકે તે પણ સમજી શકાય તેવું છે. પરંતુ સામાજિક જીવનના સર્વે અટપટા પ્રસંગોમાં સર્વત્ર અબાધિતપણે તેનો અમલ થઈ શકે તેમ નથી.

ધર્મયુદ્ધનો આદર્શ પણ માનવના ઈતિહાસ જેટલો જૂનો છે. બળનો આશ્રય લઈને યુદ્ધ કરવાથી કોઈપણ પ્રશ્નનો આખરી ઉકેલ આવતો નથી એમ કહેવામાં આવે તો અહિંસાત્મક ઉપાયોનો પ્રયોગ કરવાથી પણ હિંસા કરનાર વ્યક્તિ કે સંઘ અટકે જ, યા તો

તેનો હૃદયપલટો થાય જ એવો પણ નિયમ નથી એ પણ આપણે ધ્યાનમાં રાખવાનું છે. અને અહિંસાને રાજકીય જરૂરિયાત તરીકે નહિ પરંતુ અબાધ્ય જીવનસૂત્ર તરીકે સ્વીકારનારા તેના એકાંત ભક્તો પણ અનેક તકો મળ્યા છતાં તેનો અમલ કરી શક્યા નથી એ બતાવી આપે છે કે નિર્ભેળ અહિંસાનું આચરણ કેટલું મુશ્કેલ છે.

આપણા દેશની સ્વતંત્રતા હાંસલ કરવા માટે અત્યારની પરિસ્થિતિમાં અહિંસાત્મક ઉપાયો વધારે ઉપયુક્ત છે એમ માનવામાં અને ઉપરના વિચારોમાં વિરોધ નથી. વળી જેમને નિર્ભેળ અહિંસામાં જ શ્રદ્ધા હોય તેઓ તેનું અનુસરણ કરે એ જ વ્યાજબી ગણાય. તેવી જ રીતે જેના અંતરમાં ધર્મયુદ્ધ કરવાનો સાદ થાય તેણે તેનું અનુસરણ કરવું એ જ યોગ્ય છે. પરંતુ પોતાની આજુબાજુ જુલમ, અન્યાય કે ક્રૂરતા થતાં જોઈને કોઈ પણ માણસે હાથ જોડીને બેસી તો ન જ રહેવું જોઈએ.

માનવજાતિ અહિંસાના ઉપાયો અજમાવી અખતરાઓ કરી રહી છે. પરંતુ પ્રજાઓ પ્રજાઓ વચ્ચેના, કે બે વિરોધી આદર્શોના અનુયાયીઓના ઝઘડાઓમાં તેનો પ્રયોગ કરવાને આજની પરિસ્થિતિ અનુકૂળ નથી એ પુરવાર કરવાની જરૂર નથી.



## ( ૨ )

કિશોરલાલ મશરૂવાળા

શ્રી અંબાલાલ પુરાણીએ ઉપર દર્શાવેલા વિચારો પર મને કાંઈ ટીકા કરવા જેવું લાગતું હોય તો તે લેખની સાથે જ છાપી શકાય એ હેતુથી 'પ્રસ્થાન'ના સંચાલકે આ લેખ મને વાંચવા મોકલી આપ્યો. .

સાચું પૂછતાં, આ ચર્ચા લંબાવવાનું મને મન થતું નથી. આપણા જેવા માટે આ ચર્ચા વહેવારુ કરતાં બ્યાસપીઠનો જ વિષય વધારે છે. જે દેશો પર ખરેખરી આફત ઊતરેલી છે, તેમના સુધી આપણા સાચા કે ભૂલભરેલા વિચારો પહોંચવાના નથી; પહોંચે તો યે તેમને તે પર ધ્યાન દેવાને અવકાશ નથી. તેમને માટે તો ઘર સળગ્યા પછી પાણી છાંટી હોલવવું સારું કે ઉપરનો કાટમાલ તોડી પાડી આગને દાબી દેવી સારી, તેના જેવી આ ચર્ચા છે. તે દેશોમાં હજારે કે દશહજારે એકાદ માણસ અહિંસાનિષ્ઠ હશે તો તે પોતાને જોખમે હશે. અને બીજાઓને પોતાના પક્ષમાં ધર્મ છે કે નરી હિંસા જ, પોતાના જર્મન વગેરે કે અંગ્રેજ વગેરે આગેવાનો આ લડાઈ સળગાવવામાં સદોષ છે કે નિર્દોષ — તેનો નિર્ણય કરીને કશું વળે એમ નથી. હિટ્લરને ગાળો દઈને યે સાધારણ જર્મન જનતાને પોતાની આહુતિ આપ્યા વિના છૂટકો નથી, અને અંગ્રેજ મુત્સદ્દીઓને ગાળો દઈને યે સાધારણ અંગ્રેજ જનતાને પોતાની આહુતિ આપ્યા વિના છૂટકો નથી. અને હિંદુસ્તાન! — જો આ ખાંડવવનની આગ આ દેશ સુધી પહોંચી જ, તો જે જે ભાગમાં તે ફેલાશે તેમાં રહેલા હિંસક તથા અહિંસક બન્ને પ્રકારના નાગોને તે અસહાયપણે બળવા મથશે. તે વખતે જે બચશે તેમાંથી ઘણાક તો પુરુષાર્થ કરતાં દૈવયોગથી બચેલા

હશે. કેટલા અહિંસાવાદી અહિંસામાં શ્રદ્ધા રાખતાં છતાં હિંસા કરી બેસશે, અને કેટલા હિંસાવાદી હિંસાને ચોગ્ય સમજતાં છતાં નાશી જશે કે સંતાઈ જશે, અને કેટલા અહિંસાને નામે નિષ્ક્રિય થશે, તથા કેટલા મુત્સદ્દી ડહાપણને નામે ચડાઈ કરનારને સલામી ભરશે કે શરણ જશે — એ તો ભગવાન જ જાણે છે. સાચા-ખોટાની પારખ તો તે વખતે જે થાય તે ખરી.

પણ એટલું તો નક્કી કહી શકાય કે એ દાવાનળ આવ્યો જ, તો તે વખતે જે શક્તિ સાધનસંપત્તિ વિનાની અને નિઃસહાય જેવી પ્રજાને જે શક્તિ એકત્ર રાખી અને કરી શકશે, તથા આપત્તિનો ધીરજથી સામનો કરવા કાંઈક પણ પ્રેરણા આપી શકશે, તે અહિંસાની જ હશે. હિંસાની શક્તિ તે વખતે પ્રજામાં ફૂટ પડાવવા તથા અંદર અંદરના ઝઘડાઓ વધારવા, અને શત્રુ સાથે સમાધાન કરવા તથા સ્વાર્થ સાધવામાં ખર્ચાતી હશે.

ત્યારે, જેમના ઉપર પ્રત્યક્ષપણે યુદ્ધની આફત નથી, તેમને માટે 'ધર્મયુદ્ધ' એ શબ્દ શાસ્ત્રાર્થનો વિષય ભલે થાય. જેઓ તેમાં સંડોવાયેલા છે તેમને માટે પોતાના કે શત્રુઓના મુત્સદ્દીઓના દોષોને લીધે આવી પડેલી આફત સિવાય બીજો એ શબ્દનો અર્થ નથી. 'આપદ્-ધર્મ'નો સાચો અર્થ આપત્તિ પ્રસંગે કરવાનું કર્તવ્ય એવો થવો જોઈએ. પણ અહીં તો એનો અર્થ એટલો જ છે કે નઠારું આવી પડેલી વેઠ. મહત્ત્વાકાંક્ષી મુત્સદ્દીઓ એનું ગમે તેવી પુષ્પિત વાણીથી પ્રવચન કરે, બન્ને પક્ષના લાખો સૈનિકોને માટે એ અનિવાર્યપણે આવી પડેલું કામ એ વિના બીજો અર્થ નથી.

કોઈ પણ યુદ્ધ બન્ને પક્ષે ધર્મ્ય હોય એમ બની શકે ખરું ? બન્ને પક્ષે અધર્મ હોય એમ તો બને. ત્યારે વધારેમાં વધારે કોઈ એકને માટે એ ધર્મયુદ્ધ કહી શકાય. જ્યાં બન્ને પક્ષો તેનો દાવો કરતા હોય, અથવા એમાંથી એક જ પક્ષની વાત આપણી આગળ રજૂ થતી હોય, અને જ્યાં બન્નેનો પૂર્વ ઈતિહાસ ઉજ્જવળ ન હોય ત્યાં કોનું ધર્મયુદ્ધ છે એ ઠરાવવાનું આપણી પાસે સાધન જ નથી એમ કહેવું જોઈએ. અને તે સ્થિતિમાં, આપણે માટે ધર્મયુદ્ધની એક જ કસોટી હોઈ શકે. તે એ કે એમાંથી કયો પક્ષ ધર્મ સાચવીને — *ન્યાય, નીતિ, સચ્ચાઈ વગેરે જાળવીને — લડાઈ કરે છે ? બન્ને વચ્ચે લડાઈ તો થાય છે,* કાપાકાપી અને ધનસંપત્તિનો નાશ તો બન્ને પક્ષે થાય છે, પણ બન્ને એવા નીતિમાન છે કે એક બીજાને વિષે જૂઠો પ્રચાર કરતા નથી, એક બીજાની નિર્દોષ પ્રજાને મારતા નથી, છળ, કપટ, વિષપ્રયોગ વગેરે કરતા નથી, જે આદર્શોને પોતે માને છે, તેના ઉજ્જવળ અંશનો પૂરેપૂરો અને નિષ્પક્ષ અમલ કરે છે, કમમાંકમ લડાઈની ધર્મનીતિ તો બરાબર સાચવે છે જ : આવું પ્રમાણપત્ર જો યુદ્ધમાન રાષ્ટ્રોને આપી શકીએ તો હિંસાત્મક હોવા છતાં હું ઘડીભર તેને ધર્મયુદ્ધ કહેવા તૈયાર થઈશ. એક પક્ષને પણ એવું પ્રમાણપત્ર અપાય તેમ હોય તો યે તેના પૂરતું એ તે ધર્મયુદ્ધ છે એમ સ્વીકારીશ. પણ જ્યાં કોયલ કાગડાને કાળો કહે તેના જેવી બન્ને પક્ષે વાત હોય ત્યાં 'ધર્મયુધ્ધ' જેવા શબ્દને માટે સ્થાન જ ક્યાં ?

જેટલા માણસો લડે છે તે સ્વભાવથી ચરુઓ છે એમ હું પણ નહિ કહું. મહાન આશયો અને આદર્શોવાળા ઉદારબુધ્ધિ સ્ત્રી-પુરુષો પણ યુધ્ધમાં ભાગ લે છે એનો યે હું

ઇન્કાર નહિ કરું. પણ હું એટલું અવશ્ય કહું છું કે યુદ્ધમાં પ્રજાને વરુ બનવાની તાલીમ અને પ્રેરણા અપાય છે જ. શત્રુનાં માથાં રોળવાનો નશો ન ચડાવે એવો યુદ્ધપ્રચાર જાણ્યો નથી. તે છતાં બે પક્ષના સૈનિકો વચ્ચે મિત્રતાઓ બંધાય છે, તેનું કારણું એટલું જ છે કે સૈનિકો સ્વભાવતઃ વરુ નથી હોતા. શું કામ તેમને વરુ બનવું પડે છે તે બરાબર સમજતા પણ નથી હોતા. અને તેથી, ઉશ્કેરણીના આવેશમાં કામ પૂરતું વરુત્વ પ્રગટાવી દે છે, પણ તે નશો ઊતરતાં સ્વભાવસિદ્ધ માનવપ્રકૃતિને અનુસરે છે. છતાં, તેમને તથા તેમની પ્રજાને કોઈ ને કોઈ રીતે તે ઉશ્કેરણીનાં અવનતિકારક પરિણામો ભોગવવાં તો પડે જ છે.

"લડાઈ પોતે સારી કે ખરાબ નથી હોતી. જેવો આદર્શ તેની પાછળ હોય તેવી તે બને છે" — એ વિધાન મને વધારે પડતું લાગે છે. બહુ તો એમ કહી શકાય કે "લડાઈ અનિષ્ટ છતાં ઘણી વાર અનિવાર્ય હોય છે, અને જીવનના ઉચ્ચ આદર્શોની રક્ષાને માટે સારા માણસને યે તેમાં ભાગ લેવાનો ધર્મ થઈ પડે છે." — આવું સુધારેલું વિધાન સ્વીકારીને યે એક સાવચેતી લેવાની જરૂર રહે છે. અમુક યુદ્ધની સાથે અમુક આદર્શનો સંબંધ છે એમ કહેવા માત્રથી તે માની લઈ શકાય નહિ. ખરે જ એવું છે કે નહિ તે વિચારવું જોઈએ. એ દૃષ્ટિએ યુરોપની આ લડાઈ બે જુદા જુદા આદર્શો વચ્ચેની અથડામણ છે એમ કહેવાતું મેં ઘણું સાંભળ્યું છે ખરું. એમાં કેટલી સચ્ચાઈ છે તે વિષે હું શંકાશીલ હોઈ પુરાવો માગી શકું છું: હું એટલું જાણું છું કે ગઈ કાલ સુધી ઇંગ્લંડ, ફ્રાંસ, જર્મની, ઇટલી અને અમેરિકા સર્વેને મતે કેવળ સામ્યવાદ જ નાશ કરવા યોગ્ય વસ્તુ હતી. નાઝીવાદ ઉત્તેજન આપવા જેવો હતો. હવે સામ્યવાદ તો ચલાવી લઈ શકાય, પણ નાઝીવાદ નાશ કરવા યોગ્ય વસ્તુ બની છે. પણ, લોકશાહીનું પ્રથમ દરજ્જાનું હિમાયતી કહેવાતું ફ્રાંસ તેમાંથી નીકળી ગયું છે. બ્રિટિશ સામ્રાજ્યનું એક અંગ, અને ઇંગ્લંડના નિકટ પડોશી આયરલંડનું હજુ 'લોકશાહીની રક્ષા માટે' રુંવાડું યે ફરકતું નથી. શુક્લ પક્ષના ચંદ્રની પેઠે લોકશાહીની દિવસે દિવસે વધતી તારીફ કરનાર ઇંગ્લંડ પ્રત્યે, તેના પર આટલી આફત ઊતરેલી હોવા છતાં, બીજી ગોરી પ્રજાઓની યે સહાનુભૂતિ વધતી જણાતી નથી. જૂના મિત્રો તેને વળગવા કરતાં છોડવા વધારે તત્પર લાગે છે. દક્ષિણ આફ્રિકામાં બે પક્ષો પડેલા જ છે. અમેરિકા, કેનેડા ને ઑસ્ટ્રેલિયા કોઈ આદર્શ પ્રત્યેના ઉમળકાને લીધે ઇંગ્લંડને મદદ કરવા વહારે ચડેલા છે એમ માનવાને કશો પુરાવો નથી.

પણ આમાં મારી ભૂલે થતી હોય. નાસ્તિક બુદ્ધિથી હું લડાઈમાં પડેલાં 'લોકશાહી' રાજ્યોને અન્યાય કરતો હોઉં. સાચે જ તેઓ એક મહાન આદર્શ માટે 'ધર્મયુદ્ધ' કરતાં હોય. તો યે પૂછવાનું મન થાય છે કે, આ લોકશાહી વિ૦ નાઝીશાહીમાં હિંદુસ્તાન — બલકે સન્વર્ણું (બિન ગોરી) પ્રજાઓ — ને માટે કયું સ્થાન છે? લોકશાહીનો કેટલો અમૂલ્ય લાભ લાલ, કાળી, ઘઉંવર્ણી પ્રજાઓને ભાગે આવવાનો છે કે જેથી લોકશાહી અને નાઝીશાહી વચ્ચેનો ફેરફાર લાલ, કાળી ને ઘઉંવર્ણી પ્રજાઓને સ્પષ્ટપણે દેખાઈ આવે? મારી કલ્પનાહીન બુદ્ધિ એ બે આદર્શો વચ્ચેનો ભેદ કેવળ શ્રવણથી સમજી શકતી નથી. રસોઈની પરીક્ષા ચાખીને થાય, વખાણ સાંભળીને નહિ. તેમ સિદ્ધાન્તની પરીક્ષા તેના અમલથી થાય, પ્રતિપાદન સાંભળીને નહિ. લોકશાહીના આદર્શમાં પોતાને કેટલી આસ્તિકબુદ્ધિ છે તેનું પ્રમાણ ઇંગ્લંડ હિંદુસ્તાન વગેરેની દબાવેલી પ્રજાઓને મુક્ત કરીને આપે.

☆

# સ્વારી

નાથાલાલ દવે

રાજા ! તારી ભવ્ય સવારી,
ના જાણ્યું આ પંથે આજે આવશે ભવ્ય સવારી,
સ્વાગત તારું કરવા મેં તો કંઈ ન કરી તૈયારી.

ઉપવનનાં ફૂલો ના વીણ્યાં, ગૂંથી ના કંઈ માલા,
આંગણ મારા દ્વારે ના પ્રગટાવી દિપક-જ્વાલા;
અક્ષત કુંકુમે થાળ ભર્યો ના, ના કંઇ ધૂપ સુગંધી,
કેસર અંબર ઘૂંટવા ભૂલી, શૂન્ય મને રહી ઝંખી.
ઉંબર મારું હજી અણ-લીંપ્યું, બંધ હજી મુજ બારી,
રાજા ! તારી ભવ્ય સવારી.

ત્યાં તો સિન્ધુ શતશત સૂરે ગાન રહ્યો લલકારી,
વનમાં વેગે વાયુ વાયા તારી છડી પુકારી;
કોટિ કોટિ કિરણોનાં પુંજે શણગી વ્યોમ-અટારી,
ઉષા તણા ઉજ્વલ રંગો તેં ધ્વજ પર લીધા ધારી,
રાજા ! આવી ભવ્ય સવારી.

રથની રેણુ ઊડે ઝળહળતી, નોબત ગગડે ન્યારી,
અગણિત તારા અનુચર ઘૂમે વિધવિધ શસ્ત્રો ધારી;
મંગલ શંખધ્વનિ ગાજી રહે, કંપે કાયા મારી,
સ્વાગત તારું મેં જે રચ્યું ના, કંઇ ન કરી તૈયારી,
રાજા ! આવી ભવ્ય સવારી.

તારો રથ આવ્યો મુજ દ્વારે, હું શે વિધ વધાવું ?
શરમે મારી ધડકે છાતી, ક્ષોભ હું કેમ છુપાવું ?
વેદના-વ્યાકુલ હૃદયે તારે ચરણે શીશ નમાવું.
ઓ રે દયામય ! આ કરુણા શી ? કર મુજ લીધો ઝાલી,
આંખનાં આંસુ લુછી, રથમાં મને દળવે દીધ બેસારી;
રાજા ! તારી ભવ્ય સવારી.

☆

# બ્રાહ્મણ

લેખક : સ્વ. રવીન્દ્રનાથ ટાગોર
અનુ૦ : નાથાલાલ દવે

સંધ્યાસૂર્ય અસ્ત થતાં સરસ્વતીતીરે વનઘટામાં અંધકાર છવાયો છે. વનાન્તેથી ઋષિકુમારો મસ્તકે સમિધનો ભાર વહીને, નિસ્તબ્ધ આશ્રમમાં પાછા ફર્યા છે. તપોવનની ગૌશાળામાં સ્નિગ્ધશાંત આંખોવાળી શ્રાન્ત હોમધેનુઓ ચરીને પાછી આવી છે. સંધ્યા-સ્નાન સમાપ્ત કરીને કુટિરના આંગણામાં હોમાગ્નિના પ્રકાશમાં ગુરુ ગૌતમની આસપાસ સર્વેએ આસન લીધાં છે. શૂન્ય અનન્ત આકાશમાં ધ્યાનમગ્ન મહાશાન્તિ છે. નિઃશબ્દ શિષ્યોની પેઠે નક્ષત્રમંડળી કુતૂહલથી સ્તબ્ધ બની બેઠી છે. આખો આશ્રમ એકચિત્તે સાંભળી રહ્યો. મહર્ષિ ગૌતમ બોલ્યા, "હે વત્સો ! હવે હું બ્રહ્મવિદ્યા સમજાવું છું. સહુ ધ્યાનથી સાંભળો."

એ સમયે નાના કરપૂટમાં અર્ઘ્ય લઈને એક તરુણ બાલક આસન પાસે આવ્યો. ઋષિના ચરણપદ્મે ફળફૂલ સમર્પીને, ભક્તિપૂર્વક પ્રણામ કરીને, કોકિલકંઠે સુધાસ્નિગ્ધસ્વરે તે બોલ્યો, "ભગવન ! બ્રહ્મવિદ્યા શીખવાનો અભિલાષી છું. મારા નિવાસસ્થાન કુરુક્ષેત્રથી એ માટે આવ્યો છું. સત્યકામ મારું નામ છે."

એ સાંભળી સ્મિત હાસ્ય હસી, સ્નેહશાન્ત વાણીથી મહર્ષિએ કહ્યું, "હે સૌમ્ય ! કુશળ હો. તારું ગોત્ર કયું ? હે વત્સ ! માત્ર બ્રાહ્મણને જ બ્રહ્મવિદ્યા શીખવાનો અધિકાર છે."

બાલક ધીરેથી બોલ્યો, "ભગવન ! ગોત્રની મને ખબર નથી. આપ અનુમતિ આપો તો માતાને પૂછી કાલે પાછો આવીશ." એમ કહી ઋષિના ચરણે પ્રણામ કરી સત્યકામ ચાલી નીકળ્યો. ઘન અંધકારભરી વનઘટામાં થઈને, ક્ષીણ સ્વચ્છ શાન્ત સરસ્વતી ઓળંગીને, રેતીવાળા કાંઠે સુષુપ્તિમૌન ગ્રામપ્રાન્તે માતાની કુટિરમાં તેણે પ્રવેશ કર્યો.

ઘરમાં સંધ્યાદીપનો પ્રકાશ હતો. માતા જબાલા પુત્રના આવવાના માર્ગ સામે જોતી દ્વારમાં ઊભી હતી. માતાએ તેને છાતી સરસો દબાવી, સ્નેહથી મસ્તક સૂંઘી, કલ્યાણકુશળ પૂછવા લાગી. સત્યકામે કહ્યું, "કહો તો હે જનની ! મારા પિતાનું શું નામ ! મારો કયા વંશમાં જન્મ ? દીક્ષા માટે હું ગૌતમઋષિ પાસે ગયો. ગુરુએ મને કહ્યું, 'વત્સ ! માત્ર બ્રાહ્મણને જ બ્રહ્મવિદ્યાનો અધિકાર છે.' કહો તો માતા ! કયું મારું ગોત્ર ?"

[ અનુસંધાન પૃ. ૧૦૦

# Rabindranath Tagore

A void in the Indian sky—
    Paralysed glance in pity's eye
    A seagull flapped flagwise
Green as midnight oceans
    Raging like an angry cyclone
    Relentless crushing of storm-voices
A dead star fell weeping into far eternity.

Strange cloud-shadows overcast an evergreen land
A frail bard, of delightfully insolent song
An artist, painter of twelve kings' jewel-bright robes
Singer who enchanted swan-breasted critical queens
Knight-errant who quelled the overhanging dusk
    Is alas! no more
                no more
                    no more,
Dolorous beat the erstwhile glad hearts of baffled bairns,
A priest divine's spirited away—
Behind him only a sleepless load of uneasy corpses.

—P. R. KAIKINI

th August 1941
BOMBAY

# રવીન્દ્રનાથ ટાગોરને*

[ વસંતતિલકા ]

ખાલી અરે ગગન ભારતનું ! અને આ
કારુણ્યમૂર્તિ દગદગિ ઢળી; કપાઈ
કો ક્રૌંચ પાંખ; ધ્રુધવે નિશીથે સમુદ્ર–
લીલો, રુંધે તુમુલ મારુત ક્રુદ્ધ શબ્દે;
આનંત્યોનાં ઉડાણે દૂર દૂર, ખર્યો કેન્દ્રને એક તારો.

શિલ્પી, કલાનિધિ, અનેક નૃપેંદ્રના તું
રત્ને સજે વસન. ગાયક ! મુગ્ધ કીધી
હંસસ્તના તરુણીઓ તુજ ગાનથી તેં,
ચીરે અસિથી પટ ગૌરજનો તું વીર,
હા, તું નથી ! નહિં હવે, નથી તું, નથી તું.

આજે હતાં શિશુ ઉરે હજી મોહભીનાં
ભસ્માશ તે, ધણકતાં અવ એ વ્યથામાં,
ત્વન્નાત્મ ઓગળી ગયો શુરુ દેવતત્વે,
પૂંઠે અસ્વસ્થ, નિદ્રારહિત ઝુર્યો ગયો પ્રેતના પુંજ માત્ર.

હરિશ્ચંદ્ર ભટ્ટ



* પ્રભાકર દેકિનીના અંગ્રેજી કાવ્યનો મુક્ત અનુવાદ.

અનુસંધાન પૃ. ૯૭ ]

વાત સાંભળીને અવનતમુખે મૃદુકંઠે માતાએ કહ્યું, "યૌવનમાં દારિદ્રદુઃખમાં અનેકની પરિચર્યા કરીને હું તને પામી છું. ભર્તૃહીના જબાલાને ખોળે તું જન્મ્યો છે. હે તાત! તારું ગોત્ર હું જાણતી નથી."

બીજે દિવસે તપોવનના તરુશિરે પ્રસન્ન નવીન પ્રભાત જાગી ઊઠયું. શિશિર સુગંધભર્યા, ભક્તિઅશ્રુથી ધોવાયેલ નવીન પુણ્યછટા જેવા તરુણ પ્રકાશમાં, વૃદ્ધ વડની નીચે ગુરુ ગૌતમની આસપાસ પ્રાતઃસ્નાન કરેલા સ્નિગ્ધ સુંદર, આર્દ્રસિક્ત જટાવાળા, શુચિદર્શન, સૌમ્યમૂર્તિ, સમુજ્જ્વલકાય તાપસબાળકો બેસી ગયાં છે. વિહગોનાં ગીત, મધુકરનું ગુંજનગાન, પાણીનો કલધ્વનિ એ સર્વ સાથે વિચિત્ર તરંગ કંઠોના સંમિલિત સૂરમાં શાન્ત સામગાન ગંભીરમધુર રવથી જાગી ઊઠે છે.

એ વખતે સત્યકામે પાસે આવી ઋષિચરણે પ્રણામ કર્યો. ઉદાર દૃષ્ટિથી સામું જોઈ તે ઊભો રહ્યો. આચાર્યે તેને આશીષ આપીને પૂછ્યું, "હે પ્રિયદર્શન! હે સૌમ્ય! કયું તારું ગોત્ર?" શિર નમાવી બાળકે કહ્યું, "ભગવન્! મારું ગોત્ર કયું તેની ખબર નથી. માતાને પૂછ્યું ત્યારે તેણે કહ્યું, 'સત્યકામ! ઘણાની પરિચર્યા કરી તને પામી છું. ભર્તૃહીના જબાલાને ખોળે તું જન્મ્યો છે. ગોત્ર હું જાણતી નથી.'"

એ વાત સાંભળતાં, મધપૂડામાં કાંકરી પડતાં ચંચલ મધમાખીઓ ગણગણાટ કરવા લાગે તેમ, છાત્રોમાં મૃદુસ્વરે વાતો શરૂ થઈ. સહુ વિસ્મય પામ્યા. કોઈ હસવા લાગ્યા; કોઈ આ લજ્જાહીન અનાર્યનો અહંકાર જોઈ તેને ધિક્કાર આપવા લાગ્યા. આસન પરથી ગૌતમઋષિ ઊભા થયા અને હાથ પહોળા કરીને બાળકને આલિંગન કરીને બોલ્યા, "હે તાત! તું અબ્રાહ્મણ નથી. તું દ્વિજોત્તમ છે. સત્યકુલમાં તારો જન્મ થયો છે."

( ચિત્રામાંથી )



## મચ્છરને

ચૂસેછ તું, મચ્છર, લોહી મારું,
છતાં દિસે તું મુજને દયાળુ;
તું પેટ પૂર્યા સુધી ફક્ત ચૂસે,
ન ઝેરમાં તું મુજ રક્ત મૂકે.*

હરિહર ભટ્ટ

* છેલ્લી લીટી D. H. Lawrenceના એક કાવ્ય પરથી સૂચિત થયેલી છે.

# ઉકરડો

ઠાકોરભાઈ ભાણાભાઈ નાયક

હા ને ના જેમ સંપૃક્ત, હા–નાની અચલા મતિ
યાચતો : વન્દતો આજે, ગિરીશ ગિરિજા વળી.
નિર્બંધો બાંધવા સેંલા, મંદધીને કદી નહીં:
ગાંગડો સુંઠનો ધાલી, ગાંધીઆટું કરી રહો!!
"ઉર્કડા" સામ્બન્ધુ ને, ભીમાશંકર બાતરે;
વજ્રીધ્યા મણિમાંથી હીરા જેહવી મહ્ગતિ.

**ઘૂર** ત્યાં ઉકરડો : ઇત્યાદિ કહેવતોથી ગંદકી, અવ્યવસ્થા અને કંટાળો જ સૂચવતી આ વસ્તુ છે એવો પૂર્વગ્રહ બાંધી બેઠેલ મનને આ શીર્ષક જોતાં જ મારા પ્રત્યે અણગમો થશે. કોઈ મારી અરસમાં રાચવાની વૃત્તિને નિંદશે યે ખરું. પણ, થોભજો જરા. એમ નકામો ક્રોધ કરવાનો નથી. તમને ઉકરડાનો અનુભવ જ નથી; નહીંતર —, અથવા, ભલેઃ તમારી સઘળી નિંદા આ વિષયને સ્પર્શી ચૂકેલ મારા પુરોગામીઓને લાગશે; મારે શું?!

જ્યાં ગાવળ પોતાનાં ઝીણાંઝીણાં પાનોનું ગાન ઉકરડાને સંભળાવી રહે છે ત્યાં એકાદ વાડામાં ગ્રીષ્મના બળબળતા બપોરે દરિયાકાંઠેથી વંટોળીઓ ફેરફુદરડી ફરતો આવે; અને સૂતા ઉકરડાને જગાડે: "ચાલ ભાઈ ચાલ. યૌવનતણો આ પહોર ઘોરવાને ન હોય! કંઈ ઉખેડીએ; કંઈને કાયર કરીએ. આ સિવાય જગદુદ્ધારનો રસ્તો મને તો નથી દેખાતો." ત્યારે ઉકરડો જવાબ આપેઃ "ભાઈ, રાખ. હું તો મૂળમાંથી ક્રાન્તિ કરવા માગું છું. ધીરે ધીરે કામ લઈશ; પણ અડગ એવી ઈમારતો બાંધીશ." વાત તો ખરી. આંધીમાં ગાંડી જવાંમર્દી છે; સર્જનશક્તિ નથી. ખંડન છે, મંડન નથી. જ્યારે ઉકરડો ચાર મહીના થોભશે; ખેતરોની માટી સાથે આત્મૈક્ય સાધશે; અને પછી ચોમાસાની છેલ્લી વાદળી એકાદ અશ્રુસાથે વિદાય લેશે ત્યારે એ પોતાની હસતી ખેતરોનાં પીળાંપીળાં અનાજોમાં છે એમ દાખવશે!! ધીરે ધીરે થતા સુધારામાં જ સાર છે એમ જાણનાર દલપતરામનું એનામાં ડહાપણ છે; એનામાં ગાંધીજીની ક્રાન્તિશક્તિ છેઃ વિસર્જન–સર્જન બંનેની.

સર્જનને માટે તપ અનિવાર્ય છે; અને ઉકરડાનું તપ એવું હોય તો જેમાંથી ભવન્તિ ભૂતાનિ તે અન્નનું સર્જન ન થઈ શકે. ઘરગામનો બાર માસનો ગમે તે કચરો એની તપોઝાળમાં બળીને શિવવિભૂતિ બને છે. રવિબાબુ કહે છેઃ "અસત્યના પંકમાંથી સત્યનું બીજ કદાપિ ન ઊગે. ખરાબમાંથી સારાનો ઉદ્‌ભવ ન જ થાય." જેને લીધે પ્રાણીઓ જીવી રહે છે તે ઉચ્ચ અન્ન જેમાંથી ઉત્પન્ને ત્યારે તેને ખરાબ, અશુચિ કેમ કરી કહીશું? આમ ઉકરડો તો મહાન અને પ્રેરક છે; ગોપાલ અને શિવસદન છે.

દસબાર મહીનાનો કચરો એના પેટાળમાં એકઠો થાય છે. એ બધી અત્યારે નિવૃત્તિ લેતી આપણને નકામી વસ્તુઓ — ચોપડીનાં પાનાં, કેરીની છાલ, સૂતરના તૂટચાતૂટયા દોરાઓ — એમની સાથે પોતાનાં સ્મરણો લેતાં આવે છે — ઘરમાંથી અને જગતમાંથી.

એકમેકને કહેવાનાં હોય, પણ કહેવાતું નથી; તેથી તેમનાં અન્તર જલી ઊઠે છે: ઉકરડામાં ઉષ્મા પ્રકટે છે. માનવજીવનમાં પણ એવું જ નથી શું? ભૂલો, સ્મરણો, અનુભવો મરજી હોય છતાં કહેવાતાં ન હોય ત્યારે હૃદયમાં કેટલું મન્થન — અને તેને પરિણામે અગ્નિ — ઉત્પન્ન થાય છે?? અતિજ્ઞાનને લઈને સહદેવને આમ થયું હતું; થોમસ હાર્ડીની યુસ્ટેશિયા બાઈનો અનુભવ પણ આની સાહેદી પુરે છે. માનવીમાંથી પ્રગટેલો આગ સામેના માણસને બાળે નહીં તો આર્દ્ર તો કરે જ. કાંત વાંચીને સહદેવને માટે સહાનુભૂતિ કોને ન થઈ હોય? ઉકરડાની પેલી ઉષ્માથી આપણને અસર નથી થતી શું??

આજકાલ સુધારાનો પવન વાવા માંડ્યો છે. "ચાલો ગામડાંમાં"ની વર્ડ્ઝવર્થે પાડેલી બૂમ આજે સંભળાય છે. લોકો અમારા ગામડામાં શું સુધારવાના હતા? જેટલા અંતરના દોષો ગામના તેટલા તો શહેરના યે છે. બાહ્યજીવનના સુધારામાં પેલો કલ્યાણકારી ઉકરડો પ્રથમ લક્ષ્ય બને છે. એને સુધારતાં ગામ સુધરશે એમ એઓ કહે છે. અમને વાંધો નથી. એની અસ્તવ્યસ્ત બાંધણીમાં યાંત્રિક અક્કડતા આવી જશે તો એનાં કાવ્યામૃત પછી સોંઘાં નહીં રહે હો! પણ જગતમાં ગરીબ બિચારી કવિતાનું કોને પડ્યું છે?!

અને પડ્યું હોય તો ઉકરડાના કાવ્ય વગર ચલાવી શકશે...પણ, ઉષાની નીલ આંખો હજી તો ઊંઘમાં છે ત્યાં ખેડૂતને ખેતરે જવા, વેદપાઠીને વેદ ભણવા અને ગામમાં રહેતા કો વૃદ્ધ વર્ડ્ઝવર્થને સવારના અનિલની ધીમી લુચ્ચી ગોષ્ઠીઓ સાંભળવા પ્રેરતો સૂર્યનો હેરલ્ડ કૂકડો દીર્ઘ અને સંગીતમય સૂર ક્યાંથી કાઢશે?? પરદેશમાં યે ખુદાને ન ભૂલતો અફઘાન મસ્જીદમાં ઊંચે ચડી અલ્લાને પુકારે; તેમ કૂકડો પણ ઊંચે ઉકરડે ચડીને જ ગાવાનો. કૂકરેકૂકની કવિતા ઉકરડાને લઈને છે: શિયાળામાં જરા વહેલા ઊઠી દાતણ કરવા બેસીએ ત્યાં પેલા ઉકરડામાંથી ઢગલાબંધ નીકળતી અને ઊંચે સુધી ગયેલી વરાળ જોવામાં આવે — જાણે સદેહે સ્વર્ગે જવાને માટે કોણે બાંધેલ રસ્તો; ગપ્પાં મારતા અને ભેળા થયેલા ડોસાઓની બીડીઓનો ધુમાડો!! ચોમાસાના થોડા દિવસો ગયા ન ગયા હોય ત્યાં તો ઉકરડે નાખેલા ગોટલામાંથી બબ્બે પાન અને નાજુક થડવાળા આંબા ફૂટી નીકળે; લાલ લાલ પાંદડાં અને નાજુક હરિત થડ વરસાદથી ભીંજાઈ એટલાં ધ્રૂજે — જાણે વરસાદે ભીંજાતી નાની નૂરજહાં!!!

એની બીજી મહત્તા જણાવી લઈશ. આ તરફ લગ્નને દિવસે ઉકરડી નોતરવાનો રિવાજ છે, કારણ વધારે માલુમ નથી. એને કુળદેવ-દેવી માનવામાં આવે છે. મધુમાસનો માતરિશ્વા વહેલી સવારે સુતેલી મધુમાલતીને ઝીણાં ગાયને જગાડે, મીરાંનાં ભજનો એના ગિરિધર નાગરને જાગ્રત કરે, તેમ ઉત્સાહી તરુણીઓનાં ઉદ્વાહનાં મંગલ કોકિલગીતો અર્ધી ઊંઘમાં રહેલ ઉકરડીને કહે છે:—

"ઉકરડી રે અમે નોતરી
કે નોતર્યાં ચારે ય દેવ...."

આપણે યે આપણા આત્મદેવને આમંત્રીએ અને શુભ કામમાં પ્રવૃત્ત થઈએ. અસ્તુ.

☆

# કોલાબાની વેધશાળા : શતાબ્દિ

[ એક ટૂંકી નોંધ ]

ડૉ. એન. એમ. શાહ

**મુંબઈની** સુપ્રસિદ્ધ કોલાબા 'ઓબ્ઝર્વેટરી'—વેધશાળા આ વર્ષે પોતાની શતાબ્દિ ઊજવે છે. ઈ. સ. ૧૮૨૩માં કંપની સરકારના હુકમથી વેધશાળા બાંધવા કોલાબામાં એક સ્થળ પસંદ કરવામાં આવ્યું હતું : ઈ. સ. ૧૮૨૬માં વેધશાળા બંધાઈને તૈયાર થઈ, પરંતુ કોઈ પણ પદ્ધતિસર વૈજ્ઞાનિક અવલોકનો નોંધવાનું કામ ત્યાં થતું નહિ.

આ નિષ્ક્રિયતા ૧૫-૧૬ વર્ષ સુધી ચાલી અને ઈ. સ. ૧૮૪૧માં રીતસર નોંધ રાખવાનું કામ શરૂ થયું. આ વેધશાળાના પ્રથમ વેધશાસ્ત્રી મિ. કુર્નીન નીમાયા હતા. તેમને આપવામાં આવેલાં યંત્રોમાં ખૂબ ખામીઓ હતી, એટલે એ બધાં વિલાયત પાછાં મોકલવામાં આવ્યાં હતાં. લંડનની રૉયલ સોસાયટીએ કરેલી ભલામણો અનુસાર પદ્ધતિસર અવલોકનો નોંધવાનું કાર્ય ૧૮૪૧માં શરૂ થયું અને હવામાન, લોહ-ચુંબકતા અને સમયને લગતાં સિગ્નલો—આટલા વિષયોથી વેધશાળાએ પોતાની પ્રવૃત્તિ શરૂ કરી હતી. ૧૮૬૫ની સાલમાં મુંબઈ સરકારે વેધશાળાને લગતી સુધારણાર્થે એક સમિતિ નીમી અને તેની ભલામણોમાં મુખ્ય એ હતી કે આધુનિક યંત્રો મંગાવવાં અને બાહોશ તેમ જ યોગ્ય લાયકાત ધરાવતો નિયામક નીમવો. આ ભલામણોનો અમલ તુરત કરવામાં આવ્યો અને એ જ વર્ષમાં મિ. સી. ચેમ્બર્સને નિયામક તરીકે ગોઠવવામાં આવ્યા. મિ. ચેમ્બર્સને એફ. આર. એસ. તરીકે ચૂંટાવાનું મહામાન મળ્યું હતું.

૧૮૬૫ થી ૧૮૯૪ ના ત્રીસ વર્ષના ગાળામાં મિ. ચેમ્બર્સની દેખરેખ નીચે વેધશાળામાંથી ઉપયોગી પ્રકાશનો પ્રગટ થયાં: પૃથ્વીની લોહ-ચુંબકતા અને હવામાન એ બન્ને વિષયોમાં શોધખોળ હાથ ધરવામાં આવી હતી. ૧૮૯૬ માં મિ. ચેમ્બર્સના અવસાન બાદ ડૉ. એન. એ. એફ. મૂસની નિમણૂક થઈ. ૧૮૯૮માં ધરતીકંપના આંચકા અને તેને લગતો વિશેષ અભ્યાસ કરવા બ્રિટિશ એસોસિયેશનની સમિતિના કાર્યક્રમ અનુસાર એક ધરતીકંપ-માપકયંત્ર વેધશાળામાં ગોઠવવામાં આવ્યું. વેધશાળાની હયાતિનો આ પૂર્વાર્ધ.

ઈ. સ. ૧૮૯૯માં વેધશાળાનું સંચાલન હિંદી સરકારે મુંબઈ સરકાર પાસેથી પોતાના હાથમાં લીધું. વીસમી સદીની શરૂઆતમાં (૧૯૦૦માં) મુંબઈમાં વિજળીક બળ દાખલ કરવાનું નક્કી થયું એટલે લોહ-ચુંબકતાને લગતું કાર્ય કોલાબામાંથી કાઢીને કોઈ એવી જગ્યાએ ખસેડવાનું નક્કી થયું કે જ્યાં વિજળીની અસર પરિણામો પર બનાવટી

અસર ન કરી શકે. એટલે લોહ-ચુંબકતાના વિષયમાં શોધખોળ માટે એક નવી પ્રયોગશાળા અલીબાગમાં બાંધવામાં આવી અને એ વિષયને લગતું સઘળું કાર્ય ત્યાં ૧૯૦૬માં પાકે પાયે લઈ જવામાં આવ્યું. આ વિષયને લગતું છેલ્લાં ૬૦ વર્ષ દરમ્યાન કરેલ સુંદર કાર્ય ડૉ. મૂસે "કોલાબા મેગ્નેટીક ડેટા" એ નામના ગ્રંથમાં એકત્રિત કરી પ્રસિદ્ધ કરેલ છે.

૧૯૩૦ માં વાતાવરણીય વિજળી અને બીજા એવા વિદ્યુતને લગતા પ્રશ્નો પર નિયમિત અવલોકનો શરૂ કરવામાં આવ્યાં. વરસાદનાં વાદળાં અને ગર્જના કરતાં વાદળાંઓની હિલચાલ અંગે થતાં વિદ્યુતીય ક્ષેત્રમાં પરિવર્તનો અને તેને લગતો અભ્યાસ પણ કરવામાં આવ્યો છે. 'પૃથ્વી-પ્રવાહો'ને લગતી તપાસ પણ કરવામાં આવી છે. ધરતીકંપને લગતી શોધખોળનું કાર્ય પુષ્કળ વિસ્તારવામાં આવ્યું છે અને ૧૯૩૭થી હિંદની બધી વેધશાળાઓના ધરતીકંપ-માપક યંત્રોના પૃથક્કરણ કરેલા અવલોકનો ત્રૈમાસિક રૂપે પ્રગટ કરવામાં આવે છે.

કોલાબા અને અલીબાગની વેધશાળાઓ હિંદના geophysical શોધખોળનું એક સુંદર કેન્દ્ર છે: પૃથ્વીની લોહ-ચુંબકતા, હવામાન, ભૂકંપ અને વાતાવરણીય વિદ્યુત્ — આ વિષયોમાં નિયમિત અવલોકનો કરી ઉપયોગી માહિતી આ વેધશાળાઓ એકઠી કરે છે. સમયની નિયમિતતા અર્થે તારાઓનું અવલોકન પણ રાખવામાં આવે છે. દરિયાઈ ઘડિયાળોને સાચો સમય પૂરો પાડવાનું પણ કામ કરવામાં આવે છે. વેધશાળા લોહ-ચુંબકતા, હવામાન, ખગોળ અને ભૂકંપ માપવા માટે આધુનિક યંત્રોની પૂરેપૂરી સગવડવાળી છે. ૧૮૪૧ માં ગોઠવેલાં કેટલાંક યંત્રો હજી પણ નિયમિત રીતે રોજીંદા ઉપયોગમાં લેવાય છે. આવાં જૂનાં યંત્રોમાં હવાનું દબાણ માપવાનું યંત્ર (Barometer) અને વર્ષાદ માપવાનું યંત્ર (raingauge) ખાસ ધ્યાન ખેંચે છે.

આ ટૂંકી નોંધ કોલાબા વેધશાળા જેવી એક સૈકાજૂની સંસ્થાની સવિસ્તર માહિતી આપી ન શકે, પણ તેની લોકોપયોગી પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવા પૂરતી છે. આ વેધશાળા હજી વધારે લોકોપયોગી નીવડે એમ ઇચ્છી વિરમીએ.

# લંબકર્ણ

મૂળ લેખક : પરશુરામ
અનુવાદક : મોહનદાસ પટેલ.

રાયબહાદુર વંશલોચન બેનર્જી એક મોટા જમીનદાર, ઓનરેરી મૅજિસ્ટ્રેટ, એસેમ્બ્લીમૅન, રોજ સાંજે તળાવને કિનારે હવા ખાવા જાય. ચાળીસ વટાવ્યા પછી કાયા જરા સ્થૂળ થઈ ગઈ છે, તેથી ડૉક્ટરોએ સલાહ આપી કે તેમણે રોજ ચાલવાની કસરત કરવી, અને ભાત તથા પૂરી ખાવાં નહિ. ખાવામાં માત્ર કચોરી અને તે પણ બેચ વાર.

થોડીવાર આમતેમ ટહેલાં મારવાથી વંશલોચનબાબુ થાકી ગયા અને તળાવને કિનારે જરા ઊંચી એવી જગા જોઈ તે ઉપર રુમાલ પાથરી ધીમેથી બેઠા. ઘડિયાળ જોયું—સાડા છ વાગી ગયા છે. જેઠ મહિનો ઊતરી રહેવા આવ્યો છે. ચોમાસુ પણ ક્યારનું ય સિલોન સુધી પહોંચી ગયું છે. અહીં પણ કોઈ દિવસ જો વાવાઝોડું કે તોફાન આવી પહોંચે તો નવાઈ નહિ. વંશલોચને ઊઠવાની તૈયારી કરતાં કરતાં બર્માચિરુટનો એક લાંબો દમ ખેંચ્યો. એવામાં એમને થયું કે જાણે પાછળથી કોઈ તેમના પહેરણનો છેડો ખેંચે છે અને મૃદુ સ્વરે હું હું હું હું કરે છે. પાછળ જોયું તો એક બકરો!

ખૂબ હૃષ્ટપુષ્ટ બકરો. સીસમ જેવું કાળું અને લપસણું શરીર, લાંબા લટપટીઆ કાન ઉપર કુળા પરવર જેવાં બે શીંગડાં. ઉંમર વધારે નથી—હજી મૂછો પણ ફૂટી નથી. વંશલોચનબાબુ બોલ્યા : "અરે, આ વળી ક્યાંથી ટપકી પડ્યું? આ કોનું લવારું છે? આટલામાં કોઈ જણાતું તો નથી."

બકરે કંઈ જવાબ ન વાળ્યો, પણ તેમને અડી ઊભો અને લોલુપ નેત્રે બાબુજીને નીહાળવા લાગ્યો. વંશલોચને તેના માથામાં ધક્કો મારી કહ્યું : "જા નાસ, ભાગો અહીંથી." બકરો પાછલા પગ ઉપર ઊભો થઈ ગયો અને આગલા બે પગ વાંકા વાળી, માથું એક બાજુ વાંકું રાખી રાયબહાદુરને એક માથું માર્યું.

રાયબહાદુર નવાઈ પામ્યા. ફરી એકવાર ધક્કો માર્યો. બકરો ફરી પાછો ઊભો થયો અને એકદમ તેમના હાથમાંથી ચિરુટ લઈ લીધી. ચિરુટ ઉદરસ્થ થયા પછી તે બોલ્યો : "ઑર્-ર્-ર્?"—અર્થાત્ બીજી છે?

વંશલોચનના સિગારકેસમાં માત્ર એક જ ચિરુટ હતી. તે તેમણે બહાર કાઢી બકરાને આપી દીધી. બકરાને આથી ન તો ચક્કર આવ્યા, કે ન તો ઊલટી થઈ અથવા ન તો એવા પ્રકારની બીજી કોઈ જાતની અસર પણ દેખાઈ. બીજી ચિરુટ પણ ખતમ કરી ફરીવાર પૂછ્યું : "ઑર્-ર્-ર્!" વંશલોચને કહ્યું : "હવે નથી. તું હવે જા. હું પણ ઊઠું."

બકરાને વિશ્વાસ ન બેઠો, તેથી ખીસ્સાં તપાસવા લાગ્યો. વંશલોચનબાબુએ નિરુપાય થઈ ચામડાની સિગારેટકેસ ઉઘાડી બકરા આગળ ધરી ને કહ્યું : "વિશ્વાસ જો ન બેઠો

ાય તો આ રહી જો; છે કંઈ?" બકરે એક ઠૂંસો મારી સિગારેટકેસ ખેંચી લીધી અને ાલવા લાગ્યો. રાયબહાદુરે ક્રોધ કરવો કે હસવું કંઈ નક્કી ન કરી શકવાથી કહી નાખ્યું: સુ–સાલ્લા."

અંધારું થવા આવ્યું. હવે વધારે મોડું કરવું સારું નહિ. વંશલોચને ઘર તરફ પગલાં ાંડયાં. 'બકરીબાઈનો બેટડો' પણ સાથ છોડે એવો નહોતો. વંશલોચનબાબુ જરા ગિજાયા ણ કરે શું? કોનો બકરો, ક્યાંથી આવ્યો, વગેરેની કંઈ ખબર નથી: પાસે પણ કોઈ ખાતું નથી કે જઈને પૂછે. બકરો પણ માથાનો મળ્યો, હાંકી કાઢે છે છતાં જતો નથી. વે તો ઘેર ગયા. સિવાય બીજો ઉપાય ન રહ્યો. રસ્તામાં જો વળી એનો ધણી મળી જાય ો ઠીક, નહિ તો પછી કાલે સવારે કોઈ પણ જાતની વ્યવસ્થા કરાશે.

ઘેર આવતાં રસ્તામાં વંશલોચનબાબુએ બહુ તપાસ કરી, પણ બકરા સંબંધી કોઈ ખરાબર ભાળ ન આપી શક્યું. બિચારાએ નિરુપાય થઈ નક્કી કર્યું કે હમણાં તો તે જ તેને પાળશે.

એકદમ વંશલોચનના મનમાં કાંટો ભોંકાયો. હમણાં તેમને પત્ની સાથે અણબનાવ છે. આજે પાંચ દિવસથી અબોલા. એમનો દામ્પત્ય કલહ આડમ્બર વિના ઉત્પન્ન થાય. નહિ જેવું સાધારણ કારણ, તેમાંથી બેચાર જુદાં વાગ્બાણ છૂટે, પછી કેટલાક દિવસ અહિંસક અસહકાર, વાતચીત બંધ,—છેવટે એક દિવસ એકદમ સંધીનો સફેદ વાવટો ફરકે અને ભેગાં થઈ જાય. આવું તો ઘણીવાર થવાનું, તેથી ખાસ ચિન્તા કરવાનું કારણ નથી. પણ આજે દહાડો બરાબર અનુકૂળ આવે તેમ નથી. ગૃહિણીને જાનજનાવર બિલકુલ ગમતાં જ નથી. વંશલોચનને એકવાર કૂતરો પાળવાનો શોખ થયો હતો, પણ ગૃહિણીનો વિરોધ એટલો બધો સખત કે બિચારા વંશલોચનને હારી જવું પડ્યું. એક તો ઘરમાં તકરાર ચાલે છે અને તે ઉપર જો બકરો લઈ જાય તો તો પછી આવી બનવાનું. તેમાં વળી પાછી બકરાની અસહ્ય દુર્ગંધ. આ તો બળતામાં ઘી હોમવા જેવું થશે.

ચાલતાં ચાલતાં રાયસાહેબે પત્ની સાથે કાલ્પનિક વાગ્યુધ્ધ શરૂ કરી દીધું. એક લવારું પાળવું તેમાં બીજાને પૂછવાની શી જરૂર છે? પોતાનો શોખ પૂરો કરવાનો અધિકાર શું તેમને નથી? પોતે મોભાવાળા અને બેપાંચ માણસોમાં માનપાન પણ મેળવે. બેલેઘાટાના રસ્તા ઉપર તેમનું એક આલેશાન મકાન અને જમીન જાગીર પણ ઘણી. પોતે ઈલકાબવાળા ઓનરરી મેજિસ્ટ્રેટ—પચાસ રૂપિયા સુધીનો દંડ કરી શકે, એક મહિના સુધી જેલમાં પણ બેસાડી શકે. તેમને વળી દુઃખ શેનું, શરમ શેની, અને 'નર્વસનેસ' પણ શેનું? વંશલોચનબાબુ વારંવાર પોતાના મનને મનાવવા લાગ્યા—તે કોઈની પણ પરવા કરતા નથી.

વંશલોચનના દીવાનખાનામાં જે સાંજે ડાયરો જામે, તેમાં કેટલાંય રાજ્ય-રજવાડાનાં શ્રાદ્ધ થવાનાં. અહીં કોઈ પણ પ્રસંગ એવો નહિ રહેવાનો કે જેની ચર્ચા ન થાય. લાટ-સાહેબની, સુરેન બેનર્જીની, મોહનબાગાનની, પાડોશી અઘરદાસાની સરવણીની, અલિપુરના નવા મગરની અને એવા બીજા કેટલાય વિષયો છે જેની માથાફોડ થવાની. હમણાં લગભગ સાતેક દિવસથી વાઘનું પ્રકરણ ચાલે છે. ગઈ કાલે આ જ વિષયના સંબંધમાં વંશલોચન-

બાબુના સાળા નગેન અને તેમના દૂરના ભાણા ઉદય વચ્ચે બાંય ચડાવવાનો પ્રસંગ આવી ગયેલો. મહામહેનતે બીજા સભ્યોએ તેમને વાર્યા.

વંશલોચનનું દીવાનખાનું પ્રમાણમાં મોટું અને બહુ જ વ્યવસ્થિત રીતે શણગારાયેલું: એટલે કે ઘણી છબીઓ, આયનાઓ, કબાટો, ખુરશીઓ વગેરેથી ભરચક. અંદર પેસતાં પહેલી નજર પડે એક કારપેટમાં ભરેલા ચિત્ર ઉપર. કાળા બૅકગ્રાઉન્ડ ઉપર, આસમાની રંગની બિલાડી. લડાઈનો વખત હોવાથી બજારમાં ધોળો દોરો ન મળવાથી, બિલાડીની આ દશા થઈ છે. આ ચિત્ર બધા સમજી શકે એટલા માટે મોટા મોટા અક્ષરે નીચે લખેલું છે—C A T. તેની નીચે ભરનારીનું નામ—માનિનીદેવી. આ જ આપણા વંશલોચનબાબુનાં ધર્મપત્ની. ભીંતની બીજી બાજુ ઉપર રાધાકૃષ્ણનું એક તૈલચિત્ર છે. કૃષ્ણ, રાધા સાથે કદમ્બની નીચે ઊભા છે. એક મોટો સાપ તેમને વીંટળાઈને પીસી નાખવા પ્રયત્ન કરે છે—પણ રાધાકૃષ્ણના મોં ઉપર તેની જરા જેટલી અસર જણાતી નથી; કારણ કે તે સાચો સાપ નથી—ફક્ત ઉઁઙ્કાર છે. આ ઉપરાંત બીજાં કેટલાંક મેમસાહેબોનાં ચિત્રો છે. તેમના શરીર ઉપર બ્રહ્મદેશની સાડી અને માથા ઉપર કાળા દોરાના લટકતા વાળ, ચોખાની લહીથી ચોંટાડેલા છે. પણ તેમના મોં ઉપરનો પ્રબળ મેમ-મેમ-ભાવ ઢાંક્યો રહેતો નથી તેથી બળપૂર્વક તેમનાં નાક કોચવામાં આવ્યાં છે. ભીંતનાં બે કબાટ ચીનાઈ માટીનાં પુતળાં અને કાચનાં રમકડાંથી ભરપૂર. ઉપર સૂવાના ખંડની ચાર આલમારી બીચોબીચ ભરાઈ જતાં જે બધું વધ્યું તેને નીચે જગા મળી. આ ઉપરાંત પણ બીજો ઘણો આસબાબ છે. જેમકે—રાજારાણીની છબી, રાયબહાદુરના પરિચિત અને અપરિચિત સાહેબોના નાનામોટા ફોટોગ્રાફ, સોનાના ગ્લેટવાળી ફ્રેમમાં મઢાવેલા આયનો, કૅલેન્ડર, ઘડિયાળ, રાયબહાદુરની સનદ, કેટલાક અભિનન્દનપત્રો વગેરે.

આજે પણ વખતસર ડાયરો જામ્યો છે. વંશલોચન હજી સુધી ફરીને આવ્યા નથી. તેમના ખાસ મિત્ર વિનોદ વકીલ કાર્પેટ ઉપર તકિયાને અઢેલીને દૈનિકપત્ર વાંચે છે. નગેન અને ઉદય બહુ જ મુશ્કેલીથી ક્રોધ દાબી રાખી હાંપીને બેઠા છે. કંઈ બહાનું મળે તો તરત જ એકબીજા ઉપર તૂટી પડે.

હવે ઉદયથી શાન્ત ન રહેવાયું. તે બોલી ઊઠ્યો : "ગમે તેમ કહો, પણ વાઘનું માપ કોઈ પણ દિવસ પૂંછડા સાથે ન કહાય. જો એમ હોય તો તો પછી છોકરીનું માપ વાળ સાથે કેમ ન કહાય? મારી જ સ્ત્રીની વેણી ત્રણ ફુટ લાંબી છે, એટલે શું તે આઠ ફુટ લાંબી થઈ ગઈ?"

નગેન બોલ્યો : "જો ઉદય, અમે તારી વહુનું વર્ણન હરગીજ સાંભળવા માગતા નથી. વાઘની વાત કરવી હોય તો કર."

ચૅટર્જી મહાશય તન્દ્રામાંથી ઝબકી જાગ્યા, બોલ્યા : "વાહ રે, તમારે ત્યાં શું વાઘ સિવાય બીજું કોઈ જાનવર જ નથી?"

એટલામાં વંશલોચન બકરો લઈને આવે છે. વિનોદબાબુએ પૂછ્યું : "આહા, સરસ લવારું છે ને કંઈ! કેટલામાં રાખ્યું?"

વંશલોચને બધી હકીકત કહી સંભળાવી. વિનોદે કહ્યું: "ન-ધણીઆતો માલ, ઘરમાં ઝાઝો વખત ન રાખવો એ જ સારું. વધેરી નાખો, કાલે રવિવાર છે થવા દો."

ચૅટર્જી મહાશયે બકરાનું પેટ દબાવી જોઈ કહ્યું: "સરસ હૃષ્ટપુષ્ટ લવારું છે. એની કલિયા કોઈ આબાદ થશે."

નગેન બકરાની ઝાંઘ દબાવી બોલ્યો: "ઉંહૂ, હૉડીકબાબ વધારે સારું થશે. વાટેલા માદાનું અને ડુંગરીનું પ્રમાણ વધારે હશે એટલે બસ."

ઉદય બોલ્યો: "ઓ હો, મારી વહુ તો એવું સરસ ગુલિકબાબ બનાવતાં જાણે છે!"

નગેન ભવાં ચડાવી બોલ્યો: "ઉદય, ફરી પાછો?"

વંશલોચનબાબુ કંટાળીને બોલી ઊઠ્યા: "તમને શું કોઈ જન્તુ જોતાં જ મોંમાં પાણી આવી જાય છે! એક ગરીબ અને અનાથ પ્રાણીને આશ્રય આપ્યો તે શું ફક્ત કલિયા અને કબાબ માટે?"

બકરાની ખબર પડતાં વંશલોચનની સાત વર્ષની છોકરી ટેંપી અને સૌથી નાનો છોકરો ઘેન્ટુ દોડતાં આવી પહોંચ્યાં. ઘેન્ટુએ કહ્યું: "ઓ બાપુ, મારે લવારું ખાવું છે. લવારાનું કા..."

વંશલોચન બોલ્યા: "જા જા, સાંભળી સાંભળી તું પણ ખાઉં ખાઉં શીખ્યો છે."

ઘેન્ટુ હાથપગ લાંબા કરી બોલ્યો: "હા, હું કા-કા-કા કાળજું ખાઈશ."

ટેંપી: "બાપુ, હું લવારાને પાળીશ. મને લાલ પટી આપશો ને?"

વંશલોચન: "સારું ત્યારે, પણ એને જરા ખાવાપીવા દે, પછી એની સાથે રમજે, બસ."

ટેંપી: "લવારાનું નામ શું, કહો ને?"

વિનોદ: "બાસુરેકો, દધિમુખ, મસીપુચ્છ, લમ્બકર્ણ..."

ચૅટર્જી: "લમ્બકર્ણ જ બરાબર છે."

વંશલોચનબાબુ છોકરીને એક ખૂણામાં લઈ જઈ પૂછ્યું: "ટેંપુ, તારી મા શું કરે છે?"

ટેંપી: "હમણાં ન્હાવણીઆમાં ગઈ છે."

વંશલોચન: "બરાબર જાણે છે? ત્યારે તો હવે એક કલાકની નિરાંત. જો, કામ કરનારીને કહે, કે હમણાં જ ઘોડાને માટે પલાળેલા ચણામાંથી થોડાક બહારને ઓટલે લવારાને મૂક. અને જો, એને લઈને તું ઘરમાં ન જઈશ."

અત્યંત ઉત્સાહમાં આવી ટેંપી પિતાની આજ્ઞા ભૂલી જઈ લવારાને ગળે લાલ પટી બાંધી ખેંચતી ખેંચતી તે ઠેઠ અંદરની બાજુ લઈ ગઈ અને બોલી: "ઓ મા, જલદી આવ, જો આ લમ્બકર્ણ, જો તો ખરી, આવ ને?"

માનિની મોં લૂંછતાં લૂંછતાં ન્હાવણીઆમાંથી બહાર આવી બોલ્યાં: "જા, મર અહીંથી, કોણ લાવ્યું? આઘી રહે, આઘી રહે,—ઓ કામ કરનારી, જલદી આ લવારાને બહાર હાંકી મૂક,—ઝાડુ માર, ઝાડુ માર."

ટેંપી બોલી: "વાહ રે, બાપુ એને લાવ્યા છે, હું એને પાળીશ."

ઘેન્ટુ બોલ્યો: "ઘોડો કરી રમીશ."

માનિની બોલ્યાં: "હમણાં જ તારી રમત બહાર કાઢું છું. સારા ઘરનાં માણસો વળી લવારું પાળતાં હશે! બહાર જા, બહાર જા. ઓ પહેરાવાળા, ઓ ચુકન્દરસિંહ —"

'હજુર' બોલતો ચુકન્દરસિંહ હાજર થયો. પાતળું, ખખડી ગયેલું, વૃદ્ધ શરીર; બેઠેલા ગાલ ઉપર દાઢી, આંકડાવાળી મૂછો, બુલંદ અવાજ અને શાનદાર નામ. આને જ જોરે તે ચોર અને લૂંટારાથી ઘરનું રક્ષણ કરે છે.

અંદરનો ભખેડો સાંભળી રાવબહાદુર સમજી ગયા કે હવે યુદ્ધ અવશ્યંભાવી. મનમાં મનમાં બાજી ઠોકતા ઠોકતા અંદર આવ્યા. ગૃહિણીએ તેમના તરફ નજર સરખી પણ ન કરી, અને પહેરાવાળાને હુકમ કર્યો: "બકરાને અભિ નિકાલ દો, દરવાજાની એકદમ બહાર. નહિ તો હમણાં બધું ગંદુ કરી મૂકશે."

ચુકન્દરસિંહ બોલ્યો: "બહુત અચ્છા."

વંશલોચનબાબુએ ઊલટો હુકમ આપ્યો: "જો, ચુકન્દરસિંહ, આ બકરા ચોકની બહાર ગિયા તો તમારી નોકરી ભિ ગિયા."

ચુકન્દરસિંહ: "બહુત અચ્છા સરકાર!"

માનિનીએ સ્વામી તરફ એક અગ્નિમય નયનબાણ છોડ્યું. "કેમ, હતભાગી ટેપી, 'અંધારું' થઈ ગયું — આંસતું નથી? રમ્યા કર તું બકરાને લઈને, હું કાલે જ હાટખોલા જાઉં છું." હાટખોલામાં જ ગૃહિણીનું પીયેર.

વંશલોચન: "ટેપી, જો, કામ કરનારીને કહે કે હું દીવાનખાનાવાળા ઓરડામાં સૂવાનો છું, મારી પથારી ત્યાં કરે. હવે પગથિયાં નથી ચડાતાં. અને જો, રસોયાને કહે, મારે આજે માંસ ખાવું નથી. ફક્ત બેચાર કચોરી, થોડી દાળ, અને જો હોય તો બેત્રણ તળેલા પરવર."

જૂના જમાનામાં તવંગર લોકોના ઘરમાં રુસણાઘર રહેતું. આર્યનારીઓ જ્યારે ક્રોધે ભરાતી ત્યારે તે ઓરડામાં રહેતી. પણ આર્યપુત્રો માટે આવી જાતની વ્યવસ્થા નહોતી તેથી તેઓ એક પત્ની સાથે અણબનાવ બનતાં બીજીને બારણે ઊભા રહેતા. આજકાલ બીજીને બધો ખરચ વધી ગયો તેથી આવો સુન્દર જૂનો રિવાજ અલોપ થઈ ગયો. હમણાં સ્ત્રીઓ માટે એક જ વ્યવસ્થા રહી તે વચલા ઘરમાં સાદડી પાથરી સૂઈ જવાની અથવા વધારે પડતું થયું હોય તો પીયેર ભણી ચાલવા માંડવાની. અને ગૃહસ્થો માટે એક જ ઉપાય તે દીવાનખાનાનો આશ્રય.

જમી પરવારી વંશલોચનબાબુ દીવાનખાનામાં સૂતા છે. અંધારામાં તેમને ઊંઘ નથી આવતી તેથી ઓરડાને એક ખૂણે દીવી ઉપર દીવેલનો દીવો સળગાવી રાખ્યો છે. થોડીવાર આમતેમ તરફડીઆં મારી વંશલોચનબાબુ બેઠા થઈ ઈલેક્ટ્રિક લાઈટ કરી અને ગીતાજી વાંચવા બેઠા. તેમના દુ:ખમાં તે જ માત્ર તેમનો આશરો — પત્ની સાથે અણબનાવ થાય એટલે ગીતા લઈ આમતેમ પાનાં ફેરવે અને આ સંસારની અનિત્યતા સમજવા યથાશક્તિ પ્રયત્ન કરે. કર્મયોગ વાંચતાં વાંચતાં તે વિચાર કરવા લાગ્યા: તેમણે એવો કયો મોટો અપરાધ કરી નાખ્યો કે જેથી માનિની તેમની સાથે આવી રીતે વર્તે છે?

પિયેર જવું છે – ઓહો, કેટલો બધો મિજાજ! તે તો તેને પાછી બોલાવવાનું નામ પણ દેવાના નથી. જ્યારે ગરજ હશે ત્યારે આવશે. ગૃહિણી પોતાની મરજી પ્રમાણે ઘરમાં જે કંઈ કરે તે વંશલોચન જરા પણ વિરોધ સિવાય બધું સહન કરે. આ તે દિવસે પંદર બાજરો, તેવીસ ચૂલેતરાં અને અઠ્ઠીસો રૂપિયાનાં ત્રાંબાપીત્તળનાં વાસણો ખરીદ્યાં, અને ગુન્હો થયો આ બકરા વખતે? હૂંહ, ના જોયાં હોય મોટાં — વંશલોચને ગીતા આઘી મૂકી લાઈટની સ્વીજ બંધ કરી અને બીજી જ ક્ષણે ઘોરવા લાગ્યા.

લમ્બકર્ણ ઓસરીમાં વાગોળતો હતો. બે બર્માચિરુટ ખાધી એટલે નિદ્રાદેવી તેની ઉપર ખીજાયાં છે. રાતે અણધાર્યો જોરથી પવન વ્હેવા લાગ્યો. ઠંડી લાગવાથી તે ગભરાઈ ગયો. દીવાનખાનામાં ટમટમતા દીવાનું ઝીણું અજવાળું દેખાય છે. લમ્બકર્ણે બાંધેલું દોરડું ચાવી નાંખ્યું અને બારણું ઉઘાડું જોઈ ધીરેથી દીવાનખાનામાં દાખલ થયો.

ઠંડી ઉપરાંત તેને ભૂખ પણ લાગી છે. ઓરડામાં ચારે તરફ ફરી વળી ક્યાં શું શું છે તેનો આશરો કાઢી લીધો. ફરસના એક ખૂણામાં કેટલાંક દૈનિકપત્રો છે. તે ચાખી જોયાં, પણ દમ વગરનાં નીકળ્યાં. પછી ગીતાના ત્રણ અધ્યાય સફાચટ કરી ગયો. ગીતા ખાધી એટલે ગળું સૂકાવા લાગ્યું. જરા ઊંચે તિપાથી ઉપર કૂજો છે પણ ત્યાં સુધી તે ન પહોંચી શક્યો. લમ્બકર્ણે પછી દીવા પાસે જઈ દીવેલ ચાખી જોયું, સ્વાદ ઠીક છે. ચપચપ કરી બધું દીવેલ ચાટી ગયો. દીવો બુઝાઈ ગયો.

વંશલોચને સ્વપ્ન જોયું, સંધી થઈ ગઈ છે. પાસુ ફેરવતાં તેમણે એક નરમ ગરમ સ્પન્દનશીલ સ્પર્શ અનુભવ્યો. ઊંઘથી ઘેરાયેલા અવાજે ધીરેથી કહ્યું: " ક્યારની આવી!" ઉત્તર મળ્યો: " ઇં ઇં ઇં ઇં!"

ભમરાણનો અધ્યાય મંડાયો. ચોર — ચોર — વાઘ હૈ — એઈ સુકન્દરસિંહ — જલદી આઓ — નગેન — ઉદય—જલદી આવો — મારી નાખ્યો!

સુકન્દરસિંહ તેની મુંગેરની બંધૂકમાં દારુ ભરવા બેઠો. નગેન અને ઉદય લાઠી, છત્રી જે જેના હાથમાં આવ્યું તે લઈ દોડી આવ્યા. માનિની પણ હાંફતાં હાંફતાં નીચે આવ્યાં. વંશલોચન થોડીવારે શુદ્ધિમાં આવ્યો. લમ્બકર્ણને બેત્રણ લગાવી દીધી તેથી બેં બેં કરવા લાગ્યો. વંશલોચનબાબુને વિચાર આવ્યો, વાઘ હોત તો સારું થાત. માનિનીને વિચાર આવ્યો એ જ દાવનો છે.

સવારના પહોરમાં વંશલોચને સુકન્દરસિંહને ફૂલિયામાં કોઈ સારો માણસ બકરો પાળવા રાજી છે કે નહિ તેની તપાસ કરવા મોકલ્યો. ઘણે તેવા માણસને તે બકરો આપવા ઈચ્છતા નહતા. તેમને તો એવો માણસ જોઈતો હતો, જે બકરાની બરાબર સંભાળ લે, પૈસાના લોભથી તેને વેચે નહિ અને માંસના લોભથી તેને મારી નાખે નહિ.

આઠ વાગી ગયા છે. વંશલોચનબાબુ બહાર ઓટલા ઉપર ખુરસી ઉપર બેઠા છે, હુક્કો મુંહે છે. વિનોદબાબુ અને નગેન 'અમૃતબજાર' પત્રિકામાં ડેલાહાઉસી 'વર્સેસ' મોહનબાગાનની મેચની ખબર વાંચે છે. ઉદય હાકુસનો ભાવ કરે છે. એટલામાં સુકન્દરસિંહે આવી સલામ કરી અને કહ્યું: " લાટુબાબુ આયે હૈ. "

બેત્રણ મિત્રો સાથે લાડુબાબુએ ઓટલા ઉપર આવી નમસ્કાર કર્યા. તેમના બધાના ઢંગ લગભગ એક જ જાતના, — ગરદન ઉપરના વાળ અસ્ત્રાથી મુંડેલા, માથા ઉપર મોટો સેંથો, કપાળ ઉપર જુલ્ફાં ફેણની જેમ પડેલાં છે. હાથ ઉપર રિસ્ટવૉચ, ઘુંટણ સુધી લાંબું ઝીણું પહેરણ; તેની નીચેથી ગંજીની આભા દેખાય છે. પગમાં આંચવાળી મોજડીઓ અને કાનમાં અરધી બળેલી સીગારેટ.

વંશલોચને પૂછ્યું: " આપ લોકો ક્યાંથી આવો છો ?"

લાડુબાબુ બોલ્યા: " અમે બેલેઘાટા કેરોસિન બેન્ડવાળા. બેંડમાસ્તર નટવર નન્દી. તે જ હું. લોકો લાડુબાબુ કહી બોલાવે છે. સાંભળ્યું છે કે તમારે એક બકરો આપી દેવાનો છે, તેથી તેની ચોક્કસ તપાસ કરવા આવ્યા છીએ."

વિનોદે પૂછ્યું: " તમે ડબ્બો વગાડતા હશો એમ ?"

લાડુબાબુ: " ડબ્બો શેનો ? રીતસરનો કૉન્સર્ટ. આ ભાઈ નવીન નિયોગી ક્લારિયોનેટ,— નરહરિ નાગ ફ્લુટ, — આ નવકુમાર નન્દન ફિડલ. આ સિવાય બીજા અમે ઓગણિસ જન છીએ. બર્મા ઓઈલ કંપનીમાં કામ કરીએ છીએ. નાનાસાહેબનું લગન થયું તે દા'ડે અમને ફીસ્ટ આપી હતી. અમે બૅંડ વગાડ્યું તેથી સાહેબે ખુશ થઈ અમને 'કેરોસિન બેંડ'નો ઇલ્કાબ આપ્યો.

વંશલોચન: " જુઓ, મારી પાસે એક બકરો છે, તે હું તમને આપું, પણ—"

લાડુ: " અમે ઓગણિસ જન છીએ, એક બકરે કેમ પરવડશે ? કેમ ખરું ને નરહરિ ?"

નરહરિ: " જરૂર, જરૂર."

વંશલોચન: " હું એક શરતે આપું કે આ બકરાને તમારે સારી રીતે ઉછેરી મોટો કરવો. અને વેચવો નહિ, તેમ મારવો પણ નહિ."

લાડુ: " આ તો આપ કંઈ નવી જ વાત કહેતા લાગો છો. બાબુજી, સારા માણસો વળી બકરો પાળતા હશે ?"

નરહરિ: " બકરી નહોય કે દૂધ દેશે."

નવીન: " અરે પક્ષી નહોય કે ભણશે."

નવકુમાર: " અને ઘેટા ન હોય કે કામળો થશે."

વંશલોચન: " તે ગમે તેમ હોય. નકામી વાતો કરવાનો મને વખત નથી. બોલો, લેશો કે નહિ ?"

લાડુબાબુ માથું ખંજવાળવા લાગ્યા. નરહરિ બોલ્યો: " આવા સારા માણસ આટલું બધું કહે છે તો લઈ લોને લાટબાબુ."

વંશલોચન: " પણ યાદ રાખજો કે તેને તમે વેચી શકશો નહિ અને મારી પણ શકશો નહિ."

લાડુ: " આપ એ સંબંધી બેફિકર રહો. લાડુ નન્દીની વાત ઉપર વિશ્વાસ રાખો."

લમ્બકર્ણને લઈ એલેધારા કેરોસિન એન્ડ જતું રહ્યું. વંશલોચનબાબુ દ્વિધાયુક્ત સ્વરે બોલ્યાઃ "મારા બેટાઓ ઉપર વિશ્વાસ બેસતો નથી." વિનોદ લાંબો નિસાસો નાખી બોલ્યોઃ "ચિન્તા કરવા જેવું નથી, તમારો બકરો હવે ગંધર્વલોકમાં રહેશે. નુકસાન થયું આપણને."

સાંજનો ડાયરો જામ્યો છે. આજે પણ વાઘનું જ પ્રકરણ ચાલે છે. ચેટર્જી મહાશયે કહ્યું: "ત્યાં જ તમારી ભૂલ થાય છે. વાઘ જેવું જુદું પ્રાણી જ નથી. તે તો માત્ર અવસ્થાફેર, જેમ ઈયરના કીડામાંથી પતંગિયું. તમે તો આજે ડારવીન શીખ્યા – અમે આ બધું નાનપણથી જ જાણીએ છીએ. આપણા રાયબહાદુરે બકરો આપી સારું કામ કર્યું. કાપી હજમ કરી ગયા હોત તો તો બરાબર, પણ તેને ઘરમાં મોટો થવા દેવો – ઉંહું."

વંશલોચનબાબુ નવી ગીતા લઈ અનન્યચિત્તે તેનો અભ્યાસ કરે છે, – નાયં ભૂત્વા વા ન ભૂયઃ, એટલે કે આત્મા એકવાર જન્મ્યા પછી ફરી જન્મતો નથી એવું નથી. અજો નિત્યઃ – અજો એટલે બકરમ્. હવે બકરો વચમાં નથી તેથી સંધી થાય તો થાય ખરી.

વિનોદે વંશલોચનને કહ્યું: "હે કૌન્તેય, તું શ્રીભગવાનને થોડીવાર બંધ રહેવા કહે અને ચેટર્જી મહાશયની વાત સાંભળ. આથી તું બળ પામીશ."

ઉદય બોલ્યો: "તે વખતે જ્યારે હું સિમલા ગયો હતો—"

નગેનઃ "જૂઠું શા માટે બોલે છે ઉદય? મને ચોક્કસ ખબર છે કે તું સિલવા સુધી જ ગયો હતો."

ઉદયઃ "વાહ, સિમલામાં તો મારા ઘરડા સસરા રહે છે. મારી પત્ની તો ત્યાં જ ઉછરીને મોટી થઈ છે. અને તેથી જ તેનો રંગ આટલો બધો—"

નગેનઃ "ખબરદાર ઉદય."

ચેટર્જી: "શું કહેતો હતો – હા, સાંભળો. અમારા મજિલપુરના ચરણ ઘોષાલને ત્યાં એક બકરો હતો. તેનું નામ લુટે. મારો બેટો ખાઈ ખાઈને મોટો મુંડ જેવો થયેલો. શું તેનાં શીંગડાં અને શી તેની દાઢી! એક દિવસ ચરણને ઘેર, પૂરી, ઘેટાંના માંસની કલિયા વગેરેની મિજબાની હતી. હાથ ધોતાં જોયું કે લુટે ઘેટાંનું માંસ ખાય છે. મેં કહ્યું: 'જો ચરણ, હમણાં જ તું આને વિદાય કરી દે – છોકરાં છૈયાં લઈ સંસારી થા, બીક નથી લાગતી?' ચરણે માન્યું નહિ. ગરીબની વાત તો ધીરેથી ફળે. તેને બીજે જ દિવસે લુટે અલોપ થઈ ગયો. ખોળી ખોળી ક્યાં ગયો વગેરેની ધમાલ ચાલી. એક વરસ પછી એ બકરો સુન્દરવનમાં મળ્યો. હવે તેને શીંગડાં નહોતાં એમ કહીએ તોપણ ચાલે. દાઢી પણ લગભગ ઘસાઈ ગઈ છે, મોં એકદમ તાબરા જેવું, રંગ જાણે કાચી હળદર જેવો, અને તેની ઉપર મેશ જેવા ચટાપટા દેખાય છે. તે બોલ્યો: 'લુટે, ઓ લુટે!' અને લુટે પાછો જે હુંકાર કર્યો કે બધા દૂરથી નમસ્કાર કરી પાછા ફર્યા."

"લાટુબાબુ આવે છે."

મિત્રમંડળ સાથે લાટુબાબુ પધાર્યા છે. લમ્બકર્ણ પણ સાથે છે. વિનોદે કહ્યું: "કેમ છો અંદમાસ્તર, કેમ પધારવું થયું?"

લાડુબાબુનું લાવણ્ય હવે પહેલાં જેવું રહ્યું નથી. વાળ પણ વીખરાયેલા છે. આંખો ઊંડી ઊતરી ગઈ છે. પહેરણ પણ ફાટી ગયું છે. આંખમાં આંસુ સાથે રોતે સ્વરે બોલ્યા : "મારું નસીબ પૈસેટકે બધી રીતે ફૂટ્યું. ઓ હો : હો : હો."

નરહરિ બોલ્યો : "આહા, આ શું કરો છો લાડુબાબુ? હજુર હાજર છે પછી શું, બધું બરાબર થઈ જશે. રડો છો શા માટે?"

વંશલોચનબાબુએ બીતાં બીતાં પૂછ્યું : "શું થયું છે, કંઈ કહો તો ખરા?"

લાડુ : "આ બકરો —"

ચૅટર્જી : "હુંહ, હું નહોતો કહેતો?"

લાડુ : "ઢોલનું ચામડું ફાડી નાખ્યું, ફીડલની તાંત ખાઈ ગયો, હારમોનિયમની ચાવી કરડી નાખી છે. અને – અને – મારા પહેરણનું ખિસ્સું કાપી અંદરથી નેવું રૂપિયાની નોટો – ઓ હો હો હો."

નરહરિ: "ગોઠીયાં કરી ગયો છે! આ બકરો નહોય હજુર, શયતાન છે. બધું જ ગયું. હવે લાડુબાબુનો જીવ તમારી આશાએ વળગી રહ્યો છે."

વંશલોચન : "ખરી મુશ્કેલીમાં મૂકયો."

નરહરિ : "માફ કરો હજુર, લાડુની દશા તો જરા જુઓ. કંઈક વ્યવસ્થા કરી આપો — બિચારો માર્યો જશે."

વંશલોચનબાબુ જરા વિચાર કરી બોલ્યા : "એક જુલાબ આપી દીધો હોય તો?"

લાડુબાબુ ગભરાતે અવાજે બોલ્યા : "મહાશય, આ તમારો કેવી રીતનો ન્યાય? રૂપિયાના દુઃખમાં મરું છું અને તેની ઉપર જુલાબ આપવાની વાત કરો છો!"

વંશલોચન : "ના, ના; તમને શા માટે આપવો પડે — આ તો બકરાની વાત ચાલે છે."

નરહરિ : "હાય હાય, હજુર! હજી તમે બકરાને ઓળખતા નથી. ક્યારનું તો એણે હજમ કરી નાખ્યું હશે. નોટ તો નોટ પણ સાથે ફીડલની તાંત, ઢોલનું ચામડું, હારમોનિયમની ચાવી, અને મારાં કરતાલ પણ —"

વિનોદ : "લાડુબાબુનું માથું એકલું જ આખું રહેવા દીધું છે."

વંશલોચનબાબુ બોલ્યા : "જે થવાનું હતું તે થઈ ગયું. વિનોદ, હવે તું કોઈ રસ્તો કાઢી આપ, જેથી બિચારાનું નુકસાન ન થાય, અને મારી ઉપર પણ વધારે પડતો જુલમ ન થાય. બકરો ઘેર રહેવા દો. કાલે જે થાય તે કરીશું."

ઘણા આંકડા મંડાયા પછી સો રૂપિયામાં નિકાલ કર્યો. વંશલોચને એથી વધારે ખેંચતાણ ન કરવા દીધી. લાડુબાબુનું મંડળ રૂપિયા લઈ જતું રહ્યું.

લમ્બકર્ણ પાછો આવ્યો સાંભળી ટેંપી દોડી આવી.

વિનોદે કહ્યું : "ટેંપીરાણી, તારી માને જલદી કહી આવ કે કાલે અમે અહીં જમીશું. પૂરી, બદામપિસ્તાનો માવો, માંસ —"

ટેંપી : "હવે બાપુજી માંસ ખાતા નથી."

પં

વિનોદ: "શું કહે છે? કેમ ખરી વાત છે કે વંશુ? હવે તો પ્રેમ એક બકરામાંથી વિશ્વબકરા સુધી પહોંચ્યો કેમ? સારું, તું ન ખાઇશ, અમે છીએ. જા તો ટપુ, માને કહે, બધી વ્યવસ્થા કરી રાખે."

ટેપી: "એ વાત નહિ બને. મા અને બાપુને હમણાં તકરાર ચાલે છે. બોલતાં પણ નથી."

વંશલોચને ધમકાવી કહ્યું: "બહુ ડાહી છે – ચૂપ રહે – તું બહુ જાણતી હશે. જા અહીંથી, બહુ મોટી ડાહી થવા આવી."

ટેપી: "અમને જાણે ખબર પડતી નહિ હોય એમ? ત્યારે મા ખાલી ખાલી કહેતી હશે—ટેપી, પંખો ઠીક કરવાનો છે, — ટેપી, આ મહિનામાં બીજા બસો રૂપિયા જોઈએ છે. તમને કેમ સીધું કહેતી નથી?"

વંશલોચન: "ચૂપ ચૂપ, લવારો ન કર."

વિનોદ: "હે રાયબહાદુર, છોકરીને હવે વધારે ન સતાવો, બધું પોગળ બહાર પડી જશે. હાલત બરાબર નથી કેમ?"

વંશલોચન: "આટલા દિવસમાં તો પતી જાત, પણ આ બકરે બધી મુશ્કેલી ઊભી કરી."

વિનોદ: "બેટા કુલાંગાર વિભીષણ, તું પણ શા માટે આટલું બધું મમત્વ રાખે છે? ખાઈ ન શકતો હોય તો રઝડતો મૂકી દે. પાણીમાં રહેવું અને મગરે સાથે વિવાદ કર્યે ચાલવે?"

વંશલોચન ઊંડો નિઃશ્વાસ નાખી બોલ્યા: "જોઉં છું, કાલે જે તે એક નક્કી કરી નાખીશ."

આ રાત પણ વંશલોચનને દીવાનખાનામાં વિરહશયનમાં વિતાવવી પડી. બકરાને ઘોડારમાં બાંધ્યો હતો તેથી તોફાન કરે તેમ ન હતું.

* * *

બીજે દિવસે સાંજે સાડાપાંચને સુમારે વંશલોચન ફરવા જવાની તૈયારી કરી. આમ-તેમ નજર નાખી લીધી કે કોઈ જોતું કરતું નથી. ને. ગૃહિણી અને બાળકો ઉપર છે. નોકર ચાકર અંદર કામમાં ગૂંથાયેલા છે. સુન્દરસિંહ તિક્કડ બનાવવા લોટ બાંધે છે. લમ્બકર્ણ ઘોડારમાં બાંધેલો છે અને દોરડાની જગ્યામાં જેટલી બને તેટલી કુદાકુદ કરે છે. વંશલોચન બકરાને લઈ ધીરે ધીરે બહાર નીકળ્યા.

રસ્તામાં કોઈ ઓળખીતા મળી જાય તેથી વંશલોચને સીધો રસ્તો ન લેતાં ગલીકુચીનો રસ્તો લીધો. રસ્તામાંથી એક પડીકું લાલ જલેબી ખરીદી ખીસ્સામાં મૂકી. થોડીવારમાં નિર્જન સ્થાનમાં તળાવ ઉપર આવી પહોંચ્યા.

આજે લમ્બકર્ણને પોતાને હાથે વિદાય આપવાના છે. જ્યાંથી એકવાર મળ્યો હતો ત્યાં જ છોડી દેવાના છે. — જે તેના કપાળમાં લખ્યું હશે તે થશે. યોગ્ય સ્થાને આવી વંશલોચને જલેબીનું પડીકું બકરાને ખાવા માટે આપ્યું. ખીસ્સામાંથી કાગળનો એક કટકો કાઢી લખ્યું:

"આ બકરો મને એલિઘાટના તળાવ ઉપરથી મળ્યો હતો. પાળી ન શકવાથી ફરી પાછો તે જ સ્થાને મૂકી જાઉં છું. અલ્લા, કાલી, ઈશુના સોગન છે, કોઈ એને મારશો નહિ."

કાગળ લખી રહ્યા પછી તેની ગડી કરી એક નાની પતરાંની પેટીમાં બંધ કરી લમ્બકર્ણના ગળામાં બાંધી દીધો. ત્યારબાદ વંશલોચનબાબુએ હેલવહેલો બકરાના શરીર ઉપર ધીરેથી હાથ ફેરવી લીધો અને ધીરે ધીરે ખસી ગયા. ને વખતે લમ્બકર્ણ ખાવામાં મશગુલ હતો.

દૂર ગયા પછી વંશલોચનબાબુ વારંવાર પાછળ ફરી જોવા લાગ્યા. લમ્બકર્ણ ખાવાનું પૂરું કરી આમતેમ નજર નાખે છે. જો તેમને જોઈ જાય તો તેમનો પીછો પકડશે. બીજી બાજુ આકાશ પણ અનુકૂળ જણાતું નથી. વંશલોચન જલદી જલદી ચાલવા લાગ્યા.

હવે તો નથી ચલાતું — હાંફ ચડે છે. રસ્તા ઉપર આંબલીના ઝાડ નીચે વંશલોચન થાક ખાવા બેઠા. લમ્બકર્ણ હવે દેખતો નથી. આજથી તેમને મુક્તિ મળી; — થોડા દિવસ મોડું કર્યું હોત તો જડભરત જેવી અવસ્થા થાત. આ કમનસીબ કૃષ્ણના જીવને આશ્રય આપતાં નાકે દમ આવ્યો છે. ગૃહિણી પણ તેમની ઉપર સખત ચિડાયાં છે, સગાંવહાલાં પણ તેને ખાવા ટાંપીને બેઠાં છે, તે એકલા ક્યાં સુધી સાચવી શકે ? હાય રે સત્યયુગ, જ્યારે શિબિરાજા શરણાગત કપોતને માટે પ્રાણ અર્પણ કરવા ગયા હતા ત્યારે મહિષીનો ક્રોધ, સભાસદ્વર્ગની બેઅદબી, કશું જ તેમને સહન કરવું પડ્યું નહોતું !

ગુમ્ ગડ ગડડડ ગડડ ગડ ડ આકાશમાં કોણ ઢંઢેરો પીટે છે ? વંશલોચને ચમકી ઉપર નજર નાખી તો અન્તરીક્ષના ગુમ્બજ ઉપર એક શિશુના રંગનું અસ્તર નંખાઈ ગયું છે: દૂર, ધોળા બગલાંનું એક ટોળું તીવ્રવેગથી ઊડતું જાય છે. બધે શુનમુન, — ઝાડનું પાન સરખું પણ હાલતું નથી. આવતી વિપત્તિની બીકે સ્થાવર જંગમ બધું દિઙ્મૂઢ થઈ ગયું છે. વંશલોચન ઊઠ્યા ખરા, પણ ફરી બેસી પડ્યા. જોરથી ચાલ્યા તેથી તેમની છાતી ધબધબ થઈ રહી છે.

એકદમ આકાશ ચીરાયું. વીજળીનો એક જ ઝબકારો — કડ કડ કડાટ્ — ચીરાયેલું આકાશ ફરી સંધાઈ ગયું. ઈશાન ખૂણામાંથી તોફાન ઝપાટાભેર આવે છે. તેની પાછળ બધું ઘનઘોર, સામે પણ હવે વાર નથી: આ આવ્યું, આ આવ્યું ! ઝાડપાન કંપી ઊઠ્યાં. ઊંચા ઊંચા તાડોએ સખત વેગથી માથું ધુણાવી આપત્તિની આગાહી જણાવી. કાગડાનું ટોળું ઊડવા મથે છે પણ પવનનો ઝપાટો ન જીરવાવાથી પાછા ઝાડની ડાળે વળગી પડે છે. પ્રચંડ વાવાઝોડું, પ્રચંડતર વરસાદ. જાણે આ નજીવા કીડીના રાફડાને — આ નાનકડા કલકત્તા શહેરને ડૂબાડવા માટે સ્વર્ગમાંથી તેત્રીશ કરોડ દેવો ટોળે મળી મોટી મોટી ઝોરીઓ ભરી ભરી પાણી ઢોળે છે. જાડી જાડી નક્કર ધારા પડે છે, તેની વચ્ચે વચ્ચે નાનાં નાનાં ફોરાં પડે છે. સમસ્ત અવકાશ જાણે ઠાંસીઠાંસીને ભરાઈ ગયું છે.

માન–પાન કપડાં–લત્તાં બધું જ ગયું. હવે જીવ ન જાય તો બસ ! અરે બદનસીબ બકરા, તું કયી ખરાબ ઘડીએ . . ."

વંશલોચનની આંખ આગળ એક અત્યંત તેજસ્વી જાંબુડીઆ રંગનો પ્રકાશ રમી

ગયો — સાથે સાથે આકાશમાં સંઘરી રાખેલી વીસ લાખ વોલ્ટ ઇલેક્ટ્રિસિટી, પાસેની નારીયેળીનું અબ્રહ્મરંધ્ર ભેદી ભયંકર અવાજ કરતી ભૂગર્ભમાં સમાઈ ગઈ!

લાલપીળાં દેખાવા લાગ્યાં. જગત લુપ્ત થયું. તું નથી, હું નથી. વંશલોચન બેભાન થઈ ગયા.

* * *

વરસાદ બંધ પડી ગયો છે, પણ પવન હજી સુસવાટાભેર વહ્યા કરે છે. ફાટેલા મેઘના પરદાને ઠેલી બેચાર ટમટમતા તારાનાં ફાનસ લઈ દેવતાઓ નીચેની અંધારાનું નિરીક્ષણ કરે છે:

વંશલોચન કાદવની પથારીમાં પડ્યા છે. ધીરે ધીરે ભાન આવતું જાય છે. પોતે કોણ? રાયબહાદુર. ક્યાં? તળાવ પાસે. પેલો અવાજ શેનો? દેડકાઓનો. તેમની ગયેલી સ્મરણ-શક્તિ પાછી આવે છે. અને બકરો?

અચાનક માણસનો અવાજ કાનમાં અથડાયો. કોણ, કોને બોલાવે છે? "મામા — જમાઈબાબુ — બંધુ ક્યાં છે? — હજુર —"

નજીક એક ઘોડાગાડી દોડતી આવે છે. કેટલાક માણસો હાથમાં ફાનસ લઈ આમતેમ ફરતા હોય છે, અને તેમને બોલાવે છે. એક પરિચિત સ્ત્રીના રુદનનો અવાજ સંભળાયો.

રાયબહાદુર બેઠા થઈ બોલ્યા: "હું અહીં જ છું — બીશો નહિ."

* * *

માનિનીએ કહ્યું: "ના, બીજે માળ જવાની જરૂર નથી. એ કામ કરનારી, આજે દીવાનખાનામાં મોટી પથારી કરજે. અને જો, મારાં ઓશિકાં પણ આપી જા. આ ચેરજી તો હાલતા ય નથી. — એમ નહિ — તે નહિ ચાલે — મારા સમ — ગરમ પૂરી ખાવી પડશે. તમારા પેલા શીશામાં શું છે — આ સાથે જરા ભેગું કરી આપું?"

"હેં હેં હેં હેં"

વંશલોચનબાબુ છલંગ મારી બેઠા થઈ બોલ્યા: "અરે! પેલો પાછો આવ્યો છે! કોઈ લાકડી લાવો તો —"

માનિનીએ કહ્યું: "અરે, એ શું કરો છો? એને ન મારશો. એ બિચારે વરસાદ બંધ પડતાં પાછા આવી તમારી ખબર આપી. તેથી તમે મને પાછા મળ્યા છો! ઓઃ, હરિ મધુસૂદન!"

લમ્બકર્ણને ઘરમાં રાખવામાં આવ્યો, અને દિવસે દિવસે શશીકલાની જેમ વધવા લાગ્યો. ધીરે ધીરે અરધો હાથ દાઢી વધી. રાયબહાદુર હવે તેની સંભાળ રાખતા નથી, આજકાલ તેઓ ચૂંટણીના કામમાં ગુંથાયેલા છે. માનિનીએ લમ્બકર્ણનાં શીંગડાં કેમિકલ સોનાથી મઢાવી લીધાં છે. તેને માટે સાબુ અને ફિનાઇલની વ્યવસ્થા થઈ પણ તેની કંઈ અસર ન થઈ. લોકો દૂરથી એની મશ્કરી કરે છે. લમ્બકર્ણ બધું ગમ્ભીરતાથી સાંભળી રહે છે — વધારે પડતું જો કરી બેસે તો માત્ર એટલું જ બોલે છે — "બેં બેં બેં" અર્થાત મરજીમાં આવે તેટલો લવારો કરો, હું એ બધાંની પરવા કરતો નથી.

☆

# એ પ્રસંગ

'પારાશર્ય'

પ્રિય સખી સ્મરતી પ્રસંગ આજે
ગિરિ પર જ્યાં ફરવા ગયેલ સાંજે;
મૃદુલ મુગ્ધનુમા હવા વધાવી
ઉતર્યાં ગયાં ગિરિપૃષ્ઠથી તળાવે.

ગિરિ વન જળ સર્વ સાન્ધ્યરંગે
અનુભૂતિના સુખમૌનમાં પડેલાં,
અરવ અમ તથા પ્રસન્ન હૈયે
રહીં રહીંને સુખસ્પંદનો ઉઠેલાં.

અભિમુખ વનરાજી વિસ્તરેલી
શિશિર વસન્તની સન્ધિમાં ઉભેલી,
અભિનવ વનશ્રીની દીક્ષિતા શું
ગત વય વૈભવને ન વિસ્મરેલી!

સુહૃદ નવવસન્તનો નિમન્ત્ર્યો
સુકલ સમાં વિટપાગ્રમાં ચ્હડેલો
ક્ષિતિજ ધૂસરિતે-સબાષ્પ દ્વારે
ઉદિત મયંક મરાલ પૂર્ણિમાનો.

શિર પર તહીં પલ્લવે અચિંતો
ટહુરવ ઉન્મદ કોકિલે ઉચાર્યો;
ચકિતદગ નિહાળ્યું સામસામાં,
સ્વર-પડઘો ગિરિકન્દરે સ્વીકાર્યો.

નિમિષ મહીં દિશા પ્રફુલ્લ જાગી
નવવસના ઋતુ રાજ્ઞીને વધાવી.
રજત, પ્રણયલિપ્સુ ચન્દ્ર ઝૂક્યો,
સ્થિર જળોનો પટ સ્પર્શથી પ્રકમ્પ્યો.

અવિદિત અનુભૂતિમાં દ્રવેલાં
ઉભય અમે ન તટસ્થ રે રહેલાં:
સ્વર હલક વસન્તની વધાવી
હૃદય લયોગિત સ્પંદને ધબેલાં.

હજી સમી સ્મરતી સમુત્સુકી એ,
દઈ શકું ઉત્તર હું નહીં કશો યે.
ઉભય મળી, સ્મરી પ્રસંગ રે'તાં
સજલ દગે નિત પ્રશ્ન રે કળાતા:

નિરખિશું નહિ શું સકમ્પ પેલો
વિટપ સુકે, વિજન સ્થળે, દિનાન્તે,
પ્રથમ ટહુરવે, વસન્તલિપ્સુ
ઢૂસર શશી ગુરુપુષ્ય પૂર્ણિમાનો ? [1]



[1] ટૂંક સમયમાં પ્રકટ થનાર 'સંસ્કૃતિ' નામક કાવ્યસંગ્રહમાંથી.

# " રશિયામાં સ્વર્ગ જોવાની આશા રાખી નહોતી "

ડૉ૦ સુમન્ત મહેતા

[ ગતાંકથી ચાલુ ]

૩

## મુસાફરીના અનુભવ

" ઑક્ટોબર ૧૮. અમે કાઝન જવા માટે નીકળ્યાં. કાળી રોટી અને ચા પી લીધાં હતાં અને વહેલી સવારે ૪-૧૦ની ટ્રેઈન પકડવાની હતી. રસ્તામાં કીચડનો દરિયો હતો તેથી રેલવેના પાટા પર અમારે ચાલવું પડ્યું. અંધારું ભયંકર હતું : " કાગડાની આંખ જેવું કાળું " એમ રૂસ ભાષામાં કહેવાય છે. ઠંડી પણ સારી હતી: ખભા પર મોટાં ભારે પોટલાં ઊંચકેલાં એવાં અનેક માણસો અમને મળ્યાં. તે લોકોએ ઘૂંટણ સુધીના બૂટ અથવા વીલોઝાડના છાલની પટ્ટીઓ પગ પર લગાવી હતી. પુરુષોએ બકરાંનાં ચામડાના કોટ પહેર્યા હતા, અને સ્ત્રીઓએ રૂઈદાર ડગલા પહેરેલા. અમે ૭ માઈલ ચાલ્યાં અને ઠંડીગાર આગગાડીમાં જઈને બેઠાં. તેમાં અવાવરી હવા, બીડી અને કાળી રોટીની ગંધ આવતી હતી. મુસાફરો, વિદ્યાર્થીઓ, કારકુનો, ખેડૂતો વગેરે બજારમાંથી માલ ખરીદવા જતાં હતાં. ઘણાંખરાંનાં કપડાં કાળાં, ધેરાભૂરાં કે એવા ભૂખરા રંગનાં હતાં. બધાંનાં મોં ગંભીર હતાં, પણ જેવું આગગાડીએ ચાલવા માંડ્યું કે એક જુવાને ગાવાનું શરૂ કર્યું, બીજાઓ તેમાં જોડાયાં, બધાંની આંખમાં ચમક આવી અને એકદમ બધાં આનંદિત થઈ ગયાં.

" કાઝનમાં વરસાદ પડ્યો હતો અને રસ્તામાં કાદવકીચડનો સમુદ્ર હતો. અમારાં કપડાં બગડતાં હતાં અને કોઈ કોઈ વખત પગ એવો લપસી પડતો કે, ખરેખરી ફજેતી થઈ જાય. પણ ગીર્દી ઘણી હતી એટલે પાસે જે માણસ હોય તેનો હાથ કે ખભો પકડીને અમે સમતોલપણું જાળવતાં હતાં. એ બજારમાં જેટલો સામન આવેલો તેના માટે એટલી બધી માંગ હતી કે જે વહેલો પહોંચે તેને પહેલો માલ મળે, કારણકે દરેક દુકાને લાઈનબંધ ઊભા રહેવું પડતું. પણ અમે તો દુકાનને બદલે જે છૂટક વેચનારાઓ રસ્તામાં ઊભા ઊભા વેચતા હતા તેમના તરફ ખસી ગયાં. અહીં પણ સરકારે એક એવો હુકમ બહાર પાડ્યો છે કે સરકારે જે કિંમત દરેક માલની ઠરાવી હોય તે કિંમતથી વધારે કોઈથી લઈ શકાય નહિ. તે હુકમનો અમલ કરાવવા માટે પોલીસો આમતેમ નજર રાખતા. હવા આટલી ખરાબ હતી તે છતાં રસ્તામાં લોકો વાજાં વગાડતાં અને આનંદ કરતાં હતાં. એકંદર લોકો ઘણા હસમુખા જણાયાં. રસ્તામાં ગરમાગરમ સામોસા ( માંસની કચોરી ) મળતી હતી તે અમે વેચાતી લઈને ખાધી, કારણકે ચાલવાનો થાક અને ઠંડીથી અમે કંટાળી ગયેલાં. અમે રખડતાં રખડતાં ખીલા, ટોલો, દોરી, જૂની ચોપડીઓ, ચા ઉકાળવાનો બંબો વગેરે અનેક ચીજો વેચાતી લીધી. "

[ કાઝન જતી વખતે રિમ્બર્સ દંપતી રેલવે પાટા પર પાંચેક માઈલ ચાલેલાં પણ પાછાં જતી વખતે તો તેમની પાસે નહાવાનું નાનું ટબ અને બીજો ઘણો માલ હતો. એમણે એક માલગાડી ઊભી રહેલી જોઈ. તેમાં મોટા મોટા પથ્થરો સીંચ્યા હતા. એ માર્ખ્યુમસ્ટ્રૉય જવાની હતી. ડાક્ટરે એન્જિન ડ્રાઈવરને પૂછ્યું કે આ ગાડી ક્યારે ઊપડશે?

ડ્રાઈવર: કોણ જાણે? આજે ઊપડે, કાલે ઊપડે, માત્ર સ્ટેશન માસ્તર જાણતો હશે. હું પૂછવા જ જાઉં છું. એ પૂછવા ગયો એટલામાં દાક્તર અને એની પત્ની એ પથ્થરો પર ચડી બેઠાં. ગાડી થોડીવારમાં ઊપડવાની હતી પણ એટલામાં એક રેલવે નોકરે ફાનસનું અજવાળું ગાડી પર ફેંક્યું અને પથરા પર ચડી બેઠેલાં માણસો દેખાઈ ગયાં.

નોકર—તમે શા માટે અહીં બેઠાં છો?

ડાક્ટર—સાંભળો, ભાઈ—

નોકર—તમને અહીં બેસવાનો જરા ય હક્ક નથી.

ડાક્ટર—જરા દયા તો રાખો—

થોડીવાર શાંતિ પથરાઈ રહી, પછી નોકરે કહ્યું: "તમને કાંઈ થશે તેની જવાબદારી મારાથી શી રીતે લેવાય?"

ડાક્ટર—બાપુ, જરા જવા દો ને?

થોડીવાર શાંત રહીને નોકરે કહ્યું: "વારુ ત્યારે, જાઓ."

હિંદ દેશમાં સાધુઓ અને ભીખારીઓ તરફ પણ આવી જ "દયા" બતાવવામાં આવે છે. ]

"ઑક્ટોબર ,૨૦. દરેક વ્યક્તિની સંભાળ તે જન્મે ત્યાર પહેલાંથી તે છેક તેના મરણ પછીની ક્રિયા થાય ત્યાં સુધી લેવાય છે. સ્ત્રીને ગર્ભ રહે ત્યારથી તેની વૈદકીય તપાસ અને યોગ્ય સલાહ, માહિતી, મદદ તેને મળે છે. સુવાવડની પહેલાં અને પછીથી બબ્બે મહિનાની પૂરા પગારે રજા મળે છે. સ્ત્રી પોતાના કારખાનામાં, ઑફિસમાં, કે ખેતરમાં જાય કે તરત તેનાં છોકરાંને રાખવા માટે (ઘોડીઆખાતું) ક્રેશની સગવડ હોય છે, અને તેમાં છોકરાંને નિયમસર ધવડાવી શકે છે. પછી તેને day nursery બાલમંદિરમાં મૂકે છે. પછી કિંડરગાર્ટન, અને આઠ વર્ષની ઉમરે પ્રાથમિક શાળામાં મુકાય છે. રશિયામાં હવે ખાનગી શાળાઓ છે જ નહિ. ૧૬ વર્ષની અંદર તે છોકરું ખેતર, કારખાનું કે કોઈ ખાસ ધંધા માટે તૈયાર થઈ જાય છે; અને તેને પગાર મળવા માંડે છે, અથવા તેને સરકારી શિષ્યવૃત્તિ મળે છે અને દાક્તર એન્જિનિયર અથવા બીજા કોઈ કામ માટે ખાસ શિક્ષણ આપવાની વ્યવસ્થા થાય છે. કોઈ પણ માણસને ગમે તે ગામના ગમે તે દાક્તરની મફત સલાહ લેવાનો હક્ક છે, માત્ર દવાના પૈસા બેસે છે. તે પણ ટ્રેડ યુનિયનમાંથી મળી શકે. દવાખાનાંમાં રહેનારને રહેવા ખાવા તથા દવાનર્સિંગની સગવડ મફત મળે છે. દાક્તર અમુક દિવસોના આરામનું અથવા અમુક દિવસો સેનેટેરિયમમાં ગાળવાનું સર્ટિફિકેટ આપી શકે છે. પોતાના કુટુંબમાં કોઈ માંદું હોય તો તેની સારવાર માટે વ્યક્તિને સર્ટિફિકેટથી રજા મળી

શકે છે. બેકારી કદી આવશે જ નહિ એવી ખાત્રીથી મનુષ્યના મનમાંથી જેમ એક ભયંકર ભય જતો રહે છે તેવી જ રીતે માંદા પડે તેને ઠીક સાજા થઈ જતાં સુધીની બધી સારવાર, પહાડ કે દરિયા કિનારા પર જવા, રહેવાના ખર્ચ સાથે બધી સગવડ સરકાર અથવા યુનિયન તરફથી થાય છે. દરેક કામગરને દર વર્ષે એક મહીનો ચડતે પગારે રજા મળે છે. દરરોજ સાત કલાક કામ કરવાનું નિયમથી ઠરેલું છે અને તેથી દરેક વ્યક્તિને કૌટુંબિક જીવન, અભ્યાસ, આરામ, શોધખોળ, રમતગમતો માટે પુષ્કળ અવકાશ મળે છે. ઘણા લોકો ફુરસદના વખતમાં વધારે અભ્યાસ કરીને વિશેષ લાયકાત મેળવે છે. બાપ મરી જાય તો છોકરાંઓને ૧૬ વર્ષ સુધી પેન્શન મળે છે. દરેક સ્ત્રીને ૫૫ વર્ષે અને પુરુષને ૬૦ વર્ષે પેન્શન મળે છે. અને છેવટે માણસ મરી જાય તેને દફનાવવાની ક્રિયાના બધા ખર્ચ માટે પણ યુનિયન તરફથી જોગવાઈ થાય છે."

"નવેંબર ૪. આ દેશમાં કામને વિશે ટીકા કરવા દે છે કે નહિ તે વિશે માહીતી મેળવી. યુનિયન સભામાં કોઈ પણ સભ્ય કોઈ પણ આગેવાન વિશે ખુલ્લી રીતે ટીકા કરી શકે છે પણ આશ્ચર્યજનક તો એ છે કે તેમ કરવાથી કોઈને ખોટું લાગતું નથી. માત્ર તેના કામ વિશે જ ટીકા થાય, તેની ખાનગી ચાલચલગત માટે નહિ. અને બીજું એ કે, કોઈ પણ જાતની રચનાત્મક સૂચના કરવામાં આવે તો તેના પર તરત લક્ષ આપવામાં આવે છે. ટીકા ખોટા આશયથી થતી જ નથી, અને કામ સુધરશે કે કેમ એ હેતુથી જ તેનો સ્વીકાર કે અસ્વીકાર થાય છે."

"નવેંબર ૬. અમને જુદી જુદી ચીજો બહુ ગળતી નથી પણ હાલમાં અમારો ખોરાક નીચે પ્રમાણે છેઃ—

(ક) નાસ્તો (૭–૧૫ વાગે).

કાચના પવાલાંમાં ચા, ખાંડ સાથે (દૂધ નહિ). કાળી અથવા ઘેરા ભૂખરા રંગની પાઉંરોટી, માખણ સાથે. સાથે મધ અથવા માર્મલેઈડ (મુરબ્બો) પણ ખરો. થુલીનું પોરીજ અથવા તળેલા બટાટા.

(ખ) મુખ્ય જમણ (૧૨–૩૦ વાગે).

કોબીજ અથવા ધોળી સેવનો સૂપ. (સૂપમાં મોટે ભાગે હાડકાંની પાસેનું માંસ વગેરેનું સત્વ હોય છે.)

એક પ્રકારનું માંસ (ગાય, બકરું કે બીજાં પ્રાણીનું), ધોળા બટાટા. લીલું શાક અઠવાડિયામાં બે વખત મળે તો ભાગ્યશાળી ગણાઈએ.

રોટી અને મુરબ્બો તથા ચા.

(ગ) વાળુ (૬–૩૦ વાગે).

સૂપ

રોટી, માખણ અને મુરબ્બો.

દૂધ બહુ મોંઘું મળે છે. ૨½ રતલના ૧ કે ૧¼ રૂપિયો. ઈંડાં પણ મોંઘાં હોય

છે. એકનો ચાર કે પાંચ આના. આ પણ મોંઘી હોય છે અને કોઈ લગભગ નકામી હોય છે. સફરજન સિવાય તાજાં ફળ મળતાં નથી.

છોકરાંઓને હું કૉડલિવર ઑઈલ આપું છું. સરકારે જાણી જોઈને કૉડલિવરની કિંમત ઘણી જ ઓછી કરી દીધી છે કે જેથી ગરીબ લોકોને તેનો લાભ મળે."

"નવેંબર ૭. એક ચીજ જોઈને હું આશ્ચર્યચકિત થઈ ગઈ. અમે વિદેશી છીએ તે છતાં અમારા તરફ જુદાપણાંની, અવિશ્વાસની કે સંદેહની જરાય લાગણી નથી. અમને પોતાના સહચારીઓ તરીકે ગણવામાં આવે છે. હું જાણું છું ત્યાં સુધી અમારા પત્રો સેન્સર થતા નથી, અને અમારે વિશે છાની તપાસ થતી હોય એવું જણાતું નથી. આ દેશમાં જાત ( Race )નો ભેદભાવ જરાય નથી અને યાહૂદીઓની કતલ તથા લૂંટ કદી બની નથી. કોઈનાં છોકરાં સંતાડીને નાણાં પડાવવાના પ્રયત્ન થતા નથી કારણકે એવી રીતે વળતર આપવાનાં નાણાં કોઈ પાસે હોતાં નથી. કદી લગ્ન વિશે વચનભંગના કેસો થતા નથી, કોઈ ગુના અગર આપઘાતના બનાવોનાં રોમાંચક વર્ણનો મળતાં નથી, જાતીય (sex) જાહેરખબરો જોવામાં આવતી નથી, અને જ્યાં સુધી સામ્યવાદના સિદ્ધાંતોની વિરુદ્ધ પ્રચાર ન કરો ત્યાં સુધી બોલવાની સ્વતંત્રતા છે. આવી રીતે શુદ્ધ વાતાવરણ છે. પણ અમારે છેક નાનાં ગામડાંમાં રહીને કામ કરવાનું હોઈ મને વતન (અમેરિકા) જવાનું મન કોઈ કોઈ વખત બહુ થઈ આવે છે."

"નવેંબર ૨૫. રશિયામાં આવ્યા પછી મને પહેલો પગાર મળ્યો તેને વિશે મારે નોંધ લખવી પડશે, કારણકે અહીંના લોકોના માનસ વિશે એ પરથી ખ્યાલ આવે છે. મેં ૧૫ ઑક્ટોબરે માર્ખુમર્સ્ટ્રાયના દવાખાનામાં કામ શરૂ કર્યું. તે છતાં હું જે દિવસે લેનિનગ્રાડ આવી પહોંચી તે દિવસથી મને પગાર આપવામાં આવ્યો. મેં નવાઈ પામીને તેનું કારણ પૂછ્યું ત્યારે મને કહેવામાં આવ્યું કે તમે અહીં કામગર થવાનાં હતાં તેથી તેની પહેલાંના દિવસોનો ખર્ચ અમારે આપવો જ જોઈએ...અમે ૬-૧૫ મિનિટે ઊઠીએ છીએ, ૭-૦ વાગે નાસ્તો લઈએ છીએ, ૮ થી ૧૨ દવાખાનામાં, અડધો માઈલ ચાલીને ઘેર બપોરનું જમણ લઈને તરત રશિયન ભાષાનો અભ્યાસ કરીએ છીએ. ૨ થી ૫ ફરીથી દવાખાનામાં ગાળવાના હોય છે. ૬ થી ૭-૩૦ સુધી અમે છોકરાંઓને રશિયન શીખવીએ છીએ. ૮ વાગે છોકરાંને સુવાડી દઉં છું. સૂવાના ઓરડામાં મારે ચાર ગીતો ગાવાં પડે છે. પછી હું ઘેર કાગળ લખું છું, રોજનીશી લખું છું અને થાક ન લાગ્યો હોય તો રશિયન વાંચું છું. અને હેરી રિપોર્ટો લખે છે અગર રશિયનનો અભ્યાસ કરે છે."

"ડિસેંબર. ૨૪ આ નાના ગામડાંમાં સંગીત, નૃત્યકળા અને ચિત્રકામ માટે સારી સગવડ નથી તેથી બન્ને છોકરાંઓનું શિક્ષણ બગડે છે. જો અમારે મૉસ્કોમાં રહેવાનું થાય તો આ સગવડ મળી રહે, બાકી અહીંની શાળા તો સારી છે, અને તે ઉપરાંત વિચાર, આચાર અને બોલવાની છૂટ, સાચો ભ્રાતૃભાવ અને ખરું લોકશાસન એ બધાંનો લાભ છે. પણ તેની કિંમત નાનાં છોકરાં પૂરી સમજી ન શકે."

"જાન્યુઆરી ૧૦. અમને ગયા મહિનાથી એક ચાનું કપ ભરીને દૂધ મળે છે તે બધું છોકરાંઓને આપી દઈએ છીએ. લીલી શાકભાજીમાં એક જ ચીજ સહેલાઈથી મળે છે અને તે સૂકા કાંદા. એક દિવસ હેરીએ ૭ નારંગી ખરીદી, દરેકના ૧૨ સેન્ટ પડ્યા. (એટલે ૭ના લગભગ રૂ. બે). અમે તેની થોડી પીશીઓ જ દરરોજ ખાધી એટલી બધી મોંઘી હતી. અમારા પડોશમાં એક છોકરો રહે છે તેણે કદી કેળાં જોયાં જ નથી. રશિયનોને તો જો દરરોજ કાળી રોટી, મીઠું, લસણ અને ચા મળે તો આનંદમાં રહે છે. હવે તો હમેશાં થુલી, સફેદ બટાટા અને મુરબ્બો મળે છે, અને ઘણી વખત માખણ તથા વનસ્પતિનું ઘી (માર્ગેરિન) પણ મળે છે. અમેરિકાથી આવ્યા પછી ૭ મહિને અમે કોકો પીધો, બે ગ્લાસ ભરીને; અને તેને માટે લગભગ રૂા. દોઢ આપવો પડ્યો."

"જાન્યુઆરી ૧૨. આજે અમે અમારી પંચાયતની કોર્ટનું કામ જોયું. બધાં સભ્યો હાજર હતાં. સભાનો સમય થયો તે વખતે જ 'ડોક્ટર બ' આવ્યા અને પાસેની ઓરડીમાંથી એક ખુરસી લાવીને પ્રમુખની પાસે બેઠા. સભાનું રીતસરનું કામ પૂરું થયું પછી પ્રમુખ ઊભા થયા અને ગંભીર વદને બોલ્યા: 'મિત્રો! આજે એક મહત્ત્વની બાબતનો વિચાર કરવાનો છે. આપણી પંચાયતની પ્રતિષ્ઠા એ દાક્તરોના વર્તનથી હલકી પડતી જાય છે. થોડા દિવસ પહેલાં ડા. 'સ' ઑપરેશનના ઓરડામાં હતા એટલામાં એક દર્દીને જોવા માટેનું કહેણ આવ્યું. તે દર્દીને જોયા વિના, તેની અંગત તપાસ કર્યા વિના, દાક્તરે પૂછપરછ કરીને તેને દવા મોકલી આપી. રોગની ચોક્કસ તપાસ કર્યા વિના દવા આપવી એ આપણા વૈદકીય કાનૂનની વિરુદ્ધ છે. દાક્તર સ. આ સભામાં હાજર નથી કારણકે દવાખાનામાં હાલ રોકાઈ ગઈ છે. તેથી તેના કેસનો વિચાર કરવાનું હમણાં મુલતવી રહે છે. પણ બીજા દાક્તર 'બ'નો ગુનો વધારે ગંભીર છે. દાક્તર! તમારા પર લાંચ લેવાનો આરોપ છે.'

"દાક્તર બ બીચારો રૂની પુણી જેવો સફેદ થઈ ગયો. અને કહેવામાં આવ્યું કે જો ગુનો બહુ ગંભીર ન હોય અને ગુનેગારને સુધારી શકવાનો સંભવ હોય તો આવા કેસને કોર્ટમાં મોકલવાને બદલે (સોવિયેટ) પંચાયત જ તેનો નિકાલ કરે છે. પ્રમુખે ઉમેર્યું: 'દાક્તર! તમારા દવાખાનામાં દર્દીઓ પાસેથી દવાના પૈસા લઈને ઑફિસમાં મોકલવા જોઈએ. તેમ ન કરતાં તમે તે પોતાના ગજવામાં સરકાવી દીધા હતા એવો આક્ષેપ છે. બોલો, તમારે શું કહેવાનું છે?'

"દાક્તર 'બ'એ બહુ ઉસ્તાદીભર્યો બચાવ રજૂ કર્યો. પોતાની વાત બાજુએ રાખીને દા. 'સ'ના દર્દી વિશે એણે મશ્કરી કરી કે એ માણસ એટલો હઠીલો, જીદ્દી અને જડ હતો કે બધા એનાથી કંટાળી ગયા હતા. એ કદી સવારે દવાખાને આવતો જ નહિ પણ જ્યારે બધા ખૂબ કામમાં ગુંથાયેલા હોય ત્યારે જ ત્રાસ આપવા માટે ખડો થઈ જતો. એ તદ્દન 'અસહકારી' હતો. દવાખાનાના કાર્યકરો એનાથી કંટાળી અને ત્રાસી ગયા હતા. અને ખરું જોતાં એને પાંચ ગ્રેઈન ઍસ્પીરીન આપીને શાંત કરવામાં આવતો. દા. 'સ'ને માથે હદપાર કામનું દબાણ હતું તેથી તેને ક્ષમા મળવી જોઈએ... પોતાને માટે એણે કહ્યું કે દવાખાનાનો કારકુન માંદો પડીને ઘેર ગયો હતો તેથી જે પૈસા આવ્યા તે હું ઘેર લઈ ગયો હતો. દવાખાનામાં જમા કરાવવા જ છે. કાલે હું લેતો

આવીશ. આવું ફરીથી બનશે નહિ તેની હું ખાત્રી આપું છું. તમે બધા જાણો છો કે હું મારું કામ કરવામાં કુશળ છું, પંચાયતનું કામ હમેશાં કરું છું. મારું લવાજમ વખતસર આપું છું. તમે મારા પ્રત્યે વિશ્વાસ બતાવશો એવી આશા રાખું છું.

પછી આ પ્રશ્ન ચર્ચાને માટે ખુલ્લો મૂકાયો. એક પછી બીજો એમ લોકો ઊભા થયા અને કોઈએ દાક્તરના બચાવમાં, કોઈએ તેની વિરુદ્ધ ચર્ચા કરી. બધા સિદ્ધાંતની દૃષ્ટિએ જ ટીકા કરતા હતા. કોઈએ અંગત દ્વેષ બતાવ્યો નહિ. એકંદરે મત એવો વ્યક્ત થયો કે એ દાક્તર પોતાનું દવાખાનું મોટું અને મહત્ત્વનું હોવા છતાં બહુ જ દક્ષતાથી ચલાવતો હતો, દાક્તર તરીકે હોશિયાર હતો, નાણાંની બાબતમાં ગફલત કરી હતી પણ સંભવ છે કે એણે તફડંચી કરવાની દાનત રાખી નહોતી, એ આવતી કાલે નાણાં ભરી દેશે માટે આ પ્રકરણ બંધ કરી દેવું. સભાનું કામ પૂરું થયું ત્યારે જે લોકોએ એનો બચાવ કરેલો તેમણે અને જેમણે શંકા બતાવેલી અને વિરુદ્ધ ટીકા કરેલી તે સૌએ એમને અભિનંદન આપ્યા. આ કેસ એવો હતો કે દા. બ'ને જેલની સજા થઈ શકત, પણ એને સુધરવાનો અવકાશ મળ્યો."

"જાન્યુઆરી ૨૨. આજે લેનિનના મરણની સંવત્સરી છે. વર્તમાનપત્રોમાં એની મોટી છબી આપી છે અને નીચે સ્ટૅલિને લખ્યું છે કે સામ્યવાદનો પહેલો કાર્યક્રમ એટલે સમાજવાદની સ્થાપના થઈ ગઈ છે. આ બન્ને વચ્ચેનો તફાવત એટલો જ છે કે સમાજવાદમાં દરેક વ્યક્તિ પોતાની શક્તિ પ્રમાણે સેવા અર્પણ કરે છે અને તે સેવાના પ્રમાણમાં રાષ્ટ્ર તેને જીવનસામગ્રી પૂરી પાડે છે; જ્યારે સામ્યવાદમાં વ્યક્તિની 'જરૂરિયાત' પ્રમાણે સામગ્રી આપવાની હોય છે. ...એટલું તો નક્કી જ છે કે અહીં જે કરીએ છીએ તે રચનાત્મક છે અને ભવિષ્યના ઘડતરમાં કામ લાગે છે. જ્યારે અમે હિંદુસ્તાનમાં હતાં ત્યાં એવું લાગતું હતું કે બધું કામ નકામું જાય છે. શાન્તિનિકેતનનું અમારું બધું કામ તૂટી પડયું કારણકે એ સંસ્થા પાસે નાણાંની જોગવાઈ નહોતી. પાંચ વર્ષના અમારા કામનાં આજે ત્યાં નામનિશાન રહ્યાં નથી.

"આજે (લેનિન–દિન) નવું બંધારણ જે સમસ્ત સોવિયેટ કૉન્ગ્રેસે પસાર કર્યું છે તે પ્રગટ થયું. તેની થોડી કલમો હું ટાંકું છું અને અમારા અમેરિકન બંધારણ સાથે સરખાવું છું.

કલમ ૧૨૨—બધાં નાગરિકોને કામ મેળવવાનો હક્ક છે, એટલે તેમને પગાર મળે તેવું અમુક કામ મળવું જ જોઈએ. દેશમાં એની વ્યવસ્થા કરવામાં આવી છે કે બેકારી અશક્ય બની છે.

કલમ ૧૨૩—બધાં નાગરિકોને આરામ મેળવવાનો હક્ક છે. ઘણે મોટે ભાગે દરેક વ્યક્તિને માત્ર સાત કલાકનું કામ કરવાનું હોય છે. દરેકને એક મહિનો ચડતે પગારે રજા મળે છે, અને દેશમાં નવાં હજારો સેનિટેરીઆ, આરામગૃહો, અને કલબો ખોલવામાં આવ્યાં છે.

કલમ ૧૨૪—વૃદ્ધાવસ્થામાં, માંદગીના પ્રસંગે અને અકસ્માત થવાથી કામ કરવાને અશક્ત થાય તેવાંઓને જીવનનાં સાધનો સગવડો રાષ્ટ્ર તરફથી મળશે: આ સગવડ વીમાની

મદદથી થઈ જે. દરેકને મફત વૈદ્યકીય મદદ મળશે અને આરોગ્ય ભવનોમાં રહેવાની સગવડો મળશે.

કલમ ૧૨૫—દરેક વ્યક્તિને કેળવણીનો હક્ક છે. આખા દેશમાં મફત અને ફરજિયાત કેળવણી છે, અને ઉચ્ચ કેળવણી માટે શિષ્યવૃત્તિની યોજના છે. કેળવણી માતૃભાષા દ્વારા અપાશે અને ખેતીની, ઔદ્યોગિક વગેરે હજારો શાળાઓ ખોલવામાં આવી છે.

કલમ ૧૨૬—સોવિયેટ પ્રજાસત્તાકમાં સ્ત્રીઓને બધાં—આર્થિક, રાષ્ટ્રીય, સાંસ્કારિક, સામાજિક તથા રાજકીય જીવનમાં પુરુષની સાથે સમાન હક્ક રહેશે. તેથી કામ મેળવવાના હક્ક, કામની રોજી, આરામ, સામાજિક વીમો, કેળવણી, વગેરેમાં પુરુષના જેવા હક્ક રહેશે. માતા અને છોકરાંના હક્કોનું સંરક્ષણ રાષ્ટ્ર કરશે. સુવાવડ પહેલાં અને પછી રજા મળશે (પૂરા પગારે). સુવાવડખાનાંની, ઘોડીઆંખાતાંની અને બાલમંદિરોની સગવડ આખા દેશને પૂરી પાડવામાં આવશે.

કલમ ૧૨૭—બધાં પ્રજાજનોને દરેક ક્ષેત્રમાં (આર્થિક, રાષ્ટ્રીય, સાંસ્કારિક, સામાજિક તથા રાજકીય) સરખા હક્કો મળશે, પછી તે ગમે તે જાત કે રંગના હોય. [ રુશિયા શબ્દ વાપરીએ છીએ તેમાં ઘણાં રાષ્ટ્રો છે, અને એ દેશનું પૂરું નામ "રુશિયન સોશિયાલિસ્ટ ફેડરેશન ઑફ સોવિયેટ રીપબ્લિક્સ," એટલે "સોવિયેટ પ્રજાસત્તાક રાજ્યોનું સમાજવાદી જુથ" છે. ] કોઈ પણ સીધી કે આડકતરી રીતે આ સમાનતા પર કાપ મુકાશે, અથવા કોઈ પણ રીતે કોઈ પણ જાત કે પેટારાષ્ટ્રને ખાસ હક્કો મળશે, કે કોઈના તરફ તિરસ્કાર કે ધિક્કાર બતાવવામાં આવશે તો શિક્ષા કરવામાં આવશે.

કલમ ૧૨૮—દરેક વ્યક્તિને વિચારની છૂટ મળે તેટલા માટે રાષ્ટ્ર અને દેવળોને છૂટાં પાડી દેવામાં આવ્યાં છે. અને તેવી જ રીતે દેવળ અને શાળાઓને સદંતર છૂટાં પાડ્યાં છે. દરેક વ્યક્તિને ધાર્મિક ક્રિયાઓ કરવાનો અને ધર્મવિરુદ્ધ આચાર કરવાનો હક્ક તથા છૂટ છે.

કલમ ૧૨૯—કામગરોનું હિત સચવાય એવી રીતે અને સામાજિક સંગઠન મજબૂત બને તેટલા માટે, બધા પ્રજાજનોના નીચેના હક્કો કાયદાથી રક્ષિત કરવામાં આવ્યા છેઃ—

(ક) બોલવાની છૂટ;

(ખ) છાપખાનાની છૂટ;

(ગ) સભાની તથા મંડળો રચવાની છૂટ;

(ઘ) સરઘસ કાઢવાની અને અભિપ્રાય પ્રદર્શિત કરવાની છૂટ.

તેટલા માટે કામગરોની સંસ્થાઓને પ્રેસ, કાગળ, મકાનો, રસ્તાનો ઉપયોગ વગેરે જોઈતી બધી સગવડો આપવામાં આવશે.

કલમ ૧૩૦—કામગરોનું હિત સચવાય એવી રીતે અને તેમના વિચાર પ્રદર્શિત કરવાની શક્તિ ખીલે તેટલા માટે, બધી પ્રજાને ટ્રેઈડ યુનિયન, સહકારી મંડળો, યુવકોનાં

મંડળો, રમતગમતોનાં તથા દેશરક્ષણનાં મંડળો, સાંસ્કારિક, ઔદ્યોગિક (ટેકનિકલ) તથા વૈજ્ઞાનિક મંડળોમાં જોડાવાનો હક્ક સચવાશે; અને તેમાંથી જે વધારે રાજકીય દષ્ટિવાળા અને ઉદ્યમી હોય તેમને સામ્યવાદી મંડળોમાં દાખલ થવાનો હક્ક રહેશે.

કલમ ૧૨૧—દરેક વ્યક્તિને શારીરિક સુરક્ષિતતાનો હક્ક છે, અને કોઈ પણ વ્યક્તિને કોરટના હુકમ અગર રાષ્ટ્રના પ્રોસિક્યુટર (આક્ષેપ રચનાર)ની પરવાનગી વિના, પકડવામાં આવશે નહિ.

કલમ ૧૨૨—પ્રજાજનોનાં ઘર અને તેમનો પત્રવ્યવહાર સુરક્ષિત રહેશે.

કલમ ૧૨૩—કોઈ પણ દેશમાંથી કામગરોના હક્કો માટે લડનાર પરદેશી માણસોને, અથવા વૈજ્ઞાનિક પ્રવૃત્તિ માટે કાઢી મૂકેલા માણસોને અથવા સ્વદેશની સ્વતંત્રતાની લડાઈના કામ માટે કાઢી મૂકેલા માણસોને આ રાજ્યમાં રહેવાનો હક્ક છે."

"જાન્યુઆરી ૩૧. આજે મારે એક છોકરી જોડે વાત થઈ તે હું સંવાદરૂપે નોંધું છું:

"રેબેકા, તમે જાણો છો કે નાટાશા (છોકરી)ને છોકરું આવવાનું છે?"

"વાહ! કેવું સારું!"

"પણ એનો બાપ ટાટર જાતનો છે."

"તેમાં શું થયું?"

છોકરીએ જરા શરમાઈને કહ્યું: "એ ટાટર પરણેલો છે અને તેને બીજાં છોકરાં છે."

"તેથી શો ફરક પડશે?"

છોકરી જરા ચિડાઈને બોલી: "પણ રેબેકા! દરેક બાળકને એક બાપ, મા, અને ઘર હોવાનો હક્ક છે."

આ દેશમાં કોઈ પણ છોકરું illegitimate ગેરકાયદે નથી ગણાતું. દરેક છોકરાને સરખા પ્રજાહક્ક છે. છોકરાંઓને હવે અનાથાશ્રમમાં રાખવાને બદલે ધીમે ધીમે કુટુંબોમાં પાળવાની પ્રથા વધતી જાય છે. છોકરાંને પેદા કરનાર બાપને ખર્ચ સહન કરવો પડે છે."

"ફેબ્રુઆરી ૨. આજે હું વાળ કપાવવા ગઈ હતી. દુકાનમાં બે સ્ત્રી હજામો હાજર હતી. મેં પ્રશ્ન પૂછ્યો કે મરદો સારું કામ (વાળ કાપવાનું) કરી શકે છે કે સ્ત્રીઓ? આ બન્ને બાઈઓ આશ્ચર્ય સાથે જોઈ રહી અને પછી ઉત્તર આપ્યો કે એ પ્રશ્ન વ્યક્તિગત હુન્નર કે કળાનો છે, જાતિનો નથી. હું જરા ભોંઠી પડી ગઈ."

"ફેબ્રુઆરી ૨૭. અહીં રેડીઓ અને તેને ગોઠવી આપવા માટે માત્ર ૮ ડૉલર એટલે ૨૦ રૂપિયા આપવા પડે છે. રેડીઓ આટલા બધા સોંઘા છે કારણકે સરકાર ઇચ્છે છે કે દરેક ઘરમાં એક રેડીઓ હોવો જ જોઈએ. અવાજ જરા કર્કશ હોય છે, પણ મધુરતા અને સોંઘું એ બન્ને શી રીતે બને?"

"એપ્રિલ ૧૨. આજે રજાનો દિવસ હતો. અમે બધા નદીકિનારા પર ફરવા માટે ગયાં હતાં. ડુંગરા, નદી, જંગલ, કોતરડાં વગેરેને લીધે આ પ્રદેશ ઘણો જ રળીઆમણો છે. અમે લાંબે સુધી ચાલ્યાં અને બધી વસ્તીથી દૂર એકાંતમાં જઈ પહોંચ્યાં. નદીનાં પાણી ઝડપથી વહેતાં હતાં અને તેમાં બરફનાં મોટાં ચોસલાં બેટની માફક તરતાં હતાં.

અમે આ જોતાં હતાં એટલામાં અચાનક વાવાઝોડું આવ્યું અને અમારા મોં પર વરસાદની છાંટીઓ જોરથી અફળાઈ. અમે ઝાડની નીચે ભરાઈને નદી પર પડતા વરસાદનું સુંદર દૃશ્ય જોઈ રહ્યાં. વરસાદ બંધ પડ્યો ત્યારે અમે જાણે કે અમારે માટે ખુલ્લો પાર્ક કર્યો હોય તેમાં ફર્યાં, વાતો કરી, અને થાક્યાં ત્યારે વાંચ્યું. અમારી આસપાસ રંગરંગિત ઝાડો હતાં. વિલોની રાતા રંગની ડાખળીઓ પર ભૂખરા રંગની છાલ હતી. કાળાં વાદળાંની સામે જણાતી ડાખળીઓ પરની છાલ જાણે રૂપેરી રંગની જણાતી. ઘેર જતી વખતે નદીની પેલી પાર એક ટેકરીની પાછળ સૂરજને આથમતો અમે જોયો. અમે લગભગ બે કલાક સુધી વાદળાંના બદલાતા રંગો જોયા કર્યા. રાતા અને નારંગી, અનેક ભાતના લીલા, કીરમજી અને સોનેરી રંગો જણાતા હતા. બરફના તરતા કટકાઓ પર સૂર્યનાં કિરણો પડતાં હતાં અને તેના પર ગુલાબી, આછાપીળા અને બીજા અનેક ભાતના રંગો બદલાયા કરતા હતા. નદીના કેટલાક ભાગ પર તો હજી સુધી બરફના ઢગલા ખડકાઈ રહ્યા હતા. ઘાસ મખમલના જેવું દેખાતું હતું. નદીના પાણી પર આસપાસનાં ઝાડ વગેરેના પડછાયા જણાતા હતા. અંધારું થવા આવ્યું ત્યારે અમે ઘર તરફ પાછા વળ્યાં, પણ આકાશની અંદર નાના હીરા જેવો ચાંદ અમારા જોવામાં આવ્યો."

"એપ્રિલ ૩૦. અમારી નાની છોકરીનો જન્મદિવસ છે તેથી આજે વૅગ્નર કુટુંબને જમવા બોલાવ્યું હતું. ટેબલનો શણગાર છોકરીઓએ બહુ સુંદર રીતે કર્યો હતો. અમે ચારેક કલાક સુધી વાતો, મશ્કરી, મજાહ, આનંદમાં વખત ગાળ્યો. જ્યારે હેરી આવી રીતે મશ્કરીઓના તોફાન પર ચડે છે ત્યારે મને ખૂબ જ ગમે છે. છોકરાંઓ આનંદથી પ્રફુલ્લિત બની ગયાં હતાં. અમે સૂવા ગયાં ત્યારે હેરીએ કહ્યું કે એને તાવની ધ્રુજારી ચડી હતી, તેથી મેં તેના પર ધાબળા નાખ્યા, અને એ ઊંઘી ગયો."

## અંત

ડા. રિકેટ્સને ટાઈફસ લાગુ પડ્યો હતો. એના રોગની તપાસ, રોગમાં લાગુ પહેલો નિદાન, રેબેકાની રાતદિવસની માવજત વગેરે વિગતોમાં ઊતરવાની જરૂર નથી. એક મહિના પહેલાં જે વોલ્ગા નદી પર આ દંપતીએ કલાકોના કલાકો આનંદમાં ગાળ્યા હતા તે નદીના એક ભેખડ પાસે ૧૩મી મેના દિવસે સૂરજ આથમતો હતો તે વખતે ડૉક્ટરનું શરીર રશિયાની જમીનમાં દાટી દેવામાં આવ્યું. મંદ મંદ વાયુ, અને પક્ષીઓ મધુરું સંગીત ગાતાં હતાં, સૂર્યનાં કિરણો કબર પર આછો પ્રકાશ નાખતાં ગયાં.

સંપૂર્ણ]

☆

# ગોપિકાગીત

[ શ્રીમદ્ ભાગવત : દશમસ્કંધ, અધ્યાય એકત્રીસમો ]

નાગરદાસ અ૦ પંડ્યા બી. એ.

ગોપીઓ કહે છે—[ લલિતછંદ ]

વિજય છે વ્રજે આપ જન્મથી,
નિત નિવાસ જ્યાં લક્ષ્મીદેવીનો;
પ્રિય, જુઓ દિશે દાસી આપને
ખોળી રહી ધરી દીલ આપમાં. (૧)

શરદના સરે ખીલિયા રૂડા,
કમલગર્ભશા રમ્ય નેત્રથી
વગરમૂલની દાસીને હણે
વધનું પાપ ના નાથ લાગતું ! (૨)

વિષ જલે થકી, સર્પ, દૈત્યથી,
પવન, વૃષ્ટિથી, વીજ, વહ્નિથી,
વૃષભ દૈત્ય ને સર્વ ભીતિથી
પ્રિય કિધું અમો સૌનું રક્ષણ ! (૩)

નહિ તમે ખરે ગોપીપુત્ર છો !
અંતરાત્મના જાણ દેહીના,
વિનવતાં અજે વિશ્વ રક્ષવા
ઉદય આપનો યાદવો વિષે. (૪)

ભવભયે પડે આપ શર્ણ જે
અભય, એમને નાથ આપ તું,
કરનું આહક લક્ષ્મીદેવીના
અમ શિરે ધરો હસ્તપદ્મ તે. (૫)

વ્રજપીડાહરા ! વીર નારીના !
જનઅર્દ હણી ને હસો હરિ,
સહુ અમે સખા દાસીઓ તમ
વદનપદ્મ તો ચારુ દાખવો. (૬)

ફલતું નમ્રને, પાપ ટાળતું
પશુ પૂંઠે ફરે, ધામ લક્ષ્મીનું,
ફણી ફણા ધર્યું જે પદાબ્જ તે
અમ સ્તને ધરો કારવા સ્મર. (૭)

કમલનેન, સુજ્ઞોની પ્યારી તે
મધુર વાક્યની મીઠી વાણીથી
મુગ્ધ સૌ અમે દાસી, તેમને
અધરનું અમી દે ઉભી કરો. (૮)

કવિ કહી કથાની સુધા તમ
અઘહરા દુઃખીને જીવાડતી,
શ્રવણ મંગલા, ધન્ય નિત્ય જે
અહીં ભણે જનો સર્વશ્રેય દે. (૯)

પ્રિય તમ સ્મિત, દૃષ્ટિ પ્રેમની,
રમણ, મંગલ ધ્યાન જેવું તે,
હૃદય સ્પર્શતી શુભ વારતા,
કામી, અમ મને ક્ષોભ દે કરે. (૧૦)

વ્રજથી જાઓ છો ચારવા પશુ,
પદ્મ રમ્ય ત્યાં ચર્ણ આપનાં
શૂળથી કંકરોથી વિંધાય તે
જાણી અમ મને ખેદ થાય છે. (૧૧)

વદનપદ્મ છાયું ભુરી લટે
લઈ પધારતા ઘેર સાંજરે
ધુળથરે ભર્યું જોઈ તે અમ
મન વિષે થતો જાગ્રત સ્મર. (૧૨)

અરવ્યું લક્ષ્મીએ, ભક્તકામદ,
ભૂષણ ભૂમિનું, શર્ણ સંકટે,
ચરણપદ્મ શાન્તિનું ધામ તે,
અંમ સ્તને ધરો કષ્ટ ટાળતું. (૧૩)

રતિ વધારતું, શોકહારક,
ભજવતાં ચુમે ખૂબ તેણુ જે,
ભુલવતું બિજાં રાગ લોકને,
અધરનું અમી માગીએ અમે. (૧૪)

વન દિને ભમો યુગ શી બને
ઘડી અમારી, ના જોઈ આપને,
મુખ વળી રૂડું, માનીએ જડ
પલક નેનમાં સર્જનારને. (૧૫)

પતિ, સુતો, કુલે, ભાઈ, બંધુઓ,
અતગણી તમો પાસ આવી સૌ
સ્મરથી મુગ્ધ, જ્ઞાતા ગતિ તણા,
ખલ, સ્રીને તજે કોણ રાત્રિએ ? (૧૬)

સ્મર જગાવતાં, શુભ વાતને
મુખ હસંતું, પ્રીતિકટાક્ષએ,
ઉરવિશાલ લક્ષ્મીનું ધામ તે
નિરખી કામના મુગ્ધ થૈ અમે. (૧૭)

વ્રજ અને વને વિશ્વમંગલ
વ્યક્તિ તમ પુરી પાપહારિણી,
સ્વજન ઉરનું રોગ હારિ દો
તમ વિષે સ્પૃહાવાળીને કંઈ. (૧૮)

જે આપનું ચરણપદ્મ ડરી અમોએ
ધાર્યું હતું અમ કઠોર સ્તનો પરે તે
અર્થે ફરો છ વનમાં; ન શું કાંકરાથી,
તે દુ:ખતું, મતિ ભમે અમ એ વિચારે! (૧૯)

# ઘરકુકડી

ઉમેશ કવિ

['ગતાંકથી ચાલુ ]

[ હાથમાં લાકડી, માથે રાત હોવા છતાં પાઘડી પહેરેલો પગી આવે છે. થોડો છક્યા જેવો એ દેખાય છે. ]

**મુનીમ :** ( દરવાજાનો ખડખડાટ સાંભળી ) કેમ, પગી ?

**પગી :** ઓલ્યા, સખણા બેસતા નથી બેઠા બેઠા ફૂંક્યા કરે છેઃ " વદીવદ આવો ને તેવો. ધર્મશાળા છે કે હોટલ. એકને ગોળ તથા બીજાને ખોળ જેવી પક્ષાપક્ષી કરે છે. પૈસા ખાવા સારુ. " તે મારાથી નથી સંખાતું હવે !

**મુનીમ :** ( ગમ ખાઈ જતાં ) હશે. ભલે બોલે. આપણે સૂઈ જાવ તમતમારે ! :

**પગી :** તમેય મગનભાઈ! ઓલિયા જીવ છો! ઈ તો ગામના ઢેરને કપાસિયાની જ આંખ્યું હોય. એવી મલકની વેજ્યાની પાસે પોચું મૂકવામાં સાર નહિ. તમ જેવાને લાંચીયા કીએ ઈ શે સાંખ્યું જાય ! એમાં આપણી આબરૂ શું ?

**મુનીમ :** એમાં આપણી આબરૂ એવા એકએ અક્કલદરપુના લવારાથી થોડી વહી જાય એમ છે ! પગી ! એમાં શો માલ છે. આપણે આંખ આડાકાન કરવા. એવાના મોં કાળાં. આપણે કેટલાકની જોડે ઝગડતા ફરવું ? એમાં આપણી શોભા નહિ. ઠાલા ઉજાગરો તાણો છો તે થોડા ઝંપો, જાવ !

**પગી :** આ તો ઓલ્યા જાનવાળા મારો જીવ ખાય છે કે મુનીમ સાબ્યને કીઓ કે આ બે જણા ખણખોદ કરે છે તે ધરમશાળાએ થોડા એમના રાખ્યા છે તે બેઠા છાણા થાપે છે. એવી મૂસાઈ કરે છે તે ક્યાં ધરમશાળા એના બાપે બંધાવી છે ? પડ્યા રે'તા નથી ને પોચું ભાળી ગયા છે તે !

**મુનીમ :** હંમ. હંમ. ઈ જાનવાળાએ દોઢડા લાગે છે. એને કહીએ કે તમતમારે તમારું સંભાળોને ! ઠાલા ચોવટ કરો છો તે. તમને શું પેટમાં દુઃખે છે ? હશે...જાવ તમતમારે......

**પગી :** ઇ તો વર જરા પાકટ ઉમરનો ભાળ્યો એટલે કહે કે " બાળા લગન છે ને રાતવરત કરી નાખવા માગે છે. કાયદો...કેવો ભૂંડો...સરસતીનો કે એવો કોક કાયદો તૂટે છે. કન્યા બિચારી ગભરુ છે. આવા લગન અટકાવવાં જોવે. પોલીસને ખબર કરવી ને છોકરીના વાલી થાવું. " અને ઘણુંય બોલતા 'તા. તે વરવાળાને થોડું એવું સારું લાગે ? મેં દાઢ્યા પાડ્યા તે રીયા. નીકર તો માથાં ફૂટત.

**મુનીમ :** માળા ઈયે ડીકરાં સારુ નિભાડો ભાંગે તેવા લબાડ નીકળ્યા : રખડુ. હાલો હું આવું. ક્યાંઈક ભવાડો કરે નહિ.

**પગી :** એટલે તો આવ્યો.

**મુનીમ :** હં. હં. એમાં શો માલ છે. ( જતાં જતાં ) મધો સ્ટેશને ગયો છે ને ?

**પગી :** હા. એ તો હવે હમણાં આવવો જોવે. ટેમ થઈ ગયો છે.

[ ફાટક બહાર નીકળી ડાઘને ભાળી મુનીમ ત્યાં ઊભો રહે છે. પગી મુનીમની પડખે ઊભો રહે છે. સામે કોઈ હોય તેમ બન્નેના વલણથી માલૂમ પડે છે. ]

**અવાજ ૧ :** અહિંયા જ લાગે છે!

**અવાજ ૨ :** આ આવ્યા.

**મુનીમ :** કેમ ભાઈ?

**અવાજ ૧ :** આ તમારા રખેવાળે પેલા જાનવાળા પાસેથી લાંચ ખાધી છે.

**પગી :** જુઓ મગનભાઈ, હવે ઈ મોઢાં શું માગે છે, બોલો!

**મુનીમ :** એમાં તમે ઠાલા શું કામ ચિંતા કરતા હશો? બોલ્યા કાળજા વગરના હશે તે દીધી.

**અવાજ ૨ :** આ તમારું પ્રામાણિકપણું?

**મુનીમ :** નહિ, પણ...મારે કેટલાક પગી બદલ્યા કરવા? એ તો મુસાફરોને કુટેવ પડી તે આપે. ત્યારે મારે શું રોજ નોકર ગોતવા જવું?

**અવાજ ૧ :** એમ નહિ. પણ આ ચોકીદાર, અમને બહાર શું કામે ન જવા દે?

**પગી :** મગનભાઈ, ઈ પોલીસને તેડવા જાય તે અહીં શું ધાંધલ થવા દેવું?

**મુનીમ :** ત્યાં હાલો ત્યાં, અહીં સહુને શાન્તિથી સૂવા દો.

[ પગી સહિત જાય છે. ]

**આસ્તિક :** ( ઊઠીને દુર્ગા પાસે જઈ ) બહેન, ખોટું ન લગાડશો. તમે ચાલી ચલાવીને ખોડમાં આવ્યાં છો. હું તમને કહેતાં જ ભૂલી ગયો હતો. બહેન! જાગો છો? બહેન!

[ દુર્ગા સળવળતી નથી. ]

આ મુનીમ તથા મારા ભદુભાઈ ને મિત્રાચારી છે. એ ઓળખાશે તો હું અહીં ઊતર્યો છું. એટલે તો મારે આપણું ઓળખાણ ઢાંકવું પડ્યું!

[ ર્ગા અબોલ રહે છે એટલે થાકી કંટાળી પોતાની જગ્યાએ જાય છે. ]

**ચ્યવન :** ( એકાએક બેઠો થઈ જઈ આંખે બેઉ હાથ ચોળતાં ) આ મને શું થાય છે?

[ દુર્ગા ચમકીને બેઠી થઈ જાય છે. ]

ઓ પ્રભુ! સૂર્યમંડળ આસપાસ આ સૃષ્ટિ ફરે છે કે-સૃષ્ટિ આસપાસ મારું આ આસન? કંઈ સમજાતું નથી.

[ આસ્તિક પોતાનાં આસન પર બેઠાં આ સાંભળી રહ્યો છે. ]

ડાર્વિન અને ન્યૂટન...બૂલ્યો...ભાસ્કરાચાર્ય અને વરાહ મીહિર, અરે – વિદુષી લીલાવતી!...આવો. તમારા જ્ઞાનકાદવમાં ખૂંચેલાને બહાર કાઢો! આ શું થઈ રહ્યું છે: હું ક્યાં હોઈશ, મંગળમાં?

**દુર્ગા :** ભાઈ! શું થાય છે?

[ પાસે જાય છે. કપાળ પર હાથ મૂકી ઝુલ્ફાં સરખાં કરે છે. ]

**ચ્યવન :** હેં! કોણ બોલ્યું? મંગળની વેરાન ઉજ્જડતામાં આ કોયલ ક્યાં ટહુકી! ના. કોયલ અહીં કેવી! લાગે છે તો કોઈ કિન્નરી. ગંધર્વમૂર્તિ. શો પડજ સ્વરનો મધુર રણકાર.

**આસ્તિક :** ( આત્મગત જેવું ) નાલાયક. ( દુર્ગાને ) બહેન! એમને ન છેડશો. ન ફોડશો એમનો કાવ્ય-ચશ્મો.

**ચ્યવન :** મંગળ અને નરક્ વચ્ચે જ્યહાં ઝેટાં નથી ઓઠતાં. શેતાનની આ કર્ણકટુ ઝાં...પણ...પણ...મને આ શું થાય છે ? ઓ પ્રભુ ! ઉંહ...અંદ !

**દુર્ગા :** એમની સારવાર તો થવી જોઈએ ને ?

**ચ્યવન :** સંકલના તૂટતી જાય છે. વિચારોના પ્રવાહ વચ્ચે કોઈ એકેક ખડક મૂકતું જાય છે. હું કોણ ? ક્યાં હતો ? ક્યાં છું ? શું કરું છું ? ઈશ્વર જાણે મારું શું થશે ?...

**દુર્ગા :** અહા ! આત્મજાગ્રતિ લાવે એ નશાબાજીયે શું ખોટી !

**આસ્તિક :** નરી પામરતા. નાસ્તિકતા.

**દુર્ગા :** નહિ. દરેક નશાબાજ મોટે ભાગે એકેક નિષ્ફળ મહાપુરુષ હોય છે. જેની અભિલાષાઓ છૂંદાઈ ગઈ હોય, જેના આશાદોર તૂટી ગયા હોય, જેના ભાવ ચીમળાઈ ગયા હોય : તે બધા, કંઈ ને કંઈ વ્યસનનો સહારો મેળવી મનની ભોંઠામણથી મુક્તિ મેળવે છે. જગતની છિછરતા સ્વાર્થમયતાથી કંટાળેલાઓનો એ મોટો સહારો લાગે છે.

**આસ્તિક :** આળસુઓના એ અકરમીઓ પીર હોય છે !

**દુર્ગા :** એ એમનું વેર હોય છે.

**ચ્યવન :** આ બોલાય છે તો કોઈ પરિચિત ભાષા. મને હું લાગું છું તો ગુજરાતના કોઈ વિભાગમાં. અને ગુજરાત એ કયા દેશનો પ્રાંત છે તે ચૂકાઈ જવાયું. અમે વિશ્વની ભૂગોળો ભણી વતનની સંકુચિતતા ફેંકી દીધી છે. હા...શી અમારી હિંદીઓની...હં... હિંદ...વિશ્વબંધુતાની ઔદાર્યતા...કો દિવ્ય...એ...

**આસ્તિક :** બહેન ! એમની ચિંતા કરવા કરતાં અત્યારે તો પગનીચેનું બળતું જોવાનું છે.

**દુર્ગા :** એમના નશા કરતાં વધુ બેફામી તો મને વગર નશાએ વરી છે. દેખે આગે આગે ગોરખ જાગે ...

[ લંબાવે છે. ]

**આસ્તિક :** નહિ. પણ એમ આંખમિંચામણાં કરવાં સારાં નહિ !

[ મુનીમ એમનાં સ્ત્રી દીકરી તથા પગી સહિત પ્રવેશે છે. અવાજ સાંભળી આસ્તિક ડાહ્યોડમરો થઈ સૂઈ જાય છે. પગી ઓસરી પર સામાન ગોઠવી ચાલ્યો જાય છે. સોહિનીએ ઝાળી ઊંચકી છે. તે થેલી બિસ્તર પિત્તળના પેચવાળો ડબરો. એક પછી એક ઘરમાં મૂકતી જાય છે. ]

**ગૌરી :** હાશ. ( પડસાળ ઉપર બેસી જાય છે ) જમવાનું શું. કરતા ?

[ એ મુનીમની બીજવારની પત્ની છે. મોટો અંબોડો. લાંબી ડોક. લોહીભરેલ કાઠાળી દેહાકૃતિ, વસ્ત્રોની ટાપટીપ વગર પણ એને ઠસ્સાદાર દેખાડે છે. જાતની ચેળાનું સાંશીર્ય બાદ કરીએ તો દરેક રીતે આ એક નિરોગી સુંદર પ્રૌઢા છે. યુવાનોનાં મસ્તી રૂપ-ભાવ, કલા-પ્રેમ, ખંત, હલક અને ચિવટાઇમાં ફેરવાઇ જઈ એનામાં એક અનોખી શાંતિ ઉપજાવી ચૂક્યાં છે. ]

**મુનીમ :** હશુકીયાં જ તો ! આપણને ભા થીસીના કાચાં કોરાં ન ગોઠે. જે એકટાણું થયાં તે !

**ગૌરી :** થોડા દિવસ વધુ રોકાણું હોત તો વાત અપવાસે પહોંચત ! અમે જાણીએ ને ! એટલે તો ઉતાવળ કરી.

**મુનીમ :** ક્રીધા કરતાં ચાર દિવસ વધુ રોકાયાં ઈ તો કાંઈ ગણત્રીમાં નહિ હોય, ખરું ?

**સોહિની :** હં...બાપુજી ! અહીં...(હિંડોળા પર સૂતેલી વ્યક્તિને નીરખી રહી)

[મુનીમની પહેલી મૃતપત્નીની નીલીભૂરી આંખ, વાંકડિયા મુલાયમ રેશમી વાળ, પાતળી દેહયષ્ટી-વાળી એ અપરિણીતા કુમારિકા છે. જેની મુગ્ધાવસ્થા પિતૃ-ગૃહે વિકસિત થઇ ચૂકી હોય એવી બાપનો ભારો થઈ પડે એવડી એ મોટી છે. છતાં જે પરણીને સાસરે જાય ત્યારે જુવાનજોધ દીકરો ફાટી પડ્યા જેવું થાય એવી ડાહી છે.]

**ગૌરી :** કોઈ બાઈમાણુસ લાગે છે ! તેં મેમાન તો નથી ને ?

**મુનીમ :** હં, હા...આપણે હવે સવારે વાતું કરીશું. તમતમારે સૂઈ જાવ ! અને એમને સહુને સૂવા દો.

**ગૌરી :** તમારું શું થશે ? તમે ક્યાં સૂશો ?

**મુનીમ :** હું તો મારે ઑફિસમાં પડ્યો રહીશ. હજી તો ઓલ્યા ક્યાંઇક પોલીસને તેડી આવે તેની સંભાળ લેવી પડશે. બેટાઓએ ધાંધલ કરી મૂક્યું છે ને કાંઈ !

**ગૌરી :** તમને સાક્ષી–બાક્ષીમાં તો નહિ જવું પડેને ?

**મુનીમ :** એમાં શો માલ છે ! હં. હવે ગોદડીઓ મૂકો, ને હું જાઉં છું !

[જવા જાય છે. મા–દીકરી પણ ઓરડામાં જવા કરે છે ત્યાં કંઇ યાદ આવ્યું હોય તેમ પાછા ફરીને]

જોયું ? ભૂલાઈ જાય છે. (આસ્તિકના ખાટલા પાસે આવી, ધીરેથી) આસ્તિકભાઈ ! વખત થયો છે હો ? ધારણું વળી ગયું. આ એમ છે !

**ગૌરી :** (બારસાક પકડી ઊભાં રહી અંદરથી ડોકાતાં) આસ્તિકભાઇ ? આવ્યા છે ! ક્યાં ... હાઆઆ !

[સોહિની એ સાંભળી ગૌરીની પડખે રહી ડોકાતી આસ્તિકને જોયા કરે છે.]

**મુનીમ :** ધીરેથી બોલ્ય ને બા.

**ગૌરી :** તે પણ શું કામ ઉઠાડો છો એમને ?

**મુનીમ :** તું આવી તે જ ગાડીમાં એમને જવાનું છે. આમ રોકાતા નો'તા. ને તારા વગર હું એકલો ખાતર–બરદાસ્ત કેમ કરી શકું ? એટલે ગેય મોળું મૂક્યું હતું. હવે ભલે સૂતા.

[મુનીમ જવા કરે છે દરમ્યાન]

સ્વપ્ન : (ભેખાડ્યો) ઓ પ્રભુ ! હવે હું શું કરું ? મ્હને........વર્ષો ! સકલ મેઘ–મંડળ તૂટી પડો ! સૃષ્ટિને નવપલ્લવિત કરતાં ઓ સનાતન પ્રાકૃતિક તત્ત્વો ! બુંદો ! આ પૃથ્વી–આંગણું. ચારે......ઓ......ત્યાં જુવો......રહો......થોડું થંભો, મહારાજ જલધર ! તવ શિશુભ્રાતની આણ છે ! અવમાનો છો ? એમ ? વાયુ ! ચીરો આ ક્ષુદ્ર મેઘાડંબરને ને રક્ષો મારી જીવનમૂર્તિને ! હું કરસ્થાદાત પત્રથી હેની પલળતી સુકુમાર કાયાને ઢાંકું ત્યાં સુધી થોભો ! દેવ ! જુવો મ્હારી આત્મપ્રભાશી એ ભીંજાઈ રહી છે.

[એક હાથ ઊંચો અર્ધસંપુટાકાર કરી ઊંચે જોઇ રહ્યો. શાન્ત થતાં જતાં પાછો આસને ઢળી પડે છે.]

**ગૌરી :** હાઆ...!-આ તો (સોહિનીને અર્થસૂચનભર્યું) આપણી સંસા હતા તેમાં નો'તા બોલેલા? યાદ આવ્યું?

**મુનીમ :** (જો કેન્ટીનને ટેકે આ સાંભળતો ઊભો છે) હવે તમે સૂઈ જશો? એમણે બિચારે થોડી ભાંગ પીધી છે. ઊલટી કરી છે. એટલે હમણાં મટી જશે!

[જાય છે.]

**સોહિની :** બા! ભીનાં પોતાં મૂક્યાં હોય તો!

[ખુરશી નીચે ફેંકાઈ જાતી સ્વપ્નની ટોપી જોતાં સોહિની ખૂબ જ ખીજી તેને ક્યાં મૂકવી એ વિચારમાં હાથમાં રમાડતી છેવટે હિંડોળાની આંકડીમાં ભેરવી પગથિયાં પર બેસી જાય છે]

**ગૌરી :** (ખોટો ઠપકો આણી, રીસ અને વહાલમિશ્ર—લાડ કરતી, હળવેથી) સોહિની! ગાંડી ન થા, બહેન! નાતેય નેડો નહિ એવા માટે, કેટલું સમજાવ્યું તોય હજુ ગળે ન ઊતર્યું; કાં?

**સોહિની :** (રડમસ) મેં એવું કંઈ કીધું કે વઢો છો?

**ગૌરી :** (આશ્વાસતી) એ વઢ્યું કહેવાય? (હળવેથી) પણ તારા મનમાંથી એ ભૂત હજુ નીકળ્યું લાગતું નથી. મારે પીયર જવાના કંઈ કોડ ન હતા!

[આસપાસમાં જોઈ લઈ, બધાને ઝંપેલાં જોઈ નિર્ભયપણે ગુપ્તવાતને ધીરે અવાજે કહેવાથી નેગળી થઈ]

હું તારા માટે ગઈ હતી, બાઈ! કે જો કાંઈ ભૂલવા પામે તો. તારા બાપ એવાંથી વિરુદ્ધ છે. મેં તો એને સમજાવ્યા કે એમાં ડરો છો શું? હવે તો એવાં લગ્ન થાય છે!

**સોહિની :** (સજિજ્ઞાસ) હા, તે?

**ગૌરી :** તે શું! ઊલટાની મને લેતા પડ્યા કે તને બહુ દાઝ્યું બાઈ! તારી પેટની જણી હોત તો આમ ચોવટ કરવા આવત નહિ. ઊલટી તું એને ફટાવી મૂકી બગાડવા બેઠી છો...તે છોકરીને બીજી રીતે તો દુઃખી ન કરી પણ આમ એનો ભવ બગાડીશ. એવું...એવું. સમજી! એને કેમ કરી સમજાવું કે તું મને કેટલી વ્હાલી છો!

**સોહિની :** પણ બા, બા...! (બેઉ હાથથી મોઢું ઢાંકી લે છે).

**ગૌરી :** (નજદીક આવી માથે હાથ મૂકી) તું જાણ્ય અને તારા બાપ જાણે. મારે શું? (છણકાતી અંદર જવા કરે છે).

**સોહિની :** (વધુ ઓછું લગાડતાં) પણ બા......!

**ગૌરી :** હા. તે હવે નાની ગગલી હોઈશ, ખરું! સ્નેહલગ્ન સ્નેહલગ્ન શું કરતી હોઈશ. આ હું ને તારા બાપ થોડાં સ્નેહલગ્નવાળાં છીએ, કહે? છતાં જોઈ લે અમારો સંસાર! ગાંડી! સ્નેહલગ્નની પોકરાણ પાડનારાઓ અક્કલના દિવાળીયા હશે. સાચું ખોટું કાં તો સમજતા નથી કાં એકડું નકટાની જમાત જેમ વાડો વધારે જાય છે. તારા બાપને પરણીને હું અહીં આવી તે પહેલાં મારું દિલ આમના (ચાંપ્તિ તરફ આંગળી ચીંધી) તરફ દોરાયેલું હતું. લે, બસ! નાની બહેન માની છે. દીકરી નહિ હોં! નહિંતર આમ કોઈ પેટછૂટી વાત ન કરે. તે શરૂ શરૂમાં—પરણ્યા પછીના થોડા દિવસો ઉકઉક લાગ્યું. એવું થોડું ન ગમતું!

**સોહિની :** ( માતાએ આંગળી ચીંધી તે વ્યક્તિ તથા દિશા તરફથી નજર ખેંચી લેતાં ) કોણ આસ્તિકકાકા, બા ? હા આ !

**ગૌરી :** બધું ગમતું જ જોઈએ. અગમતું કંઈ ન ગમે એમાં તો આપણાં મનની નબળાઈ છે !

**સોહિની :** એટલે આસ્તિકકાકા અવારનવાર આપણે ત્યાં આવજાવ કરે છે, હં.

**ગૌરી :** હા, એ બિચારા હજુ એમ માને છે કે પોતાનો સ્નેહ એવો ને એવો અખૂટ પ્રવાહમાં એ જ રસ્તે વહી જાય છે. તે હેતનું હાંડલું હોય નહિ જાણે તેમ લાગ મળ્યે બાપમાં પડીએ એવું એવું કીધા કરે છે, પાછા !

**સોહિની :** બા, તારી ગેરહાજરીમાં મનેય કદિક કદિક એવું ગોળગોળ કહે હો ! અને ટગરમગર સામે જોઈ રહે તે આપણે મૂંઝાઈ જઈએ–એવું !

**ગૌરી :** હા. હું જાણું ને ! જેમ તારા બાપમાં રફતે રફતે મારું મન ઠર્યું, ને મારાં પડળ ખૂલ્યાં તેમ તેમની આંખમાં પણ હું એક બીજી સ્ત્રી ભાળ્યા કરું છું !

**સોહિની :** તે, હું એમ ?

**દુર્ગા :** (અચાનક બેઠાં થઈ) ના, હું બહેન !

**ગૌરી :** ( ચોંકી ઊઠતાં, સ્વગત જેવું ) લે બાઈ ! આ લોકો તો જાગે છે ને શું ?

**સોહિની :** ( ફફડી ઊઠતાં ) વોય માં, બધુંય સાંભળ્યું લાગે છે !

**દુર્ગા :** ( મા–દીકરી બન્નેને ચમકતાં જોઈ એમનો સંકોચ ઉડાડવા કરતી ) એટલાં તમે ચતુર છો, બહેન ! નહિતર લાગણીઘેલાં થયાં હોત તો મારી સ્થિતિમાં મૂકાત !

**સોહિની :** (સમજવા માગતી ) તમારી સ્થિતિ......?

**દુર્ગા :** છતે ધણીએ નિરાધારી; એવું બહેન ! મારા કહેવાનો આશય 'ઘર–ભાંગે' એવો છે !

**ગૌરી :** ( વાત ઉડાડતી ) મોઈ હું. તમને જગાડ્યાં ! અત્યારે સૂઈ જઈએ; સવારે વાત વળી.

**દુર્ગા :** જાગતાં જ હતાં. એ પણ જાગે છે !

**ગૌરી :** ( ભોંઠામણ અનુભવતી દેખાતી ) બહુ થઈ, આ તો !

[ આસ્તિક માથા પરનું ઓઢણ દૂર કરી ધૂંધવાતો મૂગો જ પડ્યો રહે છે. ]

**સોહિની :** આસ્તિકકાકા ! આમનું ઓળખાણ તો આપો ?

**ચ્યવન :** હેં. હં...હા. આ તો વિરામાસન છે. નથી નથી હો ખાણ. ( ખુરશી હોવાનું નક્કી થાય તેમ હાથ ફેરવે છે. ) મનુજગતની મહાખાણ તો ઓળખાણ અને સ્થિત–પ્રજ્ઞ માનવજાતની આંખેય ઓળખીતાં ફૂટે. કાન પરિચિત સ્વર સાંભળવા લલચાય. મનેય કંઈ હેતું ભારયું !

[ દરમ્યાન પગથિયાં પર બેઠેલી સોહિની ઊઠી સુશ્રુષાભાવે ચોકડી પાની ડોલમાં પોતાનો રૂમાલ બોળી પોતું કરી ચ્યવનના કપાળ પર મૂકે છે. ]

શીલભદ્ર: (પગ પંપાળતો) ઓ પ્રભુ! આસ્તિક; તું અહીં ક્યાંથી? ચાલ, ઠીક થયું. તું મળી ગયો તે!

ગૌરી: (દુર્ગાને જોઈ રહેતાં) પણ આ બધું છે શું?

શીલભદ્ર: (ગૌરીને જ જોઈ) તમારા ભાઈનો કાગળ હતો; ખૂબ શેકાણાં આ વખતે!

[ શીલભદ્રનું ધ્યાન હવે હિંડોળે બેઠેલી દુર્ગા તરફ જાય છે. એને આરસની પૂતળી જેમ હિંડોળાના સળિયાને અઢેલી બેઠેલી શોક કે હર્ષ કરતાં નરી ગંભીર વિષાદમૂર્તિ શી દુર્ગામાં પોતાના આવવાથી શરમ મર્યાદામાંનું કાંઈ ન સાચવતી હલનચલન વગર નિશ્ચેષ્ટ બની બેઠેલી જોઈ પોતે તેની નજદીક જઈ ઓશીકાં તરફના ખાલી ભાગમાં જગ્યા લેતાં માયાભર્યો લાગણીપૂર્વક દુર્ગાનો હાથ પોતાના હાથમાં સાહે છે. ]

(સ્થિર દૃષ્ટિએ સામું નીરખી રહ્યાં ભાર તથા આછઝઝર્યું) તું? અહીં...!

દુર્ગા: (હળવેથી હાથ છોડાવી લઈ) હવેથી મને ન અડશો! (ઊભી થઈ-જાય છે) મગનલાલ! ચાલો મને બારણું ખોલાવી આપો!

મુનીમ: એનું તે બને મારી મા?

ગૌરી: (સમજી જતાં, દુર્ગાને બાવડેથી ખેંચી સોડમાં લઈ ઘરમાં લઈ જતા કરતી) ખખડે! સંસાર છે, અને ઘેરઘેર માટીના ચૂલા છે બહેન!

મુનીમ: એમ ગણવા બેઠે પાર ન આવે હો.

દુર્ગા: મારે કોઈની સલાહની જરૂર નથી. એમના સંબંધીને બદલે ધર્મશાળાના મુનીમ તરીકેની મગનલાલ! તમારી ફરજ ન ભૂલો! ચાલો.

[ પગથિયાં ઊતરે છે. ]

આસ્તિક: બહેન!

દુર્ગા: મને બહેન ન કહેશો! તમારા અંતરમાં સાચો બહેન-ભાવ જ નથી!

આસ્તિક: (છંછેડાતો) મારા અંતરમાં ગમે તે હોય, તોપણ તમારે મને ભાઈ ગણવાનો છે, બાઈ!

દુર્ગા: મને એવો દંભી કે ભીરુ પુરુષ ભાઈ તરીકે નથી જોઈતો!

આસ્તિક: ભીરુ કે દંભી. હિંદ ઈંગ્લેંડ નથી કે પુરુષ-સ્ત્રી વચ્ચે મૈત્રી સંભવે! પતિ-પત્નીના સંબંધ વગરના સ્ત્રી પુરુષો વચ્ચે ઐક્ય-મેળ કે સહવાસ એ એક જ સંબંધ સાધી આપે છે એટલે એનો આશરો લેવો જ રહ્યો; સમજ્યાં? એમાં કોઈને દોષ દીધા જેવું નથી! સમાજનિયમોની ઊંચી ઘેરી વાડમાં સ્વાભાવિક પડેલાં એ વ્યવહારુ છીંડાં છે. કાં થોડું રહીને એ બોડાબારું બને છે, કાં કાંટાના ગાળીયાથી એને પૂરી લેવામાં આવે છે.

દુર્ગા: મેં તો ક્યારનીય એ વાડ કૂદી બતાવી છે.

શીલભદ્ર: (સ્વસ્થ થઈ) દુર્ગા! આ તો કંઈજ બન્યું નથી છતાં હોય તો પે તારે ઉદાર થવું ઘટે! સહુ ભૂલને પાત્ર છે. હું યે ભૂલું.

**દુર્ગા** : હું જાણું છું; પુરુષ ! તારી વ્હાલસોઈ પત્ની માટે ચિંતાભર્યો કે સંભાળ ખાતર તું નથી આવ્યો. એનું શું થશે ? ક્યાં જશે ? શું ખાશે ? મુંઝાશે : એ વિચારે દોડી આવ્યો નથી ! પણ, રાંડે ગજબ કર્યો, ભવાડો થાય તે પહેલાં લાવ ગોતી લાવું, મનાવું પટાવું : પછી ઠેકાણે લાવી દઉં, કે જિંદગી સુધી ઉંકારો ન કરે, બરાબર ?

**મુનીમ** : ( છેડાઈ પડતાં ) એમાં શો માલ છે. ભાઈડાને આટલા બધા રાક્ષસ જેવા ન ચિતરો બહેન ! એને હૈયું હોય છે. ને ઈશ્વરનો ડર હોય છે.

**દુર્ગા** : તે તમારા જેવા–સમજાવવા જેવા એકાદને ! વિરલ ... !

**આસ્તિક** : બહેન ! તમે મારા ભાઈને ખરે જ અન્યાય કરો છો !

**દુર્ગા** : એમને ભલે અન્યાય થાય. પણ આપને તો ન્યાય થાય છે ને ?

**આસ્તિક** : આ નાદાની કહેવાય, હો !

**દુર્ગા** : અત્યારે હવે શું શું નહિ કહેવાય; ખરું છે !

**શીલભદ્ર** : (સશંક) હં. એમ છે, ત્યારે. જાણે ચડાવી વીંછી નોતર્યો. જેની ઓળખાણ થયા પછી પ્રથમ ઘેર લાવતી વેળા મેં કહેલું કે કોઈનું ઘર ભાંગવા જેવું દુનિયામાં એકેય નીચ કામ અને અઘોર અક્ષમ્ય પાપ નથી !

**આસ્તિક** : અને પોતાની પત્ની પારકાની થઈ જાય તેવી આત્મ–અશ્રદ્ધાભરી ઈર્ષા કે બદલાના ભાવવાળા સ્ત્રી પ્રત્યેના અવિશ્વાસ કરતાં બીજી કોઈ અનાર્યતા નથી એમ હું બોલેલો !

**દુર્ગા** : ને મારે બોલવાપણું હતું નહિ. એકનું ઘર હતું, તે બીજાને નોતરી લાવતો હતો. એમાં મારો અવાજ ન હતો. હું કંઈ કુળવધૂ ન હતી. માનભરી પત્ની ન હતી. ન ભાવિપરિવારની માતા. ઘરકુકડી. ઢીંગલી ! ! !

**મુનીમ** : એમાં જ તો સ્ત્રીના પતિવ્રતા ધર્મની કસોટી છે, ને ?

**દુર્ગા** : ( વિચાર ભરી ) બાયડી ઉપર વહેમ. આવનાર માટે આશંકા. અહો ! સુધારકનેય નવી રૂઢી ફરી વસમી લાગે છે ? કેવો અગમતો આચાર ? એમનું ચાલે તો પાછી પડદેનશીન કરી મૂકે !

**આસ્તિક** : ઈર્ષાળુમાં પ્રેમી કરતાં વધારે ભાવ ભર્યો હોય છે. માત્ર તે વિકૃત થવા પામ્યો હોય છે, એટલું જ !

**શીલભદ્ર** : (દાઢમાં) એટલે તો અહીં મળવાનું રાખ્યું, ભાઈ !

**મુનીમ** : એ વાતમાં શો માલ છે. ઈ તો બિચારા અત્યારે ત્યાં આવવાના હતા. તમેંય શું ભદ્રુભાઈ ! મેં સૂવા દીધા ને ગાડી ચૂકાવી !

**દુર્ગા** : હતા તો જાગતા જ. મારી ચિંતા થઈ. એટલે રોકાઈ ગયા.

**ગૌરી** : ( જે અત્યાર સુધી હોઠે આંગળી મૂકી ઊભાં રહ્યાં સાંભળ્યા કરે છે ) તમેંય શું ડાહ્યાં બળતામાં ઘી હોમતાં હશો ?

**સોહિની** : (માતાની સહાનુભૂતિ થી ચટાવટ પૂરતી) કાકી...!

ચ્યવન : અંતર કોરાયું, પહેલવહેલાં દિવ્ય – દર્શનેઃ મ્હારે ધારે વાણી પછી. પ્રેમ યાચ્યો – વેગીલો – ઉત્સાહી – લાગણી–નિતર્યો, પ્રેમ. ન નકાર્યો, ન આવકાર્યો. પ્રેયસી મૂક રહી. એના ભેદભર્યા મૌને પ્રેમીનું જીગર ભેદાયું. આઘાતમાંથી અવિશ્વાસ અને અવિશ્વાસમાંથી નિરુત્સાહી પ્રમાદ. ફરી મૂક્યો ચીંથરાં ફાડતોઃ સંસારભરને શ્રાપ ભાંડવાનાં ને દોષ દેવાનાં. પ્રેયસી કરે છે એની સ્નેહની પરીક્ષા: વૃત્તિમાંથી સહાનુભૂતિ જન્મે છે. દયાભર્યો તેણે હાથ લંબાવ્યો. ના. પ્રેમીને દયા ખપતી નથી. સ્નેહે જોઈતો નથી. એણે સ્નેહની ઉષ્મા ગુમાવી હતી. એ ભૂમિકા વટાવી હતી. મોડું. ઢીલું. વાદળી! વર્ષાની આશામાં વાવી દીધેલાં બી સૂર્યતાપમાં બળી ખાખ થઈ ગયા પછી. એ તો ગંડયાં પછીનાં ડહાપણ! ઓહો હવે, જલ્દ કરો, તૃષા લાગી છે!

[ શાન્ત થઇ જાય છે. ]

**ગૌરી** : બિચારા ક્યારના કલ્પાય છે.

**મુનીમ** : ( સોહિનીને ) પાણી દેને બેટા! દેવાય એ તો! ( અવાક આશ્ચર્યમૂઢ વિચારચેનમાં રહેલા શીલભદ્રને) થોડી ભાંગ પીધી છે, સમજ્યા!

[ સોહિની કૂજામાંથી પાણી ભરે છે. ]

**આસ્તિક** : (કંટાળતો) ઉપાડો લીધો છે કાંઈ!

**દુર્ગા** : એ ભાઈ અસ્વસ્થ છે. મુનીમને દયા આવી ને એમને આશરો આપવાની જરૂર જોઈ. પછી પાંજરાપોળના ઢોર જેમ એ બિચારા પડ્યા સિવાય છે. હવે એમને સારવારની જરૂર છે એ કોઈ સ્વીકારતું નથી. જરાકે સ્વાર્થ હોત તો એના એ ભાઈ હથેળીમાં થૂંકાતા હોત.

**સોહિની** : ( પાણીના ભરેલા પ્યાલા સાથે નજીકમાંથી પસાર થતાં ) મેં નો'તું કીધું, દુર્ગાકાકી ?

**દુર્ગા** : ( સોહિનીને સંબોધતાં ) એમાં તારો એના તરફનો પક્ષપાતી મનોભાવ છે, તેથી. એ પણ એ જુવાન છે, તંદુરસ્ત છે, કાંતિમાન છે ત્યાં સુધી.

**સોહિની** : ( માઠું લાગ્યું હોય તેવી દેખાતી પાણીનું પ્યાલું ચ્યવનને ધરી ) લ્યો, થોડું પાણી પીઓ!

[ ચ્યવન, પાણીનું પ્યાલું મૂક રહી લઇ પીને પાછું આપે છે. દરમ્યાન ]

**શીલભદ્ર** : ( પોતાને લાગુ પાડી લઇતાં ) એમ!! નહિતર, આજનર કે જઈફ સ્નેહીને માણસ ખોડાં ઢોર જેમ કસાઈવાડે વેચી મારતાં હશે?

**મુનીમ** : કમળા જેવું છે. પછી બધું પીળું જ લાગે!

**દુર્ગા** : ઝાઝી વાતનાં ગાડાં ભરાય. મારે હવે એવી પડપૂછ શી? ચાલો મગનભાઈ!

**મુનીમ** : ગાંડા થયાં દુર્ગા! એમ ન થાય, બાપુ! આ તો કાંઈ થયું નથી ને એવું બન્યું હોય તો યે આમ ન થાય. એમાં આપણી ખાનદાની શી?

**દુર્ગા** : તમે જૂના જમાનાની ઘરેડના માણસ છો, એટલે ખાનદાનીનો અર્થ ન સમજો! આ આસ્તિકભાઈને પૂછો. એ તમને સમજાવશે.

**મુનીમ :** એમાં શો માલ છે ! જૂના જમાનામાં ખાનદાની ન હોય એવું કાંઈ થોડું છે ?

**આસ્તિક :** ( સૌંદર્યજ્ઞાધીનતાનું સુખ અને જ્ઞાનપ્રદર્શનની તક મળતાં મુનીમને સમજાવતી હોય ) કુલાભિમાન માટે માણસે જાન પણ કુરબાન કરવો; એ બરાબર. પણ, આબરૂના મોહ કે ડરથી માણસે અજુગતું સહન કર્યા કરવું એમાં નિર્બળતા છે. ગમે તેવું પોતાનું હોય પણ એના નિષ્પ્રાણ શબને કોઈ સાચવી રાખતું નથી. સત્યના જીવ વગરની નરાતાળ જૂઠી, કોઈના નરદમ સ્વાર્થ માટેની કેવળ વાહિયાત જેવી પ્રતિષ્ઠા એ એક એવું જ શબ છે.

**મુનીમ :** (એક કાને સાંભળી બીજેથી કાઢી નાખતાં) આપણે એવી વાતુંમાં ન સમજીએ. મુદ્દે ખાનદાની ઈ ખાનદાની. બાઈડીની ખાનદાની એના ધણી સાચવવામાં. ઓલ્યો બિચારો અધર જીવે પાછળપાછળ ભટકે ઈ એની ખાનદાનીમાં. એને લાગી આવે તો જ આવે ને.

**દુર્ગા :** ( દાઢમાં ) ખરું છે ! લાગી તો આવે જ. સમાજ જેને સંસ્કારી વિદ્વાન અને પ્રતિષ્ઠિત ગણે તેવો બાહોશ પુરુષ, પોતાની ત્રણ બદાગની બૈરી સાચવી ન શકે એ ઓછું શરમ-જનક છે ? આબરૂને બટ્ટો લાગતાં કંઈ વાર ?

**ગૌરી :** ( આત્મગત જેવું ) બાઈ તું તો જબરી નીકળી !

**આસ્તિક :** ( બીતાં પણ મીઠાશથી ) બહેન ! ઠાલું થૂંક ઉરાડવા જેવું છે. તેમ પાછળથી પસ્તાવું પડે. મનફાવ્યું બોલવાથી, લાગણીના તોરી કેફમાં જે તે કરવાથી, પરિણામે પશ્ચાત્તાપ જ હોય છે.

**દુર્ગા :** ખૂબ વિચારનો અંત એટલે ઘાણીનો બળદ. કાં વાયફૂવા અને સ્ટવ-ફાંસા અને કાં માનહીણું ટૂંબા ખાઈ પડી રહેતી ધાનના જીવ જેવી ગુલામડી. સાચાં ઓતાં વગરની માત્ર સ્ત્રી-શરીરી બાઈડી પુરુષોને શે ગમતી હશે !

**આસ્તિક :** ( પુરુષજાતનો પોતાને પ્રતિનિધિ માની બોલતો ) સાચી સ્ત્રી ધણીના દોષ માફ કરી એનામાં સદ્‌ગુણોને પ્રગટાવવાનો કાળજી વર્તાવ રાખી પોતાનું સ્વમાન પેદા કરી લે છે. એટલે આપગમ્યો ધણી ઉપજાવી લે છે. એટલે પતિ સર્જે છે. એવી સ્ત્રીઓએ હજારો દારૂડીયા, લફંગા, જુગારી, ભોટપતિઓનાં જીવન નભાવી લઈને એને સદ્દરસ્તે વાળ્યાના દાખલા મળી આવે તેમ છે. એવી સ્ત્રીઓ જ ધીરજ, ઉદારતા, સહનશીલતા અને અંતભરી ઉત્સાહિતાથી જ માત્ર પોતાની સુશીલતાથી જ સામાનો હૃદયપલટો કરી શકે છે.

**મુનીમ :** ( ભળવા કરતો ) ખરું છે. આમાં તો ઊતરું આપણે પગે બટકું ભરે અને આપણે એને પગે બટકું ભરીએ છીએ.

**દુર્ગા :** એવા ધણીમાં કુલાભિમાન સહૃદયતા કે આદરતા ટક્યાં હોય, પોતાની જીવનસંગીની પાસે અભિમાન ન કરતો હોય. ભોથો ગામડીયો ધણી સારો; પંડિત મૂર્ખ વેદિયો નહિ.

**શીલભદ્ર :** ( સરોષ ) હં......!

**દુર્ગા :** ( ડામતી ) આમ કરે રશિયાની મોટી મોટી વાતો. જ્યારે બાઈડીના કુગર્ભ-ગાભાના ખર્ચના જાહેરનામાં ચોડતાં ફરે. જાણે મોટો ગીર માર્યો હોય નહિ ? એવું વિરોધી જીવન ગમારધણીમાં ન હોય. બાઈડી જાણે અનાથ હોય ને તેને પોતે પાળતા હોય. જુગારી ધણીનેય ન હોય આ તો જાણે લૂટી મરતા હોય અને બાઈડી એની એના પરસેવા પર મોજ કરતી લાગે !

**આસ્તિક :** ( ન્યાયાસનેથી લાગે તેવું ) ભદુભાઈએ પૈસાની ગણત્રી કરી નથી. પછી તમે બધું એકતરફી ન ખતવ્યે જાવ.

**દુર્ગા :** ( જિહ્વા-ચાબૂક ફટકારતી ) અમસ્તા પૈસા ભેગા કરતા હશે. પૈસાનો અભાવ એમને શ્રીમંતોના દ્વેષી, વેરી બનાવે છે. એમાં બોલ્શેવિઝમની ભાવના ન ભાળશો. એ તો નર્યો આપ-મતલબી અણપૂર્યો—રૂંધાયા કરતો વિલાસભાવ છે. પૈસા કેમ વાપરવા એ તેઓ જાણે છે. જાણતા થયા છે. બસ. એટલે તેઓને પૈસા મળી જવા ઘટે તેવી તેઓની માગણી છે. પૈસાની તંગ-દસ્તીમાંથી એઓમાં જે જન્મ્યું, કાયમની હાયબીડમાં રહી ધૂંધવાતાં સ્વમાનમાંથી તેઓમાં જે ભભૂક્યું તે દ્વેષવિષ. એમાં સમાજની કલ્યાણભાવનાનાં તત્ત્વો ન ઢૂંઢશો !

**શીલભદ્ર :** ( ખીજ ગળી જઈ, ફરિયાદ કરી મૂકતાં ) જુઓ, મગનભાઈ !

**મુનીમ :** ( વાતને ઉવેખતાં ) હવે હાસો તંત મૂકશો, ભદુભાઈ !

**શીલભદ્ર :** હું કાંઈ બોલ્યો છું ? ઊલટું નિર્દોષ છતાં મારી માગી. જેને કોઈ કારણ વગર ઝગડવું છે, એનો શો ઉપાય !

**દુર્ગા :** જો કોઈ રીતે મનાઈ જતી હોય તો. એ સાચી માફી હતી ? વચનેષુ કિમ્ દરિદ્રતા ! ધણીપદાના તોરમાં માલિકીના હકની ખુમારીમાં, છૂપી ચોકીદારી કરતી તમારી અવિશ્વાસુ વૃત્તિના જે ડામ ખાધા કર્યા છે; કુટુંબની ગૃહલક્ષ્મી તરીકે જે સન્માનિત થવી ઘટે, તે સ્ત્રી; જેણે તમારાં ઘરમાં રહી જે કંઈ સહન કીધું છે, તેમાંથી છૂટતી વેળા એટલી રહીસહી માનવતામાં માફી માગે છે: કે તમારી થની રહેવાની બધી તૈયારીઓ જેની પાછી પડી છે એવી નિષ્ફળ — નિરાશ અને નિરાધાર સ્ત્રીને કદિક માનભર્યું સંભારજો !

[ આંસુ લૂછે છે. ]

**સોહિની :** ( ગળગળી થની જતાં ) એવું ન બોલીએ ભાઈસાબ.

**ગૌરી :** ( આંસુ લૂછતાં ) બહેન ! આ તો હજી નજીવી વાત છે. બીજી કેટલીય બાઈડીઓ મરી જાય તેટલાં દુઃખનાં ઝાડ ઊગે છે તોય ઉંકારો કર્યા વગર સહન કરી લ્યે છે !

**દુર્ગા :** ( નબળાઈ ઢાંકતાં ) એનો તો ધોખોય થાય ! જડ, અબુધ અને દોરધાણી; કપટી, દંભી કે ઘમંડી ન હોય. એવા લાગણી-વિવશને સાચવવો એ બહુ સહેલું છે. મીંઢો કે ડંખીલો વિદ્વાન મોંઘો પડે, સમજ્યાં !

**શીલભદ્ર :** ( ગણગણતાં, ધૂંધવાયેલો ) હજી વાર છે. એમ હિસાબ ચોકખા ન થાય

**દુર્ગા :** ( મક્કમ બની જતાં ) જુઓ ! બસ !!

**મુનીમ :** ભદુભાઈ !

**આસ્તિક :** તંતના પરિણામ તો જાણો છો. એમાંથી એકપક્ષે ઢીલું મૂકવું જોઈએ.

**શીલભદ્ર :** (સભ્યતાનું છીણું અંદરની હૈયાવરાળથી હલી જાય તેમ) તું તો રાખ ભાઈ! બહુ થઈ હવે. કોણ જાણે કયાં પાપ કર્યાં હશે કે તારો પરિચય થયો, ભાઈ!

**આસ્તિક :** (છીણું પાછું જેમનું તેમ ગોઠવતો) મને અન્યાય થાય છે, હોં ભદુભાઈ!

**શીલભદ્ર :** એટલો તું ભાગ્યશાળી છો ભાઈ, કે અન્યાય જ થાય છે. હવે બોલીશ નહિ, પુણ્ય ચાલી રહ્યાં હશે તો કંઈક બીજું થઈ બેસશે!

**મુનીમ–ગૌરી :** હં. હં.. ભદુભાઈ, જો આસ્તિકભાઈ!

**આસ્તિક :** ના રે મગનભાઈ! હું કાંઈ એના જેવો નાદાન છું? એ તો બિચારો અત્યારે આ બેહાલિયતમાં બેફામ થઈ ગયો છે, એટલે બેવકૂફી કરે, પણ મેં કાંઈ થોડી ભાંગ પીધી છે?

**ચ્યવન :** (જે હવે થોડો સ્વસ્થ લાગે છે, અર્ધ આંખ ખોલી, આછેરું મસ્તક ડોલાવતાં આંખમાં મીઠો ઠપકો આણી) ન ભૂલો કે પ્રસંગની અસર, વિજયાના નશા કરતાં, જ્યાદે હોય છે, મહાશય!

**શીલભદ્ર :** ને તું યે સાંભળી લે. આવવું હોય તો હજી સંઘરીશ, નહિતર ..આ રસ્તો પડ્યો. હાલતી થા! દેશ મોકળો છે.

**ચ્યવન :** ('જયા–જયંત' ટાંકતાં) " પૃથ્વી પટ પાથરે છે વિશાળ પોતાનો, જયાબા! લ્હમારે અને મ્હારે કાજ!"

**શીલભદ્ર :** પછી હું જોઈ લઉં છું કે કેટલેક જવાય છે!

**મુનીમ :** કદાચ ખાટલા વચ્ચેનું ખાટલા વચ્ચે!

**ગૌરી :** (સોહિનીને શીખ દેતાં) કીધું છે ને " રે'તો આપથી; નહિ તો જાય સગા બાપથી!"

**શીલભદ્ર :** (ક્રોધમાં ધ્રૂજતાં) હાથે કરીને પગ ઉપર કુહાડો મૂકે છે તે આંખ ઉઘડશે ત્યારે ઊને પાણીએ રોશે ઈ તો!

**દુર્ગા :** જે કંઈ થશે તે ભોગવી છૂટીશ. હવે ચિંતા ન કરશો. મેં એ બધી ગણત્રી કરી રાખી છે.

**ગૌરી :** (વિનવતી) હશે ભદુભાઈ! ટાઢા પડો.

**શીલભદ્ર :** ના, ના; પણ મારે તો એ નહિ તો એની બહેન, એક કરતાં એક્વીસ મળી રહેશે. આવી ઉમરાવ–નણદ નહિ તો ગરીબ ગામડીયણ મળે તો ઘર તો સાચવીને રહે! આવા ભવાડા તો નહિ હોય.

**મુનીમ :** આ બધું બોલ્યે કાંઈ વળશે નહિ, ઊલટું મનની ગાંઠ વળી જાય, ભદુભાઈ.

**શીલભદ્ર :** ના, ના; પણ જુઓ તો ખરાં! મિજાજ કરે છે ને! હું એનો બે બદામનો ગોલો હોઉં તેમ વગર વિચાર્યે ટકટક કરે છે તે લાજતી નહિ હોય! સાચું સહન તે કયાં સુધી કર્યે રાખવું? જવું હોય તો આ બારણું મોકળી પડ્યો છે. શું કામ ઊભી ..

રહી છે, કોણે રોકી રાખી છે. જાય ને ? ( દુર્ગા સામે જોયા વગર, એને સંબોધીને ) ઉપકાર કર્યો, બાઈ! આજ દિ સુધી રહ્યાં તેમાં, બસ. પધારો !

**દુર્ગા** : જઈશ સ્તો. મેં ક્યાં તાર કરી તેડાવ્યો'તો તને !

**શીલભદ્ર** : હ્યો કહો મગનલાલ !

**મુનીમ** : પતિને તુંકારો ન થાય, બ્હેન !

**દુર્ગા** : અને પત્નીને થાય ?

**ચ્યવન** : ત્વંકાર તો છે સ્નેહ-સમાનતા. ભક્તનું સ્તવન — ત્વંકારથી ભર્યું હોય છે. હેમાં તો છે પૂજાની સભર સૌમ્ય સરલ કરુણાભરી દીપ્તિ. હેમાં ક્રોધ અસૂયા કે મત્સર ન સંભવે.

**આસ્તિક** : ( શીલભદ્રને ) જે, પતિનાં આશ્રય-રક્ષણ કે પત્નીધર્મ ફગાવી ચાલી નીકળી હોય, તેની પાસેથી માનાપમાનની ઉપહાસભરી-આશા શી ?

**ચ્યવન** : પતિની મહોબ્બત-સર અટક્યા પછી આશ્રય કે રક્ષણનાં મમત-મ્હેણું કેવાં ?

**શીલભદ્ર** : ( ટપકો આપતો લાગતો ચ્યવનને ) અને પતિનો પ્રેમ પલટાય, તેમાં એવી સ્રીનો કંઈ જ ફાળો નહિ હોય, એમ જ ને !

**મુનીમ** : બે હાથ વગર તો તાળી પડી ક્યાંઈ સાંભળી છે ?

[ ફાટકમાંથી એકાએક હાંફળો-ફાંફળો પગી આવી પૂગે છે. ]

**પગી** : મગનભાઈ, પોલીસ આવ્યા છે !

**મુનીમ** : હેં ? ચાલો તો !

[ બે બેઉ જલદીથી ચાલ્યા જાય છે. ]

ચાલુ ]

[ આ નાટક આવતા અંકે પૂરું થશે. ]



# સંગીતકાર ખાંસાહેબ અબ્દુલ કરીમખાં

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

## ૧૨

### ખાં અલાદિયાખાં અને રહિમતખાં સાથે ગાયન

**ખાં**સાહેબ મહારાષ્ટ્રમાં સોલાપુર અને અહમદનગર બાજુમાં પહેલવહેલા ગયેલા તે અરસામાં ગુલામ રસૂલખાં, રજ્જબઅલીખાં, અબદુલેખાં (પ્રસિદ્ધ ગાયક નથ્થનખાંના પુત્ર તથા વિલાયત હુસેનના મોટાભાઈ) અને ભાસ્કરબાવા બખલેની સાથે હરીફાઈનું ગાયન કરી વિજયી થયેલા. તે વખતે શાસ્ત્રીય ગાયન મહારાષ્ટ્રમાં નવીન જ આવેલું હોવાથી ગાયનના ગુણ (quality) કરતાં ઓળખાણ અને લાગવગથી ગવૈયાઓ આગળ આવતા તેથી બીજા સારા ગવૈયાની જોડે ગાઈ ને ખાંસાહેબને પોતાનું શ્રેષ્ઠત્વ સિદ્ધ કરી બતાવવું પડેલું. "આવા સ્વર અમારા ત્રણ જન્મમાંય આવડશે નહિ" એવી શ્રી બખલે જેવા એક સારા ગવૈયાએ જાહેર કબૂલાત આપ્યા પછી, અને જેમ જેમ ખાંસાહેબની પદ્ધતિનું સર્વશ્રેષ્ઠત્વ રસિકોને આકલન થતું ગયું તેમ તેમ, ખાંસાહેબની જોડમાં આવવાની મહત્ત્વાકાંક્ષા બીજા બધાય ગવૈયાઓ છોડી દેતા થયા. છતાં જેઓનું મહત્ત્વ ખાંસાહેબની પહેલાં જ બહુ વધી જવા પામેલું તેવા બે ગાયકો સાથે ગાઈ પોતાનું અદ્વિતીયત્વ સિદ્ધ કરવાનું ખાંસાહેબને હજી બાકી હતું, અને ઉક્ત બે ગાયકો એટલે રહિમતખાં અને અલાદિયાખાં હતા.

અલાદિયાખાં અમારા ખાંસાહેબથી પંદર વરસ ઉમરમાં મોટા છે. જે વખતે મહારાષ્ટ્રમાં શાસ્ત્રીય સંગીત ન હતું તે વખતથી તેઓ મહારાષ્ટ્રમાં આવી પ્રતિષ્ઠા મેળવી બેઠેલા. તેમની ગાવાની પદ્ધતિ વિશિષ્ટ છે અને અઘરી કહેવાય છે. જુદા જુદા સ્વર ઉપરથી ઊપડતી બમણા સ્વરોની તાનો જોડીને વિશેષતઃ મિશ્ર રાગો તેઓ ખુલ્લા એક જ અવાજમાં ગાય છે. સ્વરનું નાનામોટાપણું, કંપ, મીંડ વગેરે મહત્ત્વના અલંકારો તેમના ગાયનમાં આવતા નથી. શરૂઆતથી જ તાનકારી શરુ થાય છે, એટલે વિલંબિત અને આલાપ તેમની પદ્ધતિમાં આવી શકતા નથી. જેથી રાગનું પરિણામ જે રસ તે ઉત્પન્ન થતો નથી. રાગના જીવ સ્વરોનો યોગ્ય ઉત્કર્ષ અને સ્વરોનો અખંડ અને સરલ આરોહાવરોહ કરી રાગસ્વરૂપનું યથાર્થ ચિત્રણ કરવાનું ધ્યેય (Ideal) તેમની કલાપદ્ધતિનું નથી, તેથી ઊલટું, તાનપરંપરાના છેડા જોડવામાં દૂરદૂરના સ્વરોનો સંયોગ કરી, તથા ભળતા જ સ્વરો ઉપર તાન માત્રિકાનો અંત્ય 'સ્વર' લાવી સ્વરોનો સંયોગ કરી, તથા ભળતા જ સ્વરો ઉપર તાન માત્રિકાનો અંત્ય સ્વર લાવી પ્રસિદ્ધ રાગચિત્રને તેઓથી વધારે સુંદર મધુર કે ભાવવાહી નહિ, પરંતુ સંદિગ્ધ એટલે કે અદ્ભુત કરી નાંખે છે, પરિણામે, અદ્ભુત રસથી થતો બુદ્ધિગમ્ય આનંદ તેમના ગાયનથી જરૂર થાય છે. આવી ગાનક્રિયાને સંગીતશાસ્ત્રમાં રાગનો તિરોભાવ નામ આપેલું છે, જેને રાગનું કાર્ટૂન કહી શકાય. ન સમજાય તેવું રાગચિત્રણ, મિશ્ર એટલે કે અપ્રસિદ્ધ રાગોનું ગાયન અને અવળી તાનરચના આ ત્રણ ગુણો વડે અલાદિયાખાંએ

ઘણાખરા ગવૈયાઓ ઉપર સારી છાપ પાડેલી અને રસિકો તો આવા ગાયનથી 'કાંઈ દિ' રસાનુભવ કરી શકતા નહિ તોય, આ ગાયન કઠણ અને અદ્ભુત છે એવું માની રસિકો અલ્લાદિયાખાં માટે આદરની ભાવના રાખવા શીખતા. મિશ્ર રાગસંગ્રહ તેમની પાસે સારો છે, એટલે તેવા રાગ મેળવવામાં મોટાઈ સમજતા ગાયકો અને પંડિતો તેમની પાછળ પડતા. "અલાદિયાખાંનું ગાયન ગવૈયાઓ માટે છે, રસિકો માટે નહિ" એમ તેમના એક પટ્ટશિષ્ય અને પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય પેટીવાદક તથા નટ શ્રી રેળેએ લખ્યું છે, તે યોગ્ય જ છે. તેમની પદ્ધતિમાં સુરેલા તથા સૂક્ષ્મ સ્વરો અને રાગાલાપ નહિ હોવાથી અબ્દુલ કરીમખાંની પદ્ધતિથી તે સર્વથા વિરુદ્ધ છે, એ કહેવું નહિ પડે. મહારાષ્ટ્રના આગેવાન બ્રાહ્મણ વર્ગનો જેમને સારો ટેકો હતો એવા બ્રાહ્મણ ગવૈયા શ્રી. બખલે અલાદિયાખાં પાસેથી કંઈ શીખવાનું મળે એ આશાથી બેઠકમાં તેમની પાછળ બેસી તંબૂર વગાડી સાથ કરવા મંડ્યા, જેથી અલાદિયાખાંનું મહત્ત્વ અનેક ગણું વધી ગયું. આ પહેલાં શ્રી. બખલેને અબ્દુલ કરીમખાંએ જીતી લીધેલા અને ત્યાર પછી ખાંસાહેબની કીર્તિ શ્રેષ્ઠ ગાયક તરીકે દિગંત પ્રસરવા મંડેલી એટલે અલાદિયાખાંનો સંપ્રદાય ઈર્ષાભરિત થઈ અબ્દુલ કરીમખાંને અલક્ષ ગાયનના સામના વડે નહિ પણ બીજા અનેક માર્ગે ઉતારી પાડવાના પ્રયત્ન કરતા દેખાતા, જેથી ઉઘાડી રીતે ગાયનની લડાઈ દેવા સદાય કટિબદ્ધ એવા અબ્દુલ કરીમખાં જેવા વીર પુરુષને બહુ ચીડ ચડતી. ગાયનની જુદી જુદી પદ્ધતિઓ અને તે દરેકનું સ્થાન તેઓ સમજતા, પણ સમકાલીન સારા સારા ગાયકો અને વાદકો સાથે ગાઈ પોતાની લાયકાત સિદ્ધ કરવાના સરલ માર્ગો છોડી દઈ બીજાઓના ખરાખોટા દોષોનું જ ગાયન કરી સંગીતસમ્રાટ બનવા જતા ગાયકવાદકોથી ખાંસાહેબને અજ્ઞ સમાજમાં ઘણીવાર નુકસાન પણ થયેલું, તેથી આવા સ્વયંસમ્રાટ્ ગાયકોને મહેફીલમાં ખેંચી જોડે ગવરાવવાની સંધિ તેઓ શોધ્યા કરતા. અલાદિયાખાં બહુધા જાહેર જલસામાં ગાતા નહિ. અને એક વાર રહિમતખાં સાથે હરીફાઈમાં ઉતરેલા ત્યારે, તે હારી ગયેલા. પૂ. સ્વ. ગાયકશ્રેષ્ઠ રહિમતખાં સાથે ખાંસાહેબે સેંકડો વાર ગાયેલું, જે હકીકત આગળ આવશે. મતલબ કે ઉપર જણાવેલા સંયોગોથી અલાદિયાખાં સાથે પોતાની કસોટી લગાડવા ખાંસાહેબ બહુ ઉત્કંઠિત થયેલા અને તેવી તક તેમને એક પ્રસંગે મળી પણ ગઈ.

સ. ૧૯૧૬માં ધારવાડ કર્નાટક કોલેજમાં વોરફંડમાં મદદ તરીકે મિ. કલેમેંટ્સ અને રા. બ. દેવલની ખટપટથી અલાદિયાખાં તથા ખાંસાહેબનો સંયુક્ત જલસો ગોઠવાયો હતો. મહારાષ્ટ્રના રાજામહારાજાઓએ આ જલસાની વ્યવસ્થા કરવામાં ભાગ લીધેલો, અને ઉક્ત સંયુક્ત ગાયનની જાહેરાત થવાથી જલસા માટે શ્રોતાઓની ખૂબ ભીડ થઈ. લગભગ પચીસ હજાર રૂપિયા જેટલું ઉત્પન્ન થયેલું. આ જલસાને સ્વપનાનું સ્વરૂપ આવ્યું અને અલાદિયાખાંની ભક્તમંડળી તરફથી સામનાની શરતો આવવા માંડી કે અબ્દુલ કરીમખાંએ પહેલાં ગાવું, તેમજ "ઉગીમ કાં કાંતા" (નાટકમાંનું ખાંસાહેબ ગાતા તે લોકપ્રિય ગાયન) ન ગાવું, વગેરે! મોટા કહેવાતા ગવૈયાએ છેલ્લે ગાવું, એવો બેઠકનો નિયમ છે. મિ. કલેમેંટ્સના આગ્રહથી ખાંસાહેબ પહેલાં ગાવા કબૂલ થયા અને બોલ્યા, "ચાહે તો મેરે સિરકે ઉપર બૈઠ કે ગાઓ! ઉસમેં ક્યા? મેં પહેલે ગાકે ગાલિચા બિછા દેઉંગા, ઉસકે ઉપર તુમ શાલજોટા બિછા દેઓ યા જાજમ બિછા દેઓ; જો હોવેગા સો કરો! મગર ગાઓ તો

સહી!" ખાંસાહેબે તોડ કાઢ્યો : "બન્નેએ જોડમાં ગાવું; હાવે તેવો અપ્રસિદ્ધ રાગ અલ્લાદિયાખાં ગાય, તે જ હું પણ ગાઈ તેવી જ તાનો મારી બતાવું. અને ઉપરાંત તેઓ લે તે હાવે તેવી કઠણ કહેવાતી તાનોનું હું તરત જ નોટેશન બોલતો જઈશ, જે લખી લેવા માટે સાથે એક કારકૂન બેસાડવો." આવી વાતમાં અલ્લાદિયાખાં કબૂલ થયા નહિ. અને હાન્ના કરતાં રાતના બાર વાગ્યા એટલે જલસો જલ્દી શરૂ કરી દેવા માટે શ્રોતાઓ બૂમો પાડવા મંડ્યા. છેવટે શ્રી. દેવલ અને ક્લેમેન્ટ્સના આગ્રહથી અલ્લાદિયાખાંની ઉમરને માન આપી, પહેલાં ગાવા ખાંસાહેબ કબૂલ થયા અને હાર્મોનિયમની પાંચમી પટ્ટીમાં ષડ્જ ચડાવી વસંત રાગનો ખ્યાલ ગાયો. સાથ કરવા માટે પ્રસિદ્ધ પખવાજી શ્રી. વિષ્ણુસૈયા હતા. ખાંસાહેબે દોઢ બે કલાક સુધી જોરકસ ગાયન ગાઈ ઉત્તમ રંગ જમાવ્યો. પાછળથી અલ્લાદિયાખાં ગાવા બેઠા, તેમને સ્વર ઉતારવો પડ્યો તેથી તેઓ ગાવાના હતા તેનો અર્ધો રંગ શરૂઆતમાં જ ગયો. ગાતાં પહેલાં પોતાની તબિયત સારી નથી, પેટમાં દુખે છે, તરસ લાગી છે, વગેરે કહેવા મંડ્યા. એટલે હાલના પ્રસિદ્ધ સતારિયા રહિમતખાંએ તેમને બેઠકમાં જ સૈકા પાયો! એટલે નિરુપાયે અલ્લાદિયાખાંએ એક ધમાર ગીત થોડા વખત સુધી ગાયું અને શ્રોતાઓને કહ્યું : "મૈં અબ બુઢ્ઢા હો ગયા હું. ભાઈ અબ્દુલ કરીમ બહોત અચ્છે ગાયે. ગાના તો ઇન્હીં કે લિયે હૈ!" આ શબ્દો સાંભળી અબદુલ કરીમખાંના ગાયન ઉપર આફરીન થયેલા શ્રોતૃસમૂહે પંચ મિનિટ સુધી તાળીઓ વગાડ્યા કરી વિજયાનંદ પ્રગટ કર્યો. ત્યારબાદ કેટલાંક વરસો પછી કોલ્હાપુરની નોકરી છોડી અલ્લાદિયાખાં અને તેમના દીકરા સ્વ. મંજીખાં મુંબઈમાં રહેવા આવી ગયેલા તે અરસામાં લગભગ સં. ૧૯૮૭ માં અલ્લાદિયાખાંનું તે સિઝનમાં પહેલું ખાનગી ગાયન થયું જે વખતે અલ્લાદિયાખાંની સ્તુતિ કરવાના બહાને શ્રી. વઝેબાવાએ અબદુલ કરીમખાં ઉપર નિંદાભરી ટીકા કરેલી. આ વખતે અલ્લાદિયાખાંએ તેમનો ત્યાં જ બેઠકમાં નિષેધ કર્યો અને કહ્યું કે, "તંબોરાના કસમ ખાકે બોલતા હું; ભાઇ અબદુલ કરીમખાં જૈસા ગાનેવાલા હિંદુસ્તાનમેં દુસરા કોઇ નહીં હૈ."

ખાંસાહેબના સમકાલીન ગવૈયામાં એક ગાયક સ્વ. રહિમતખાં થઈ ગયા. પાછળ કહી ગયો તે પ્રમાણે, તેઓ ખાંસાહેબના પાસેના સગા થાય અને રહિમતખાં તથા તેમના કાકાભાઈ નિસારહુસેનખાં (શ્રી. વઝેબાવાના ગુરુ) બન્ને ખાંસાહેબને મળતા ત્યારે બહુ જ પ્રેમથી બાથમાં લઈ ભેટી પડતા. રહિમતખાં અને ખાંસાહેબે સેંકડો વાર એક જ બેઠકમાં એકમેક ઉપર ગાયેલું અને એકમેકને 'વાહવાહ' આપવાના અનેક પ્રસંગો બન્નેને આવેલા. તેમના મોટાભાઈ મહંમદખાં જોરકસ, કરુણ અને કૌશલ્યથી ગાતા. "દેખો, મહમદખાં કૈસા ગાતા હૈ!" કહી ખાંસાહેબને વિદ્યાર્થી દશામાં તેમનાં મોટેરાં ચીડાવી ઉત્સાહિત કરતા. મહમદખાં અતિ મદ્યપાનથી જુવાનીમાં જ ગુજરી ગયા, ત્યારે રહિમતખાં જુવાનીમાં જ અફીણના વ્યસની બની ઘરબાર મૂકી બનારસ તરફ ગાઈ ભીક્ષા માંગી પેટ ભરતા, અપમાન અને દારિદ્રયથી રંજિત થઈ ગાંડાની માફક ભટકતા હતા. કેટલાંક વરસ પછી તેમના એક ગુરુબંધુ શ્રી. વિષ્ણુપંત છત્રેએ, પ્રસિદ્ધ 'છત્રે સર્કસ કંપની' કાઢેલી. તે કંપનીના મુકામે બનારસ ગયેલા ત્યાં કોઈ એક ભીખારી સારું ગાય છે એવી ખબર મળવાથી, તેમણે તે ભીખારીને શોધી કાઢ્યા અને તે પોતાના પૂજ્ય ગુરુના પુત્ર અને પૃથ્વી ઉપરના ગંધર્વ પોતે રહિમતખાં જ છે એ જોઈને તેઓથી દુઃખી અને આશ્ચર્ય-

ચકિત થઈ ગયા! આ વખતથી શ્રી. છત્રેએ રહિમતખાંને આખર સુધી પોતાની સાથે પોતાના ભાઈની માફક રાખેલા અને મહારાષ્ટ્રને રહિમતખાંના ગાયનનો લાભ મળ્યો તે માટે મહારાષ્ટ્રીઓ, શ્રી. છત્રેનું નામ કૃતજ્ઞતાપૂર્વક જરૂર યાદ કરશે! ખાંસાહેબના સંગીત વિષયક ચરિત્રપટમાં રહિમતખાંના સંગીતના એટલા બધા તંતુઓ વણાઈ ગયા છે, કે રહિમતખાંના પ્રાસંગિક ઉલ્લેખો વગર ખાંસાહેબનું ચરિત્ર અધૂરું અને અજ્ઞેય રહેશે. મહમદખાં જોરકસ અને કઠણ ગાતા, જ્યારે રહિમતખાં કોમળ અને બહુ જ સાદું ગાતા. આથી પિતાજી હદ્દુખાં કહેતા કે બડાભાઈ ગોળાઓ ફેંકનાર તોપ છે, જ્યારે છોટાભાઈ મધની કૂપી છે! હદ્દુખાંનું કુટુંબ ગ્વાલિયર આવ્યા પછી ગ્વાલિયરના રાજાના પ્રયત્નથી તાનદારી ગાવાવાળું થઈ ગયેલું. તે વખતે બડે મહંમદખાં કરીને તાનદારીનું ઉત્તમ ગાયન ગાવાવાળા એક વૃદ્ધ ગવૈયા ગ્વાલિયર દરબારની નોકરીમાં હતા જેમને કેટલાક હજાર રૂપિયા પગાર દર મહિને અપાતો. તેઓ કોઈને પણ ભણાવતા નહિ, એટલે તેમની રહેવાની ઓરડી નીચે ગુપ્ત ભોંયરું તૈયાર કરાવી તેમાં જુવાન હદ્દુખાં—હસ્સુખાં ભાઈઓને સંતાડી રાખી બડે મહંમદખાંની પદ્ધતિ સાંભળી અનુકરણ કરવાની તક મળે એવી વ્યવસ્થા મહારાજે કરી આપેલી. કેટલાક વખત પછી હદ્દુ-હસ્સુખાંનું ગાયન મહારાજે બડે મહંમદખાંને સંભળાવ્યું એટલે "દગા હો ગયા!" એમ કકળતા બોલી ઊઠી રીસભર્યા બડે મહંમદખાં રાજ્ય છોડી ચાલી ગયા! બડે મહંમદખાંની ગાયનપદ્ધતિ જયપુરી તરીકે ઓળખાય છે, જે ગાવાવાળા તરીકે અલિયા ફત્તુખાંભાઈઓ અને મીઆંજાન ગવૈયા ઉત્તમ ગાયકો થઈ ગયા. નાના નાના દ્રુત સ્વરાલાપ અને તરલ અવરોહી તાનો આ પદ્ધતિનું વૈશિષ્ટ્ય ગણાય છે. તાનદારીના એક શ્રેષ્ઠ ગાયક તાનરસખાં આ જ પદ્ધતિના હતા, એમ મારું અનુમાન છે. પણ આ બધાઓથી રહિમતખાં વેગળા પડે છે, તે તેમના સહજસુંદર, કોમળ અને આપાતમધુર ગાયનથી. સુરેલ, વિનાશ્રમ અને ભાવવાહી તાનદારીનું અલૌકિક ગાયન ગાવાવાળા છેલ્લા ગાયક રહિમતખાં થઈ ગયા એમ કહી શકાય. બિલકુલ શ્રમ વગર, મોઢું યા હાથ હલાવ્યા વગર, તેઓ ત્રણેય સપ્તક એક જ, અખંડ તાનમાં ફરી વળતા. કવિશ્રેષ્ઠ શેલીના *Skylark*ની દિવ્ય પણ કુદરતી ગાનશૈલીની વ્યોમસ્પર્શી ચક્રાકાર ગતિ-લીલાની ઉપમા તેમની પદ્ધતિને આપવાથી તેનું વર્ણન થઈ શકે. અબ્દુલ કરીમખાં જેવી બહુ પ્રયત્નથી અને વિચારી વિચારી શોધી કાઢેલી કુશલ રચના અને તજ્જન્ય ધીમો વિકાસ અને લંબાણ તેમની પદ્ધતિમાં હતાં નહિ. સાદાઈ સાથે જેટલું સૌન્દર્ય લાવી શકાય તેટલું તેમના ગાયનમાં હતું તેમજ સાદાઈ અને સૌન્દર્ય એ બન્નેના મિલનથી જેટલો મુગ્ધ, ઔચિત્યપૂર્ણ અને સ્થિતપ્રજ્ઞ આનંદ મળી શકે તે સંપૂર્ણ રીતે તેમના ગાયનથી મળતો. ગાવાનું તદ્દન સાદું, અવાજ કોમળ બંસરી જેવો મીઠો અને તાનો પતલી, દાણાદાર, લાંબા પલ્લાની, જલચક્ર માફક એકમાંથી બીજી નીકળતી, એક એક સ્વરનો, અતિ-દ્રુત અને ત્રણેય સપ્તકમાં ફરી વળતી, રાગનિયમથી ક્યાંય ન અટકતી, યોગ્ય સ્વરાલંકારો અને સરલ રચના એવા ગુણોથી યુક્ત એવું તેમનું ગાયન ગોવાળ જેવા ગાયનમાં બિલકુલ ન સમજે તેવાં પ્રકૃતિબાલકો પણ રસ્તે જતાં કામ ભૂલી તન્મયતાથી સાંભળતાં ઊભા રહી જતાં. રહિમતખાંની પદ્ધતિને શાકુંતલ નાટકની ઉપમા આપીએ તો અબ્દુલ કરીમખાંની પદ્ધતિને ઉત્તરરામચરિતની ઉપમા આપવી જોઈએ. ખાંસાહેબનું ગાયન સાંભળતાં

વિરહની દુઃખદ વેદના ઉત્પન્ન થતી અને તે ગાયનનું પરિણામ તરીકે પાછળથી ચિત્ત બેચેન અને ઉદાસ રહ્યા કરતું, જ્યારે રહિમતખાંનું ગાયન સાંભળતી વખતે અંતરની કોઈ અનેરી અને મીઠી આનંદોર્મિઓ ઉછળવા માંડી જતી અને તે ગાયનની સ્મૃતિ પણ ગુલાબના સુગંધ જેવી ચિત્તો-મેષને ખીલવી ગલગલિયાં કરાવતી ! રહિમતખાંના નમુના તરીકે તેમના ગાયનની ચાર રેકોર્ડ્સ જૂના જમાનામાં લીધેલી છે, તે મેળવી રસિક વાચકોએ જરૂરથી સાંભળવી. રહિમતખાંની પદ્ધતિનું આટલું વર્ણન કરવાનો હેતુ એટલો જ છે કે તેમની પદ્ધતિમાંથી લેવા જેવું અને લઈ શકાય તેટલું અબ્દુલ કરીમખાંએ લઈ લીધેલું. તેઓ મારવાડ તરફ જતા ત્યારે ત્યાંના રસિકો તેઓને રહિમતખાં જેવી એકાદ ચીજ ગાવા માટે વિનંતિ કરતા અને ખાંસાહેબ પણ પ્રેમથી તેવું ગાઈ બતાવતા. ખાંસાહેબ રહિમતખાંની પદ્ધતિ સારી રીતે ગાઈ શકતા. તેમની રેકોર્ડ્સનો દાખલો આપીએ તો, તેમની એક માસ્ટરપીસ ચીજ "જમુના કે તીર"માંનો ઢંગ, ફિરત અને તાનોનો અમુક અંશ રહિમતખાંનો છે. ઉપરાંત તેમાંની આલાપની ગોઠવણ દાક્ષિણાત્ય પદ્ધતિની અને ખાંસાહેબની પોતાની છે. "કૈસે જઈએ રામા" આ ઠુમરી અને "પ્રેમ સેવા શરણ" આ નાટકમાંનું ગાયન બન્નેમાંના નાજુક આલાપ તથા પતળી તાનો રહિમતખાંની પદ્ધતિની ચોખ્ખી છે. ખાંસાહેબના ઘરાણાના ગાયનમાં મુલાયમપણું કમતી હતું જે વાતનો પુરાવો ખાંસાહેબની પહેલાંની રેકોર્ડ્સ તથા વહીદખાંનું, સવાઇ ગંધર્વનું અને સુરેશબાબુનું ગાયન સાંભળતાં આપણને મળી શકે છે. ખાસ કરી રહિમતખાંનું ગાયન સાંભળી ખાંસાહેબે પોતાની પદ્ધતિને મુલાયમ કરી નાખી હતી, અને છેલ્લે છેલ્લે તો તેમણે તે મુલાયમપણું કમાલ દરજ્જાએ પહોંચાડ્યું હતું. છતાં ધ્યાનમાં રાખવું જોઈએ કે રહિમતખાંનની કોમલ ફિરત અને પતળી તાનો ખાંસાહેબ ફક્ત ટપ્પા, હોરી, ઠુમરી અને નાટકનાં ગાયનો તથા ભજનોમાં જ વાપરતા. પોતાની ખાસ પદ્ધતિ જે ખ્યાલ ગાયન તે પોતાના 'ઘરાના'ની પદ્ધતિથી જ ગાતા, જે બાબતની ચર્ચા છેવટે કરીશું.

રહિમતખાં છેવટ સુધી ગાંડા જેવા જ હતા. હું ક્યાં છું અને શું ગાઉં છું, તેનુંય ભાન તેમને ક્વચિત્ જ રહેતું. શ્રી. વિષ્ણુપંત છત્રે ગુજરી ગયા પછી તેમના ભાઈ શ્રી. કાશિનાથ પંત છત્રે તેમને પોતાની પાસે રાખતા. આ અરસામાં સ. ૧૯૧૨માં પૂનામાં જમખિંડીકરની ડેલીમાં રહિમતખાંના ઘણાં ગાયનો થયેલાં, તેમાં એક વખતે રા. બ. દેવલ સાથે ખાંસાહેબ સાંભળવા ગયેલા. રહિમતખાંએ જીવનપુરી રાગની પ્રસિદ્ધ ચીજ "બાજે ઝનન" ગાવા શરૂ કરી અને તેમાંની બઢત અને તાનો યમનકલ્યાણ રાગના સ્વરોથી કરવા લાગ્યા. આ પ્રકાર તેમના આશ્રયદાતા અને ભક્ત શ્રી. છત્રેને ગમ્યો નહિ એટલે તેઓ વચમાં બોલ્યા, "ભૈયા, યહ ક્યા કર રહે હો ?" આટલું સાંભળતાં વેંત જ રહિમતખાંએ બુમ પાડી; "ચૂપ બૈઠ ! નહીં તો મારુંગા; યહ દેખા દંડા ?" આ વખતે ખાંસાહેબ વચમાં પડ્યા અને તેમણે સમાધાન કર્યું. ઇનકો ઇનકી લહેર. માફક ગાના દો. યે તો અવલિયે હૈ ! બોલ જીવનપુરીકા ઔર તાન યમનકી લેના યહ ઐસે વૈસેકા કામ નહીં હૈ ! યહ ઇન્હીંકા કામ હૈ !" આ વખતે અબ્દુલ કરીમખાં અને રહિમતખાંનો સામનો થયો એવી ગપ શ્રી. જોશીએ પોતાની ચોપડીમાં લખી છે (સં. કૃ. ઇતિહાસ પૃ. ૭૮) તે અઘટિત છે; અસ્તુ. રહિમતખાં ગાવામાં એવા

ગોટાળો ઘણીવાર કરતા. માલકંસની ચીજ ગાઈ બાગેશ્રીની તાનો મારતા. પણ આ ગોટાળો પણ એટલી સ્વાભાવિકતાથી થતો કે તે એક નવી સુંદર રચના જેવો જ લાગતો! રહિમતખાંની પદ્ધતિ તેમની સાથે જ નષ્ટ થઈ છે, એ હિંદુસ્તાની ગાયનકલાનું કેટલું નુકસાન થયું છે? સંગીતકલા ઉપર વ્યાખ્યાનો આપતા આગેવાન લોકોને, પંડિતો અને સંગીત-પ્રોફેસરોને કલા એટલે શું તેનો ખ્યાલ જ નહિ હોવાથી તેઓ પોતાની મોટાઈ માટે પાંડિત્યભર્યા ઠરાવો કરવામાં ઈતિકર્તવ્યતા માનતા હશે! ... અલાદિયાખાંના બે વરસ ઉપર ગુજરી ગયેલા પુત્ર સ્વ. મંજીખાં રહિમતખાંની પદ્ધતિ વિશેષ ચાહતા અને તેનું અનુકરણ પોતાના ગાયનમાં કરવાનો પ્રયત્ન કરતા, એટલે અલાદિયાખાં કહેતા કે મંજીખાં મારું ગાયન ગાતો નથી, કેસરબાઈ (શિષ્યા) મારું ગાયન ગાય છે! અલાદિયાખાં જૂના ઘરાનાદાર ગવૈયાઓમાં હવે ઉમરમાં સૌથી મોટા અને હજી વિદ્યમાન છે. તેઓથી હજી યે ગાઈ શકે છે, છતાં તેમની પદ્ધતિ પણ નષ્ટ થશે એમ જ કહેવું પડે છે. આમાં આવા ગાયકોની પોતાની કલા ચોરી રાખવાની વૃત્તિ કારણરૂપ છે, તેથીય સમાજની બેદરકાર વૃત્તિ વધારે કારણરૂપ છે. આવા કલાકારો ઉપર સમાજ દબાણ કરી શકે અને કોઈ પણ માર્ગે પરંપરા જીવંત રાખી શકે; પણ આમાં આપણા સમાજની નિદ્રામગ્ન, બેપરવા, અજ્ઞાન, નિષ્ક્રિય અને 'હશે–થશે' વૃત્તિ નડે છે. સંગીતકલાની વૃદ્ધિ અને સુધારા માટે જે આગેવાનો, પંડિતો અગર સંગીત પ્રોફેસરો લેખ લખતા, સભાઓ ભરાવી ઠરાવો કરતાં તથા પ્લૅટફૉર્મ ઉપર ભાવભીનાં ભાષણો કરતાં દેખાય છે, તેઓ દાંભિક હોવા જોઈએ એમ ઉપરોક્ત પરિણામ જોતાં તેમની ક્ષમા ચાહીને પણ કહેવું પડે છે. [ચાલુ

મુનિશ્રી સંતબાલજી

## નલકાંઠાનું નિદર્શન

[ ગતાંકથી ચાલુ ]

### આર્થિક અવનતિનાં કારણો

**આ** લોકોને બંધના પાણીથી મોટી રાહત મળે છે, અને ક્યારીમાં સેંકડો મણ ડાંગર પકવે છે. પણ એ ડાંગરના દમ માત્ર ગગનરંગ જેવા ક્ષણજીવી દેખાઈને આખરે બાવળા; સાણંદ અને વિરમગામ વચ્ચે વહેંચાઈ જાય છે. અને થોડાઘણા રૂપિયા હોય તે અહીંના વેપારીને ઘેર ચાલ્યા જાય છે. સો સો વીઘાં જમીન ખેડનારા શ્રમજીવી ખેડૂત અને એક હજાર મણ ડાંગર તથા ચારસો મણ કાલાં પકવનારા પરિશ્રમી ખેડૂતના ઘરમાં મોસમ વીતી ગયા પછી ખાવાના દાણાના વખા પડે, એના અંગ ઉપર પૂરાં વસ્ત્ર ન મળે, આખું ઘર ( આબાલ વૃદ્ધ ) બારે માસ મજૂરી કરવા છતાં દેવાદાર રહે, આનાં કારણો શાં હશે ? જો કે એ તો બીચારો નસીબનો દોષ કાઢી જીવી રહ્યો હોય છે, પણ એ અવનતિમાં એના નસીબ કરતાં માનવજાતિનું નસીબ વધુ જવાબદાર છે. એક પચ્ચીશી પહેલાં બાવળામાં બંગલા, હવેલીઓ નહોતાં, હવે બાવળા બંગલામય બની ગયું છે ! પ્રથમ સાણંદની બોલબાલા હતી. પણ સાણંદનો વારો બદલાયો છે, અને બાવળાનો તાજો છે એમ લોકવાણી બોલે છે પણ સાણંદ અને બાવળાનેય, અમદાવાદ, મુંબઈ. જેવાં શહેરો ક્યાં છોડે એમ છે અને એમનેય પાછાં ઓહિયાં કરનારનો ક્યાં તોટો છે ? સટ્ટો અને વિલાસ, માંહોમાંહે કુસંપ અને મોભા જાળવવા પાછળની માથાફોડ. આખરે દર્દ અને અધઃપતન.

*આર્થિક અવનતિ માટે નીચેનાં કારણો મુખ્યત્વે જવાબદાર છે:—*

(૧) અક્ષરજ્ઞાનનો સદંતર અભાવ.

(૨) વહેમી અને ભોળું માનસ.

(૩) વ્યસનો અને સામાજિક રિવાજો પાછળના હદ બહારના ખર્ચાઓ.

આવાં આવાં કારણોએ એમનાં આર્થિક ક્ષેત્ર ઉપરાંત નૈતિક અને ધાર્મિક બળો ઉપર પણ પૂરો ફટકો માર્યો છે.

### નૈતિક દૃષ્ટિએ

ચોરી કરવી, ઓઘલાં બાળવા, કોઈની સવેલી ઉપાડી જવી અને જીવહિંસા એવાં દૂષણો એમનામાં મોટે ભાગે દેખાતાં. ( અહીં 'દેખાતાં' પ્રયોગ જાણી જોઈને કર્યો છે

કારણકે સંમેલનો બાદ નવાં બંધારણો ઘડાયાં પછી આવા ગુનાઓ નહિવત્ બની ગયા છે અને જે થયા છે તેમના પરત્વે કોમના આગેવાનોએ એમની ભૂમિકા પ્રમાણે ભરચક પ્રયાસ કર્યો છે, આ જ રીતે ચાલે તો એમનો આખો આ નવીન રચાતો ઈતિહાસ કાયમ રહે અને ભવ્યતાનું સ્વરૂપ પકડે એવી વકી છે.)

ચોરી કરવાના અને જીવહિંસા કરવાના કામમાં મૂળ કારણ એમની તંગ સ્થિતિ. અનાજ પેટપૂર ન મળે એટલે બંધના જળમાં ગેલ કરતાં નિર્દોષ માછલાં, સીમની વાડોમાં ફરતાં સસલાં, હરણ કે ઊડતાં પંખી તરફ અથવા ભરવાડનાં ઘેટાં, બકરાં તરફ દિલ જાય અને ચોરી કરવાનુંય સૂઝે. પણ અનુભવ પછી એમ જણાયું કે એ દુર્ગુણો એમને પચ્યા નહોતા, એમને સાલતા હતા, અને કેટલોક વર્ગ એવો પણ હતો કે જે આ દુર્ગુણોથી નીરાળો અને એમના પ્રત્યે તિરસ્કારની દૃષ્ટિએ જોનાર હતો. જો કે અમુક ગામ એવાં પણ હતાં કે એમનો એ જ મુખ્ય ધંધો થઈ પડ્યો હતો, પણ એવાં ગામોનું એમના સમાજમાં વજન નહોતું. એથી જ જોતજોતામાં ચમત્કારિક જાગૃતિ આવી, અને આખો ઈતિહાસ ફેરવી નાખ્યો એમ લાગે.

ઓધલા બાળવા અને સવેલી* ઉપાડી જવાનું કારણ પણ મૂળે તો આર્થિક મુશ્કેલી જ. કારણકે એને લીધે એ વ્યવસ્થિત લગ્ન કરી શકે એવી સ્થિતિ ન હોય એટલે કોઈની સવેલી ઉપાડી જાય અને જેની સવેલી ઉપાડીને જે ગામમાં ગઈ હોય અથવા જે ગામમાં એના ગુનેગારનાં સગાંનો નિવાસ હોય ત્યાં જઈ ધાન્ય કે ઘાસના ગંજમાં જઈને આગ લગાડે અને જાસાચિઠ્ઠી બાંધે. આ આગ એટલે પોતાના 'ચોર' પાસેથી પોતાની વસ્તુ અપાવવાની ફરિયાદનું ચિહ્ન. આ પ્રથાનું મૂળ ઘણું પ્રાચીન છે. એમના વડવાઓ એવો ઉપદેશ કરતા કે એક બે પુળા બાળીને જાસાચિઠ્ઠી બાંધવી. વધુ ન બાળવા. પણ આ તો વાંદરાની નિસરણી જેવું થયું. પછી મર્યાદાની આશા શી? એમના વડવાઓ આ માર્ગ સૂચવતાં એની પાછળ પણ સરકારની મદદનો અભાવ સ્પષ્ટ તરી આવે છે. પછી જોઈએ તો એ મળતો ન હોય અથવા એ મદદ લેવાની આ કોમને ઇચ્છા ન હોય. તે ગમે તે હો, પણ આજે સુદ્ધાં કોર્ટ કચેરીનાં કે ફોજદારનાં દર્શન અસહ્ય વેદનાને ભોગે પણ વાંચ્છતાં નથી.

## ધાર્મિક દૃષ્ટિએ

વહેમને લીધે દેવી આગળના છૂપા પશુવધો અને દર્દ અથવા કોઈપણ આફત ઊભી થાય કે તુરત જ દેવીની માનતા, ભૂતપ્રેતની શંકા અને કાં તો ડામ દેવાની પ્રથા એ જ એમના પહેલા અને છેલ્લા વાસ્તવિક ઉપચારો. આથી વાસ્તવિક પુરુષાર્થમાં અને નક્કર ધર્મજીવનમાં હાનિ થાય એ સ્વાભાવિક છે.

---

* 'સવેલી' ઉપાડી જવી એટલે કે કોઈની પરણેતર બાઈને ઉપાડી જવી. પણ અહીં એ સ્પષ્ટ કરવું જોઈએ કે શહેરમાં કે ઉજળિયાત ગણાતી કોમમાં જે મોહ, ત્રાસ અને વિકારને લીધે બને છે, તેવાં કારણો આ કોમમાં બહુ ઓછાં બને હોય છે. મોટે ભાગે શ્રમવાળા સાથીની જરૂર મુખ્ય કારણ હોય છે.

### શારીરિક દૃષ્ટિએ

એ લોકો શરીર જાળવણી પ્રત્યે ઘણા જ બેદરકાર રહે છે. તળાવ અને હવાડામાં ઢોરાં નહાય, માણસો નહાય, મેલું ધોવાય, ઢોર પડે અને પાછું એ જ પાણી પીવામાં વપરાય. ચોમાસામાં ખેતરમાં શ્રમ કરતાં હોય ત્યારે ભાત જાય એની સાથે ચોકખું જળ લઈ જવાનો રિવાજ ન હોવાથી, ત્યાંનું જ ક્યારીમાં પડેલું ગંદું અને કચરાવાળું પાણી વપરાય.

ઉપરાંત ગામની નજીક (જગ્યાના અભાવનું બાનું કેટલેક સ્થળે ગણી શકાય પણ મોટે ભાગે તો પોતાની કાળજીને અભાવે) એવાં સ્થાનમાં ઉઘાડા ઉકરડાઓ હોય છે કે ત્યાંથી બદબો વેરાઈને આખા ગામને અસર કરે છે. આથી બે નુકસાન થાય છે: (૧) શારીરિક સ્વાસ્થ્ય બગડે છે; અને (૨) મહામૂલ્યવાન ખાતરનો કસ ધોવાઈ જાય છે.

શરીરશુદ્ધિ તરફ એટલી બેદરકારી હોય છે કે કેટલાકને તો વરસાદ જ ઉપરથી પરીને પરાણે નવડાવે છે અથવા સ્મશાનયાત્રાએ જાય ત્યારે નહાવું પડે છે.

ધાન્યશુદ્ધિ તરફ પણ બેદરકારી હોય છે. ઘરમાં અને આંગણામાં ચોકખાઇની દૃષ્ટિને અભાવે અને ભંડકિયાં જેવાં એક જ બારણાવાળાં ઘરની બાંધણી તથા ઢોરો પણ ઘરમાં રાખતા હોઈ માખી અને મચ્છરોનું જોર રહે છે અને ઘર બદબો મારતું હોય છે. એટલે મોટો ભાગ હમેશાં બિમારીથી રીબાતો રહે છે. ચોમાસામાં પાણી ચોમેર ભરાઇ રહેતું હોઇને તે ઋતુમાં 'મેલેરિયા' એ અહીંનું સર્વસાધારણ દર્દ થઈ પડે છે. એટલે ચામડીનાં દર્દો, તાવના ઉપદ્રવો અને ખોરાકની અવ્યવસ્થા તથા આબોહવાને લીધે 'વા' 'ક્ષય' વગેરે ભયંકર દર્દો જોર પકડે છે. મરચાં અને ડુંગળીનો અતિપ્રમાણમાં વપરાશ તથા ઘી, દૂધ, છાશની ઓછપને કારણે આંખનાં તેજ ઝાંખા પડી આંખનાં દર્દો વધી પડે છે.

### રાષ્ટ્રીયતા

રાજકીય વાતાવરણથી તો એ તદ્દન અસ્પૃશ્ય છે. ખારાઘોડાના મીઠાના અગરની કૂચ વખતે એમાંના ખાખરિયા પ્રદેશવાળાં કેટલાંક ગામોને રાષ્ટ્રીય ચળવળની આછી પાતળી રેખા મળી, પણ એ વખતની પડેલી અસર વિવેકપૂર્ણ અને વિશુદ્ધ નહોતી.

### પશુધન

પશુધન બહુ નબળું છે. લગભગ બસો વીઘાંએ ત્રણથી ચાર બળદની સરેરાશ આવે છે, અને જે બળદ છે, તે ખારી જમીન, મીઠા પાણીની પૂરી અગવડ અને ઘાસચારાના અભાવને લઇને બહુ જ દુર્બળ છે. ગાયો બહુ ઓછી છે. સંઘી પાસેથી બમણી કિંમતે હપ્તા ઠરાવી બળદ લેવાય છે અને સંઘીઓનું દેવું એટલે પઠાણી દેવું ગણાય. ઉધરાણીએ આવે ત્યારે આખા ટોળાંના ગામોગામ ધામા લાગે. ખાધાખર્ચીને ઘોડાનાં જોગાણુ પણ ખેડૂતને જ માથે. આવી પરિસ્થિતિમાં કંગાળ દશા સિવાય બીજું શું હોય ?

### પાણીની હાડમારીઓ

આખાય પ્રદેશમાં એવાં વીશેક ગામ માંડ નીકળે કે જ્યાં કૂવો, હવાડો અને બધની પૂરી સગવડ હોય. બાકી તો એવાં ગામો પુષ્કળ છે કે જ્યાં વીરડા ગાળી ગાળીને માપનું

આપવું પાણી મેળવી નિર્વાહ કરવો પડે છે. જ્યાં મનુષ્યની આવી દશા હોય ત્યાં ઢોરની દુર્દશાનું તો પૂછવું જ શું ?

### અસ્પૃશ્યતા

અસ્પૃશ્યતાનો રોગ અહીં હળાહળ છે અને તે માત્ર સવર્ણોમાં જ, નહિ પણ હરિજનોમાં પણ માંહોમાંહે સોળેસોળ આના છતાં એટલું ખરું કે તેઓ વચ્ચે માનવ સુલભ ગામાળુપણું ઠીક ઠીક છે.

### રસ્તાઓ

વળી અધૂરામાં પૂરું રસ્તાઓ વ્યવસ્થિત ન હોવાને કારણે ઢોરને માલ લાવવા લઇ જવામાં અપાર મુશ્કેલી પડે છે. ખાસ કરીને ચોમાસામાં તો ગાડાવ્યવહાર પણ મુશ્કેલ થઇ પડે છે, એથી ગામના વ્યાપારીઓ પાસેથી જ ખરીદવાનો એક માત્ર માર્ગ રહેવાને કારણે દર વધુ આપવો પડતો હોઇ આર્થિક બોજો વધુ પડે છે.

### શાળાઓ અને દવાખાનાંઓ

દવાખાનાંઓ છે નહિ, અને ખરી રીતે અહીં નૈસર્ગિક ઉપચારોના પ્રચારકોની જરૂર છે, દવાખાનાંની નહિ.

નિરક્ષરતાનું પ્રમાણ જોવું હોય તો ૬૯ ગામના વસતિપત્રકમાં ૭૪૭૧ ની વસતિમાં ૨૪૪ ભણેલા છે. એટલે $\frac{1}{30}$ ભાગ અને તે પણ ' ચ ક પ લ બ ' જેવી સહી કરતાં આવડે તેવા જ ભણેલા. એટલી વસતિમાં ગૂજરાતી સાત ચોપડી ભણેલો માત્ર એક જ જણ છે.

આટલી નિરક્ષરતાની રાક્ષસી ફાળ વચ્ચે એની બૌદ્ધિક સંપત્તિ, અસાધારણ સ્મૃતિદ્વારા સાચવેલી સાહિત્યિક સામગ્રી જોઈ વિસ્મય થઈ જવાય છે.

એક સાવ નિરક્ષર કવિનાં કંઠસ્થ રાખીને સ્વયંરચિત મોટા કાવ્યસંગ્રહમાંની થોડી વાનગી આ લેખની પાછળ આપેલી છે. એમાં રહેલી ભાવની ઝમક, ભાવનું તેલસ્પર્શીપણું અને સ્વાભાવિકતા જોઈ એમને સાક્ષર બનાવ્યા પછી આથી આગળ હશે કે પાછળ ! એ એક કોયડો થઈ પડે છે.

અમેરિકન કુમારી હેલન કેલર વાચા, શ્રવણ અને ચક્ષુ ત્રણેથી અપંગ હતી. એને સાક્ષર બનાવવામાં સલીવને જીવન સમર્પ્યું, પણ સાક્ષર બન્યા પછી એ અપંગતા ટળી, ને પ્રતિભા સાંપડી. નિરક્ષરતા રૂપી અપંગતાથી ઘેરાયેલા કવિની પ્રતિભા નિહાળી ક્ષણભર એ કુમારીની પ્રતિભા ભૂલી નહિ જવાય શું ?

### સામાજિક દૃષ્ટિએ

પણ આ બધાં કરુણ ચિત્રો નિહાળ્યા પછી એક અદ્‌ભુત દર્શન સાંપડે છે, તે એમની સામાજિક વ્યવસ્થાનું. અને કેટલાક અવ્યક્ત દૈવી શક્તિના સદ્‌ગુણોનું. પ્રાચીન ભારતની ગ્રામ પંચાયતનો આદર્શ સોળે કળાએ ખીલેલો અને સફળ થયેલો અહીં આબેહૂબ દેખાય છે.

(૧) સોનકોટ ચોવીશી. (૨) ઝાંપ – નાનોંદરા ચોવીશી અને (૩) કમીંજલા અડતાલીશી. ચોવીશી એટલે ચોવીશ ગામનું સામાજિક બંધારણ. આગેવાન પટેલિયાઓ

જે ધોરણ નક્કી કરે તે પ્રમાણે સમાજે ચાલવું જ જોઈએ, ન ચાલે તેના પર દંડ અને છેવટે અસહકારનું શસ્ત્ર ઉગામાય ! અસહકારનું શસ્ત્ર એટલું જબરું કે પછી એને સહભોજનનો કે સાથનો કશોય હક ન રહે, બેન બેટીઓ પણ એમને ત્યાંનું ભોજન ન લે ! જો કે આ પ્રથામાં શુદ્ધ અહિંસક દૃષ્ટિએ ઘણા દોષો છે જ. પણ જ્યાં અંધેર અને અવ્યવસ્થા ટાળવા માટે બીજું સામાજિક હથિયાર ન હોય ત્યાં આ એક સાધન તરીકે કામ આપે છે. પણ અસહકાર પાછળ જે અણીશુદ્ધ દૃષ્ટિ જોઈએ તે પ્રજામાં હજુ ખીલવવી જોઈએ છે.

જૂના કાળની પ્રથા પ્રમાણે અહીં પણ ખેપિયાઓ દ્વારા પોસ્ટનું કામ સરી રહે છે. એ એટલી કામ તેમ જ બેટી વ્યવહાર નક્કર હોવાથી સગાંવહાલાંઓમાં જા-આવ નિત્ય રહેવાથી પોસ્ટની ગરજ રહેતી નથી. મોટર અને આગગાડીનાં સાધનો ક્વચિત જ જોયાં હોવાથી પગે પંથ કાપવાની શક્તિ જળવાઈ રહી છે.

## કેટલાક સદ્‌ગુણો

લોકો પ્રકૃતિના એટલા સરળ, નિખાલસ અને ટેકીલા છે કે વૈરી સાથે પણ સંધિ થયા પછી હેત ઢોળી શકે છે અને જે વાત ઝાલે, તેને જીવ સાટે પાળવાની વૃત્તિ પણ રાખે છે.* શુદ્ધ ધાર્મિક રીતે એમના હૃદયમાં વાસ કર્યો પછી એમને દોરવણી મળે તો

* અહીં એક પ્રસંગ ટાંકવાથી એમની ટેકીલી વૃત્તિનો કંઈક ખ્યાલ આવશે. અમો અંધારણ પછી ભાલકાંઠા ગોલીશીમાં લોકમાનસનું નિરીક્ષણ કરવા તથા બંધારણ પાળ્યાનો હેતુ સ્પષ્ટ કરવા ફરતા હતા. 'ભાડ્રોની દેવતી' ગામમાં ચોરામાં નિવાસ થયો કે ગામ આખું ભેળું થઈ ગયું. સાથીઓ નિયમાવલી વાંચતા હતા અને મૌન સમય થઈ ગયો. ત્યાં એચિંતી ગામમાં બૂમો સંભળાઈ.

વાત એમ હતી કે 'ભાડ્રોની દેવતી'ની સીમમાંથી એક મોટર ધીરે વેગે પસાર થતી હતી. અંદર 'સોફર' સિવાય બે વાઘરી અને એક સાહેબ હતા. એની ઉપર બે 'લોકપાલ પટેલ' જુવાનોની દૃષ્ટિ ગઈ એટલે દોડીને મોટર રોકી...વાઘરીને ધમકાવ્યા ને એમના અંગ પર આંગ્યા એટલે ઝપાઝપી ચાલી. સાહેબ ડોસા પારસી બાવા હતા. શિકાર અર્થે અમદાવાદથી નીકળેલા. જુવાનોની જાણીતી વાટ પર ગયા, પણ હવે આગલા દિવસો ન હતા, ક્યાંય ન ફાવ્યા એટલે 'જુડા'ના બે વાઘરીને મદદમાં લઈ અજ્ઞાત પ્રદેશમાં નીકળેલા પણ આ આખો પ્રદેશ નિયમને આધીન હતો. એની એમને જાણ ન હતી.

હવે વાઘરીઓ ખૂબ ગભરાયા. સાહેબ પણ મુંઝાયા. એની બંદૂકની બીકથી જુવાનિયા માંડે તેમ ન હતા. મોટરનો હાથ ફૂટયો; આ હૂંસાતૂંસી ને બૂમરાણની વાત ગામમાં પહોંચી એટલે ગામ આખું દોડયું.

જ્યાં જોયું ત્યાં અહિંસાની રક્ષા માટે આવી જબરી પશુબળનો એ જુવાનોએ અજમાવેલો ઉપચાર જોઈ ભારે દુઃખ થયું. વાતાવરણમાં કકળાટ હતો. પણ હાથ ઊંચો થતાં સહુ શમી રહ્યા. પ્રિય છોટુભાઈએ પારસી બાવાની જોડે મીઠાશથી વાત કરી, ધીરજ આપી, અહીંની પરિસ્થિતિની અને થયેલા બંધારણની સમજ પાડી. પછી વિશ્વાસ પમાડી પારસી બાવાને લઈ ચોરામાં આવ્યા. કે ઉરત ગામે એ અતિથિનું જાજમીનું આતિથ્ય કર્યું. એ હેતથી છલકાતું તાજું દૂધ એમણે પુરુષ આવથી પીધું અને આ લોકોની આવી પશુપ્રેમી સ્થિતિ જોઈ, એમનું હૃદય દ્રવી ઊઠયું. આંખમાંથી બેચાર અશ્રુબિન્દુ ટપકી પડયાં. માખુસના ખીસામાંથી એમણે રકમ કાઢી રૂા. ૧૦ ] ગામચરણે ધર્માદા માટે પોતાની ભેટ ધરી. સહુ બોલી ઊઠયા :—" સાબ ! આ અમારા અપરાધપણાની દયા છોરો એટલે ભલે

ઉજળિયાત કોમો કરતાં આ કોમો જલદી આગળ આવે. ખરા ધર્મની હૂંફના અભાવે જ એમનાં દૂષણો વધ્યાં છે એવી મને પ્રતીતિ થતી રહી છે. જો એ હૂંફ નિરંતર મળ્યા કરે તો વહેમ અને અંધશ્રદ્ધાને બદલે પુરુષાર્થ, નિર્ભયતા અને પ્રભુનિષ્ઠા પરિપક્વ થાય. કારણકે કુતર્ક પ્રધાનબુદ્ધિ કે શંકાશીલ માનસ કરતાં એમનાં નિષ્કપટી હૃદય વધુ તેજ અને તાકાતવાળાં છે. આ પ્રદેશ ઉપર ખ્રિસ્ત ધર્માનુયાયીઓની દૃષ્ટિ નથી પડી ! આ લોકોના ધાર્મિક જીવનમાં શાક્ત માતાની સંપૂર્ણ આસ્થા, રામજી મંદિરની ભક્તિ, રામ નામનો વારંવાર ઉચ્ચાર અને કુળદેવીઓની શ્રદ્ધા હોય છે. કોઈ સ્થળે છૂપી રીતે પશુબલિ ધરાતાં તે હવે સદંતર બંધ થયાં છે, અને તેને બદલે સુખડી કરે છે. દેવીના નિર્મળ દિવસો પૂર્ણ ઉત્સાહપૂર્વક પાળે છે અને આબાલવૃદ્ધ રસ લે છે.

આ સિવાય એમનામાં કેટલીક વૈજ્ઞાનિક દૃષ્ટિએ વિશેષતાઓ છે; તેમાંની એકાદ બે જોઈએ. એમનામાં પરંપરાગત ખગોળવિજ્ઞાન ઠીક દૃષ્ટિએ ખીલ્યું હોય છે. "જો ગાજે ભડ (ભડ એટલે અષાડ સુદ ૧) તો કુવા કાંઠે ખડ." આનો વ્યંગ્યાર્થ એ છે કે વૃષ્ટિ એટલી ઓછી થાય કે પશુને કુવાકાંઠે ખડ મલે. "જો વરસે આદરા તો બારે પાધરા." આદરા નક્ષત્ર વરસે તો લીલાલ્હેર થાય. પક્ષીઓનાં સૂચક ચિહ્નો પરથી એમને કેટલોક વૈજ્ઞાનિક સહેલ સહજ હોય છે. પશુ પારખવાની કળા અજબ હોય છે અને લોકપરંપરાગો ભજન, ગરબા અને ગીત–સાહિત્યસમૃદ્ધિ ઠીક ઠીક ધરાવે છે. ભજનનો એમાં ભારે શોખ હોય છે. ગામોગામ મંડળીઓ હોય છે. જ્યારે તે ભજન ગાય ત્યારે ઊંડું આધ્યાત્મિક વાતાવરણ બનાવી મૂકે છે.

---

લાખોની ભેટ અમને આપી દીધી જાણશું." 'જેઓ પહેલાં એજ શિકારમાં સાથ આપતા હતા તે જ આજે આમ બોલે છે' એ જાણી એમને ઊંડી અસર થઈ. એમણે વચન આપ્યું કે, "હું હવેથી આ પ્રદેશમાં નહિ આવું, અને આવું કૃત્ય ફરીથી નહિ કરવાનું "અહુરમઝ્દ" પાસેથી માંગી લઈશ. તમારી ભલી લાગણી દુભાવી છે એ પ્રાયશ્ચિત્ત બદલ હું આજીજી કરું છું કે "તમે આટલું જરૂર સ્વીકારો. અત્યારે મારી પાસે વધુ નથી પણ આવતે રવિવારે રૂ. ૫૦) બીજા આપી જઈશ, એ પણ સારા કામમાં વાપરી નાખજો."

ખરેખર! આપેલ વચન પ્રમાણે તે આવીને મમતાભરી રીતે આપી ગયા. ઉપરાંત ત્યાંનાં બાળકોને મિષ્ટ પ્રસાદી વહેંચી અને છેવટે કહ્યું કે અહીં પશુને પાણી પીવા માટે હવાડાની તમને જરૂર છે, એમ મેં જાણ્યું છે એટલે એ કામમાં હું ૧૦૦ રૂપિયા બીજા આપીશ.

આ પારસીભાઈ કંઈ બહુ સારી સ્થિતિના નહોતા, છતાં એમનું દિલ અર્પણભાવથી ઉભરાઈ ગયું હતું. આ પ્રસંગે તેમને ભાવભીના કરી મૂક્યા હતા, તે સાવ સ્પષ્ટ હતું. એ પારસીભાઈને સંખ્યાબંધ ધર્મશાસ્ત્રોના ઉપદેશમાંથી ન મળે તેવું, સત્ય આજે માનવહૃદયની અમાપ લાગણીમાં નજરે ચડયું હતું. ગામનો આનંદ માતો નહોતો.

પણ જે આનંદ ગામજનોનો હતો તે સાહેબે આવી પાપી પ્રવૃત્તિથી પાછા ફરવાના વચન બદલ હતો. કંગાળ સ્થિતિમાં પણ રૂપિયા એ એમને મહત્ત્વની વસ્તુ નહોતી.

આ પ્રસંગ પરથી એમની સંસ્કૃત ટેકીલી વૃત્તિ અને પ્રેરક પ્રત્યેની વફાદારીનો ખ્યાલ આવશે. આવા આવો નાનામોટા તો બહુ ઠેકાણે પ્રસંગો બન્યા હશે. પણ એવા પ્રસંગોમાં એમને અહિંસક દૃષ્ટિ રાખી અહિંસક રીતે સામનો કરવાની તાલીમ હવે પૂરેપૂરી કાળજીથી મળવી જોઈએ. નહિ તો આ ઉભરો ક્યારે શમાઈ જશે એ કહી શકાય નહિ.

ભરવાડોમાં વીરત્વભર્યાં દુહાનો ભંડોળ પુષ્કળ છે. અને પાવો વાંસળી તથા બીજાં હસ્તવાદ્ય વગાડવાની કળા કુદરતે આમ પ્રજાને ઠીક પ્રમાણમાં બક્ષી જ હોય છે. માઝમ રાતે જ્યારે એ વાંસળી બજાવે ત્યારે આત્મા ડોલી જાય !

હોંચ અને એવા પ્રયોગોમાં કુદરતી નૃત્યકળા પણ ઠીક ઠીક દેખાય છે.

માનવીએ તો ભલે આ બંધુઓને પોતાની સગવડોથી વંચિત રાખ્યા પણ કુદરતે તો પોતાની મીઠી રસસૃષ્ટિ એને છૂટે હાથે દઈ દીધી છે. શહેરીઓને એમની નૈસર્ગિક વીરતાભરી આવી કળાઓ જોવાનું સૌભાગ્ય મળે તો એ દ્વારા પ્રેરણા મળે અને અનુકરણ કરવા દિલ લલચાય.

## ઉપરનાં કારણોને લીધે

કોમી સંગઠ્ઠન અને સુનંદા સદ્ગુણોને લીધે જ આ સંમેલનોનું બંધારણ ઘડાઈને સફળ નીવડ્યું દેખાય છે. જો કે અમુક ભાગમાં હજુ ઘણી જ ખામીઓ રહી છે. પણ ત્યાંના આગેવાનોની જહેમત અને કામ કરતા સેવકોની હમદર્દીથી એ ખામીઓ પૂરાશે, એવા સંયોગો આજે તો છે. ભાવિના ગર્ભમાં જે લખાય તે આગળ વંચાશે.

સાકી]



# પુસ્તક પરિચય

**મુંબઈના ગોદી પરના કામદારો** :—લેખક : શ્રી રસિકલાલ પી. ચોળીઆ; પ્રકાશક : લૉંગમૅન્સ ગ્રીન ઍન્ડ કં. મુંબઈ

છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન આપણા દેશમાં થયેલા ઔદ્યોગિક વિકાસને પરિણામે આપણાં શહેરોમાં જે નવો કામદાર વર્ગ ઉપસ્થિત થયો છે, તે વર્ગને લગતા પ્રશ્નોની તપાસ અનેક દૃષ્ટિબિન્દુથી વ્યક્તિગત સંશોધનો દ્વારા તેમ જ સરકારી કમિટીઓ મારફતે થયેલી છે. એવી તપાસનું મહત્ત્વ સમજાવવાની હવે જરૂર નથી. પરંતુ, મુંબઈના મોટા ઉદ્યોગોને એક કે બીજી રીતે સહાયક કે પૂરક એવી બીજી અનેક પ્રવૃત્તિઓ છે, કે જેને વિષે આપણી પાસે હજુ આવશ્યક સામગ્રી નથી. દાખલા તરીકે, મુંબઈમાં જે અનેક કારીગરી ધંધાઓ છે તેની પરિસ્થિતિ વિષે આપણે શું જાણીએ છીએ ? પણ એ વિશાળ ક્ષેત્રનો ઝીણવટથી અભ્યાસ કરી તેને વિષે પ્રમાણભૂત માહિતી મેળવવાનું કાર્ય કોઈ એક વ્યક્તિ કે નાની સંસ્થા માટે અત્યંત કઠિન છે. છતાં અન્વેષક દૃષ્ટિએ જોનારને મુંબઈની અનેક આર્થિક પ્રવૃત્તિઓમાંથી કેટલાક નાના છતાં રસિક પ્રશ્નો મળી રહેશે કે જેના પર એક વ્યક્તિનો પરિશ્રમયુક્ત અભ્યાસથી કંઈક પ્રકાશ પડી શકે. આવો એક પ્રશ્ન મુંબઈના બારામાં ગોદી પર કામ કરનારા શ્રમજીવીઓનો છે. તેને અંગે આવશ્યક સ્થાનિક તપાસ અને સંશોધનનું કામ શ્રી. રસિકલાલ ચોળીઆએ મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ડિગ્રી માટે કર્યું હતું, અને તે આપણી સમક્ષ હવે પુસ્તકાકારે રજૂ કરાયું છે.

મુંબઈ શહેરનો વિકાસ આર્થિક, ઔદ્યોગિક અને સામાજિક દૃષ્ટિએ ખરેખર રોમાંચક છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. મૂળ એક માછીઓનો નાનો ટાપુ, અને તેની કિંમત અંકાયેલી વાર્ષિક દસ પાઉન્ડ જેટલી. તે આજે પંદર લાખની વસ્તીને પોષણ આપનારું મહાનગર થઈ પડ્યું છે ! હિન્દુસ્તાનનો આત્મા ભલે આપણાં ગામડાંમાં હોય, પણ તેનું સાહસ, તેની વ્યાપારી કુનેહ અને તેનું બુદ્ધિબળ મુંબઈ જેવાં શહેરમાં મૂર્તિમંત થાય છે. પરિણામે, એ શહેરની અનેકવિધ પ્રવૃત્તિઓમાં માનવસહકારનાં, અથવા કહો કે, માનવ-સમાજમાં જીવનકલહના, અવનવા પ્રશ્નો ઉકેલાતા કે ગુંચવાતા આપણે જોઈ શકીએ છીએ. કેટલાંક વર્ષ અગાઉ મુંબઈ યુનિવર્સિટીના પ્રોફેસર વકીલે મુંબઈની આવી અનેકવિધ પ્રવૃત્તિઓની સવિસ્તર સમીક્ષા કરવાની એક યોજના તૈયાર કરી હતી, પણ આવું ભગીરથ કાર્ય પાર પાડવા માટે જે સાર્વત્રિક સહકાર તેમજ વિપુલ સાધનો જોઈએ તે આપણે ત્યાં ક્યાં સુલભ છે ? એવી પ્રમાણભૂત સમીક્ષા જ્યાં સુધી ન થાય ત્યાં સુધી કંઈ જ ન કરવા કરતાં નાના નાના પ્રશ્નો લઈ તેને લગતું સંશોધન કરી તેનાં પરિણામ પ્રજા સમક્ષ મૂકાય એ ઈષ્ટ છે એવી સમજણથી, પ્રો. વકીલનાં માર્ગદર્શન અને સહાય સાથે યોજાયેલી

આ આર્થિક તપાસનું પરિણામ શ્રી. ચોળીઆએ આ પુસ્તકમાં આપણી સમક્ષ મૂક્યું છે તે અવશ્ય આદરણીય છે.

પુસ્તક એટલું તો સુવાચ્ય છે કે તેનો સારાંશ આપવાની કંઈ આવશ્યકતા રહેતી નથી. શ્રી. ચોળીઆએ એમનાં સંશોધનને લગતી શાસ્ત્રીય પદ્ધતિ શરૂઆતમાં જ સ્પષ્ટ કરી છે. મુંબઈની ગોદી પર આસરે ૧૦,૦૦૦ કામદારો કામ કરે છે, પણ તેમનું કામ એક જ પ્રકારનું નથી. તેમની કમાણીમાં તેમજ તેમનાં જીવનધોરણમાં ભિન્નતા છે, એટલે આ કામદારોના તેમણે સાત વિભાગ કરી દરેક વિભાગ પરત્વે માહિતી એકઠી કરી તે બધી તેમણે કોઠાઓને રૂપે પુસ્તકને અંતે મૂકેલી છે, અને આ પુસ્તકનાં પ્રકરણો એ કોઠાનાં સ્પષ્ટીકરણ અને તાત્ત્વિક અવલોકન રૂપે છે એમ સમજીશું તો જ આવા પ્રયત્નની ખરી કિંમત આપણને જણાશે.

જે સાત પ્રકારના કામદારોનો ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે દરેક પ્રકાર પરત્વે શ્રી. ચોળીઆએ કામદારોની સંખ્યા, વય, ધર્મ, જન્મસ્થળ, સરેરાસ કમાણી અને ખર્ચ, કૌટુંબિક જવાબદારી, ઋણભાર, બેકારી વગેરે મુદ્દાઓ પર જે હકીકત તેમને મળી તેનું નિષ્પક્ષ અને શાસ્ત્રીય પરીક્ષણ કર્યું છે. આ વસ્તુ અહીં ટૂંકમાં પણ આપવાનો અર્થ નથી. કારણ કે આવા પ્રયાસોનું મૂલ્ય "ત્યારે લેખકનો સલાહ શી છે?" એવો પ્રશ્ન પૂછવાથી નહિ, લેખકે એ વિષય પરત્વે કેટલી નવી માહિતી એકઠી કરી છે એમ પૂછવાથી પણ નહિ, પરન્તુ લેખકે જે અન્વેષણ કર્યું છે તે શાસ્ત્રીય છે કે નહિ, તેની સપ્રમાણતા કેટલી, એ વિચારવાથી જ થશે. અને તેને માટે તો પુસ્તક જ વાંચવું જોઈએ. હા, આવા અભ્યાસને પરિણામે આ કામદારવર્ગ તરફ સમાજની શી જવાબદારી છે તેનું સૂચન થઈ શકે, અને તે પોતે સ્થળે લેખકે કર્યું પણ છે. પણ, ગોદી પરના કામદારોની સ્થિતિ ભયંકર છે, તેમના પર કરજનો ભાર પુષ્કળ છે, તેમનામાંના ઘણાને રસ્તાના ફૂટપાથ પર સૂઈ રહેવું પડે છે, તેમનો ધંધો કાયમનો, આખું વર્ષ ચાલે તેવો નહિ, પણ છૂટક અથવા તૂટક છે, વગેરે જે માહિતી આપણને અહીં મળી છે તેનું મૂલ્ય પ્રચારદૃષ્ટિએ ન આંકતાં તેની પાછળની જે શાસ્ત્રીય પદ્ધતિ છે તેની વિશેષતા અને તેની મર્યાદા પર આપણે ખાસ ધ્યાન આપવું જોઈએ.

મુંબઈનાં આપણાં સામાજિક અને ઔદ્યોગિક જીવનમાંથી ભિન્ન ભિન્ન ક્ષેત્રો વિષે આવી શાસ્ત્રીય તપાસ થાય એ ઇષ્ટ જ છે એટલું જ છેલ્લે કહેવું જોઈએ.

જ. જ. અં.

**જીવતનાં વહેણો**—કર્તા : શ્રી. રસિકલાલ પરીખ. પ્રકાશક : યુગધર્મ કાર્યાલય, મુંબઈ. કિં. રૂા. ૨–૮–૦.

'પ્રસ્થાન'માં સંજયના ઉપનામથી શ્રી પરીખે વાર્તાઓ લખી હતી તે આઠ નવલિકાઓનો આ સંગ્રહ છે. ઈ. સ. ૧૯૨૬ થી ૧૯૪૦ સુધીમાં લખાએલી સાત વાર્તાઓ સાથે 'રાજમુગ્ધ' નામની એક નવી વાર્તા કર્તાએ ઉમેરી છે.

પહેલી વાર્તા ' કમલા 'માં કામના બોજામાં હિંદુસંસાર નવવધૂને કેવી રીતે કચરી નાખે છે તેનું સાદું ચિત્ર છે. ' બે મિત્રો 'માં બૅરિસ્ટર બની દ્રવ્ય કમાતા શ્યામલાલ અને રાષ્ટ્રસેવામાં નિર્ધન બનનાર ચંદુલાલ નામના બે મિત્રોના જુદા પડતા જીવનપ્રવાહોનું નિદર્શન છે. ' રસ્તામાં ' એ વાર્તાનું વસ્તુ સરસ છે. છગનની વાત જુદાં જુદાં પાત્રો બોલે તેથી વાર્તામાં લંબાણ આવે છે છતાં તે પ્રયોગ ખોટો નથી. ' કડવો વહેં ' અને ' શોભનકુમાર ' એ ઘણી પરિચિત નવલિકાઓ છે. તેમાં શોભનકુમારના પાત્રમાં લેખક સારું ઊંડાણ સાધી શક્યા છે. ' કડવો વહેં 'માં પ્રિયંવદાનું વ્યક્તિત્વ સુરેખ રીતે ખીલી ઊઠે છે. ' રાજમાતા ' એ વાર્તા નથી, પ્રસંગપરંપરા છે. તે અને તેના પછીની હેમચંદ્રાચાર્ય તથા કુમારપાલનાં પાત્રો રજુ કરતી રાજસૂત્ર નામની નવલિકામાં વાતાવરણ અને વિષયો નવીન છે. પહેલી ઘણા બનાવોને લીધે અને બીજી અતિલંબાણને લીધે વાર્તાના નવા જ પ્રયોગો છે, જે વિચારવા જેવા છે. ' ગેના ગુજરી ' એ શાહજાદાની છાવણી જોતાં જતી ગુજરાતણ વિશે પાંચ પ્રવેશનું નાટક છે.

સજીવ પાત્રાલેખન, વિવિધ વાતાવરણ, રસપ્રદ સંવાદો, વસ્તુપ્રસંગોમાં દેખાતી ઉચ્ચકક્ષાની રસદષ્ટિ, વગેરે ગુણો શ્રી પરીખની આ નવલિકાઓમાં દેખાય છે. છતાં આ વાર્તાઓ માત્ર વાચનક્ષમ રહે છે, ઊંડી અસર કરી શકતી નથી. તેનું કારણ એ લાગે છે કે નવલિકાના વસ્તુને પરાકાષ્ઠા તરફ ધપાવવાને બદલે આછી રજુઆતથી શ્રી પરીખ સંતોષ માનતા જણાય છે.

**મારા મનની મોજ:**—કર્તા તથા પ્રકાશક : શ્રી. ચંદ્રકાન્ત ભટ્ટ, તખ્તેશ્વર પ્લૉટ, ભાવનગર. મૂલ્ય રૂ. બે.

શ્રી. ચંદ્રકાન્ત ભટ્ટની લેખનપ્રવૃત્તિનો આરંભ ૧૯૨૦ ના અરસામાં થયો. તેમાં સ્વ. હાજી મહમ્મદની તેમને પ્રેરણા મળી. તેમની તેર નવલિકાઓનો આ સંગ્રહ છે.

તેમાં ' તવારીખે ગૌહર ' અને ' શરાબના કિલ્લામાં ' અંગ્રેજી પરથી સૂચિત થયેલી છે. ' અવધૂત 'નું મૂળ વસ્તુ વૉલ્ટેર પાસેથી આવ્યું છે. ' ચંદનહાર ' એ મોપાસાંની સુપરિચિત ' નેકલેસ 'નું એક વધુ રૂપાંતર છે. ' કવિનું હૃદય ' હિંદી પરથી આવેલ છે. ' નિરંજન અને નિશાનાથ ' સ્ટીવન્સનની ' ડૉ. જેકીલ ઍન્ડ મી. હાઈડ ' પરથી અને ' બ્રિન્ટન સામા મંદિરે ' એ જાપાનીસ કથાના લાફ્કે ડીઓ હર્નના અંગ્રેજી ભાષાંતર પરથી લખવામાં આવી છે. બાકીની ૭ વાર્તાઓ સ્વતંત્ર છે.

' નિરંજન ને નિશાનાથ 'નો કરુણ અંત ઓછો આઘાતકારક બનાવવા આધુનિક વૈજ્ઞાનિકની આ વાર્તામાં લેખક મત્સ્યેન્દ્ર ભગવાનને લાવ્યા છે તેમાં ઔચિત્ય જળવાયું નથી. ' એક જ દિવાસળી 'માં દિવાસળી બળી રહે તેટલી વારમાં શવલી સ્વપ્ન અનુભવી લે એ વાસ્તવિક નથી. વાર્તાઓની લખાવટ સાદી અને સરળ છે. આ વાર્તાથી જેમ લેખકના મનને મોજ મળી તેમ વાચકોને પણ મળે તે જ એના પ્રકાશનનો હેતુ છે. તેથી વધારેની ચિંતા લેખક રાખી નથી. આશા છે કે ગુજરાતના વાર્તારસિક વાચકવર્ગને આ પુસ્તક મોજ આપશે.

**જ્ઞાનદા**—અનુ: શ્રી કિસનસિંહ ચાવડા. પ્રકાશક: હરિહર પુસ્તકાલય, સુરત.

સ્વ. શરદબાબુની 'અરક્ષણિયા' 'નવવિધાન' અને 'હેમાબ્હેન' એ ત્રણ લાંબી વાર્તાઓના શ્રી કિસનસિંહે કરેલા અનુવાદ પહેલાં જુદા જુદા પ્રગટ થયા હતા. આ પુસ્તકમાં ત્રણે સાથે પ્રગટ થાય છે. નામ નવું રાખ્યું છે.

પહેલી વાર્તામાં ઉમરલાયક થયેલી કુમારિકા જ્ઞાનદાને વર ન મળવાથી સમાજ તેને જે રીતે હેરાન કરે છે તેનું ચિત્ર છે. બીજી વાર્તા 'નવવિધાન'માં ઉષાનું સુંદર પાત્ર આવે છે; પ્રોફેસર શૈલેશની એ તજાયેલી પત્ની પાછી પોતાનું ગૃહિણીપદ પ્રાપ્ત કરે છે. ત્રીજી વાર્તા 'હેમાબ્હેન' એક અસહાય બાળકને રક્ષવા પતિને પણ તજવા તૈયાર થતી વત્સલ નારીની હૃદયંગમ કથા છે.

ત્રણેય અનુવાદ સરસ છે.

**રાજદુલારી**:—અનુ: શ્રી અરવિંદ શાસ્ત્રી. પ્રાપ્તિસ્થાન: એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ. મૂલ્ય રૂ. અઢી.

સ્વ. બંકિમબાબુની 'રાજસિંહ' નામની બંગાળી નવલનો આ અનુવાદ છે. આ મૂળ બંગાળી વાર્તા સને ૧૮૮૨માં લખાઈ. 'આનંદમઠ'ની પેઠે બંકિમબાબુની પરિપક્વ લેખિનીથી સર્જાયેલી આ વાર્તા બંગાળમાં ખૂબ લોકપ્રિય થઈ છે.

ઉદયપુરના રાણા રાજસિંહ અને મુગલસમ્રાટ ઔરંગઝેબ વચ્ચેના યુદ્ધના ઐતિહાસિક વસ્તુ પર આ કથાનું મંડાણ થયું છે. રૂપનગરની રાજકન્યા ચંચલકુમારી ઔરંગઝેબની તસ્વીરનું અપમાન કરે છે. શહેનશાહ રોષે ભરાય છે અને ચંચલકુમારી રાણા રાજસિંહનો આશ્રય માગે છે. પરિણામે રાજસિંહ અને મોગલો વચ્ચે ભીષણ યુદ્ધ મચે છે. તે મુખ્ય વાતની સાથે નવલલેખકે ખૂબ કુશળતાથી શાહજાદી ઝેબુન્નિસા અને મુબારક, તથા માણેકલાલ અને નિર્મળકુમારી એ બે યુગલોની પ્રણયકથાઓ ગૂંથી દીધી છે.

યુદ્ધોનાં વર્ણનો, મોગલ રાજમહેલના બેગમો, તત્કાલીન દિલ્હીનું વાતાવરણ, મેવાડના પહાડી પ્રદેશની ખૂબીઓ એ સર્વનું આલેખન સચોટ રીતે થયું છે. સંવાદની સ્વાભાવિકતા અને પાત્રાલેખનની સુરેખતા ઉપરાંત એક બીજું આકર્ષક તત્ત્વ આ નવલમાં છે તે વેગપૂર્વક વહેતો કથાપ્રવાહ. ઉપરાઉપર ધસ્યા આવતા પ્રસંગોને લીધે વાચનનો રસ જળવાઈ રહે છે, અને વાર્તામાં મુબારકને જીવતો કરવા જેવાં અવાસ્તવિક કે મોગલસૈન્યને પહાડોની ઘાટીમાં સંપડાવી રાણા રાજસિંહ ભૂખથી ત્રાસી ગયેલા ઔરંગઝેબને સંધી કરવાની ફરજ પાડે છે તેના જેવાં એકપક્ષી ચિત્રો નિભાવી લેવાય છે. આશા છે કે આપણો વાર્તારસિક વાચકવર્ગ આ અનુવાદ આનંદ આપશે.

**કમલિની**—અનુવાદક: શ્રી આનંદકુમાર ભટ્ટ. પ્રકાશક: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ. મૂલ્ય રૂ. ત્રણ.

બંગાળના બાર સુપ્રતિષ્ઠિત લેખકોએ લખેલી આ અખંડ નવલકથા છે. શ્રી પ્રેમાંકુર આતર્થી, સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય, નરેન્દ્ર દેવ, પ્રભાતકુમાર મુખોપાધ્યાય, ચારુચન્દ્ર

બંદોપાધ્યાય, મણિલાલ ગંગોપાધ્યાય, અવનીન્દ્રનાથ ઠાકુર, શરદચંદ્ર ચટ્ટોપાધ્યાય, હેમેન્દ્રકુમાર રૉય, સુરેન્દ્રનાથ ગંગોપાધ્યાય, સત્યેન્દ્રનાથ દત્ત અને પ્રમથ ચૌધરી – એ બારે લેખકોના સહકારથી લખાયેલી આ નવલકથા, એક માત્ર પ્રયોગ તરીકે જ નહિ, પણ વાર્તા તરીકે પણ આકર્ષક છે. દરેક લેખક પોતાની ઢબે વાર્તા આગળ ધપાવે છે તેથી પ્રત્યેકની કલાદૃષ્ટિ અને બીજી વિશિષ્ટતાઓનો પણ ખ્યાલ આવે છે.

ગંગાસ્નાન કરવા ગયેલા હરનાથ મિત્ર તેમની વિવાહિતા પુત્રી કમલિનીને મેળાની ભીડમાં ખોઈ આવે છે ત્યાંથી વાર્તાનો આરંભ થાય છે. ક્ષિતીશ નામનો એક શ્રીમંત યુવક બેહોશ કમલિનીને મોટરમાં બેસાડી, દવાખાને ન લઈ જતાં પોતાને ઘેર લઈ જાય છે. ગામમાં વાત ચાલે છે કે કમલિની જમીનદારના પુત્ર હરેન્દ્રને લઈને નાસી ગઈ છે. પછી જેમ જેમ કમલિનીને ઘેર પહોંચવામાં વિલંબ થતો જાય છે તેમ તેમ વાર્તાની ગૂંચ વધતી જાય છે.

આકસ્મિક ઘટનાથી શરૂ થયેલી આ વાર્તામાં બીજા પણ અકસ્માતો બને છે. કમલિનીને તેના પતિ સતીશને સોંપવા હરેન્દ્ર તથા ક્ષિતીશ લખનૌ જાય છે, તો સતીશ ત્યાંથી નીકળી ગયો હોય છે. હરેન્દ્રના પિતા યોગેન્દ્ર મિત્ર તથા કમલિનીના પિતા કલકત્તા આવે છે તો લખનૌ ગયેલા હરેન્દ્ર તથા કમલિની તેમને મળતાં નથી. પરિણામે, બંને વડીલો એમ જ માની લે છે કે એ બંને પહેલાં સહેલગાહે ગયાં છે. ક્ષિતીશ તથા હરેન્દ્ર કમલિનીને ઘેર પહોંચાડતા જ નથી. પરિસ્થિતિ વધુ ગૂંચવાતી જાય છે. કમલિનીનો વહેમાયેલો પતિ સતીશ કંટાળીને સંન્યાસી બનવાના વિચાર કરે છે.

ત્યાં સ્વ. શરદ્‌બાબુએ લખેલાં બે પ્રકરણો આવે છે. ક્ષિતીશ જેવા અજનબી પુરુષનો આશ્રય લઈ બેસી રહેતી નિર્બળ દેખાતી કમલિનીને શરદ્‌બાબુએ પોતાની અનન્ય કલાથી જીવંત બનાવી દીધી છે. આપત્તિનો બધો ભાર પોતાને શિરે વહેવાનો નિશ્ચય કરી કમલિની ત્યાંથી દૃઢતાપૂર્વક ચાલી નીકળે છે. સાસુ પાસે આશ્રય ન મળતાં તે પિતાને ઘેર જાય છે. ત્યાં પણ અપમાન પામતાં તે આત્મહત્યા કરવા તૈયાર થાય છે. પણ તાજમહાલના સાન્નિધ્યમાં ક્ષિતીશ પાસેથી બધી હકીકત જાણીને સતીશ આવી પહોંચે છે, પતિપત્ની મળે છે, અવિશ્વાસ અને આશંકાનું વાદળ દૂર થાય છે. નિંદા અને અસત્યની આ બધી જાળ ઊભી કરનાર શશી નામનો યોગેન્દ્ર બાબુનો નોકર છેવટે સન્નપાત કરે છે; ભલો ક્ષિતીશ દેશસેવાનાં કામમાં જોડાય છે. એક નિર્દોષ નારીના દુર્ભાગ્યની આ કથા વાચકની ઉત્કંઠાને સાદ્યંત જાગૃત રાખે છે. એક પછી એક બનાવો વાતને વધારે ને વધારે ગૂંચવતા જાય છે. જુદા જુદા લેખકોની શૈલીનું પણ અહીં રુચિકર વૈવિધ્ય સાંપડ્યું છે.

અનુવાદકર્તાએ ઉતાવળ ઘણી કરી હોય એમ લાગે છે. જોડણીની ભૂલો બેશુમાર છે. અનુસ્વાર ઘણી જગાએ ખોટાં મૂકાયાં છે. કૂતરું 'ભસવા'ને બદલે 'ભૂંકવા' જેવા વિચિત્ર પ્રયોગો પણ પુસ્તકમાં પેસી ગયા છે (પૃ. ૨૧૨). અનુવાદકે એ બાબતમાં જરા વધારે સાવધ રહેવાની જરૂર હતી.

નાથાલાલ દવે

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૨ ભાદ્રપદ : ૧૯૫૭ અંક ૫

# પારિજાતને

પ્રજારામ રાવળ

ઉ પારિજાત! તવ યૌવન મત્ત કેરી
ફોરંત ઉગ્ર સુરભિ પ્રસરંત દૂરે;
ન્હાળી શશી, હરખથી ઉછળી પડંતા
ધોળાં ધોળાં ફૂલના ગુચ્છગુચ્છા;
ને કેસરી દાંડલીની કુમાશ
ખેંચી રૂંધતી મ્હારા ચરણ તવ ભણી ચાંદની રાતમાં આ.

ધોળી ધોળી ચાંદની રાતમાંહીં
રોમે રોમે સર્વ જાણે ખીલેલાં
ધોળાં ધોળાં ફૂલડાં ફોરનારો
ફોરે તું સૌ દિશામાં હૃદય સુરભિનો વેગવંતો ફુવારો!

ઠંડો ઠંડો ઊર્મિહીણો શિયાળો,
ને વર્ષતો કોપ કાળો ઉનાળો,
હારે, બાળે, તાહરું ફૂલહૈયું.
પરંતુ જ્યાં આવતી સ્નિગ્ધ વર્ષા
પ્રેમાર્દ્ર, મીઠું હસતી, ત્યહીં તો
ઉલ્લાસે મત્ત, ખુલ્લું હૃદય બાલવતું પ્રેમપીયૂષધારે!
ફોરે તું, તેમ ફૂટે નવી સરવણીઓ : તૂટી ગં સર્વ પાળો!

卐

# રોમાં રોલાં

લેખક : શ્રી. દિલીપકુમાર રાય
અનુવાદક : શ્રી. નગીનદાસ પારેખ

૩

**આજે** ફરી રોલાં મહોદયને ત્યાં ગયો હતો વાતવાતમાં મેં કહ્યું : "આપ માનવવાદી છો. આપને એમ લાગે છે કે માનવવાદનો ઝટ પ્રચાર થઈ રહ્યો છે?"

રોલાં બોલ્યા : "ક્યાં છે? મને તો ક્યાંય દેખાતો નથી."

જરા આશ્ચર્ય પામી હું બોલ્યો : "પણ એ બાબત જગતમાં માણસોનાં મન ધીમે ધીમે ઉદાર તો થતાં જાય છે ને?"

રોલાં ડોકું ધુણાવી બોલ્યાઃ "ને પણ ક્યાં છે? ખરા માનવવાદી ખૂબ ઓછા છે. એવા પણ માનવવાદી અથવા શાંતિવાદી પડ્યા છે જેઓ બીજાને યુદ્ધથી દૂર રહેવાનો ખૂબ ગંભીર થઈને ઉપદેશ આપે છે, પરંતુ પોતાના દેશ ઉપર આક્રમણ થાય છે ત્યારે કહે છે — સ્વદેશનું અને સ્વજનનું પહેલાં રક્ષણ કરવું જોઈએ; જેમકે સ્વીડન અને નોર્વેના અનેક યુદ્ધવિરોધીઓ."

"પરંતુ એ તો ભારે નિરાશાજનક વાત છે કે માણસ એક આદર્શને માટે પ્રાણાર્પણ કરે છે, છતાં તે આદર્શની પ્રતિષ્ઠા થતી નથી."

"તમે શું કહેવા માગો છો? આ જગત પ્રગતિશીલ છે એમ તો કહી શકાય એમ નથી. બલકે સ્થિતિ ઊલટી જ છે : ઇતિહાસ આપણી આંખમાં આંગળી ઘાલીને બતાવે છે કે માણસ ચડે છે અને પાછો પડે છે. હમણાં પ્રાગૈતિહાસિક માણસોનાં ચીતરેલાં જુદાં જુદાં અતિકાય પ્રાણીઓનાં ચિત્રો મળી આવ્યાં છે. તે ઉપરથી એમ જણાય છે કે તે લોકો એ કલામાં ખૂબ સંસ્કૃત હતા. પરંતુ ત્યાર પછી એકાએક કોઈક કારણે એ સંસ્કૃતિ નાશ પામી. ત્યાર પછી જે માણસો આવ્યા તેમને ફરી જંગલી દશાથી શરૂઆત કરવી પડી. ધીરે ધીરે ઊંચે ચડવું પડ્યું. તો પણ એમાં યે આ એક ગૌરવની વાત નથી કે માણસનો અંતરાત્મા તેની પાશવિક વાસના, અંધ અજ્ઞાનતા અને લાખો ક્ષુદ્રતાના બોજાને લીધે વારંવાર પડે છે, પરંતુ વારંવાર પાછો બેઠો થાય છે? આ મહાયુદ્ધના વિરાટ ધ્વંસથી કયા સહૃદય માણસને દુઃખ નથી થયું! હત્યાની તાંડવલીલાથી આપણે કેટલી અમૂલ્ય સંપત્તિ જરા વારમાં ગુમાવી બેઠા છીએ તેનો કંઈ હિસાબ નથી, પણ તે છતાં યે માણસ પાછો ઊઠશે. આખરે શું થશે એ તો કોણ કહી શકે? પરંતુ પરિણામનો વિચાર કર્યે પણ શો લાભ થવાનો છે? જેટલું થઈ શકે એમ હોય તેટલું ચાલો આપણે કરી છૂટીએ."

"પરંતુ માણસના ભવિષ્યમાં જ જો આપણને આસ્થા ન રહી તો પછી શાના ઉત્સાહથી આપણે કમર બાંધવાના?"

રોલાં કરુણ હાસ્ય હસ્યા, બોલ્યા : "માણસના ભવિમાં સરલ ભાવે વિશ્વાસ કાયમ રાખી શકીએ તો કદાચ કામ વધારે થાય એ ખરું, પરંતુ ને પણ કેટલું! એટલું જ નહિ

પણ મહાપુરુષોના જન્મને લીધે પણ કેટલા માણસો આજે પ્રેરણા પામે છે? બુદ્ધ કે ઈસુને આજે કેટલા જણ ખરેખર માને છે?"

"પરંતુ તેઓને એક પ્રકાશ મળ્યો હતો એ વાતનો આપ અસ્વીકાર કરો છો?"

"એ પણ કોઈ કહી શકે? ઈસુના મનમાં કયું દ્વન્દ્વ જાગ્યું હતું, તેની કોઈ પણ ચોક્કસ ખબર આપણને છે નહિ—ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે, મરણની ક્ષણે ઈસુના છેલ્લા શબ્દો 'ઈશ્વર, કેમ તેં મારો ત્યાગ કર્યો?' એવા હતા."

"તો પછી આપ કહેવા શું માગો છો?"

"હું માત્ર એટલું કહું છું કે અન્યાય, અવિચાર, અને અસત્યની વિરુદ્ધ આપણે ચાલો યુદ્ધ માંડીએ, પછી જે થવાનું હશે તે થશે. હું તો આ વસ્તુ ચોક્કસ માનું છું કારણ મારું અંતર મને કહે છે કે માણસનું દુઃખ દૂર કરવું એ પણ એક સર્જન જ છે. આપણા વિકાસમાં જેટલી મુશ્કેલીઓ આવે તેની સાથે ઝઘડવાને જ તો આપણે જન્મ્યા છીએ."

"પણ જો કામ જ આગળ ન વધ્યું, તો પછી સંદેહ શી રીતે દૂર થાય, રસ્તાનું ભાન પણ આપણને ક્યાંથી મળે?"

"કામ આગળ વધે છે એમ કહીને તમે શું કહેવા માગો છો? આપણે ક્યાં જઈ રહ્યા છીએ એ શું કોઈ જાણે છે—જાણી શકે એમ છે? ધારો કે સમાજના જે બધા અન્યાય અત્યાચાર આપણે આજે જોઈએ છીએ, તેનું નિવારણ જો આજ જ આપણા હાથમાં આવી ગયું, ધારો કે આપણે કરી પણ નાખ્યું. બસ પતી ગયું. પણ પછી? તમે શું એમ કહેવા માગો છો કે, આજ આપણામાંના એક માનવપ્રેમીને પણ જેટલી જાતના અન્યાય અત્યાચાર નજરે ચડ્યા છે તેનું આમૂલ નિરાકરણ થઈ જાય એટલે આપણું કામ પૂરું થઈ જશે? અસંભવિત છે. આ સૃષ્ટિનો અંત ક્યાં છે? આપણું કામ તો માત્ર જાણવાનું છે—અને એટલું વધારે જાણવાનું; અસમાનતા અને અત્યાચારની સામે ઝઘડવાનું—બને એટલું ઝઘડવાનું. પ્રગતિ? જગતનાં દુઃખ કષ્ટોનો નાશ? એ તે કદી થવાનું છે? ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે કરોડો ક્ષુદ્ર પ્રાણી પશુ કીટ પતંગોના મરણ ઉપર જ આપણું જીવન અવલંબેલું છે! કદાચ દુઃખ થોડું હળવું થશે પાછળથી. પરંતુ દુઃખનું સમાધાન થઈ જ જશે, એવું કોણ કહી શકે? એટલે હું તો માનું છું કે આપણાથી શક્ય હોય એટલું તો ચાલો આપણે કરી છૂટીએ—એના ફલનો વિચાર કરી માથું દુખવવાનો કંઈ અર્થ નથી. સેવા, સંગીત, કાવ્ય—એમાંથી આનંદ મળે છે, તો ચાલો આપણે એનું સેવન કરીએ. જ્ઞાનથી જો આપણને તૃપ્તિ મળતી હોય તો ચાલો જ્ઞાન મેળવીએ. એથી વિશેષ આપણે શું કરી શકવાના હતા? માણસની સભ્યતા જો સદા પ્રગતિશીલ જ હોત તો આજ માણસ ગૌરવને કેવે ઉચ્ચ શિખરે ચડી ગયો હોત તે તો જરા વિચાર કરો! પરંતુ નિયતિના અંધ નિયમના અકલ ઉઠાવને પરિણામે યુગ યુગની સંચેલી સંપત્તિ ધૂળમાં રગદોળાય છે—નિષ્ઠુર ભૂમિકંપથી મણિપ્રાસાદ ભાંગી તૂટીને એકાકાર થઈ જાય છે. ફરી આપણે રચીએ છીએ: એક હાથે આંખનાં આંસુ લૂછી ફરી હાસ્યનાં આનંદનાં વિજયગીતો ગાઈએ છીએ. શા માટે? કારણ કે જીવનનો મૂલ છંદ જ

સર્જનનો છે. એટલે મને લાગે છે કે પ્રગતિની ચિંતા કરવાનો કંઈ અર્થ નથી. પ્રયત્નનું ગૌરવ એ જ આપણી છાતીનો શ્વાસ છે. . . . એ સિવાય માણસ શાની શોધમાં દોડી રહ્યો છે, અને શા માટે જીવવા ચાહે છે? મને લાગે છે કે આજકાલ તે તેને પોતાને ખાતર પણ જીવતો નથી, બીજાને ખાતર પણ તે કશું સર્જતો નથી—તે એવું કંઈક ચાહે છે, જે તેના સર્વસ્વ કરતાં મોટું હોય—કંઈક એવું કે જેનો આભાસ જીવનની કોઈ કોઈ પુરવ ક્ષણે મળે છે."

*    *    *

વાત વાતમાં મેં કહ્યું : "ટુર્ગેનિવ આપને કેવા લાગે છે?"

"ટુર્ગેનિવ એક મહાન કલાકાર હતા. તેમની લેખનશૈલી અદ્ભુત હતી."

"તમને શું લાગે છે, કલાકાર તરીકે તેઓ ટોલ્સ્ટોય કરતાં ઉચ્ચ કોટિના છે?"

"એ કહેવું મુશ્કેલ છે. ટુર્ગેનિવનું મન આપણાં મનની ખૂબ નજીક હતું. ટોલ્સ્ટોયનું મન વધારે રશિયન હતું. ટોલ્સ્ટોયની શક્તિ ટુર્ગેનિવના કરતાં પુષ્કળ વધારે હતી—તેમની ગંભીરતા પણ ખૂબ વધારે હતી, તેમને કહેવાનું પણ અપાર હતું. સૌથી વિશેષ તો તેમની પ્રતિભા વિરાટ હતી—એટલી વિરાટ કે તેમના પ્રબળ રાક્ષસી શારીરિક આકાંક્ષાઓને પણ જીતીને તે કલામાં મહિમામયરૂપે પ્રગટ થઈ. તેઓ વિરાટ પુરુષ હતા: ટુર્ગેનિવ—અદ્ભુત; વિરાટ નહિ."

"ટુર્ગેનિવ પણ મનથી અને પ્રાણથી કલાકાર હતા. પોતાના 'મેમ્વાર્સ ઑવ એ રેવોલ્યુશનિસ્ટ'માં ક્રોપોટ્કિને એક ઠેકાણે લખ્યું છે કે ટુર્ગેનિવે તેમને એક દિવસ એમ કહ્યું હતું કે તેમના 'ફાધર્સ ઍન્ડ ચિલ્ડ્રન'ના નાયક બેઝેરોવને મારી નાખતી વખતે તેઓ એટલું તો રોયા હતા!"

"મોટા કલાકારોની બાબતમાં એવું ઘણે ભાગે થાય જ છે. બાલઝાક—એમનાં લખાણ તમે કંઈ વાંચ્યાં છે?"

"ના."

"તેમણે એક દહાડો પોતાના એક મિત્રને રસ્તામાં જોઈ તે ખૂબ ઉશ્કેરાટપૂર્વક, શિષ્ટાચાર પણ ભૂલી જઈને, પહેલા જ શબ્દો આ ઉચ્ચાર્યા: 'અમુક (તેઓ ત્યારે એક નવલકથા લખવામાં રોકાયલા હતા, તેનું એક પાત્ર) મરી ગયો (Il est mort).'"

"બાલઝાકના એક નાના જીવનચરિત્રમાં મેં વાંચ્યું છે કે તેઓ ખૂબ મહેનત કરતા હતા. એમને વિષે આપને શું લાગે છે?"

"બાલઝાક નવલકથાકારોમાં અસાધારણ માણસ હતા. પરંતુ તેઓ શૈલી વિષે કશી ચિંતા કરતા નહિ. તેમની બોલવાની પ્રેરણા જ તેમને દુર્નિવાર વેગથી ધોળી લઈ જતી. તેથી તેઓ જ્યારે સમાજમાં માણસો સાથે વાતચીત કરતા ત્યારે પણ લગભગ હમેશાં તેઓ કોણ જાણે ક્યાં મનોરાજ્યમાં ફરતા રહેતા!—બહારની કોઈપણ ઘટના તેમની માનસ પ્રતિમાને સ્પર્શી શકતી નહિ. તેઓ અદમ્ય ઉત્સાહથી લખ્યે જતા. ઝોલાનું બરાબર ઊલટું જ હતું—તેઓ રોજ ૩૦–૩૨ પાનાં લખતા નિયમસર. બાલઝાક એકી વખતે અટક્યા વિના બાત્રીસ તેત્રીસ કલાક લખીને એક નવલકથા પૂરી કરતા. અદ્ભુત માણસ!"

"ઘણા મોટા લેખકો ઘણીવાર એવી કોઈ પ્રેરણાથી લખતા માલમ પડે છે કે તેઓ શી રીતે અંત આણશે તેનો પહેલેથી લગારે વિચાર સુદ્ધાં કરતા નથી. રવીન્દ્રનાથે એક દિવસ પોતાના લખાણ સંબંધે મને કહ્યું હતું કે તેઓ જ્યારે કોઈ નવલકથા શરૂ કરે છે ત્યારે તેનો અંત શો આવશે એનો તેઓ બિલકુલ વિચાર જ કરતા નથી—એટલું જ નહિ, જાણતા પણ નથી હોતા."

"મને ખબર છે કે એવા અનેક મોટા કલાકારો છે જેઓ ઉપસંહાર—denoument—ને બિલકુલ ઉપયોગનો માનતા નથી. તેઓ જે ટાઈપ અથવા નમૂનો રજૂ કરવાને માટે કલમ પકડે છે તે બરાબર રજૂ થાય એટલે ખુશ: દાખલા તરીકે મોલિયેર. તેઓ જરા આગળ જતા—કહેતા કે denoumentની ચિંતા કરવાની લગારે જરૂર નથી."

એક વિશ્વવિખ્યાત બેલ્જિયન લેખકની વાત નીકળી.

"મારે મન તેઓ મરેલા જ છે."

"એટલે?"

"તેઓ એક સારા કલાકાર હતા, પરંતુ સમાજ અને ફેશનમાં તેઓ ડૂબી ગયા. નિંદા એ જ જેની મૂડી છે એવાં છાપાંઓમાં તેઓ મિસ્ટિસીઝમ વિષે લેખો લખે છે—ભારે પુરસ્કારને ખાતર, બોલો! કહે છે કે ઈશ્વરને અને સેતાનને એક સાથે ખુશ ન કરી શકાય. ફેશનના ચંચલ તરંગમાં વહેતું હોય તો મિસ્ટિક થવું ન શોભે વળી, તે ઉપરાંત થયું છે એવું કે નકામી સ્ત્રીઓ સાથે આજકાલ તેઓ ખૂબ રહે છે. આથી અંતરનો સાર ખલાસ થઈ જાય છે. મહાન કલા સર્જાય છે તે આપણી એક સંપત્તિથી સર્જાય છે—સાર વડે સર્જાય છે: નકામાં કામોમાં ખરું સત્ત્વ વેડરી નાખી બાકી વધે તે વડે જે સર્જાય તે કદી સાચા સર્જનની કોટિમાં આવે જ નહિ. જીવન દ્વારા જ જીવન સર્જી શકાય—પ્રાણ દ્વારા પ્રાણ."

*

સ્વીત્ઝર્લૅંડ, ૨૫-૧૦-૨૭

બરાબર પાંચ વરસ પછી. રોલાંના ચહેરામાં ખાસ કશો ફેરફાર થયો નથી, માત્ર તેમનું સ્વભાવપાંડુર મોં કંઈ વધારે પાંડુર લાગ્યું. પરંતુ તેનું તે સૌમ્ય હાસ્ય અને ઉમળકાભર્યું સ્વાગત! . . .

રોલાંની સરોવરને તીરે આવેલી નાની કુટીર હેમંતના સોનેરી પ્રકાશથી ઝગમગી ઊઠી હતી.

અમો ભેગાં મધ્યાહ્ન ભોજન કરવા બેઠાં હતાં: રોલાં, તેમના એંશી વરસ વટાવી ગયેલા વૃદ્ધ પિતા, તેમનાં બહેન માદેલિન અને હું.

વાતવાતમાં મેં રોલાંને કહ્યું: "જો આપ અમારા દેશમાં એક વાર આવ્યા હોત તો સારું થાત."

રોલાં નાનો સરખો દીર્ઘ નિશ્વાસ નાખી બોલ્યા: "એ હવે કંઈ બનવાનું છે, દિલીપ?"

"કેમ ન બને?"

"સવારથી સાંજ સુધી મારે કેટકેટલાં કામમાં રોકાયલા રહેવું પડે છે."

"હમણાં ખૂબ કામમાં છો?"

"કામ કંઈ એક છે, દિલીપ? — હું હમેશાં એકી સાથે ઘણાં કામો કરતો હોઉં છું."

"જેમ કે?"

"મારા *Lame Enchantie*નો છેલ્લો ભાગ, એક. બીથોવનના સંગીત વિષે એક મોટું પુસ્તક, બે. યુરોપના જુદા જુદા લેખકોની જાતજાતની નાની મોટી માગણીઓ સ્વીકારવી, ત્રણ.—"

"માગણીઓ સ્વીકારવી એટલે?"

"એવા અનેક લેખકોની માગણી મારે સ્વીકારવી પડે છે જેમનો ભાર બીજાએ લેવો જોઈતો હતો. દાખલા તરીકે, અમેરિકામાં સાકો અને વાન્ઝેટીને મૃત્યુદંડ દેવાયો તે વિષે હમણાં મારે ખૂબ તીખો એક લેખ લખવો પડ્યો. ખરું જોતાં આ કામ મારું નથી. છતાં જ્યારે મોટા ભાગના લેખકો આત્મસર્વસ્વ થઈ બેસે છે, ત્યારે બાકીના લોકોને માથે જ પ્રાયશ્ચિત્તનો બોજો આવી પડે છે."

"ખોટી સાક્ષી તૈયાર કરી સાકો અને વાન્ઝેટીને દેહાંતદંડ દેવાથી સભ્ય જગતમાં અમેરિકાની જે હાનિ અને અપકીર્તિ થઈ— "

"અત્યારે એ હાનિ અને અપકીર્તિ થવાની જરા જરૂર હતી."

"કેમ?"

"એથી અમેરિકન લોકોની ઊંઘ કદાચ ઊડી હશે! કદાચ તેઓ કંઈ વહેલા સમજવા લાગ્યા હશે કે તેમનું કેટલું અધઃપતન થયું છે, જેને પરિણામે આવી ન્યાયની વિડંબના ત્યાં થઈ શકી.

"બીજા શા કામમાં રોકાયલા છો હમણાં?"

"હમણાં કહ્યું તે કે કામ કંઈ એક છે? દાખલા તરીકે, તમારા શ્રીરામકૃષ્ણ વિવેકાનંદ વિષે એક મોટું પુસ્તક લખવાની તૈયારી કરું છું. એની સામગ્રી ભેગી કરવા કંઈ ઓછી મહેનત કરવી નથી પડતી. લગભગ વીસથી ત્રીસ મોટી મોટી અંગ્રેજી ચોપડીઓ આવી પડી છે. એ બધી વાંચવા માટે વળી માદેલિનનું શરણું લેવું પડશે, મને તો અંગ્રેજી આવડતું નથી."

ઉત્સાહમાં આવીને હું બોલ્યો: "એ ઇચ્છા વળી આપને ક્યારે થઈ?"

શ્રીમતી માદેલિન બોલ્યાં: "ધનગોપાલ મુખોપાધ્યાયની એક ચોપડીમાંથી એ વિષે થોડું વાંચી મેં રોલાંને અનુવાદ કરી સંભળાવ્યું. ત્યારથી તેઓ શ્રીરામકૃષ્ણના જીવન વિષે વધારે જાણવા માટે ભારે ઉત્સાહ બતાવી રહ્યા છે."

રોલાંએ કહ્યું: "હા. કારણ ધનગોપાલ મુખોપાધ્યાય મહાશયની ચોપડીમાં શ્રીરામકૃષ્ણની પ્રશંસા જોઈ યુરોપ અને અમેરિકાના એક વર્ગના લોકો ખૂબ ચિડાયા છે; મેં એ બધાનો વિરોધ કરવા એક પુસ્તક લખવાનું નક્કી કર્યું છે."

"વિવેકાનંદ સંબંધમાં આપને આટલો ઉત્સાહ આવવાનું કારણ શું?"

"કેમ ન આવે? તેમના લખાણની લીટીએ લીટીમાં દીપ્ત તેજ, અને ગભીર સ્વમાન પ્રગટ થાય છે. માણસના દેવત્વમાં આવી શ્રદ્ધા એ શું માણસની એક મોટી સંપત્તિ નથી?

છતાં શ્રીરામકૃષ્ણ વિષે અનેક વસ્તુઓ યુરોપમાં લખતી વખતે ખૂબ સાવચેતી રાખી લખવી પડશે. નહિ તો તેમનાં ઘણાં વચનો યુરોપિયનો સ્વીકારશે નહિ."

"કેમ?"

"એક મુખ્ય કારણ તો એ કે ઘણા માણસો હિન્દુ ધર્મનાં ગભીરતમ તત્ત્વોને એવા નકામા ઢોંગ ધતુરા દ્વારા વિકૃત કરી યુરોપના બજારમાં સસ્તે દામે વેચવા બેઠા છે કે તેને લીધે યુરોપની નજરમાં હિન્દુ ધર્મનું માન ઓછું થવાનો ભય રહે છે. તે ઉપરાંત એને પરિણામે એશિયાને હલકો સાબીત કરવો ખૂબ સહેલું થઈ ગયું છે એ પણ ખરું. અને એ તો કહેવાની જરૂર જ નથી કે આથી આજના આત્મસર્વસ્વ સંકુચિત યુરોપિયનોના મનમાં તો એક રીતે આનંદ જ થવાનો."

"પણ નવાઈની વાત એ છે મોસિયે રોલાં, કે શ્રીરામકૃષ્ણ વિવેકાનંદનું ગૌરવ આપ આટલે દૂરથી પણ આમ આટલી સહેલાઈથી સમજી શક્યા છો. શ્રી અરવિંદે પોતાના એક પુસ્તકમાં લખ્યું છે કે હિંદમાં શ્રીરામકૃષ્ણ વિવેકાનંદનો ઉદય એ એક કેવી મોટી ઐતિહાસિક ઘટના છે તે આજ સુધી અમે જ એટલે કે હિંદીઓ જ પૂરેપૂરું સમજી શક્યા નથી."

રોલાં ઉદ્દીપ્ત થઈને બોલી ઊઠ્યા: "હું એ વાતમાં તેમને પૂરેપૂરો ટેકો આપું છું. શ્રીરામકૃષ્ણ વિવેકાનંદ વર્તમાન ભારતની એક મોટી ઐતિહાસિક ઘટના છે એ વિષે મને લગારે શંકા નથી. યુરોપમાં એમના પ્રભાવમાં આજે ઓટ આવી છે છતાં કાલે ફરી જુવાળ આવશે જ. તે ઉપરાંત, શ્રીરામકૃષ્ણનું જીવન વાંચતાં વાંચતાં વિસ્મિત થઈ જવાય છે. તમને સાંભળીને નવાઈ લાગશે દિલીપ, કે ટૉલ્સ્ટૉય તેમના જીવનના અંત ભાગમાં વિવેકાનંદનાં લખાણથી મુગ્ધ થઈ ગયા હતા. તેમના પરમ મિત્ર પોલ બિરુકોફ અને બીજા પણ અનેક સાહિત્યકારો આજે પણ વિવેકાનંદનું નામ જપે છે. ખાસ કરીને રશિયામાં એવા બીજા ઘણા માણસો છે."

"એ લોકો ઉપર વિવેકાનંદનો આટલો બધો પ્રભાવ પડ્યો છે એ હું જાણતો નહોતો, છતાં ટૉલ્સ્ટૉય જીવનના છેલ્લા ભાગમાં વિવેકાનંદનાં લખાણથી મુગ્ધ થયા હતા તે હું જાણું છું. કારણ મારા એક બંગાલી મિત્રે ટૉલ્સ્ટૉયને તેમના જીવનના છેલ્લા ભાગમાં વિવેકાનંદનું 'રાજયોગ' પુસ્તક મોકલી આપ્યું હતું. તે વાંચીને ટૉલ્સ્ટૉયે તેમને લખ્યું હતું કે આ યુગનો માણસ નિષ્કામ આધ્યાત્મિક વિચારમાં એના કરતાં ઊંચે ચડી ગયો છે કે નહિ એ સંદેહ છે."*

---

* પત્ર ૧૮૯૬ના ઑક્ટોબરમાં લખાયો હતો. પત્ર આ પ્રમાણે છે:

Dear sir,

I received your letter and the book and thank you very much for both.

The book is most remarkable and I have received much instruction from it . . . .

So far humanity has frequently gone backwards from the true and lofty and clear conception of the principle of life, but never surpassed it.

Yours etc.

*Leo Tolstoi*

રોલાં અધીરા થઈને બોલ્યા : "દિલીપ, તમારા તે મિત્રને ટૉલ્સ્ટૉયના તે પત્રની એક નકલ મને મોકલવાને કહેશો ? હું તરત જ એ વિષે એક લેખ લખવા માગું છું."

"સારું. હું તેમને લખીશ."

"ભૂલશો નહિ પણ — જરૂરી છે."

"ના, ના, નિશ્ચિંત રહેજો."

એકાએક રોલાં જાણે પોતાના મન સાથે જ બોલવા લાગ્યા : "વિવેકાનંદના લખાણમાં કેવું તેજ છે, કેવું શક્તિગૌરવ છે, કેવી સાધનાપ્રતિભા છે ! આટલી નાની ઉંમરમાં માણસ આટલી ભારે સિદ્ધિ સંપાદન કરી જાય એ વિચારતાં સાચે જ માનથી માથું નમી પડે છે. અને શ્રીરામકૃષ્ણનો વિચાર કરતાં પણ અવાક્ થઈ જવાય છે કે આ દિગ્વિજયીને પહેલી મુલાકાતમાં જ તેમણે ઓળખી લીધા."

ફરી જરા અટકીને : "શો વિરાટ પ્રાણ ! દુઃખીઓને માટે કેટલી ઊંડી લાગણી ! પતિતોને માટે કેવી ગભીર અનુકંપા ! વિવેકાનંદના જીવનની આ ટ્રેજેડી મને મદનીય લાગે છે કે તેઓ નિરંતર વ્યક્તિગત જીવનમાં મુમુક્ષુ હોવા છતાં પણ બહારના જીવનની માગણીને ખાતર તે મોક્ષને પણ તેમણે નામંજૂર કર્યો હતો."

શ્રીમતી મારેસિન બોલ્યાં : "શ્રીરામકૃષ્ણના જીવનમાં પણ એ દ્વન્દ્વ નહોતું."

રોલાં બોલ્યા : "ના. કારણ શ્રીરામકૃષ્ણ આધ્યાત્મિક રીતે જોતાં પ્રચંડ માણસ હોવા છતાં વ્યાવહારિક જીવનમાં વિવેકાનંદની પૂર્ણતા તેઓ પામ્યા નહોતા."

મેં કહ્યું : "આપ શું એમ માનો છો કે યુરોપમાં વિવેકાનંદના સંદેશનું ભાવિ ઉજ્જવળ છે ?"

રોલાં બોલ્યા : "બેશક — પણ કેવળ સભ્ય શિક્ષિત સુકુમાર-હૃદયના માણસોમાં. તેમનો અખંડ આત્મવિશ્વાસ અને માણસના દેવત્વમાં શ્રદ્ધા બધા દેશના સુકુમાર હૃદયનાં માણસોની હૃદયવીણામાં ઝંકાર જગાડવા બંધાયેલી છે તેમનાં વચનો જાણે તીરની પેઠે એકદમ સીધાં જઈને હૃદયને વીંધી નાખે છે. એટલે જ શ્રીરામકૃષ્ણ-વિવેકાનંદ વિષે એક સારું પુસ્તક લખવાનો મેં સંકલ્પ કર્યો છે. માત્ર મુશ્કેલી એટલી છે કે એટલી બધી સામગ્રી ભેગી થઈ છે કે બધી વાંચવી મુશ્કેલ છે."

"શ્રીરામકૃષ્ણમાં કઈ વસ્તુએ આપને આટલી બધી અસર કરી ?"

"તેમની શ્રદ્ધાની ઉદારતા — સાર્વજનીનતા, વિશ્વધર્મિકતા. જે માણસ બિલકુલ નિરક્ષર હતો, જે માણસ વ્યાવહારિક બુદ્ધિમાં અસામાન્ય નહોતો. તે માણસ શી રીતે આધ્યાત્મિક જગતમાં આ સાર્વધર્મિકતાનો સંદેશ સાંભળી શક્યો ? અહીં જ એમની વિરાટતા રહેલી છે."

શ્રી અરવિંદે પોતાના 'સિંથસિસ ઑવ્ યોગ' પુસ્તકમાં શ્રીરામકૃષ્ણ વિષે લખ્યું છે કે આવા મોટા ઉચ્ચ આધારના યોગી મહાયોગીઓમાં પણ વિરલ હોય છે — Who took the kingdom of heaven by storm. " (જેમણે એક ધસારે સ્વર્ગ સર કર્યું હોય.)

"એ વિષે મને લેશ પણ સંદેહ નથી."

ચાલુ ]

☆

# કાકાસાહેબ કાલેલકર

## [ એક પરિચય ]

જાદવજી નાથાલાલ કામદાર બી. એ., એલએલ. બી.

ભારતવર્ષના એક મહાન કેળવણીકાર અને સાધુચરિત શ્રી દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકરનો જન્મ સને ૧૮૮૫માં સતારામાં થયો હતો. તેમના પિતાને સરકારી નોકરી હોવાથી એક ઠેકાણે ઠરીઠામ થઈ અભ્યાસ કરી શકયા ન હતા, પરંતુ ઘણી નિશાળોમાં અભ્યાસ કરવો પડયો હતો. આ પરિભ્રમણથી તેમને અનેકવિધ અનુભવો થયા છે. નાનપણથી જ તેમનામાં અંતર્મુખવૃત્તિ અને કુદરતનાં મનોહર દૃશ્યો જોવાનો ખૂબ શોખ હતો. જેથી બાલ્યકાળમાં જ પહાડો, જૂના કિલ્લાઓ, જીર્ણ થયેલાં મંદિરો અને ઘનઘોર જંગલોમાં ફરી નિર્દોષ આનંદ મેળવી શકતા. તેમની કળા પ્રત્યેની અભિરુચિ પણ કુદરત પ્રત્યેના આ નૈસર્ગિક પ્રેમમાંથી અને તેમના કુટુંબના ધાર્મિક સંસ્કારોમાંથી જાગૃત થઈ છે—વિકાસ પામી છે.

બંગભંગની લડત પછી રાષ્ટ્રીય જાગૃતિનું વિરાટ મોજું દેશમાં સર્વત્ર ફેલાઈ ગયું હતું. કાકાસાહેબ તે વખતે ફર્ગ્યુસન કૉલેજમાં અભ્યાસ કરતા હતા અને દેશસેવા તેમજ હિંદની સ્વતંત્રતાનાં મધુર સ્વપ્નાંઓ સેવતા હતા. કાકાસાહેબ ધાર્મિક વાતાવરણમાં ઉછરેલા તેમજ તેમના જીવનમાં ધાર્મિક સંસ્કાર ઓતપ્રોત થઈ ગયા હોવા છતાં, આ કૉલેજના જીવન દરમ્યાન તેઓ નાસ્તિકવાદના વમળમાં પડી ગયા હતા! થોડો સમય તેમનાં જીવન પર ફરી વળેલું આ નાસ્તિકવાદનું મોજું સ્વામી વિવેકાનંદના વેદાંતના વાચનથી દૂર થયું અને સ્વામીજીનું કેળવણી અને ધર્મ વિષેનું જાણીતું મંતવ્ય ' Education is the manifestation of the perfection already in man and religion is the manifestation of the Divinity already in man' એ કાકાસાહેબનું જીવનસૂત્ર બન્યું.

૧૯૦૭માં કાકાસાહેબ ફર્ગ્યુસન કૉલેજનો અભ્યાસ પૂરો કરી એલએલ. બી.નો અભ્યાસ શરૂ કરે છે; પહેલી પરીક્ષા સુદ્ધાં પાસ કરે છે, પરંતુ આવા સેવાભાવી અને ભાવનાશીલ યુવાનને મુંબઈમાં રહી ધારાશાસ્ત્રનાં શુષ્ક અરણ્યો ખેડવાં કેમ ગમે! તેઓ સરકારી કેળવણીનો ત્યાગ કરે છે અને કેશવરાવ દેશપાંડે સાથે વડોદરા રાજ્યમાં ગંગનાથ વિદ્યાલયની સ્થાપના કરે છે. કેળવણીના ક્ષેત્રમાં પોતાની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાનો કાકાસાહેબનો આ પ્રથમ પ્રયોગ હતો. કૌટુંબિક ભાવના હોવી જોઈએ એ હેતુથી, પોતે વિદ્યાર્થીઓના કાકા બન્યા અને તેમના એક સાથી મામા બન્યા હતા. ત્યારથી શ્રી. કાલેલકર, કાકાસાહેબના નામથી જાણીતા છે. આ પ્રથમ પ્રયોગે જ તેમને અનુભવ થયો કે નિઃસત્ત્વ, નિર્વીર્ય અને આદર્શશૂન્ય શિક્ષકોથી ભારતવર્ષની ભાવિપ્રજાનો કદી ઉદ્ધાર

થશે નહિ. બીજું આધુનિક કેળવણીમાં સ્વાવલંબન, સ્વાશ્રય અને રાષ્ટ્રોપયોગી ઉદ્યોગોને પ્રથમ સ્થાન નહિ અપાય ત્યાંસુધી હિંદનાં બાળકો ખરી કેળવણીથી વંચિત રહેશે.

અંગ્રેજ સરકારના દબાણથી વડોદરા રાજ્યે તે સંસ્થાને વિખેરી નાખી. ત્યારપછી કાકાસાહેબે હિમાલયની અઢી હજાર માઈલની પગપાળા યાત્રા કરી અને દિવસરાત માઈલોના માઈલો સુધી વિચારમંથન કરી આર્યસંસ્કૃતિના પુનરુદ્ધારની યોજનાઓ ઘડી. તેમણે કાશ્મીરથી સિલોન અને કરાંચીથી માંડલે સુધી ચોદિશ મુસાફરી કરી છે અને તેમના આ બહોળા પ્રવાસે તેમને એક અનુભવપંડિત બનાવી દીધા છે. સને ૧૯૦૮માં મહારાષ્ટ્રના લોકપ્રિય નેતા ગંગાધરરાવ દેશપાંડેની દેખરેખ નીચે મુંબઈથી પ્રસિદ્ધ થતા 'राष्ट्रमत' નામના વર્તમાનપત્રના તંત્રીમંડળમાં કાકાસાહેબ જોડાયા હતા તે એક અપવાદ સિવાય, કાકાસાહેબે પોતાના જીવનનો બધો સમય કેળવણીનાં ક્ષેત્રમાં વિવિધ પ્રયોગો કરવામાં અને તેની પાછળ ચિંતન કરવામાં ગાળ્યો છે. તેમણે આ પ્રયોગને સફળ બનાવવા માટે જ્ઞાનને સર્વ દિશાઓથી અને જેટલી નિસ્તૃતતાથી જોઈ શકાય તેટલું જોયું છે અને પચાવ્યું છે. શ્રીમતી લીલાવતી મુનશીના શબ્દોમાં કહીએ તો, 'જગત એમણે ખૂબ જોયું છે અને અનુભવ્યું છે અને તે દષ્ટાના કૌતુકભર્યા હાસ્યથી કે પ્રેક્ષકના અટ્ટહાસ્યથી નહિ, પણ જગતમાં જઈ ને ને જગતવાસી થઈને અને તે છતાં પ્રેક્ષક સમું દૂરત્વ રાખીને.' કાકાસાહેબે જ એક જગ્યાએ લખ્યું છે કે "મારી લેખનપ્રવૃત્તિમાં મેં અનેક ક્ષેત્રો ખેડ્યાં છે પણ મારી જિંદગીનું મુખ્ય કાર્ય તો પ્રથમથી જ આમવર્ગની કેળવણી એ જ રહ્યું છે. જો કોઈ વિષયનું અખંડ અને વ્યાપક ચિંતન કર્યું હોય તો તે એક કેળવણીનું જ. મારું શિક્ષણશાસ્ત્ર મારા અખતરામાંથી જ ધીમેધીમે વલોવાયું છે."

આસેતુહિમાલય ભ્રમણ કર્યા પછી, કાકાસાહેબે પાછાં ભગવાં ઉતારી નાખ્યાં. તેમને લાગ્યું કે માણસમાં સાધુતા હોવા છતાં સાધુનો વેશ હોવો ન જોઈએ; તે દુનિયામાં રહે છતાં નિઃસ્પૃહતા કેળવે; અમર્યાદ પ્રવૃત્તિમાં પડે છતાં અનાસક્ત રહે; તો જ માણસ આજે દેશની સેવા કંઈક કરી શકે. તેમ આ અનુભવ પછી કેળવણીના પોતાના આદર્શને સફળ બનાવવા હિંદની કેળવણીમાં આગળ પડતી જુદી જુદી સંસ્થાઓમાં રહી કેળવણીના વિષયનું અધ્યયન કરે છે તેમણે આ સમય દરમ્યાન સનાતનીઓના ઋષિકુળમાં, આર્યસમાજીઓના ગુરુકુળમાં, વૈષ્ણવોના આચાર્યકુળમાં, રાજા મહેન્દ્રપ્રતાપનાં પ્રેમવિદ્યાલયમાં, આચાર્ય કૃપાલાનીજીના સિંધુ બ્રહ્મચર્યાશ્રમમાં અને ટાગોરના શાંતિનિકેતનમાં થતા કેળવણીના પ્રયોગોનું ખૂબ અવલોકન કર્યું છે. શાંતિનિકેતનમાં જ કાકાસાહેબને ભારતીય સંસ્કૃતિના પ્રાણસમા ગાંધીજીનો પ્રથમ મિલાપ થયો. સાધુ પુરુષની વાણીનો સાચો અર્થ સાધુ વૃત્તિના લોકો જ સમજી શકે છે. ગાંધીજીના 'હિંદ સ્વરાજ' નામના પુસ્તકની તેમના મન પર ઊંડી છાપ પડી હતી. આ મેળાપથી ગાંધીજીનાં સાધુ જીવનનો, તેમની નિખાલસતાનો અને તેમના અજાતશત્રુપણાના વિરલ ગુણનો પ્રત્યક્ષ પરિચય થયો. જ્યારે ગાંધીજીએ ક્ષીણ સ્રોતસ્વિની સાબરમતી તટે પોતાનો આશ્રમ બાંધ્યો ત્યારે કાકાસાહેબ ત્યાં આશ્રમજીવન ગાળવા આવ્યા. આ સત્યાગ્રહાશ્રમમાં રહીને ૧૪ વર્ષ સુધી સતત કાકાસાહેબે કેળવણીના ક્ષેત્રમાં સફળ પ્રયોગો કર્યા છે. રવીન્દ્રનાથ ટાગોરે બંગાળમાં શાંતિનિકેતન દ્વારા

જેમ રાષ્ટ્રીય આત્માને જાગૃત કર્યો છે તેમ ગાંધીજીએ ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના કરીને ગુજરાતમાં સ્વતંત્રતાનો પ્રાણ રેડનાર અમૃતસંજીવની વિદ્યા ગુજરાતને આપી છે. તે વિદ્યાલયમાં પ્રથમ અધ્યાપક તરીકે અને પાછળથી આચાર્યપદે બિરાજી કાકાસાહેબે ગુજરાત વિદ્યાપીઠને શોભાવી છે.

જેવી રીતે તેજસ્વી દીપકની પ્રભા તો સર્વત્ર ફેલાય છે પરંતુ નિર્મળ મણિઓમાં જ તે પ્રકાશ ઝીલવાની અને પોતે પ્રકાશિત થવાની શક્તિ હોય છે, તેવી જ રીતે ગાંધીજીનાં અલૌકિક તેજનો પ્રકાશ કાકાસાહેબ જેવાનાં પવિત્ર હૃદયો પર જ સૌથી વિશેષ પડ્યો છે. તેમનું જીવન જુઓ, તેમના વિચારો તપાસો, તેમનું સાહિત્ય વાંચો : ગાંધીજીની છાયા સર્વત્ર દેખાશે; છતાં તેમનાં લખાણોમાં અંધભક્તિ, અંધશ્રદ્ધા કે અંધનુકરણ‌વૃત્તિ જરા પણ નથી પરંતુ લેખકની પ્રતિભા પંચાસરના કમળની પેઠે ડગલે ડગલે ખીલી ઊઠતી જણાશે. કાકાસાહેબે ૧૯૨૨માં 'નવજીવન'માં એક લેખમાં લખ્યું છે કે "ગાંધીજીને હું પૂજું છું, એમને હું દૈવી પુરુષ કહું છું, તે તેઓ દેશસેવક છે, રાજદ્વારી પુરુષ છે અથવા અત્યન્ત નીતિમાન છે એટલા માટે બિલકુલ નહિ. હું ગમે તેવો તોપણ 'આત્માર્થી' છું, અને તે આત્મા ગાંધીજી પાસેથી મળશે એવી મને શ્રદ્ધા છે. He who has realised the soul can change the whole world એ વચનનો સાક્ષાત્કાર ગાંધીજીમાં મેં જોયો. પણ એથીયે વધારે ગાંધીજીના શિષ્ય થવાનું કારણ એ છે કે મને ગાંધીજી જે શ્રદ્ધા આપી શક્યા તે બીજા કોઈ આપી શક્યા નથી." આમ્રારે કાકાસાહેબનું સ્થાન ગાંધીજીનાં શિષ્યમંડળમાં એક તેજસ્વી તારકમણિ સમાન છે. સ્ફટિક સમું શુદ્ધ ચારિત્ર અને સિદ્ધાંતપાલન માટેનો આગ્રહ એ તેમના જીવનસાફલ્યની ચાવી છે.

કાકાસાહેબની માતૃભાષા મરાઠી હોવા છતાં 'લોકજીવન' જેવું એકાદ પુસ્તક બાદ કરતાં, મરાઠીમાં તેમણે વિશેષ લખ્યું હોય તેમ જાણવામાં નથી. ગુજરાતી નહિ હોવા છતાં ગુજરાતી ભાષા પરનું તેમનું પ્રભુત્વ, ઘરગથ્થુ શબ્દોનો સફળતાથી ઉપયોગ કરવાની શક્તિ, ભલભલા ગુજરાતી સાક્ષરોને પણ શરમાવે તેમ છે. તેમની વિદ્યાવિશારદતા, સાહિત્યરસિકતા અને તેમનું વ્યાપક અનુભવજ્ઞાન એ તેમનાં પુસ્તકોનું મુખ્ય આકર્ષણ છે. તેમની કૃતિઓમાં એક ઋષિમુનિની વિશુદ્ધ સૌમ્યતાનાં આપણને ડગલે ને પગલે દર્શન થાય છે. તેમની સર્વગુણી વિચારશ્રેણી, વિષયો સમજાવવા સુંદર અને સચોટ રીતે દૃષ્ટાંતો આપવાની વિશિષ્ટ શક્તિ અને સંસ્કૃત સાહિત્યના લાંબા સમયના પરિશીલનથી કેળવેલી તેમની 'ફુલ જેવી સુંદર, સુવાસિત અને સુકોમળ શૈલી'–એ તેમનાં પુસ્તકોની લોકપ્રિયતાનું બીજું કારણ છે.

નવજીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલ તેમનાં લખાણોનો પહેલો બૃહદ્ સંગ્રહ 'જીવનવિકાસ' છે. રૂપિયા આઠના માસિક પગારથી, રાષ્ટ્રીય શિક્ષણમાં ઝંપલાવનાર, આજીવન કેળવણીકાર શ્રી. કાલેલકરે, જે પચીસ વર્ષ સુધી કેળવણીના કૂટ પ્રશ્નોનું એકનિષ્ઠાથી, અખંડ અને વ્યાપક ચિંતન કર્યું છે, કેળવણીનાં વિવિધ ક્ષેત્રોમાં જે અનેક પ્રયોગો કર્યા છે અને એક શિક્ષણશાસ્ત્રીની દૃષ્ટિથી જગતને જે સ્વરૂપે જોયું છે તેના પરિપાક રૂપે આ પુસ્તક છે. તેઓ પોતે જ આ પુસ્તક માટે લખે છે કે "મારું બીજું

લખાણુ વિનોદ રૂપે લખાયેલું છે, જ્યારે કેળવણી વિષેનું લખાણુ જીવનનાં એક મિશન તરીકે અને સામાજિક જીવનની મીમાંસાના મહત્ત્વના અંગ તરીકે લખાયેલું છે. ગુજરાતની પ્રજા મને ભૂલે નહિ ત્યાં સુધી, મને સાહિત્યકાર તરીકે ન ઓળખે પણ કેળવણીકાર તરીકે ઓળખે એવી મારી આંતરિક ઇચ્છા છે." આજીવન કેળવણીકારની નિર્મળ દૃષ્ટિથી કેળવણીના જટિલ પ્રશ્નોનો ઉકેલ કરતું આ બૃહદ્ પુસ્તક વાંચ્યા પછી એમ જ લાગે છે કે ગુજરાતી ભાષામાં કેળવણી વિષયક ગણ્યાંગાંઠ્યાં પુસ્તકોમાં ઘણાં વર્ષ સુધી એક દીવાદાંડી સમાન આ પુસ્તક રહેશે.

શાસ્ત્રીયતાને સાચવી કલાસ્વરૂપ ઘડનાર, આ સમર્થ કલાકારનો બીજો સંગ્રહ 'જીવનનો આનંદ' છે. કાકાસાહેબમાં કલાને ખૂબ ઝીણવટથી પારખવાની નૈસર્ગિક શક્તિ છે અને સામાન્ય જનતાને મન નિર્જીવ લાગે એવી વસ્તુઓમાં તેઓ અદ્ભુતતા નીરખી શકે છે. કાબર અને ચામાચીડિયા પર તેઓ નિબંધ લખે છે; એક બાળકના જેવી નિર્દોષતાથી બિલાડી સાથે મૈત્રી બાંધે છે અને બાલકની કૌતુક વૃત્તિથી ખિસકોલીને રમવામાં પણ ખાલી શકે છે. તેમના આ હળવે હાથે લખાયેલા નિબંધો છે, પણ તે સાથોસાથ બુદ્ધગયા, તાજમહાલ, કાશ્મીર, મહાવીરની કૈવલ્યભૂમિ જેવા વિષયો પર લખતી વખતે તેમની વિશિષ્ટ કલ્પનાસમૃદ્ધિ તેમની સહાયે આવે છે અને તત્ત્વજ્ઞાન તેમજ પ્રવાસવર્ણનોની શુષ્કતામાં કલ્પનાના રંગની અજબ મેળવણી કરી સચોટ ચિત્રો આપણી સમક્ષ ખડાં કરે છે. તેમના સંગીત, ચિત્ર, સ્થાપત્ય, આકાશદર્શન પરના અભ્યાસપૂર્ણ લેખોમાં તે તે વિષયોનું અનેકવિધ જ્ઞાન, લલિત કલ્પનાવિલાસ અને માનવદ્વેષ વિનાનો શુદ્ધ નિસર્ગપ્રેમ દૃષ્ટિગોચર થાય છે.

ગુજરાતના સત્ત્વગુણી સાહિત્યમીમાંસકનો ત્રીજો સંગ્રહ 'જીવન ભારતી' છે. એક અખંડ વિદ્યાવ્યાસંગી પુરુષની લાંબા સમયની સાહિત્યોપાસનાના પરિપકવ ફળ રૂપે આ ગ્રંથ છે. 'વિવેચક એટલે આજીવન સૌંદર્યનો ઉપાસક.' તેનાં અનેકવિધ જ્ઞાનમાં બુદ્ધિનો ચમકાર, તેના દર્શનમાં અપૂર્વતા, તેની લાગણીમાં સુકુમારતા અને તેના વિચારમાં સ્ફટિકમણિ સમી પારદર્શકતા હોય છે. રા. વિશ્વનાથ ભટ્ટના શબ્દોમાં કહીએ તો, 'જીવન કલાધર બનવું એ સાહિત્યકારનું મુખ્ય કર્તવ્ય છે એમ તેઓ માને છે; એ તેમનો આદર્શ છે.' કાકાસાહેબની સર્જક-વિવેચક તરીકેની ઊંચ શક્તિનો આ પુસ્તક ખ્યાલ આપે છે. તેમની પ્રતિભાવંત, પ્રાણવાન અને સત્ત્વગુણી વિવેચનાએ ગુજરાતી સાહિત્યમાં જુદી ભાત પાડી છે અને અનેક ઊગતા લેખકોનાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખી છે, પ્રોત્સાહન આપી, તેમના પ્રિય ગુરુ અને માર્ગદર્શક સખા બન્યા છે.

અનેક વિદ્યાવિશારદ પંડિતનો બલવાહી અને સંસ્કારપ્રૌઢ શૈલીથી લખાયેલા લેખોનો ચોથો બૃહદ્ સંગ્રહ 'જીવન સંસ્કૃતિ' છે. જીવનના કોલાહલથી દૂર વસનાર એક અનાસક્ત કર્મયોગીએ માનવજીવનને, માનવ સંસ્કૃતિને; રાજકારણ વગેરેને સ્પર્શતા અનેક જટિલ પ્રશ્નોનું સહૃદયતાથી વ્યાપક અને તલસ્પર્શી અવલોકન આ પુસ્તકમાં કર્યું છે. આ ચારે સંગ્રહોના લેખો વાંચ્યા પછી નિબંધોની સંખ્યામાં કે શૈલીની સુંદરતામાં, વિષયોની વિવિધતામાં, વિચારોની સમૃદ્ધિમાં કે ભાવનાની ઉદાત્તતામાં, રા. વિશ્વનાથ ભટ્ટ કહે છે તેમ, આ યુગના ઉત્તમ નિબંધકાર કાકાસાહેબ જ છે એમ લાગ્યા વિના નહિ રહે.

આપણા પ્રવાસસાહિત્યમાં કાકાસાહેબનું 'હિમાલયના પ્રવાસ' અનેક દૃષ્ટિએ ઉત્તમોત્તમ પુસ્તક છે. તેમણે આ પ્રવાસ 'એક વૈજ્ઞાનિકની વાસ્તવિક દૃષ્ટિથી કે સંસ્કારલોલુપ પ્રવાસીની કુતૂહલ દૃષ્ટિથી નહિ, પણ એક ભાવિકની પ્રેમદૃષ્ટિથી કરેલ છે' અને તેથી હિમાલયમાં પ્રાપ્ત કરેલી આત્મશુદ્ધિની સુગંધ અદૃશ્ય રીતે વાચકને પણ પવિત્ર અને પાવનકારી બનાવે છે. રા. વિજયરાય વૈદ્યના શબ્દોમાં કહીએ તો, આ પુસ્તક કાકાસાહેબની ચિંતનયુક્ત, સંસ્કારશીલ, જનસ્વભાવનું નિરીક્ષણ તથા કુદરતની પ્રેરણાએ ખીલતું મધુર અને familiar શૈલીમાં લખાયું છે.

તેમનું પ્રવાસસાહિત્યનું બીજું પુસ્તક 'બ્રહ્મદેશનો પ્રવાસ' છે. બ્રહ્મદેશનો પ્રવાસ કર્યા પછી ઘણાં વર્ષે આ પ્રવાસનું વર્ણન લખાયું છે તેથી પ્રવાસનાં સંસ્મરણો ઝાંખાં થઈ ગયેલાં હોય તે કારણસર અથવા બીજા ગમે તે કારણે તેમનાં આ લઘુ પુસ્તકમાં હિમાલયના પ્રવાસનાં વર્ણનોમાં જે લલિતકલ્પના વિલાસ, સભર ચિંતન, જનસ્વભાવનું ઊંડું નિરીક્ષણ તેમજ કુદરતની મનોહરતા અને ભવ્યતાને પ્રતિબિંબિત કરી શક્યા છે અને શૈલીમાં જે પ્રાસાદિકતા અને સુકોમળતા લાવી શક્યા છે, તે આ પુસ્તકમાં આવી શકી નથી. પ્રવાસવર્ણનમાં ક્યારેક ક્યારેક શુષ્કતા આવી ગઈ છે, છતાં પણ રસિક પ્રવાસસામગ્રી અને કાકાસાહેબનું સંસ્કારી માનસ આ પુસ્તકમાં પણ દૃષ્ટિગોચર થાય છે. તેમનું 'ઓતરાદી દિવાલો' તેમના જેલજીવનના સૂક્ષ્મ અનુભવોની નોંધ છે. કુદરત ને કલા, સાહિત્ય અને તત્ત્વજ્ઞાન, ભૂગોળ અને ખગોળ જેવા ગંભીર વિષયો પર ચિંતનભર્યા લેખો લખનાર કાકાસાહેબમાં સમાયેલો વિનોદ કરવાની શક્તિ અને બાળકના જેવી કૌતુકપ્રિયતા પણ સારા પ્રમાણમાં છે એમ આ પુસ્તક વાંચતાં આપણને પ્રતીત થાય છે.

લાલિત્યભરી પ્રસન્નમધુર શૈલીમાં લખાયેલાં અને લેખક તરીકેની ઊંચ પ્રતિભા અને સર્જક શક્તિનો ખ્યાલ આપતાં તેમનાં ત્રણ પુસ્તકો 'સ્મરણયાત્રા', 'લોકમાતા' અને 'જીવતા તહેવારો' છે. 'સ્મરણયાત્રા' એ તેમનાં કિશોર જીવનની લાંબે સમયે પૂરી થયેલી નોંધ છે. એક નિર્મળ અને સાધુચરિત વ્યક્તિના બાલ્યકાળનો અલ્પ પણ અંગત પરિચય આપણને થાય છે. આત્મકથાના આપણા અલ્પ સાહિત્યધનમાં આ પુસ્તકે ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'લોકમાતા'માં કાકાસાહેબે ભારતવર્ષની નદીઓનું જુદે જુદે સમયે કરેલા દર્શનનું ભક્તહૃદયે કવિતામય ગદ્યમાં કરેલું સ્તવન છે. 'જીવતા તહેવારો'માં તહેવારોને જીવતા બનાવી તેની પાછળ જે ઉજ્જવલ, વ્યાપક, રહસ્યપૂર્ણ ઇતિહાસ રહેલો છે તેનું સંશોધન કરીને, આપણને ચિરસ્મરણીય ભેટ આપી છે. આપણા તહેવારો આપણી સંસ્કૃતિ અને આપણા રાષ્ટ્રીય જીવનને કેવા અનુરૂપ છે તે તેમણે પોતાની પ્રસન્નમધુર શૈલીથી સુંદર આખ્યાયિકાઓ આપી આ પુસ્તકમાં સમજાવ્યું છે.

ટૂંકમાં, ગુજરાતી ભાષાના એક પ્રથમ કોટિના સમર્થ ગદ્ય લેખક, હિંદી ભાષાના પ્રખર પ્રચારક, આજીવન મહાન કેળવણીકાર, ગાંધીજીના શિષ્યમંડળમાં એક તેજસ્વી તારક સમા, ઋષિમુનિ સમું શુદ્ધ અને સત્ત્વવંતું જીવન ગાળનાર, સંસારમાં જલકમલવત્ રહી સેવામય જીવન ગાળનાર અનાસક્ત કર્મયોગી કાકાસાહેબ, હિંદનું મહામૂલ્યવાન રત્ન છે.

☆

# સ્વાર્થત્યાગ

લેખિકા : આનંદીબાઈ જયવંત
અનુવાદક : અંબાલાલ ત્રિવેદી

"લીલા, પછી તેં શો વિચાર કર્યો ?" યશવંતે પૂછ્યું.

પોતાના હૃદયમાં ચાલતો ખળભળાટ મોટા પ્રયાસથી દબાવીને લીલાએ શાંતિથી જવાબ આપ્યો : "જે બને તે ખરું. આપણે જરા શાંતિથી આ વાતનો વિચાર કરીએ."

"હવે શાનો વિચાર ?" તે ઉતાવળે બોલ્યો, "તારા કહેવા પ્રમાણે તું બી. એ. થાય ત્યાં સુધી મેં વાટ જોઈ. આપણે લગ્નગ્રંથીથી ક્યારે જોડાઈશું તે તું નક્કી કરીને કહે એટલે તરત જ હું બાપાને સ્પષ્ટ જ કહી દઉં કે જેથી પેલા ચિટણીસની છોકરી સંબંધે તેમણે મારી આગળ કરેલી વાતની ભાંજગડ મટી જાય."

"યશવંતરાવ, હવે હું સ્પષ્ટ જ કહેવાની છું. તમને મારા ઉપર ક્રોધ આવશે પણ મારો વિચાર હવે બદલાયો છે. લગ્ન જ કરવું નહિ એવું મેં ઠરાવ્યું છે."

તે તો આશ્ચર્યથી દિગ્મૂઢ થઈને તેના સામું જોઈ જ રહ્યો. તે આવું મશ્કરીમાં કહે છે કે કેમ તે પણ તેને સમજાયું નહિ, પણ લીલાના મુખ ઉપર મશ્કરીના ભાવ કરતાં ગંભીરતાનો ભાવ સ્પષ્ટ જ દેખાતો હતો. એટલે તે મશ્કરી તો નથી જ કરતી એમ સમજતાં તેને વાર લાગી નહિ. "લીલા, તું શું કહે છે તે હું સમજી શકતો નથી." હાથમાંની ટોપી ઉલટાસુલટી રમાડતાં તે બોલ્યો.

"મને લાગે છે કે તમારે ચિટણીસની છોકરી પસંદ કરવી જોઈએ. પ્રભાવતી ખરે યોગ્ય જ છે."

"હશે ! તે વાત જવા દે. પણ ત્રણ વર્ષથી તેં કબૂલ કર્યું હતું તેનું કેમ ? તે વખતે તારો વિચાર અવિવાહિત રહેવાનો ન હતો તો પછી આ નવું તૂત તારા મગજમાં ક્યાંથી ભરાયું ?"

"જુઓ, મેં તે વખતે પૂરતો વિચાર નહોતો કર્યો. લગ્ન કરીને સુખી થઈશું એવું મને લાગતું હતું. પરંતુ પુષ્કળ વિચાર કરતાં મને લાગે છે કે મારે લગ્ન જ ન કરવું."

"આવું શાથી લાગ્યું ? હું તારી સ્વતંત્રતા પડાવી લઈશ એવું તને લાગ્યું ? કે બીજું કંઈ કારણ છે ?"

"તમારાં માતાપિતાની ઇચ્છા પ્રતિકૂળ છે. અને જો હઠથી આપણે લગ્ન કરીશું તો કોઈને યે સુખ નહિ થાય એવું મને લાગે છે !"

"અરે ! તારું આ કારણ તો પાંગળું છે ! આજ કદાચ તે પ્રતિકૂળ હશે તો યે મારા સુખની આડે તો તે નહિ જ આવે. હું મારો નિશ્ચય જાહેર કરીશ તો પછી તે મારા પર જબરદસ્તી કરે એમ નથી. બોલ, પછી તું શું કરાવે છે ? સાંભળ ! હવે હું

તારું કંઈ જ સાંભળવા ઇચ્છતો નથી." તે જોસથી બોલ્યો પણ લીલાના ચહેરા ઉપરનું ગાંભીર્ય જરા યે ઓછું થયું નહોતું.

"આખો ય જન્મારો અવિવાહિતપણે ગાળવો એવો જ મેં નિશ્ચય કર્યો છે," લીલાએ નિશ્ચયપૂર્વક કહ્યું.

"તેનું કારણ શું?" તેના કપાળ ઉપર ચિંતાની રેખાઓ ફેલાઈ ગઈ. "મારામાં તને કંઈ દોષ જણાય છે? કહે, લીલા કહે, મને આમ આશાભંગ ન કર. મનુષ્ય માત્રમાં કંઈ ને કંઈ દોષ તો હોવાનો જ. એટલે મારામાં કદાચ કંઈ દોષ પણ હશે. એવા કંઈ દોષથી તું મને અયોગ્ય માને છે? હું સિગારેટ પીઉં છું એ દોષ મારામાં છે ખરો. પણ, જો તારી ઇચ્છા હોય તો આજથી સિગારેટ ન પીવી એવી હું પ્રતિજ્ઞા લઉં છું."

ખિન્નપણે હસીને લીલા બોલી: "છી! છી! યશવંતરાવ, તમારામાં કંઈ દોષ છે અગર તમે સિગારેટ પીઓ છો માટે હું તમારી સાથે લગ્ન કરવાની ના પાડું છું એમ ન માનશો. પણ આપણાં લગ્ન થવા છતાં યે આપણે સુખી થવાનાં નથી, મારે લીધે તમને ત્રાસ ન થાય એટલી જ મારી ઇચ્છા છે. આ એક કારણ છે. તે ઉપરાંત એમ છે કે મારે લગ્ન ન જ કરવું એવો મેં નિશ્ચય કર્યો છે!" છેવટનું વાક્ય બોલતાં તેના મનમાં ભારે ખળભળાટ થતો હતો.

"એમ નહિ ચાલે. લગ્ન નથી કરવું તેનાં કારણ તારે મને કહેવાં જ પડશે," તે જરા કઠોરપણે બોલ્યો.

"મારી એવી મરજી છે!"

"લીલા, હું સમજ્યો કે હવે તું કેમ ના પાડે છે! તારે જો આ પ્રમાણે મારા હૃદય પર પ્રહાર કરવો હતો, તો મને પહેલેથી કહેવું હતું. મેં જે સ્વપ્નાં રચ્યાં હતાં તે આમ ધૂળમાં મળી જશે એમ મેં નહોતું ધાર્યું. ભલે! બીજા કોઈ જોડે લગ્ન કરીને તું સુખી થા! હવે હું જઈશ." એમ ક્રોધમાં બોલીને તે ઊઠ્યો. તેને ઘણો જ ગુસ્સો ચડ્યો હતો. "કદાચ મારા કરતાં બીજો કોઈ તને વધારે સુખી કરશે!" આવા શબ્દોનો પ્રહાર કરીને તે તરત જ ઊઠીને બહાર પડ્યો. અને ઝપાટાબંધ ચાલ્યો ગયો. પોતાના શબ્દ-પ્રહારનું પરિણામ શું આવશે તે જોવા પણ તે થોભ્યો નહિ. લીલાએ ઊંચું કરીને જોયું નહિ. એક લાંબો નિશ્વાસ નાખીને બન્ને હાથ વડે પોતાનું માથું દબાવીને, આંખો મીંચીને તે તેમની તેમ પડી રહી. આ સ્થિતિમાં તે કેટલો વખત પડી રહી તેનું પણ તેને ભાન ન રહ્યું.

"બેન! ઓ બેન! તું અહીં શું કરે છે? ચાલ નીચે. બા તને બોલાવે છે! યશવંતરાવ ચા પીધા સિવાય ચાલ્યા ગયા. મેં ચૂલા ઉપર આધણ મૂક્યું હતું; મેં કહ્યું હમણાં ચા થઈ જશે – પણ મારી સાથે જરા યે ન બોલતાં તે ચાલ્યા ગયા. અહીં કેટલું બધું અંધારું છે. અંધારે બેસીને તું શું કરે છે?" વિમલાનો બડબડાટ એકસરખો ચાલતો હતો. તેના બડબડાટથી લીલા શુદ્ધિમાં આવી. બહાર અંધારું ફેલાયું હતું; અને પોતાના હૃદયમાં – હવે પછીથી ઘોર અંધારું જ આખો યે જન્મારો રહેવાનું છે એમ તેને

લાગ્યું. પોતાનું કાળજું કોઈ કાઢીને લઈ ગયું એવું તેને લાગ્યું. મનમાંની ઊર્મિઓ એટલા જોસથી ઊછળી આવી કે "ઓ બા!" કહીને આરામ ખુરસી પર તેણે શરીર પછાડ્યું. પોતાની બેનને કંઈક આંતરિક દુઃખ થાય છે એવું આ અજાણ છોકરીને ખબર ન પડી. ઓરડીમાં અંધારું હોવાથી તે રડતી હતી તે પણ તેણે જોયું નહિ. "બહેન, દીવો લાવું કે?" વિમલ બોલી.

"અંહં, નથી જોઈતો; તું જા." કષ્ટપૂર્વક તે બોલી.

"બાને દવા પાવાનો વખત થયો છે ને?"

"હા, થયો છે!" તરત જ ઊઠીને લીલા બોલી, "બાને દવા પાવાનું તો હું ભૂલી જ ગઈ."

લીલાના બાપા બે અઢી વર્ષ પહેલાં વિષમજ્વરથી મૃત્યુ પામ્યા હતા, અને ત્યારથી તેની બાને પણ અર્ધાંગ વાયુનો રોગ થયો હતો. તેનો ભાઈ સોળ સત્તર વર્ષનો હતો અને નાની બેન આઠ વર્ષની હતી. તેના બાપા પછી આખા કુટુંબની જવાબદારી તેના ઉપર આવી પડી. તે બહુ મોટી ન હતી પણ સમજદાર તો હતી જ. તેમને કોઈનો યે આધાર ન હતો. તે બી. એ. ના વર્ગમાં હમણાં જ દાખલ થઈ હતી. આવી સ્થિતિમાં યે કૉલેજ ન છોડતાં તેણે ખંતથી અભ્યાસ ચાલુ રાખ્યો હતો. ઘરમાં જે કંઈ હતું તેથી ઘરખર્ચ તથા અભ્યાસખર્ચ બે વર્ષ તો ચાલ્યો. તેના બાપા જીવતા હતા ત્યારે જ યશવંતનો અને તેનો પ્રેમસંબંધ બંધાયો હતો અને બી. એ. થયા પછી બન્નેએ લગ્ન કરવાં એમ ઠરાવ્યું હતું. પણ તેના બાપાના મૃત્યુ પછી બધી પરિસ્થિતિ બદલાઈ ગઈ! તે પાસ થતાં જ તેણે કન્યાશાળામાં નોકરી શોધી કાઢી. પોતાની ઇચ્છા પ્રમાણે યશવંત જોડે લગ્ન કરીને તે સુખી થઈ શકે એમ હતું; પણ ઘરની જવાબદારી નાનો ભાઈ લઈ શકે એમ નહોતું એટલે યશવંતને નારાજ કરીને પણ, આજન્મ અવિવાહિત રહેવાનું તેણે ઠરાવ્યું હતું

નીચે આવીને લીલાએ ઠંડા પાણીથી પ્રથમ તો મોં ધોયું. અને દવા તૈયાર કરીને તે બા પાસે ગઈ ને બોલી: "બા, આ દવા પી."

"પીઉં છું. નીચે મૂક. લીલા, યશવંતરાવ આવ્યા હતા ને?"

"હા." પરાણે મોં પર હાસ્ય લાવીને લીલા બોલી.

"પછી તે એકદમ કેમ ચાલ્યા ગયા? ચા સુદ્ધાં પીવા તે રોકાયા નહિ."

લીલા કંઈ જ બોલી નહિ. કંઈક પણ બન્યું છે એવો તેની બાને સંશય થયો. અને બહુ જ આગ્રહ કર્યો ત્યારે તે બોલી, "બા, તેમનો અને આપણો હવે કંઈ સંબંધ નથી! મેં જ તેમને તેવું કહ્યું. તેમને મોટા મોટા લોકની છોકરીઓ તરફથી પૂછવા આવે છે; માગે તેટલી પહેરામણી તેમને મળે એમ છે, તો આપણા સ્વાર્થ માટે આપણે તેમને શું કરવા નુકસાન કરીએ? તે ઉપરાંત તેમનાં માબાપને આપણી વાત પસંદ નથી. તો પછી તેમના ઘરમાં અસંતોષ આપણે શા માટે પેદા કરવો જોઈએ!"

યશવંતરાવ જેવું સ્થળ નકારવા બદલ તેની માએ તેને કટલો યે ઠપકો આપ્યો—

"લીલા, તું બી. એ. થઇ – પણ તને વ્યાવહારિક જ્ઞાન તો ન જ આવ્યું. હવે આવું સ્થળ ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં યે મળી શકે એમ નથી."

"મારે જ્યારે લગ્ન જ કરવું નથી તો સ્થળ મળે કે ન મળે તેની શી ચિંતા?"

"ત્યારે શું તું આમ ને આમ જ રહીશ?"

"હા."

"તું ભણેલી છોકરી. તને કોણ શિખામણ આપે? એક વખત તારું લગ્ન થઇ જાય અને તું સારા ઠેકાણે પડે તો મારી કેટલી બધી ચિંતા દૂર થાય!" દીર્ઘ શ્વાસ છોડીને તે બોલી. છોકરીનાં લગ્ન થવાથી એક કાળજી દૂર થાત ખરી, પણ પોતાનાં બે છોકરાંની અને પોતાની શી સ્થિતિ થાત તેનો તેણે જરા યે વિચાર નહોતો કર્યો. લીલાએ કેટલો મહાન સ્વાર્થત્યાગ કર્યો હતો, કેવડો મહાન આત્મસંયમ કર્યો હતો તેની તો તેને કલ્પના યે નહતી. તેણે તદ્દન મૂર્ખાઇ જ કરી છે એમ તે માનતી.

"જવા દે તે વાત, બા. આપણે આ વિષય સંબંધે કંઇ જ ચર્ચા કરવી નથી." લીલા બોલી. ઉપરથી શાંત લાગતી તેની વૃત્તિ અંતરમાં કેટલી મર્મવેદના જલવતી હતી તે તેની બાને ક્યાંથી સમજાય?

*

"લીલાબેન, હું તમને ઓળખી શક્યો નહિ," એમ કહેતો યશવંત અંદર આવ્યો. લીલાએ તેને ખુરસી ઉપર બેસવા કહ્યું. બાર વર્ષના લાંબા ગાળા સુધી તેમની મુલાકાત થઈ નહતી. અને થાય પણ નહિ એવી લીલાની ઇચ્છા હતી. પરંતુ લીલાના ભાઈ બાળાસાહેબના લગ્ન વખતે તેમનો અકસ્માત મળવાનો પ્રસંગ બન્યો અને તેથી યશવંત આજે તેને ફક્ત મળવા ખાતર આવ્યો હતો. લીલાને અકાળે વૃદ્ધત્વ આવેલું જણાતું હતું. યશવંતમાં પણ ફરક પડ્યો હતો. તે પહેલાં કરતાં ઘણો લઠ્ઠ બની ગયો હતો. તેનો આડસો રૂપિયા જેટલો સારો પગાર થયો હતો. ચાર છોકરાં હતાં અને પ્રભાવતીના સંગમાં તેને સુખની કાંઇ કમીના ન હતી. યશવન્તને કંઇક તો ઉત્તર આપવો જોઇએ એટલે લીલા પરાણે હસતું મોં કરી બોલી, "અરે! હું તો તમને ઓળખી જ શકી નહિ."

"કારણકે હું પહેલાં કરતાં ઘણો લઠ્ઠ બની ગયો છું. અને તમે તો ઘણાં જ કૃશ થઇ ગયાં છો." યશવન્ત સહજ બોલી ગયો; પણ લીલાના મુખ ઉપર ખિન્નતા ફેલાઈ એમ તેને લાગ્યું. વિષયાન્તર કરવાના હેતુથી તે બોલ્યો: "અમારા ગામની હવા ખૂબ જ સરસ છે; તે સર્વને આવા બનાવે છે."

"આપની પત્નીને અને બાળકોને કંઈ એટલી બધી માફક નથી આવી એવું લાગે છે." લીલા બોલી. પરંતુ તેના હૃદયના એક ખૂણામાંથી એક દીર્ઘ નિશ્વાસ નીકળી ગયો.

બાર વર્ષ પૂર્વે પોતે લીલા સાથે કઠોરતાથી વર્ત્યો હતો એવું હવે યશવંતને લાગ્યું.

"હાલ તમે શો ઉદ્યોગ કરો છો?" કાંઇક બોલવું જોઇએ એમ માનીને તે બોલ્યો.

"નોકરી." શૂન્યમને ઓરડીમાંથી બહાર જોતાં જોતાં તે બોલી. યશવન્તે ટેબલ

ઉપરનાં પુસ્તકો સહેજ જોવા માંડ્યાં. લોકમાન્ય ટીળકનું ગીતા-રહસ્ય હાથમાં લઈને તે બોલ્યો, "તમે ગીતા-રહસ્ય વાંચતાં હો એમ લાગે છે."

"હા, વાંચું છું કદી કદી."

તે જ વખતે યશવન્તના હાથમાંથી પુસ્તક જમીન ઉપર પડી ગયું. તે લેવા માટે તે જરા નીચો નમ્યો. પુસ્તકમાંથી નીચે પડી ગએલો ફોટો તેણે ઊંચકી લીધો: તે ફોટો બાર વર્ષ પૂર્વે તેણે લીલાને આપ્યો હતો તે જ હતો! કંઈ જ ન બોલતાં તે ફોટો તેણે ફરીથી પુસ્તકમાં મૂકી દીધો, અને પુસ્તક ટેબલ પર મૂકી લીલા સામું જોઈ જ રહ્યો.

"યશવન્તરાવ, તમે આમ ફરી મળશો એવી મને કલ્પના ન હતી. કેવો વિધિનો યોગ છે! મારા ભાઈના લગ્ન નિમિત્તે આટલે વર્ષે આપણે મળ્યાં ઠીક થયું. તમારે આજે મારે ઘેર ચા પીવો પડશે! હું હાલ જ ચા બનાવી લાવું છું." આવું બોલીને લીલા ચા મૂકવા ગઈ.

યશવન્તે દીર્ઘ નિશ્વાસ મૂક્યો. "કેવડો મોટો સ્વાર્થત્યાગ!" તે મનમાં જ બોલ્યો.

*

લીલા પોતાની ઓરડીમાં ગીતા-રહસ્ય વાંચતી હતી. રોજ રાત્રે વાંચવું એવો તેનો નિત્યક્રમ હતો. તેની બાને મરી ગયે દશ વર્ષ થઈ ગયાં હતાં. વિમલા તેના પતિ સાથે રંગૂન ગઈ હતી; અને ઘરકામ ઉપર તેની ભાભી જ દેખરેખ રાખતી હતી. ભાઈનાં લગ્ન થયા પછી આ ઘર તેનું નથી એવું તેને લાગવા માંડ્યું હતું. અને હળવે હળવે સર્વમાંથી વિમુખ બનતી જતી હતી. "બેન, શું કરે છે?" ભાઉસાહેબે અંદર આવીને તેને પૂછ્યું.

"શું કામ છે ભાઈ!" ગીતા-રહસ્ય બંધ કરીને તે બોલી.

"તને જરા પૂછવાનું હતું."

"તે પૂછને!"

"આ જરા એમ છે કે આ જગા ત્રણ જણને માટે પૂરતી નથી લાગતી. તેથી કૉલેજ પાસે પેલો બંગલો છે ત્યાં રહેવા જવાનું અમે ઠરાવ્યું છે." તેના બોલવાનો અર્થ તે સમજી. પોતાની ભાભીને પોતાને લીધે અડચણ પડે છે એવું તે સમજી ગઈ. આજ આટલાં વર્ષોથી જે ભાઈએ પોતાનું મન જરા યે દુભવ્યું ન હતું તે જ ભાઈનું મન છેલ્લા ચાર મહિનાથી કેટલું બદલાઈ ગયું હતું તે તે જાણતી હતી. પણ આવા મામૂલી કારણથી તે પોતાને છોડીને ચાલ્યો જશે એવું તે ધારતી ન હતી.

"ભાઈ, તમે શા માટે ત્યાં રહેવા જાઓ છો? મારે જ બોર્ડિંગમાં રહેવા જવાનું છે, એ હું તમને કહેવાની જ હતી."

"તું શા માટે જાય છે?" તે જરા વિચારીને બોલ્યો.

"અમારી સુપરિન્ટેન્ડન્ટ બાઈએ મને ક્યારનું યે કહ્યું છે કે મારે બોર્ડિંગની છોકરીઓ ઉપર દેખરેખ રાખવા રહેવું. હવે મારે અહીં રહીને યે શું કરવાનું છે?

તારી પત્ની ન હતી ત્યાં સુધી ઘર સંભાળવા માટે રહેવું પડતું હતું. હવે એવું તો કંઈ છે નહિ. નોકરી અને ઘરકામ બન્ને સાથે બને નહિ."

"હા, તારું કહેવું ખરું છે."

"ભાઈ, તું ઘર છોડીને જવાનો વિચાર ન કરીશ હોં કે!"

"તું ના કહે છે તો પછી હું શું કરવાનો હતો?" ભાઈસાહેબ દ્વાર બહાર પગ મૂકતાં જ બોલ્યો. તેનું વર્તન અપરાધી જેવું હતું.

ભાઉ બહાર ગયા પછી લીલાએ ગીતા-રહસ્ય હાથમાં લીધું. તેના હાથ થરથર કાંપતા હતા. હૃદય પર ભારે કુઠારાઘાત થયો હતો; કપાળની રેખાઓ તરી આવી. હૃદયમાં દુઃખ-પ્રહાર ન સહન થવાથી અશ્રુ આંખમાંથી ખરવા માંડ્યાં. દીવાનો પ્રકાશ સહન ન થવાથી દીવો તેણે બુઝાવી નાખ્યો. આંખો બંધ કરીને તે પડી જ રહી. તેને લીધે જ તેનો ભાઈ આજ એમ. એ. બનીને પ્રોફેસર થઈ શક્યો હતો!

તે કેટલી યે વાર સુધી તેમ ને તેમ પડી રહી. ચારે દિશામાં ઘોર અંધકાર તેને ફેલાયેલો લાગ્યો. હવે પછી નીરસ જીવન કેમ વિતાવવું તેનો તે મનમાં વિચાર કરવા લાગી. તેને પોતાની મૃત માતાની સ્મૃતિ થઈ આવી—આજ જો મા જીવતી હોત તો...?

# હિંદના આધુનિક બગીચાઓનો ઇતિહાસ

**બી. એલ. દેસાઈ,**
બી. એજી., એફ. આર. એસ. એચ. (લંડન)
ગાર્ડન સુપરિન્ટેન્ડન્ટ, ગવર્મેન્ટ ઑફ બોમ્બે.

હિંદના આધુનિક બગીચાઓનો ઇતિહાસ આ દેશમાં યુરોપિયનોનાં આગમન સાથે જેટલો સંકળાયેલો છે તેનાથી પણ વધારે તે મોગલોની ચડાઈ સાથે સંબંધ ધરાવે છે.

ચંગીઝખાન, તૈમુરલંગ, મહમદ ગઝની, કે શાહાબુદ્દીન ઘોરીનાં લોહીતરસ્યાં આક્રમણો દેશને વખતોવખત તારાજ કરતાં રહ્યાં છે અને રજપૂતો અને મુસલમાનો વચ્ચે સાર્વભૌમ સત્તા હાથમાં લેવા માટે થતા છૂટાછવાયા વિગ્રહોએ આ દેશની અનેક કળાઓમાં પ્રગતિ થતી અટકાવી છે. તેવા અંધાધૂંધીના જમાનામાં હિંદને જ પોતાનું અને પોતાનાં વારસોનું વતન કરવાના વિચારથી તૈમુરલંગના જ એક વંશજ બાબરે ૧૪૯૪ ઇસ્વીમાં આવી મુગલ સલ્તનતની સ્થાપના કરી.

તેના દેશની કળાકારીગરીની કેટલીક ચીજો સાથે ત્યાંની બાગવિદ્યાનાં બીજ પણ બાદશાહ બાબરે આ ભૂમિ પર રોપ્યાં અને મુગલાઈ બાગો–Mughal Gardens–ના નામે જાણીતી થયેલી એક અનોખી બાગપદ્ધતિ ઉદ્યાનકળાના શોખીનો માટે ઉત્પન્ન થવા પામી.

બાદશાહ બાબરના વખતથી મુગલવંશના અંત સુધીમાં તૈયાર થયેલા બાગો ખરી રીતે તો ઇરાનના જૂના જમાનાના બાગોનું, થોડાક ફેરફાર સાથેનું, એક પ્રતિબિંબ જ હતું.

ઇરાનના શાયર હાફીઝ, ને ખોરાસાનના નામાંકિત ઉમર ખય્યામ કે સમરકંદના નિઝામીએ ગુલિસ્તાનની શોભા, બુલબુલનું સુમધુર ગાન, શીરાઝીની જાદુઈ અસર અને સુંદરીઓનાં રૂપમહિમાનાં પોતાનાં કાવ્યોમાં ઘણાં વખાણ કર્યાં છે. આ કવિઓએ તે વખતના ઇરાનના કુદરતી સૌન્દર્ય અને માણસની મહેનતે બનાવેલા બાગોમાંથી પ્રેરણા પામીને પોતાની અવનવી કૃતિઓ લખી છે. વખતે દિવસે આવાં જ કાવ્યો અને સાહિત્યની અસર નીચે મુગલોએ હિંદમાં એક એકથી ચડિયાતી ઇમારતો અને બાગોની સ્થાપના કરી ત્યારે કાશ્મીરના વિખ્યાત શાલેમાર બાગ માટે " ગર બહિશ્તો બર રૂહે ઝમીનસ્ત, હમીનસ્ત, હમીનસ્ત, હમીનસ્ત " — જો પૃથ્વીના પટ ઉપર સ્વર્ગ હોય તો તે અહીં છે, અહીં જ છે — જેવા અમર શબ્દો લખાયા.

ઇરાનના બગીચાઓના મુખ્ય અંગો ઓછાવત્તા પ્રમાણમાં જૂના જમાનાના બાગોમાં આપણને જોવા મળે છે. બેચાર ઠેકાણે આરસની છત્રીઓ ને લાંબી વહેતા પાણીની પત્થરની બાંધેલી નહેરો; પાણીની સપાટી ઉપર ઝીણી શેડોમાં ઊડતા ફૂવારા; ફર્શ જડેલી પગદંડીઓ; પત્થરની કિનારવાળી ફૂલોની ક્યારી; કાપીકુપીને ઘાટમાં રાખેલી વાડો; સાયપ્રસનાં ઊંચાં ઝાડો અને આ બધાંને, રક્ષણ આપતી બાગની ફરતેની ભીંત! એ બધાંનો સમાવેશ થયો છે.

કેટલાકની કદાચ એવી માન્યતા હોય કે મુગલોએ સારા સારા બાગો, સ્મૃતિમંદિરો ને કબરોની આસપાસ જ યોજ્યા છે, તો તે બરાબર નથી; તેમ જ એમણે ફક્ત શોભાનાં જ ઝાડો અને સુગંધિત ફૂલોના જ છોડો પોતાના બગીચાઓમાં રોપવાનો નિયમ રાખ્યો હતો એમ માનવાને પણ કારણ નથી. બાદશાહ બાબરના કાબૂલના બાગો, "બાગ-એ-વફા" અને "બાગ-એ-કિલાન" માં કેળાં, નારંગી, દાડમ, દ્રાક્ષ અને શેરડી પણ ઉગાડવામાં આવતી. એ જ પ્રમાણે હિંદના બાગોમાં પણ કેટલેક ઠેકાણે ફળનાં ઝાડો રોપવાની પ્રથા હતી.

બાબરે ૧૫૨૬ ઇસ્વીમાં જ્યારે આગ્રાને પોતાનું પાટનગર બનાવ્યું ત્યારે ઝોહરાબાગ અને ચારબાગ નામનાં પ્રથમ મુગલ બાગો તૈયાર થયા. પણ નૈસર્ગિક સૌન્દર્યની જે મદદ અને મિલાવટ તેને કાબૂલમાં સાંપડી તે આગ્રામાં મળી નહિ. આગ્રાની ગરમી અને આસપાસના પ્રદેશની સપાટભૂમિમાં કાબૂલની ખીણોને ઊંચોનીચી ટેકરીઓની તેને ખોટ જણાઈ અને ઇરાનના બાગોમાં સુલભ એવી ગોઠવણી કરતાં બાબરને ઘણી અગવડો પડી. પરન્તુ, બાબર પછીના બાદશાહોએ દિલ્હી, લાહોર અને છેવટે કાશ્મીરમાં ઇરાની બગીચાઓને પણ ટક્કર મારે એવા અને કાળના ખપ્પરમાં સહેલાઈથી ન આવે એવા પ્રાણવાન બાગો બનાવ્યા તે અત્યારે પણ ભૂતકાળની સમૃદ્ધિની યાદ કરાવે છે.

બાબરે બાગોમાં નહેરો અને હોજ સિવાય નહાવાના સ્નાનાગારો જનાનાની સ્ત્રીઓ તેમજ પુરુષો માટે જુદા બનાવરાવ્યા તથા અગાસી (terraces) ની પણ યોજના કરી અને તેનાં પગથિયાં ઉપરથી પાણી સરીને નાના જળધોધના રૂપમાં નીચેના હોજમાં પડતું. કાશ્મીરના શાલેમાર બાગમાં તો આવા જળધોધની પાછળ દીવા મૂકવાની પણ સગવડ રાખી છે. વીજળીના દીવાઓનો અભાવ હતો તેવા વખતમાં પણ બનાવટી જળધોધની પાછળ રાખેલી તેલની દીવડીઓ હોલવાય નહિ અને તેની તેજ ને છાયા જોનારને અચંબો પમાડે એવી ગોઠવણ કરનારાઓના વખાણ આપણાથી સહજ જ થઈ જાય.

આગ્રાના જૂના કિલ્લામાં આવેલા મહેલમાં મચ્છીભવન તથા અંગુરીભવનને નામે બે બાગો બનાવ્યા હતા તેમાં પણ બીજા મુગલબાગોની જેમ જ ફૂલના ક્યારાઓ ભૂમિતિની આકૃતિ જેવા વ્યવસ્થિત જોવામાં આવે છે, એમાં હાલના યુરોપીય બાગોમાં જોવા મળતી કુદરતી વલણ–informal design–ને સ્થાન નહતું. મુગલબાગના દરેકે દરેક અંગમાં જૂના વખતના ઇંગ્લેંડના બાગો જેવું જ સમતોલપણું અને સમચોરસપણું દેખાય છે અને નજર પહોંચે ત્યાં સુધી સુશોભિત ગલીચો પાથર્યો હોય તેવો દેખાવ ઊંચી જગાએથી જોનારની આંખે ચડે છે. આપણા જૂના બાગોમાં પાણીની નહેર, ફૂવારા ને હોજની પાસેની ફૂલની ક્યારીઓમાં રંગની ઝાકઝમાળવાળાં ફૂલોને બદલે સુવાસિત પુષ્પોના છોડ જ રોપાતા. ઇરાનમાં તો તવંગર લોકો પોતાના માનીતા બાગોના નકશા, ગાલીચાઓમાં ગુંથાવતા અને દીવાનખાનામાં ચિત્રોની જેમ જ ટાંગતા. આ પ્રથા તો હજી પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે.

અકબર બાદશાહે સીકન્દરાના બગીચામાં પણ પોતાની બધા ધર્મો પ્રત્યેની સમભાવના બતાવતી ગોઠવણ યોજી હતી. તેમાં છત્રીને, નિયમ પ્રમાણે બાગને એક જ છેડે

બાંધવાને બદલે, વચમાં રાખાં હતી અને બધા ધર્મનું મૂળ એક જ છે તેમ બતાવવા, પાણીના પ્રવાહને એક જ દિશામાં વહેવડાવવાને બદલે ચારે દિશામાં વહે એવી યોજના કરાવી હતી. સીકન્દરા ઉપરાંત અકબરે ફતેહપૂર સીક્રી તેમ જ કાશ્મીરમાં પણ નિસીમ બાગ નામે બગીચો તૈયાર કરાવ્યો હતો.

૧૬૦૫ થી ૧૬૫૮ ઈ. સ.માં મુગલોએ ઘણે સ્થળે સારા સારા બાગો તૈયાર કરાવ્યા તેમાંના ઘણાખરા હજીપણ આપણને સાધારણ ઠીક ઠીક સ્થિતિમાં જોવા મળે છે. લાહોરનો દિલખુશ બાગ, આગ્રાની ઈત્મીદ-ઉદ-દૌલાની કબરવાળો બગીચો, કાશ્મીરના વિખ્યાત નિશાત્ અને શાલેમાર બાગ તથા અચ્છાબલ અને વેરીનાગના બગીચાઓ ઉપરાંત હસન અબ્દાલનો વાહબાગ બનાવવાનો યશ જહાંગીરને મળે છે. એના પછી શાહજહાંને લાહોરનો શાલેમાર, આગ્રાનો પ્રખ્યાત તાજમહાલનો બગીચો તેમજ દિલ્હીથી કાશ્મીર જવાના શાહીમાર્ગ ઉપર પણ બાગો બનાવ્યા.

લાહોરનો શાલેમાર, કાશ્મીરના શાલેમારની એક અફળ નકલ જ છે. અસંખ્ય ફૂવારાઓ, પાણીની નહેરો, હોજો, અગાસીઓ, અને ચિનારનાં સુશોભિત ઝાડોની ઘટા હોવા છતાં પણ કાશ્મીરના શાલેમાર જેવી રમણીયતા એમાં નથી આવી.

કાશ્મીરનો આખો પ્રદેશ જ હિંદનો કુદરતી બગીચો છે એમ કહીએ તો ચાલે. ખળખળ વહેતાં ઝરણાં, અને તેને કાંઠે ઊગેલાં જંગલી ગુલાબો; ગગનચુંબી વૃક્ષો; અને તેનાથી યે ઊંચાં, બરફથી ઢંકાયેલાં હિમાલયનાં શિખરો; સરોવરમાં પડતાં પ્રતિબિંબ; વનનાં પશુપક્ષીની શોભા, સરસ આબોહવા; અને બાગને લાયક કસદાર જમીન, દિલ્હી, આગ્રા કે લાહોરના મેદાનમાં આણવી મુશ્કેલ હતી.

કમળોથી ખીચોખીચ ભરેલા દાલ સરોવરના કિનારા જેવા સુગમ સ્થળનો ઉપયોગ મુગલોએ કર્યો અને ત્યાં જ તેમણે નિસીમ, નગીના, નિશાત્ બાગો બનાવ્યા તથા સાતમા સૈકામાં પ્રવરસેન નામના કાશ્મીરના રાજાએ જે સ્થળે પોતાની પુષ્પવાટિકા બનાવી હતી ત્યાં જ જહાંગીરે ૧૬૧૯ ઈ. સ.માં હાલના શાલેમારનો પાયો નાંખ્યો.

ઈ. સ. ૧૬૬૦માં વરનિયર નામના મુસાફરે તાજમહાલના બગીચાની જે શોભા વર્ણવી તે આજે નષ્ટ થઇ છે. મધુરી સુવાસ આપનારા મોગરા, ચમેલી કે ગુલાબની ભરેલી ક્યારીઓને બદલે ક્ષણભંગુરી રંગના ચમકારા કરતાં વિલાયતી ફૂલોના છૂટાછવાયા છોડ, ઘટાદાર વૃક્ષોની હંમેશની શીતળ છાયાને બદલે સ્વેચ્છાએ ઊગી નીકળેલાં ઝાંખરાંઓના તડકાછાંયડા, ચોકખા ચળકતા પાણીના હોજમાં ફૂવારાઓમાંથી ઝરમર પડતાં જળબિંદુઓને બદલે ખૂણે ખૂણે બાઝેલી લીલમાં ડૂબકી મારતાં દેડકાં જ અત્યારે નજરે પડે છે!

આ બધા જૂના મુગલાઈ બાગોનો રસકસ ચૂસી થોડા વખત ઉપર નવી દિલ્હીમાં વાઈસરોયના મહેલમાં તૈયાર થયેલો મુગલ ગાર્ડન ખરેખર જોવા જેવો છે. મોટા હોજ, પાણીની નહેરો, બેઠકો, પાકી બાંધેલી પગદંડીઓ, રંગબેરંગી ગુલાબથી ભરેલા ફૂલના ક્યારાઓ, અગાસી વગેરે જૂનાં મુગલ બાગોનાં તમામ અંગોને નવીન રૂપમાં ગોઠવવામાં આવ્યાં છે. ત્યાં બધાં જ બાંધકામમાં, આરસને બદલે રાતો પત્થર વપરાયો છે. આ નવા

મુગલ ગાર્ડનમાં કેટલાક શોભાસ્પદ ફેરફારો પણ કરવામાં આવ્યા છે. તેમાં સરક્યુલર ગાર્ડનને નામે ઓળખાતો ભાગ નવી જ ભાત પાડે છે. વિલાયતી ફૂલોની મોસમમાં એમાં આકર્ષક રંગોના ઢગ ને ઢગ ખડક્યા હોય એવું લાગે છે.

મુગલ પદ્ધતિના કેટલાંક અંશોવાળો જોવા જેવો બાગ, મૈસૂરમાં કૃષ્ણરાજ સાગરની ઓથે હાલમાં જ બંધાયો છે. તે "વૃન્દાવન"ના રળિયામણાં નામે ઓળખાય છે. ત્યાં પણ પાકી ફર્શ-બંધીવાળા પાણીના હોજ, ફૂવારા, પગથિયાં વગેરેની ગોઠવણ ઘણા બહોળા પ્રમાણમાં થઈ છે. અઠવાડિયામાં બેવાર રાત્રે વૃન્દાવનમાં વિજળીની બત્તીનો રંગબેરંગી પ્રકાશ, અસંખ્ય ફૂવારાઓમાંથી ઊડતાં પાણી ઉપર નાંખવામાં આવે છે ત્યારે ત્યાંનું વાતાવરણ ઘણું જ મોહક બની જાય છે.

હિંદનાં કેટલાંક શહેરોમાં જ્યાં જ્યાં આજકાલ તેમજ મોટા જાહેર બગીચા થાય છે તેમાં યુરોપની અને કેટલેક સ્થળે ચીનની બાગપદ્ધતિની છાયા ઘણે અંશે જણાય છે.

યુરોપમાં પણ જૂની સંસ્કૃતિ ધરાવતા દેશોની પોતાની સ્વતંત્ર બાગપદ્ધતિઓ છે, તેમાં પણ વખતોવખત થોડાઘણા ફેરફારો થતા રહે છે. ઇંગ્લેન્ડમાં ૧૬મા સૈકા સુધીની સમચોરસ બાગપદ્ધતિમાં ઘણો ફેરફાર થઈ કુદરતને મળતી – informal અથવા naturalistic, ઉદ્યાનરચના પ્રચલિત થવા પામી છે.

ત્યાંના, જૂના વખતના બાગો સમચોરસ કે લંબચોરસ બનાવતા – તેની ફરતે પાકી મોટી દિવાલ બાંધતા, રસ્તાઓ પણ એક બીજાને કાટખૂણે મૂકતા અને વચમાં ઊંચો ફૂવારો રાખતા અથવા સીધું ઊંચું જનાડું ઝાડ રોપતા. વેલના મંડપો, નાનો હોજ ને ગોળાકાર તળાવડી પણ તૈયાર કરતા તેમજ આખા બગીચામાં પત્થરના પૂતળાં સ્થળે સ્થળે ઊભાં કરી મૂકતાં, એ ઉપરાંત બાગની અંદર સ્થળે સ્થળે રસ્તાની બાજુમાં ને ફૂલવાળા બાગોની ફરતે ઘાટ ઉતારેલાં લાકડાં અને પત્થરના કઠેળા અથવા લીલા છોડવાઓની વાડ કરતા, અને તેને કાપીને ઘાટમાં રાખતા. ફૂલવાળા ભાગો પણ ગોળ, અર્ધગોળ, ત્રિકોણ, ચોરસ કે ષટ્કોણ આકૃતિવાળી ક્યારીઓથી ઉછરતા. તેમાં લીલી હરિયાળીના કટકા પણ હતા જ. આ સિવાય ફળવાડી ને શાકભાજી પણ જુદાં જુદાં રોપવાની વિશેષતા તેમાં હતી.

યુરોપના પુનઃઉત્થાન કાળની અસર ઇંગ્લેંડમાં પણ થઇ, ને ત્યાંની જૂની બાગપદ્ધતિમાં વૃક્ષની હારોવાળી અગાસી – terraces, – ભૂલભૂલામણી, ભરતકામ જેવી ક્યારીઓ વગેરેનો વધારો થયો. તે વખતમાં વનસ્પતિશાસ્ત્રમાં પણ પ્રગતિ થવા લાગી તેના પ્રવાહમાં ખેંચાઈ દેશપરદેશથી નવા નવા છોડ લાવી લોકોએ પોતાના બાગોમાં વનસ્પતિ સંગ્રહસ્થાન બનાવવા માંડયાં ને વળતે દહાડે મોટા શહેરોમાં બાગો, પ્રાણીસંગ્રહસ્થાન પણ બનવા લાગ્યાં.

પૂર્વના દેશો સાથે ઈંગ્લેન્ડ સંપર્કમાં આવતાં કેટલાક લોકો વિલાયતમાં ચીનના બગીચાઓનું અનુકરણ કરવા લાગ્યા. તેમ જ તે વખતના સાહિત્યમાં ટીકાકારો ને વિવેચકોએ પણ કુદરતી ઉદ્યાનપદ્ધતિ માટે પક્ષપાત બતાવી ઘણી ઉહાપોહ કરી મૂકી. આ બધાંનાં પરિણામે

format-નિયમિત રીતને બદલે કુદરતને મળતા બાગો બનાવવા તરફ લોકોનું વલણ વધતું ગયું.

ઇંગ્લૅન્ડમાં ઇ. સ. ૧૭૦૦માં વિલિયમ કેન્ટ નામનો બગીચો ને ઘોડાગાડી રંગનારાએ દેશદેશની ઉદ્યાનકળાનું મનન કરી કુદરતી–Naturalistic–બાગરચના કરવાની પહેલ કરી. તેણે ઇમારતોની પાસે નિયમિત કયારા રહેવા દીધા, હરિયાળીઓ રાખી, પણ સીધા રસ્તાઓને વળાંક આપ્યો ને મિશ્ર ફૂલો વાંકાચૂંકા કયારાઓમાં રોપવા માંડ્યાં. દષ્ટિમર્યાદામાં આવતા દશ્યમાં સમતોલપણું જળવાઈ રહે એમ ઝાડોના છૂટાછવાયાં ઝૂંડ પણ રોપવાનું શરૂ કર્યું. બગીચો એક જ નજરે જોવાઈ જાય તેના કરતાં થોડે થોડે અંતરે કાંઈક અવનવી ખૂબી જોનારની આંખે ચડે એમ બગીચાનાં અંગ ઉપાંગો ગોઠવ્યાં. કુદરતી ખડકોનું અનુકરણ કરી પથ્થરમાં થનારા છોડો તેમાં છૂટાછવાયા રોપવાની રીત ચાલુ કરી. તળાવડીઓની ગોળ આકૃતિને બદલે નૈસર્ગિક ઘાટ આપ્યો અને પરિવર્તન ન કરતાં સુધારો વધારો કરી મનુષ્યકૃતિ અને કુદરતનો કળાનો સુમેળ સાધ્યો.

ત્યારબાદ ઇ. સ. ૧૮૨૬માં જોસેફ પ્રેકસ્ટન નામના સજ્જને આ બગીચાઓમાં કાચનાં ઉષ્ણગૃહો ને શીતમંડપો યોજી તેમાં ગરમ તેમજ ઠંડા પ્રદેશનાં છોડ ને વૃક્ષો રોપવાની પ્રથા દાખલ કરી. આ બધા ફેરફારો થવા છતાં, ઘણે ઠેકાણે રંગીત ચીનાઈ મંદિર કે વાંકાંચૂકાં બનાવટી ઝરણાં ઉપર કમાનવાળો પૂલ કે આરામગૃહોનો શોખ લોકોએ છોડ્યો નથી.

અને આવી રીતે બીજી શોખની વસ્તુઓ સાથે યુરોપના બાગબગીચા પણ આપણા દેશમાં આયાત થયા.



# ઘરકુકડી

ઉમેશ કવિ

[ અંકથી ચાલુ ]

[ ફાટકમાંથી એકાએક ફાંફળો-ઢાંફળો પગી આવી પૂગે છે. ]

**પગી** : મગનભાઈ, પોલીસ આવ્યા છે!

**મુનીમ** : હેં! ચ.લો તો!

[ એ બેઉ જલદીથી ચાલ્યા જાય છે. ]

**શીલભદ્ર** : ( પાછળ જતા ) મારે પણ તેનું જ કામ છે.

**આસ્તિક** : ( એને રોકવા કરતો ) એથી શું વળશે, ભદ્રુભાઈ!!

**ગૌરી** : ( ગભરાતી ) ભદ્રુભાઈ, મારા વીર! એવું કાંઈ ન કરશો.

**ચ્યવન** : હેં! બાંકુ-પડી પ્યાર-વાળમાં પોલીસનો કુચો! હા હા હા આ!!

[ હસે છે ]

**આસ્તિક** : જેના અંતરમાંથી સ્થાન ગુમાવી બેઠા, તેને જબરદસ્તીથી પોતાનું કરવાની રીત નકામી છે. પછી એ સ્વજન રહેતું નથી. કાં ગુલામ અને કાં છૂપું દુશ્મન બની જાય છે. એથી જીવનમાં શું સુખ! કયો આરામ? વધુ સારું તો એનું ઉગર જીતી લેવા થોડું નમતું આપવું એ છે. એવી બેદિલ પત્નીને કાયદાના ઓથે ભરાઈ પૂરી રાખ્યે કયો સ્વાદ!

**શીલભદ્ર** : ( સાંભળ્યું ન સાંભળ્યું કરી, અર્ધઘેલા જેવો લાગતો ) નહિ. મને એ પોસાય તેમ નથી. ( ફાટક બહાર નીકળતાં ) ગમે તે ભોગે, મારે એને 'મારી' રાખવી છે. એને તો એવું કંઈ નથી. એ તો નિષ્ઠુર છે. ઘાતકી છે. મારાથી એના વગર શે જીવાશે?

[ જાય છે ]

**આસ્તિક** : ( પાછળ જતો ) અરે...ભદ્રુભાઈ!

[ જાય છે ]

**ગૌરી** : આસ્તિકભાઈ! ભલા થઈને એમને રોકો!

[ જાય છે ]

**ચ્યવન** : અહા! ભાષા એ ઉરનો સાચો અવાજ નથી. શબ્દો એ, દિલનો પૂરો પડઘો કે પરિચય કે રાગ નથી. સાચી માનવતા તો વાણીથી પર લાગે છે!

**દુર્ગા** : ( ફીફીને ફાટક તરફ જતાં, આશ્ચર્યમૂઢ સેલ્હતી, માથું હલાવી કંઈક ફગાવતી હોય તેમ લાગતી, નિશ્ચયાત્મક ભાસતી ) ઊંહ! મારે પે એવી દુર્બળતા ન પાલવે!

[ જાય છે ]

**મોહિની** : ( પડસાળની પાળીને ટેકે જે બેઠી છે તે મોકો મળતાં ઊભી થઈ ચ્યવનની નજીક આવી, આસપાસમાં જોઈ લઈ શરમાતી મૂંઝાતી લજાતી ) મને...!

**ચ્યવન** : વિજયાની માત્રા તો છે સૂક્ષ્મ. કેનો પ્રેગો તો પહોંચી શક્યો ત્યારસાં

પ્રાંગણે નહિતર મ્હારી તે શી મજાલ: પ્રલંબ દર્શનહીન મ્હારાં અંતરે તો કંઈ કંઈ અંજ્યા કીધા. ભય વ્યાપ્યો કે ક્યાંઇક વ્યાધિગ્રસ્ત હોય તો? કે કો દૂર પ્રદેશે યાત્રાર્થે પરવરી હોઇશ.

**સોહિની** : હું જાણું ને! હવે આ લપ મૂકશો?

**ચ્યવન** : એ અભિનય એ ઢોંગ ત્હારે કાજે છે. ત્હારા દર્શન–મનોરથ પ્રેર્યા છે. સાંપ્રતની શુભ ઘડીના એ ઉત્પાદક છે: અનેક અશુભ યોગ વચ્ચેય.

**સોહિની** : હા, જુઓને વાંધલ થઈ પડ્યું છે, કાંઈ!

**ચ્યવન** : મ્હને એણે ઘણાં સાન્ત્વન, રક્ષા અને સહાય કીધાં છે. હું તો ઋણી છું એનો.

**સોહિની** : અત્યારે પોલીસની ખરી જરૂર તો તમારા માટે છે હોં!

**ચ્યવન** : અન્ય તણા ઉત્પાતમાં જરૂરની પોલીસ;
પોલીસના પરપંચમાં આડો નાવે ઈશ.

અને હવે થોડી મુદ્દાની વાત કરી લઈએ! ક્યાંઇક બધાં એકાએક આવી ચડશે તો કાલી 'તું' મુશ્કેલીમાં મૂકાઈ જઈશ!

**સોહિની** : હું તો 'મૂકાયેલી જ' છું.

**ચ્યવન** : મેં એ મૂંઝવણનો માર્ગ અનેક વખત સૂચવ્યો છે!

**સોહિની** : જે માર્ગ મારી મૂંઝવણના બળતામાં ઘી જ હોમ્યે જાય છે.

**ચ્યવન** : પણ તું હવે 'ઉમરલાયક' છે, ને વડોદરા ક્યાં છેટું છે?

**સોહિની** : મારે તો વિલાયતે હાથવેંતમાં છે. નથી સમજાતું કોણ જાણે કેમ માબાપની ઈચ્છા વિરુદ્ધ કરું એવાં લગ્નમાંથી મારો તો રસ જ ઊડી જાય છે!

**ચ્યવન** : મેં એ ઉપર પણ વિચાર કરી લીધો છે. જો, આપણે જ્યારે 'માબાપ' થઈશું ત્યારે આપણાં ફરજંદને આ સ્થિતિમાં મૂકાવા નહિ દઈએ!

**સોહિની** : (કાવ્ય–મય) મા–બાપની, ભાઈભાંડુની કુટુંબકબીલાની મીઠી આશીષ અને સ્નેહભર્યાં આશ્વાસનો વચ્ચેયા . . . .

**ચ્યવન** : હું જાણું છું, તું શું કહેવા માગે છે. જેને સદાને માટે 'પારકી' બની જવાનું છે, તેને એવો એક આખરી કાવ્ય ભાવ જરૂર પજવે. લોભાવે.

**સોહિની** : અરેરે...કંઈ જ નક્કી થઈ શકતું નથી.

**ચ્યવન** : (ખોટું લાગ્યું હોય તેમ) તો પછી વધારે સારું છે કે આપણે એ વિચારને સદાને માટે પડતો મૂકીએ. એટલો તો નિશ્ચય કરીએ!

**સોહિની** : (સામું જોઈ દયાભરી) હા. મને એમ થઈ જાય છે કે હું કાંઈ પાપ-માર્ગે જઈ રહી હોઉં નહિ જાણે? કે એમાં સામેલ હોઉં એમ. મારું અંતર તમારા ગયા પછી તો તદ્દન ફસકી જાય છે.

**ચ્યવન** : એટલે, હું તને ભોળવું છું. એમને?

**સોહિની** : ના; પરંતુ–ગમે તેમ, પણ હું તમને ખોટું લાગે તે તો સહી શકતી નથી. તમારું મોઢું જુવો કેવું પડી ગયું છે, તે ભાળી હું ડગી જાઉં છું; એવું, સમજ્યા!

**ચ્યવન :** ગાંડી. ચાલ, વધુ એ ઠીક થઈ પડશે. જો, આપણે માનભેર આજથી છૂટાં પડીએ. તું સ્વતંત્ર જ છે. તારે ન તો મારી દયા ન બીક રાખવાની છે. હું ય મારાં આગલાં વચનો માટે હવે એથી જવાબદાર નથી. બસ! ખુશી! પત્યું ચાલો! હું હવે જાઉં છું. (ચાલવા માંડતો) તું સુખી થજે. (ઊભો રહી મીટ માંડી) ઈશ્વર તને...(આગળ બોલી ન શકાતાં ચાલવા મથે છે.)

[ સોહિની પાછળ જઈ નજીક ઊભી રહી, મૂંગી બની ગયેલી, રડી પડવાની બીક લાગે તેવી, દીસે છે. ]

**સોહિની :** (હાથ પકડી સામું નીરખી) ચ્યવન!

**ચ્યવન :** આપણે ઉતાવળાં થઈ ગયાં કેમ નહિ હોઈએ! જો તને મારા કરતાં વધુ સશક્ત-સુંદર અને ધનવાન યુવાનો મળી રહેશે! પસંદ કર્યું ત્યારે કહેવાય, જ્યારે સરખાવી શકાય તેટલા મૂરતીઆઓ હોય.

**સોહિની :** (હસી પડતી) અને તમને ...

**ચ્યવન :** (વચ્ચેથી) ના. હું લગ્નમાં નથી માનતો.

**સોહિની :** ક્યારથી વળી?"

**ચ્યવન :** અત્યારથી!

**સોહિની :** તો શું કરશો?

**ચ્યવન :** એવું કોઈને ન પૂછીશ, ભલી થઈને. એને માટે એ લોકો પાસે જવાબ હોતા જ નથી. 'મારે પરણવું નથી' એવું કહેનારાઓ તરફ લોકો મોઢું ફાડી જોઈ રહે છે. જાણે ભીષ્મ કે સરસ્વતી ન હોય? બે જ રસ્તા છે, સમજી? એક તો નવું કે જૂનું માન્ય લગ્ન; અને બીજો વ્યભિચાર. લગ્ન ન કરનાર શું કરે તે તું હવે સમજી ગઈ હોઈશ.

**સોહિની :** તમે કેવું બોલો છો, એની કંઈ ખબર રહે છે: કંઈ લાજ આવે છે!

**ચ્યવન :** હા, હા. હું ઠીક જ કહું છું. મારે તારા આસ્તિક કાકાની જેમ ચીંથરાં ફાડવાં નથી. પકવ અવસ્થા શરીરસંબંધ માગી લે છે. જ્ઞાનીયજ્ઞાન મારા જેવા રસિકની સ્થિતિ ઊલટી કઢંગી કરી મૂકે છે. સમજી! હું એવો મહાત્મા નથી કે મીઠું મૂકી દઈ શકું, કે યમ-નિયમ-આસન-પ્રાણાયામે ચડી જાઉં!

**સોહિની :** એઓશ્રી તો વૃદ્ધ છે બિચારા. તેમને હવે શું?

**ચ્યવન :** તે ખરું, પણ જુવાનીમાંથી વૃદ્ધ થયેલા. અને જુવાનીમાં તો ગૃહસ્થ: મહાત્મા નહિ. હું જુવાનીમાં જ વૃદ્ધ હોઈશ અને મારી સોહિની વગરનો, ગાંડી!?

[ કોઈ આવતું જાણી ચ્યવન આરામ-ખુરશી પર બાજુએ હઠીને બેસી જાય છે. સોહિની ઘરમાં ઘૂસી જાય છે. આસ્તિક, ગૌરી, શીલભદ્ર, પત્ની, બે યુવકો, મુનીમ તથા એક પોલીસ પ્રવેશે છે. ચ્યવનને જાણી પોલીસ પદ્ધતિસર સલામ કરે છે. તે મૂંગા રહી માથું હલાવી ઝીલે છે. પછી દરવાજાને અઢેલીને ઊભો રહે છે. ]

**ચ્યવન :** કેમ?...હા, હા. તમે ગેટ સાચવો કે કોન જાય. હું અહીં છું જ. પતાવી લઉં છું.

**પોલીસ :** (કંઈક વિસ્મયભાર્યો) અચ્છા સાબ! (સલામ કરે છે. જતાં જતાં મુનીમને માપતો લાગતો) અમારા ઈન્સ્પેક્ટર સાહેબને બધી હકીકત જાહેર કરો: એટલે નિકાલ; સમજ્યા!

[જાય છે]

**મુનીમ :** હં...હં. કેમ છે હવે આપને ?

**ચ્યવન :** સારું છે...(ગુન્હેગારી અને શરમભર્યું આડું જોઈ જાય છે.)

**મુનીમ :** (યુવાનોને) હું એમ કહું છું કે આપણે તમારે માટે આજની રાત અહીં જ ગોઠવણ રાખીએ. અહીં ફળિયામાં બે ખાટલા સાંકડમોકડ સમાઈ રહેશે સમજ્યા! અને સવારે તો જાન ઊપડી જવાની છે પછી એ કોટડી તમારી જ સમજો!

**એક યુવક :** ઓરડી માટે અમે આમ કરીએ છીએ એમને! આ તો તમે અમારું અપમાન કરો છો!

**મુનીમ :** એમ નહિ ભાઈ! હું તો તમે જાનવાળાની નજરે ચડો એમાંય જોખમ છે એની વાત કરું છું.

**ચ્યવન :** પણ જોખમ વગર જશ મળતો નથીને મગનભાઈ! (યુવકોને) તે આપ-ભાઈઓએ ફક્ત વરરાજાને જ જોવા કે વહુરાણી પણ નીરખી લીધાં? હં, કદાચ ઓળખીતી ...નાતીલી કે સંબંધી હશે!

**બીજો યુવક :** નાજી, અમારે એવો કંઈ જ સંબંધ નથી.

**ચ્યવન :** ત્યારે તો કન્યા જ રૂપાળી હશે, નહિતર શારદા ઍક્ટ ક્યાંથી સાંભરે!

**પહેલો યુવક :** (તીખાશથી) એટલે આપ શું કહેવા માગો છો?

**ચ્યવન :** કહેવા નહિ જાણવા માગું છું કે કન્યાની ઉમર નક્કી કરી? એની ઈચ્છા જાણી? કે રૂપની સરખામણીમાં એ બધું યાદ નથી આવ્યું?

**પગી :** સા'બ! કન્યા તો આવાવનું ચૂલે ચૂલે માથું ભાગે તેવડી છે. 'ને વરને હજી પચાસમાં પાંચ ઓછાં છે. આગલી બાયડી જાનમાં ભેગી ગુડાણી છે. પોતે સામે ચાલીને સગી બોનનું કાંડું ધણીને સોંપે છે. દિકરાની ખોટયે સમજ્યાને સાહેબ! કન્યા તો કે'તી'તી કે "પીટયા નમૂછિયાવ મારી પાસણ આવે તો ખરા, ભો ભૂલાવી દઉં છું જોઉં, મારો માટી તો એવા અપશુકનિયાવને સમશાને મૂકી આવીને પછી મને ચુંદડી ઓઢાડીને સર્ગાપૂરીએ જાશે!"

**મુનીમ :** ને એ રહ્યું નાળિયેર વરણ. એને આખી જિંદગી જીવતી કારાખાડી થઈને પગાણે બેસી રહેવું ન પડે.

**પગી :** ને લોકિયાં વરણને છાનાંછપનાં દાગતરવૈદના આંટા નો થાય સાબ! ને અમારા ગામડાવાળા જ્યતે જન્મારે હાથે કરીને ઘરમાં વેશ્યાવાડો નો ઘાલે!

**ચ્યવન :** તેમ જે અવસ્થાને આપણે વૃદ્ધ કહી વગોવવા માંડી છે એ ઉમર પણ દાખલામાં સાચી જવાબદાર જિંદગીનો ભાગ હોય છે. આપણે હિન્દીઓ હાથે કરીને આપણું આયુષ્યપ્રમાણ ઘટાડવા બેઠા છીએ. સાઠ વર્ષનો હિન્દી-વક્ટર, આગાખાન કે શૌકતઅલી

પરણે છે ત્યાં કોઈ ફરકતું નથી, પણ આમ ગરીબોના કાન આમળવા એક સાગરું તૂટી પડે છે. અધિક અવસ્થામાં સેવા કે સંતાનની કુદરતી હાજતનાં માર્યા પરણનાર અને પવિત્ર-પણે એને વફાદાર રહેનાર એવા લગ્નની સાચી ભાવનાવાળા પ્રામાણિક માણસોને આપણે ધુતકારીએ છીએ ને સેક્રેટરી ટાઈપિસ્ટ કે નર્સ કે બીજા લગ્ન શિવાય રસ્તે પોતાની વાસના પૂરી કરનારાઓની ઓસન્માનને બિરદાવીએ છીએ. સંતતિનિયમનને નામે, ફાવતી સરતોવાળાં સીધે સીધો વ્યભિચાર શોધતાં, સ્ત્રીજીવનને ઉઘાડેઓમ હલકું પાડનારા માનસ-વિકૃતિઓથી ખદબદતાઓના લગ્નમંડપો શોભાવીએ છીએ, છોકરાંવાળી જીવતીને પડતી મૂકી પ્રેમને નામે એના ઉપર બીજી ઘરમાં ઘાલનારા કે, આંખમાં ધૂળ નાખી સિફતથી પરણી જાય ત્યાં સમસમી રહીએ છીએ કે પરણ્યા વગર નિર્બંધન પ્રેમપાત્રો બદલે જનારાઓને ઓળખવાના અખાડા કરીએ છીએ.

આસ્તિક : જો કન્યાનું જ ભલું કરવાનો આપણો હેતુ હોય તો હવે આપણે એથી ઊલટું જ કરી બેસશું. અને પાછા પડીએ એ નફામાં.

ચ્યવન : તેમ એકલી કાયદાની જડતાને અજમાવી આપણે લોકમાનસ નહિ કેળવી શકીએ. ઊલટું આપણી સામે ઉશ્કેરી મૂકશું

આસ્તિક : ને નાતરિયાં વરણમાં માથું મારવામાં તો આપણે સુધારકો બેસવાની ડાળ કાપવા જેવું કરી બેસશું. સ્નેહલગ્નની આપવડાઈ કે ભાવનાની સફાઈ; કાયદાની ગડકા-બારીઓ કે રસેલુંના વાંદરવેડા બાદ રાખીએ તો આજનો સુધારો નાતરિયા વરણની નકલ નથી તો બીજું શું છે!

ચ્યવન : અલબત આપની ધગશ માનને પાત્ર છે પણ મારું તો માનવું છે કે હવે આમાં કંઈ જ કરવાપણું રહેતું નથી.

પહેલો યુવક : (ઘડિયાળ જોઈને) તો પછી જાનવાળાને જવાની ગાડીનો વખત થવા આવ્યો છે : અમે એ ઓરડી ખાલી થાય ત્યાં સુધી ત્યાં જ બેસી રહેશું.

ચ્યવન : ઘણી ખુશીથી. એ બાબતમાં તમે સાચા છો. જાન તો શું પણ સાક્ષાત જનાર્દન પધારે તોય એવા કોઈને નારાજ કરીને હેરફેર કરાવવા સારી ન કહેવાય.

બીજો યુવક : એટલે તો અમને એમાં ગોટાળા જેવું લાગ્યું કે ધરમશાળાવાળાનો પણ આ લગ્નમાં કંઈક લાગભાગ છે!

મુનીમ : કબૂલ. હવેથી એવી ભૂલ નહિ થાય. આપણે તો આ સમજ્યા ત્યાંથી સવાર. તો પગી! તમે ભાઈઓ સાથે જાવ. જાનવાળાઓને સમજાવી દેજો!

પગી : ભલે.

[ ત્રણે જાય છે. ]

ચ્યવન : હ. શીલભદ્ર! દુર્ગાજદેન! પોલીસ તરીકેની મારી ફરજ અદા કરું તે પહેલાં એક તક આપ બન્નેને છે. રોષમુક્ત બની, શાંત ચિત્તે, આપના બન્નેના ભાવિજીવન પર વિચાર કરી લેવાનો, એ. એકમાત્ર અવસર હશે! એ પછી શું શું રંગ બદલે એ કંઈ

કહેવાય નહિ. મારે કબૂલવું જોઈએ કે આપ બન્ને સ્નેહના એક નવા તબક્કે આવી પહોંચ્યાં છો : જે કાં તો બન્ને વચ્ચે અતૂટ ગાંઠ વાળી રહે, કાં જિંદગીભર બન્ને વચ્ચે છેટાં પાડી દે. લગભગ દરેક દંપતીના જીવનમાં આવતી એવી નાજુક ઘડીને આ જમાને વધારે આળી કરી મૂકી છે. હું મારો અંગત અભિપ્રાય દઉં તો એકડે એકથી જીવન પાછું શરૂ કરવાની પંચાતમાં કંઈએ સ્વાદ નથી હોતો. તેમ નવું નિહાળવા જેવી અવસ્થા આપ બન્નેએ વટાવી દીધી છે. આજ સુધીમાં આપ એમએકને જેટલાં ઓળખતાં થયાં છો તેમાં જે સમય અને શક્તિ વર્યાં છે તેનો સોમો ભાગ પણ હવે પછી નહિ ખર્ચાય. ખમી ખાવ, ગળી જાવ, ચલાવી લો, માફ કરો, જતું કરો, સહી લો; બસ : સંસાર જોરશોરથી ચાલ્યો જશે. લગ્નમાં એકપતિ કે પત્નીવ્રતમાં માનનારાઓને માટે તો એ એક જ રસ્તો છે. તેમ બે મટીને એક થવું એ જ જો દામ્પત્ય હોય તો પાછું એમાં વહેંચાઈ જઈ વટ કે ખારએષ કરવા બેસવું એ તો નરી પામરતા છે. એ ગાડી ચીલેથી ઊતરી ગયેલી સમજવી, પછી ભલે એક છોડી બીજું નવું કરો ને એ લગ્ન કદાચ ઈશ્વરનાં પુરોહિતપણાં નીચે થાય પણ આગલાં અધૂરાં અને પાછળ મૂકી દીધેલી જુદાઈ – મેનકા જેમ – ક્યારે આગળ આવી ઊભાં રહેશે અને નવામાં જૂનો સડો પેદા કરશે, એનું નક્કી નહિ.

(થોડું થંભી જઈ, શીલભદ્ર તથા દુર્ગાને નોંધતાં)

**દુર્ગા** : તમારું કહેવું ખરું છે. મને એમને માટે હવે રોષ નથી. પણ હું પહેલાં જેમ એમનું ઘર ચલાવ્યે જવાનું બળ ગુમાવી બેઠી છું ભાઈ! મારે એ મેળવવું રહ્યું. જે અંતર અમારી વચ્ચે પડ્યું છે તે અમારે સાંધ્યે જ છૂટકો. તમે અમને અગાશપણાનું તેમ અમારી મર્યાદાઓનું પણ ભાન કરાવ્યું છે. જ્યાં એમાંથી એક કે વારાફરતી બેઉએ અગમતું સહન કર્યે જ જવું પડે, ગત્યાશામાં તણાયાં રહી ધીરજનું ગાડું ગબડાવ્યે જ જવું પડે; ત્યાં એમના વચ્ચેની પેલી અસમાનતાનું અંતર ભલે વધતું નહિ હોય પણ ઘટશે તો નહિ જ. એવા કાયમી કચવાટ વચ્ચે હું પાછો કોચવામાં કરવા જેટલી હજી સહિષ્ણુ નથી. પોતા વચ્ચે સૌખ્ય જ છે એવા છળને, પ્રતિષ્ઠાની એવી જૂઠી પળોજણને વેંઢારવા જેટલી હું હવે સુખવંચક પણ નથી રહી. હું મારા પગ પર ઊભી રહી શકું નહિ ત્યાંસુધી પગ ન મૂકવો એવો ઘર છોડતી વખતનો મારો સંકલ્પ છે. થોડો વખત ઓછામાં ઓછાં બે વરસ એકાદ સ્ત્રીસંસ્થાને આશરે તાલીમ લેવાનું પણ હું નક્કી કરીને નીકળી છું. મારા પ્રત્યે એમને અનુરાગ હોય, અનુકંપા યે હોય તો એમની સ્વાવલંબી, સ્વાશ્રયી–સહધર્માનુચારિણી બનવાની મારી ઈચ્છાને એમણે ઝીલવી જોઈએ. એમને મારા ઘડતરમાં એટલો યે રસ ન હોય, મારી એવી નજીવી મનોકામના પ્રત્યે એમને એટલી યે સહાનુભૂતિ ન હોય તો બીજી કરી લેવા તેઓ છૂટા છે. છેવટ બળજબરીથી ગોંધી રાખવાના ભવાડાથી પોતે બચે અને મને પણ બચાવે એટલું તો હું એમની પાસે માગી લઉં છું.

**ચ્યવન** : (વિચાર–ભારમાં ઊંડા ઊતરી ગયેલા શીલભદ્રને) આપ શું કહો છો, ભદ્રુભાઈ!.

**આસ્તિક** : એ પણ કાંઈ ખોટું નથી, ભદ્રુભાઈ! જોવા બેસોએ તો એમાં તમારો જ... તમારા બન્નેનો સ્વાર્થ જ છે. પોતાનો ભાર પોતે ઉપાડી લે તેવી પત્ની ...

શીલભદ્ર : ( શાંત અને સ્વસ્થ લાગતો—વચ્ચેથી ) જુદાઈમાં જ રાચ્યા કરશે. મારી ખુશી નાખુશીનો હવે સવાલ જ રહેતો નથી. ઊલટું મારાથી એને અન્યાય થઈ ગયો હોય તો મને મારી ભૂલ સુધારવાનો અવકાશે નથી અપાતો. મને એકલાને જ એના માટે રસ હોવો જોઈએ કે એના વિકાસ પ્રત્યે લાગણી હોવી જોઈએ અને એને મારે માટે એમાંનું કંઈજ ન હોય એ વાત મારે સાંભળી લેવી રહી. બીજું શું ! એને બે વરસ નહિ પણ જિંદગીભર તાલીમ લેવી હોય તો ખુશીથી લે, મારો વિરોધ હવે નકામો છે. મને જે લાગી આવ્યું છે તે તો એ મને ખોટી રીતે સમજી, છેવટ મારો ત્યાગ કરી બેઠી છે અને હવે એ ગેરસમજનો ફેલાવો કરવા માગે છે તે છે. મને ખુલાસો કે બચાવ કરવા નહિ ફાવે. પણ હું કેમ કહું કે હું જ્યારે મારા સુખદુઃખનો વિચાર કરું છું ત્યારે એને મારાથી જુદી પાડીને વિચારી જ શકતો નથી. પણ ખેર, હવેથી એનું જુદું વ્યક્તિત્વ સ્વીકારવાનું હું શીખી લઈશ. એને સ્વતંત્ર ન માનવા જેટલો હું પછાત નથી પણ મને એની એવી પહોંચ માટે હજીયે શ્રદ્ધા નથી !

આસ્તિક : તે નહિ જ થાય એવું શેનું છે ? એટલા ખાતર તમે એમનો 'વિકાસ-પ્રયોગ રૂંધી ન શકો !

શીલભદ્ર : ( આગલી સ્વસ્થતા ખોઈ બેસતો જતાં ) એની ભૂલ મારે સોસવી પડતી ન હોત. એક પતિને એની પત્નીની ભૂલની લેવાદેવા ન હોત તો ચોક્કસ ! પણ હું એનો વિકાસ રૂંધી શકતો હોત તો—કે મને એને માટે અનુરાગ કે સ્વાર્થ ન હોત તો—ભલે પ્રતિષ્ઠાને ખાતર—એની પાછળ અર્ધ ગાંડો થઈ આથડવા નવરો ન હોત. ન પોલીસની મદદથી એને પાછી મેળવવા જેટલું ભાન ભૂલ્યો હોત. અમારી ભૂલ અમારા બન્ને સિવાય બીજાંએ ભોગવવાની નથી એટલું દુનિયાદારીનું અને જવાબદારીનું એને ભાન હોત તો એનાં જીવનનાં તો ઠીક પણ એની ખ્યાતિ માટે મારી શ્રદ્ધા નહિ ડગે.

દુર્ગા : નહિ હોય તો થશે. પણ સારું થયું કે હું ઘરબહાર નીકળી, નહિતર જે સાંભળવા હું તલસતી હતી તે ક્યાંથી પામત.

મુનીમ : પ્રભુનો શુભ સંકેત હશે. આવો યોગ તો મારા વાલાજીની લીલા છે, દુર્ગા !

આસ્તિક : હિન્દુ સંસારની દિવાલો તો આવા યોગોથી ભરી છે, મગનભાઈ !

ચ્યવન : ખરું છે. પત્ની તરીકે પોતાના મતભેદો કે વિકાસ તો શું પણ પોતાની જાતનો ખ્યાલ ભૂલી જઈ પતિમય બની જનારું અને એમ ગૃહસ્થધર્મના કર્મયજ્ઞરૂપે પ્રાપ્ત થતી આત્મીયતામાંથી જન્મતા અભિજાત પ્રેમનું પછી માતા તરીકે સંતાનમાં અનુષ્ઠાન કરનારું આર્યસ્ત્રીત્વ હજી આપણા પુરુષોનો પીછો છોડતું નથી. એ ભારતીય પતિએ માનવજીવનના કેન્દ્ર જેવાં સ્ત્રીના માતૃત્વને લક્ષી એને બીજાં બધાં આલંબનોથી મુક્ત કરી, સમગ્ર સંસારનો ભાર કાંધે રાખ્યા કર્યો. જીવનયજ્ઞની સંગાથણ સ્ત્રીને, એવી પત્નીપૂજામાં અજ્ઞાન, જડ અને દલિત કરી મૂકનારી આત્મઘાતી ગુનાખોરી ભારી પડી છે એ હજી સમજાતું નથી. દંપતી જીવનનું સાફલ્ય તો અન્યોન્યના એકરાગમાં છે. જો કે સ્ત્રી કે પુરુષનો એકાંગી વિકાસ અંતે બન્નેમાં દિશાભેદ ઊભો કરતી સમ-સ્વતંત્રતા પેલા એકરાગને જોખમાવવા પૂરતાં છે. તોપણ એકરાગ તો એકમેકની અભેદ યોગ્યતા પ્રત્યેના દૃઢ વિશ્વાસનું પરિણામ છે. એવી

પોતીકી યોગ્યતાની પત્નીની ઝંખના વધાવી લેવા જેવી છે. એથી પતિ ન રાચી શકે ત્યારે એ સાચા અર્થનો પતિ રહેતો નથી.

શીલભદ્ર : (થોડું રહીને વમળાતાં) શી ખબર કે એવી યોગ્યતાનાં બે વર્ષ બાદ કદાચ પત્ની સાચા અર્થની પત્ની રહેશે!

આસ્તિક : પણ મિત્ર થઈ આવી મળશે. અને બે વર્ષ પછી એના એ પતિને ઘેર ચાલી આવનારી સ્વયંવરવારાની કુમારિકા જેટલી સંસ્કૃત અને મુક્ત હશે!

દુર્ગા : જો એને માટે માનભર્યું સ્થાન હશે. નહિ તો દીનદુઃખીયારાં અને અભણ રોગીનો આવકાર એના માટે ઊભો હશે.

શીલભદ્ર : તો પછી મારે કોને માટે ઘેર પાછું જવું, કે એનું સ્થાન સાચવી રહેવું! રાતવરત ભાગી છૂટેલીનું ઘર બે વર્ષ સુધી મને આંગળી ચિંધામણનું પાત્ર બનાવી રાખશે. અમારા હુમેળનો ધજાગરો ફરકાવતું રહેશે. મિત્રો સંબંધીઓની દયા અને વિઘ્નસંતોષીઓની નિંદા વચ્ચે પતિને હડસેલતી જનારીનાં ઘરમાં બે વર્ષ સુધી રાહ જોયાં કરવાની મારામાં હામ નથી. જે પાછી આવીને વળી ગમે ત્યારે ધણીને છોડીને ચાલી જવાની બીક ઉગામી રાખવાની તાલીમ પામવા માગે છે. જે પોતાને ધણીથી કે ધણીને પોતાથી ઊજળો માની શકતી નથી, ધણીને એટલો નીચો ઉતારી મૂકી જે સહધર્માનુચારિણીનું ગૌરવ પામવા જાય છે. ધણીને વગોવી એને પછાત ઓપ્રગતિદ્રોહી ચીતરી બે વર્ષ પછી એના એ ધણીથી એ શે ઠરશે એ જ સમજાતું નથી. એવો છળ, એવો દંભ અને એવી નવી પ્રતિષ્ઠાની શેહમાં મારે શેકાઈ મરવું નથી. મારાથી એવી સ્ત્રીના અભિમાન સંતોષનારું રમકડું થઈ જીવી શકાય તેમ નથી.

દુર્ગા : કે ન સ્ત્રીને રમકડું રાખી શકાય તેમ છે.

ચ્યવન : તમે તો ભદ્રભાઈ એવું બોલો છો જાણે તમારો આમાં લગીરે હિસ્સો ન હોય. દુર્ગાબહેન તમને ખોટી રીતે સમજીને ચાલ્યાં આવ્યાં છે એ સાચું માનીએ તો તમને સાચી રીતે સમજવાની સ્થિતિ એમને સાંપડી નથી એ પણ એટલું જ સ્પષ્ટ છે. છતાં, તમે બન્ને તમારી પોતાની રીતે નિર્દોષ હો તો પણ, વાત જ્યારે આટલે સુધી વણસી બેઠી છે ત્યારે દોષનો ટોપલો સામસામે ઢોળવાથી એનો અંત નહિ આવે. (શીલભદ્રનું મૌન નોંધી, થોડું કરડાકીભર્યું) ખરી રીતે તો તમે ભદ્રભાઈ! એમના માટે તો બળ્યું, તમારા પોતા માટે પણ પત્નીને સમજવાની દરકાર કરી નથી. તમારે વિષે એમનામાં ગેરસમજ વધાર્યે ગયા છો તેટલું જ નહિ પણ એમને અસ્પૃશ્ય ગણ્યે ગયા છો, એ નરદમ અતડાઈ હતી. અને હજી પણ એવી અપ્રસન્ન, દુર્બોધ અને અસંતુષ્ટ પત્નીને એવી જ રીતે રાખી રહેવાના આત્મઘાતી વિચારમાં મશગુલ છો. એ નર્યું ઘાતકીપણું છે. ગાંડી મુખત્યારી છે ભદ્રભાઈ.

શીલભદ્ર : (હવામાંજું હસી પડતાં) સ્વગત જેવું) એવું એવું કાંઈ નહોતું ભાઈ! મને એટલી ફુરસદે નહોતી. હું તો અમારી રોટલી રળવામાં ખૂંપ્યો પડ્યો હતો. મારે માટે તો આ બધું અકસ્માત છે. મને મારી પત્નીની આવી આવી ન્યૂનતાઓનો કદી યે પરિચય

થયો નથી. એ પરણીને આવી ને તેવી મને તો લાગી છે. મને આ એના વિચારો લાગતા નથી. જાણે એને કોઈકે ભંભેરી મૂકી છે. (સંતાપમર્યું આસ્તિકને ટીકી રહે છે.)

આસ્તિક : (પાળ બાંધતો) હું એક પ્રસ્તાવ મૂકું! અલબત થોડો ખર્ચાળ થઈ પડશે છતાં એટલા પૈસા ભદ્રુભાઈને ભારે નહિ પડે. આમે વધુ અભ્યાસ માટે વહેલામોડું ભદ્રુભાઈ જવા તો માગે છે. તો ભેગાભેગું દુર્ગાબહેન પણ ત્યાંની તાલીમ પામે તો શું ખોટું!

ચ્યવન : ક્યાં! વિલાયત! ઘણો સુંદર વિચાર.

શીલભદ્ર : મેં પોતે તો અહીંથી બારોબાર ચાલ્યા જવાનું નક્કી કરી લીધું છે. પોતાનો વિકાસ જ્યારે એ સ્વેચ્છાથી સાધવા માગે છે ત્યાં મારે કશું કહેવાનું રહેતું નથી. ઊલટું એ બે વર્ષોની તાલીમ દરમ્યાન કે પછીના જીવનમાં મારું ધણીપદું એને જો વિઘ્ન કે શરમરૂપ થઈ પડતું લાગે તો ખુશીથી એ ફગવી દઈ શકશે. મારો એના ઉપર કોઈ હક નથી એ હું ... (આગળ બોલતાં અટકી પડે છે.)

ગૌરી : (સંકોચાતાં) હવે કજિયાનું મોં કાળું કરોને ભદ્રુભાઈ! દુર્ગાબહેનને અહીં ભણવું હોય તો તમે પણ અહીં આવી જાવને મારા ભાઈ! ત્યાં ઉપર ક્યાં ભૂગણું ભાંગ્યું છે. ઈ તો ઘીને ઘડે ઘી પડી રહેશે.

મુનીમ : હા. પ્રભુ સહુ સારાં વાનાં કરશે.

ચ્યવન : પણ પોતાની વાત હોય ત્યાં તો પ્રભુ ઉપર આધાર ન રાખવો ને?

મુનીમ : કેમ નહિ! કરતા કારવતા તો ઈ દીનદયાળ જ છે ને!

ચ્યવન : મારે માટે તો તમે થઈ પડો એમ છો, ધારો તો!

મુનીમ : હું ..?

ચ્યવન : હાઃ ખીજાશો નહિ. કહું છું કેવી રીતે તે (હસતાં-ગુન્હેગારી અને શરમ ભર્યું) વાડા, પક્ષ, ફિરકા, તડ, પંથ કે મતમાં વહેંચાઈ ગયેલ આપણી હિન્દુ જાતિનો સેવાનું અને ઉપકારક કામ છે. ગોત્ર ગોત્રમાં લગ્ન શું કામ ન થાય તેનું રહસ્ય ભદ્રુભાઈ જાણે છે. અને વિલાયતી મડમ પરણી લાવે એવા યુવક હિન્દને કેટલો ખપનો છે તે વાત આસ્તિકભાઈ જાણે છે. જે સમાજમાં લગ્નની સંકુચિતતા જુઓ ત્યાંનું જીવન કુબડું, કાંગલું અને રોટલિયું જ હોય. અને હતપ્રભ પૌરુષ પેદા કરતું એવું જીવન, દેશનું સર્વાંગી પતન થવામાં સંસ્કૃતિને પાયામાંથી ઉખેડી નાખવામાં ઓછો ભાગ ભજવતું નથી!

મુનીમ : મુદ્દાની વાત કરોને, ભાઈ!

ગૌરી : મેં નહોતું કહ્યું...તમને!

મુનીમ : શું વળી! આ ભાઈનું...?

ગૌરી : સોહિનીનું...!

મુનીમ : (ચોંકતો) હા, આ...આ...!

દુર્ગા : હા. હા...ગગનભાઈ! એમાં કંઈ જ ખોટું નથી!

આસ્તિક : આપ જાતે કેવા છો?

પં

ચ્યવન : એક તમારી જાણ માટે તો પોલીસ–જાતનો!

ગૌરી : એમનો બિચારાનો શો વાંક કાઢતા હશો!

ચ્યવન : મારો અંગત મત એમને માટે તો બહુ જ ઊંચો છે. એવા ત્રેખડો સંસારને દીવાદાંડી સમી ઈશ્વરી ભેટ જેવાં છે. હોય બિચારાં ઘૂઘવતા ખડકાળ ભયંકર સ્થળ ઉપર. પ્રેમભૂખ્યાં પણ ચેતવતાં.

[ સોહિની આંખો ચોળતી અંદરથી બહાર આવી થાંભલીને ટેકે ઊભી રહે છે. ]

ગૌરી : ( આસ્તિકને ) તમારી જ નાતના છે.

આસ્તિક : પછી શો વાંધો ! અનુલોમ લગ્ન થઈ પડશે. તેમ સોહિની ઉમરલાયક છે. તમારી ઉપરવટ જઈ જો એ ફાવતું કરી લે, તો ? એનાં કરતાં સુધારક બનવાનો મોકો શું કામ જતો કરવો ?

મુનીમ : તો દીધી ! ભદ્રુભાઈ, આસ્તિકભાઈ સહુ છે.

ચ્યવન : ( આસ્તિકને ) તમારે લેવાનું છે તે પાણી. દેવાનું નહિ ! ( સાન કરી ) ‘ સુગ્રેષુ કિં બહુના !

સોહિની : ( થાંભલીનો ટેકો છોડી શીલભદ્ર તથા દુર્ગાની સમીપ આવી ગંભીર થઈ જઈ ) આપ બન્ને કન્યાદાન ન આપો તો મારે પરણવું નથી. ( આજીજીભર્યું ) આપશોને ? પછી તમારે વિલાયત જવું હોય તો જજો, અહીં આવી રહેવું હોય તો તેમ કરજો, કે તમને ફાવે તેમ કરજો !

ગૌરી : હા. ત્યાંસુધી તમને બેઉને અહીંથી નહિ જવા દઉં, બસ.

મુનીમ : સાચું છે. પેટ બળગ્યું હોત તો આ બધું સૂકાઈ જાત !

સોહિની : એવું કાંઇ નથી, તેવે વખતે છોકરાં કોર્ટ નક્કી કરે તે સાચવે કે આંગળિયાત થઈને રહે.

ગૌરી : લે હવે શરમા જરાક !

[ સોહિની સાથે જ શરમાતી અંદર ચાલી જાય છે. પગી આવે છે. ]

પગી : આ જાનવાળાને કાંઈક કીઓ, મગનભાઈ !

મુનીમ : શું વળી ?

પગી : ( નોટ બતાવી ) આ આપતા જાય છે !

ચ્યવન : આપે એ લેવું. મારા પેલા ખાખીને પણ ગણજો ! હં... જાવ !

[ પગી જાય છે. અંદરથી ગ્રામોફોન વાગવું શરૂ થાય છે. ]

“ ના મા નહીં જાઉં સાસરીયે રે ”

[ સહુ હસી પડતાં એકમેકને જોઈ રહે છે અને પડદો પડે છે. ]

[ સમાપ્ત ]

# રસાયણવિજ્ઞાનનો વ્યાવહારિક ઉપયોગ

અથવા

## રસાયણવિજ્ઞાનના વિકાસનું વિહંગાવલોકન

પદ્મકાન્ત ર. શાહ,
બી. એસસી., એ. એમ. આઈ. ઇ. ટિ. (લંડન)

જમીનને ફળદ્રુપ બનાવવા માટે રસાયણવિજ્ઞાને જે ફાળો આપ્યો છે તે જેવો તેવો નથી. કિસાનોની કુમકે આવવામાં રસાયણવિજ્ઞાને સહેજ પણ પાછી પાની કરી નથી. જમીનને ખેડવાનું કામ તો પુરાણા જમાનાથી ચાલુ છે એટલે ઇતિહાસમાં કઈ ઘડીએ રસાયણવિજ્ઞાનની મદદથી કૃત્રિમ ખાતરોની વપરાશ શરૂ થઈ એ કહેવું મુશ્કેલ છે. કૃષિકર્મનું મૂળ એટલું જૂનું છે કે તેના ઇતિહાસની શરૂઆત તેની અંદર કળા આવી ત્યાર પછી થાય છે. બહુ જૂના જમાનામાં જ્યારે વિજ્ઞાન વિશે ઘોર અજ્ઞાન હતું ત્યારે પણ જમીનની જાતો વિશે અને પાક માટે નિરુપયોગી જમીનમાં ખાતરો ઉમેરવાથી તે ફળદ્રુપ બની શકે છે એનું જ્ઞાન લોકોને હતું. ખેતીનું વિજ્ઞાન અનુભવે આગળ વધેલું છે; જમીનને સુધારવાના અનેક અખતરાઓ થયા છે, માત્ર એ પ્રયોગો પાછળ રહેલા રહસ્યને જાણવાની દરકાર થયા સિવાય. એક જ જમીનમાં એક જ જાતનો પાક ફરી ફરીને નહિ થઈ શકે એ ખેડૂત જાણે છે પણ એનું કારણ એ જાણતો નથી.

ખેતીના વિજ્ઞાન સાથે રસાયણશાસ્ત્રીને ઘાડો સંબંધ છે. ખાતર તરીકે વપરાતા કુદરતી પદાર્થોનું તે પૃથક્કરણ કરે છે; જમીનનું અને તેમાંથી ઊગતા પાકનું પણ તે પૃથક્કરણ કરે છે અને પછી પરાપૂર્વથી ચાલતી આવેલી આંખો મીંચીને થતી ક્રિયાઓનું કારણ શોધી કાઢે છે.

પણ રસાયણશાસ્ત્રીના કામની પૂરી કદર નથી થતી. ખેડૂતે અનુભવે મેળવેલું ખેતીનું વિજ્ઞાન એને મન એટલું વ્યવહારુ હોય છે કે વિજ્ઞાનશાસ્ત્રીનાં મંતવ્યો સામે એ હસે છે. પ્રયોગશાળામાં કાચની નળીમાં કરેલો એક નાનો પ્રયોગ, જેની પાછળ અનેક રૂઢિબદ્ધ થયેલી ક્રિયાઓનું કારણ જડી શકે, તેના પ્રત્યે તેને ખેંચવો મુશ્કેલ પડે છે. પરંતુ જ્યારે પ્રયોગશાળામાં કરેલા પ્રયોગને મોટા પાયા ઉપર તેને કરી બતાવવામાં આવે છે કે એના ઉપયોગથી પ્રથમ કરતાં પાક એ કે ત્રણ ગણો ઊતરે છે ત્યારે તેને ખાત્રી થાય છે અને રસાયણવિજ્ઞાનની ઉપયોગિતા એ સ્વીકારે છે.

રસાયણવિજ્ઞાનની ઔદ્યોગિક પ્રગતિ નાના નાના પાયા ઉપર કરેલા પ્રયોગો પાછળ રહેલી છે. સંશોધન (research)ની ઉપયોગિતા એટલે દરજ્જે સ્વીકારાઈ છે કે અત્યારે સંશોધન એ મોટા મોટા ઉદ્યોગો પાછળની ચાવી બની રહી છે.

ઘણીવાર પ્રયોગશાળામાં થએલા સંશોધનને પરિણામે મોટા મોટા ઉદ્યોગો સ્થપાય છે. એલ્યુમીનિયમ આનું ઉત્તમ દૃષ્ટાન્ત પૂરું પાડે છે. નાઇટ્રેટ હવામાંથી સહેલાઈથી બનાવી

શકાય છે; કુદરતી વાયુ (natural gas)માંથી હિલિયમ મેળવી શકાય છે; લાકડાંનો વ્હેર, રૂ, ચીથરાં, વગેરેમાંથી કૃત્રિમ રેશમ પેદા કરી શકાય છે. આ બધા, સંશોધનને પરિણામે આગળ વધેલા ઉદ્યોગો છે.

આપણે નાઇટ્રોજનથી શરૂ કરીએ. વાતાવરણનો ⅘ ભાગ નાઇટ્રોજનથી ભરપૂર છે. આપણે ઑક્સિજન–પ્રાણવાયુ–શ્વાસમાં લઈએ છીએ તે એકલો તો ખૂબ જલદ છે. ફક્ત ઑક્સિજનને જ શ્વાસમાં લઈએ તો આપણી જિંદગી તરત જ ખલાસ થઈ જાય. નાઈટ્રોજન એની જલદતા ઓછી કરે છે, જેમ દૂધમાં પાણી નાખીએ છીએ તો દૂધ પાતળું થાય છે અને પચાવવાને સહેલું પડે છે તેમ. હવે આ નાઇટ્રોજનની આપણને તેમજ વનસ્પતિને ખૂબ જ જરૂર છે પણ તે આવા છૂટા સ્વરૂપમાં નહિ પણ બીજાં મૂળતત્ત્વો સાથેના સંયુક્ત સ્વરૂપમાં લાંબા વખતથી નાઈટ્રોજનને હવામાંથી મેળવી બીજા દ્રવ્યો સાથે સંયુક્ત કરવાનો પ્રયોગ ચાલ્યા કરતો હતો પણ તે હજુ હમણાં જ સફળ થયો છે.

સુરોખારમાં નાઇટ્રોજન છે. વર્ષો સુધી સુરોખાર ચિલી (દક્ષિણ અમેરિકા)માંથી મેળવવામાં આવતો હતો ખાતર તરીકે એનો ઘણો ઉપયોગ છે. ચિલીમાં સુરોખારની ખાણના માલિકોને આથી ઘણો ફાયદો થતો અને તેઓ મોંમાગ્યા દામ પડાવતા. કારણકે ચિલીમાં કંઈ તેનો અખૂટ ખજાનો ન હતો; કાળે કરીને તે ખલાસ થાય તેમ હતું. જો એ ખલાસ થઈ જાય તો શી સ્થિતિ થાય? ૧૮૯૮માં સર વિલિયમ ક્રૂકસે ભવિષ્ય ભાખ્યું કે વધતી જતી વસતિ માટે પૂરો પડવા દુનિયા પરનો ઘઉંનો પાક જલદી અસમર્થ થઈ પડશે અને જગતને દુકાળના કપરા દિવસોમાંથી પસાર થવું પડશે.

૧૮૪૦ સુધી એમ મનાતું કે વનસ્પતિજીવન પાણી અને અંગારવાયુ – કાર્બન ડાયોક્સાઈડ–પર અવલંબે છે. પણ જર્મન રસાયણશાસ્ત્રી જસ્ટન ફૉન લીબીગે ૧૮૪૦માં શોધી કાઢ્યું કે પાણી અને અંગારવાયુ ઉપરાંત તેમના બંધારણમાં બીજાં પણ દ્રવ્યો પ્રવેશ કરે છે. વનસ્પતિના જીવનમાં તેર કરતાં ઓછાં મૂળતત્ત્વો પ્રવેશ નથી કરતાં અને એમાંય નાઇટ્રોજન, ફોસ્ફરસ અને પોટાશિયમ તો ખાસ અગત્યના છે. એક ટન ઘઉં, જમીનમાંથી ૪૭ રતલ નાઇટ્રોજન, ૧૮ રતલ ફૉસ્ફોરિક ઍસિડ અને ૧૨ રતલ પોટાશ ચૂસી લે છે. આ ઉપરથી નાઇટ્રોજનની ઉપયોગિતાનું માપ કાઢી શકાશે.

'આવશ્યકતા એ શોધની જન્મદાત્રી છે' એ ન્યાયે હવામાંથી નાઇટ્રોજનને સંયુક્ત સ્વરૂપમાં (Fixation of atmospheric nitrogen) એકઠો કરવા માટેના ભગીરથ પ્રયત્નો આખરે સફળ થયા. રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ આ ઇચ્છવાજોગ હતું કારણકે કોઈ રાષ્ટ્ર જગતની મહાઉપયોગી વસ્તુ દબાવી બેસે અને એના મોંમાગ્યા પૈસા પડાવે એ જબરજસ્ત આર્થિક નુકસાન કહેવાય.

નાઇટ્રોજનને હવામાંથી ત્રણ રીતે ભેગો કરવામાં આવે છે: એક તો હવામાં વિદ્યુતનો બળવાન પ્રવાહ પસાર કરીને, (આથી ઑક્સિજન અને નાઈટ્રોજનનું સંયુક્ત સ્વરૂપ બંધાય છે અને પછી એનો જુદા જુદા દ્રવ્યો સાથે રાસાયણિક સંયોગ કરવામાં આવે છે.). બીજી રીત, 'સાયનેમાઇડ'ની છે, અને ત્રીજી કોઈ પ્રોત્સાહક

( catalyst )*ના સાન્નિધ્યમાં હાઇડ્રોજનને નાઇટ્રોજન સાથે સંયુક્ત કરવાની છે. આમાંથી અપાનવાયુ ( ammonia ) બને છે, જેનું નાઇટ્રોજનયુક્ત દ્રવ્યોમાં રૂપાન્તર થઈ શકે છે.

આ કેવી રીતે થાય છે તે હવે જરા જોઈએ. ચોમાસામાં આકાશમાં વીજળી થાય છે ત્યારે અપાનવાયુ અને નાઇટ્રોજનના ઑક્સાઈડ બને છે એ વાત જાણીતી હતી. એટલે જ્યાં વિદ્યુતશક્તિ સહેલાઈથી મેળવી શકાય ( જ્યાં જળધોધ હોય તેવે સ્થળે ) તેવી જગાએ વાતાવરણમાં કૃત્રિમ રીતે ઉપરના બનાવનું પુનરાવર્તન કરીને નાઇટ્રોજનના ઑક્સાઈડ ( ઑક્સિજનનો નાઇટ્રોજન સાથેનો રાસાયણિક સંયોગ; ઑક્સિજન સાથેના કોઈ મૂળતત્ત્વના યોગને તે મૂળતત્ત્વનો ઑક્સાઈડ કહેવામાં આવે છે ) બનાવી શકાય અને તેમાંથી બીજાં દ્રવ્યો સાથે રાસાયણિક સંયોગ કરી જમીનને ફળદ્રુપ કરનાર અન્ન ઉત્પન્ન કરી શકાય. આને આપણે કૃત્રિમ ખાતર કહીએ તો વાંધો નથી ( ખૂબ વપરાતું એમોનિયમ સલ્ફેટ આ રીતે બને. ) પણ આ પદ્ધતિ સસ્તી ન પડે, એને માટે તો જબરજસ્ત હાઇડ્રો-ઇલેક્ટ્રિક પ્લૅન્ટ ( Hydro electric Plant ) જોઈએ. પહેલવહેલો આવો પ્લૅન્ટ નોર્વેમાં થયો. પણ બધે કંઈ જળધોધ ન હોય. બીજી કોઈ સસ્તી પદ્ધતિ શોધવાની જરૂર હતી અને તે શોધાઈ પણ ગઈ એને 'સાયનેમાઈડ પ્રોસેસ' કહે છે. કેલ્શિયમ કારબાઈડ પર વરાળ પસાર કરવાથી કેલ્શિયમ સાયનેમાઇડ તૈયાર થાય છે, જે નાઇટ્રોજનયુક્ત પદાર્થોનું મૂળ છે. કેલ્શિયમ કારબાઈડ તો આપણો જાણીતો છે. એના પર પાણી નાંખવાથી એસેટિલિન ગૅસ ઉત્પન્ન થાય છે અને ઘણે ઠેકાણે રાત્રે તેની ઝગમગાટ રોશની પણ થાય છે. માત્ર તેની વાસ અરુચિકર છે. અત્યારે 'લારી'ઓમાં પણ આ લાઇટ વપરાય છે. અને આ કેલ્શિયમ કારબાઈડ બહુ સસ્તો છે કારણ કે ભઠ્ઠીમાં ચૂનો અને કોલસો બાળવાથી તે તૈયાર થાય છે! ઘેર પણ બનાવી શકાય.

પણ અત્યારે ખૂબ વપરાતી ત્રીજી પદ્ધતિ તો આના કરતાં પણ સસ્તી પડી છે. એમાં નાઇટ્રોજનને સીધો જ હાઇડ્રોજન સાથે સંયુક્ત કરીને અપાનવાયુ બનાવવામાં આવે છે. ( અપાનવાયુ એટલે નાઇટ્રોજનના એક પરમાણુ સાથે હાઈડ્રોજનના ત્રણ પરમાણુઓનો રાસાયણિક યોગ – $NH_3$ ) નાઇટ્રોજનને પ્રવાહી હવા ( liquid air. હવા પ્રવાહી થઈ શકે છે એ તો તમે જાણતા જ હશો ) માંથી મેળવી લેવામાં આવે છે. હવાના પ્રવાહીને આપણે ઊકળવા દઈએ – વાયુ રૂપ થવા દઈએ – તો નાઇટ્રોજન પહેલો વાયુરૂપ બનશે ( evaporate થશે ) કારણકે એનું ઉત્કલન બિંદુ ( Boiling Point ) ઑક્સિજનના કરતાં ઓછું ( lower ) છે. આ પ્રમાણે નાઇટ્રોજનને ઑક્સિજનથી છૂટો પાડવામાં આવે છે. પણ પછી કંઈ નાઇટ્રોજન હાઇડ્રોજન સાથે ડાહી રીતે ભળી જાય છે એમ ન સમજશો. એમ જો બન્યું હોત તો આ રીત સહેલાઈથી શોધી કઢાઈ હોત. લાખ પ્રયત્ન કરો પણ નાઇટ્રોજન સાથે સંયુક્ત થવાની ના પાડશે. હવે શું કરવું? એ બન્ને કેવી રીતે સંયુક્ત થાય છે એ સમજવા માટે એક વાર્તા સાંભળવી પડશે.

* ઉત્તેજક-catalyst રાસાયણિક ક્રિયાને પોતે અંદર સીધો ભાગ લીધા સિવાય એટલો બધો વેગ આપે છે કે એના વગર એ ક્રિયા સંભવી જ ન શકે એમ લાગે.

શરૂઆતમાં પેટ્રોલિયમની કિંમત ભારે હતી પણ પછી તે લાંબા ભૂંગળા વાટે એને પૂરું પાડવાની વ્યવસ્થા કરવામાં આવી અને એ સસ્તું બન્યું.

પેટ્રોલિયમમાં ગૅસોલિન, કેરોસીન વગેરે જલદ તેલોથી માંડી પૅરેફીન (મીણ) જેવા ઘટ્ટ પદાર્થોનો સમાવેશ થએલો છે પેટ્રોલિયમને ગરમ કરવાથી હલકા પદાર્થો પહેલા નીકળવા માંડે છે અને બાકી ભારે પદાર્થો રહે છે. આવી રીતે પ્રથમ ગૅસોલિન નીકળે છે; પછી કેરોસીન વગેરે તેલો નીકળે છે અને છેવટે પૅરેફીન અને વેસેલીન નીકળે છે. આ દરેક પદાર્થને શુદ્ધ સ્વરૂપમાં મેળવવા માટે અમુક ઉષ્ણતામાને કયો પદાર્થ બહાર આવશે એનું જ્ઞાન અગત્યનું છે. કાર્બન હાઈડ્રોજનના આ બધા પદાર્થો હોઈ તેઓ 'હાઇડ્રોકારબન્સ' (Hydrocarbons) કહેવાય છે. સૌથી છેલ્લો 'કોક' બાકી રહે છે જેને બાળતાં બિલકુલ રાખ થતી નથી અને બળતણ માટે તે વપરાય છે. આવી રીતે સો (૧૦૦) ભાગ પેટ્રોલિયમમાંથી

| | |
|---|---|
| ૪ ભાગ ગૅસ | ૨૫ ભાગ ગૅસોલિન |
| ૧૫ ભાગ કેરોસીન | ૪૦ ભાગ ગ્યાસતેલ અને |
| ૧૨ ભાગ પૅરેફીન અને વેસેલીન, | ૪ ભાગ કોક (coke) |

નીકળે છે.

પેટ્રોલિયમ સાથે સંકળાએલો અગત્યનો એક પ્રયોગ છે તેને 'ક્રેકીન્ગ' (cracking) કહે છે. એના વડે ઘટ્ટ તેલોમાંથી ગૅસોલિન જેવું હલકું તેલ મેળવી શકાય છે. ૭૦૦ અંશ ફેરેનહાઈટ જેટલું ઉષ્ણતામાન રાખી ખૂબ દબાણ નીચે ઘટ્ટ તેલને ગરમ કરવામાં આવે તો ઘટ્ટ અણુઓ હલકા અણુઓમાં ભાગી જાય અને ગૅસોલિન બને. આમ $C_{20}H_{42}$ નો હાઇડ્રોકારબન $C_{10}H_{22}$ માં છૂટો પડી જાય. આને Cracking process કહે છે. આની જો શોધ ન થઈ હોત તો ગૅસોલિન અત્યારે ઘણું મોંઘું હોત, અને પરિણામે મોટરોનો ઉદ્યોગ એટલો જ પાછળ હોત અને આટલી બધી મોટરો દુનિયા પર દોડતી ન હોત.

કોલસો એક વખત ગૅસ બનાવવાના ઉદ્યોગમાં શાપ સમાન હતો. અત્યારે રસાયણશાસ્ત્રીને પ્રતાપે એ આશીર્વાદ સમાન બન્યો છે. એમાંથી સુંદર રંગો, કીમતી રસાયણો, ઔષધો અને સુગંધો નિર્માણ થઈ શક્યાં છે.

કોલસાને વગર હવાએ બાળવાથી (Destructive distillation)—નિર્વાત નિષ્કર્ષ કરવાથી તેમાંથી 'કોક' અને 'ડામર' નીકળે છે. એ ડામરને ફરીવાર એવી રીતે બાળવાથી એમાંથી એમોનિયા (અપાનવાયુ) બેન્ઝીન, ફિનોલ, નૅફથેલીન, ક્રિયોસોટ અને એન્થ્રેસીન જેવા ઉપયોગી પદાર્થો મળ્યા છે. બેન્ઝીનમાંથી એનીલીન અને એનીલીનમાંથી સુંદર વિધવિધ રંગોની સજાવટ રસાયણશાસ્ત્રીએ કરી કાઢી છે.* આ શોધ જો કે અકસ્માત થઈ હતી પણ એક પ્રયોગશાળામાં નાની ટેસ્ટ–ટ્યુબમાં જ એનો જન્મ થયો

* આ વિશે વિસ્તારમાં જેને વાંચવું હોય તે, મારા 'ખૂણમાંથી સોનું' (કૌમુદી, નવેંબર ૧૯૩૬) અને 'ઔષધો અને સુગંધોના સર્જનમાં રસાયણવિજ્ઞાનનો ફાળો' (યુવક, જુન ૧૯૩૮) એ લેખો જુઓ.

હતો અને અત્યારે રંગોનો ઉદ્યોગ જગતના સૌથી આગળ પડતા ઉદ્યોગોમાંનો એક છે. આ જ ઉદ્યોગને જુદી આંટી આપીએ તો વિસ્ફોટક ( explosive ) પદાર્થો બનાવવાનો ઉદ્યોગ તે બની શકે એટલે બધાં રાષ્ટ્રોમાં પોતપોતાની સલામતી ખાતર આ ઉદ્યોગને ખૂબ ઉત્તેજન આપવામાં આવ્યું છે.

છેલ્લે 'મર્સરાઇઝીંગ પ્રોસેસ'ની નોંધ આપવી યોગ્ય થઈ પડશે. એનું નામ મર્સર (Mercer) નામના રસાયણશાસ્ત્રી, જેણે એ શોધ કરી હતી તેના પરથી પડેલું છે. રૂના દોરાને કૉસ્ટિક સોડામાં નાંખવાથી એમાં રેશમ જેવો ચળકાટ આવતો હતો એ એણે જોયું. એ રીતે દોરાઓની મજબૂતી પણ વધે છે એ પણ એણે જોયું અને અત્યારે આપણે જોઈએ છીએ તેમ, એ શોધને પરિણામે મર્સરાઇઝ કરેલું ઘણું કાપડ મિલોમાં તૈયાર થાય છે.

બનાવટી રેશમ અથવા રેયોન પણ રૂ અથવા લાકડાના વ્હેરમાંથી જ તૈયાર કરવામાં આવે છે. એની બનાવટમાં નાઈટ્રોસેલ્યુલોઝ જેવો વિસ્ફોટક ( explosive ) પદાર્થ પ્રવેશે છે. લાકડાના વ્હેરને પ્રથમ કૉસ્ટિક સોડાના દ્રાવણમાં ઓગાળી પછી કાર્બનડાયસલ્ફાઇડ નામના પદાર્થ સાથે મેળવવામાં આવે છે અને તેનો ચાસણી જેવો પદાર્થ બને છે. આ પદાર્થને પછી ખૂબ બારીક કાણાંવાળી ચારણીમાંથી ખેંચવામાં આવે છે એટલે તેના ઝીણા રેશમ જેવા તાર નીકળે છે અને પછી તેમને સલ્ફ્યુરિક ઍસિડ વગેરે વડે ધોવામાં આવે છે એટલે ફરી એમાંથી 'સેલ્યુલોઝ' બને છે અને તેમાંથી રૂના જેવી પૂણી બનાવી રેશમના દોરા તૈયાર કરવામાં આવે છે.

આવી રીતે પ્રયોગશાળામાં થતા, ઘણીવાર નકામા લાગતા પ્રયોગોએ ઉદ્યોગોને આગળ ધકેલ્યા છે, અનેક નવા ઉદ્યોગોને જન્મ આપ્યો છે અને રસાયણવિજ્ઞાનની પ્રગતિ કરી છે. બીજું તો ઘણું રસાયણવિજ્ઞાને આપ્યું છે. વનસ્પતિ ઘીની બનાવટનું એક જ દૃષ્ટાંત બસ થશે. ગુનાશોધનમાં એણે અજબ પ્રગતિ કરી છે પ્રયોગશાળામાં અનેક પ્રયોગો હંમેશાં થયા કર્યા છે અને થયા કરશે. અને રસાયણવિજ્ઞાન જેવી આકર્ષક વિજ્ઞાનની બીજી શાખા નીવડી નથી. છેવટે તો, आकाशात्पतितंतोयं यथा गच्छति सागरम् તેમ વિજ્ઞાનની દરેક શાખા એકત્ર થાય છે અને જગત પર વિજ્ઞાનની મહત્તાની સ્તુતિ કરે છે.



# As We Rush –

As we rush, as we rush in the train,
The trees and the houses go wheeting back,
But the starry heavens above the plain,
Come flying on our tract.

All the beautiful stars of the sky,
The silver doves of the forest of Night,
Over the dull earth swarm and fly,
Companions of our flight.

We will rush ever on without fear;
Let the goal be far, the flight be fleet,
For we carry the Heavens with us, dear,
While the earth slips from our feet.

J. Thomson.



## ચલું હું વિના ડરે

સરું અગનગાડીમાં; ભવન, વૃક્ષ રસ્તા પરે
વિરુદ્ધ દિશમાં ખસે,
તથાપિ ડગ ના ચસે,
(અનન્ત નભ પોયણાં નભસરે તરે — વિસ્તરે —)
રૂપેરી ખગ યામિનીવન તણા તનુ તારલા;
રહે છ મુજ સાથમાં જિવનસંગી થૈ વીરલા.

ભલે ચરણથી ચસે પૃથિવી; આભ સાથે સરે
દૂરે જિવનલક્ષ્ય હો,
સુપાર્શ્વ જન કો ન હો,
તથાપિ ડગ હિમ્મતે મૂકી ચલું હું વિના ડરે.

( J. Thomsonના કાવ્ય ઉપરથી )

रंजनम्

☆

# સંગીતકાર ખાંસાહેબ અબ્દુલ કરીમખાં

## પ્રસિદ્ધાપ્રસિદ્ધ શિષ્યવર્ગ

વૈદ્ય ચૈતન્ય દેસાઇ

[ ગતાંકથી ચાલુ ]

### ૧૩

**પાછલા** લેખમાં તે તે પ્રસંગે ખાંસાહેબના ઘણાખરા શિષ્યોનો નામશઃ ઉલ્લેખ આવી ગયેલો જ છે. ઉપરાન્ત ચાર-છ મહિના સુધી શીખી, જતા રહેલા શિષ્યો ઘણાય છે. તેમ જ વિદ્યાલયોમાં ખાંસાહેબ પાસે થોડુંઘણું શિક્ષણ લીધેલા સેંકડો વિદ્યાર્થીઓ નીકળશે. ઉલ્લેખયોગ્ય શિષ્યવર્ગમાં શ્રી. સવાઈ ગંધર્વ, દશરથ મુળે, બેહરે, રોશનઆરા, સુરેશબાબૂ, માધવબુવા, કપિલેશ્વરી બંધુ, અને સરસ્વતિબાઈ મિરજકર આટલાં શિષ્યો મહત્ત્વનાં ગણાય. આમાંથી ખાંસાહેબના ગાયનની ઝીણવટ જેઓના ગાયનમાં છે તેવું ગાવાવાળા શિષ્યો શ્રી. દશરથ મુળે ( પૂના ) અને સરસ્વતિબાઈ મિરજકર ( મિરજ ) આ બે જ છે. ખાંસાહેબની સંપૂર્ણ સ્થૂલ ગાયકી શ્રી સવાઈ ગંધર્વ ગાઈ શકે છે, તેમ ખાંસાહેબનું ગાયન જેમની તેમ શ્રી. શંકરરાવ કપિલેશ્વરી ( મુંબઈ )ના પેટીવાદનમાં નીકળી શકે છે. ખાંસાહેબના સ્વરરાગજ્ઞાનનો મોટો વારસો શ્રી. બાલકૃષ્ણ બુવા કપિલેશ્વરી ( મુંબઈ )ને મળેલો છે.

બીજી પદ્ધતિ ગાતા કેટલાક પ્રસિદ્ધ ગાયકોમાંથી હાલ અલ્લાદિયાખાંની પટ્ટશિષ્યા કહેવાતી મુંબઈની ગાયિકા શ્રી કેસરબાઈએ શરૂઆતનું શિક્ષણ ખાંસાહેબ પાસે લીધેલું. તેમજ કોલ્હાપુરની એક ગાયિકા શ્રી. અઝમબાઇ પોતાના ભાઈ પાસેથી શીખેલી, જે ભાઈ ખાંસાહેબના શિષ્ય છે, ઉપરાંત, પ્રસિદ્ધ ઠુંમરીગાયક ખાં. પ્યારાસાહેબ સ. ૧૯૩૦-૩૧ માં ખાંસાહેબનું ગાયન સાંભળી ઘેલા થઈ ગયેલા અને તેમની પાસે શીખવા માટે મિરજ આવી રહી ગયેલા, પણ ત્યાંનાં હવાપાણી માફક ન આવવાથી બીમાર થઈ પાછા ચાલી ગયેલા. ગૃહસ્થ લોકોમાંથી જેઓએ ખાંસાહેબ પાસેથી સારું અને અગત્યપૂર્વક શિક્ષણ લીધું તેઓમાં શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય, સુનાલિની દેવી, દિલીપકુમાર રોય, લેડી ભદ્રાબાઈ માડગાંવકર ( જસ્ટીસ માડગાંવકરનાં પત્ની ), સૌ૦ વેલિણકર ( અમદાવાદના પ્રો. વેલિણકરનાં પત્ની ) શ્રી ગુલુબાઈ ડાલા, શ્રી. ગોળગાંવવાળા શેઠ (' ક્રોનિકલ'ના), શ્રી. કાપડિયા શેઠ ( 'મુંબઈ સમાચાર 'ના ), શેઠ મહમુદભાઈ, સર ડૉ. ભાંડારકરનાં કુટુંબીઓ, ડૉ. ચંદ્રશેખરની કન્યાઓ ( મદ્રાસ ) વગેરે વ્યક્તિઓ ખાસ ઉલ્લેખનીય છે.

### ૧૪

### એકાકી મૃત્યુ

ખાંસાહેબની હાર્દિક ઇચ્છા હતી કે પોતાને ગાતાં ગાતાં મરણ આવે, અને થયું પણ તેમજ. અસંખ્ય જલસા કરેલા, લાખો રૂપિયા કમાઈ ખરચી નાખેલા, ઘણા શિષ્યોને ભણાવેલા, શ્રેષ્ઠ ગાયક તરીકે ઉત્તમ કીર્તિ પણ મેળવેલી, એટલે જન્મથી જ વૈરાગ્યવૃત્તિના ખાંસાહેબ આખર આખર તો ' હવે ઘણું થયું " એમ સમજી જાણે કંટાળી ગયેલા; તેમાં જ સ. ૧૯૩૭ સાલમાં તેમની સાથે તેમના સ્વજનોએ વ્યવહાર અંગે કેટલીક ખટપટ

કરેલી, એટલે ધંધા ઉપર તેમને ચીડ ચડેલી અને હવે પોતાના પ્યારા મદ્રાસ ઈલાકામાં ઉત્સવ થોડા જલસાઓ કરી પોતાને દર માસ રૂા. ૫૦ જેટલી રકમ મળ્યા કરે એવી ગોઠવણ કરી મિરજમાં વિશ્રાન્ત (retired) જિંદગી ગાળવાનું તેમણે નક્કી કર્યું અને તે પ્રમાણે તેઓ તા. ૨૨–૧૦–૩૭ ના રોજ પોતાની સાથે ફક્ત સામાન્ય બે શિષ્યો લઈ મિરજથી મદ્રાસ જવા ઊપડ્યા. આ પ્રવાસમાં ખાંસાહેબને તાવ આવવા માંડ્યો. તેમને બીમારી ક્વચિત જ આવતી અને તેમને બહુ દવાદારૂ કરવાનું ગમતું નહિ, એટલે આ વખતે પણ તેમને વિશ્રાન્તિ કે સારવાર મળી નહિ અને તેમણે લીધી ય નહિ. ખાસ કરી મદ્રાસના પ્રવાસમાં, રિવાજ થઈ ગયેલો તે પ્રમાણે, હમેશની માફક ગાવાનો, મળવાનો અને અખંડ ચર્ચા કરવાનો પરિશ્રમ ચાલુ જ હતો. બે દિવસ ઊંઘ નહિ આવેલી, કબજિયાત પણ હતી. પોંડિચેરી આવવા માટે શ્રી. યોગી અરવિંદ ઘોષ તરફથી ખાંસાહેબને આમંત્રણ ઘણા વખત પહેલાંનું હતું, એટલે આ વખતે ત્યાં જવા માટે તેમને વિશેષ જ પ્રેરણા થઈ આવી. પોંડિચેરીમાં એમના એક જૂના સાથી શ્રી વ્યંકટરામ અય્યરે અને ગુજરાતના વતની શ્રી. અંબાલાલ પુરાણીએ એમને માટેની બધી વ્યવસ્થા કરી રાખી હતી, ઊતરવાની જગા પણ મુકરર કરી હતી, પણ અફસોસ! તેઓ પોંડિચેરીની મુલાકાત ન લઈ શક્યા અને પોંડિચેરી જતાં રસ્તામાં, મદ્રાસથી છત્રીસ માઈલ "સિંગર–પેરુમલ-કાૅઈલ" ઠીક કોકિલા સ્ટેશન ઉપર ગાડી થંભી એટલામાં, ખાંસાહેબને એકાએક ગભરામણ થવા લાગી અને તેઓ ત્યાં જ ઊતરી પડ્યા. આ વખતે તેઓ નીચા વળી જઈ હાંફતા હતા અને અચકાતા અચકાતા બોલતા હતા. સાથેના અશિક્ષિત અદક્ષ શિષ્યો એટલા ગભરાઈ ગયા કે તેઓને આ સંજોગોમાં શું કરવું તે સૂઝવું અશક્ય બન્યું! પરપ્રાંત, પરભાષા અને સંગીત વિના બીજા વિષયમાં પૂર્ણ અજ્ઞાન! તે ગરીબડા સૂના એકલ સ્ટેશન ઉપર ઝાંખા મંદ પ્રકાશે બળી રહેલા એક ફાનસ સિવાય બીજું કોઈ ત્યાં ન હતું! પ્લૅટફૉર્મ ઉપર નાખેલી પથારી ઉપર ખાંસાહેબ પડ્યા અને "બળતરા થાય છે. પવન નાખો" એમ બોલ્યા. રાતના બાર વાગવાનો સમય હતો. ખાંસાહેબ ફરી ઊઠ્યા. મોઢામાં આંગળીઓ નાખી ઊલટી કરી નાખવાનો પ્રયત્ન કર્યો, શૌચ જઈ આવ્યા. નબળાઈ આવે છે એમ તેમને લાગવાથી દરબારી રાગમાં કુરાનના કલમા પઢવાની શરૂઆત કરી! આંસુ ઢાળતા શિષ્યોને કહ્યું : "ક્યોં ગભરાતે હો? અલ્લાહ માલિક હૈ!" જરાક રહી ફરી બોલ્યા : "મને મદ્રાસ લઈ ચલો." પછી કહ્યું : "જરાક પ્લૅટફૉર્મ ઉપર ફરી આવું." પચીસ-ત્રીસ ડગલાં ચાલ્યા એટલામાં ક્યાંક પિંગલ પક્ષીનો અવાજ સંભળાયો એટલે ઝટ પાછા ફર્યા અને આવી પથારી ઉપર બેઠા અને પોતાના પગ ચાંપવાને કહ્યું. પછી પશ્ચિમ દિશા તરફ મોઢું કરી બેઠા અને ખરજ સ્વર લગાડવાનો-કે જે અભ્યાસ રોજ મળસ્કે કરતા–પ્રયત્ન કર્યો; અવાજ તો મંદ્ર મધ્યમથી મધ્ય મધ્યમ સુધી જ ચાલતો હતો. બોલવા લાગ્યા : "ખુદાવંદ! મેરા જો કુછ ગુનાહ હો ગયા હો, માફ કર!" અને એટલું કહી જમીન ઉપર તેમણે પોતાનું નાક ત્રણ વાર ઘસ્યું. તરત જ તેમણે આંખો મિંચી દીધી, તે કાયમની જ! આ વખતે સાડાબાર વાગ્યા હતા. શિષ્યો ઉપર જાણે આકાશ જ તૂટી પડ્યું! તેમના પંચપ્રાણ નીકળી ગયા! પાસે ખાસ પૈસા નહિ, ઓળખાણ પણ નહિ! શબને સ્ટેશનની બહાર લઈ જવા માટે સ્ટેશન માસ્તરે કઠોર મદ્રાસી ભાષામાં

કાયદેસર તમાશો કર્યો! સવારે શબ મોટરમાં મદ્રાસ લઈ ગયા. ડોક્ટરે સર્ટિફિકેટ આપવાની ના પાડી. તાર કર્યા પછી મિરજથી વકીલ શિષ્યમંડળી આવી. અને તેમની ખટપટથી સર્ટિફિકેટ મળ્યું. તા. ૨૭ ઓક્ટોબરની રાતે પ્રાણોત્ક્રમણ થયેલું; તા. ૨૮ રાતે બાર વાગે મદ્રાસથી શબ લઈ મોટર નીકળી તે તા. ૨૯ શુક્રવારના રોજ સાંજરે મિરજ પહોંચી ગઈ. તે જ દિવસે સાંજરે ૭ વાગે મિરજના પ્રસિદ્ધ દર્ગામાં ખાંસાહેબના એક પ્રિય વૃક્ષની નીચે તેમના પ્રેતનું દફન મોટા સમારંભથી કરવામાં આવ્યું. જે પવિત્ર તીર્થક્ષેત્રમાં, દર્ગામાં ખાંસાહેબ પોતાના શ્રદ્ધેય પીરની સામે દર વરસે ગાઈ સેવા કરતા, તે જ સ્થાનમાં જાણે કાયમનું અખંડ ગાવા બેસવા માટે દુનિયાના બધા વ્યાપોને છેલ્લી તિલાંજલી આપી તેમણે અનંત સંગીત–સમાધિ લગાડી! દર્ગામાં સાધુ સિવાય બીજાના શરીરને જગ્યા મળતી નથી, છતાં તે ખાંસાહેબના શરીરને આપવામાં આવી, આ ઉપરથી ત્યાંના મુસલમાન સમાજની ખાંસાહેબ ઉપર કેવા પ્રકારની ભક્તિ હતી, તે દેખાઈ આવે છે. ખાંસાહેબના મૃત્યુ પછી, અનેક ઠેકાણે જાહેર સભાઓ કરી લોકોએ તેમજ સંગીતની સંસ્થાઓએ અને લેખો છાપી ઘણાંખરાં વર્તમાનપત્રોએ તેમને માટેનો સાર્વજનિક આદર પ્રગટ કર્યો છે. વિશેષતઃ પૂનાના દૈનિક 'ज्ञानप्रकाश' અને મુંબઈના 'હિંદુસ્તાન–પ્રજામિત્ર' બન્નેએ ખાંસાહેબના મૃત્યુ ઉપર અગ્રલેખ લખ્યા હતા અને 'ટાઈમ્સે' મોટો લેખ છાપ્યો હતો, જે ઉલ્લેખનીય છે. ઉપરાંત, ખાંસાહેબનું સ્મારક તેમની પાછળ રહે તે માટે મુંબઈ તથા પૂનાની જાહેર સભાએ સભ્યોને ચૂંટી એક કમિટી નીમી દીધી છે, જેમાં ઇચલકરંજીના મહારાજા, સરદાર મુજુમદાર, હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય જેવા સંગીતના તજજ્ઞો અને મોભાદાર લોકો છે. સ્મારક બાબત મિરજમાં, દફનની જગ્યામાં સારી કબર અને એક ધર્મશાળા કાઢવાનો તેમજ મુંબઈમાં, રેડીઓ સ્ટેશનમાં ખાંસાહેબનું બસ્ટ ઊભું કરવાનો–આટલાં કામ અત્યાર સુધીમાં સ્મારક કમિટી તરફથી થયાં છે. મરાઠીમાં ('नवा काल' પત્રમાં) તથા ગુજરાતીમાં પ્રસિદ્ધ થતા ખાંસાહેબના ચરિત્ર વિષયક લેખ પણ કમિટીની સંમતિ અને સહકારથી જ લખાવા શક્ય બન્યું છે–ખાસ કરી ઇંગ્રેજી, મરાઠી, હિંદી અને ગુજરાતીમાં ખાંસાહેબનું વિસ્તૃત ચરિત્ર ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવાની પણ કમિટીની ઇચ્છા છે. અનુકૂળ સંજોગો મળે, તો તે સફલ પણ થાય.

ચાલુ ]

# નલકંઠાનું નિદર્શન

મુનિશ્રી સંતબાલજી

[ ગતાંકથી ચાલુ ]

### સંમેલનો પછીનાં કેટલાંક ઉપયોગી સ્મરણો

**મોટી** પરિષદો, એક ' માનકોલ 'માં અને બીજી ' કમીજલા 'માં મળી, તે વખતનાં દશ્યો અને સ્મરણો તથા ઠરાવોનો સાર જાહેર પત્રોમાં આવી ગયો છે અને રિપોર્ટ તથા ઠરાવો અન્યત્ર પ્રસિદ્ધ થઈ ગયા છે.

' નાતના કાયદા ' એટલે એમને મન ' વેદવાક્ય.' આથી સંમેલન પછી તુરત જ ગુનાઓનું પ્રમાણ ઘટવા માંડ્યું. પણ તે પહેલાંની જૂની * કન્યાઓના વાંધા પતાવવા તથા પહેલાંના ગુનાઓનો ફેંસલો કરવા માટે સભાસદોની એક કમિટી ફાંગડી મુકામે મળી હતી તે વખતે નાનામોટા લગભગ ૧૨૫ કેસ આવેલા હતા. બે દિવસમાં એ લોકોએ ૯૦ કેસનો ફેંસલો આપી દીધો. જે રહ્યા તે આપમેળે પતી જાય તેવા ને સાધારણ રહ્યા. બહુ મહત્ત્વના ને મુશ્કેલીભર્યા પાંચેક સકારણ રહી ગયા.

બે જ દિવસમાં આટલું કામ અને તે પણ રીતસર–વ્યવસ્થિત જોઈ કોઈને પણ આશ્ચર્ય થયા વગર ન રહે. પટેલિયાઓમાં આટલી બધી તર્કશક્તિ અને આવડતનું મને તો આ પ્રથમ જ દર્શન થયું. ફરિયાદી અને આરોપી બંનેની બધી વિગતો ઝીણવટથી સાંભળવી, ગુનેગારની ઊલટ તપાસ કરવી અને કેટલીકવાર ફરિયાદી પોતે જ ગુનેગાર હોય તે શોધી કાઢવું એમાં કેટલું અસાધારણ બુદ્ધિબળ જોઈએ, એનું મૂલ્ય ન્યાયાધીશ ભેજું જ મૂલવી શકે! પણ મને જે ગમ્યું તે તત્ત્વ તો એ લોકોની અલૌકિક શ્રદ્ધા!

જ્યારે ગુનાનું મૂળ શોધ્યું મળે નહિ, પુરાવાઓ મળે નહિ અથવા મળે તે ઉપરચોટિયા હોય ત્યારે છેવટે વાત આવે સતની. બન્ને ધણીના મુચરકા લેવાય અને ગુનેગાર ઠરે તેણે પંચ ઠરાવે તે શિક્ષા સહવાની.

સત્‌ની કસોટી એટલે (૧) સાધુ મહાત્માના પગ પર હાથ મેલવો; (૨) ગાયને ગળે હાથ મેલવો; (૩) પાપ પુણ્યની ચિઠ્ઠી કાઢવી; અને (૪) ઝાંપાના પીરની બેડી.

આવી વાતો આવીને ઊભી રહે, એટલે જે ગુનેગાર હોય તે તૈયાર થાય જ નહિ. તે તો એમ જ કહીને ઊભો રહે કે બીજું બધું કહો તે કરું, એ નહિ બને! એટલે અચૂક ગુનેગાર બની જ ગયો! આટલી સત પરની સચોટ પ્રીતિથી મારું આકર્ષણ એ કોમ પર વધી ગયું. બીજી અપાર ત્રુટિઓ વચ્ચે પણ આ એક દૈવી ગુણ સર્વોત્તમ છે. ઉજળિયાત ગણાતી કોમ કે આગળ પડતા ગણાતા શિક્ષિત વર્ગના અનુભવમાં ગીતા કે ધર્મના

* એટલે એક કન્યાને એમનાં માબાપ સાસરે ન મોકલતાં હોય કે તેના પતિએ, ન ગમવાથી બીજી કરી હોય અને પહેલીના છૂટાછેડા ( સકારણ છૂટાછેડા આ કોમમાં થઇ શકે છે તે) ન કર્યા હોય એવા વાંધાઓ.

સોગંદ માટે આટલું માન દિલમાં બહુ લાગે જ જણાશે! અને મારી જાત માટે પણ એટલા અપાર આદર વિષે શંકા છે, કારણ કે એ એકલા હૃદયનો જ વિષય છે.

આ પ્રદેશમાં ચાર-પાંચ શ્રધ્ધેય સ્થાનો છેઃ —

(૧) મોડાસાના મહાદેવ; (૨) દેવધોલેરાના મહાદેવ; (૩) મેટાલનાં મહાકાળી માતાજી; (૪) કુમારખાણનું ગુરુ મંદિર;+ અને (૫) ઝાંપાના પીર.

આવાં સ્થાનોમાં જંગી મેળાઓ ભરાય છે, અને એ વિષે ખૂબ ચમત્કારોની વાતો ફેલાયેલી છે. જો કે એ બધી વાતોનાં રૂપકો પાછળ લાક્ષણિક તથ્ય તો છે જ; પણ મુખ્યત્વે તો એમનું અપાર શ્રદ્ધાબળ જ ઉલ્લેખવા યોગ્ય છે.

કાંગડી પછીથી નાની મોટી અનેકવાર પંચોની મિટિંગ સિયાવાડા, ચરલ, રાણિયાપરા, માનકોલ, સાંકોડ, હડીપુરા ઇત્યાદિ સ્થળે મળી ગઈ લગાર પણ ગુનો થયો કે ફરિયાદ આવી જ છે અને તેનો ફડચો પણ થઈ જાય છે. અગાઉ આગેવાનો કામ કરતા પણ લાંચરૂશ્વતે સ્થાન જમાવેલું, એટલે એમનું વજન નહોતું. હવે તેઓએ એ પદ્ધતિ માંડી વાળી છે, એટલે પ્રજાહૃદયમાં એમનું સ્થાન ઠીક જામતું જાય છે પણ પીઢબળ અને વત્સલ ભાવી લોકસેવકોની દોરવણીની હજુ જરૂર તો છે જ.

## બેઠેલા સેવકોની પ્રવૃત્તિઓ

ભાઈ છગનભાઈને તો 'માનકોલ' અને 'હડીપરા' માટે શેઠ અંબાલાલ સારાભાઈએ રોક્યા છે પણ એમની નિસર્ગરુચિનું વલણ લોકસેવા તરફ જ હોઈ એ પોતાનું કામ બજાવવામાં પ્રજાહૃદયપ્રવેશનો આદર્શ સામે રાખ્યા કરે છે, અને નલકંઠા ખાતેની બધી પ્રવૃત્તિઓ તરફ એમને કેવો રસ છે અને ધગશ છે, એ વિષે અગાઉ કહેવાઈ ગયું છે.

ભાઈ જૂઠાભાઈ અમદાવાદ ખાતે જ રહે છે, છતાં એમણે ત્યાં રહ્યાં રહ્યાં પોતાની દૃષ્ટિ આ તરફ રાખી છે. એ, નલકંઠાની પ્રવૃત્તિઓનું હૃદય છે. એ જ રીતે ભાઈ છોટુભાઈ. સાથીઓ એમને નલકંઠાના સરદાર તરીકે ઓળખે છે. અને નલકંઠાની ભક્તિમાં સૌને ટપી જાય તેવા બીજા છે ભાઈ વિલાસભાઈ! એના ધબકતા શોણિતમાં લગની છે.

## કેન્દ્રો

ભાઈ ભાઈલાલભાઈએ કેળવણીનું ક્ષેત્ર સંભાળ્યું છે. 'દેગામડા' ખાતે 'સરદાર સેવાશ્રમ'નું મકાન ઊભું કરી એકસો બત્રીસ ગામનાં ચુનંદા બાળકોને વર્ષયોજના પ્રમાણે શિક્ષણ આપવા સારુ છાત્રાલય ચલાવવા પ્રયત્ન કરે છે. એમના બીજા ત્રણેક મિત્રો ખેંચાઈ આવ્યા છે તે ત્રણ ચોપીશીમાં જુદા જુદા કેંદ્રે બેસવા ઇચ્છે છે.

પ્રૌઢ શિક્ષણ સમિતિના અમદાવાદ જિલ્લાના મંત્રી ઝવેરી પન્નાલાલભાઈએ બોર્ડદ્વારા પદ્ધતિસર ન થઈ શકે. ત્યાં ત્યાં ખાનગી મંડળદ્વારા શાળાઓ અને પ્રૌઢ માટે રાત્રિશાળાઓ લગભગ પચીશેક સ્થળે ખોલી દીધી છે.

આર્થિક રાહત માટે શ્રી જૂઠાભાઇ દ્વારા એક સસ્તા અનાજની દુકાન * 'માનકોલ' ખાતે ખોલાઈ છે અને શેઠશ્રી અંબાલાલ સારાભાઈએ આર્થિક મદદ કરી સહકારી મંડળી ખોલી છે.

---

+ કુમારખાણના સદ્‌ગત મહંત પર આ કોમનો પૂર્ણ પૂજ્યભાવ હતો.

* આ દુકાનમાં રોકડેથી અગર વસ્તુવિનિમયથી વસ્તુ આપવાનું ધોરણ નિયત કર્યું છે.

મંત્રીજી, ડાહ્યાભાઈ કે જેમના રોમેરોમે 'લોકપાલ પટેલો'ની સેવાના કોડ ઝળકે છે, અને "હાલો નલકંઠામાં" એ જેમનું જપસૂત્ર છે તે તથા એક બીજા સેવક ત્રણે ચોવીશીનાં ગામડાંઓમાં ફરી નૈસર્ગિક ઔષધોપચાર, થયેલા બંધારણ પ્રમાણે વર્તાય છે કે કેમ તથા એ બંધારણના પરિણામના ગુણદોષોનું નિરીક્ષણ કરી નિયમિત સમાચાર લાવે છે; અને લોકપાલ પટેલોના આગેવાનોની જાગૃતિમાં નિરંતર સાથ આપે છે.

## સરકારનું લક્ષ્ય

આ પ્રદેશ પ્રત્યે સરકારનું હવે વધુ ને વધુ લક્ષ્ય ખેંચાયું છે. પણ આ લોકો સૌથી પહેલી તક તો ખેતી માટે પાણી તથા અન્ય સાધનોની યથાશક્ય સગવડ, મીઠા પાણીની સગવડ અને રસ્તાની સગવડ માગી રહ્યાં છે. ઋણુરાહત બિલનો ખરડો આવવાને કારણે વ્યાપારી વર્ગનાં દિલ ડોળાયાં છે, એટલે ધીરધાર ઓછી થઈ છે. પણ આ વર્ષે બંધારણને લીધે ખર્ચ બહુ ઓછું થતાં તથા આ વગેરે વ્યસનો જતાં લોકોની આર્થિક જરૂરિયાતો ઘણી જ ઓછી થઈ ગઈ છે, છતાંય બિલકુલ ધીરધાર બંધ થવાને કારણે કેટલાંકને મુશ્કેલી પડવાનો સંભવ છે જ, પણ ત્યાં બીજો ઉપાય નથી. સહકારી મંડળીઓ બધે સ્થળે ઊભી થઇ શકે તેવી સ્થિતિ નથી અને અજ્ઞાન મનુષ્ય આર્થિક ધોરણમાં પહોંચી વળે તેમ નથી.

બંધારણ પછી રૂા. ૧૦૦માં લગ્ન થઈ શકે તેવી સ્થિતિ હોવાથી આ વર્ષે લગભગ ૧૦૦૦ ઉપરાંત લગ્ન થયાં હશે. પ્રથમ ઓછામાં ઓછા લગ્ન દીઠ રૂપિયા અઢીસો ખર્ચ થતો! પણ જો ઓછાં લગ્નો કરી તે ધન બચાવ્યું હોત તો એમને બી, કપાસિયા, ગવાર, ગોળ અને ખાદ્ય અનાજની સગવડમાં ઉપયોગી થાત. પણ તેવી દૂરંદર્શિતા હજી એમને ગોઠતાં વાર લાગશે!

## એમનાં ઉજ્જવળ ભાવિની જરૂરિયાતો

(૧) કૃષિ વિજ્ઞાનના નિષ્ણાત અને કૃષિ જેમના જીવનનો અત્યંત પ્રિય વિષય હોય છતાં ગામડિયા બનેલા કે બનવા પ્રયત્નશીલ સ્નેહાળ સેવકો મળે તો ખેતીસુધારને લીધે આ લોકો પુષ્કળ રાહત પામે.

(૨) સાફસૂફી કરનારા એવા જ 'ખાતર'ના નિષ્ણાત અને સફાઇના પ્રેમી સેવકોના પ્રયત્નથી ચોકખું ગામ થાય અને રસમય ખાતર મળે તો દર્દ ઓછાં થાય ને પાકમાં બરકત થાય.

(૩) એવા વ્યાપારી સેવકોની પણ જરૂર છે કે, જેઓ એવી વ્યવસ્થા આરોબાર કરી લે, કે જેથી ખેડૂતને પોતાનો માલ અહીંથી ભરીને ભારે મુશ્કેલી સાથે પાસેનાં નાનાં શહેરોમાં લઈ જવો પડે છે ને ત્યાંના પીઠભાવે નિરૂપાયે વેચવો પડે છે તે કષ્ટ મટી જાય અને શહેરી ચેપથી બચે. તેમજ જો ચરખા અને પીંજણ–કાંતણનાં કેન્દ્રો ખોલાય તો અહીંના વણકરોના

---

એટલે તાત્કાલિક પ્રશ્નને ફાવતું નથી. કારણ એ છેઃ (૧) ઉધાર લેવાની પડેલી આદત; અને (૨) તંગ આર્થિક દશા. પણ એટલો તો લાભ થાય જ છે કે બીજા ગામના વ્યાપારીઓ એથી વધુ લાભ લઇ શકતા નથી અને લે તો ઉઘાડું પડી જાય છે. અને 'સોસાઇટી' તરફથી જેમને નાણાં મળ્યાં છે તેમને તો લાભ થયો જ છે. નહિ તો એ લોકોને દર વર્ષે વ્યાજ, વટાવ અને નફા બદલ રૂા. ૫૦૦ પાછળ રૂા. ૩૦૦ બીજા ગુમાવવા પડતા એવા આંકડા જડે છે.

આશીર્વાદ મળે અને ગામને મજૂરોનો લાભ મળવાથી મજૂરી પર નિર્વાહ ચલાવતાં હોય તેવાં કુટુંબોને પુષ્કળ મદદ મળે.

અહીંનું સંગઠન, એકરંગીલું વાતાવરણ તથા શહેરી વાયુનો પ્રાયઃ અભાવ આદિ સંયોગો, થોડા અપવાદ ન ગણીએ તો, રચનાત્મક કાર્ય માટે ઠીક ઠીક અનુકૂળ છે.

સર્વત્ર શાન્તિ વિસ્તરો.

મૈયામંદિર,
માનકોલ

## પૂર્તિ

## નિરક્ષર કવિ લોકપાલ પટેલ મોહનલાલ છેલાભાઈ

રચિત ગરબાઓ

(૧)

### જગન્માન્ય મહાત્માજીનો ગરબો

ભલે આવ્યા ગાંધીજી માતેમા,
ઓલા સરકારની પાટી[૧]માં પડયા —ગાંધીજી માતેમા
ખારાઘોડાનો અગર લુંટિયો,
ભલે ગેહું લુંટાવી લીધું. —ગાંધીજી માતેમા
લેન દોરી તોડીને લાવિયા,
શે'ર અમદાવાદ ભેળું કર્યું. —ગાંધીજી માતેમા
પોળુંમાં ઢગલા નાખિયા,
ભલે બજારમાં વેચવા માંડયું. —ગાંધીજી માતેમા
દેશ વિલાતથી ઈંગ્રેજ આવિયો,
ભલે ગાંધીને પકડી લીધા —ગાંધીજી માતેમા
મોટા શે'રે તે હડતાલ પાડિયું,
માલ વેચાતોર[૨] ના મળે. —ગાંધીજી માતેમા
બંધ કરો કપ્પડ[૩]ની દોકાનો,
બાળી મૂકો વિલાતી કપ્પડ —ગાંધીજી માતેમા
કાઢી નાખો કાળી તમે ટોપિયું,
ઓલી ખાદીની ટોપી કાઢી. —ગાંધીજી માતેમા
ગામો ગામે તે ભાષણ કરિયાં,
લોક સમજે નહિ લગારે. —ગાંધીજી માતેમા
પડી મૂકો સરકારની નોકરિયું,
કંઈ સોઢીને ચાલ્યા ગયા. —ગાંધીજી માતેમા
ગામો ગામે મખીપણાં[૪]જ મેલિયાં,
કોઇ સરકારની સાંચે ના પૂરે. —ગાંધીજી માતેમા

નોંધઃ—મહાત્માજીએ પોતે તો દાંડીકૂચ કરેલી પરંતુ ખારાઘોડામાં પણ આ તરફના કસેવકોની ટુકડીઓ ગયેલી, તેથી અહીં વર્ણન ખારાઘોડાનું છે.

૧. વિરુદ્ધ ૨. વેચાતા ૩. કાપડ ૪. મુખીપણાં

(૨)

## છપ્પનિયાની સાલનો ગરબો

અષાડે અલબેલડા નાવિયો, ખેડુ[૫]ને પડી ફાળ;
સપનિયા[૬] તારી સાલમાં, ટોલિયે[૭] વેચી છાશ. (૧)
શ્રાવણ ગયો વણ ‘સરવડે[૮] ઢોર ઢેઢું[૯]નાં ઘેર;
સપનિયા તારી સાલમાં, વાઠ્યો કાળો કેર. (૨)
ભાદરવો ભરમાંડ[૧૦]માં, સાંટો સપડયો ના એક;
સપનિયા તારી સાલમાં, કાઢી આશા છેક. (૩)
આસોના દાડા ઉજળા, સહુ સોકડી[૧૧]એ જાય;
સપનિયે મલાજો મેલાવિયો ગાળે સે સસરો ને વહુ. (૪)
કાર્તકે કોઇ વેચે, ઢાંઢા ને વળી ઢોર;
પરાણે પકવી વાડીઓ, પાકતાં પહોંચ્યા સોર. (૫)
માગસરે મત[૧૨] મુંઝવી, કાઢે નળની ચીડ;[૧૩]
સપનિયા તારી સાલમાં, પેટમાં વાપરી પીડ. (૬)
પોહ મહિને પરણેલી, જુવે પીયુની વાટ;
દાણા હોય તો વે’લો આવજે,નહિં તો દેહની થાશે ઘાત. (૭)
માહ મહિને મૂકયાં માવતર, સોકડિયો ગાળવા જાય;
સ સ[૧૪] દા’ડે પગાર સૂકવે, નગુડિયાં[૧૫] શું ખાય ? (૮)
સઘળો શિયાળો ઉતર્યો, આવી હોળિની ઝાળ;
અફુણ[૧૬] ભંધાણીનાં ખુટિયાં, પૈસાનું પૂરૂં નોં થાય. (૯)
ચૈતરે[૧૭] સહુને આલે[૧૮] ગરિબને વળી ડોલ;[૧૯]
સાંજ પડે સહુ ભેળાં થાય ધરૂંસડે[૨૦] વાગે ઢોલ. (૧૦)
વૈશાખે હાલે[૨૧] વાદળાં, મે[૨૨]ની મેલી આશ;
વેચ્યાં સે ખાટલાં ને ગોદડાં, વેચ્યાં[૨૩] પરુણા[૨૪]ને રાસ.[૨૫] (૧૧)
જેઠ મહીને ઘણું જાળવ્યાં, પોંચ્યાં[૨૬] નહિ કોઇ ઘેર;
સપનિયા તારી સાલમાં, વાઠ્યો કાળો કેર. (૧૨)
અષાડે આવી પહોંચિયાં, સહુ સહુને વળી ઘેર;
પાસલ્યા[૨૭] પનર[૨૮]માં વરસિયો; થઇ સે[૨૯] લીલાલ્હેર. (૧૩)

---

૫. ખેડૂત ૬. છપ્પનિયા ૭. તાંસળે ૮. સરવડિયું થયા વગર ૯. ઢોરો મરી જવાથી હરિજનો-તાણી જતા એ વ્યંગ્યાર્થ છે. ૧૦. બ્રહ્માંડ ૧૧. તળાવ ગાળવામાં ચોકડીઓ ખોદાય છે તે. ૧૨. મતિ ૧૩. નળ સરોવરમાં અપથ્ય એવું થતું એક ધાન ૧૪. છ છ ૧૫. મૂડી વિનાનાં ૧૬. અફીણ ૧૭. ચૈત્ર માસે ૧૮. આપે. ૧૯. ધર્માદાનું અનાજ ૨૦. ઢમઢમ ૨૧. ચાલે ૨૨. વરસાદ ૨૩. વેચ્યાં ૨૪. પરોણાં ૨૫. દોરડાં ૨૬. પહોંચ્યાં ૨૭. પાછલા ૨૮. પખવાડિયામાં ૨૯. છે



## પ્રાચીન હિંદ અને વિજ્ઞાન

એક હજાર વર્ષ પૂર્વે, હિંદુસ્તાન અને આસપાસના પ્રદેશોમાં સાહિત્ય અને વિજ્ઞાનનાં ક્ષેત્રોમાં ઉચ્ચ અભ્યાસની પ્રગતિ કેવી હતી, તે સંબંધી પ્રમાણભૂત સાધનો દ્વારા એકત્રિત કરેલી માહિતી આપતો એક પ્રાચીન ગ્રંથ હિંદના પુરાતત્ત્વ ખાતાએ પ્રગટ કર્યો છે.

આ ગ્રંથ સુપ્રસિદ્ધ વિદ્વાન અલ્-બિરુનીએ આરબી ભાષામાં લખેલો છે. ઝેકી વલીડી તોગાં નામના તુર્કીના વિદ્વાને આ ગ્રંથનું સંપાદન કર્યું છે, અને કેટલાંય વર્ષોની મહેનતનું આ પરિણામ છે. પ્રકાશકની શોધમાં સંપાદક મહાશય યુરોપમાં ખૂબ ફરી વળ્યા પણ તેમાં તેઓ નાસીપાસ થયા, પણ તેમના સુંદર કાર્યની કદર કરીને હિંદના પુરાતત્ત્વ ખાતાએ આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે. એનો અંગ્રેજી તરજુમો હજી પ્રસિદ્ધ થયો નથી.

અલ્-બિરુની અગિયારમી સદીમાં થઈ ગયા. તેઓ ગીઝનીના સુલતાન મહમદના દરબારમાં અનેક જ્યોતિર્ધરોમાંના એક હતા. એશિયા ખંડના જુદા જુદા પ્રદેશોની ભૂગોળનું જ્ઞાન મેળવવાના તેમને ઘણા પ્રસંગો મળેલા. તેઓ અનેક ભાષાઓ સારી રીતે જાણતા હતા. આથી તેઓ અનેક જાતિઓમાં ભળી શકતા અને તેમની રીતભાતો, માન્યતાઓ અને ધર્મ, ભાષા, સાહિત્ય, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન વગેરેનું સરસ અવલોકન જ્ઞાનપૂર્વક કરતા હતા. આ બધા અવલોકનનાં પરિણામો "અલ્-કવનુન્-અલ્-મશુદી" નામના તેમણે રચેલ ગ્રંથમાં ભેગા કરી પ્રસિદ્ધ કર્યા હતાં. પુરાતત્ત્વ ખાતાએ પ્રસિદ્ધ કરેલ પુસ્તક 'અલ્-મશુદી'ના સાર રૂપ છે અને હિંદની તે સમયની ભૂગોળ અને મળી આવતા ખનીજો અને બીજા વૈજ્ઞાનિક વિષયોનું તેમાં વર્ણન છે.

પુસ્તક ચાર પ્રકરણમાં વહેંચી નાખેલું છે:

પહેલા પ્રકરણમાં, પૃથ્વી સંબંધી સામાન્ય વર્ણન, અક્ષાંશ અને રેખાંશને ખાસ ધ્યાનમાં રાખી પ્રદેશોના ભૌગોલિક વિભાગોનું વર્ણન કરવામાં આવેલું છે. વિશેષ સમજૂતી માટે આ બધો અહેવાલ કોઠાના રૂપમાં પણ ગોઠવવામાં આવ્યો છે.

બીજા પ્રકરણમાં, પૃથ્વીની ઉત્પત્તિ, મનુષ્યવંશની શરૂઆત, વગેરે વિષયો આવે છે. બરફ-યુગ (glacial age)ને લગતા સિદ્ધાંતનું પણ આ પ્રકરણમાં પ્રતિપાદન કરેલું છે. અરબસ્તાનમાં યેમેનની ટેકરીઓમાંથી મળી આવેલા પુરાવાને આધારે બરફ-યુગ પ્રવર્તેલો એવો સિદ્ધાંત સૌ પ્રથમ અગિયારમી સદીમાં આ ગ્રંથકારે બહાર પાડેલો. ત્રીજા પ્રકરણમાં, સોનું, રૂપું, ત્રાંબુ ઇત્યાદિ કીમતી ધાતુઓ અને તેનાં ખનીજો કયા પ્રદેશોમાં આવેલાં છે અને

તેમાંથી ધાતુઓ કેવી રીતે મેળવવી એ સંબંધી વર્ણન આવે છે. છેલ્લા ચોથા પ્રકરણમાં, પહેલા વિભાગમાં : વનસ્પતિઓને લગતું વિવરણ છે. જાતજાતના છોડ, વેલ અને વૃક્ષો, તેમનાં ફળ-ફૂલ, ઔષધિમાં તેની ઉપયોગિતા, તેમનું પ્રાપ્તિસ્થાન વગેરેનું વર્ણન છે બીજા વિભાગમાં : જળચર અને બીજાં પ્રાણીઓનું સવિસ્તર વર્ણન કરેલું છે. એ પ્રાણીઓને ઓળખવા માટે તેમની વિશેષતાઓ, તેમનાં નિવાસસ્થાનો ઇત્યાદિ ઉપયોગી માહિતી આપેલી છે.

સર્વ વિદ્યાઓનું ઉત્પત્તિસ્થાન પશ્ચિમ છે એવું પુરવાર કરવા મથતા ઇતિહાસકારોને આ ગ્રંથ અવશ્ય વિચારવો પડશે.

('કરન્ટ સાયન્સ'ની એક નોંધને આધારે)

ડૉ. એન. એમ. શાહ



## શબ્દચર્ચા

### 'હિંસા' શબ્દની અંગ્રેજી જોડણી

નિન્દા, અભિનન્દન વગેરે શબ્દોમાં સંસ્કૃતભાષાના વ્યાકરણ અનુસાર ને શબ્દોના મૂલ [1]ધાતુઓને 'न्' લાગ્યો છે, તેમ હિંસા શબ્દના મૂલ [2]ધાતુને 'न्' લાગેલો છે. પણ નિન્દા, અભિનન્દન વગેરે શબ્દોમાં એ 'न्' જ [3]કાયમ રહે છે, જ્યારે 'હિંસા' શબ્દમાં સંસ્કૃતના ખાસ નિયમથી 'न्'નો [4]અનુસ્વાર જ થાય છે. માટે 'હિંસા' શબ્દની અંગ્રેજી જોડણીમાં અનુસ્વારના સ્થાને M મૂકવો યુક્ત નથી, પણ એ અનુસ્વાર 'न्'નો થયેલ હોવાથી N મૂકવો યોગ્ય છે. અર્થાત્ Himsā એમ નહિ, પણ Hinsā એમ લખવું ઉચિત છે—Mને બદલે N મૂકવો જોઈએ એમ મારી નમ્ર બુદ્ધિ પ્રમાણે હું સમજું છું.

જામ-ખંભાળિયા (કાઠિયાવાડ) } મુનિ ન્યાયવિજય

---

૧. 'निन्दा' 'णिदु' ધાતુનું રૂપ. 'અભિનન્દન' 'અભિ' પૂર્વક 'नदु' ધાતુનું રૂપ.

૨. 'हिंसा' 'हिसु' ધાતુનું રૂપ.

૩. 'म्नां धुड्वर्गेऽन्त्योऽपदान्ते' એ હેમચન્દ્રના 'સિદ્ધહેમ' વ્યાકરણના પ્રથમ અધ્યાય ત્રીજા પાદના ૩૯મા સૂત્રથી.

૪. ઉપરના સૂત્રની પછીના [शिड्हेऽनुस्वारः] સૂત્રથી.




**કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યઃ**—લેખક: શ્રી ધૂમકેતુ. પ્રાપ્તિસ્થાન–ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય દોઢ રૂપિયો.

સંવત ૧૧૪૫ના કાર્તિક સુદી પૂર્ણિમાને દિવસે ધંધુકામાં હેમચંદ્રાચાર્યનો જન્મ થયો. તેમના પિતા ચાચ ધંધુકામાં ધર્મજનોમાં અગ્રેસર એવા શેઠ હતા. ચાચની ધર્મપત્નીનું નામ પાહિનીદેવી. હેમચંદ્રાચાર્યનું બચપણનું નામ ચંગદેવ હતું. ચાચ વેપાર કરવા ગયા હતા. દેવચંદ્રસૂરિ નામના સમર્થ સાધુએ પાહિનીદેવીને તેના પુત્રરત્નની કિંમત સમજાવી. સંતાનવત્સલ માતાને ગુરુએ કહ્યું, 'એની મુદ્રામાં ગુજરાતના વિજયનો રણકો છે, એની જીહ્વામાં માળવાની સરસ્વતી છે, એના જીવનમાં આર્હતદર્શનની સૌરભ છે. તું એને, સરસ્વતી–પુત્રને, દ્રષ્ટાને, યોગીને, કવિને — એને તું શું કરશે, ભદ્રે !' અને માતાએ બાળકને ગુરુને સોંપી દીધો.

ચંગદેવને સાથે લઈને દેવચંદ્રસૂરિ સ્તંભતીર્થ તરફ ગયા. પાછળથી ચાચને બધી વાતની ખબર પડી. ચાચ પુત્રને પાછો લેવા ગયો. પણ ખંભાતના મંત્રી ઉદયને ચાચને સમજાવી પાછો વાળ્યો. ચંગદેવને દીક્ષા આપવામાં આવી. તેને સહુ સોમચંદ્ર કહેવા લાગ્યા. સોમચંદ્ર વ્યાકરણ, યોગ, કાવ્ય, ન્યાય, તત્ત્વજ્ઞાન, શબ્દશાસ્ત્ર, ઇતિહાસ, પુરાણ અને બીજા અનેક વિષયોમાં નિપુણ થયા. વિક્રમ સંવત ૧૧૬૬ની વૈશાખ શુદ ત્રીજને દિવસે દેવચંદ્રસૂરિએ પોતાની કંથા સોમચંદ્રને ઓઢાડી, પોતાનું આચાર્યપદ તેને સોંપ્યું. એકવીશ વર્ષની તરુણ વયે હેમચંદ્રસૂરિ આચાર્ય બન્યા.

હેમચંદ્રાચાર્યની વિદ્વત્તાથી સિદ્ધરાજ જયસિંહ તેમના તરફ આકર્ષાયો. સિદ્ધરાજની વિજ્ઞપ્તિથી હેમચંદ્રાચાર્યે વ્યાકરણ તૈયાર કરવાનું માથે લીધું. વ્યાકરણનો એ અદ્વિતીય ગ્રંથ—સિદ્ધ-હેમચંદ્ર શબ્દાનુશાસન — પૂરો થયો ત્યારે સિદ્ધરાજે પોતાના પટ્ટ હસ્તી પર એને પધરાવી એની ઘોષણા કરાવી. ત્રણસો લહિઆ બેસાડી તેની નકલો કરાવવામાં આવી. એ નકલો હિન્દના પ્રાન્તેપ્રાન્તમાં મોકલવામાં આવી. તે પછી હેમચંદ્રાચાર્યે નામમાળા, અનેકાર્થસંગ્રહ, અલંકાર ચૂડામણિ ને છન્દોનુશાસન — વગેરે ગ્રંથો રચ્યા; અને 'દ્વયાશ્રય' નામનું ચૌલુક્યોની કીર્તિગાથા જેવું કાવ્ય તૈયાર કર્યું.

સિદ્ધરાજ જયસિંહના મરણ પછી કુમારપાળ ઈ. સ. ૧૧૪૯માં ગાદી પર આવ્યો. ત્યારે હેમચંદ્રાચાર્યની ઉમ્મર લગભગ પચાસ ઉપરની હતી. હેમચંદ્રાચાર્યે રચેલા 'યોગશાસ્ત્ર'નો અભ્યાસ કરીને કુમારપાળે મન, વાણી અને કર્મથી આત્મશુદ્ધિ મેળવી. પશુબલિ તથા નિર્વંશ જનારનું ધન રાજભાગ તરીકે લેવાની પ્રથા જેવાં અનિષ્ટો એ સુકુમારવૃત્તિના

રાજવીએ અટકાવ્યાં. કુમારપાળ અને હેમચંદ્રાચાર્ય વચ્ચે સાત્ત્વિક સંબંધ હતો. હેમચંદ્રાચાર્ય મુત્સદ્દી ન હતા, પણ મુશ્કેલીના પ્રસંગે સૌ તેમની સલાહ માગે તેવું સ્થાન માત્ર ચારિત્રના બળથી તેમણે પ્રાપ્ત કર્યું હતું. કુમારપાળની વિનંતીથી તેમણે યોગશાસ્ત્ર, વીતરાગસ્તોત્ર, ત્રિષષ્ઠિશલાકા, મહાવીર ચરિત્ર વગેરે ગ્રંથો રચ્યા. આ વિદ્વાન કેટલા ઉદ્યોગશીલ હશે તેનો તેમના શ્લોકોની સંખ્યા પરથી કાંઈક ખ્યાલ આવે છે. શ્રી પુણ્યવિજયજી કહે છે તેમ, તેમના કરેલા શ્લોકોની સંખ્યા અઢીથી ત્રણ લાખની થાય છે. વીશમા વર્ષથી શરૂ કરીને ચોરાશીમા વર્ષ સુધીની ચોસઠ વર્ષની એકધારી સરસ્વતીની ઉપાસનામાં જીવનની પળેપળનો ઉપયોગ કરીને ગુજરાતના આ મહાન તપસ્વી, સંયમી સાધુ, સંસ્કારનેતા, મહાવિદ્વાન સં. ૧૨૨૯માં પરમધામમાં સિધાવ્યા.

ગુજરાતના આવા એક સમર્થ જ્યોતિર્ધરનું જીવન આ પુસ્તકમાં શ્રી ધૂમકેતુએ આલેખ્યું છે. વિસ્તૃત અભ્યાસ, સ્વતંત્ર દૃષ્ટિ અને જીવંત શૈલીને લીધે એ રસપ્રદ બન્યું છે. શ્રી હેમચંદ્રાચાર્યના જીવનને સ્પર્શતા અનેક પ્રશ્નો તેમાં લેખકે ચર્ચ્યા છે. અને અંતે, હેમચંદ્રાચાર્યના જીવન અને કવનના સમ્યક્ અભ્યાસ માટે સંશોધન મંડળ સ્થાપવાની સૂચના કરી છે. મુનિશ્રી પુણ્યવિજયજીએ આ ગ્રંથનો પ્રવેશક લખેલ છે. જિજ્ઞાસુઓને આ પુસ્તકનું વાચન એક મહાન સંસ્કારદ્રષ્ટાને સમજવામાં ઉપયોગી થશે.

પાનગોષ્ઠિ:—લેખક : શ્રી ધૂમકેતુ. પ્રાપ્તિસ્થાન : ઉપર મુજબ.

સને ૧૯૨૬માં 'તણખા'નું અવલોકન લખતી વખતે શ્રી. વિજયરાય વૈદ્યે લખ્યું હતું કે "શ્રી ધૂમકેતુ કરુણરસની આવી સુંદર જમાવટ ઠેરઠેર કરે તેમનામાં હાસ્યરસનું ચાંગળું સરખું યે કેમ નહીં? અમલદારી તોર કે સામાજિક અસમાનતા કે શહેરી જીવનની કલંકી બાજુ જોતાં વાર એમણે હંમેશાં જ શા વાસ્તે બુદ્ધ ભગવાનનું ચીવર કે જેરેમાયાહનો ઝભ્ભો ઓઢીને જાણે સાતે આસમાનને તૂટી પડવાનો પુકાર કરવો પડે? જરા સ્થિર દૃષ્ટિથી મર્મવેદન ખીલવતા હોય? " તે પછી પંદર વર્ષ ગયાં; છતાં નવલિકાઓ, નવલકથા, પ્રવાસવર્ણન વગેરે જે જે સાહિત્યપ્રકારો શ્રી ધૂમકેતુએ ખેડ્યા તેમાં શ્રી વિજયરાયે દર્શાવેલી પેલી હાસ્યરસની ઊણપ તો રહી જ હતી. પણ હાસ્યરસનું જ આ નિતાન્તસુંદર પુસ્તક લખીને શ્રી ધૂમકેતુએ આજે આટલાં વરસે તેનો પૂરો બદલો વાળી આપ્યો છે.

સ્વૈરવિહારની પેઠે આ રમતિયાળ માર્મિક કટાક્ષશૈલીમાં લખાએલા લેખો છે. એના વિષયોમાં પણ વૈવિધ્ય છે. જીવનની વિચિત્રતાઓ લેખકે રસપૂર્વક માર્મિક દૃષ્ટિથી જોઈ છે અને તેમને સહજસિદ્ધ એવી સચોટ શૈલીમાં નિરૂપી છે. 'અમારાં દુઃખો'માં શ્રીમંતોનાં જીવનની અસારતા, 'હિંદીકરણ'માંનો રાષ્ટ્રવ્યાપી મિથ્યાચાર, 'અહંતારામ'માં માણસનો દુર્દમ્ય અહંભાવ, 'ગોકુળના ધા'માં યુદ્ધવિષયક લોકકલ્પનાઓ, 'ચલચિત્ર'માં સંતપ્રેમી પ્રેક્ષકવર્ગ વગેરે અહીં લેખકના ઉપહાસના વિષયો બને છે. તેમાં ય 'ન પરણવાની તરફેણમાં' 'વિચાર ન કરવાની તરફેણમાં' 'હિંદીકરણ' વગેરે વેધક કટાક્ષ શૈલીના નમૂનારૂપ લેખો છે. હાસ્ય લેખકને અનિવાર્ય એવી, વસ્તુના હાર્દ સુધી એક જ સપાટે પહોંચી જવાની કલા શ્રી ધૂમકેતુએ હાથ કરી છે. દા. ત. પ્રગતિશીલ અને પ્રત્યાઘાતી સાહિત્યની ચર્ચામાં

પહેલા ઉત્સાહી લેખકોને તેઓ પુછે છેઃ "અરે પણ મારા દોસ્તો! પહેલાં નક્કી તો કરો કે તમે લખો છો તે સાહિત્ય છે ખરું!"

ગુજરાતના હાસ્યરસિક લેખકોના મંડળમાં શ્રી ધૂમકેતુનો આ નૂતન પ્રવેશ અભિનંદનને પાત્ર છે. પુસ્તકના આરંભમાં, શ્રી નવલરામ ત્રિવેદીનો લેખ 'ગુજરાતનું હાસ્ય' મૂકવામાં આવ્યો છે, જેમાં હાસ્યના વિકાસનું શ્રી ત્રિવેદીએ સરસ નિરૂપણ કર્યું છે.

**મળેલા જીવઃ**—કર્તા : શ્રી પન્નાલાલ પટેલ. પ્રકાશનસ્થાનઃ ફૂલછાબ કાર્યાલય, રાણપુર. મૂલ્ય પોણા બે રૂપિયા.

'વળામણાં,' 'સુખદુઃખનાં સાથી,' 'જીવો દાંડ' વગેરે કૃતિઓથી હવે તો ગુજરાતને સારી રીતે પરિચિત થયેલા વાર્તાકાર શ્રી પન્નાલાલ પટેલની આ નવી નવલકથા છે. 'ફૂલછાબ' સાપ્તાહિકના ૧૯૪૧ના ભેટ-પુસ્તક તરીકે તે પ્રગટ થઈ છે. શ્રી મેઘાણીએ તેનો સરસ પ્રવેશક લખ્યો છે.

ગુજરાતના ગામડાંની ભૂમિકા લઈને કર્તાએ કાનજી, ધૂળો, જીવી, ભગત વગેરે પાત્રોને એ ભૂમિકા પર રમતાં મૂકી દીધાં છે. કાનજી અને જીવી એ પરસ્પર આકર્ષાયેલાં પ્રેમીઓ પોતે જ સરજેલા સંજોગોની કઠોર અગ્નિપરીક્ષામાંથી પસાર થાય છે. તેમનાં સંવેદનો, મનનું ઉગ્ર મંથન, તેમનાં સંવાદો અને કાર્યો એ સર્વ ગ્રંથકર્તાએ સર્જેલી ભૂમિકા સાથે સાદ્યંત સુસંગત રહે છે. જીવીને પોતાની નજર આગળ રાખવા ધૂળા સાથે તેને પરણાવતો અને પછી જીવીનાં પારાવાર દુઃખો જોઈ બળી રહેતો અને અંતે એ ગાંડી જેવી નિરાધાર દુઃખદુખી સ્ત્રીને મેળામાંથી ઉઠાવી જતો કાનજી; તેના એક જ બોલથી તેની સાથે ચાલી નીકળતી અને પતિના મારથી તથા સાસુના ત્રાસથી મરેલી જેવી થઈ જતી, છતાં કાનજી માટેની મમતાને ન છૂપાવી શકતી જીવી, ગમાર ધૂળો, કપટી રેશમો, ભલા અને સમભાવી ભગત—વગેરે જે પાત્રો આ નવલમાં આપણને મળે છે તે સર્વને કર્તાએ સુરેખ જીવંત વ્યક્તિત્વ અર્પ્યું છે. ગામડાનું જીવન, ત્યાંના રીતરિવાજો, ઉત્સવો, મેળા, ભુવા, શરીરમાં દેવ આવવાની માન્યતા, તલાટી અને પટેલની કાર્યશક્તિ વગેરેથી નવલકથાનું તાદૃશ વાતાવરણ સર્જાયું છે. શ્રી પન્નાલાલની લાક્ષણિક તળપદી છતાં જોસદાર જીવંત શૈલી વાર્તાને સવિશેષ આકર્ષક બનાવે છે. કર્તાને માનવહૃદયનાં ગંભીર ઊંડાણોનો ખ્યાલ છે, અને તેથી અંતરની એ રહસ્યભરી દુનિયામાં ચાલી રહેતા આરોહઅવરોહ, આઘાત પ્રત્યાઘાત, લાગણીઓની નિરંતર થયા કરતી ભરતીઓટનો ચિતાર આપવામાં તે બરાબર સાવધ રહે છે. શ્રી પન્નાલાલની નવલકથાનું એ મોટું આકર્ષક તત્ત્વ છે.

નાથાલાલ દવે

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૩૨   આશ્વિન : ૧૯૯૭   અંક ૬

# દીપાવળી

પૂજાલાલ

[ પૃથ્વી ]

ભલે તવ પધારણાં ભુવન મધ્ય દીપાવળી !
અઘોર રજની દશે દિશ વધી વધી વેરતી
તમોમલિન અંધતા, જડ અચેતને પ્રેરતી
અબોધ અમ આત્મને : તહીં ભલી અહીં તું જળી
મહાતિમિરના વને દવની દીપ્ર દીવાસળી
સમી, સકલને ગમી, અગનરંગ કૈં રેલતી,
સ્મશાન-સૂનકાર મધ્ય શિવનેત્ર શી ખેલતી;
ખિલાવ વિજને અહીં તવ અસંખ્ય જ્વાળાકળી.

સ્ફુરંત નવ લાખ તારક નભે બની દીવડા
અગમ્ય ભુવનો તણાં તિમિર હાસ્ય માત્રે હરે,
અને રટત રાત્રિને ઉર ઉજાશ રેલી વડા
ગૃહો સુરસમાજનાં સતત ઉત્સવોએ ભરે.
ન એ અમ, અહીં જગે તુંહિ તગાવ તારાવલી;
પધાર, પુલકાવ કૈં અગુણ આશ દીપાવલી !

✩

યુરોપનાં પત્રોમાં અમારાં સંગીત વિષે લખવાનો વિચાર કરું છું. માત્ર મારા મનમાં કોઈ કોઈ વાર એવો સંશય જાગે છે કે સ્વરલિપિના માધ્યમદ્વારા એ પ્રચારનાં ઊલટાં જ પરિણામ તો નહિ આવે ને. "

" હું સમજ્યો ક્યાં તમારી ગૂંચ છે તે. કારણ સ્વરલિપિ કરવામાં અનેક જોખમ રહેલાં છે, તે હું પણ અનુભવથી સારી પેઠે જાણું છું પણ એ સિવાય બીજો ઉપાય જ્યારે છે જ નહિ ત્યારે સ્વરલિપિનું શરણું સ્વીકાર્યા સિવાય બીજું થાય પણ શું, કહો! — બિલકુલ કશું જ ન મળે એના કરતાં થોડું મળે એ સારું ને?"

" પણ એને પરિણામે જો બધા ઊંધું જ સમજે એમ હોય તો? અમારા રાગસંગીતનો એક મોટો મહિમા તેની સ્વતંત્રતા અને તાનવિસ્તારમાં રહેલો છે. સ્વરલિપિ કરી એટલે પછી તેની સ્વાભાવિક સ્વતંત્રતાને હાનિ નહિ પહોંચે? અને જો તેમ થાય તો પછી અમારા ઉચ્ચ સંગીત વિષે લોકોના મનમાં ખોટો ખ્યાલ બંધાઈ જાય કે નહિ?"

રોલાં માથું હલાવી બોલ્યા: " એ વાત કેવળ તમારા સંગીતને જ લાગુ પડે છે એમ નથી. યુરોપી સંગીતની અને ખાસ કરીને મેલડીની પર્યાલોચના કરશો તો તમને એ વસ્તુ વધારે સમજાશે. સ્વરલિપિની એક મોટી અગવડ સાચે જ એમાં રહેલી છે કે એને લીધે સુરના પંખીને પાંજરામાં પૂર્યા જેવી સજા થાય છે. યુરોપના શ્રેષ્ઠ સંગીતકારોની રચના પણ આજકાલ એથી જ અમારા કાનને આટલી જલદી પુરાણી લાગે છે. માણસનું મન નિત્ય નવું નવું માગે છે — તે વિના તેની મુક્તિ નથી તો. મને યાદ છે કે બીઠોવનનું સોનાટા મને પહેલાં કેટલું ગમતું હતું. પરંતુ આ વરસે બીઠોવનની શતવાર્ષિક શ્રાદ્ધને દિવસે માલમ પડ્યું કે તેમની અમર રચના પણ આપણને કેટલી ફિક્કી લાગે છે."

મેં નવાઈ પામીને કહ્યું: " શું કહો છો! તો શું એમ કહેવું કે સ્વરલિપિ કરવાનો કંઈ અર્થ નથી?"

" ના, એમ નથી — કારણકે સ્વરલિપિથી સંગીતપ્રેમીની સ્વાભાવિક સમજને વધારવાનું સહેલું બની જાય છે એ વાત ચોક્કસ. વાત જરા સ્પષ્ટ કરીને કહું છું, સાંભળો."

" આ વખતે યુરોપમાં સર્વત્ર બીઠોવનની શતવાર્ષિક સ્મૃતિ દિવસે જે વસ્તુ સૌથી વધુ નજરે ચડી તે એ હતી કે તેમના સંગીતની અપીલનું ક્ષેત્ર આશાતીત રીતે વિસ્તાર પામ્યું છે. એટલે કે બીઠોવનના સંગીતમાં સુકુમારમતિ માણસોને પહેલાં જેટલો ઊંડો આનંદ પડતો નથી, તેમ છતાં સામાન્ય માણસોને તેમાં આનંદ પડે છે એનો અર્થ એ થયો કે હમેશાં બીઠોવનનું સંગીત સાંભળી સાંભળીને સામાન્ય લોકોની રસજ્ઞતા વધી છે. — જો વસ્તુ સ્વરલિપિ નહોત તો બનતુ નહિ. દરેક સંગીતકાર અથવા લલિત કલાના સર્જકને આ વાત લાગુ પડે છે. શરૂઆતમાં તે સર્જન મૂઠીભર લોકોમાં મર્યાદિત રહે છે ખરું, પણ પછીથી ધીમે ધીમે તે ફેલાય છે."

"પણ બીટોવન જો સંગીતરસજ્ઞોને અત્યારમાં જ જૂના જેવા લાગવા માંડ્યા હોય તો તેથી શું તેમનું મહત્ત્વ બીજી રીતે જરા ઓછું આંકવા બરાબર નથી?"

"શું કામ? બીટોવને માણસોને આગળ લીધા છે, એ વાત ભૂલ્યે નહિ ચાલે. તેઓ ન જન્મ્યા હોત તો તેમનાં પછી જે જન્મ્યા તેમનો જન્મ સંભવિત થાત નહિ. વળી ધીમે ધીમે જગ્યે ચમત્કાર જણ કરતાં કરતાં તેમની પ્રતિભા અનેક લોકોમાં ફેલાતી જાય છે એ એક મોટો લાભ નથી શું?"

"પરંતુ લલિતકલાના મૂલ્યાંકનમાં એ જ શું સૌથી મોટી વાત છે, મોસિયે રોલાં! દરેક પ્રતિભા ગ્રહીતાની ગ્રહણશક્તિ પ્રમાણેજ પોતાને વ્યક્ત કરે છે, એ વાત જો માની લઈએ તો તે અરસિકની અથવા કુરસિકની કિંમત ખૂબ વધી જાય એવું ન બને! એટલે બીટોવન જો આજના સંગીતરસજ્ઞોનો અનાદર પામતા હોય તો માત્ર જનસાધારણનો આદર મળવાથી શું તેમનું તે નુકસાન ભરપાઈ થઈ જશે ખરું?"

"તમારી ફરિયાદ શી છે સ્પષ્ટ રીતે કહો!"

મેં કહ્યું: "સાહિત્યનું દૃષ્ટાંત આપીને કદાચ સમજાવી શકીશ. દાખલા તરીકે, એક ગેટે શેક્સપિયરનો આદર કરે એ હજારો છગન મગનના આદર કરતાં કીમતી ન કહેવાય? રસ-ગ્રહણમાં સર્જકની અપીલ કોને હોય છે! રસજ્ઞ ગ્રહીતાના ગભીર આનંદ અને લાગણીને નથી હોતી? ટૂંકમાં, કોઈ મહાન કલાકાર જો રસજ્ઞના મનમાં જોઈએ એવો પડઘો જગાડી ન શકે તો સાધારણ લોકોમાં તેનો પ્રભાવ વધારે વ્યાપક થયો હોય એટલા ઉપરથી કેરી સાચી સાંત્વના મળી શકે?"

રોલાં થોડી વાર મૂંગા રહી બોલ્યા: "હવે સમજ્યો. અને આ વરસે બીટોવનની શતવાર્ષિકીના ઉત્સવ વખતે એ વાત મારા મનમાં પણ નહોતી આવી એમ નહિ. પણ વાત એમ છે કે સંગીત અને સાહિત્યમાં આ બાબતમાં જરા ફેર છે એમ મને લાગે છે. એટલે બરાબર તુલના કરવી મુશ્કેલ છે."

"ફેર એટલે આપ શું કહેવા માગો છો?"

"સંગીત તેની શુદ્ધ અપીલ લઈને એકદમ સીધું જઈને આપણા મર્મમાં પ્રવેશ કરે છે. સાહિત્ય બુદ્ધિ અને વિચારમાંથી ગળાતો ગળાતો પોતાનો સંદેશો આપણા ગ્રહીતાના મન સુધી પહોંચાડે છે. આથી સાહિત્યની અપીલ સંગીતની પેઠે વ્યાપક હોઈ શકે નહિ એ ખરું, પણ ઊલટ પક્ષે એ વધારે સ્થાયી હોય છે એ પણ ભૂલવું ન જોઈએ."

"આપની વાત વિચારવા યોગ્ય છે. કેવળ અમારાં સંગીતને એ વાત પૂરેપૂરી લાગુ પડે કે નહિ એ વિષે શંકા છે. મેં ઘણીવાર જોયું છે મોસિયે રોલાં, અમારા સંગીતરસિક એક પુરાતન રાગ હજારો વાર સાંભળે તો પણ તેમાંથી તેમને નવો નવો આનંદ મળ્યા કરે છે. અમારા દેશમાં આ બાબતમાં સૂક્ષ્મ વિકાસ એટલો ઊંચી કક્ષાએ પહોંચેલો છે કે ઉસ્તાદી સંગીતમાં કોઈ કોઈ ગાયક કે ગાયિકા ઘણીવાર માત્ર અમુક

થોડા જ રાગોનો અભ્યાસ કરે છે. કાશીની સરસ્વતીબાઈ માત્ર ભૈરવી જ ગાતાં, બીજા એક જીવનપર્યન્ત માત્ર માલકોષ જ ગાતા હતા, બીજા એક કેવળ જયજયવન્તી. લોકો કહે છે કે અમુક ઉસ્તાદ કાનાડાનું ઘર છે, અમુક તોડીનું ઘર છે, અમુક ખમાજનું ઘર છે, વગેરે. પરંતુ સંગીતના સમજદારો હજી એથી કંટાળ્યા નથી અથવા આવા વિશેષજ્ઞોનો આદર કરતાં સંકોચ પામતા નથી. આ મારી સાંભળેલી વાત નથી, જાતઅનુભવની વાત છે. અમારા બંગાળ દેશના સર્વોત્તમ ગાયન કલાવિદ રાયબહાદુર સુરેન્દ્રનાથ મજુમદારનો એક ભૈરવી ટપ્પો મેં એેકલામાં ઓછી એકસો વાર સાંભળ્યો છે, પરંતુ આજ સુધી કદી મારા કાનને જૂનો લાગ્યો નથી. એટલે મેં આ વખતે યુરોપમાં મારી અનેક સભાઓમાં કહ્યું છે કે અમારા રાગોની આ નિત્યનૂતન વૈચિત્ર્ય ધારણ કરવાની શક્તિને લીધે જ તે હજી પણ જૂના થયા નથી. આપ એ વાત નથી માનતા?"

"કેમ ન માનું? પરંતુ તેનું કારણ મને લાગે છે કે હમણાં મેં કહ્યું તે છે — એટલે કે તમારાં રાગરાગિણીને સ્વરલિપિના પિંજરમાં પૂરીને તેની પાંખોને નબળી બનાવી દેવામાં આવી નથી. અમારા લોકસંગીતનો વિચાર કરીએ તો આ વસ્તુ હજુ વધારે સ્પષ્ટ થાય. તમે જાણતા કેમ નથી — આજકાલ નવું લોકસંગીત યુરોપમાં તદ્દન નાશ પામી ગયું છે. શા માટે? કારણ સ્વરલિપિના સંગ્રહસ્થાનમાં એ લોકસંગીત કેવળ કુતૂહલની વસ્તુ બની ગઈ. સ્વરલિપિનો અર્થ જ એ થયો કે લઘુગતિ સુરને જકડાબંધ લખાણ પ્રમાણે ગવડાવવા. હવે, જે ક્ષણે તમે સંગીતને આ વાત લાગુ પાડો તે જ ક્ષણે તેના સલીલ ગતિછંદના પગમાં બેડી પહેરાવાઈ ગઈ. એટલા માટે જ સ્વરલિપિની જંજીરોમાં લોકસંગીત જોતજોતામાં જૂનું થઈ જાય છે. Elle perd toute sa fraicheur."

હું ખુશ થઈને બોલ્યો: "રવીન્દ્રનાથની સાથે અમારા સંગીતની કઈ ધારા વાંછનીય છે એ વિષે ચર્ચા થતાં મેં એ જ વસ્તુ અનેક વાર કહી છે — પરંતુ સ્વરલિપિના જોખમની આ બાજુનો મેં કદી આ રીતે વિચાર કર્યો નહોતો. આમ છતાં ગીતને અટલ અચલ રીતે ગાવામાં આવે તો તે થોડી જ વારમાં નાવીન્યહીન બની જાય છે — પણ તેને લીલાપૂર્વક ગાવામાં આવે તો તે લાંબો સમય સુધી જીવન્ત રહે છે એ વિષે જ રવીન્દ્રનાથ સાથે મારે મતભેદ છે, જેને વિષે મેં સહેજ પહેલાં જ આપને કહ્યું હતું — એટલે એકાએક આપનો મત સાંભળી મને ખૂબ આનંદ થયો. હું માત્ર એટલું જાણવા માગું છું કે તો શું એમ કહેવું કે સ્વરલિપિ કરવી એ એકંદરે ઇચ્છવાજોગ નથી?"

"એમ ન કહી શકાય. કંઈ નહિ તો યે અમારી હાર્મનિની વિચિત્ર અને વિરાટ ઇમારત એ સ્વરલિપિના પાયા ઉપર જ ઊભેલી છે એ વસ્તુ પણ સાથે સાથે સ્વીકારવી જ જોઈએ. ઉપરાંત,—થોડીવાર પહેલાં હું કહેતો હતો ને—કોઈપણ સુરની સ્વરલિપિ કરતાં વેંત સર્જકનું મન છૂટું થઈ જાય છે અને ફરી નવા સર્જન માટે ચંચલ બની જાય છે."

"બરાબર સમજાતું નથી."

"એ સુરની જે ક્ષણે સ્વરલિપિ કરી નાખી તે જ ક્ષણે તેનું પ્રાગટ્ય તો પૂરું થઈ ગયું ને? હવે સર્જકને મન તેના અનુભવનું અથવા પ્રેરણાનું પૂર્ણ પ્રાગટ્ય એ બહુ મોટી વસ્તુ હોય છે—કારણ માત્ર એ દ્વારા જ તેનું મન મુક્તિ અનુભવે છે, અને તે નવા સર્જન માટે અધીરું બની જાય છે. એક પ્રેરણાને જ્યાં સુધી મૂર્ત ન કરવામાં આવે ત્યાં સુધી તે સર્જકને છોડતી નથી. પરંતુ જે ક્ષણે તે આપણા મગ્ન ચૈતન્ય (sub-conscious)માંથી આવીને જાગ્રત ચૈતન્ય (conscious)માં પ્રવેશે છે તે ક્ષણે સર્જકનું મન પૂરેપૂરી સ્વસ્તિ પામે છે. અને છતાં સાથેસાથ સર્જક પોતાના સર્જન પ્રત્યે લાગણી ગુમાવી બેસે છે, પરિણામે નવા સર્જન માટે અધીરા થવા વિના તેનાથી રહેવાય જ નહિ. આથી સંગીતમાં સ્વરલિપિને ગીતની મુક્તિદાતા કહીએ તો યે ચાલે. કંઈ નહિ તો યે યુરોપમાં હાર્મનિની અસાધારણ પ્રગતિ માટે સ્વરલિપિનું ઋણ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી. આથી સ્વરલિપિ સરજેલા સુરને જલદીથી જૂના કરી નાખે છે છતાં આપણે એમ કહી શકીએ કે આ સ્વરલિપિને માર્ગે જ સર્જકનું મન સર્જન કરતાં શીખ્યું —અપ્રગટને પ્રગટ કરતાં શીખ્યું. સ્વરલિપિના પ્રચારની સાથે સાથે જ યુરોપની હાર્મનિના સંગીતનો વિકાસ કેટલો બધો થયો છે તે ઉપરથી શું આ વાત સાબીત થતી નથી?"

"તે ઉપરાંત સારી વસ્તુનો હમેશાં પરિચય કરાવવો એ લોકોની રુચિને ઉન્નત કરવાનો ઉત્તમ માર્ગ છે એ તો કબૂલ કરવું જ જોઈએ. સ્વરલિપિની મદદથી જ રૂપકાર પોતાની ધ્યાનસ્રુતિને લોકોની નજર આગળ દૂબહૂ પ્રગટ કરે છે. એ એક મોટો લાભ છે. પણ દુઃખની વાત એ છે કે કંઈક મેળવવાની સાથેસાથ કંઈ ગુમાવવું પણ પડે જ છે. એમ જો ન હોત તો સારું થાત, પણ જીવનમાં પ્રત્યેક આવકારની પીઠ પર વિદાય લખી જ હોય છે, એનો શો ઉપાય!—તો પણ તમારી સુરવિહાર (*improvisation*) ની સ્વાભાવિક શક્તિ ખોવી પડે એમ હોય તો તેને હું ભારે દુઃખની વાત લેખું." જરા થંભીને વિચાર કરતાં કરતાં બોલ્યાઃ "આમ છતાં, સ્વરલિપિના ખૂબ પ્રચારની સાથે સાથે આ જોખમના સંભવ તરફ આંખ આડા કાન કરવા એ પણ મુશ્કેલ છે. છતાં કદાચ પ્રયત્ન કરીએ તો એ જોખમને ટાળવું અસંભવિત ન પણ રહે."

"આપનાં આ વચનો મને ખૂબ ગમ્યાં. શ્રીઅરવિંદ, રસેલ અને રવીન્દ્રનાથની પેઠે આપ પણ અમારા વિચારને નવા નવા માર્ગો શોધી આપો છો. પણ એ ગમે તેમ હોય, એકંદરે આપ અમારા સંગીતની સુરવિહારની (improvisation) શક્તિ કાયમ રાખવાના પક્ષપાતી છો એથી મને ખૂબ આનંદ થયો છે. કારણ મને વારંવાર અનુભવ થયો છે કે અમારા રાગ સંગીતનો પ્રાણ ઉસ્તાદની કવાયતના બોજાથી ગૂંગળાઈ જવા છતાં તે મર્યું નથી — તેનું કારણ એ છે કે રાગ સંગીતના વિકાસમાં કોઈ એક મહાન સત્ય રહેલું છે જ. આ વખતે યુરોપમાં જુદી જુદી જાતના સંગીતરસિકોની મિજલસમાં ગીતો ગાયા પછી મારી એ માન્યતા વધારે દઢ થઈ છે કે રાગ સંગીત પાસે આપવા જેવું હજી પણ કંઈક છે."

"આ બાબતમાં હું તમારી સાથે પૂરેપૂરો એકમત છું, દિલીપ. એટલે જ હું મારા પૂરા દિલથી એવું ઇચ્છું છું કે તમે તમારા સંગીતના વિકાસમાં હિન્દી સંગીતની તાન

વિસ્તાર (improvisation)ની શક્તિને ન ખોઈ બેસો." એમ બોલીને થોડીવાર થોભીને બોલ્યા: "પણ એ વાત પણ ભૂલશો નહિ કે નવું આવવાની સાથે સાથે એ વસ્તુ મુશ્કેલ થઈ જવાની જ છે."

"શા માટે?"

"કહું છું સાંભળો. પેલે દહાડે સ્પેન દેશના એક સંગીતકાર સાથે સંગીતમાં તેઓની આ સુરવિહારની શક્તિ વિષે જ વાત થતી હતી. તમે કદાચ જાણતા હશો કે તેઓના દેશમાં પણ સુંદર રીતે લીલાપૂર્વક ગીત ગાવાની રીત આજે પણ જીવતી છે. પણ સ્વરલિપિ, જડબદ્ધ શિક્ષણપદ્ધતિ, અને સ્કૂલ કૉલેજ વગેરેની સ્થાપના સાથે સાથે તેમના સુરની નિત્યનવી ઉદ્‌ભાવની શક્તિ ઓછી થતી જાય છે. આથી તેઓ ભારે ચિંતામાં પડી ગયા હતા અને મૂંઝાઈ ગયા હતા. આમ છતાં સ્વરલિપિ, સ્કૂલ કૉલેજ વગેરેને વર્તમાનયુગનો યુગધર્મ કહીએ તો યે અતિશયોક્તિ ન કહેવાય—એ પ્રવાહને અટકાવવો અશક્ય છે. એટલે તેઓ મને પૂછતા હતા કે કરવું શું? મને લાગે છે કે આ બાબતમાં તેમની સાથે તમારો પ્રશ્ન મળતો આવે છે.

"તે ઉપરાંત તમારા સંગીતનું વૈશિષ્ટ્ય કાયમ રાખવાનું તમારું કર્તવ્ય વળી એ કારણે પણ છે કે વૈસાદૃશ્ય (unlike)ના આઘાતથી જાતિની અને મનુષ્યની પ્રતિભા વધારે ઉજ્જવલ બને છે. એટલે તમારા સંગીતના સ્પર્શથી અમને લાભ થવાનો ખૂબ જ સંભવ છે. હમણાં યુરોપની હાર્મનિનો વિકાસ એટલો જટિલ થઈ ગયો છે કે આધુનિક યુરોપના સંગીતકારો હવે આગળ વધી શકતા નથી. એટલું જ નહિ પણ રચનાવિતારકોની પ્રતિભા પણ ઠોકર ખાઈ ખાઈને એક ગતિહીન અવસ્થામાં જ પડવા માંડી છે એમ મને લાગે છે. અને છતાં અમારી સંગીત-પ્રતિભાએ અને ઉદ્‌ભાવની શક્તિના પ્રવાહે કોઈને કોઈ નવો માર્ગ શોધવો જ પડશે. અમો ફાંફાં મારીએ છીએ પણ રસ્તો જડતો નથી. તમારા સંગીતમાંથી આ બાબતમાં અમને કંઈ નવો આઈડિયા મળી જાય એ મને બિલકુલ અસંભવિત લાગતું નથી. એટલે તમે જો તમારા સંગીતની મૂલ ધારા ખોઈ બેસો તો નુકસાન અમને પણ થવાનું છે."*



* વિયેનામાં એક ઑપેરા લેખિકાએ પણ આ વખતે મને આ વાત કહી હતી. આપણા સંગીતમાંથી આ નવીન પ્રકારો મળવાનો સંભવ છે એમ તેમને પણ લાગે છે. બીજાં પણ ઘણાં માણસો એ આશા સેવી રહ્યાં છે એમ મેં જોયું છે.

# "ધર્મયુદ્ધ કે હિંસા?"

પ્રોફે. જશવંતરાય જ૦ અંજારિયા

'પ્રસ્થાન'ના અષાઢ-શ્રાવણના અંકમાં શ્રી. અંબાલાલ પુરાણીનો ઉપરના શીર્ષકવાળો લેખ અને તેના પર શ્રી. કિશોરલાલ મશરૂવાળાની નોંધ વાંચી ઘણા વાચકોને પ્રશ્ન થયો હશે કે ત્યારે આપણે રાજકારણમાં હિંસા–અહિંસાની મર્યાદા ક્યાં દોરવી? શ્રી કિશોરલાલભાઈએ આ વિષયની ચર્ચા લંબાવવાની અનિચ્છા બતાવી છે એટલે એ વિષે કંઈ લખતાં મન અચકાય છે. છતાં, હિંસા–અહિંસાનો પ્રશ્ન આપણા વિચારક વર્ગ સમક્ષ આજે છે જ, અને ગાંધીજીએ અહિંસાનો સિદ્ધાંત રાજકીય, આર્થિક તેમજ સામાજિક દરેક ક્ષેત્રમાં ઉતારવાનો આગ્રહ રાખ્યો છે. તેથી એ વિષે વિશેષ ચર્ચા થાય અને તેમાંથી કંઈક પ્રકાશ મળે તો એવી ચર્ચા અસ્થાને ન ગણાવી જોઈએ. શ્રી. અંબાલાલ પુરાણીએ રજૂ કરેલી મુશ્કેલી આ છે: "સર્વ ધર્મોએ અને ધર્મપ્રવર્તકોએ અહિંસાના સિદ્ધાંત પર ભાર મૂક્યો છે, જો કે વ્યવહારમાં તેની મર્યાદા જુદી જુદી આંકી છે." એમના લેખનું પૃથક્કરણ કરીશું તો જણાશે કે ચર્ચાના મુખ્ય મુદ્દાઓ બે છે: (૧) અહિંસા સાર્વત્રિક, સનાતન સિદ્ધાંત છે કે કેમ? કે જીવનમાં હિંસાને પણ સ્થાન છે? (૨) વર્તમાન યુરોપીય યુદ્ધ ધર્મયુદ્ધ છે કે કેમ? આ મુદ્દાઓ એક એકથી ભિન્ન 'રાખીશું' તો જ એ વિષયનું સ્પષ્ટીકરણ થઈ શકશે. શ્રી. અંબાલાલ પુરાણીનું વક્તવ્ય કંઈ આવા પ્રકારનું છે: "જીવનમાં હિંસાને પણ સ્થાન છે. નૈતિક દૃષ્ટિએ હિંસા હંમેશ વર્જ્ય ન હોઈ શકે. આ યુદ્ધમાં આદર્શોની અથડામણ છે, એટલે આપણને બેમાંથી જે એક આદર્શ સ્વીકાર્ય હોય તેની રક્ષા માટે સામા પક્ષને મારવામાં હિંસા હોય તો પણ તે ક્ષમ્ય[1] છે." એમના શબ્દોમાં, "મારું કહેવાનું એ છે કે તમે આદર્શને ખાતર યુદ્ધમાં જશો, યા તો રમખાણો જેવા સમયમાં તમારું જીવન જોખમમાં નાખીને વીરતા બતાવશો[2] તેમાં તમને પાપ લાગવાનું નથી, એ વિષે નિશ્ચિંત રહેજો." આ ઉપરથી એમ લાગે છે કે હિંસા–અહિંસાનો તાત્ત્વિક પ્રશ્ન તેઓ આ યુદ્ધ પરત્વે આપણી ફરજ શી છે તે નક્કી કરવાના, પ્રમાણમાં ગૌણ આશયથી જ ચર્ચે છે. અને તેથી જ શ્રી. કિશોરલાલભાઈને તેમની દલીલમાં વજૂદ લાગી નથી. વર્તમાન યુદ્ધનાં પ્રેરકબળોનું પૃથક્કરણ શ્રી. પુરાણીએ આપ્યું છે તે મને પણ નક્કરપણે કે સંતોષકારક લાગતું નથી. આ યુદ્ધની પાછળ આદર્શોનું સંઘર્ષણ છે એ તો એક કહેવાની–પ્રચારની–રીત છે. ખરું સંઘર્ષણ તો છે સ્વાર્થનું, શ્રી. મશરૂવાળા કહે છે તેમ, મુત્સદ્દીઓના સ્વાર્થનું અથવા પ્રજાઓના ખરા કે માનેલા સ્વાર્થનું. દુનિયામાં કોઈ પણ ક્ષેત્રમાં ભાગ્યે જ એવા ઝઘડા હશે કે જેને "આદર્શોનાં સંઘર્ષણ" તરીકે રજૂ ન કરી શકાય. પણ ઉપર કહ્યું તેમ, આ

---

૧ આવે પ્રસંગે હિંસા એ ધર્મ છે એમ તો તેઓ નથી કહેતા. બહુ તો એ આપદ્ધર્મ છે એટલે ક્ષમ્ય છે એમ જ તેમનું કહેવું છે.

૨ હિંસાત્મક પ્રવૃત્તિનો આ ચાલો દાખલો નથી. અહિંસાત્મક રીતે "જીવન જોખમમાં નાખીને વીરતા" બતાવી શકાય.

મુદ્દો ગૌણ છે, અને તે હિંસા-અહિંસાની તાત્ત્વિક ચર્ચાથી ભિન્ન રાખવાની આવશ્યકતા છે. શ્રી. અંબાલાલ પુરાણી તેમનું દૃષ્ટિબિન્દુ સમજાવતાં કહે છે: "આપણા દેશની સ્વતંત્રતા હાંસલ કરવા માટે અત્યારની પરિસ્થિતિમાં અહિંસાત્મક ઉપાયો વધારે ઉપયુક્ત છે એમ માનવામાં અને ઉપરના વિચારોમાં વિરોધ નથી, એ જો સ્વીકારીએ તો—અને તો જ—સાથે સાથે એમ પણ સ્વીકારવું જોઈએ કે "પ્રજાઓ-પ્રજાઓ વચ્ચેના કે બે વિરોધી આદર્શોના અનુયાયીઓના ઝઘડામાં તેનો (અહિંસાનો) પ્રયોગ કરવાને આજની સ્થિતિ અનુકૂળ નથી." એ એમની દલીલથી અહિંસાના સિદ્ધાંતને બાધ આવતો નથી, તેમ હિંસા-અહિંસાની મર્યાદા પણ સ્પષ્ટ થતી નથી. શ્રી. પુરાણીના આ લેખમાં જે વિચારો રજૂ કરાયા છે તેમાં આમ કંઈક અસ્પષ્ટતા લાગે છે. "અહિંસાનું આચરણ જેટલા પ્રમાણમાં થઈ શકે તેટલું કલ્યાણકારક છે એ વિષે બે મત નથી" એમ કબૂલ કરી તેમણે પોતાની દલીલ લૂલી કરી નાખી છે. જો અહિંસાનું થોડુંઘણું પાલન પણ કલ્યાણકારક હોય તો તેનું સર્વાંશે પાલન પૂરેપૂરું કલ્યાણકારી હોવું જોઈએ, અને તે જો આપણે વ્યવહારમાં ન ઉતારીએ તો તેટલી આપણી નબળાઈ. અથવા વ્યવહારમાં આપણે કલ્યાણ કે શ્રેયને ધ્યેય ગણતા નથી, ન ગણીએ તો ચાલે, માટે હિંસાથી ચલાવવું પડે છે એમ સિદ્ધ થાય. આ બેમાંથી બીજું દૃષ્ટિબિન્દુ શ્રી. પુરાણીનું હોય એમ માનવા કારણ નથી, અને જો પહેલું જ હોય તો ગાંધીજી કે મશરૂવાળા સાથે તેમનો મતભેદ હોઈ શકે નહિ. કલ્યાણ એ વ્યવહારનું પણ ધ્યેય છે, અને અહિંસા કલ્યાણકારી છે એમ કહીએ તો વિશેષ દલીલને સ્થાન જ નથી. તો પછી ધર્મયુદ્ધ વિષેની તેમની દલીલની આવશ્યકતા જ રહેતી નથી. પણ એમ લાગે છે કે શ્રી. પુરાણીને સિદ્ધ એમ કરવું છે કે અહિંસા સર્વથા કલ્યાણકારી નથી, એ સિદ્ધાંતના મૂળમાં જ ક્યાંક દોષ છે. જો તેમનો ભાવાર્થ એવો ન હોય તો "અહિંસાત્મક ઉપાયોનો પ્રયોગ કરવાથી પણ હિંસા કરનાર વ્યક્તિ કે સંઘ અટકે જ, યા તો તેનો હૃદયપલટો થાય જ એવો પણ નિયમ નથી" એ વિધાનનો અર્થ શો?

ટૂંકમાં, શ્રી. પુરાણીના લેખ વિષે મને લાગે છે કે એમણે વર્તમાન યુદ્ધને ધર્મયુદ્ધ ઠરાવવાનો વ્યર્થ પ્રયત્ન કર્યો છે તે બાજુએ મૂકીએ તો એ લેખમાં એમણે હિંસા અને અહિંસાની મર્યાદાનો અતિ મહત્ત્વનો પણ અતિ કૂટ પ્રશ્ન ઊભો કર્યો છે. એ પ્રશ્ન શ્રી. મુનશીએ પણ કોંગ્રેસથી છૂટા પડી જનતા સમક્ષ મૂક્યો છે, તેથી તેના પર ખૂબ વિચાર થવાની જરૂર છે જ.

શ્રી. કિશોરલાલભાઈએ એમની નોંધમાં મુખ્ય ચર્ચા કરી છે આ યુદ્ધની ધર્માધર્મતા વિષે. તે પર કંઈ વિશેષ કહેવાની જરૂર નથી. ધર્મયુદ્ધની કસોટી તેની પાછળના હેતુ માત્રથી નહિ પણ એ યુદ્ધમાં અખત્યાર કરવામાં આવતી નીતિ પરથી પણ કરવાની છે એ દૃષ્ટિબિન્દુ સૌ માન્ય રાખશે. પણ, હિંસા કે અહિંસાની મર્યાદાની તાત્ત્વિક દૃષ્ટિએ એમણે અહીં ચર્ચા કરી નથી તેથી એમની એ નોંધ વાંચ્યા પછી મનમાં અસંતોષ રહી જાય છે. હા, એમણે એટલું કહ્યું છે કે "એ દાવાનળ આવ્યો જ તો તે વખતે જે શક્તિ સાધન-સંપત્તિ વિનાની અને નિઃસહાય જેવી પ્રજાને એકત્ર રાખી અને કરી શકશે, તથા આપત્તિનો ધીરજથી સામનો કરવા કાંઈક પણ પ્રેરણા આપી શકશે, તે અહિંસાની જ હશે.

અહિંસાની શક્તિ તે વખતે પ્રજામાં ફૂટ પડાવવા તથા અંદર અંદરના ઝઘડાઓ વધારવા, અને શત્રુ સાથે સમાધાન કરવા તથા સ્વાર્થ સાધવામાં ખર્ચાતી હશે." અહીં હિંસા અને અહિંસાનો અર્થ શો? મને એમ લાગે છે કે એ શબ્દો અહીં કોઈ ખાસ વિશિષ્ટ અર્થમાં વપરાયેલા છે. સામાન્ય અર્થમાં તો એ પરિસ્થિતિનો "ધીરજથી સામનો" હિંસા તેમ જ અહિંસા દ્વારા કરી શકાય, અને પ્રજામાં ઐક્ય હોવું કે ન હોવું તે વળી જુદી જ વાત છે. બલકે, હિંસક રીતે સામનો કરવો હશે તો કોઈ ચર્ચિલ જેવો નેતા દેશને બળજબરીથી પણ એકત્રિત રાખી શકશે, જ્યારે અહિંસક અસહકારની લડતમાં, અનુભવથી જોઈએ છીએ તેમ, ઘણા ભાગ નહિ પણ લે, અને તેમાં વિઘ્ન નાખનારા પણ મળી આવશે. હિંસા અને અહિંસા એ શબ્દોનો પ્રયોગ શ્રી. મશરૂવાળાએ અહીં કર્યો છે તે બ્યાજબી નથી એમ કહેવાનો લેશમાત્ર આશય નથી, પણ એમના એ પ્રયોગથી જે મુદ્દો શ્રી. પુરાણીના લેખની પાછળ છે તે બાજુ પર રહી જાય છે. એ મુદ્દો ફરીથી કહું તો આટલો જ: "અહિંસાનો માર્ગ સર્વદેશી સર્વકાળે સર્વવ્યક્તિ માટે ગ્રહણ કરવા જેવો ખરો?"

આ પ્રશ્નનો ઉત્તર આપવાની ધૃષ્ટતા કોણ કરે? ઋષિમુનિઓને થાપ ખવડાવે એવો એ વિષય. किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः। અહીં મારે તો માત્ર એટલું જ કહેવાનું છે કે આ તેમ જ આવા પ્રશ્નોની ચર્ચા અનેક ભૂમિકા પર થઈ શકે છે, અને થવી જોઈએ. ભૂમિકાની પસંદગીમાં શ્રોતાની પાત્રતાનો અને વક્તા કે ઉપદેષ્ટાની અધિકારિતાનો પ્રશ્ન આવે. જ્યારે ગાંધીજી કહે છે કે અહિંસા એ પરમ ધર્મ છે, ત્યારે તેઓ ઘણી ઊંચી ભૂમિકા પર વાત કરે છે, અને તેમનું પોતાનું જીવન એવું છે કે તેમાં એ પ્રકારની અહિંસા જ શોભે. અહિંસાને પરિણામે ઘરબાર જાય, રાજ્ય જાય અને જાન પણ જાય તો પણ એમને મન તેથી અહિંસાની નિષ્ફળતા સિદ્ધ નહિ થાય. અહિંસા બજારુ ચીજ નથી, તેને વ્યવહારમાં વટાવી શકાશે નહિ, તરત તો નહિ જ. "હરિનો મારગ છે શૂરાનો" એ ગાંધીજી વારંવાર આપણને યાદ આપે છે તેનો અર્થ એ જ છે કે સત્ય અને અહિંસાના સિદ્ધાંત પર ઘડાયેલા જીવનની સફળતા કે નિષ્ફળતા આપવાનું ધોરણ દુન્યવી દૃષ્ટિએ જેને આપણે સફળતા કહીએ છીએ તે છે જ નહિ. એટલે, ગાંધીજી જે અહિંસાધર્મ પાળવાનો ઉપદેશ કરે છે તે એમના જીવનની અને વિચારની કક્ષાએ યથાર્થ જ જણાશે.

પણ સાથેસાથે એટલું પણ કહેવું જોઈએ કે પાત્રતા કે અધિકારિતાનો ભેદ ધ્યાનમાં લીધા વિના, રાજકીય ક્ષેત્રમાં અહિંસાનો પરમ ધર્મ તરીકે ઉપદેશ કરવામાં, એ વિચારસરણીમાં, ક્યાંક દોષ રહેલો છે. ગાંધીજીએ બ્રિટિશ પ્રજાને સલાહ આપેલી કે ભલે તમારી ભૌતિક સંપત્તિનો નાશ થાય, પણ આત્માને બચાવવો હોય તો અહિંસક રહેજો. આમાં ઉત્તુંગ આદર્શવાદ છે, પયગંબરને શોભે એ ઉપદેશ છે. લાંબે ગાળે જનતાએ એ ઉપદેશ વર્તનમાં મૂકયે જ છૂટકો છે. પણ, જીવનનો વિકાસ સાર્વાંગિક થવો જોઈએ. જીવનની અમુક પ્રવૃત્તિઓમાં સામાન્ય વ્યવહારુ આદર્શ કે ધ્યેય, અને બીજી થોડી પ્રવૃત્તિઓમાં અત્યંત ઉત્કટ ધર્મનિષ્ઠા અને સાત્ત્વિકવૃત્તિ એ કેમ સંભવે? આજે આપણા દેશનાં જાહેર જીવનમાં સત્ય અને અહિંસાને નામે કેટલાક હાસ્યજનક પ્રસંગો ઊભા થાય છે તેનું કારણ એ જ કે જીવનનો સર્વતોમુખી વિકાસ સાધ્યા વિના અમુક જ ક્ષેત્રમાં—સગવડ પ્રમાણે—

અહિંસા અને સત્યની વાત આપણે કરીએ છીએ. સામાન્ય મનુષ્યમાં રાગ, દ્વેષ, કામ, ક્રોધ વગેરે 'ગુણો' છે. તેનામાં અહંતા છે, જિજીવિષા છે. 'इदमद्य मया लब्धम् इमं प्राप्स्ये मनोरथम्' એવી લોલુપતા પણ છે. તેની ઉપેક્ષા કરી, તેના તરફ આંખ આડા કાન કરી સત્ય અને અહિંસાનો ઉપદેશ કરવાનું પરિણામ શું હોઈ શકે? ખરી અહિંસાનો સાક્ષાત્કાર જ્યારે મન કેવળ નિર્વિકાર થાય, જ્યારે 'यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः' એ સ્થિતિને માણસ પહોંચે ત્યારે જ થાય. એ કક્ષાએ પહોંચેલાને કર્મ–અકર્મનો ભેદ રહેતો નથી, એ નિર્લિપ્ત(?)પુણ્ય છે, અને જીવન વિષે તેમજ કર્મફળ વિષે તે અનાસક્ત છે. તમારી જિંદગીનો ભોગ આપવાને પણ તૈયાર હો તો અહિંસા એ જ ખરો માર્ગ છે, પણ એ કક્ષાએ પહોંચેલો માણસ સફળતા અને નિષ્ફળતાનો હિસાબ નહિ ગણે. આપણા પ્રજાજીવનમાં આટલું સ્વાર્પણ અને સ્વાર્થત્યાગ ન આવ્યાં હોય ત્યાં સુધી રાજકારણમાં અહિંસાનો માર્ગ બતાવવો તેમાં ભૂલ નથી?

એટલે ટૂંકમાં, વ્યવહારમાં કે રાજકારણમાં ખરો પ્રશ્ન હિંસા વિરુદ્ધ અહિંસાનો નથી, પણ હિંસા ઓછી કેમ થાય અને અહિંસા કેમ વધે એ છે. અહિંસાનું સંપૂર્ણ પાલન મૂલ્યપરિવર્તન વિના, હૃદયના પલટા વિના, શક્ય નથી, અને અહિંસાના સિદ્ધાંત પર અતિશય ભાર મૂકવાથી સામાન્ય માણસને નિરાશા થવા સંભવ છે. એ નિરાશાને પરિણામે એમ પણ બને કે અત્યારનો જે મહત્ત્વનો પ્રશ્ન—જીવનમાં અહિંસાની માત્રા કેમ કંઈક અંશે પણ વધે એ—કદાચ ભુલાઈ પણ જવાય. આપણા દેશનેતાઓ જો અત્યારની પરિસ્થિતિ —આપણા દેશની તેમ જ જગતના બીજા દેશોની—સમજે અને કેવળ અહિંસાની વાત છોડી દઈ વિશેષ અહિંસાત્મક શી રીતે થવાય તેનો વિચાર કરી યોગ્ય સંસ્થાઓ દ્વારા અહિંસાત્મક પ્રવૃત્તિઓને ઉત્તેજન આપે તો તે વિશેષ શ્રેયસ્કર થઈ પડશે એમ લાગે છે. આમાં સિદ્ધાંતનો ભોગ છે, કેવળ વ્યવહારુ ડહાપણ છે એમ નહિ કહી શકાય. જીવનને એક જ દષ્ટિએ જોવું એવો સિદ્ધાંત મૂળમાં જ ખોટો છે. ઐહિક જીવનમાં અનેક વ્યવસાયો છે, માનવતાનો વિકાસ અનેક દિશામાં અને અનેક રીતે થાય છે, વિશ્વમાં ક્યાંય એક રંગ દેખાતો નથી. બીજી રીતે કહીએ તો ધર્મ પણ સાપેક્ષ છે. માનવની જેવી કક્ષા તેવો, તે કોટિનો, તેનો ધર્મ. હિન્દુ ધર્મશાસ્ત્રોએ આ સિદ્ધાંત સ્વીકાર્યો જ છે. એ સ્વીકારવામાં, તેને વર્તનમાં અનુસરવામાં આદર્શનો ત્યાગ નથી, પણ તેની વિશેષ સમજણ છે એમ મને તો લાગે છે.

ઉપરની વિચારસરણી જો સાચી હોય તો, રાજકારણમાં અહિંસાને પરમ ધર્મ તરીકે સ્વીકારવાનો પ્રજાને ઉપદેશ કરીએ તે પહેલાં અથવા તેની સાથે નીચેની વાતો પણ પ્રજાને સ્પષ્ટ કહી દેવી જોઈએ.

(૧) અહિંસાનું પાલન એ સિદ્ધાંતની ખાતર જ છે, એનાથી જ આત્માની ઉન્નતિ થઈ શકશે, પણ અહિંસાદ્વારા સ્વરાજ્ય[1] મળશે એવી ખાત્રી નહિ આપી શકાય. અહિંસાત્મક

---

૧ ગાંધીજીએ પોતે તો આ વસ્તુ પ્રજાને કહેલી જ છે. તેમણે ચોક્ખું કહ્યું છે કે હિંસાદ્વારા સ્વરાજ્ય મળે તો મારે તે ન જોઈએ. તેમની સ્વરાજ્યની વ્યાખ્યા સંકુચિત નથી, 'પરરાજ્યની સત્તામાંથી મુક્તિ' એવો અર્થ તેઓ નથી કરતા. તેમને મન સ્વરાજ્ય એટલે રામરાજ્ય. રામરાજ્યમાં હિંસા ન હતી એમ તો નહિ કહી શકાય, પણ ગાંધીજી રામરાજ્ય એટલે ધર્મરાજ્ય એવો અર્થ કરે છે, અને ધર્મરાજ્યમાં હિંસાને સ્થાન ન હોય માટે અહિંસા એ રામરાજ્યનું એક લાક્ષણિક અંગ

અસહકારથી બ્રિટિશ પ્રજાનું હૃદય પીગળશે તોપણ તેને પુષ્કળ સમય લાગશે, બાકી કંટાળીને અથવા જગતમાં પોતાનું સારું બતાવવા તમને થોડુંઘણું આપે તે જુદી વાત. ખરું જોતાં, પ્રજા અહિંસક બને, અહિંસાને જીવનના દરેક ક્ષેત્રમાં ઉતારે, તો તેણે સ્વરાજ્યની પરવા કરવાની જરૂર નથી, કારણકે પરરાજ્યનાં બંધનો એવી પ્રજાને બિલકુલ સ્પર્શી શકતાં નથી.

(૨) આ હિંસક જગતમાં અહિંસક પ્રજાનું અસ્તિત્વ પણ ભયમાં છે. અહિંસાનું પાલન સત્વર કરશો તો તમારું નામનિશાન પણ ન રહે એમ બને. પણ છેવટે અહિંસાનો વિજય થશે, અને એ વિજયપ્રાપ્તિમાં તમે ફાળો આપ્યો હશે તેની ભવિષ્યનો ઇતિહાસકાર નોંધ નહિ લે તો પણ ઈશ્વર તો લેશે. આટલી તૈયારી હોય તો જ અહિંસાની પ્રતિજ્ઞા લેજો.

(૩) હિંસા અને અહિંસા વચ્ચે પસંદગી તમારે કરવાની છે. હિંસાદ્વારા સ્વરાજ્ય લેશો તો તે જાળવવા માટે અહિંસાનું જે સ્વાભાવિક બળ છે તે તમારામાં નહિ હોય. યુરોપનાં રાષ્ટ્રોની પેઠે તમારે પણ લશ્કર વધારવું પડશે, અને છેવટે થાકશો ત્યારે અહિંસા જ તમારે સ્વીકારવી પડશે. પણ અત્યારે અહિંસા માટે આવશ્યક તપ, ધૈર્ય તમારામાં ન હોય છતાં અહિંસાની વાતો કરશો તો તે ભૌતિક તેમજ આધ્યાત્મિક દૃષ્ટિએ તમારી પ્રગતિને અપાયકર્તા થઈ પડશે.

(૪) તમારામાં સંપૂર્ણપણે અહિંસાનાં પાલનની શક્તિ ન હોય, એટલે કે અહિંસાદ્વારા જે આત્યન્તિક સુખ કે શ્રેય મળે છે તે ઇચ્છવાને બદલે તમે રાજકીય સ્વાતન્ત્ર્ય જેવી પ્રમાણમાં ઓછા મહત્ત્વની વસ્તુ માત્ર ઇચ્છતા હો, તો પણ લાંબી નજરે માનવજીવનના પૂરેપૂરા વિકાસ માટે અહિંસાત્મક શિક્ષણની આવશ્યકતા છે. તમારામાં સુષુપ્ત રહેલી અહિંસક વૃત્તિને પોષવા જે સંસ્થાઓ જોઈએ, જે સમાજવ્યવસ્થા જોઈએ તેની રૂપરેખા તમારા વિચારકવર્ગ પાસેથી મેળવી લો, અને જુદા જુદા દેશોમાં અને તેની પ્રજાઓમાં જે જે અહિંસાપ્રધાન સંસ્થાઓ અને સમાજવ્યવસ્થા હોય તેનો અભ્યાસ કરી તે પ્રજાઓ સાથે સહકાર સ્થાપવાની યોજના કરો.

આટલા મુદ્દાઓ જો સ્પષ્ટ રીતે પ્રજા પાસે મૂકાય તો અત્યારે હિંસા વિરુદ્ધ અહિંસાની ચર્ચાથી પ્રજાનાં મનમાં જે ગૂંચવણ ઊભી થઈ છે. તે ઓછી થશે, અને કોંગ્રેસ એક રાજકીય સંસ્થા તરીકે પોતાની નીતિ વિશેષ સરળતાથી નક્કી કરી શકશે, એમ નથી લાગતું ?



---

થયું. ગાંધીજીનાં કેટલાંક લખાણો વાંચતાં જણાશે કે ગાંધીજીમાં સ્વરાજ્ય અને આત્મજ્ઞાન કે મોક્ષ વચ્ચે બહુ અંતર નથી. એટલે એકંદરે એમના મન્તવ્યમાં સુસંગતતા છે એમાં શંકા નથી. પણ સામાન્ય પ્રજા શું સમજી છે ? ઘણાખરા લોકો સ્વરાજ્ય એટલે વિદેશી સરકારની સત્તાનો નાશ અને તેને બદલે આપણી સ્વદેશી સરકારની સ્થાપના એમ જ સમજે છે. ગાંધીજીની વ્યાખ્યા કાં તો પ્રજા સમજી નથી અને સમજી હોય તો "કાંઈ વાંધો નહિ. આ પરદેશીઓને કાઢવામાં તો ગાંધીજી આપણી સાથે છે. ત્યાર પછી, આપણા હાથમાં સત્તા આવ્યા પછી, જોઈ લઈશું." એમ માની અહિંસાની વાતમાં હા એ હા ભણે છે. એમાં પ્રજાનો દોષ નથી. પ્રજાને જોઈએ છે વિકાસ માટે અવકાશ, આર્થિક અને સામાજિક ઉન્નતિ માટે અનુકૂળ વાતાવરણ. સ્વરાજ્ય એ તેમને મન સાધન માત્ર છે. તેથી વિશેષ આધ્યાત્મિક ધ્યેય આપણી રાષ્ટ્રીય ચળવળની પાછળ છે એમ હૃદય પર હાથ મૂકીને ઘાડા જ કહી શકશે.

# કમનસીબ કાવ્ય

નાથાલાલ દવે

સાત સાત દિન પછી માંડ આવ્યો રવિવાર,
કવિ આજે કાવ્ય સર્જવાનો કરે છે વિચાર.
વ્હેલા ઊઠી, ન્હાઇ ધોઇ, સ્હાનું કરી લીધું પાન,
બાર કરી બંધ બેઠા કાવ્ય મહીં એક તાન.
મિત્રે-દીધી 'કૅમલ'માં ભરી લીધી ભૂરી શાહી,
કાગળનો થોક છે તૈયાર, ભૂલ્યા નથી કાંઈ.
'રાખશો આ બાબાને જરાક?' વદી જ્યારે સખી,
કવિએ સુણાવ્યું, 'હવે અત્યારે સમય નથી.' ૮

'શેના પરે કાવ્ય રચું?' વિચાર કરે છે કવિ;
સુન્દરમે દલિતો ને શોષિતોની વાત લખી,
ધમધમ્યા પૂજારત્નો લોકલોનાં નાદ થકી;
નિશીથનાં નૃત્ય જોઇ મુગ્ધ જોશી તણાં નેન,
સ્નેહરશ્મિએ ઉડાડ્યાં આકાશમાં એરોપ્લેન;
ચંદ્રવદન રટયા કરે, 'ઇલાબ્હેન! ઇલાબ્હેન!'
શેષે દોર્યાં ત્રિકોણ, પ્રહ્લાદે જોયું બારી બહાર,
મોજીલા માણેકે કર્યા આલબેલના પોકાર.
બોલે ભારે દાવપેચ ઠાકોર ને ખબરદાર,
પતીલની કાપકૂપે છંદો કરે હાહાકાર.
ઝવેરી કુરુક્ષેત્રમાં ગદા લઇ ઘૂમી રહ્યા;
અનેક કવિએ એમ નવા નવા ભાવ લહ્યા,
તેથી તો થાકેલ કવિ નવી વાત શોધી રહ્યા.
ગરીબોનાં ગીત ગાઈ શ્રીમંતોને કાન વૃથા
ઢોળવી શું છંદોબદ્ધ અહેતુક શબ્દવ્યથા?
રચું કોઇ રાજકન્યા તણી મૃદુ પ્રેમકથા.
સૂઝી ગઇ વાત; હૈયે ઊમટયા પ્રાસાનુપ્રાસ,
કવિના 'કૅમલે' પૂર ઝડપે માંડયો પ્રવાસ. ૨૬

"આરસના ઊંચા ઊંચા શોભી રહ્યા રાજમ્હેલ,
ઊગતાં અરુણે જેના શિખરો સોને મઢેલ.
ઉપવનપ્રાન્તે જૂઇ મોગરાનાં ખીલ્યાં ફૂલ,
સરોવર તટે દીર્ઘ છાયા ઢાળે તરુકુલ.

મુખે જેને લોધ્રરેણુ, કાને નીલ કર્ણોત્પલ,
કેશે ગૂંથી કુંદકલી, કલાપ સોહે શ્યામલ,
રાજકન્યા એવી સખીવૃન્દ સાથે સ્નાન કરે,
યૌવન સંપ્રાપ્ત ગૌર કાયા જળમાંહી સરે.
પોયણાનાં જૂથ વચ્ચે ચાલી એ કાસાર જલે,
વૃક્ષશાખા નમી રહી અર્ધડૂબી જેહ સ્થળે.
અશોકની ઓથે હતો છુપાઈ ઊભો કુમાર,
'હે રમણી!' સ્નેહભર્યા સ્વરે કીધો શબ્દોચ્ચાર;
ચકિત સુંદરી તણી સહસા ત્યાં દૃષ્ટિ વળી,
રાજપુત્ર ને કુમારી તણી મીટેમીટ મળી." ૪૦

'કવિરાજ! ઘેર છો ને?' બૂમ ત્યહાં સંભળાઇ,
ધબૂધબ દાદર ચડી ધસી આવ્યા બાબુભાઈ.
ચંદ્રમુખી રાજબાળા! તને આ તો રાહુ મળ્યા,
પ્રેમી તણા સુખની આડે જ ઉપસ્થિત થયા.
નીડર નિર્ભય મહા પરાક્રમી એ કુમાર,
બાબુભાઇ પાસે તેની નકામી અસિની ધાર.
ગામનાં ગપ્પાં ચલાવી, ચા પીધી; ને પાન ખાઇ,
દોઢેક કલાકે દોસ્ત કવિના થયા વિદાય. ૪૮

"વાતોનો વંટોળ એ ચડેલો તેની દરમ્યાન
પ્રેમીઓએ પરસ્પર કરી લીધી ઓળખાણ.
દુશ્મનના દેશમાંથી આવેલો હતો કુમાર,
કુમારીનાં સૌન્દર્યની સૂણીને વાતો હજાર.
હૃદયે હૃદય ઢળ્યાં, નયને મળ્યાં નયન,
કુમારીનું પ્રેમતેજે પ્રકાશી રહ્યું વદન.
સફલ સકલ એનાં વ્રત, તપ, જાગરણ;
યૌવનનાં ઉપવને વાયો સ્નેહસમીરણ.
મુગ્ધા-મુખે પ્રેમતણું પ્રથમ ચુંબન કર્યું,
સ્નિગ્ધ શાંત જળે એક ચંપાતણું ફૂલ પડ્યું." ૫૮

ઘરણી લાવીને સખી કહે, 'જાઓ હવે બહાર.
ખરીદી લાવોને બધું, આજ થયો રવિવાર.'
'સબુર! સબુર!' કહે કવિ, 'બહાર શે જવાય?
વસન્ત વર્ણન તો તો બાકી મારું રહી જાય.
નથી સંભળાયો હજી કોકિલનો ટહુકાર,
મલયવાયુનો મંદ આલેખ્યો નહિ સંચાર.'

'લખજો . પછી . એ હુવે, લઇ આવો તેલ, શાક,
રસોઈ મોડી થશે તો પછી મારો નથી વાંક.
'થોડી વાર પછી' કહી કવિ કરે દ્વાર બંધ,
ફરી લીધો હાથ ફરી છટકી જતો'તો છંદ,
મલય સમીર પાછો વહી રહ્યો મંદ. મંદ. ૬૯

"વનપ્રાન્તે વાવ પાસે અશ્વો બે ઊભા સફેદ,
નાસી જવા તણો આજ પ્રેમીઓ તણો સંકેત.
વનવૃક્ષો સ્તબ્ધ ઊભાં, નિરભ્ર દીસે આકાશ,
માઘતણી પૂર્ણિમાનો ચંદ્ર રેલતો પ્રકાશ.
વાતાયને રેશમની બાંધેલ રસી છે એક,
ધીમે ધીમે રાજપુત્ર ઉપર ચડ્યો : છે છેક.
'હાશ ! પ્રાણ ! આવ્યા ?' 'પ્રિયે ! ચાલો સઘળું તૈયાર.'
'તજી મારાં માતતાત, ભાઇભાંડુ, હે કુમાર !
સોંપું મારું જીવન સકલ તને પ્રાણપણે;
ધન્ય આજ બની મારી જીંદગી, હે પ્રિયતમે !' ૭૯

ચાલ્યો ન ચાલ્યો જરાક સ્નેહભીનો એ સંવાદ,
નીચેથી ટપાલીએ ત્યાં કવિશ્રીને કીધો સાદ.
કરે શું કવિ બિચારા ? કાવ્ય તણા કમભાગ્ય !
નોટપેઇડ કવર આવેલ કોઇ તંત્રી તણું
એક હતું મહાકાવ્ય અપ્રસિદ્ધ પાછું ફર્યું. ૮૪

પાછું ફર્યું કાવ્ય તેથી કવિને થયો આઘાત,
ચાલ્યા ગયા બજારે એ મૂકીને અધૂરી વાત.
લઇ આવ્યા શાક, અને પ્રિયાએ કીધી રસોઇ,
કામમાં કલાક એમ કવિરાજે નાખ્યા ખોઈ.
પાડોશીનાં બાળકોએ ધાંધલ મચાવી. ખૂબ;
ભાડાવાળો કરી ગયો ઉઘરાણી . આબેહૂબ;
અશુદ્ધ ઉચ્ચારે એના કવિ તો થયા તાજુબ
શેરીમાં છંટાઇ રહ્યો ઉનાળાનો ઉષ્ણ તાપ.
તો ય 'કવિકલ્પનાની સૃષ્ટિ મહીં' ડૂબ્યા આપ. ૯૩

"દાસી આવી. 'રાજબાળા ! માતાજી કરે છે યાદ'
ખંડે ખંડે ફરી વળી, પાડી જોયા બધે સાદ.
શૂન્ય ખંડ, શૂન્ય વને. સરોવરપ્રાન્તે ફરી,
ક્યાં યે એને રાજકન્યા તણી ભાળ નહીં મળી.

ખૂણે ખૂણે ચાલી રહી ગજબની શોધાશોધ,
અનુચરો રાજમાર્ગે કરી રહ્યા દોડાદોડ.
બાળ મુખી, 'શ્વેત અશ્વ ઉપર બનીને સ્વાર,
જતી હતી રાજકન્યા, સાથે અજાણ્યો કુમાર.'
રાજાજી ભરાયા રોષે, સૈનિકો થયા તૈયાર,
જંગયો વીંધીને પૂરપાટ દોડયા ઘોડેસ્વાર.
ચમકે બખ્તર ટોપ, ચળકે ભાલાની અણી;
હજારો યોદ્ધાની રહે સમશેરો ખણખણી;
અશ્વો કેરા પદાઘાતે ધરા રહી ધણધણી. ૧૦૬

વ્યરથ વ્યરથ બધી સ્વારો તણી દોડાદોડ;
(વાર્તાના કુમાર સાથે કોણ કરી શકે હોડ?)
જંગલે વટાવી દૂર ચાલી પ્રેમીઓની જોડ.
અનેક પહાડ નદી પળમાં કીધાં પસાર,
ચાલ્યાં ગયાં દૂર દૂર રાજબાળા ને કુમાર.
ઓળંગી ગિરિવરોને નિબિડ અરણ્ય પાર,
વટાવી અનેક નદી, ગયાં પ્રણયને દ્વાર,
હૃદયે ઝંખેલ દેશે; સ્નેહતણી અમીધાર
સીંચે જ્યહાં સ્વપ્નભૂમિ." ૧૧૫

થંભી ગઈ ઇન્ડીપેન,
સ્વપ્નભૂમિના સમીરે કવિને ચડેલું ઘેન.
ધીમે ધીમે જીવનનો યાદ આવ્યો કોલાહલ;
આકાશ ધૂળે છવાયું, રવિ ગયો અસ્તાચલ.
રજા આજ વીતી ગઇ. કાલે કામના અતલ.
પાતાળે ડૂબવું ફરી; રોજ એની એ જ વાત,
નાની નાની માથાઝીક, ઉપરીના ઉતપાત.
કવિને સંતાપી રહ્યો જીંદગીનો એ અનર્થ;
મિથ્યાની ઉપાસનામાં વીતે રે આયુષ્ય વ્યર્થ!
એથી તો અધિક સાચી નહિ શું કલ્પિત કથા
સર્જનના ઉલ્લાસની દાખવી ગઈ જે છટા? ૧૨૬

ત્યાં તો આવ્યો પ્રેમભર્યો ગૃહિણી તણો અવાજ,
'સાંજ પડી. કેમ હવે પૂરું થયું કામકાજ?
બાબાને તેડીને બ્હાર જવાનું નથી શું આજ?'
'જરૂર! જરૂર!' કહે કવિ ચિન્તાભર્યું હસી,
'પાડોશી કનેથી સવા આનો લઇ આવો, સખી!
નાખી દઉં પોસ્ટમાં આ કાવ્ય કે પંચાત મટી!' ૧૩૨

# રુઝાએલો ઘા

ગોવિંદભાઈ રા૦ અમીન

**બ**પોર ચડતા હતા. બારીમાંથી આવેલો તડકો ન સ્વાગતાએલા મહેમાન માફક સંકોચાઈ ચાલ્યો જતો હતો. ધનલક્ષ્મી એકલી દીવાનખાનામાં બેઠી હતી.

પતિ પરગામ ગયા હતા—પુત્રી બહાર ગઈ હતી. આજનું સવાર તેને લાંબું લાગતું હતું. પરણ્યા પછી તે નિયમિત છાપું વાંચતી નહિ. વખત પસાર કરવા તેણે આજનું છાપું ટેબલ પરથી લીધું અને પહોળું કર્યું.

આ શું !—પહેલે પાને મોટા અક્ષરે છાપેલું હતું : "પ્રેમીનો આપઘાત !"—પ્રેમી કોણ હશે? . . . તે નીચે વાંચવા લાગી: "શહેર બહાર આવેલી નદીમાંથી એક યુવાનની લાશ મળી આવી છે. ડાક્ટરી અભિપ્રાય પ્રમાણે યુવાને નદીમાં પડી આપઘાત કર્યો હોય તેમ મનાય છે. યુવાનનું નામ જાણવામાં આવ્યું નથી. આપઘાતનું કારણ મળ્યું નથી. અટકળથી માની લેવાય છે કે પ્રેમની બાબત હશે. આગળ તપાસ ચાલુ છે."

ધનલક્ષ્મી એકચિત્તે છાપા સામું જોઈ રહી. સમાચારમાં પોતાને લગતું કંઈક હોય તેમ તેના શરીરમાં શિથિલતા પ્રસરવા લાગી. તેના હાથમાં શક્તિ રહી ન હોય તેમ છાપા સાથે તે ખોળામાં પડ્યો. તેના હૃદયમાં રુઝાએલો એક ઘા ખુલ્લો થયો.

તે વખતે તે અત્યારે હતી તેવી ઓછી આકર્ષક, નીરસ અને ઢીલી ન હતી. તેના શરીરમાં જુવાનીનું લોહી દોડતું હતું. જીવનમાંથી રસ શોધી કાઢવા તેની આંખ તરવરતી હતી. આખો દિવસ તેના પગ થનગન કર્યા કરતા.

તે હાઈસ્કૂલના છેલ્લા ધોરણમાં અભ્યાસ કરતી હતી. નિશાળમાં તે સૌથી સુંદર બાળા હતી : વિદ્યાર્થીઓ તેમ માનતા. તે નિશાળમાં આવતી ત્યારે ઘણા વિદ્યાર્થીઓ તેને અર્ધ્ય આપવા ઊભા હોય તેમ રસ્તાની બંને બાજુએ ઊભા રહેતા. તેને પોતાના રૂપનો પૂરો ખ્યાલ હતો. તે રૂપ સૌ જાણે, તેના તરફ આકર્ષાય તેમ તે ઇચ્છતી.

નિશાળની સભાઓ, સંમેલનો, રમતોમાં હાજરી આપવા તે ચૂકતી નહિ. ઓળખાણ કરવા લાયક સૌ શિક્ષકો અને વિદ્યાર્થીની ઓળખાણ તેને થઈ ગઈ હતી. પણ તેમાંનો કોઈ તેનું યૌવન સ્થિર કરી શક્યો નહતો.

તેનાં કારણ હતાં. સ્ત્રીને પિયેરમાં પ્રેમી જોઈએ છે તેવો પ્રેમી તેને જોઈતો હતો—જેની સાથે તેનાં લગ્ન ન થાય, સંબંધ છૂપો રહે અને જે તેનું મન સમજી શકે. તેના યૌવનનો ઉલ્લાસ ઘણી વખત ચાલ્યો જતો. આવા ઉલ્લાસ વિનાના વખતને રસમય બનાવવા કોઈ સ્નેહીની જરૂર હતી. નિશાળમાં આવો કોઈ વિદ્યાર્થી હતો નહિ અને ત્યાં હોય તો વાત છાની રહે નહિ. એટલે પ્રેમ જેવી બાબતથી તે અલિપ્ત હોય તેવો દેખાવ તે નિશાળમાં રાખતી અને બહાર પોતાને જોઈતા પ્રેમીની શોધમાં રહેતી.

એક દિવસ નિશાળે આવવા બસ માટે રાહ જોતી તે ઊભી હતી. બસ આવવાની દિશામાં અધીરાઈ દર્શાવતી તે જોઈ રહી હતી. આ રીતે તે સામેથી આવતા રાહદારીને જોઈ શકતી. તેઓમાં એક વિદ્યાર્થી આવતો હતો. તેને જોઈ ધનલક્ષ્મીને થયું કે તે બસ-સ્ટેશને ઊભો રહે તો ઠીક.

વિદ્યાર્થીએ ધનલક્ષ્મીના મનની ઇચ્છા જાણી હોય તેમ તે બસ-સ્ટેશને આવી ઊભો રહ્યો. તેની પાસે ચોપડીઓ થોડી હતી એટલે તે કૉલેજમાં અભ્યાસ કરતો હશે. પોશાકમાં તે સાદો અને કંઈક બેદરકાર હતો. ચહેરા પર ભલમનસાઈ અને દુઃખી માટે સહાનુભૂતિ દેખાતાં હતાં. આટલી નાની ઉંમરે અને આવી સામાન્ય સ્થિતિમાં આવો દેખાવ ઊગતો કવિ કે થતો વિચારક આપી શકે. ધનલક્ષ્મી પૂરા કુતૂહલથી વિદ્યાર્થીને જોવા લાગી.

બસ આવતાં તેઓ તેમાં બેઠાં. ધનલક્ષ્મીની નિશાળ પહેલી આવતી હતી. નિશાળ આવતાં, પોતાના આટલા કુતૂહલ પછી વિદ્યાર્થીમાં પોતાના તરફ આકર્ષણ થયું છે કે નહિ તે જોવા ઊતરતાં તે અટકી. વિદ્યાર્થીએ તેની સામું જોયું. ધનલક્ષ્મીની લાગણીનું વર્તુલ પૂરું થયું. તે ઉલ્લાસમાં દેખાતી ઊતરી ગઈ.

બીજે દિવસે વખત ગોઠવી તે બસસ્ટેશને આવી ઊભી રહી. એકબે બસ જવા દીધી અને વિદ્યાર્થી આવ્યો ત્યારે તેની સાથે બસમાં ચડી. તેણે વિદ્યાર્થી પાછળની બેઠક લીધી અને ત્રાંસી બેઠી. ટિકિટ લેતી વખતે તેણે હેતુપૂર્વક દસની નોટ કાઢી. તેની ધારણા પ્રમાણે ટિકિટ આપનારે પરચૂરણ માટે લાચારી બતાવી. આગલી બેઠકમાંથી વિદ્યાર્થીએ આનો કાઢી આપ્યો. આભાર વગેરેની ક્રિયા થઈ અને એ રીતે તેઓ બોલતાં થયાં.

ધનલક્ષ્મીનું આગળ વધવું વિદ્યાર્થી માટે વાંધાભર્યું ન હતું. તે સમજતો હતો કે પોતે આગળ વધી કદી પ્રેમ કરી શકશે નહિ. કોઈ આગળ વધી આવે તેવાની તેને જરૂર હતી. અંતર્મુખી તરીકે તેણે સારી-ખોટી સ્ત્રીઓ, તેમના રૂપગુણનો વિચાર કર્યો હતો. પોતાને આવી સુંદર સ્ત્રી મળશે તે પોતે માનતો નહિ. પોતાના જેવાને ધનલક્ષ્મી જેવી સુંદર સ્ત્રી મળે તેમાં તે ધનલક્ષ્મીનો આભાર માનતો. ધનલક્ષ્મીનો પરિચારક હોય તેમ તે વર્તતો. ધનલક્ષ્મીને આવો જ પ્રેમી જોઈતો હતો.

જેને પ્રેમમાં પડવાનું કહે છે તેવી દશામાં તેઓ દાખલ થઈ ચૂક્યાં હતાં. થોડા સમયમાં ઉભય એક બીજાને અંગત ગણતાં થઈ ગયાં હતાં. ધનલક્ષ્મીની ધારણા પ્રમાણે વિદ્યાર્થી કવિ નીકળ્યો હતો. ધનલક્ષ્મીને ઉદ્દેશી તે કવિતા લખતો, વિધવિધ વિષય પર વાતચીત કરતો, પ્રેમી તરીકેની તેની કેટલીક રીતો ધનલક્ષ્મીને દુનિયા ભુલાવતી અને તે સ્થિતિ લાંબો વખત ચાલુ રહે તેવી વાંછના કરાવતી. બંનેનો અભ્યાસ બાજુએ મુકાઈ ગયો હતો. નિશાળમાં જવાને બદલે ધનલક્ષ્મી ઘણી વખત શહેરનાં એકાંત સ્થળોમાં વિદ્યાર્થી સાથે જતી.

આ સાલસોમાં ધનલક્ષ્મી કરતાં વિદ્યાર્થી વધુ ઉત્સાહ બતાવતો હતો. તેને માટે નવી દુનિયા ખૂલી ગઈ હતી. સંજોગોને હિસાબે તેણે પોતા માટે સાંકડું જીવન કલ્પ્યું હતું અને અંતરના ઉભરાઓનો નિકાલ કલમ દ્વારા કરવાનો રાખ્યો હતો. ધનલક્ષ્મી મળતાં તે અશક્ય માટે વિચારવા લાગ્યો. પૈસા કમાવા, મોટા થવું, સંપૂર્ણ મોજશોખનું જીવન જીવવું અને ધનલક્ષ્મી સાથે મરવું: એવી ભાવના તે કેળવતો હતો. ધનલક્ષ્મીને કોઈ વખત થતું કે વિદ્યાર્થી હદબહાર જાય છે, તેને રોકવો જોઈએ, પણ સંબંધ તૂટવાના ભયથી તે કાંઈ થઈ શકતી નહિ.

કેટલીક બાબતો લાંબો સમય છાની રહી શકતી નથી: ધનલક્ષ્મી જેવી બાળા જેની ઉપર આખી નિશાળની આંખ, તેનું હલનચલન જાણીતું થઈ ગયું. બહારનો વિદ્યાર્થી ધનલક્ષ્મીને લઈ ગયો તે વિદ્યાર્થીઓને સાલવા લાગ્યું. સૌંદર્ય સૌને પ્રિય છે પણ તેને તે માટે છે: સૌંદર્ય સૌને વિલાસી રાખે છે, સુંદર સ્ત્રી આગળ કાબેલ પુરુષો જાણ પાથરે છે, તેવી સ્ત્રી અને તેના પ્રેમીને દુનિયા દુશ્મન ગણે છે. નિશાળના વિદ્યાર્થીઓ ધનલક્ષ્મીના પ્રેમીને પજવવા લાગ્યા અને ધનલક્ષ્મી આગળ ગમેતેમ બોલવા લાગ્યા. તેમાંના કોઈકે ધનલક્ષ્મીના પિતાને નનામો પત્ર લખી, બધી બીનાથી વાકેફ કર્યા. પિતાએ અગમચેતી વાપરી ધનલક્ષ્મીને નિશાળેથી ઉઠાડી લીધી અને તાજા પરદેશથી પાછા આવેલા એક ઈજનેર સાથે તેનો વિવાહ કરી દીધો.

ધનલક્ષ્મી કંઈ બોલી નહિ. એક તો તે ગુનામાં હતી, બીજું વિદ્યાર્થી સાથે તે લગ્ન કરવાની હતી નહિ, ત્રીજું ઈજનેરમાં વાંધો દર્શાવવા જેવું કંઈ હતું નહિ. થોડું વિચારતાં તેને આ સંબંધ ગમ્યો પણ ખરો. ઈજનેર તેને જોઈતો હતો તેવો લાંબો, પહોળો, મજબૂત, કમાતો, સુધરેલો અને જાણીતો હતો. હૃદયની ભૂખ માટે વિદ્યાર્થી હતો. ઈજનેરના ધંધાની અવ્યવસ્થિતતામાં ધનલક્ષ્મીને અનુકૂળતા રહે તેમ હતું. ઈજનેર કામમાં રોકાયેલો રહે એટલે ઝીણી નજરે જુએ નહિ: તે વિદ્યાર્થી સાથેનો પોતાનો સંબંધ ચાલુ રાખી શકે.

ઈજનેરની ગણત્રી લગભગ તેના જેવી હતી. એકાએક સગપણ વિવાહની વાતથી તેને શક આવેલો, પણ યુરોપમાં પાંચેક વરસ રહી, અનુકૂળતા પ્રમાણે ભોગ ભોગવી તે એવી સૂક્ષ્મ લાગણીઓથી પર થઈ ગયો હતો. તેના ધંધે તેને આદર્શવાદી કરતાં વ્યવહારુ રહેવાનું વધુ શીખવ્યું હતું. સંસ્કારે, શિક્ષણે અને દેખાવે ધનલક્ષ્મી સમાજમાં, મિજલસોમાં અને સહેલગાહોમાં શોભારૂપ થાય તેવી હતી. વખત આવે ધનલક્ષ્મીનો ભૂતકાળ તેને સ્વચ્છંદતા માટે ઉપયોગી પણ થઈ પડે! તે ખુશીથી લગ્ન કરવા કબૂલ થયો હતો.

લગ્ન થઈ ગયાં. વિદ્યાર્થીનું હૃદય ધનલક્ષ્મી જાણતી હતી એટલે તેનાથી લગ્નની વાત છાની રાખી હતી. લગ્ન પછી એક દિવસ કાઢી તે વિદ્યાર્થીને મળી અને ધીરેથી તેને બધી બીના કહી. આભો બની, તેનામાંથી ચેતન ચાલી જતું હોય તેમ અંગાર હાલત દર્શાવતાં વિદ્યાર્થીએ બધી વાત સાંભળી. એક શબ્દ પણ તે બોલ્યો નહિ, એક બાજુએ લોચો થઈ તે બેસી રહ્યો. તેને ઉત્તેજિત કરવા ધનલક્ષ્મીએ સંબંધ ચાલુ રાખવાની ગોઠવણ કહી:

વિદ્યાર્થીને આશ્વાસન મળ્યું નહિ. બીજા ઉપાય તરીકે ધનલક્ષ્મી તેને છાતીસરસો લેવા ગઈ; વિદ્યાર્થી ઊભો થઈ બહાર ચાલી ગયો.

ત્યાર પછી તેઓ કદી મળ્યાં નહિ. વિદ્યાર્થી કંઈ ચાલ્યો ગયો. ધનલક્ષ્મીએ તેની શોધ ચાલુ રાખી. તેનું હૃદય વિદ્યાર્થી માટે વિપરીત કલ્પતું પણ તેનું મન આશા રાખતું. કોઈ દિવસ તે આવશે અને બગાડેલું સુધારી શકાશે. દિવસો ગયા, વરસો ગયાં, ધનલક્ષ્મીને પુત્રી જન્મી : તે દેખાયો નહિ.

તેનો પતિ ઇજનેર સંચા ઉપર ધ્યાન આપી મોટા સંચા જેવો થતો હતો. મોટું હાડ, જાડો અવાજ, વધુ ખોરાક અને કકરાં કપડાં ધનલક્ષ્મીમાં ઇજનેર પ્રત્યે સૂગ ઉત્પન્ન કરતાં હતાં. ઇજનેર પ્રેમથી પરવાર્યો હોય તેમ તેને પ્રેમનો ઉમળકો ભાગ્યે જ આવતો, અને આવતો તે નાની દીકરી માટે. કોઈ વખત બહારથી આવતાં કે બહાર જતાં તે દીકરીને લેતો અને દોંગલી માફક તેને ઊંચે ઉછાળતો. પુત્રીથી પિતાનો પ્રેમ છરવાતો નહિ, તે ચીસ પાડતી, ધનલક્ષ્મી દોડી આવી તેને લઈ લેતી.

એક શબ્દ બોલ્યા વિના ધનલક્ષ્મી આ જીવન સહન કરતી હતી. મોટા સંચા નીચે આવતું હોય તેમ તેનું શરીર ઘસાતું હતું. તેના ચહેરા પર ઉમ્મર દેખાતી હતી. તેના હૃદયનો ભૂક્કો થઈ ગયો હોય તેમ તે ભાવનાવિહીન લાગતી. વિદ્યાર્થીએ શું કર્યું હશે, તે ક્યાં ગયો હશે, તે ક્યારે દેખાશે એવા તે મનને પ્રશ્ન પૂછતી અને નિરાશ બની નસીબને દોષ દેતી. કેવું જીવન તે વિદ્યાર્થી સાથે જીવતી હતી અને અત્યારે કેવું જીવન તે જીવે છે ! આટલા દુઃખ પછી વિદ્યાર્થીને એક વખત તો મેળવ એમ તે નસીબને વિનવતી અને પુત્રીને બચીઓ લેતી રડતી.

મોટા લોક માફક તેઓ રજાઓમાં હવા ખાવા જતાં. સ્થળ નક્કી કર્યું હતું. ધનલક્ષ્મીને પહેલું જવાનું હતું, ઇજનેર પાછળથી આવવાનો હતો. પર્વત પર જતી ગાડી ધીમી ચાલતી હતી, અને એક એક સ્ટેશને ઊભી રહેતી હતી. એક સ્ટેશન આવતાં કંઈ લેવા ધનલક્ષ્મીએ બહાર ડોકું કાઢ્યું અને તરત પાછું ખેંચી લીધું.

પેલો વિદ્યાર્થી દૂર બેહાલ હાલતમાં ઊભો હતો. માથાના વાળ વેરાયેલા હતા, હજામત વધેલી હતી, કપડાં થોડાં અને મેલાં હતાં, હમણાં નીચે પડી જશે એવી નિઃસહાયતા તેના ચહેરા પર હતી...આટલો વખત થયો પણ તે જડ્યો ન હતો !—શી હાલત ! પેલું તેજ ક્યાં ! શું કરતો હશે ! અભ્યાસ પૂરો કર્યો હશે કે નહિ ! પોતા કરતાં તેની સ્થિતિ ખરાબ હતી ! તેને મોં દેખાડતાં ધનલક્ષ્મીને શરમ આવી. જેને તે આટલા વખતથી મળવા ઝંખતી હતી તેને તે બોલાવી શકી નહિ !

ચાલતી ગાડીએ બારીની બાજુમાં છૂપાઈને ધનલક્ષ્મીએ તેને જોયા કર્યો. એને લાગ્યું કે તે પાછળ પાછળ આવતો હતો !—કે દૂરદૂર ભાગતો હતો ! તે દૃષ્ટિમર્યાદા બહાર ગયો અને ધનલક્ષ્મીને થયું કે નક્કી તે કમોતે મરશે. હૃદયની વ્યથા દબાવવા માગતી હોય તેમ તેણે પુત્રીને છાતીસરસી ખૂબ જોરથી ચાંપી અને ફરીને પાછળ જોવા લાગી. કદાચ તે પાછળ આવતો હોય !

તે રાત્રે તેને સ્વપ્ન આવ્યું. વિદ્યાર્થી આવીને તેની પુત્રીને લઈ ગયો. પોતે રીબાય છે ત્યારે તેને આટલા સુખનો પણ હક્ક ક્યાં છે! ધનલક્ષ્મી ઝબકી ઊઠી અને પુત્રીના પારણા તરફ ધસી. દીકરી ઘસઘસાટ ઊંઘતી હતી. તેને પોતા પાસે લીધી અને સોડમાં રાખી સૂઈ ગઈ. વિચારમાં તે આખી રાત ઊંઘી શકી નહિ. ટેકરી પરનું એકાંત તેને ભયંકર લાગતું હતું. રાત પસાર થતી ન હતી.



દુઃખનું ઓસડ દહાડા. વરસ ઉપર વરસ વીતવા લાગ્યાં તેમ ઇજનેરની રીતભાતથી ધનલક્ષ્મી ટેવાઈ ગઈ. શરીર ભરાવા લાગ્યું. જુવાનીના તરંગને બદલે સામાજિક મહત્ત્વમાં તે ધ્યાન આપવા લાગી. ભગિની સમાજ અને સ્ત્રીમંડળમાં, તે હવે આગળ પડતો ભાગ લેવા લાગી. પુત્રી મોટી થતી હતી. તેને આ જોઈએ અને પેલું જોઈએ. શિક્ષણ અમુક પ્રકારનું અને પોશાક બીજા પ્રકારનો. લલિતકલાઓમાં તે પ્રવીણ થવી જોઈએ. પોતે સંસારનું સુખ ભોગવી શકી નહિ પણ તેના માટે પૂરા સુખની તૈયારી કરવી જોઈએ. વિદ્યાર્થીનો પ્રસંગ લગભગ તે ભૂલી ગઈ.

આજે તે સાંભર્યો, પંદર વરસ પછી, પેપરમાં આપઘાત વાંચીને: તેના આધેડ હૃદયમાં આવી શકે તેવાં ધીરાં સંવેદનો પસાર થવા લાગ્યાં. વિદ્યાર્થીને આકર્ષવાની કુમતિ તેને ક્યાંથી થઈ! કેવાં ઉતાવળમાં લગ્ન થઈ ગયાં. બધું જોયું, બધું ભોગવ્યું, પણ લગ્ન બાબતની ઊણપ રહી ગઈ! આખું જીવન ખાલી પસાર થયું! — નકામું ગયું! પોતે આખી જિંદગી કુંવારી રહી હોય તેમ તેને લાગ્યું અને હવે કંઈ યૌવન પાછું આવવાનું છે?

અને એ વિદ્યાર્થીની શી દશા! બીચારો રઝળી રખડી મર્યો હશે! ભૂલ કરી તો તેની સાથે પરણી જવામાં શો વાંધો હતો? અમુક મુશ્કેલીઓ રહેત પણ પ્રેમથી ભરેલું જીવન રહેત ને! સ્ત્રીને પ્રેમ કરતાં વધુ સારું સુખ શામાં મળે છે? તે સાચો પ્રેમી હતો તે વિશે તો શક નહિ, તેણે પ્રેમ માટે પોતાનું જીવન ગુમાવ્યું! દુનિયામાં એવા કોણ છે? —કોક, જવલ્લે! આ બીચારો એવો કોઈ ગરીબ હશે તેને કોઈ હૈયાસૂનીએ શ્રીમંત બનતાં માર્યો હશે!

કોઈનાં પગલાં સંભળાવા લાગ્યાં. આવનાર તેનો ઉદ્વેગ જોઈ જાય એ બીકે ધનલક્ષ્મી ખોળામાંનું છાપું લઈ મોં આડું ધરી વાંચવાનો દેખાવ કરવા લાગી. આવનાર દીવાનખાનામાં દાખલ થઈ, ધનલક્ષ્મી પાસે આવી, તેના ખોળામાં પડ્યું. એ તેની પુત્રી હતી: તે રડતી હતી!

ધનલક્ષ્મી સમજી ગઈ. તેનું હૃદય કંપી ઊઠ્યું. "ઓ છોકરી! તને આ ક્યાં સૂઝ્યું!" તેણે ચીસ પાડી.

"બા, બા . . . મને ખબર હતી નહિ!" પુત્રીનું આક્રંદ છાતીમાં માતું ન હતું.

☆

# પરિમિત પ્રવાસ

હરજીવન સોમૈયા

ના આવું ત્યાં: મુજ હૃદયની વેદના ત્યાં વધે છે
ને આ આંખો મિલન મળતાં અશ્રુધારા વહાવે;
ઊંડે હૈયે અશમ દુખ ના ઇચ્છું હું તો ય જાગે,
સ્પર્શે, દૃષ્ટે, સ્મરણ-સ્ફુરણે, નિત્ય કૈં કૈં વ્યથે છે. ૧

ઇચ્છું તારા તદપિ નહિ હું આંખના કોઇ ભાવો,
જાણું છું કે સહજ તુજ ના સ્મિત મારા પ્રતિનું.
મારે કાજે તુજ હૃદય ના હર્ષના ઝોક લેતું,
મારી યાદે દુખિત ઉરને ના મળે કૈં વિસામો. ૨

હું જાણું છું તુજ મન વ્યથા જાગતી મ્હારી યાદે,
ને તો યે તું ન દઈ શકતો સ્થાન તારાં પ્રિયોમાં;
હૈયે મારે તુજ નીરસતા ઘાવકારી બને ના,
તેને માટે ફિકર કરતો હું તને જોઉં છું યે. ૩

બંધુ મારા તુજ પથમહીં હું નહિ આવવાનો,
વા ના યત્નો કંઈ પણ કરું સ્નેહી તારો થવાને.
જે છે તારાં પ્રિય-સ્વજન તેને જ તું પૂર્ણ ચ્હાજે
એ જોતાં હું મુજ હૃદયને સાન્ત્વના આપવાનો. ૪

હૈયે તારે મુજ પ્રતિ ન હો ભાવ, તો ના મૂંઝાજે!
શાને જોઇ મુજ હૃદયને, દુઃખી તું યે બને છે?
તારે દુઃખે પ્રણય નથી રે, છે દયાભાવ તો એ:
ચાહું ના હું અવરની જરી ક્ષુદ્ર એવી દયાને. ૫

આંખો તારી મુજ ભણી જુએ; દિલ જો ક્યાં ભમે છે?
હું તો કહેતો નથી જરી તને ખેલ એ ખેલવાને!
ચ્હાતું ના જો તુજ હૃદય, તો બુદ્ધિથી છો ન ચ્હાજે,
તારું હૈયું જહીં જ ઢળતું ત્યાં ઢળી તું જવા દે. ૬

છોડી દેને હૃદય-તરણી શુક્ત ઊર્મિપ્રવાહે!
ચાલી જાશે અનુકૂલ જલે કે કહીં કો કિનારે;
ને તેમાં કૈં સ્થળ રહી જશે શૂન્ય, તો થાય શું યે?
ક્યાં ક્યાં જાતું પરિમિત થઇ આપણો આ પ્રવાસે! ૭

☆

# પાનગોષ્ઠિ

જ્ઞ-કવિ

## રસમીમાંસા

જુઓ ભાઈ, આ મથાળું વાંચીને, રસશાસ્ત્રના કોઈ પંડિતોએ ગુસ્સે થવાનું નથી આ મારી રસમીમાંસા એવા પ્રકારની છે કે એ રસ પંડિતોને પુસ્તકોમાંથી મળે તેમ નથી, અને એમના ખીસામાં તો, સુંઘવાની તમાકુની ડાબલી કે ઊંઘવાની ગોળી હોય તો ભલે. બાકી આ રસ હોવાનો તો સંભવ જ નથી. આ રસ એવા પ્રકારનો છે કે તમે એને, બ. ક. ઠા.નો શબ્દ વાપરીને અપરસ કહી શકો, અને છતાં કોઈ માણુસ હજી તો એવો જન્મ્યો નથી કે જે આ રસમાં રસ ન લેતો હોય! તમે કહેશો ભાઈ, હવે વાતમાં મોણ નાખો માં, ને સીધી વાત કહી દોને, તો હું તમને કહું છું કે તમને જીવનના કોઈ જ રસમાં રસ નથી. વાત કહેવાની ખરી ખૂબી જ એના મોણમાં રહી છે. વાલ્મીકિએ સીધી વાત કરી હોત કે રામ હતા, રાવણ હતા, અયોધ્યા હતી, લંકા હતી, સીતાનું હરણ થયું, વિભીષણ રાજા થયો, લંકા પડી ને અયોધ્યા રહી: ક્યો ભોલો, આ વાતમાં તમને શો રસ પડ્યો? ન જ પડે. કારણકે એ વાત જ નથી. એ તો માત્ર હકીકત છે. ખરી વસ્તુ એ છે કે લોકોને તમે જે અસત્ય કહો તેમાં જેટલો રસ પડે છે, તેટલો રસ તમે સત્ય કહો તેમાં પડતો નથી. ન માનતા હો તો પૂછો ઐતિહાસિક નવલકથાના લેખકોને. મુનશીએ અસત્ય ઈતિહાસ સર્જ્યો તો આજે લોકોને મૂળરાજમાં રસ પડવા મંડ્યો, ને બીચારા, પ્રબંધચિંતામણીના લીટે લીટે ચાલનારા કેટલાયની કૃતિઓ, સાચી એટલે રસહીન ગણાઈ! આનું નામ લોકોની અસત્ય તરફની પ્રીતિ!

એનું એક બીજું ઉદાહરણ આપું. મારામાં લોકોને આટલો રસ છે એ જો મને ખબર હોત તો હું જાતને કોઈ દી પ્રગટ જ કરત નહીં. ગામડામાં પડ્યા કેટલાય દી લોટ માગ્યો ત્યાં સુધી કોઈએ ભાવ પણ પૂછ્યો નહિ કે અલ્યા તું શું કરે છે? આજ હવે એટલા કામને માટે મને લાયક ગણવામાં આવે છે કે મને મારા પોતાના અસ્તિત્વ વિષે જ શંકા થવા માંડી છે! ખરી રીતે તો એક પાટિયું લટકાવીને તેમાં બધી હકીકત લખી રાખી હોય તો જેને ઠીક પડે તે વાંચી જાય ને ઠીક પડે એટલું સમજી જાય.

મને કેટલાક પૂછે છે કે તમે 'રાજસંન્યાસી' કેમ આપતા નથી? કોઈ વળી સાહિત્યપરિષદ્ વિષે મંતવ્ય માગે છે. સાહિત્યપરિષદ્માં ગયો હોત તો કોણ જાણે કોનાં ખાસડાં પાસે બેસવાનો વખત આવત તે ભગવાન જાણે, પણ ન ગયો એટલે પત્રો આવવા

મને આ ઉપરથી એક શિખામણ મળી છે કે રંગેલા ચિત્રની વિવેચના માફક જ લોકમત ગણવો. એ તો આમ પણ વળે ને તેમ પણ ઢળે. એનો કાંઈ નેઠો નહિ.

એટલે, કેટલાક કહે છે પાનગોષ્ઠિ સારી છે. કેટલાક કહે છે સારી નથી. કેટલાક કહે છે એમાં નવલિકા નથી. કેટલાક કહે છે એમાં આ નથી ને તે નથી. એલજિબ્રામાં પેલું વત્તા ઓછાનું આવે છે એના જેવું આ થયું. બધાના છેદ સામસામા ઊડી જાય છે ને છેવટે પાનગોષ્ઠિ તે પાનગોષ્ઠિ બની રહે છે.



# આખ્યાન કાવ્યમાં ચમત્કાર

પ્રસન્ન ન૦ વકીલ

પ્રેમાનંદ વગેરે કવિઓનાં લખેલાં આખ્યાનોમાં આવતા ચમત્કારોને આપણે કઈ રીતે ઘટાવવા એ પ્રશ્ન, મધ્યકાલીન સાહિત્યનો અભ્યાસ વધતાં વારંવાર ઊઠે એ સ્વાભાવિક છે. આપણી અર્વાચીન દૃષ્ટિ એ ચમત્કારોમાં માનવાની તો વિરુદ્ધ જ હોય અને તેથી પ્રત્યેક ચમત્કારને જાણે કોઈ એ ગુહ્ય કોયડો હોય એમ આપણે ઉકેલવા મથીએ છીએ અને કવિના હૃદયસાગરમાં ડૂબકી મારી કોઈ અણધાર્યું અર્થમૌક્તિક પકડી લાવીએ છીએ. પણ એવી મરજીવિયા મહેનતને પરિણામે પણ જે પ્રાપ્ત થાય તે મોતી છે કે ઠાલી છીપલી જ તે વિચારવા જેવું છે.

ભક્તોનાં જીવનમાં બનેલા કહેવાતા અને કવિઓએ તાદૃશ વર્ણવેલા ચમત્કારો આપણને બુદ્ધિગમ્ય નથી જણાતા તેથી હમેશ એવાં વર્ણનોને આપણે બુદ્ધિની કસોટીએ ચઢાવીએ છીએ. અને દરેક ચમત્કારમાં કોઈ ગૂઢ રૂપકાર્થ સમાયેલો કલ્પી, કવિ એ વર્ણનમાં, ચમત્કાર નહિ પણ તેથી જુદું જ કહેવા ઈચ્છે છે એમ માનીએ, મનાવીએ ત્યારે જ આપણને જંપ વળે છે. પણ એમ બુદ્ધિની કસોટીએ ચમત્કારને ચઢાવીએ તે પહેલાં બેત્રણ મુદ્દાઓ વિચારવા જોઈએ.

કવિને જો ચમત્કારનો અર્થ જુદો જ કરવો હોય, એમાં વ્યંજનાથી વા રૂપકથી વા બીજી કોઈ યુક્તિ પ્રયુક્તિથી પણ એ વર્ણનમાં કવિ કંઈ ને કંઈ સૂચન એ બાબતનું કાવ્યમાં મૂકવાનો જ મૂકવાનો. ચમત્કારના ભીતરમાં કવિ કોઈ ગૂઢાર્થ મૂકે તો ક્યાંય પણ એકાદ પંક્તિ કે એકાદ શબ્દ એવો રચી દે છે કે સુજ્ઞ વાચકને એ અર્થપ્રકાશ સ્વયમેવ થઈ જાય છે. કવિ, કદી વાચક ખોટા અર્થમાં અટવાઈ જાય એવું જાણી બૂઝીને કરે જ નહિ. વિશેષે, મધ્યકાલીન કવિતા જે સામાન્ય જનસમૂહ સમજી શકે એ દૃષ્ટિએ રચાયેલી છે તેમાં તો એવા આક્ષેપને બિલકુલ જ સ્થાન નથી. દા. ત., નરસિંહે પોતાના જીવનના પ્રસંગો જે પોતે વર્ણવ્યા છે તેમાં જ્યાં જ્યાં ચમત્કારનો ભાવ લેવાનો નથી ત્યાં એ પોતાના વર્ણનમાં સ્પષ્ટ રીતે કહી દે છે.

'હારમાળા'માં ગોપનાથ મહાદેવને તપથી પ્રસન્ન કર્યા વગેરે હકીકત નોંધાઈ છે. ત્યાં નરસિંહ આ પ્રમાણે કહે છે:

> ગોપેશ્વરિ કહ્યું સ્વપ્ન માંહિ : માગ તે આપું દંહનિ
> મિં માગ્યું: (જયે) સ્વામી, તમનિ વાહલૂં, તે ક્રિયા
> કરીનિ દીજિ મુને :

એટલે ગોપીશ્વર—ગોપનાથ મહાદેવનું પ્રસન્ન થવું અને વરદાન આપવું વગેરે પ્રસંગો નરસિંહે પ્રત્યક્ષ નથી જોયા પણ સ્વપ્નમાં જ જોયા છે એમ અહીં સમજવાનું છે. એ બાબતમાં કવિ જરા પણ અસ્પષ્ટ નથી એટલે વાચકને પણ સંદેહ રહેતો નથી.

આ પંક્તિઓ તો 'હારમાળા'માંથી છે તેથી કદાચ કોઈને એમાં વિશ્વાસ ન પણ આવે. ત્યારે જેના કર્તૃત્વ વિશે શંકા નથી એ 'શામળશાના વિવાહ'માં પણ એવા ઉલ્લેખો સ્પષ્ટ જણાય છે. તેમાં મહાદેવે જે રાસલીલાનાં દર્શન કરાવ્યાં તે વિશે કવિ કહે છે:

અનાથ હું ને સનાથ કીધો પાર્વતી ને નાથ
**દિવ્યચક્ષુ આપ્યાં મુજને,** મસ્તકે મેલ્યો હાથ.

ચર્મચક્ષુથી નહિ પણ 'દિવ્યચક્ષુ'થી જ આ લીલાનાં દર્શન થયેલાં. અને એ લીલાનાં દર્શન વગેરે પ્રસંગ આરોપતાં કવિ કહે છે — 'મુહૂર્ત એકમાં ભૂતલ આવિયો' — એટલે રાસલીલા કંઈ ભૂતલ પર નહોતી જોઈ. પ્રભુકૃપાએ દિવ્યચક્ષુ જે મળેલાં તે વડે ક્યાંક કલ્પનાના અંતરિક્ષમાં જ એ જણાઈ હતી.

નરસિંહ ભક્ત છે અને પોતાના જીવનના પ્રસંગો પ્રભુમાં અનન્ય તન્મયતાથી તરબોળ થઈ વર્ણવે છે. નરસિંહના જીવન સમય પછી લગભગ ૨૦૦-૨૨૫ વર્ષ બાદ એના જ જીવનપ્રસંગો લઈ કાવ્ય રચનાર પ્રેમાનંદ નરસિંહના જીવનના પ્રસંગોમાં જ્યાં ભક્તે ચમત્કાર નથી માન્યા ત્યાં સ્પષ્ટ ચમત્કાર માની વર્ણવતો જણાય છે. આપણે જાણીએ છીએ તેમ કોઈ પણ સંતના જીવનની આસપાસ ચમત્કારોની પરંપરા બંધાતાં સમય લાગે છે. નરસિંહે પોતાના જીવનમાં જેને સામાન્ય ઈશ્વરકૃપા લેખી હોય અને એના સમકાલીનોએ પણ જે બનાવોને એથી વધુ મહત્ત્વ નહિ આપ્યું હોય તેવા બનાવો પણ પ્રેમાનંદના સમય સુધીમાં ચમત્કારો ગણાઈ જાય એ સ્વાભાવિક છે. નરસિંહની ઉક્તિઓ જે વિશે ઉપર ટાંકી બતાવી છે તે સૌ પ્રસંગોને પ્રેમાનંદ ચમત્કારો તરીકે જ વર્ણવે છે. નરસિંહની માફક તેમાં ક્યાંય પણ ચમત્કારથી ભિન્ન અર્થ માટે સૂચન મળતું નથી. પ્રેમાનંદ કૃત 'મામેરા'નાં પ્રથમ બે કડવાં વાંચો. ક્યાંય ગોપીશ્વરનાં દર્શન સ્વપ્નમાં થયાં વા રાસલીલા દિવ્યચક્ષુથી જોઈ એવો ઉલ્લેખ નથી. ઊલટું, જ્યાં નરસિંહ 'મુહૂર્ત એકમા ભૂતલ આવ્યો' એમ વર્ણવે છે ત્યાં પ્રેમાનંદ કહે છે:—

મુહૂર્ત માત્રમાં મહેતા ને મૂક્યા જૂનેગઢ તતખેવ.

એટલે પ્રેમાનંદને મન તો આ જુનાગઢથી થોડે દૂર આવેલા તળાજા ગામ પાસેના ગોપનાથ મહાદેવ આગળ બનેલો ચમત્કાર જ છે.

પ્રેમાનંદના 'મામેરા'માં ઓછામાં ઓછા ચાર ચમત્કારો વર્ણવાયા છે: (૧) રાસલીલાનાં નરસિંહે કરેલાં દર્શન; (૨) નરસિંહ, મલ્હાર રાગ ગાઈને મેઘ વરસાવી વેવાણે નહિ આપેલું સમેવણું ઈશ્વરકૃપાથી મેળવી લે છે; (૩) પ્રભુ દોશી વાણિયા રૂપે આવી મામેરું સંકેલી જાય છે; અને (૪) કુંવરબાઈની નણંદની છોકરી માટે આકાશમાંથી કાપડું પડે છે. આમાંથી પ્રથમ વિશે તો આપણે જોયું કે નરસિંહ જે રાસલીલા દિવ્યચક્ષુથી અંતરિક્ષમાં જોઈ એમ કહે છે તેનું પ્રેમાનંદ એવા કોઈ પણ સંકેત વગર નિરાવૃત વર્ણન કરી તેને ચમત્કારના લેબાસમાં જ રજૂ કરે છે.

સમોવણુ વિશે પણ બંનેની પંક્તિઓ સરખાવવા જેવી છે. નરસિંહ એનું આલેખન આ રીતે કરે છે:

તિણિ સમિ વહેવાઇઇં હાસ્ય એહવું કર્યું, મેહલ્યૂં કુંભોદક ત્યારિં પાણી.
રાત્ય દિવસ જયેહની સેવા કરા થાં, સમણુ આપદિ તેરે આણી.
ચૈત્ર સુદિ દ્વાદશી મેઘઘટા ચઢી, ગડગડીનિ કુંડી માંહિ બૂઠું.
સમાણુ થાતી જયેહસે નરસિંહો સૂફ્યું, તેહનો સમસ્ત વૈષ્ણવનિ ત્રુઠો.

આમ નરસિંહ એને એક સહજ આકસ્માત લેખે વર્ણવતો જણાય છે જો કે અન્ય નાગરોએ એને ચમત્કાર માન્યો હતો એમ એ કહે છેઃ—

કેટલા એક અહ્યી વાત એહવી કરિ; કુંઇ બોલિ અમૃત વાણી:
કામણુ મોહણુ છિ કાંઇ એહ કનિ, મંત્રનિ બિલિ અણાવ્યૂં પાણી.

પણુ એને મન એ ચમત્કાર હોય એમ એની આ પંક્તિ પરથી ઉદ્દિષ્ટ થતું નથી. પ્રેમાનંદનું એ પ્રસંગનું વર્ણન જુઓઃ—

વિનતી નરસૈંયાની સાંભળી, પ્રેર્યો ઘન પરિબ્રહ્મ,
પળમાત્રમાં આભ ઘટા થઈ, ચોદશ ચડ્યો અંધકાર.
ગગન વિશે ઘન ગડગડે, થાય વીજ તણા ચમકાર;
ઉઠે ફેરણુ બહુ કાંકરા, વરસે મુશળ ધાર.

પ્રેમાનંદનું વર્ણન આટલેથી અટકતું નથી. ભક્તને મુશ્કેલીમાં મુકનાર નાગરોનો ઉપહાસ કર્યા વગર એનાથી રહેવાતું નથી:

વેવાઈના ઘરમાં જળ ઘરયુ, સૌ નાસે; કરે પોકાર.
સર્વ નાગરીઓ પાયે પડે, "ક્ષમા કરો અપરાધ;
અમો 'અજ્ઞાને ન ઓળખ્યા, તમો શિરોમણિ સાધ."
શ્રીરંગ મહેતો સ્તુતિ કરે, વેવાણો માગે માન.
વરસાદ વિસર્જન થયો, મહેતાજીએ કીધું સ્નાન.

આમ ગરજ પડી ત્યારે તો આ વ્યવહારકીટોએ ભક્તના કાલાવાલા કરી લીધા. પણ તરત જ પછી,

ઠગ નાગર કહે, 'યશુ માવહુ'! એમ આવે છે બહુવાર.'
પ્રત્યક્ષ દીઠું, પ્રતીત નાવી, કળિજુગને અનુસાર."

કવિ તો સ્પષ્ટ કહે છે કે ભક્તે પોતાની પ્રભુકૃપાનો પરચો આવો ચમત્કાર કરીને બતાવ્યો. પણ ઠગ નાગરો — પામર જીવો, કળિજુગને અનુસરીને પ્રત્યક્ષ જોયેલા ચમત્કારને પણ માની શક્યા નહિ!

સગોવણુના આ પ્રસંગ પ્રત્યે પ્રેમાનંદની દૃષ્ટિ આમ ચમત્કારની જ જણાય છે. એણે, કોઈ ઈતર અર્થ મૂકવાનો પ્રયત્ન, અહીં ગમે તેવી સૂક્ષ્મ દૃષ્ટિએ જોતાં પણ, ક્યાં

જણાતો નથી. આપણી બુદ્ધિને અનુકૂળ અર્થ એમાંથી ઘટાવી સંતોષ માનીએ એ જુદી વાત છે પણ તેવો અર્થ પ્રેમાનંદને પણ ઈષ્ટ છે એ કહેવું તો અયોગ્ય જ છે.×

પ્રભુ વહારે ધાઈ મામેરું કરી આપે છે એ નરસિંહ અને પ્રેમાનંદ બંને ચમત્કાર તરીકે જ વર્ણવે છે. પ્રેમાનંદે, નરસિંહે ગાયેલું પ્રસિદ્ધ પદ 'ઉઘડકી ઉઠિયો વેગિ વૈકુંઠપતિ' પોતાના 'મામેરા'માં સાંકળી લીધું છે. પ્રેમાનંદ કલ્પનાનો વધુ ઉપયોગ કરી, એ વર્ણન વિસ્તારે છે એટલું જ. અહીં પ્રભુએ ખરેખર પ્રત્યક્ષ થઈને મદદ કરી કે પ્રભુપ્રેર્યા કોઈ વણિક શેઠે આવીને નરસિંહને મદદ કરી એ પ્રશ્ન વારેવારે ઊઠે છે. એક વિવેચક પૂછે છે: કોઈ શેઠ જ શામળા બનીને આવેલા "એમ જો 'મામેરા'માં બનેલું માનીએ તો પણ રસક્ષતિ શું કામ થાય?"+ મને તો લાગે છે કે એમ માનવાથી રસક્ષતિ થવાનો સંભવ છે. પ્રથમ તો પ્રેમાનંદને આ અર્થ બિલકુલ માન્ય નથી. રખેને આ વર્ણનનો કોઈ આવો અર્થ કરી બેસે તે માટે જ જાણે એ આકાશમાંથી કુંવરબાઈની નણંદની પુત્રી માટે કાપડું પડવાનો ચમત્કાર વર્ણવે છે. નરસિંહમાં એ ચમત્કારનો ઉલ્લેખ નથી. નરસિંહ તો એ બાઈની માગણીનો આટલો જ જવાબ વાળે છે:

'નણંદની નાણદ્રી નામ નાહની બાઈ, કાપડું આપો તો વારુ થાયે.
આપનારો હુતો તે આપી મૂકી ચાલિયો, હવિં ગિહિલી! કાંઈ ન થાયે.
તુલસી ચરણોદક સાચાં છિ માહરિ, તે લેવા તણી ખાંત્ય થાયે.

---

× સમોવણનો બુદ્ધિગમ્ય એક ઉકેલ જાણવામાં છે. "પ્રેમાનંદ કૃત 'મામેરું' એક અવચારા'" ('પ્રસ્થાન', માગશર ૧૯૯૬) નામના એક લેખમા શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદી આ પ્રમાણે લખે છે:

"સંસારના અનેક તાપો જ્યાં ઉષ્ણોદકની પેઠે ઉકળતા હોય અને શરીરની ખોળ ઉતારી નાખે એવા તીક્ષ હોય તેવે વખતે પણ શીતલ જળ જેવી પરમ શાન્તિ રાખનાર નરસિંહ ભક્ત જેવા પરમાર્થવીર જ મનુષ્યસંસ્કૃતિના સાચા સંરક્ષક છે. એવા પરમાર્થી ભગવદ્ભક્તને સંસારના અંગારા તપાવી શકતા નથી. અનેક અજ્ઞાનજન્ય દુર્વૃત્તિઓ ધગધગતી હોય તેની મધ્યમાં પણ પ્રભુની કૃપાથી એ અમૃતદૃષ્ટિનું સુખ અનુભવે છે. * * * નરસિંહ મહેતાના હૃદયાકાશમાં મેઘ ગર્જે છે, વિદ્યુતના ચમકારા ચમકે છે અને મૂશળધાર વરસાદ વરસે છે. આ શાન્ત–શીતલ જળ વેવાઈના સ્વજન આદિ સર્વ લોકોને પણ શાન્તિ અને શીતળતા આપે છે અને સર્વે પોકારો કરી ભક્તશિરોમણિનો મહિમા સ્વીકારે છે. હૃદયને ખળભળાવી નાખે એવા અશાન્ત વાતાવરણની વચમા અંતરના ઊંડાણમાં પરમ શાન્તિની સ્થાપના એ જેવો તેવો ચમત્કાર છે?"

આ અર્થ પૂરો સંતોષકારક પણ નથી. શું "આ શાન્ત શીતલ જલ વેવાઈના સ્વજન આદિ સર્વ લોકને પણ શાન્તિ અને શીતળતા આપે છે" ખરું? જેને કોઠે પાપ અને પામરતા સદી ગયાં છે તેવા એ સૌ તો એમ જ કહે છે કે "થયું મારહું એમ આવે છે બહુવાર."

અને આવા અર્થની પ્રેમાનંદમાં તો ગંધ સરખી આવતી નથી!

+શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ સંપાદિત 'કવિ પ્રેમાનંદ કૃત કુંવરબાઈનું મામેરું' બે બોલ, પા ૭.

જ્યારે પ્રેમાનંદ તો ગગનમાંથી કાપડું પડતું બતાવે છે:

ફરી ધ્યાન ધર્યું માધવનું, "ત્રિકમ, રાખજો ટેક્ય"
પંચરંગનું ગગન વિષેથી, પડયું કાપડું એક્ય.

આ પ્રેમાનંદની કલ્પનાનો ચમત્કાર જાણે મામેરું ઉકેલવા આવનાર સાક્ષાત પ્રભુ હતા કે કેમ એ શંકા નિર્મૂળ કરવા જ યોજ્યો છે. આપણે બુદ્ધિને સંતોષવા ભલે અહીં કોઈ વણિક શ્રીમંતને કલ્પી લઈએ પણ પ્રેમાનંદને એવો કોઈ અર્થ ઇષ્ટ નથી એ તો સ્પષ્ટ છે જ.

આ ઉપરાંત આવાં કાવ્યોમાં ચમત્કારને ચમત્કાર તરીકે ગણવાનું બીજું પણ મહત્ત્વનું એક કારણ છે. આમ પ્રત્યેક ચમત્કારને આપણે જુદી જુદી રીતે સમજાવીએ તો 'તુંડે તુંડે મતિર્ભિન્ના' અનુસાર એક જ ચમત્કારના અનેક વિસંવાદી અર્થો થઈ જવાનો ભય નથી! એક વિવેચક એક ચમત્કાર લઈને બેસે અને તેનો મનફાવતો અર્થ કરે. બીજો વિવેચક એનો એ જ ચમત્કાર લઈને બીજો જ અર્થ કરે.[1] આમ વિવિધ અર્થની પરંપરા ચાલ્યા જ કરે! વળી કેટલાક ચમત્કારો આવાં કાવ્યોમાં એવા પણ આવે છે કે જે બિલકુલ સમજાવી શકાય જ નહિ. આ આકાશમાંથી કાપડું પડવાનો જ પ્રસંગ લ્યો. એનો શો અર્થ ઘટાવીશું? આમ અમુક ચમત્કારનો અર્થ થઈ શકે અને અમુકનો કંઈ જ અર્થ નહિ થાય. અને જેનો અર્થ થવાનો સંભવ તેના પણ અનેક વિસંવાદી અર્થ થઈ જવાનો ભય — એવી અરાજક પરિસ્થિતિ કાવ્યના રસાસ્વાદમાં ઇષ્ટ ખરી? વાચકના ચિત્તને કલેશ થવાનો એમાં સંભવ નથી શું?

આખ્યાન કાવ્યોમાં વર્ણવાતા ચમત્કારોને કઈ દષ્ટિથી જોવા એ કહેતાં કહેતાં આપણે પ્રેમાનંદના 'મામેરા'માંથી જ ઉદાહરણો લઈ લીધાં. એમ કરવાનાં બે કારણો છે: એક તો નરસિંહે પોતે જ આ પ્રસંગનાં વર્ણનો ટૂંકમાં કરેલાં હોવાથી, પ્રેમાનંદ સાથે એની સરખામણી સુલભ છે; અને બીજું, બીજા આખ્યાન કાવ્યોમાં આવતા ચમત્કારો કરતાં મામેરાના ચમત્કારો વિશે આપણે ત્યાં વધુ ચર્ચા થઈ છે. પણ આ જ દષ્ટિથી પ્રેમાનંદનાં અન્ય આખ્યાનો તથા બીજા કવિઓનાં આખ્યાનો જોઈ શકાય એ સમજાય તેવું છે.

આ બુદ્ધિવાદના જમાનામાં ભક્તનું કે સંતનું જીવન જ ચમત્કાર નથી શું? આટલી અટલ શ્રદ્ધાવાળી વ્યક્તિને જ આપણે વિશ્વનો એક ચમત્કાર કહીએ તો શું ખોટું છે? અને એવા એક મહાન ચમત્કારથી ફલિત થતા નાના ચમત્કારોને કાવ્ય પૂરતા સમજવા આપણે બુદ્ધિ શા માટે કસવી પડે છે? કવિ કંઈ એમ કહેવા ઇચ્છતો નથી કે જુઓ: ભક્તિ કરવાથી આવા આવા ચમત્કાર કરવાની શક્તિ આવે છે. ઊલટી એ ચમત્કારના

૧. દા. ત. શ્રી. ઝવેરચંદ મેઘાણી સમોવણના ચમત્કારને આ રીતે જુએ છે: "નરસૈંયાંના કંઠમાંથી છૂટેલા શીતળ મલ્હાર-સૂરોએ ત્રાંબાકૂંડીમાંથી ફળફળતી વરાળનું વાદળું બાંધી દીધું." ('રા. ગંગાજળિયા' પા. ૧૭૬) શ્રી. મેઘાણી નૈવલકથાકાર તરીકે આવો અર્થ કરે એટલે એ સામે કોઈ તકરાર હોઈ શકે નહિ. પણ કાવ્યના અર્થો સેવાનો પરવાનો સર્જકની પેઠે વિવેચકને પણ મળી જાય તો અનેકાર્થ આમ નહિ ઊપજ્યા કરે એની શી ખાતરી?

વર્ણનમાં પણ ભક્તની અને કવિની નમ્રતા જ દેખાતી હોય છે. ઉપરાંત, પ્રભુની મહત્તા બતાવવાની ઈચ્છાથી અથવા સૌ કાંઈ પ્રભુથી જ થાય છે એ ભાવના દૃઢ કરવાના આશયથી જ આ ચમત્કારો વર્ણવે છે. એનો ગર્વ નથી ભક્તને કે નથી એના વર્ણવનાર કવિને. ભક્તિની મહત્તા એમાં આવતી હોય તો એટલે અંશે જ આવે છે કે પ્રભુમાં અચળ શ્રદ્ધા રાખીને ભક્તિ કરનારના જીવનમાં પણ મૂંઝવણો, કસોટીઓ આવે છે પણ એ વખતે એને જે ઈશ્વરી સત્તામાં શ્રદ્ધા છે તે કોઈ ને કોઈ ગેબી રીતે એને સહાયતા કરી એનાં દુઃખ નિવારે છે. આવી શક્તિ આવી શકે છે માટે ભક્તિ કરવી જોઈએ એવી લાલચુ માન્યતા એની પછવાડે કવિના શુદ્ધ ભાવમાં હોતી જ નથી. જો કે જનતાનો મોટો ભાગ તે કાળે ચમત્કાર એવા અર્થમાં સમજ્યો હોય તે સંભવિત છે. પણ તેમાં કવિનો કે ભક્તનો વાંક નથી. નહિ સમજી શકનાર સમાજનો જ વાંક છે.

કવિ પોતે ચમત્કારમાં માને છે એટલું જ નહિ પણ તે કાળનો એનો શ્રોતાવર્ગ પણ એ ચમત્કારોમાં, કવિ કરતાં પણ કદાચ વિશેષ શ્રદ્ધાવાળો હતો. કવિને પોતાના શ્રોતાવર્ગની શક્તિમતિનું પૂરેપૂરું ભાન હતું તેથી ચમત્કારના વર્ણન સાથે એ વર્ગના કળવામાં પણ ન આવે એવો હેતુ એ મૂકી દે એ અસંભવિત છે. કોઈ પણ જનહૃદયનો સાચો પારખુ કવિ એવું કરે નહિ. કથક અને ભાવક બંનેના મનમાં ચમત્કાર વિશે શ્રદ્ધા હોય એ ભૂમિકા સ્વીકારીને જ આવાં કાવ્યો રચાયાં છે. એ ભૂમિકાનો આજે નાશ થઈ ગયો હોવાથી કાવ્યોનાં આવાં અગમ્ય તત્ત્વો વિશે આપણા મનમાં શંકા ઊઠે છે અને તેના સમાધાન અર્થે આપણે એના વિવિધ અર્થ ઘટાવીએ છીએ. પણ એવાં ભક્તિકાવ્યો વાંચતાં જો આપણે ભક્તના અસ્તિત્વનો જ ચમત્કાર સ્વીકારતા હોઈએ તો એમાં રહેલા અન્ય ફલિત ચમત્કારો સ્વીકારવા વાજબી અને તર્કપુરઃસર છે. ત્યારે જ એવાં કાવ્યોનો રસાસ્વાદ માણી શકાય છે. ડગલે ને પગલે શંકા કરવાથી અથવા કવિએ ધાર્યો હોય તેથી વિશેષ અર્થ તાણીતૂસીને એમાં જોતાથી કાવ્યના રસપ્રવાહમાં બેશક સ્ખલન થાય છે. કવિને જે અર્થ ઇષ્ટ હોય તે જ અર્થ લેવાથી કાવ્યને અને કવિને આપણે ન્યાય કરી શકીએ એ તો કવિતાવિવેચનનું એક સામાન્ય સૂત્ર છે. એ ચમત્કારના આલેખનમાં પણ પ્રધાન વસ્તુ અને કાવ્યનો પ્રાણ તો જે જીવંત માનવતા આલેખાય છે તે જ છે. એને જ્યાં સુધી હાનિ ન પહોંચતી હોય ત્યાં સુધી એ ચમત્કારોને તત્કાલીન તત્ત્વ લેખી, તત્કાલીન વાતાવરણમાં પ્રવેશતાં આપણને સંકોચ શાને થવો જોઈએ ?

કાવ્યની બહારની સ્થૂલ સૃષ્ટિમાં પણ એ ચમત્કારોમાં શ્રદ્ધા રાખવાનું કોઈ કહેતું નથી. આ લેખનો એવો કોઈ આશય છે જ નહિ. પણ કાવ્યવાચન વખતે એટલી શ્રદ્ધા કલ્પનાબળે જો મેળવી શકાય તો જ સાચો રસ એ કાવ્યનો માણી શકાય એ જ તાત્પર્ય અહીં છે. શેક્સપિયરનાં નાટકોમાં આવતા ચમત્કારોને વિચારતી વખતે કોલરિજ જેવા સમર્થ વિવેચકો પણ *willing suspension of disbelief*નો આગ્રહ સેવે છે. તો આપણા 'ધરદીવડા'ઓનો પ્રકાશ ઝીલતાં, બુદ્ધિની એવી અપ્રસ્તુત લીલાને ઘડીભર આપણે પણ કાં થંભાવી નહિ દઈએ ?

# તત્ત્વજિજ્ઞાસા*

રસિકલાલ છોટાલાલ પરીખ

## ૧

हृदि प्रतीष्या कवयो मनीषा

સાહિત્ય પરિષદ્‌ના કાર્યવાહકોએ મારો શો અધિકાર સમજી તત્ત્વજ્ઞાન વિભાગનો મને પ્રમુખ નીમ્યો છે તે હું જાણતો નથી. આ સ્થાનના પૂર્વ અધિષ્ઠાતાઓનો અધિકાર તો સુપ્રસિદ્ધ છેઃ એક છે ફિલસૂફીના વર્ષોના પીઢ અધ્યાપક અને બીજા છે સદાચારનિષ્ઠ તત્ત્વના અનુભવી સંશોધક — જીવનશોધનકાર. આમાંનો એક પણ અધિકાર મારો નથી. પણ મારો અધિકાર કેટલો એનો વિચાર કરતાં જે માણસને ફિલસૂફી શબ્દ પ્રચલિત કરવાનું માન મળે છે તે પાયથગોરસની ફિલસૂફ અને ફિલસૂફીની સમજ યાદ આવી. જ્ઞાન ચોક્કસ રીતે તો કેવલ ઈશ્વરને જ હોય છે એમ સમજી માણસ પોતાને જ્ઞાની કહેવડાવે એ પાયથગોરસને ઠીક ન લાગ્યું અને તેથી તેણે પોતાને માટે ( Philosopher = Lover of wisdom; Gk. Philos=lover of Gk. Sophia=wise) જ્ઞાનરસિક અથવા જ્ઞાનરતિ એવો શબ્દ યોજ્યો. અને જ્ઞાનમાં ઓછો વધતો રસ તો મને છે. અને તેથી યૌગિક અર્થમાં એટલો ફિલસૂફ પણ ખરો — અને એટલો સર્વસાધારણ અધિકાર પણ ખરો; પણ વિશેષ નહિ. તેથી ફિલસૂફના રૂઢ અર્થમાં હું આપની અપેક્ષા પૂરી ન કરું તો દોષ મારો ન ગણશો, કારણ કે હું રૂઢ અર્થમાં ફિલસૂફ નથી, અને મારી એવી પ્રસિદ્ધિ પણ નથી. છતાં, આ સંમેલનના કાર્યવાહકોએ મને આ સ્થાન આપ્યું છે તો તેને કંઈક વાંચવાની, કંઈક યાદ કરી જવાની, કંઈક ફરી વિચારવાની — કંઈક નવું વિચારવાની — ટૂંકામાં, કંઈક નવું જાણવાની તક સમજી ઉપકારની લાગણી સાથે વધાવી લઉં છું; બીજી કોઈ બુદ્ધિથી નહિ!

સાહિત્ય પરિષદે તત્ત્વજ્ઞાનનો એક વિભાગ રાખ્યો છે, એનો અર્થ એ કે તેણે સાહિત્યમાં તત્ત્વજ્ઞાનને પણ સ્થાન આપ્યું છે; એટલે તેના સમર્થનમાં બહુ કહેવું એ બિનજરૂરી પુનરુક્તિ થાય! છતાં આપણી સાહિત્યઉપાસનામાં તત્ત્વજ્ઞાનની ઉપેક્ષા જોતાં સાહિત્ય અને તત્ત્વજ્ઞાન એક બીજા વિના સમૃદ્ધ થઈ શકે એમ નથી એ તત્ત્વ ઉપર ભાર મૂકવાની જરૂર છે. આ ઉપેક્ષાનું કારણ કેટલેક અંશે આપણી યુનિવર્સિટીઓનો અભ્યાસક્રમ છે જે સાહિત્યના વિદ્યાર્થીને તત્ત્વજ્ઞાનથી વંચિત રાખે છે, અને તેથી બન્નેના સંબંધ વિશે મનન કરવાના પ્રસંગ આવતા નથી — અને આવે છે ત્યારે Imagination અને Reason વચ્ચેના કલ્પિત વિરોધથી સાહિત્ય અને ફિલસૂફી વચ્ચે વિરોધ માની લેવાય છે; અને તેથી સાહિત્યના રસભૃંગને ફિલસૂફી એ માથાકૂટ લાગે છે; પણ આપણા દેશની અને તેમાં યે ગુજરાતની પરંપરા એવી નથીઃ પ્રભાવકચરિતાદિ ગ્રંથો જોવાથી જણાય છે કે જૂના સમયમાં કોઈને શિક્ષિત ગણાવવું હોય તો તર્ક-લક્ષણ-સાહિત્ય એ ત્રણે વિષયોનું ઓછું વધતું જ્ઞાન મેળવવાની જરૂર હતી; ત્યારે જ માણસ 'કૃતવિદ્ય' અને સભાસ્થાનને

---

* ગુજરાતી સાહિત્ય પરિષદ્ સંમેલનના ચૌદમા અધિવેશનના તત્ત્વજ્ઞાન વિભાગના પ્રમુખ-સ્થાનેથી. તા. ૫-૧૦-૪૧

યોગ્ય સભ્ય ગણાતો. આ ત્રણે વિદ્યાઓ – તર્ક એટલે પર્ કે વધારે તર્ક, અથવા દર્શન, લક્ષણ એટલે વ્યાકરણ અને સાહિત્ય – ની જેને યથોચિત કેળવણી હોય તેને તત્ત્વજ્ઞાન અને સાહિત્ય વચ્ચે વિરોધ લાગે નહિ અને એકનો ઉપાસક બીજાની ઉપેક્ષા કરી શકે નહિ.

આને શાસ્ત્રસંમતિ પણ છે. રાજશેખર કાવ્યમીમાંસામાં વાઙ્મય બે પ્રકારનું ગણાવે છે: શાસ્ત્ર અને કાવ્ય; અને કહે છે કે शास्त्रपूर्वकत्वात् काव्यानां पूर्वं शास्त्रेष्वभिनिविशेत। કાવ્યોનું શાસ્ત્રપૂર્વપણું હોવાથી પહેલાં શાસ્ત્રોમાં કુશળતા મેળવવી. વળી રાજશેખર સાહિત્યવિદ્યાને शब्दार्थयोर्यथावत् सहभावेन विद्या – એમ સમઝાવી એને ચારે વિદ્યાઓનો આન્વીક્ષકી–ત્રયી–વાર્તા–દણ્ડનીતિ – નો 'નિષ્યન્દ' ગણે છે. અર્થાત્ સાહિત્યને વાઙ્મયના વિશાળ અર્થમાં લઈએ તો શાસ્ત્ર અને કાવ્ય બન્ને સાહિત્યના પ્રકાર છે – અને કાવ્યના મર્યાદિત અર્થમાં લઈએ તો સાહિત્યવિદ્યા બધી વિદ્યાના નિષ્યન્દ — સત્ત્વરૂપ છે. આ અભિપ્રાય સાથે આપણે સંમત થઈએ કે ન થઈએ – અને તે વિચારવાનું કામ બીજા વિભાગનું છે — તો પણ પ્રાચીન પરંપરાને આન્વીક્ષકી (તત્ત્વજ્ઞાન અથવા ફિલસૂફી માટે પ્રાચીન શબ્દ) અને સાહિત્ય વિદ્યાના સંબંધની – પરસ્પર ઉપકારક – સંબંધની અપેક્ષા હતી એટલું સ્પષ્ટ થાય છે.

વર્તમાન યુરોપીય પરંપરા લઈએ તો તેમાં પણ સાહિત્ય અને ફિલસૂફીનો સંબંધ સ્પષ્ટ સ્વીકારેલો દેખાય છે. ઉદાહરણ તરીકે પ્રો. મુલ્ટન સાહિત્યના પ્રકારના કોઠામાં પોયેટ્રી અને પ્રોઝ એવા બે પ્રકાર પાડી પ્રત્યેકમાં વર્ણન, પ્રત્યક્ષીકરણ અને ચિંતન એ ત્રણ વ્યાપારોને આધારે ઉપપ્રકારો પાડી પોયેટ્રીમાં જ્યાં લિરિક આવે છે ત્યાં પ્રોઝમાં ફિલસૂફીને મૂકે છે. આ સાહિત્યકારપક્ષે મત થયો. ફિલસૂફપક્ષે મત જોવો હોય તો આર. જી. કૉલિન્ગવુડના 'ફિલોસૉફિકલ મેથડ' નામના નિબંધમાં મળશે. તે ફિલસૂફીને સાહિત્યના એક પ્રકાર પ્રોઝમાં સ્થાન આપે છે; પણ તેના વિષયની દૃષ્ટિએ ફિલસૂફીને કવિતાની નજીક લઈ જાય છે: Philosophy represents the point at which prose comes nearest to being poetry...Many of the greatest philosophers have adopted an imaginative and somewhat poetic style which would have been perverse in science and ridiculous in history but in philosophy is often highly successful. અને પ્લેટોના સંવાદોનો, ડેકાર્ટની શૈલીની શિષ્ટરુચિતા ( 'classical elegence')નો, સ્પિનોઝાના કોરેલા પદસમૂહો ('lapidary phrases')નો અને હેગેલના વળવાળાં રૂપક આરૂઢ બૃહદ્વાક્યો (tortured metaphor-ridden periods')નો ઉલ્લેખ કરે છે. આપણે એક બાજૂએ ઉપનિષદોની પ્રેરક વાણી અને બીજી બાજૂએ શંકરાચાર્યના ભાષ્યની પ્રસન્નગંભીર પ્રૌઢિ નમૂના તરીકે ઉમેરી શકીએ.

અર્થાત્ કે સાહિત્ય અને તત્ત્વજ્ઞાન અનેક રીતે વિષય ને આકારમાં પરસ્પરાશ્રિત છે; અને એકનો અભ્યાસ બીજાના પરિચય વિના કાં તો ક્ષુલ્લક કે કાં તો શુષ્ક થઈ જાય છે.

સાહિત્યપરિષદના એક વિભાગ તરીકે તત્ત્વજ્ઞાનને રાખવામાં ઔચિત્ય ઉપરાંત બીજો ઉદ્દેશ હું એમ સમજું છું કે આ સંસ્થા તત્ત્વજ્ઞાનના સાહિત્યને ઉત્તેજન આપવા માગે છે, અને તેથી આ વિભાગના પ્રમુખનું એક કર્તવ્ય આવું ઉત્તેજન કેમ અપાય તે વિચારવાનું ? શું કરવાથી ગુજરાતીમાં તત્ત્વજ્ઞાનનું સાહિત્ય જીવતું રહે, વધે અને સમૃદ્ધ થાય એ વિચારવાનું રહે છે. આ અંગે શ્રી. કિશોરલાલભાઈએ વિભાગીય પ્રમુખોની જવાબદારીઓનો વિચાર કરતાં જે સૂચનાઓ કરી હતી તેનું આપને સ્મરણ કરાવું છું, કારણ કે તત્ત્વજ્ઞાનના સાહિત્યને ઉત્તેજન આપવાનો

એ એક ઉપાય છે, છતાં આ સંસ્થા એ સૂચનાઓને અમલમાં મૂકી શકી નથી; હું ધારું છું કે અનિચ્છાથી નહિ પણ સંયોગવશાત્; તે સૂચનાઓ તે તે વિભાગના સાહિત્યની છેલ્લી 'ખાનેસુમારી' તૈયાર કરાવવા એક સંમેલનના અન્તે સમાલોચકો નીમવા પરત્વે છે, જેથી બીજા સંમેલનના તે તે વિભાગના પ્રમુખનું 'માર્ગદર્શન' કરાવવાનું કામ સરલ થાય. તત્ત્વજ્ઞાનના સાહિત્યની આવી ખાનેસુમારી તૈયાર થઈ હોત તો હું 'માર્ગદર્શન' કરાવી શકત એવો મને મારી શક્તિ વિશે વિશ્વાસ નથી, છતાં આ વિભાગના આગામી પ્રમુખો વધારે યોગ્ય હશે એમ માની લઈ શ્રી. કિશોરલાલભાઈની સૂચનાનો પુનર્નિર્દેશ કરી તેમનું સમર્થન કરું છું.

ગુજરાતી સાહિત્યપરિષદના સમ્મેલનમાં તત્ત્વજ્ઞાનની ચર્ચા કરવાની હોય ત્યારે ગુજરાતની 'અસ્મિતા' ધ્યાનમાં લેવી જોઈએ એમ એક વિચાર આવે છે, પણ સાથે સાથે અત્યારે તો 'અખણ્ડ ભારત'ની ભાવના એ જ મુખ્ય હોય એમ પણ વિચાર આવે છે; અને તત્ત્વજ્ઞાનના વિષયમાં-બીજા વિષયોમાં ગમે તેટલા વિવાદને સ્થાન હોય — તો 'અખણ્ડ ભારત'ની ભાવના જ ઈતિહાસપ્રમાણિત છે. હિન્દુસ્તાનમાં ગમે તેટલાં દર્શનો અને સંપ્રદાયો થયા હોય પણ તે ક્યારે પણ પ્રાન્તીય રહ્યા નથી; એટલે હિન્દુસ્તાનની સંસ્કૃતિની આ ઈતિહાસપ્રમાણિત અખણ્ડતા જેને 'અખણ્ડભારતી' એવું નામ પણ અપાય—ધ્યાનમાં રાખી ગુજરાતમાં તત્ત્વજ્ઞાનના પ્રવાહને સમૃદ્ધ કરવાનો આપણો ઉદ્દેશ હોઈ શકે. સરસ્વતીચંદ્રકારે આપણી વર્તમાન સંસ્કૃતિ માટે જે ત્રિવેણીસંગમની વાત કરી છે તેનું સ્મરણ કરી એ દૃષ્ટિએ આ વિષયને ચર્ચવો એ યુક્ત છે.

ગુજરાત અર્વાચીન યુગમાં તત્ત્વજ્ઞાનીઓથી રહિત છે એમ નહિ કહી શકાય. સાક્ષાત્કારના ઉદ્દેશથી તત્ત્વજ્ઞાનનું સેવન અને નિરૂપણ કરનાર તત્ત્વદ્રષ્ટા શ્રીમદ્ રાજચંદ્રનું પ્રથમ સ્મરણ થાય છે, જેમનું એક મહાન કાર્ય એ કે ગાંધીજીની કંઈ સો જેટલી શંકાઓનું સમાધાન કરી તેમને હિન્દુધર્મમાં સ્થિર કર્યા; અને બીજું સ્મરણ સત્ય અને અહિંસાનાં તત્ત્વો કે તત્ત્વનું પ્રયોગથી શોધન કરી તેને વર્તમાનયુગમાં સ્થાપનાર મહાત્માજીનું, જેમની 'વાચોયુક્તિ'એ વર્તમાન ગુજરાતના વિચારને પ્રાણવાન કર્યો છે.

પાણ્ડિત્ય અને તત્ત્વચિંતનની દૃષ્ટિએ મણિલાલ નભુભાઈ દ્વિવેદીનું પ્રથમ સ્મરણ થાય છે. આપણાં દર્શનશાસ્ત્રોનું અને પશ્ચિમની ફિલ્સફીનું સાંગોપાંગ અધ્યયન કરી તત્ત્વચિંતનથી બન્નેનું રહસ્ય સમજી તેમને વિવેકપૂર્વક યથાયોગ્ય ઘટાવનાર આચાર્ય આનંદશંકર એ ગુજરાતના અદ્વિતીય ફિલ્સૂફ કે તત્ત્વચિંતક છે, અને અખિલ ભારતના પ્રથમ પંક્તિના તત્ત્વચિંતકોમાં તેમનું સ્થાન છે.

આ પછી આ સંબંધમાં નર્મદાશંકર દેવશંકર મહેતાનું સ્મરણ થાય છે; તેમના ભારતીય તત્ત્વજ્ઞાનના ઈતિહાસના બે ભાગો એ હજી ગુજરાતીમાં એ જાતના ગ્રંથોમાં અદ્વિતીય છે.

પશ્ચિમની ફિલ્સૂફીઓના અભ્યાસીઓમાં મણિશંકર રત્નજી ભટ્ટનું સ્મરણ થાય છે, જેમનો 'શિક્ષણનો ઈતિહાસ' ગુજરાતી ભાષામાં અપૂર્વ ગ્રંથ છે. એક રીતે તો એ

ફિલ્સફીનો ઈતિહાસ પણ છે. પ્રારંભમાં જ જેમનો ઉલ્લેખ કર્યો છે તે પ્રો. અતિસુખશંકર પણ ફિલ્સફીના જાણીતા અધ્યાપક છે.

આવી માન્ય વ્યક્તિઓ ગુજરાતી સાહિત્યને પોતાની સેવા આપતી હોવા છતાં મને હજી એક પ્રશ્નનો ઉત્તર મૂંઝવે છેઃ જે અર્થમાં કાવ્ય, નાટક, નવલકથા, નિબંધ, વિવેચન ઈત્યાદિ ગુજરાતી સાહિત્ય કહેવાય તે અર્થમાં ગુજરાતી કહેવાય એવું તત્ત્વજ્ઞાનનું સાહિત્ય છે ? બીજી રીતે કહીએ તો અધ્યયન અને જીવનનો અનુભવ કરી સાહિત્યકારોએ સ્વબુદ્ધિથી ગુજરાતી સાહિત્યનું નિર્માણ કર્યું છે તેમ તત્ત્વચિંતકોએ કર્યું છે ? ફિલ્સફીના અધ્યયન કરનારા છે, અધ્યયનનો સાર અથવા વિવેચન કરનારા છે, પણ પોતે વિજ્ઞાન અને જીવન જે પ્રશ્નો ઉપસ્થિત કરે છે તે પ્રશ્નોને તત્ત્વદષ્ટિએ સ્વબુદ્ધિથી ચર્ચી તત્ત્વજ્ઞાનનું સાહિત્ય સર્જનાર કોણ ? જે અર્થમાં સંસ્કૃતમાં દાર્શનિક સાહિત્ય છે, અંગ્રેજીમાં ફિલ્સફીનું સાહિત્ય છે તેવું ગુજરાતીમાં કયું ? મારું વાચન અલ્પ છે એટલે મને જડયું ન હોય એ મારી કસૂરને અવકાશ રાખી કહું છું કે મણિલાલ નભુભાઈના 'સિદ્ધાન્તદર્શન' કે 'ન્યાયપ્રવેશ' આદિ ગ્રંથો, આચાર્ય આનંદશંકરના 'હિન્દુ વેદધર્મ' પણ ખાસ તો 'આપણો ધર્મ', પ્રો. રામનારાયણ પાઠકનો 'પ્રમાણશાસ્ત્રપ્રવેશિકા' અને શ્રી. કિશોરલાલભાઈનું 'જીવનશોધન' આવા થોડાક — જો કે મહત્ત્વના ગ્રંથો — બાદ કરીએ તો ગુજરાતીમાં તત્ત્વજ્ઞાનનું સાહિત્ય ક્યાં !

રહસ્ય શોધતા તત્ત્વજ્ઞાનના સાહિત્યના અધ્યયન તથા વિજ્ઞાન અને જીવનવ્યવહારમાં આવતા પ્રશ્નોના ઉચિત તત્ત્વચિંતન વિના તત્ત્વજ્ઞાનનું સાહિત્ય ગુજરાતીમાં થવું અશક્ય છે. દર્શનશાસ્ત્ર કે ફિલ્સફીના ગ્રંથોના કેવળ અનુવાદ કે અધ્યયનથી એ થાય નહિ. પૂર્વ અને પશ્ચિમની ફિલ્સફીમાંથી નિષ્પન્ન થતા પદાર્થોને સમજી વિજ્ઞાનના કોયડા તથા વર્તમાન જીવનવ્યવહારની મુશ્કેલીઓ ધ્યાનમાં લઈ નવેસરથી ચર્ચા થાય – વિશ્વતત્ત્વની – પુરુષ અને પુરુષાર્થના સ્વરૂપ પરત્વે નવેસરથી ચિંતન અને ચર્ચા થાય ત્યારે તત્ત્વજ્ઞાન ગુજરાતીમાં પ્રતિષ્ઠિત થાય અને પોતાનું સાહિત્ય ઉત્પન્ન કરી શકે !

આ કાર્યમાં ઉપયોગી થાય એવું માર્ગદર્શન કરવું એ આ વિભાગના પ્રમુખનું કર્તવ્ય ગણાય; પણ તેટલી મારી યોગ્યતા નથી, તેથી એવી આશા આપ્યા વિના યત્કિંચિત્ આપની વિચારણા માટે રજૂ કરું છું.

આ વિભાગનું પહેલાં બે સંમેલનોમાં 'ધર્મ અને તત્ત્વજ્ઞાન' એવું નામ હતું; આ વખતે એકલું તત્ત્વજ્ઞાન રાખ્યું છે. આ ફેરફાર શા હેતુથી કરવામાં આવ્યો છે તેની મને માહિતી નથી; પણ હું આમ કંઈક અટકળ કરું છું: ધર્મ અને તત્ત્વજ્ઞાન — એ એક રીતે અંગ્રેજી Religion & Philosophyના પર્યાયરૂપે છે. પશ્ચિમની પરંપરા આ બન્નેને સ્વતંત્ર રાખે છે, એટલું જ નહિ પણ એકના ઉપર બીજાની પ્રેરણા તે તે ચિન્તનોના વિકાસમાં બાધક ગણે છે; એટલે આ વિભાગનું નામ એકલું તત્ત્વજ્ઞાન રાખવામાં ઉદ્દેશ 'રિલિજ્યન'ને અલગ રાખી ફિલ્સફીના પ્રશ્નો પરત્વે તેનું ક્ષેત્ર મર્યાદિત કરવાનો હોય;– અથવા આપણા દેશની પ્રાચીન પરંપરાને અનુસરવાનો હોય, જેમાં તત્ત્વજ્ઞાન, રિલિજ્યન અને ફિલ્સફી બન્નેને પોતાનામાં સમાવે છે — તેમને એકબીજાના પ્રેરક ગણે છે. આ

બન્નેમાંથી મારે નિરૂપણ કઈ પરંપરા પ્રમાણે કરવાનું છે તે સ્પષ્ટ નહિ હોવાથી, આ બન્નેને યથાશક્તિ અને યથાવકાશ ધ્યાનમાં રાખી કંઈક કહેવા પ્રયત્ન કરીશ; અને રિલિજ્યન અને ફિલસૂફીનો ભેદ ક્યાં ઉચિત છે અને ક્યાં તે અનુચિત થાય છે તે ઉપર જો હું કેટલાક વિચારો – મારા વિચારો એમ નથી કહેતો – રજૂ કરી શકીશ તો મારી જાતને કૃતાર્થ માનીશ.

તત્ત્વજ્ઞાન એ તત્ત્વજિજ્ઞાસાનું ફલ છે. આ તત્ત્વજિજ્ઞાસાની બીજી જિજ્ઞાસાઓની તુલનાએ શી વિશેષતા છે તે સમજાય તો તત્ત્વજ્ઞાનનું બીજાં જ્ઞાનમાં ક્યાં સ્થાન છે તેનો કાંઈક ખ્યાલ આવે. જિજ્ઞાસા તો માણસમાં સહજ છે, પણ તત્ત્વજિજ્ઞાસા એ સહજ છે એમ કહેવાશે? જો જિજ્ઞાસા સહજ છે એમ ગૃહીત કરીને ચાલીએ તો તત્ત્વજિજ્ઞાસા પણ માણસને અમુક અર્થમાં સહજ છે એમ સ્વીકારવું પડશે. કારણ કે જિજ્ઞાસા જ તત્ત્વજિજ્ઞાસા થાય છે, વચમાં અટકી ન જાય તો. તત્ત્વજિજ્ઞાસા એ જિજ્ઞાસાનું જ પરિણમન છે. આ સમજવા ફિઝિક્સમાંથી ગતિના નિયમનું દૃષ્ટાન્ત લઈએ : કોઈ પણ પદાર્થ ગતિમાં હોય તો તે હંમેશા ગતિમાં જ રહેશે. તેમ જિજ્ઞાસાને માટે પણ કહેવાય કે તે એક વાર પ્રવર્તમાન થાય તો પોતાના રૂપમાં પ્રવર્તમાન રહેશે; પણ જેમ ગતિમાં બાધક આવતાં તે કમી થાય, અને અટકી જાય તેમ જિજ્ઞાસા અનેક કારણોથી વચમાં અટકી પડે છે; પણ જ્યાં સુધી તે જાય છે ત્યાં સુધીનું તેનું 'વિચારસ્થાન' થાય છે. પણ ગતિનું તો સમજવા માટે દૃષ્ટાન્ત છે; હું જિજ્ઞાસા અને ભૌતિકશાસ્ત્ર જે અર્થમાં ગતિ સમજે છે તે બન્નેનું એક રૂપ માનું છું એમ નથી. — સાંખ્યદર્શન જે અર્થમાં 'પ્રકૃતિ'ના વિકાર તરીકે બુદ્ધિ અને લૌકિક અર્થમાં 'ગતિ' પણ લે છે તે જુદી વાત છે અને આ સ્થાને અપ્રસ્તુત છે— કહેવાનું તાત્પર્ય એ છે કે જિજ્ઞાસામાં તત્ત્વજિજ્ઞાસા બીજાંકુર ન્યાયથી અન્તર્ગત છે, implicit છે; તેથી જિજ્ઞાસા જેટલી જ તત્ત્વજિજ્ઞાસા માણસમાં સહજ છે.

પણ આનો અર્થ એવો નથી કે દરેક માણસમાં અને સમુદાયરૂપે બોલીએ તો માણસની બધી જાતિઓમાં અને ઇતિહાસના દરેક યુગમાં તત્ત્વજિજ્ઞાસા સરખી રીતે ઉદય પામે છે. ચૈતન્યનું જે વ્યાવહારિક રૂપ પ્રત્યેકને ગોચર થાય છે તેમાં જિજ્ઞાસા, ચિકીર્ષા અને બુભૂષાથી પ્રેરાતી દેખાય છે અને અમુક અવસ્થાઓમાં જિજ્ઞાસાને સામગ્રી આપતા ચિકીર્ષા અને બુભૂષા પ્રવર્તી રહી દેખાય છે. આજના ચિત્તશાસ્ત્રની પરિભાષામાં કહીએ તો, ચૈતન્યની પ્રત્યેક અવસ્થામાં આ ત્રણ તત્ત્વો અવિભક્ત રીતે છે. ઇન્સ્ટિન્ક્ટવાળાઓની પરિભાષા લઈએ તો પ્રત્યેક ઇન્સ્ટિન્ક્ટને આ cognition અને conation ( જેમાં feeling અને willingનો સમાવેશ કરાય છે ) નાં પાસાં હોય છે. આથી જિજ્ઞાસાની પ્રવૃત્તિમાં પ્રેરક બળમાં conation હોય છે. અર્થાત્ જિજ્ઞાસાના પરિણમનમાં આ conationનાં બળ તથા અટકાયત હોય છે; એ એનું નિયામક અંગ છે. ન્યાયભાષ્યકાર વાત્સ્યાયનને અભિપ્રેત 'પ્રયોજન' શબ્દ વાપરી એમ કહું કે પ્રયોજનથી પ્રેરાયેલી જિજ્ઞાસા પ્રયોજન પૂરું થતાં તત્પૂરતી અટકી જાય છે. મનુષ્યવ્યક્તિ અથવા મનુષ્યસમાજ અમુક દેશકાલમાં જેટલા અને જેવા પ્રયોજનથી પ્રેરાયેલાં હોય છે તેટલી અને તેવી તેમની જિજ્ઞાસા હોય છે. તત્ત્વજિજ્ઞાસાનું સ્વરૂપ પણ

આ નિયમનથી અંકિત માનવું પડે. જુદા જુદા દેશકાળમાં માનવસમાજમાં જે ભિન્ન ભિન્ન વિદ્યાઓ ઉત્પન્ન થાય છે અને વિકાસ પામે છે તેમાં પણ આ પ્રયોજનની પ્રેરણા હોય છે. અહીં આપણે એ વિચારીએ કે તત્ત્વજ્ઞાનમાં કયા પ્રયોજનની પ્રેરણા છે.

જિજીવિષા એ પ્રાણીમાત્રની અર્થાત્ માણસની પણ પ્રાથમિક પ્રેરણા છે. જિજ્ઞાસા જિજીવિષાના સાધનરૂપે કામ કરતાં કરતાં ઘણું જ્ઞાન મેળવે છે; પણ માણસની પ્રાથમિક જરૂરિયાતો પૂરી થતાં અને કેટલીયેવાર પૂરી કરતાં કરતાં પણ પોતે મેળવેલા જ્ઞાન ઉપર વિચાર કરતાં જિજ્ઞાસાને એમાં ઘણી અસ્પષ્ટતા લાગે છે. આ અસ્પષ્ટતાને સ્પષ્ટ કરવા તેની જિજ્ઞાસા મથે છે. આ પ્રયત્નમાં તાત્કાલિક પ્રેરણા જિજીવિષાની છે એમ નહિ કહી શકાય! જિજ્ઞાસાની તૃપ્તિ એ એમાં મુખ્ય પ્રેરણા હોય છે; અમુક સમઝાય નહિ ત્યાં સુધી અસંતોષ રહે છે. આ અસંતોષ દૂર કરવા જિજ્ઞાસા પોતે મેળવેલા જ્ઞાનમાં જ્યાં જ્યાં અસંગતિ દેખાય તેને દૂર કરવા પ્રયત્ન કરે છે, પોતાને જે જ્ઞાન મળ્યું હોય તેમને ઘટાડવા પ્રયત્ન કરે છે, અને અમુક મર્યાદામાં સંતોષ મેળવે છે. પણ આ સંતોષ બહુ લાંબો વખત ચાલતો નથી. એક તો મેળવેલા જ્ઞાનમાં નવા નવા સંબંધો દેખાતા જાય છે, અને બીજું તેનાથી અધિક જિજીવિષા નવા નવા અનુભવો કરાવ્યે જાય છે; આ નવી સામગ્રી જૂના ઘાટ તોડી નાખે છે, જૂનું ઘટાવેલું સંતોષ આપતું નથી; અને અસંગતિ સહેવાતી નથી એટલે સંગતિ સાધવાનો પ્રયત્ન લગભગ સતત ચાલુ રહ્યા કરે છે. જિજ્ઞાસાના આ પ્રયત્નથી વિવિધ પદાર્થો વિશે જે બુદ્ધિ મળે છે તે અમુક વિષયો પરત્વે વ્યવસ્થિત થતાં તે તે વિદ્યાઓ બને છે; એટલે એમ કહી શકાય કે વિદ્યાઓનું મૂળ જિજ્ઞાસાના અસંતોષમાં છે અને તત્ત્વજ્ઞાનનું મૂળ પણ તેમાં છે. અર્થાત્ જિજીવિષા જે અનુભવસામગ્રી આપે છે તે વિદ્યાઓના વિષયો વિદ્યાઓ બને છે, પણ એ વિષયો વિદ્યાઓ બને છે જિજ્ઞાસાના સંગતિ સાધવાના પ્રયત્નમાંથી; તત્ત્વજ્ઞાન માટે પણ આ લાગુ પડે છે. આ દ્વિવિધ દૃષ્ટિ ધ્યાનમાં રહે તો ફિલ્સૂફીમાં theoretical અને practicalનું દ્વન્દ્વ કેવી રીતે સંગત છે અને આવશ્યક છે તેનો ખુલાસો થઇ જાય છે. જિજીવિષા પોતાનાં પ્રયોજનો સાધવાનું ઝટ દે એમ નથી, પણ એ પ્રયોજનો સાધવામાં જ્ઞાનની જરૂર છે; અને જિજ્ઞાસા અસંગતિ સહન કરી શકતી નથી, એટલે જિજીવિષાને પોતાના હિતાર્થે જિજ્ઞાસાને સ્વાતંત્ર્ય આપ્યા વિના છૂટકો નથી. જિજ્ઞાસાનો આ સ્વતંત્ર વિહાર જિજીવિષાનાં પ્રયોજનોથી જ્યારે જ્યારે પરાઙ્મુખ નીવડે છે ત્યારે ત્યારે તે શલ્યવત્ થઈ જાય છે; છતાં જ્યાં જીવનપરાઙ્મુખતા જેવો આભાસ હોય પણ જિજ્ઞાસાનો ભર્યો ભર્યો સ્વતંત્ર વિહાર હોય ત્યાં જિજ્ઞાસાએ જિજીવિષાને તેનું સ્વરૂપ સમઝાવી દીધું હોય છે અને તેના કરતાં બીજું કંઇક તે છે તેનું તેને ભાન કરાવેલું હોય છે. અર્થાત્ ત્યાં જીવનપરાઙ્મુખતા નથી પણ જિજીવિષાનું સ્વભાન છે.

આ રીતે એમ કહી શકાય કે વિદ્યાઓ જીવનપ્રયોજનોથી પ્રેરિત છે, પણ તેમનું સ્વરૂપ જિજ્ઞાસાએ અસંગતિ સહન નહિ કરી ઘડેલું હોય છે. આથી કોઈ પણ વિદ્યાની પ્રગતિનો આધાર નવી સામગ્રીની પ્રાપ્તિ ઉપરાંત, તેમાં રહેલી અસ્પષ્ટતાને સંગતિથી ઉત્તરોત્તર દૂર કરવામાં રહેલો છે. તત્ત્વજ્ઞાનની વિદ્યાને પણ આ સામાન્ય વિધાન લાગુ

પડે છે; તો બીજી વિદ્યાઓથી એની વિશેષતા શી છે? એ કયા પ્રયોજનથી પ્રેરિત છે? એક રીતે બધી વિદ્યાઓ પોતપોતાના વિષયનું તત્ત્વ જણાવવા પ્રયત્ન કરે છે; જેમકે સંખ્યા અને પરિમાણનું તત્ત્વ ગણિતશાસ્ત્ર, ભૌતિક ગતિ અને પદાર્થનું તત્ત્વ ફિઝિક્સ અને કેમિસ્ટ્રી, જીવતત્ત્વ–બાયોલોજી, માનસતત્ત્વ–સાયકોલોજી, વર્તમાન લોકજીવન તત્ત્વ–સોસ્યોલોજી, અને ભૂતકાળનું ઈતિહાસ ઈત્યાદિ; તો પછી સ્વતંત્ર એવી તત્ત્વવિદ્યાને ક્યાં સ્થાન રહ્યું? તે તે વિષયો પરત્વે પ્રેરાયેલી તત્ત્વજિજ્ઞાસા તે તે વિષયોની વિદ્યાઓમાં તૃપ્ત નહિ થાય કે જુદી તત્ત્વવિદ્યા જોઈએ? ઐતિહાસિક દૃષ્ટિએ આનો ઉત્તર એમ આપી શકાય: વિદ્યાઓ અને તત્ત્વવિદ્યાની ચોક્કસ મર્યાદા આંકવી અશક્ય છે. વિન્ડલબાન્ડ કહે છે તેમ, 'the frontier between the special sciences and philosophy is not a definite line, but depends in each age on the state of knowledge.'× આપણાં જૂનાં દર્શનશાસ્ત્રોના ગ્રંથો જોશો તો તેમાં એવા વિષયો ચર્ચેલા છે કે જે આજે જુદા જુદા વિજ્ઞાનના વિષયો બન્યા છે, તો પછી તત્ત્વજ્ઞાનની વિદ્યા માટે કોઈ વિષય રહેતો નથી? અથવા બીજી વિદ્યાઓનાં તત્ત્વોનો સંગ્રહ કરવો એટલો જ વિષય રહે છે–અર્થાત્ સંગ્રહ કર્યા સિવાય બીજું કાંઈ તત્ત્વજ્ઞાનને કરવાનું કે શોધવાનું રહેતું નથી?

આ પ્રશ્ન વિચારીએ: તત્ત્વજ્ઞાનનું કામ બીજી વિદ્યાઓએ શોધેલાં તત્ત્વોનો સંગ્રહ કરવાનું નથી, પણ તત્ત્વજ્ઞાન બીજી વિદ્યાઓએ શોધેલા કોઈ પણ તત્ત્વની ઉપેક્ષા કરી શકે નહિ અને એ રીતે એને બધી વિદ્યાઓ સાથે સંબંધ છે; અને તત્ત્વજ્ઞાન કોઈ પણ વિદ્યાનાં તત્ત્વની ઉપેક્ષા કરી શકે નહિ તેમાં જ તેની એક વિશેષતા દેખાશે. બીજી વિદ્યાઓ પોતપોતાના વિષયો પરત્વે મર્યાદિત થશે અને પોતાના વિષયમાં સંશોધન કરવા જરૂરનાં તત્ત્વો ગૃહીત કરીને જ ચાલશે. ઉદાહરણ તરીકે બધાં વિજ્ઞાનો કાર્યકારણભાવ સ્વીકારીને ચાલે–અથવા તો અમુક સમયે શોધેલો નિયમ સનાતન છે એમ માનશે, કારણ કે કુદરતમાં uniformity છે, ઈત્યાદિ. હવે આ ગૃહીત કરીને ચાલેલાં તત્ત્વોની પણ પરીક્ષા તો કરવાની રહે છે, અને તે બીજી વિદ્યાઓ કરતી નથી. ગૃહીતની આ પરીક્ષા ઉપરાંત બીજું પણ એક બાકી રહે છે: જુદી જુદી વિદ્યાઓમાંથી ફલિત થતાં તત્ત્વો પરસ્પર સંગત છે કે નહિ તેનો પણ ક્યાંક વિચાર તો થવો જોઈએ ને? પ્રત્યગ્વિદ્યા તે નહિ કરે; એ તો ફક્ત પોતાના વિષય પૂરતી સંગતિ જોશે. સંક્ષેપમાં જુદા જુદા વિષયોમાં જુદી જુદી વિદ્યાઓ મર્યાદિત થઈ જતી હોવાથી 'સામસ્ત્યેન' વિચાર કરનાર કોઈ વિદ્યા જોઈએ; જૈન પરિભાષામાં કહું તો 'સકલાદેશ'થી પ્રવર્તતી કોઈ વિદ્યા જોઈએ; ઉપરાંત વિદ્યાક્ષેત્રોમાં નહિ ચર્ચાતો એવો ઘણો જીવનવ્યવહાર આપણે કરીએ છીએ, જેમાં અનેક બાબતોને સિદ્ધાન્ત તરીકે ગૃહીત કરી લીધેલી હોય છે. આ પણ પરીક્ષણ માગી લે છે. અર્થાત્ વિવિધ વિદ્યાઓ તથા જીવનવ્યવહાર જે ગૃહીત કરીને ચાલે છે તેનું તથા વિવિધ વિદ્યાઓ અને જીવનવ્યવહાર જે સિદ્ધાન્તો ફલિત કરે છે તે બધાની 'સામસ્ત્યેન' કે 'સકલાદેશ'થી પરીક્ષણદ્વારા સંગતિ સાધતી એવી એક સ્વતંત્ર વિદ્યાને સ્થાન છે. તે વિદ્યા તે ફિલસૂફી

× પૃ. ૧૭ An Introduction to Philosophy; વળી જુઓ W's A History of Philosophy પૃ. ૫ અને આગળ.

અને તે પશ્ચિમની પરંપરા પ્રમાણે તત્ત્વજ્ઞાન અથવા આપણી પરંપરા પ્રમાણે તત્ત્વજ્ઞાનનો એક અંશ, જેનો બીજો અંશ તત્ત્વદર્શન, આ સકલાદેશથી સંગતિ શોધતી જિજ્ઞાસા તે તત્ત્વજિજ્ઞાસા; અને બીજી જિજ્ઞાસાઓ જે વિકલાદેશથી પ્રેરિત હોય છે તેનાથી જુદું પડતું તેનું લક્ષણ તે સકલાદેશની પ્રેરણા.

તત્ત્વજિજ્ઞાસાનું વિશિષ્ટ પ્રયોજન શું? ઉપર કહ્યું તેમ જિજ્ઞાસા એ જિજીવિષાના સાધનરૂપે કામ કરે છે. જિજીવિષાનાં અનેક પ્રયોજનો સાધવા અનેક વિદ્યાઓ જિજ્ઞાસાએ ફલિત કરી; પણ આ સકલાદેશથી પ્રવર્તતી તત્ત્વજિજ્ઞાસા, જિજીવિષાનું શું કામ કરે છે— કયું પ્રયોજન સાધે છે? જિજીવિષા પોતાને સકલાદેશથી જાણે, સંગત રીતે જાણે, એ એનું પ્રયોજન ન કહેવાય? પોતે જેમ પોતાને પ્રવર્તાવે તેમ પોતે પોતાને સમસ્તરૂપે જાણે એ એને આવશ્યક અનિવાર્ય લાગતું હોવું જોઈએ; અને આથી તત્ત્વજિજ્ઞાસા માણસમાં સહજ હોય એમ લાગે છે. જિજીવિષાને કેવળ પ્રવર્તવાથી સંતોષ થતો હોત તો તત્ત્વજિજ્ઞાસાને અવકાશ ન મળત. પણ એ પોતે પોતાને ઓળખવા માગે છે, સ્વભાન કરવા માગે છે–એ વિના જાણે એને ચેન નથી પડતું; માટે જ એ જાણે તત્ત્વજિજ્ઞાસાને અવકાશ આપે છે. આ તત્ત્વજિજ્ઞાસા પ્રવર્તમાન થતાં જિજીવિષાનું અસ્તિત્વ પણ જોખમાઈ જાય––જિજીવિષા જેવું કાંઈ છે જ નહિ એમ તત્ત્વજિજ્ઞાસા ફલિત કરી આપે –– અથવા એનો શ્રમ મિથ્યા છે એમ પણ ફલિત કરી આપે, અથવા પોતે જે અત્યારે જિજીવિષા છે તે પોતે આનન્દઘન સંવેદન છે અને પોતાના ઐહિક સ્વરૂપનો આગ્રહ છોડી દેવા તૈયાર થાય તો એ પોતાને આનન્દઘન સંવેદન તરીકે ઓળખે એમ પણ ફલિત કરી આપે; અથવા પોતે છે એ જ બરાબર છે એમ એની ખુશામત પણ કરી આપે! આવા અનેકવિધ સંભવો હોવા છતાં જિજીવિષા પોતાને જાણવું એ પોતાના અસ્તિત્વનો એક ભાગ હોય તેમ તત્ત્વજિજ્ઞાસાને પ્રવર્તવા દે છે; અને તેથી જ દેખીતે રીતે નિરર્થક લાગતા એવા આ ચિંતનમાં જગતના તીક્ષ્ણ મતિવાળા પુરુષોએ સર્વકાળમાં શ્રમ કર્યો છે. જિજીવિષાએ જ તેમની પાસે એ શ્રમ કરાવ્યો છે. એ કોઈ બે ઘડીની ગમ્મત કે જેમ આજે સંભળાય છે તેમ બુદ્ધિનો વિલાસ નથી.

ઉપર કહ્યું તેવું તત્ત્વજિજ્ઞાસાનું વિશિષ્ટ લક્ષણ અને વિશિષ્ટ પ્રયોજન તત્ત્વજ્ઞાન નામે ઓળખાતા સાહિત્યમાં પ્રતીત થાય છે. આ લક્ષણ અને પ્રયોજન ધ્યાનમાં રાખી આપણા દેશની સંસ્કૃતિનો અભ્યાસ થાય તો ઘણી વિચારવા યોગ્ય સામગ્રી મળે, અને દિક્સૂચન પણ મળે. હું એવો પ્રયત્ન આ વ્યાખ્યાનમાં કરી શકું એમ નથી, પણ મુખ્ય પદાર્થોનો કંઈક આછો ખ્યાલ આવે એ દૃષ્ટિથી કાંઈક કહું છું.

## ૨

**ભારતીય** તત્ત્વચિંતનમાં ત્રણ યુગવિભાગ પાડી શકાય: એક દર્શનશાસ્ત્રનો, બીજો દર્શનનો અને ત્રીજો મનોમંથનનો. આમાં મનોમંથનનો યુગ પહેલો છે પણ તેમાં દર્શન નથી એમ નથી; બીજો દર્શનનો, તેમાં મનોમંથન કે શાસ્ત્રીયતા નથી એમ નહિ; અને ત્રીજો દર્શનશાસ્ત્રની પ્રૌઢિનો, જેમાં શાસ્ત્રીયતા–તત્ત્વજિજ્ઞાસાનો સંગતિ સાધવાનો

પ્રયત્ન મુખ્ય છે, તે મનોમંથનથી કે દર્શનથી રહિત છે એમ નથી; પણ સંગતિ સાધવાનો પ્રયત્ન તેમાં વધારે ધ્યાન ખેંચે છે. પ્રથમ કાળ તે વૈદિક યુગ કહેવાય—બીજો ઉપનિષદ્ અને શ્રમણ સંપ્રદાયનો, ત્રીજો દર્શનશાસ્ત્રોની પ્રવૃત્તિનો.

એટલે કે આપણા દેશની તત્ત્વજિજ્ઞાસાની પ્રવૃત્તિનો ઈતિહાસ કાળમાં લગભગ ૩૫૦૦ વર્ષ સુધીનો થાય છે; દેશમાં સમસ્ત ભારતવર્ષનો થાય છે—અને જાતિઓમાં આર્ય અને દ્રાવિડો બન્નેના ફાળાથી થાય છે અને એનો લાભ સાર્વજનિક છે, અધિકારનો વિવેક રાખીને.

વેદકાળના સાહિત્યનો સમસ્ત અવશેષ ચાર વેદની સંહિતાઓમાં સચવાયેલો છે. આપણી સંસ્કૃતિનો અત્યાર સુધી તો એ આદિ ગ્રંથ છે. તેમાં ઋગ્વેદ પ્રથમ. તેમાંથી વિવિધ પ્રકારની માહિતી તારવી શકાય છે; પણ મુખ્યતયા તે ઋષિહૃદયોનાં દેવો પ્રતિ ઉચ્ચારાયેલાં સૂક્તો છે, ઋષિઓએ કરેલાં અર્ચન છે; પણ આ અર્ચનમાં તેમની તત્ત્વજિજ્ઞાસા ઢંકાઈ ગઈ નથી. વિશ્વને સમસ્તરૂપે જોવાનું, તેનું મૂળ શોધવાનું, તેની ઉત્પત્તિનો ક્રમ ઘટાવવાનું અને તેમાંથી કોઈ એક તત્ત્વ શોધવાનું મનોમંથન એમાં સ્પષ્ટ દેખાય છે. આ મનોમંથને જે તત્ત્વો ઉપસ્થિત કર્યાં તેણે ભારતવર્ષના તત્ત્વચિંતનના મુખ્ય પદાર્થો આપ્યા છે, તેના માર્ગો નક્કી કર્યા છે અને હજી પણ કરે છે.

વિશ્વની અને મનુષ્યહૃદયની પરિવર્તનશીલતાનું કેટલાકને ભાન થઈ ગયું હતું; એ પરિવર્તનમાં તેમણે ઋતનું તત્ત્વ શોધી કાઢ્યું હતું, માનવજીવનમાં 'વ્રત'નું તત્ત્વ નિષ્પન્ન કર્યું હતું, 'સત્ય' શું એ પ્રશ્ન ઘડ્યો હતો; ઋત, વ્રત અને સત્ય એ ત્રણ પદાર્થ (concepts) તથા 'ધર્મન્' એ વેદકાળમાં ઘડાઈ ગયા હતા; વિશ્વક્રિયાના નિયમ અને માનવક્રિયાના નિયમ વચ્ચે ઐક્ય જોવા પ્રયત્ન થયો હતો;—ઋત અને વ્રત જે જે સંદર્ભોમાં વપરાયા છે તે ઉપરથી આ ફલિત થાય છે,—અને વિશ્વનું મૂળ જાણવું—આદિ શું હતું તે જાણવું કેટલું અઘરું છે—કોઈ પણ તે જાણી શકે કે કેમ એ પણ પ્રશ્ન છે તેનું સ્પષ્ટ ભાન પણ કેટલાકને થયેલું છે. અને આ બધું કોના 'શર્મ' સુખ માટે છે—कस्य शर्मन् એ વિચારદૃષ્ટિ પણ જાગી છે. એ દેવોને પૂજે છે, તેમની અલૌકિક શક્તિ સ્વીકારે છે છતાં પરમ વ્યોમમાં રહેલા આ બધાના અધ્યક્ષને પણ મૂળતત્ત્વની ખબર હશે જ કે કેમ તેવી શંકા કરવાનું તેને બુદ્ધિબળ છેઃ सो वेद यदि वा न वेद.

સત્—અસતનું દ્વન્દ્વ તેની તત્ત્વજિજ્ઞાસાએ શોધી કાઢ્યું છે, પણ તે બન્નેને છૂટાં રાખવામાં એને સંતોષ નથી—તેથી 'સત્'ના 'બન્ધુ'ને અસતમાં કવિઓ મેળવે છે—શી રીતે મેળવે છે? 'હૃદયમાં મનીષાથી શોધ કરીને.' सतो बन्धुमसति निरविन्दन् हृदि प्रतीष्या कवयो मनीषा તત્ત્વજિજ્ઞાસાની પ્રવૃત્તિનું આ સુભગ વર્ણન છે. મનીષાથી હૃદયમાં શોધ કરી સતનો સંબંધ અસતમાં મેળવવો—ઋષિને અહીં તત્ત્વચિંતનની પ્રવૃત્તિનું રૂપ પણ પકડાઈ ગયું છે.× હૃદયમાં મનન વડે શોધ કરીને તત્ત્વ મેળવવાની પ્રવૃત્તિ એ ફિલ્સૂફીની પ્રવૃત્તિનો પર્યાય છે એમ કહીએ તો અનુચિત નહિ કહેવાય.

× કઠોપનિષદ્માં એ हृदा मनीषा मनसाभिक्लृप्तो य एतद् विदुरमृतास्ते भवन्ति ત્યાં શંકરાચાર્ય મનીષા 'અવિકલ્પયિત્રી બુદ્ધિ' તરીકે સમજાવે છે.

, કેટલાકને અનુભવમાં આવતા બહુત્વ પાછળ એકત્વ છે એવી સ્પષ્ટ પ્રતીતિ થઈ ગઈ છે; વિશ્વમાં એક જ સત્ છે અને તે પરમ ઉપાસ્ય છે તથા વિશ્વમાં એક દૈવી સત્ છે જેને ઋષિઓ બહુ રીતે વર્ણવે છે અને ઉપાસે છે એવો સમન્વય તેમની બુદ્ધિએ સાધ્યો છે, અને તેમની શ્રદ્ધાએ અનુભવ્યો છે. સમગ્ર વિશ્વ અને વિશ્વકર્મને –મનુષ્ય અને મનુષ્યસમાજ સાથે–એક પુરુષરૂપે પુરુષસૂક્તમાં કલ્પેલો છે અને છતાં અત્યતિષ્ઠદ્ કહ્યો છે.+ ઈશ્વરના immanent અને transcendent સ્વરૂપને કલ્પવાનો એ પ્રથમ અને સબળ પ્રયત્ન છે. આવાં તત્ત્વો એ ઋગ્વેદના ઋષિઓના મનોમંથનમાંથી ઉપસ્થિત થતાં દેખાય છે. એમાં બુદ્ધિથી જાણવા ઉપરાંત બીજી કોઈ રીતે સાક્ષાત્કાર કરવાની–'દર્શન' કરવાની સંભવિતતાનો પણ નિર્દેશ છે.

યજુર્વેદમાં યજ્ઞકર્મનો મહિમા છે, પણ તેના શિવસંકલ્પ મન્ત્રોમાં ઋષિનું મન જે જે તત્ત્વો સાથે એકત્વ પામે છે તે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં નોંધવા જેવું છે: 'જે જાગતાં ઊંઘતાં દૂર દૂર ચઢે છે તે દૈવ મન–દિવ્ય મન કે જે જ્યોતિઓનું દૂરગામી જ્યોતિ છે, જેનાવડે મનીષીઓ યજ્ઞકર્મો કરે છે અને જે પ્રજાઓની અંદર રહેલું અપૂર્વ યક્ષ–દૈવી તત્ત્વ છે, જે પ્રજાઓમાં રહેલું અમૃતજ્યોતિ છે અને જેના વિના કોઈ કર્મ કરી શકાતું નથી, જે અમૃતે ભૂત, વર્તમાન અને ભવિષ્યને ગૃહીત કર્યું છે, અને જેના વડે યજ્ઞ કરાય છે, જેમાં ઋચાઓ, સામ ને યજુષો પ્રતિષ્ઠિત છે અને જેમાં પ્રજાઓનું સર્વ ચિત્ત વણાયેલું છે અને જે સારા સારથિની જેમ મનુષ્યોને દોરે છે એવું હૃદયમાં પ્રતિષ્ઠિત, સ્ફુરતું અને જવિષ્ઠ જે છે તેની સાથે એકત્વ પામેલું એવું પોતાનું મન સમજી એ 'શિવસંકલ્પ 'વાળું' થાય એમ કવિ વાંછે છે. તત્ત્વજિજ્ઞાસાએ મનનું જે આ સ્વરૂપ શોધી કાઢ્યું છે તે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં અપૂર્વ છે. એમાં વ્યક્તિચિત્ત અને સમષ્ટિચિત્તના એકત્વની પ્રતીતિ સ્પષ્ટ છે, અને એવું દૈવી તત્ત્વ જે પોતાનામાં છે તે શિવસંકલ્પવાળું થાઓ એવી ઋષિની પ્રાર્થના છે. આમાં metaphysical, ethical and religious ત્રણેનું કલ્યાણકારી એકત્વ દેખાશે.

અથર્વવેદનાં સૂક્તોમાં તત્ત્વજિજ્ઞાસાની બહુ મોટી ફલગો છે. તેનાં વિરાટ્ અને સ્કમ્ભસૂક્તો એ ગંભીર philosophical hymns છે. જગતમાં પ્રતીત થતાં અનેક દ્વન્દ્વોને સમાવનાર તત્ત્વની શોધનું એમાં ફળ દેખાય છે.

यो भूतं च भव्यं च सर्वं यश्चाधितिष्ठति ।
स्वर्यस्य च केवलं तस्मै ज्येष्ठाय ब्रह्मणे नमः ॥

જે ભૂત અને–ભાવી–અને જે સર્વનો અધિષ્ઠાતા છે, અને સ્વર્ગ જેનું કેવળ છે તે જ્યેષ્ઠ બ્રહ્મને નમસ્કાર. બ્રહ્મને અનેક ગૂઢ તત્ત્વોનું અધિકરણ બનાવ્યું છે. તું સ્ત્રી છે,

+ स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठद् दशाङ्गुलम् ।
पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यम् ।
उतामृतत्वस्येशानो............।
पादोऽस्य विश्वाभूतानि त्रिपादस्यामृतं दिवि ॥

તું પુરુષ છે, તું કુમાર છે અથવા તું કુમારી છે, તું ઘરડો થઈને લાકડીથી ચાંકો ચાલે છે અને જન્મીને તું વિશ્વતોમુખ થાય છે.

અહીં અથર્વવેદની તત્ત્વજિજ્ઞાસાની વિશેષ ચર્ચા થઈ શકે એમ નથી, છતાં એટલું કહું કે ઉપનિષદ્‌ની વિચારણાનો વિકાસ સમજવાનું એ વચલું પગથિયું છે. પછીના તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં જેનું અસાધારણ મહત્ત્વ છે તે 'બ્રહ્મ'ના concept પદાર્થને તત્ત્વજિજ્ઞાસાના પદાર્થ તરીકે તથા ઉપાસ્ય તત્ત્વ તરીકે philosophical and mystical તરીકે સ્થાપનારી પરંપરા અથર્વવેદનાં સૂક્તોમાંથી વિશેષરૂપે પ્રતીત થાય છે. વિશ્વના આદિ તત્ત્વ તરીકે અથર્વવેદમાં અનેક પદાર્થોને મૂકવામાં આવ્યા છે, પણ તે બધાનો છેવટે–વિરાટ્, સ્કમ્ભ કે બ્રહ્મ તત્ત્વ સાથેનો ગૂઢ mystical સંબંધ પણ સૂચવ્યો છે. તેમાં કાલનો મહિમા ગાતું કાલસૂક્ત ધ્યાન ખેંચે એવું છે. બધી ય ઘટનાઓમાં રહેલું ક્રમબદ્ધતાનું તત્ત્વ–ક્રમણનું તત્ત્વ કાલરૂપે જોઈ તે દ્વારા ઉપપત્તિ સાધવા પ્રયત્ન તેમાં થયો છે. એ યુગનું વેગનું પ્રતીક અશ્વ કહેવાય. તે અશ્વનું રૂપક કાળને આપ્યું છે; 'સર્વ ભુવનો એ એનાં ચક્ર છે.' સમગ્ર વિશ્વ રથ છે, એ રૂપક સૂચિત હોય એમ દેખાય છે. આ વિશ્વરથને સપ્તરશ્મિ–સાત રાશવાળો–સહસ્રાક્ષ–અજર–ભૂરિરેતા કાલઅશ્વ વહે છે. તે કાલઅશ્વ ઉપર (અથવા સૂચિત રથમાં) વિપશ્ચિત્ કવિઓ ચઢે છે. અર્થાત્ કાલનું અને કાલની પરનું તત્ત્વ જુએ છે, સર્વ ભુવનોને આંજીને રહેતો–અશ્વત્–જુઓ કેવો સુંદર અને સમર્થ શબ્દ છે! કાલ એ પ્રથમ દેવ છે. કાલની અંદર જે પૂર્ણ કુમ્ભ મુકાયેલો છે તેને અમે બહુ રીતે જોઈએ છીએ. पूर्णः कुम्भोऽधिकाल आहितस्तं वै पश्यामो बहुधा नु सन्तः જે કાંઈ મહત્ત્વના પદાર્થો છે તે બધા કાલમાં જ કવિ જુએ છે. કાલ એ જ પિતા થઈને પુત્ર થાય છે, અને તેનાથી પર બીજું કોઈ તેજ નથી.

> काले तपः काले ज्येष्ठं काले ब्रह्म समाहितम् ।
> कालो ह सर्वस्येश्वरो यः पितासीत् प्रजापतेः ॥
> तेनेषितं तेन जातं तदु तस्मिन् प्रतिष्ठितम् ।
> कालो ह ब्रह्म भूत्वा बिभर्ति परमेष्ठिनम् ॥
> कालः प्रजा असृजत कालो अग्रे प्रजापतिम् ।
> स्वयंभूः कश्यपः कालात् तपः कालादजायत ॥

અથર્વવેદના આ કાલબ્રહ્મનો પદાર્થ આપણા તેમ જ પશ્ચિમના તત્ત્વજ્ઞાનમાં ફરી ફરીને આવે છે અને મહત્ત્વનું સ્થાન ભોગવે છે તે ઉપર આપનું ધ્યાન દોરવાની રજા લઉં છું. બર્ગ્સોંનું duration એ એક રીતે કાલનું આધુનિક વિજ્ઞાનથી સંશુદ્ધ થયેલું રૂપ છે.

વેદસંહિતાઓ એ સંગ્રહો છે—એમાં વિચારની અનેક પરંપરાઓ સંગૃહીત થયેલી છે; પણ ઘણીનું તો આપણે અનુમાન કરવાનું જ રહે છે. પણ ઋગ્વેદનાં તત્ત્વજિજ્ઞાસાપ્રેરિત સૂક્તો, અથર્વવેદનાં તેવાં જ વિરાટ્–બ્રહ્મ–સ્કમ્ભ–કાલ–આદિ સૂક્તો અને ઉપનિષદોની બ્રહ્મમીમાંસા એમાં એક અત્રુટિત પરંપરા હોય એમ હું અનુમાન કરું છું.

આપણે ઉપનિષદ્ અને શ્રમણચિંતનના દર્શનયુગમાં નિષ્પન્ન પદાર્થોનો વિચાર કરીએ ત્યારે એ ધ્યાનમાં રાખવું જોઈએ કે તે તે સાહિત્યમાં નહિ સચવાયેલા એવાં અનેક તત્ત્વચિંતનોના પુરાવા નષ્ટ થઈ ગયા છે. એ ઋષિઓએ અથવા કવિઓએ કઈ રીતે એ પદાર્થોના વિચારમાં સંગતિ સાધી હશે તે જાણવાનું કશું સાધન આપણી પાસે નથી. ફક્ત તેમનાં 'ફલિતો' છે. ઉપરાંત વિજ્ઞાનમય બ્રહ્મ એ જ આ જગતનું એક અને અદ્વિતીય સત્ છે–માટે તે જ સત્ય છે, એવો નિશ્ચય થઈ જતાં મૂલ સત્ વિશે બીજી જે અનેક અટકળો થઈ હશે તે અને તેમનાં સમર્થનના પુરાવા નહિ જેવા રહ્યા છે; પણ તેમની હયાતી સૂચવતા ઉલ્લેખો ઉપનિષદોમાં તથા જૈન અને બૌદ્ધ સાહિત્યમાં મળી આવે છે. શ્વેતાશ્વતર ઉપનિષદે આવી એક કારિકા સાચવી રાખી છે: 'શું બ્રહ્મ કારણ છે? ક્યાંથી જન્મ્યા છીએ? કેનાથી જીવીએ છીએ? કોનામાં છેવટનું સ્થાન છે? કોનાથી અધિષ્ઠિત થઈને સુખ–દુઃખની, હે બ્રહ્મવિદો–વ્યવસ્થામાં વર્તીએ છીએ?' આવા પ્રશ્નના ઉત્તરમાં પૂર્વપક્ષ તરીકે એ કારિકા આવે છે:

कालः स्वभावो नियतिर्यदृच्छा भूतानि योनिः पुरुषेति चिन्त्यम्

મૂળ કારણ કયું એના જવાબમાં વિચાર કરવા યોગ્ય પદાર્થો તરીકે ૧. કાલ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ યદૃચ્છા, ૫ ભૂતાનિ, ૬ પુરુષ. અને યોનિનો અર્થ ઉત્પત્તિકારણ એવો ન લઈએ તો ૬ પ્રકૃતિ અને ૭મો પુરુષ. અર્થાત્ સકલદેશથી પ્રવર્તતી તત્ત્વજિજ્ઞાસાએ જગતના મૂળ એક તત્ત્વ તરીકે આ ૭ કે સાત પદાર્થો રજૂ કર્યા છે. આ બધાની ઉપપત્તિ સચવાઈ રહી હોત તો આને આપણે છ કે સાત *schools of philosophy* તરીકે ઓળખત; એમ નથી તોપણ આ પદાર્થો આપણી તેમ જ પશ્ચિમની ફિલસૂફીમાં એક અથવા બીજી રીતે metaphysical principles તરીકે દેખા દે છે, અને આપણા ભાવી તત્ત્વચિંતનના પ્રવાહો વિજ્ઞાનથી સમૃદ્ધ થઈ આ દિશાઓમાં વહે તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ નથી.

ઉપનિષદોમાં—પ્રાચીન બાર કે તેરમાં–આ બધા પૂર્વપક્ષો એક અથવા બીજી રીતે ધ્યાનમાં લઈ તેમનાથી આગળ જવાનો પ્રયત્ન છે. આમાંના કોઈને મૂળ તત્ત્વ તરીકે સ્વીકાર્યાં નથી, સિવાય કે પુરુષને—અમુક અર્થમાં; પણ આ બધાંનું 'પદાર્થ' તરીકે ખણ્ડન કરવામાં આવ્યું છે એમ પણ નથી. એમને પરમ સત્યની નિસરણીના પગથિયાનું સ્થાન છે. ભારતીય તત્ત્વજ્ઞાનની આ એક ખાસિયત ઉપર ધ્યાન દોરું છું, જેમાં 'બહિષ્કાર' કરતાં સમાધાનનું વલણ વધારે છે.

વેદસંહિતાઓની જેમ ઉપનિષદો પણ સંહિતાઓ છે; વિવિધ પ્રવચનોનો સંગ્રહ છે; તેથી કોઈ એક જ સિદ્ધાન્તની પ્રાપ્તિની તેમાં આશા રાખી શકાય એમ નથી. ડૉ. સર રામકૃષ્ણ ભાણ્ડારકર કહે છે તે પ્રમાણે, તેમાં અનેક સિદ્ધાન્તોનું પ્રતિપાદન છે, એટલે એમાંથી એક નહિ પણ અનેક વિચારપ્રવાહો પૃથક્ કરી તે તે વિચારપ્રવાહની સંગતિ સાધવી જોઈએ. વાસ્તવિક રીતે પછીનાં અનેક દર્શનો અને સંપ્રદાયોએ ઉપનિષદ્‌ને પ્રમાણ ગણી પોતપોતાના મતનું સમર્થન તેમાં જોયું છે તેનો એક ખુલાસો એ છે કે ઉપનિષ-

દોમાં અનેક મત છે. છતાં પ્રાચીન ઉપનિષદોને જ ધ્યાનમાં રાખીએ તો अथ खल्वियं महाविद्या सर्वोपनिषद्विद्या એમ કહી મૈત્રાયણીમાં શાકાયન્ય જે સર્વોપનિષદ્વિદ્યા અને બ્રહ્મવિદ્યાને પર્યાય તરીકે ગણે છે તે ઉચિત છે.

સકલોદ્દેશથી પ્રવર્તતું એ જે તત્ત્વજિજ્ઞાસાનું લક્ષણ આ નિરૂપણમાં સ્વીકાર્યું છે તેનું વધારેમાં વધારે સમર્થન ઉપનિષદોમાં થાય છે. એક જાણવાથી સર્વ જણાય એવું જાણવાની તત્ત્વતૃષ્ણા–(metaphysical craving શોપેન હાઉઅરનો શબ્દ) હોય છે. ઋગ્વેદના નાસદીય સૂક્તમાં જે સત્–અને અસત્નું દ્વન્દ્વ વિવિક્તરૂપે સ્પષ્ટ થયું હતું તે સત્ અને અસત્ના પદાર્થમાં જ ઉપનિષદોની ગવેષણા ચાલે છે. શ્વેતકેતુનો પિતા પુત્રને અનૂચાનમાની, સ્તબ્ધ વિદ્યાગર્વવાળો જોઈ પૂછે છે કે તું તે 'આદેશ' જાણે છે કે જેનાથી અશ્રુત શ્રુત થાય છે, અમત મત થાય છે, અવિજ્ઞાત વિજ્ઞાત થાય છે? અને પછી તે 'આદેશ' કેવો છે તેનું સ્વરૂપ સમજાવે છે: જેમ મૃત્પિણ્ડ જાણવાથી સર્વ મૃન્મય વિકાર જણાય–વિકાર માત્ર નામરૂપ–અને મૃત્તિકા જ સત્ય, એ જાતનો આદેશ એ છે. પુત્ર અજ્ઞાન કબૂલ કરી નમ્ર થાય છે એટલે પિતા કહે: सदेव सोम्य इदमग्र आसीद् एकमेवाद्वितीयम्। તત્ત્વજિજ્ઞાસાની આ પરમ તૃષ્ણા છે એક અને અદ્વિતીય જાણવાની; પછી તે સત્ કે અસત્માં પરિણમે! ઉદ્દાલક પૂર્વપક્ષ મૂકે છે: तद्ध एक आहुः असद् एव इदमग्र आसीद् एकमेवाद्वितीयम्। तस्माद् असतः सज्जायत. પછી પોતાનો મત કહે છે અસત્માંથી સત્ કેવી રીતે જન્મે? માટે सत्त्वेव सोम्येदमग्र आसीद् एकमेवाद्वितीयम्। આ પ્રમાણે એક સત્ તત્ત્વની સ્થાપના કરી બહુત્વને જનક–જન્ય ભાવથી ઘટાવે છે; અને એ ઉપપત્તિ કરતાં આ કેવલ સત્ 'ક્રિયાત્મક છે' તેનું સૂચન કરી દે છે. तद् ऐक्षत તેણે દર્શન કર્યું–અર્થાત્ દર્શન કરનાર ચિતિરૂપ તે સત્ છે. શું દર્શન કર્યું? बहु स्यां, प्रजायेय इति—આ રીતે એક ચિદ્રૂપ સત્ના ઇક્ષણથી બહુત્વ ઘટાવે છે; આ મતે આખી વિશ્વક્રિયા cosmic activity તે એક સત્નું ઈક્ષણ છે. વિવિધ રીતે બધાંએ પ્રાચીન ઉપનિષદોમાં આ અદ્વિતીય એક સત્નું દર્શન છે અને એને જ પરમ સત્ય ગણાવ્યું છે. પણ આ પરમ સત્ માણસથી કોઈ અલગ દૂર દૂરની વસ્તુ નથી—પણ માણસનું પોતાનું 'સત્' પણ એ જ છે. ઔપનિષદિક દર્શનનું આ મોટામાં મોટું રહસ્ય છે: स य एष अणिमा ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं, स आत्मा तत्त्वमसि श्वेतकेतो। પણ આ એકદમ ગળે ઊતરે એવું રહસ્ય નથી, એટલે શ્વેતકેતુ પિતાને વારંવાર સમજાવવા કહે છે; અને ઉદ્દાલક વૃક્ષ–મધુ, નદી–સમુદ્ર આદિના દૃષ્ટાન્તોથી ઘટાવવા પ્રયત્ન કરે છે.

માણસના શરીર અને મન વિષે એમને જે જે જ્ઞાન મળ્યું છે તે બધાની મદદથી એમણે બ્રહ્મન્ અને આત્મનને સમજવા–સમજાવવા પ્રયત્ન કર્યો છે પણ એ બધું 'ઐક્ય'ની પ્રતીતિ, દર્શન અને શ્રદ્ધાના મધ્યવર્તી બિન્દુની આજુબાજુ ફરે છે. માણસમાં વાણી, પ્રાણ અને મન એ ત્રણ તત્ત્વો ઘણો મોટો ભાગ ભજવે છે, પ્રાણનું સ્વરૂપ એ લગભગ 'Elan vital' જેવું છે—પણ ચિતિ કે ચૈતન્ય આ બધાથી પર તત્ત્વ છે—જુદું છે એમ નહિ, કારણ કે ચિન્મય સત્ જ આ બધું છે. આ રીતે વ્યવહારમાં અનુભવાતી જિજીવિષાની તત્ત્વજિજ્ઞાસાએ જિજીવિષાને ગૌણ કરી નાખી છે!

ઈશ્વર પણ આ જ છે. આખું જગત્ આ ઈશથી વ્યાપ્ત છે, અધિષ્ઠિત છે: ईशावास्यमिदं सर्वं यत्किंच जगत्यां जगत्।

ઉપનિષદોમાંથી બીજું જે એક તત્ત્વ ફલિત થતું દેખાય છે તે એ છે કે જાણવું એટલે થવું. બ્રહ્મ જાણવું એટલે બ્રહ્મ થવું, અને માણસને પોતાનું પરમ કર્તવ્ય આ બ્રહ્મ થવાનું લાગતું હતું. અર્થાત્ બ્રહ્મ જાણવાનું–જે કાંઈ છે તે એક છે–આપણે પણ તે એક હોવા જોઈએ–એવા દેખાતા નથી તે અવિદ્યા–એ અવિદ્યાને વિદ્યાથી દૂર કરી તે જાણવું–તે થવું–આ એક જાતના philosophical mysticismમાં ઉપનિષદોનું રહસ્ય છે તે સ્વીકાર્યા વિના, કેવળ thoughtમાં Absolute સમઝવાની ટેવથી મુક્ત થયા વિના ઉપનિષદોને સમઝી શકાય એમ નથી, એવો મારો નમ્ર મત છે તત્ત્વજિજ્ઞાસા સક્લાદેશથી તત્ત્વ શોધે અને તે ત્યાં અટકી જાય, પણ જિજીવિષા તેને ત્યાં અટકવા નહિ દે–એ તત્ત્વને પોતાનો ભાગ કર્યા વિના એ ફિલસૂફને ચેન નહિ પડવા દે–આ અર્થમાં ફિલસૂફી રિલિજ્યન વિના અધૂરી જ રહેવાની–તત્ત્વજ્ઞાનનો સાક્ષાત્કાર કરવો, એ જ તત્ત્વજ્ઞાનનું પ્રયોજન હોઈ શકે; અને એ જ સાચી વિદ્યા છે એ પદાર્થ ભારતીય સંસ્કૃતિના એ યુગમાં સર્વત્ર સ્વીકારાયો હોય એમ લાગે છે, કારણ કે તે યુગના બધા મત સંપ્રદાયોમાં મતનો ભેદ હોવા છતાં તત્ત્વ પ્રત્યક્ષ કરવું જોઈએ એ વિશે મતભેદ દેખાતો નથી. પછીના યુગમાં દર્શનશાસ્ત્રો આ પ્રતિજ્ઞા કરીને જ આગળ ચાલે છે. સંક્ષેપમાં મોક્ષ એ પરમ પુરુષાર્થ છે અને તત્ત્વજ્ઞાન એને માટે છે એવી એ યુગના વિચારકોની ભાવના ઉપનિષદોમાંથી ફલિત કરી શકાય છે.

કઠોપનિષદમાં નચિકેતાને યમ પ્રેયની ઘણી લાલચ આપે છે છતાં તે શ્રેયને જ વરે છે અને તેને તે માટે ધન્યવાદ આપે છે. નચિકેતા જે જાણવા માગે છે તે 'ધર્મ' અને 'અધર્મ'થી, આ 'કૃત' અને 'અકૃત'થી, અને 'ભૂત' અને 'ભવ્ય'થી જે 'અન્યત્ર' છે તે જાણવા માગે છે: અને યમ તેને કહે છે:

सर्वे वेदा यत्पदमामनन्ति
तपांसि सर्वाणि च यद् वदन्ति।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदं संग्रहेण ब्रवीमि ओमित्येतत्।

યાજ્ઞવલ્ક્ય સંન્યાસઆશ્રમમાં જતાં પહેલાં પોતાની બે પત્નીઓ મૈત્રેયી અને કાત્યાયનીના વહેવારનો નિકાલ કરવાનું કહેતાં મૈત્રેયી પૂછે છે કે 'यन्नु मे इयं भगवः सर्वा पृथिवी वित्तेन पूर्णा स्यात् कथं तेनामृता स्याम् इति। હે ભગવન્, મારે આ આખી પૃથ્વી વિત્તથી પૂર્ણ થાય તો હું અમૃત થાઉં? યાજ્ઞવલ્ક્ય કહે છે: જેવી બીજા સાધનસંપન્નોની જિંદગી એવી તારી થાય, પણ अमृतत्वस्य तु न आशा अस्ति वित्तेन. મૈત્રેયી અમૃત થવાય એવું જાણવા માગે છે: તેને आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यो मैत्रेयि। आत्मनो वा अरे दर्शनेन श्रवणेन मत्या विज्ञानेन इदं सर्वं विदितम्।

સર્વ પ્રકારનું 'પ્રેય' છોડી દઈ તત્ત્વજિજ્ઞાસુ 'શ્રેય' તરફ જવાનો અત્યન્ત શ્રમ-ઉત્કટ તપ કરે તો એની પ્રેરણા 'પ્રેય' કરતાં 'શ્રેય'માં કંઈ વધારે પ્રિયતર હોવું જોઈએ—જીવનનું વધારે justification લાગતું હોવું જોઈએ—એમ હોય નહિ તો સુલભ મૂકી દુર્લભ તરફ કેમ જાય! આનો જવાબ તૈત્તિરીયોપનિષદ્‌ની આનંદવલ્લીમાં–તેની 'सैषा आनन्दस्य मीमांसा भवति–એમાં મળશે. स एको ब्रह्मण आनन्दः–अन्य अन्तर आत्मा आनन्दमयः । तेनैष पूर्णः એવું જે ધ્રુવ સ્વરૂપ પોતાનામાં પ્રકટ થઈ શકે એમ છે એવી આશાથી શ્રદ્ધાથી એ શ્રમ અને તપ કરે છે. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह । आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन ॥ જેના ચિત્તમાં આ શ્રદ્ધા નથી તે શ્રમ કે તપ નથી કરવાનો. વ્યવહારમાં જેનું ભાન નથી એવું ભાન થતાં શું થશે એનું વર્ણન બૃહદારણ્યક આપે છે: तद्वा अस्य एतद् अतिच्छन्दा अपहतपाप्मा अभयं रूपम् । तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम् एवमेवायं पुरुषः प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किंचन वेद नान्तरम् । કોઈ કહેશે કે આ ફિલસૂફી નથી, આ mysticism છે–તો તેના ઉત્તરમાં એટલું કહેવાનું કે કેવલ ફિલસૂફી વંધ્યા છે, તે આમાં કૃતાર્થ થાય છે.

આ યુગને દર્શનયુગ એવું નામ મેં આપ્યું છે. તેનો એક મહત્ત્વનો ભાગ ઉપનિષદોમાંથી ફલિત થાય છે. તત્ત્વજિજ્ઞાસાએ 'સત્' શું એનો એક પ્રકારનો ઉત્તર ઉપનિષદોમાંથી મેળવ્યો. તે બધો જ એક સરખો નથી. તેમાં પણ વિવિધ મતો છે એ પહેલાં કહ્યું છે! પણ સત્‌ને એક અને ચિત્–આનન્દમય સમજવામાં મતભેદ દેખાતો નથી. પણ સત્‌નો 'અસત્' સાથે સંબંધ, એક અને બહુનો સંબંધ, બન્ને જો પરસ્પર વિરુદ્ધ તો એમાંથી કયું એક સાચું અને કયું મિથ્યા? આ બધા પ્રશ્નોના ઉત્તરમાં તીવ્ર મતભેદ એ યુગમાં પ્રવર્તમાન હોય એમ લાગે છે. તત્ત્વજિજ્ઞાસાની મોટામાં મોટી મૂંઝવણ એ કે–તે એક તરફ ધકેલાય છે, છતાં બીજું જે દેખાય છે તેનું શું કરવું, તેને કેમ ઘટાવવું અથવા દ્વૈત એ જ છેવટનું સત્ય છે એમ સ્વીકારવું? એકત્વની પ્રેરણા મિથ્યા માની છોડી દેવી? આનો નિકાલ કપિલ આદિ તત્ત્વજ્ઞોએ જુદી રીતે કરવા પ્રયત્ન કર્યો છે તે સુવિદિત છે. શ્વેતાશ્વતર ઉપનિષદમાં જ 'ઈશ્વરે કપિલને જ્ઞાનથી પોષ્યો છે' એવો ઉલ્લેખ છે. પહેલાં જે કાલ, સ્વભાવ, આદિ મતો કહ્યા તે અને પછી જે સાંખ્ય, વૈશેષિક આદિ પ્રવર્તમાન થયા તે બધાનું મૂળ પદાર્થોનું દર્શન પણ આ યુગમાં થયું હોય એમ લાગે છે. શાસ્ત્રીય ઉપપત્તિએ સંગતિનો સુદૃઢ પ્રયત્ન એ પછીનો હશે પણ પદાર્થો જૂના છે.

'સત્'ની શોધ કોઈ એક ત્રિકાલાબાધિત તત્ત્વમાં પહોંચતી હતી; તેનું બીજ તો અનુભવમાં આવતું 'કંઈ એક' છે, પણ 'તે એક' અનુભવમાં આવતા પરિવર્તનમાં–'પરિણમન'માં દેખાય છે, તો વ્યાવહારિક અનુભવમાં empirical experienceમાં આવતા 'પરિવર્તન'નું–પરિણમનનું શું એની શોધ પણ તત્ત્વજિજ્ઞાસા કરે છે. આનો એક ઉત્તર હેરેક્લાઇટ્સે આપ્યો તેમ 'flux' 'પ્રવાહ' અથવા બર્ગસોંએ આપ્યો તેમ 'change' અથવા દાર્શનિક બૌદ્ધોએ આપ્યો તેમ सर्वं क्षणिक–એ જ પરમ સત્ય છે એવો આવે છે. પણ કપિલે 'પરિણામ પામતું કંઈક' એવી કલ્પના કરી છે. આ કાંઈક જેને કપિલ 'પ્રકૃતિ' એવું નામ આપે છે તે ફક્ત abstraction નથી પણ પરિણમનમાં દેખાતા

ત્રણ અંશોની અમુક અવસ્થા છે—આ ત્રણ અંશો તે સુપ્રસિદ્ધ ત્રણ ગુણો—સત્ત્વ, રજસ્—અને તમસ્ પ્રકાશ–ગતિ–સ્થિતિ છે. તેની સામ્યાવસ્થા તે મૂલ પ્રકૃતિ અને તેમાં વૈષમ્ય તે વિકૃતિ–સંસરણ–પુરુષનો એ સંસાર. આ વૈષમ્ય ઘટાવવા માટે કપિલને પ્રકૃતિ સિવાય બીજા કોઈ તત્ત્વની જરૂર લાગતી નથી. અનન્ય તત્ત્વશાલીનતાથી કપિલે એક મોટી વ્યાપ્તિ સાધી: જે કાંઈ પરિવર્તનશીલ છે તે બધું પ્રકૃતિની વિકૃતિ છે; એમાં માણસની બુદ્ધિને પણ એણે મૂકી દીધી. બુદ્ધિ પણ પરિવર્તનશીલ Ward જેને presentation continuum કહે છે–તે બધું પ્રકૃતિનું. આ પ્રમાણે કપિલે અનુભવમાં આવતી પરિવર્તનશીલતાને મહાન તર્કથી ઘટાવી; અને તેને ઊંડા પૃથક્કરણથી લાગ્યું કે અનુભવમાં જે શાશ્વત અંશ છે તે જ્ઞાતાનો છે–તેને જ એણે પુરુષ કહ્યો અને તે કૂટસ્થ નિત્ય થયો–જ્યારે–પ્રકૃતિ–પરિણામી નિત્ય થઈ. ચિતિ અથવા ચૈતન્ય એ પુરુષનો સ્વભાવ—જાણવું તે; બાકીનું બધું જડ–બુદ્ધિથી માંડીને તે બુદ્ધિમાં પ્રતિબિમ્બિત સર્વ વિષયો સુધી. પુરુષ નિષ્ક્રિય–એટલે પ્રકૃતિ જ નટીની જેમ પોતાનો ખેલ કરી નિવૃત્ત થાય એટલે મુક્તિ. સંસારી જીવને આ આત્યન્તિક ભેદ સમજવો એ મોક્ષનું સાધન. સંક્ષેપમાં વ્યાવહારિક અનુભવને બે અંશોમાં વિભક્ત કરી તે બન્નેના દ્વૈતમાં કપિલે તત્ત્વજિજ્ઞાસા મર્યાદિત કરી. સાંખ્યનો 'પરિણામવાદ' ઉપનિષદ્‌ના 'અદ્વૈતવાદ' જેટલો જ ભારતીય તત્ત્વજ્ઞાનના ઈતિહાસમાં મહત્ત્વનો પદાર્થ થાય છે. જૈનદર્શનનો પરિણામવાદ કે બૌદ્ધદર્શનનો ક્ષણિકત્વવાદ આની સાથે સંબંધ ધરાવે છે, એટલું જ નહિ પણ વેદાન્ત પણ વ્યાવહારિક સત્તા સમજાવવા સાંખ્ય-પ્રક્રિયાનો જ ઉપયોગ કરે છે.

પ્રાચીન સાંખ્યદર્શન સેશ્વર હતું કે નિરીશ્વર તે કહેવા માટે પૂરતાં પ્રમાણો નથી; શ્વેતાશ્વતર એમ સૂચવે છે કે તે સેશ્વર હતું, પણ સાંખ્યદર્શનના અદ્યયાવત્ ઉપલબ્ધ સૌથી પ્રાચીન ગ્રંથ ઈશ્વરકૃષ્ણકૃત 'કારિકા'માં ઈશ્વરને સ્થાન નથી; જોકે મોક્ષને સ્થાન છે; જેમ જૈન અને બૌદ્ધદર્શનમાં. પછીનાં સાંખ્યસૂત્રોમાં 'ईश्वरासिद्धेः' એવું સૂત્ર છે તે એમ બતાવે છે કે ઈશ્વર હોય કે ન હોય પણ તેની સિદ્ધિ બુદ્ધિથી થઈ શકતી નથી.

પરિણામવાદની સાથે પરમાણુવાદનાં બીજ પણ આ યુગમાં દેખાય છે; અને એ શોધવાનું જેને માન મળે છે તેનું નામ પણ 'કણાદ' 'કણભુક્' છે. વૈશેષિકદર્શનના દશ પદાર્થોનો વિકાસ ક્રમેક્રમે થયો હશે. તે યુગની વૈજ્ઞાનિક પૃથક્કરણબુદ્ધિએ દ્રવ્ય, ગુણ અને કર્મ, તથા સામાન્ય અને વિશેષ અને કોઈ પણ અનુભવગોચર વસ્તુમાં તેમનું દેખાતું ઐક્ય ઘટાવવા 'સમવાય' સંબંધ ક્રમેક્રમે કલ્પ્યો હશે.

આ મૂળ તત્ત્વની શોધમાં ભૂતવાદનો પણ ઉલ્લેખ કરવો જોઈએ. મૂલ પદાર્થ પૃથ્વી, અપ, તેજ અને વાયુ એ ચાર ભૂતતત્ત્વો જ છે; અને જે ચૈતન્યરૂપ દેખાય છે તે આ ભૂતોનો જ એક વિલક્ષણ 'રસ' છે.

મેટાફિઝિક્સની દૃષ્ટિથી—જગતનું મૂળ તત્ત્વ કયું તેની શોધમાં તત્ત્વજિજ્ઞાસાએ એક પક્ષે બ્રહ્મનું અદ્વૈત સ્થાપ્યું, અને બીજા પક્ષે પુરુષ અને પ્રકૃતિનું—ચેતન અને જડનું દ્વૈત સ્થાપ્યું. આ જડનું સ્વરૂપ ત્રિગુણાત્મક પ્રકૃતિ કે પરમાણુ. પુરુષની કલ્પનામાં સાંખ્યનો પુરુષ

વેદાન્તના પુરુષને મળતો પણ સંખ્યામાં એક નહિ; જ્યારે વૈશેષિકની આત્માની કલ્પના જુદી. બુદ્ધિ આદિ તેમના મતે આત્માના ગુણ, જે જૈનદર્શનને પણ સંમત. લોકાયતના ભૂતવાદને ચૈતન્ય માટે નવું તત્ત્વ કલ્પવાની જરૂર નથી.

આ દર્શનયુગમાં જ્ઞાનનાં સાધનોનું ચિંતન કેટલું થયું હશે તે કહેવું મુશ્કેલ છે; પણ 'તર્ક' પદાર્થ સ્પષ્ટ રીતે જુદો પડ્યો છે; તર્ક અને મનનને પર્યાય પણ ગણેલાં નથી. આત્મજ્ઞાનમાં 'તર્ક'ને સ્થાન નથી : नैषा तर्केण मतिरापनेया ( કઠ૦ ૨. ૯ ); પણ મનનને સ્થાન છે. યાજ્ઞવલ્ક્ય કહે છે : आत्मा वा अरे श्रोतव्यो मन्तव्यो ईत्यादि. પણ એ યુગ વાદીઓનો યુગ હતો—તેઓ પરસ્પર ચર્ચા કરતા હશે—અને શિષ્યો સાથે કરતાં હશે; ઉપરાંત યજ્ઞશાલામાં શ્રુતિના અર્થ બાબતમાં વિવિધ ચર્ચાઓ થતી અને તેમાંથી મીમાંસા જન્મી. આ મીમાંસાએ પ્રમાણો વગેરેની ચર્ચા પણ આરંભી હતી. 'યથાર્થ' કોને કહેવું અને તે શી રીતે જાણવું એ મહત્ત્વના વિષયની ચર્ચા તત્ત્વજિજ્ઞાસા કર્યા વિના રહે એ અસંભવિત જેવું છે. 'મીમાંસા'નો ખરો પર્યાય logical thought છે. ( તે શબ્દનો ઉપયોગ ઉપનિષદોમાં 'વ્રતમીમાંસા', 'આનંદમીમાંસા' આદિમાં જોવામાં આવે છે. ) આ ઊહાપોહની પ્રવૃત્તિ એટલી સ્પષ્ટ થઈ છે કે તેને 'તર્ક' તરીકે ઓળખવામાં આવે અને તેની 'મર્યાદા' પણ સમજાય.

તત્ત્વજ્ઞાનની મીમાંસા અર્થે જેમ પ્રમાણ આદિ પદાર્થોની આવશ્યકતા તેમ તત્ત્વજ્ઞાનના સાક્ષાત્કાર માટે એક જુદી પ્રક્રિયાની આવશ્યકતા. તપ અને સંયમ ઉપરાંત ચિત્તને અમુક રીતે કેળવવાથી તે તત્ત્વ સાક્ષાત્કાર× માટે યોગ્ય બને છે એવી શ્રદ્ધાથી આ પરંપરા પ્રવર્તી હશે; એમાં ચિત્તવ્યાપારોનો વિચાર અને તેમનો વિનિયોગ એ મુખ્ય વિષય બન્યો. આમાંથી 'યોગ'દર્શનનો વિકાસ થયો. યોગની ક્રિયાઓની પરંપરા આ દેશમાં અતિ પ્રાચીન હોવાનો સંભવ છે. તેનો ઉપયોગ ત્રણે સંપ્રદાયોએ–વૈદિક, જૈન અને બૌદ્ધે–કરેલો છે. સિદ્ધાર્થ ગૌતમે, બુદ્ધ થયા પહેલાં જે અનેક ગુરુઓ કર્યા તેમણે સિદ્ધાર્થને સમાધિની અનેક ભૂમિકાઓ સુધી પહોંચાડ્યા હતા.

આ રીતે પછીનાં દર્શનશાસ્ત્રોના મૂળભૂત પદાર્થો આ યુગમાં સ્પષ્ટ થતા હોય એમ માનવાને કારણ છે. એમની સંગતિ કેમ સધાતી હશે તે જાણવાનું બહુ સાધન નથી.

આ દર્શનયુગમાં જ શ્રમણસંપ્રદાયો પણ પ્રવર્તમાન હતા. આવા સંપ્રદાયો કેટલા હતા તેનો ઉલ્લેખ બ્રહ્મજાલસુત્તમાં તથા સૂત્રકૃતાંગમાં છે. આ શ્રમણપરંપરા આ દેશની એક મૌલિક પરંપરા છે અને એ વેદબાહ્ય છે તેનું કારણ એ છે કે તેમનું પોતાનું પહેલાંથી જ જુદું પ્રસ્થાન હતું એવો એક મત છે. બીજો મત એવો છે કે તે 'વેદમત'ની જડતામાંથી—ખાસ કરીને યજ્ઞનાં કર્મકાંડમાંથી–છૂટવાના પ્રયાસો છે. ગમે તે હોય પણ વિચારો

× Prof. L. P. Jacksના શબ્દોમાં: The Indian system of Yoga, I believe, has the object not to prove the existence of God, but to raise the faculty of insight to the requisite pitch for penetrating the disguises of deity. (p. 16?)
—*Science and Religion*

અને ભાવનાઓની દૃષ્ટિએથી પછીના કોઈ પણ વૈદિક દર્શન જેટલું ઉપનિષદની સાથે તેમનું સામ્ય–વૈષમ્ય છે. વાસ્તવિક રીતે તો એ બધા વિચારપ્રવાહો એ કાલબલના પ્રેરિત પ્રવાહો જ દેખાય છે.

આ શ્રમણસંપ્રદાયોમાં પણ તત્ત્વજિજ્ઞાસાએ મૂળ દ્રવ્ય શું એ વિશે વિવિધ મતો પેદા કર્યા છે; પણ તેનો સંબંધ ઉપર જણાવેલા પદાર્થોની સાથે એક અથવા બીજી રીતે ઘટી શકે છે, એટલે વિસ્તારભયથી એની સ્વતંત્ર ચર્ચા કરતો નથી. તત્ત્વજિજ્ઞાસાની દૃષ્ટિએ જૈન મતની વિશેષતા એના નયવાદમાં છે: જ્યારે અનેક મતભેદો પ્રવર્તતા હોય અને બધા સત્ય હોવાનો દાવો કરતા હોય, ત્યારે તત્ત્વજિજ્ઞાસા માટે એક નવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે: આમ કેમ બને–આ બધાએ ખરા કે ખોટા કેમ સંભવે ? આમાંથી દરેક મતનું તે તે દૃષ્ટિએ પરિશીલન કર્યું હોય તો તેનું સ્થાન સમઝાય. આ જાતના ચિંતનમાંથી 'દૃષ્ટિવાદ' કે 'નયવાદ' અથવા 'અનેકાન્તવાદ' ઉત્પન્ન થાય. ' સત્'નું સ્વરૂપ જ અનેકાન્તાત્મક છે–તો તેને સમઝનારો વિચાર પણ તેવો જ હોવો જોઈએ. કોઈ એકાન્તમાંથી આખું સત્ય મળે નહિ–માટે સત્તને જુદા જુદા નયથી સમઝવું—ઉપર જે શ્વેતાશ્વતરમાંથી કાલ, સ્વભાવ, આદિ તત્ત્વો વિશેની કારિકાનો ઉલ્લેખ કર્યો છે તે કારિકા ' સન્મતિતર્ક ' આદિમાં થોડાક ફેરફાર સાથે પ્રાકૃતમાં મળે છે–અને ત્યાં કહ્યું છે કે તે બધા એકાન્તિક રીતે ખોટા છે, પણ અનેકાન્ત દૃષ્ટિએ ખરા છે. આ વિચારપદ્ધતિનો શાસ્ત્રીય વિકાસ શાસ્ત્રીય યુગમાં જ થાય છે; પણ તે પદાર્થ દર્શનયુગમાં સ્પષ્ટ થયો હશે.

બૌદ્ધસંપ્રદાયનાં તત્ત્વજ્ઞાન અને પ્રમાણમીમાંસા શાસ્ત્રીય યુગમાં ઘણો મહત્ત્વનો ફાળો આપે છે, પણ જો પાલી ત્રિપિટક બુદ્ધના મૂળ વિચારોનું વધારે નજીકનું પ્રતિબિમ્બ ગણીએ તો તત્ત્વજિજ્ઞાસાની દૃષ્ટિએ આચારને ઉચ્ચતમ ભૂમિકાએ કેમ લઈ જવો એ બુદ્ધના ચિન્તનનો મુખ્ય વિષય હોય એમ લાગે છે. માણસો ક્લેશ પામે છે એ સામાજિક દર્શનમાં બુદ્ધની મુખ્ય પ્રેરણા હતી. એ ક્લેશ કેમ દૂર થાય એનો વિચાર એ પરમ કારુણિક મુખ્યતયા કર્યો છે; અને તે માટે મનોવિકારના સૂક્ષ્મ પૃથક્કરણને—જે એક રીતે યોગપરંપરામાં ચાલ્યું આવતું હતું તેને સવિશેષ રીતે વાપરી ચિત્તના ક્લેશનાં કારણો કેમ દૂર કરી શકાય તેનો ઉપદેશ આપ્યો છે—એનું ધર્મચક્ર પ્રવર્તાવ્યું છે; જેમાંથી–વેરથી વેર શમતાં નથી, પણ અવેરથી વેર શમે છે એ સનાતન ધર્મનો પ્રાદુર્ભાવ થયો છે.

: ૩ :

આ રીતે દર્શનયુગમાં પછીનાં દર્શનશાસ્ત્રો માટે પદાર્થો નક્કી થતા હતા. આમાં પરસ્પર સંઘર્ષણ તથા સમર્થનમાંથી નવી નવી ઉપપત્તિઓ–સંગતિઓ જડતી હતી. તેમાંથી સુપ્રસિદ્ધ દર્શનો પોતે પ્રત્યેક સંપૂર્ણશાસ્ત્ર–perfect system થવા પ્રયત્નો કરતાં હતાં, આ દર્શનોમાં સમાન વિચારોથી યુગલ બંધાતાં હતાં;—સાંખ્ય–યોગ, ન્યાય–વૈશેષિક, પૂર્વ-મીમાંસા–ઉત્તર મીમાંસા, અને બીજાઃ ચાર્વાક અથવા લોકાયત, જૈન–અને બૌદ્ધ.

આ દર્શનશાસ્ત્રોની સમૃદ્ધિનો અલ્પાલ્પ ખ્યાલ આપવો કે તેનો ઇતિહાસ આપવો અહીં શક્ય નથી, અને મારો ઉદ્દેશ તો આપણા દેશમાં તત્ત્વજિજ્ઞાસાએ જે 'વિચારણીય પદાર્થો'

(problems) ઉત્પન્ન કર્યા છે તેમાંનાં અમુક તરફ અંગુલિનિર્દેશ કરવા પૂરતો જ છે—અને તે એક રીતે દર્શનયુગના પદાર્થોમાં આવી જાય છે. તેમાં જે એક અતિ મહત્ત્વના 'પદાર્થ'નો નિર્દેશ નથી કર્યો, કારણ કે તેનું મહત્ત્વ ખાસ નિરૂપણ માગે એવું છે તે પદાર્થ તે મનુષ્યના કર્મનો–ધર્મનો. આ વિશે ભારતીય તત્ત્વજિજ્ઞાસાએ કંઈ ખાસ મહત્ત્વનું કર્યું નથી એવો આપણા પુરાતત્ત્વના કેટલાક પ્રાશ્ચાત્ય વિદ્વાનોનો મત છે—તેનો હું એટલો જ અર્થ કરું છું કે તેમણે બાંધી લીધેલા પૂર્વગ્રહોને અનુરૂપ સિદ્ધાંતો મેળવવામાં તેમને મુશ્કેલી પડે છે.

ભારતીય સંસ્કૃતિને બરાબર સમજવા માટે તેમાં થયેલી 'પુરુષાર્થ'વ્યવસ્થા યોગ્ય રીતે સમજવી જોઈએ અને તેમાં યાદ રાખવા જેવી એક બાબત એ છે કે વિદ્યાઓની વ્યવસ્થા પુરુષાર્થની દૃષ્ટિએ થયેલી છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં વિદ્યાસમુદ્દેશમાં આ વિશે પ્રાચીન વ્યવસ્થાની સૂચક વિચારણીય માહિતી છે. ચાણક્યના પોતાના મત પ્રમાણે મુખ્ય ચાર વિદ્યાઓ છે: આન્વીક્ષિકી, ત્રયી, વાર્તા અને દણ્ડનીતિ. મનુને અનુસરનારા માનવો પ્રમાણે આન્વીક્ષિકીનો સમાવેશ ત્રયીમાં થઈ જતો હોવાથી ત્રણ વિદ્યાઓ જ મુખ્ય છે. લોકયાત્રાવિદો–લોકાયતિકોના મતે ત્રયી એક જાતની છેતરપીંડી છે એટલે બે જ વિદ્યા છે; જ્યારે ઔશનસો–શુક્રાચાર્યના અનુયાયીઓને મતે એક દણ્ડવિદ્યા જ મુખ્ય છે, કારણ કે વિદ્યાથી જ સમાજ વ્યવસ્થિત રહે અને સમાજ વ્યવસ્થિત રહ્યા પછી જ બીજી વિદ્યાઓ શક્ય બને છે. આમ બીજા મતો સૂચવી કૌટિલ્ય ચારનું જ સમર્થન કરે છે; અને તેને વિદ્યાનું વિદ્યાપણું તેમના વડે માણસ ધર્મ અને અર્થ પુરુષાર્થો જાણે એમાં જ રહેલું જણાય છે.

ત્રયીમાં ધર્માધર્મ, વાર્તામાં અર્થાનર્થ અને દણ્ડનીતિમાં નયાનય જાણવાની હોય છે. આન્વીક્ષિકીમાં ત્રણ પ્રવાહો–દર્શનો ગણાવે છે: સાંખ્ય, યોગ, અને લોકાયતિક. આમાં યોગનો અર્થ પ્રસિદ્ધ યોગદર્શન લેવો કે 'યોગ' એ ન્યાયનું જૂનું નામ હતું* તે ધ્યાનમાં રાખી 'ન્યાય' લેવો એ વિચારવા જેવું છે; લોકાયતિક— તે ચાર્વાકનું ભૂતતત્ત્વવાદી દર્શન જેની એક શાખા સર્વતત્ત્વોનો ઉપપ્લવ કરવાથી તત્ત્વોપપ્લવવાદી કહેવાય છે. સૌથી ધ્યાન ખેંચે એવી કૌટિલ્યની આન્વીક્ષિકીની વ્યાખ્યા છે: ધર્મ–અધર્મ, અર્થ–અનર્થ, નય–અનયની વચ્ચે વિદ્યાઓનાં બલાબલનું હેતુઓથી અન્વીક્ષણ (તપાસ—re-examination) કરે તે આન્વીક્ષિકી. એવી તે વિદ્યા લોક ઉપર ઉપકાર કરે છે, આપત્તિ અને ઉદયમાં બુદ્ધિને સ્થિર રાખે છે અને પ્રજ્ઞાવાક્ય તથા ક્રિયાવૈશારદ્ય કરે છે: માટે તે

प्रदीपः सर्वविद्यानामुपायः सर्वकर्मणाम् ।
आश्रयः सर्वधर्माणां शश्वदान्वीक्षिकी मता ॥

પ્રો. યાકોબી કહે છે તે પ્રમાણે આન્વીક્ષિકી એ ફિલસૂફીને મળતો નજીકમાં નજીક સંસ્કૃત પર્યાય છે. 'હેતુ વડે અન્વીક્ષણ' કરવું, જે વડે તત્ત્વજિજ્ઞાસા પોતાના પદાર્થોમાં સંગતિ

* જુઓ, ષડ્દર્શનસમુચ્ચય–વૃત્તિ, ૨૦ પાછળથી આન્વીક્ષિકી ન્યાયનો પર્યાય બને છે તે જોતાં 'યોગ'નો ન્યાય અર્થ લેવો ઠીક લાગે છે.

સાધે તે consistency in thought. એ ફિલસૂફી અને દર્શનશાસ્ત્રોની સમાન પદ્ધતિ છે; અને ચાણક્યના મતે સાંખ્ય, યોગ (ન્યાય) અને લોકાયતિક આ 'હેતુ વડે અન્વીક્ષણ' કરનારા હોવાથી તેણે તેમને આન્વીક્ષકીમાં ગણ્યા છે. પાછળથી આન્વીક્ષકી શબ્દ એ ન્યાયનો જ પર્યાય થઈ ગયો એ એના સ્વરૂપનો ખ્યાલ આપે છે.

વિદ્યાઓનું વિદ્યાત્વ ધર્મ અને અર્થ જાણવામાં છે એ ચાણક્યનો મત તેના યુગનો સૂચક છે. ઉપનિષદો અને શ્રમણગ્રંથો ઉપરથી આપણને એમ જ લાગે કે 'મોક્ષ' એ એક જ 'પદાર્થ' પુરુષાર્થ તરીકે જણાતો હશે. વાસ્તવિક રીતે ધર્મ તથા અર્થ અને કામને ત્રિવર્ગ તરીકે સમજ્યા પછી જ 'મોક્ષ' પદાર્થ સાર્થક થાય છે.

તત્ત્વજિજ્ઞાસા એ જિજીવિષાપ્રેરિત હોવાથી કાર્યાકાર્યને પણ સકલાદેશથી તે સમજવા પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાંથી 'ધર્મ' પદાર્થ નિષ્પન્ન થાય છે. દર્શનયુગમાં એનો વિચાર બ્રાહ્મણ ગ્રંથોમાં તથા ઉપનિષદોમાં નોંધાયેલો મળે છે.—જેની વ્યવસ્થા શ્રૌત-ગૃહ્ય-ધર્મ-સૂત્રો તથા સ્મૃતિઓમાં અને પૂર્વમીમાંસામાં પાછળથી થાય છે. પૂર્વમીમાંસાનું પ્રથમ સૂત્ર જ अथातो धर्मजिज्ञासा છે જેમ ઉત્તરમીમાંસાનું अथातो ब्रह्मजिज्ञासा છે.

બ્રાહ્મણકાલ એ એક રીતે આપણી સંસ્કૃતિનો વિધાયક કાલ છે. સમાજવ્યવસ્થા—અને તેમાં ગૃહસ્થ તરીકે માણસનો ધર્મ એ યુગમાં સ્થિર થાય છે. એ ભૂમિકા ઉપર અનુરૂપ અથવા પ્રતિરૂપ બીજાં ચિત્રણો થાય છે. માણસને ઐહિક સુખ માટે 'કર્મ' કરવું આવશ્યક છે, અને આવશ્યક કર્મ જો કરવામાં ન આવે તો 'લોકસંગ્રહ' રહે નહિ એ મહાન સિદ્ધાન્ત આ યુગનું ફળ છે. અર્થાત્ 'ઇષ્ટાપૂર્ત' યજ્ઞયાગાદિ અને લોકોપયોગી કાર્ય કરવાં તથા પોતપોતાના વર્ણ પ્રમાણે પોતાના વર્ણની ફરજો બજાવવી એ 'ધર્મ'નું તત્ત્વ નિષ્પન્ન થાય છે. પંચમહાયજ્ઞ,—દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ અને મનુષ્યયજ્ઞ,—પશુવત્ સ્થિતિમાંથી સામાજિક મનુષ્ય બનાવવાનો સંસ્કારવિધિ, વર્ણધર્મ તથા સાર્વવર્ણિક ધર્મ—અહિંસા, સત્ય, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ ઇત્યાદિ—અને યમ-નિયમ આદિ પદાર્થો આ યુગના ચિંતનમાંથી ફલિત થયા છે.

આને અંગે જ પુરુષાર્થોનો પદાર્થ પણ ઉત્પન્ન થાય છે અને જુદા જુદા વિચારકો એ વિશે જુદા જુદા મત આપે છે. તેમાં મુખ્યત્વે લોકાયતિક, વૈદિક અને શ્રમણ એવા ત્રણ મતો જુદા પાડી શકાય. લોકાયતિકને મતે 'અર્થ—અને કામ' એ બે જ પુરુષાર્થ છે—માણસ ઇન્દ્રિયસુખ અને તેનાં સાધનોનું સાધન 'અર્થ' મેળવે એમાં જ એની પ્રવૃત્તિ કૃતાર્થ થાય. બીજા પુરુષાર્થોની કલ્પના હોય તો પણ લોકનો મોટો ભાગ મોટા ભાગે એ બે પુરુષાર્થોથી જ પ્રેરાયેલો હોય છે અને તેમાં જ કૃતાર્થતા અનુભવે છે, એટલે જ કદાપિ આ ચાર્વાકનો મત લોકાયતિક તરીકે પ્રસિદ્ધ થયો; આનું જ સંસ્કારી રૂપ એ કે જનસમુદાયના મોટામાં મોટા ભાગને વધારેમાં વધારે અર્થ-કામ આપવાની વ્યવસ્થા કરવી, અને ધર્મની કાયદાના અર્થમાં જરૂર પણ આ વ્યવસ્થા સાચવવા માટે.

આ સુખ એ સુખ જ નથી—એના માટેની મહેનત નકામી છે. 'કર્મો' બન્ધનકર્તા છે અને તેથી એ કર્મો કરવા પ્રેરતી અર્થ અને કામની તૃષ્ણા અને તે સંબંધમાં ઉત્પન્ન

અને રાગ, દ્વેષ, કામ, ક્રોધ, મોહ આદિનો છેદ કરવો — સંસાર દુઃખમય છે એનો ત્યાગ કરવો — તેમાંથી નિવૃત્ત થવું, એમાં જ શાન્તિ છે અને એ જ પરમ સુખ છે; તેથી તૃષ્ણાનો છેદ જે કરવાથી થાય તે ધર્મ — એવો ઉપનિષદ્ તથા શ્રમણ સંપ્રદાયોનો નિવૃત્તિલક્ષણ ધર્મ થયો. પણ સંસારમાં એકાન્તિક સુખ નથી એટલી નિષેધની ભાવના ઉપર એ નિવૃત્તિધર્મને અવલંબવાનું હોત તો એ ટકી શકત જ નહિ; સંસારની એ નિવૃત્તિ બીજી એક પ્રવૃત્તિ માટે હતી — આત્મસાક્ષાત્કારની — બ્રહ્મસાક્ષાત્કારની પ્રવૃત્તિ માટે હતી. આ વિચારસરણીને પરિણામે તત્ત્વવિદ્યા એ મોક્ષ પુરુષાર્થ માટે નિયત થઈ.

વૈદિક મતે ચારે પુરુષાર્થ સ્વીકારી તેની યથાયોગ્ય વ્યવસ્થા કરી; અર્થ અને કામને ધર્મથી નિયન્ત્રિત કરી લોકસંગ્રહની ફિલસૂફી ઉત્પન્ન કરી; ધર્મ-અર્થ-કામનો પરસ્પર સંબંધ જોઈ તેમનો ત્રિવર્ગ સ્થાપ્યો. આનો પુરાવો આપણે ચાણક્યના અર્થશાસ્ત્રમાં જોયો; પણ તેમની તત્ત્વજિજ્ઞાસા આટલાથી તૃપ્ત થઈ ન હતી; તેણે એક એવું રહસ્ય વ્યક્ત કર્યું હતું કે જે જીવનને ત્રિવર્ગમાં બંધાઈ રહેવા દે એમ ન હતું-તેથી મોક્ષને ચતુર્થ અને પરમ પુરુષાર્થનું સ્થાન આપ્યું.

દર્શનશાસ્ત્રના યુગની પહેલાં ભારતવર્ષમાં વર્ણાશ્રમ-ધર્મ અને પુરુષાર્થ-ચતુષ્ટયનો પદાર્થ સંસ્કૃતિમાં રૂઢ થઈ ગયો હતો. તે ગૃહીત કરીને જ તત્ત્વજિજ્ઞાસા આગળ ચાલની.

સાંખ્ય યોગ, ન્યાય, વૈશેષિક, મીમાંસા અને વેદાન્ત તથા જૈન, બૌદ્ધ અને લોકાયત આદિનાં દર્શનશાસ્ત્રોનો તુલનાત્મક અભ્યાસ કરવાથી તેમાં ચર્ચવાના પદાર્થોની સમાનતા તથા પદ્ધતિની સમાનતા પણ દેખાઈ આવશે. લોકામત સિવાયનાં બધાં દર્શનોનું પરમ પ્રયોજન મોક્ષ જ છે. પ્રતિપાદ્ય વિષયો એ પદાર્થોમાં વહેંચી શકાય છે: પ્રમાણ અને પ્રમેય. પ્રમાણોની ચર્ચાના વિષયમાં પ્રમિતિ એટલે શું ? પ્રમિતિનાં સાધન-પ્રમાણો કયાં અને કેટલાં ? પ્રામાણ્ય સ્વતઃ કે પરતઃ ? એ પ્રશ્નોની ગંભીર ચર્ચા છે, અને તેનો પાશ્ચાત્ય પરંપરામાં જેને Logic અને Epistemology કહે છે તેની સાથે તુલનાત્મક અભ્યાસ કરવામાં આવે તો ઘણું નવું કામ કરવાને અવકાશ આપે એમ છે. પ્રમેય-ચર્ચામાં જે વિષયો આવે છે તે આજના વિજ્ઞાન વિષય છે. ને અભ્યાસનું હવે તો ઐતિહાસિક મહત્ત્વ છે, પણ તેમાં જે દ્રવ્યચર્ચા છે તેનો પાશ્ચાત્ય Metaphysics સાથે તુલનાત્મક અભ્યાસ કરવાથી કયા પ્રશ્નો વારંવાર કયા રૂપમાં દેખા દે છે તેની સમજ આવે છે-અને તત્ત્વજિજ્ઞાસને નવી પ્રેરણા આપી શકે છે.

લોકાયતનો ભૂતવાદ, સાંખ્યનો પરિણામવાદ અને જૈનનો પણ જેમાં આત્મા પણ પરિણમન પામે છે, વૈશેષિકનો અણુવાદ, બૌદ્ધનો વિજ્ઞાનવાદ અને શૂન્યવાદ, તથા વેદાન્તનો બ્રહ્મ-માયાવાદ, તેના અદ્વૈતવાદના પ્રકારો સહિત, મીમાંસાનો કર્મવાદ—આ દરેકમાં તત્ત્વ-જિજ્ઞાસા માટે ઘણી સમૃદ્ધ વિચારસામગ્રી છે. આની સાથે જ સંકળાયેલું 'સત્'નું લક્ષણ સત્ય શું અર્થક્રિયાકારિ સત્ સત્ કે બીજું એ પ્રશ્ન પણ રજૂ થયો છે. પ્રમિતિને મદદ કરવાના સાધન તરીકે જુદાં જુદાં દર્શનશાસ્ત્રોએ એકથી આઠ સુધી-પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ, અભાવ, સંભવ અને ઐતિહ્ય રજૂ કરેલાં પ્રમાણોની ચર્ચા છે.

આ બધાઓની વીગતોમાં અહીં ઊતરી શકાય એમ નથી; પણ ભારતીય દર્શનોમાં મનુષ્યની તર્કબુદ્ધિ (Reason)નો વિસ્તારથી અને ઊંડાણથી ઉપયોગ કર્યા પછી એની મર્યાદા જોવા પ્રયત્ન થયો છે. નાસદીય સૂક્તના દૃષ્ટાન્તે પ્રશ્નપરંપરા શરૂ કરી—આદિમાં શું હતું અને કોના સુખ માટે હતું—તેના ખુલાસા આપ્યા અને છેવટે પરમ વ્યોમમાં રહેતા અધ્યક્ષને પણ તેની ખબર હશે કે નહિ—એવી શંકા કરી જે વિચારપરંપરા વહેતી મૂકી તેની અસર ઠેઠ સુધી પહોંચી છે. તેનાં બે પ્રસ્થાનો પડ્યાં લાગે છેઃ—એક પ્રસ્થાન એમ કહે છે કે જો પ્રમાણાધીન પ્રમેયવ્યવસ્થા છે એ ગૃહીત કરીને ચાલીએ અને ક્રમપુરઃસર દાર્શનિકોનાં પ્રમાણોની પરીક્ષા કરીએ તો કોઈનું પ્રમાણ અર્થાત્ યથાર્થ જ્ઞાનનું સાધન પુરવાર થતું નથી અને તેથી છેવટે એમ કહેવાનો વખત આવે છે કે 'બધા વ્યવહારો વિચાર ન કરીએ ત્યાંસુધી રમણીય લાગે છે.' આ થયો ચાર્વાક દર્શનની એક તત્ત્વોપપ્લવવાદી શાખાનો મત કે જે પ્રત્યક્ષ પ્રમાણ પણ સ્વીકારતા નથી, જેનું નિરૂપણ હમણાં પ્રસિદ્ધ થયેલા જયરાશિભટ્ટકૃત "તત્ત્વોપપ્લવસિંહ"માં મળશે. જ્યારે બીજું પ્રસ્થાન વેદાન્તમાં દેખાય છે, જે મતે ઈન્દ્રિયપ્રત્યક્ષ ઉપર નિર્ભર એવા અનુમાનથી—તર્કથી સત્ય ગ્રહણ થઈ શકે એમ નથી. तर्काप्रतिष्ठानात् આ રીતે બન્ને મનુષ્યની ઈન્દ્રિય પ્રત્યક્ષ ઉપર નિર્ભર તર્કબુદ્ધિની મર્યાદા સ્વીકારે છે. આનું બુદ્ધિને કસે એવું નિરૂપણ શ્રીહર્ષના "ખણ્ડનખણ્ડખાદ્ય" (ખણ્ડનના ખાંડના ખાજામાં) છે. પણ બન્નેમાં તફાવત છે; શ્રીહર્ષ એકાત્મક સત્ની અનિર્વચનીયતા સિદ્ધ કરે છે; ચાર્વાક છે પણ માણસની બુદ્ધિ એનું નિર્વચન કરી શકે એમ નથી. કઠમાં યમ કહે છે તે પ્રમાણે ' नैषा तर्केण मतिरापनेया '. પણ આ એમ સ્વીકારી લે છે કે માણસમાં પરમ સત્ય ગ્રહણ કરવાની—તેનો સાક્ષાત્કાર કરવાની તેની તર્કબુદ્ધિથી ઇતર એવી કોઈ શક્તિ છે.

આથી શક્તિનો સ્વીકાર મોક્ષપર બધાં દર્શનો સ્વીકારે છે, કારણ કે તે બધાએ ઈન્દ્રિયપ્રત્યક્ષ અને તે ઉપર નિર્ભર અનુમાનની પરમ સત્યને ગ્રહણ કરવાની અશક્તિ સ્વીકારે છે. આમ જો સ્વીકારવામાં ન આવે તો તત્ત્વોપપ્લવ અથવા scepticism અથવા agnoticism એ એક જ ગર્તામાં તત્ત્વજિજ્ઞાસા ઊતરે. કેવળ ફિલસૂફીની અથવા શ્રીમદ્ રાજચન્દ્ર જેને શુષ્ક જ્ઞાન કહે છે તેની આ મર્યાદા છે. પણ ભારતવર્ષમાં તત્ત્વજિજ્ઞાસા અહીં અટકી નથી, તેણે ' દર્શન ' પદાર્થ શોધ્યો છે. सा चेयं प्रतिति प्रत्यक्षपरा જે શાસ્ત્રનું પ્રેરકબળ છે અને જે તરફ શાસ્ત્ર તેને લઈ જાય છે. Absoluteનો સાક્ષાત્કાર સંભવે છે તો જ તે Absoluteની વાત કરે છે, એવી અહીંની પરંપરા છે. આને સ્વીકાર્યા વિના ભારતીય દર્શન સમઝાતું નથી; ઉત્પન્ન થતું નથી. જેને માટે આ સંભવતું નથી તેને માટે વિનમ્ર સંશયિતતા એ એક જ ગતિ રહે છે.

આમ ફિલસૂફીની કૃતાર્થતા રિલિજ્યનમાં ભારતવર્ષની તત્ત્વજિજ્ઞાસાએ જોઈ છે.

## ૪

આપણી આધુનિક સંસ્કૃતિની ત્રિવેણીનો એક પ્રવાહ પશ્ચિમમાંથી વહે છે, અને તેથી તત્ત્વજિજ્ઞાસા તે પ્રવાહમાં કયા પદાર્થો ઉત્પન્ન કરે છે અને તેણે સંગતિ કેવી રીતે સાધી છે તે જાણવું જરૂરનું છે. તે બન્ને પ્રવાહોને સરખાવવાથી તેમાં ઘણા પદાર્થો

સરખા લાગશે, ઉપરાંત અનેક સ્થળે તે પ્રહોંચવાની વિચારક્રિયા તથા ઘટાવવાની સંગતિ પણ સરખી લાગશે. પણ તે પરંતુ અતિસંક્ષેપમાં પણ ખ્યાલ આપવો શક્ય નથીઃ એક તો મારી પોતાની ને ક્રિ કહેવાની યોગ્યતા નહિ; ઉપરાંત સંક્ષેપમાં કહેવા જતાં ભ્રમ ઉત્પન્ન થવાનો. છતાં એટલી ચેતવણી આપવાનું યોગ્ય ધારું છું કે બન્નેમાં પદાર્થોની અમુ હોવા છતાં એકનો અર્થ બીજામાંથી કાઢવાનો પ્રયત્ન ઘણીવાર બન્નેનો ખોટો કરે છે. આ સાથે બીજી પણ એક દૃષ્ટિ રજૂ કરું છું. આપણા કેટલાક સમર્થશ્રિમને આપણી ફિલ્સૂફી સમજાવવાની ધગશમાં અમુક રીતે નજરાણું ધરનારની પેક્ત કરતા દેખાય છે. આ રીત સર્વથા અનુચિત છે. સત્યની દૃષ્ટિએ આપ્ સત્ત્વવિનાની લાગતી હોય અને પશ્ચિમની ગ્રાહ્ય લાગતી હોય તો આપણી વાત છોડી દેવી જોઈએ, પણ apology કરતા હોઈએ તેવું વલણ સત્ છે. આ વિષયમાં રશિયન પ્રો. શેરબાત્સ્કીએ તેમના મહાન ગ્રંથ *Buddh*માં જે વલણ રાખ્યું છે તે પ્રશસ્ત અને સત્યનું સાધક છેઃ

"There is a widely sprejudice that positive philosophy is to be found only pe. It is also a prejudice that Aristotle's treatment of loginal; that having had in this field no predecessor, he alsid no need of a continuator. This last prejudice seems the wane. There is as yet no agreed opinion on what re logic will be, but there is a general dissatisfactiohat it at present is. We are on the eve of a reform. Tleration at this juncture of the independent and altogethnt way in which the problems of logic, formal as welemological, have been tackled by Dignaga and Dharma possibly be found of some importance."

આ નવાં શોધ અને સમન્વય માટે આ તત્ત્વજ્ઞાનના પ્રવાહનો આદરપૂર્વક અભ્યાસ અને ચિંતન કરવાં ઘટે છે; ઊંની વિદ્યાની જે વ્યવસ્થા તેમણે સાધી છે તે પણ આદરણીય છે. ફિલ્સૂફીનો lems of Being-(સદ્‌વિષયક પદાર્થો ), Problems of Knowledge (પદાર્થો ), and Problems of Value (હેયોપાદેયતાના પદાર્થો )માં વહેંપાદેયતાના પદાર્થને Truth (સત્ય), Goodness (કર્મસાધુત્વ), Beauty આનન્દ) અને the Sacred (ઉપાસ્ય) એમ વિભક્ત કરી Logic, Ethictics અને Religionનો જે ક્રમ બતાવ્યો છે તે વ્યવસ્થાની દૃષ્ટિએ સમજવા

: ૫

ગુજરાતમાં તત્ત્વજિજ્ઞાસા પ્રવર્તમાન યાર્નશાસ્ત્રોનો અભ્યાસ તો કરશે, વિજ્ઞાનના સિદ્ધ પદાર્થો ધ્યાનમાં લઈ 'સત્'નું શ મથશે; પણ એ તત્ત્વ-

(heredity) દીર્ઘાયુષ્યની બાબતમાં અગત્યનો ભાગ ભજવે છે. પણ વારસારૂપે મળેલું દીર્ઘાયુષ્ય જિંદગીના પ્રતિકૂળ સંજોગો સામે ટૂંકું બનતું જાય છે. આથી ઊલટું, વારસાના સર્વશ્રેષ્ઠ સંજોગો ન મળ્યા હોય તો પણ અનુકૂળ પરિસ્થિતિમાં જિંદગી ગુજારનારાઓ પોતાનાં આયુષ્યનાં વર્ષો લંબાવે છે — મનુષ્ય દીર્ઘાયુષ્ય ભોગવી શકે છે.

ફ્રાન્સના મહાન ભૌતિકશાસ્ત્રવેત્તા બફોં (Buffon)એ પુષ્કળ અવલોકનોને આધારે એવો સામાન્ય નિયમ તારવી કાઢયો કે કોઈ એક પ્રાણીની જિંદગીની સામાન્ય મુદત તે પ્રાણીની શારીરિક વૃદ્ધિના કાળને હિસાબે પાંચથી સાત ગણી વધારે હોય છે. પાળેલાં જનાવરોની જિંદગીની મુદત પર કરેલ અવલોકનોના આધારે આ પ્રતિપાદન સાચું પુરવાર થતું હોય એમ લાગે છે. જો વસ્તુસ્થિતિ ઉપરના નિયમ અનુસાર હોય તો મનુષ્યની જિંદગીની સામાન્ય મુદત ૧૨૦ વર્ષથી ૧૫૦ વર્ષ કરતાં ઓછી મુદત સુધીની હોવી ન જોઈએ. સામાન્ય રીતે મનુષ્ય–શરીરની વૃદ્ધિ ૨૦–૨૫ વર્ષ સુધીમાં થઈ જાય છે ત્યારબાદ હાડકાંની વૃદ્ધિ અટકી જાય છે. એટલે ઉપર દર્શાવેલ જિંદગીની મુદત સામાન્ય ગણવી જોઈએ. પણ આ સિદ્ધાંત સર્વ પ્રાણીઓને લાગુ પડે છે કે નહિ તેમાં શંકાને સ્થાન છે. સાથે એટલું પણ સ્પષ્ટ છે કે મનુષ્યની જિંદગીની સરેરાશ મુદત જોઈએ તે કરતાં ઘણી ટૂંકી છે.

સામાન્ય લોકમત પ્રમાણે પોતાની જિંદગીનું સાર્થક કરી જેઓ આ દુનિયા છોડી ગયાં છે તેઓનાં મૃતદેહનું છેદન કરીને તપાસ કરતાં એવા નિર્ણયો બાંધવામાં આવ્યા છે કે તેઓ સામાન્ય વૃદ્ધાવસ્થાને લીધે મૃત્યુને ભેટયાં નથી પણ કોઈક દર્દનું અસ્તિત્વ પુરવાર થાય છે. ટૂંકામાં, મનુષ્ય જિંદગીની અત્યારની સરેરાશ મુદત તેની કુદરતી મર્યાદા નથી. એટલે મનુષ્યને વધારે વર્ષ આયુષ્ય ભોગવતો કરવા માટેના પરિશ્રમો એક વ્યવહારુ વિષય બને છે.

પ્રશ્ન ઉદ્ભવે છે કે મનુષ્ય તેની જિંદગીની પૂરેપૂરી મુદત સુધી કેમ નથી જીવી શકતો? બે પ્રકારનાં કારણો આગળ ધરી શકાય: એક તો, સામાજિક અને આર્થિક: સમાજની રચનામાં એક અદના આદમી તરીકે પોતાની આસપાસના સંજોગોને અનુકૂળ થવામાં અનેક પ્રતિકૂળ કાર્યો મનુષ્યની જિંદગીનો અંત વહેલો લાવવામાં મદદ કરે છે: જેવાં કે સખત અને થકવી નાખે એવી મજૂરી, એક જ પ્રકારની કંટાળો ઉત્પન્ન કરે એવી માનસિક યા શારીરિક પ્રવૃત્તિ, પૂરતાં પોષણનો અભાવ, રોગોત્પાદક ગંધાતા વાતાવરણમાં પૂરતાં હવા–ઉજાશ વિનાનાં રહેઠાણ ઇત્યાદિ. આ વર્ણન સમાજના નીચલા થરોને માટે થયું: પણ સમાજના અગ્રસ્થાને બિરાજતા 'સુખી જીવો'ને 'ખાટલેથી પાટલે', અનેક પ્રકારની લાલસાઓ અને બીજા શ્રીમંતાઈના ચેન–ચાળાઓ વગેરે, જિંદગીની મુદત ટૂંકી કરવામાં કારણભૂત થાય છે. આ સામાજિક કારણો દૂર રાખીએ તો, અપક્વ મૃત્યુ માટેનાં બીજી જાતનાં કારણો—Biological–જીવશાસ્ત્રીય આગળ આવે છે; તેની ચર્ચા હવે કરીએ.

એ સુવિદિત છે કે એક અત્યંત સૂક્ષ્મજંતુથી માંડીને મનુષ્ય સુધી સૌ કોઈ પ્રાણીનું શરીર કોષોનું (cells) બનેલું છે. એમીબા જેવું એક તદ્દન સાદું સૂક્ષ્મજંતુ ફક્ત એક જ કોષનું બનેલું છે: તે બધાં કાર્યો કરે છે. મનુષ્ય–શરીરની રચનામાં અગણિત કોષો આવેલા છે. કોઈપણ જીવનું એકમ કોષ છે. વનસ્પતિ પણ કોષોની બનેલી છે. પ્રાણી અને વનસ્પતિના કોષમાં થોડો ફરક હોય છે. વનસ્પતિ યા પ્રાણી–જીવમાત્રની અભિવૃદ્ધિ કોષોને આભારી છે. દરેક કોષની જીવનશક્તિ તેમાં રહેલા જીવરસને (protoplasm) આંગે છે.

મનુષ્ય–શરીરના કોષો (cells)માં શું ચાલી રહ્યું છે તે જરા તપાસીએ. મનુષ્ય આરામમાં હોય કે ઊંઘમાં હોય તો પણ કોષો તેમનું કાર્ય કદી બંધ કરતા નથી. ભાંગફોડ અને પુનર્રચનાનું કાર્ય ચોવીસે કલાક અવિરત અને સતત થયા જ કરે છે. નવા કોષ જૂનાની જગ્યાએ આવે છે. આ કાર્ય કેટલા મોટા પ્રમાણમાં ચાલી રહ્યું છે તેનો ખ્યાલ નીચેના દાખલા આપશે. એમ માનવામાં આવે છે કે એ મહીનાના ગાળામાં મનુષ્યના શરીરમાં લોહીના રાતા અણુઓ ( red corpuscles) તદ્દન નવા થાય છે. એટલે કે રોજના ૩૫૦ થી ૪૦૦ અબજની સંખ્યામાં આ રાતા અણુઓ નાશ પામે છે અને એટલાં જ બીજાં નવાં પેદા થાય છે. ચામડી છોલાવાથી, વાળ કાપવાથી અને ફરી ઊગવાથી વગેરે ક્રિયાઓમાં અસંખ્ય કોષો મનુષ્ય–શરીરમાંથી ઓછા થાય છે, અને તેની જગ્યાએ બીજા અનેક નવા અસ્તિત્વમાં આવે છે એનો વિચાર કરીએ તો એ કોષોની સંખ્યા અગણિત થઈ જાય. ઉચ્ચ શ્રેણીનાં પ્રાણીઓમાં કોષોની અભિવૃદ્ધિ અબાધિત નથી: તેને કેટલીક મર્યાદાઓ છે. પૂર્ણ વિકાસ પામેલાં ઉચ્ચ શ્રેણીનાં પ્રાણીઓમાં બધાય કોષો પુનઃજન્મી શકતા નથી. દાખલા તરીકે, મનુષ્યના મધ્યસ્થ જ્ઞાનતંતુઓના કોષોમાં કોઈપણ જાતની અભિવૃદ્ધિ થતી નથી. જન્મ વખતે જેટલી સંખ્યા હોય તેટલીજ સંખ્યા આખી જિંદગી પર્યંત રહે છે. (આ જ્ઞાનતંતુઓ મનુષ્યની જિંદગી માટે ખૂબ ઉપયોગી છે અને માનસિક સઘળી ક્રિયાઓનું નિયમન કરે છે.) જ્ઞાનતંતુઓની અને માનસિક ઉશ્કેરણીની સીધી અસર જિંદગીની મુદત પર થાય છે. જ્ઞાનતંતુઓના કોષો જેમ જેમ નિર્માલ્ય થતા જાય તેમ તેમ આયુષ્યની મર્યાદા ટૂંકાતી જાય છે. આ સંબંધમાં ચર્ચા કરતાં પ્રોફેસર બોગોમોલેટ્સ ભારપૂર્વક કહે છે કે "it is necessary to train one's character : extreme irritability shortens life." (પોતાનું ચરિત્ર કેળવવાની જરૂર છે: એકદમ મિજાજ ખોવાથી જિંદગી ટૂંકી થાય છે.)

જુવાનીમાં કોષો ખૂબ ચંચળ અને કાર્યક્ષમ રહે છે અને પૂર બહારમાં પોતાનું કાર્ય કરી શકે છે: તેઓની ક્રિયાઓ પૂર્ણ ઝડપથી ખૂબ ચાલે છે. તેમાં રહેલો જીવ–રસ પુનર્જીવન પામે છે. પણ અમુક સમય પછી કોષો પુનર્જીવન મેળવવાની શક્તિ ખોવા માંડે છે. ટૂંકામાં, તાપમાં રાખેલા દૂધના જેવી તેમની સ્થિતિ થાય છે. આલ્બ્યુમીનની જાતના પદાર્થોના મોટા મોટા કણો કોષના જીવ–રસમાં એકત્રિત થવા લાગે છે. આ પદાર્થકણો તેમનું સમતોલ વજન ગુમાવે છે, ભારે થઈ જાય છે અને કચરા રૂપે ( sediment ) કાઢી નાખવામાં આવે છે. કોષની સપાટીનું કુલ ક્ષેત્રફળ જેમાં બધી metabolismની ક્રિયાઓ થઈ રહી હોય છે–તેમાં ઘટાડો થાય છે. એટલે જીવનને જરૂરી

આ ક્રિયાઓની તીવ્રતામાં ઓટ આવવા લાગે છે. કોષ-સમૂહોમાં પાણીની તાણ પડે છે. આ તાણને લીધે ચામડીમાં એક પ્રકારની રૂક્ષતા આવે છે અને તેથી કરચલીઓ વળવા માંડે છે, જે વૃદ્ધાવસ્થાનું બાહ્ય ચિન્હ છે. આ સૂચવે છે કે જીવનની સંધ્યા નજીકમાં જ છે.

મનુષ્યના દીર્ઘાયુષ્યને લગતાં મુખ્ય બળોમાંથી એકાદ પર કાબુ મેળવવા ભૌતિકશાસ્ત્રીઓ મથતા હોય, તો તેમણે કોષોની જિંદગી લંબાય એ પ્રત્યે ધ્યાન આપવું પડશે. ટૂંકામાં, કોષોને લગતો અભ્યાસ દીર્ઘાયુષ્યના પ્રશ્ન સાથે સંકળાયેલો છે.

પ્રોફેસર એલિયાસ મૅકનીકોફ નામના એક મહાન રશિયન પ્રાણીશાસ્ત્રીએ એવો મત જાહેર કર્યો છે કે શરીરમાં પેદા થતાં અમુક નુકસાનકારક સૂક્ષ્મજંતુઓ જે ઝેરી પદાર્થો ઉત્પન્ન કરે છે તેનું વિષ લાગવાથી કાચી વયે વૃદ્ધાવસ્થા આવે છે. દીર્ઘાયુષ્યના પ્રશ્નનો અભ્યાસ તેમણે સારી રીતે કર્યો છે અને પરિણામે પોતે એવા અભિપ્રાય પર આવ્યા છે કે મોટું આંતરડું આ બાબતમાં ખૂબ સૂચક ભાગ ભજવે છે. આ આંતરડામાં રહેલ મળનો લગભગ ત્રીજો ભાગ ઉપર નિર્દેશેલા સૂક્ષ્મ જંતુઓનો બનેલો છે. આ જંતુઓથી આંતરડાંને મુક્ત કરવા અર્થે પ્રો. મૅકનીકોફે ભલામણ કરી છે કે દહીં, છાશ એવા ખાટા પદાર્થો આહારમાં સારી રીતે લેવાવા જોઈએ.

પ્રો. મૅકનીકોફની માન્યતા અનુસાર, સૂક્ષ્મજંતુજન્ય વિષ 'ઉમદા' કોષ-સમૂહોને નબળા પાડે છે. (મૂત્રાશય, કલેજું, જ્ઞાન-તંતુઓ જે કોષોમાંથી બનેલા છે તેને 'ઉમદા' કોષો કહેવાય છે.) મનુષ્યના લોહીમાં એક જાતના ચળ સફેદ કણો હોય છે. આ કણો cell-phagocytes તરીકે ઓળખાય છે. આ ચળ કણો ઉપર વર્ણવેલ સૂક્ષ્મજંતુના વિષથી નિર્બળ થયેલા 'ઉમદા' કોષોને ચોતરફ ફરી વળે છે અને પછી તેને ખાઈ જાય છે. આ 'ઉમદા' કોષોની જગ્યા સંબંધક-કોષ-સમૂહ અને બીજા તંતુઓમાંથી બનેલો એક પ્રકારનો નવો સંબંધક-કોષ-સમૂહ (connective tissue) લે છે. આને 'સ્કલેરોસીસ' (sclerosis) કહેવાય છે અને નજીકમાં આવી પહોંચતા મૃત્યુની નિશાની છે.

મનુષ્ય-શરીરમાં phagocytes જે અગત્યનો ભાગ ભજવે છે તે સંબંધી પ્રો. મૅકનીકોફે ખૂબ શોધખોળ કરી છે. એ શોધખોળની કિંમત ઓછી આંકવામાં આવતી નથી. પણ તેમણે તેમાંથી તારવેલા કેટલાક નિર્ણયો શંકારહિત નથી. જેમકે, ચળ phagocytes કોષોને ખાઈ જાય છે અને નિર્બળ થયેલા કોષો જીવી શકે છે એ પ્રો. મૅકનીકોફે જાહેર કરેલ સિદ્ધાંત ભૂલ ભરેલો છે એમ પ્રો. બોગોમોલેટ્સ માને છે. બોગોમોલેટ્સનો મત એથી સાવ ઊલટો છે. તેઓ એવો અભિપ્રાય જાહેર કરે છે કે phagocytesનું કામ ભક્ષણનું નથી, પણ શરીરમાં અંતરાય રૂપ બનતાં મરવા જેવા થયેલા કોષોને સાફ કરી નાખવાનું છે. ટૂંકામાં, phagocytes મ્યુનિસિપાલિટીના આરોગ્યખાતાનું કાર્ય શરીરમાં કરે છે.

સંબંધક-કોષ-સમૂહની બાબતમાં પણ બોગોમોલેટ્સ જુદો મત ધરાવે છે. તેઓ સંબંધક-કોષ-સમૂહને ખૂબ અગત્યનો ગણે છે. "તેની ધોરી-નસો જેટલી વૃદ્ધ તેટલો મનુષ્ય વૃદ્ધ હોય છે." એવી એક કહેવત પ્રચલિત છે. એ ઉપરથી બોગોમોલેટ્સ સૂચવે

છે કે " જેટલો તેનો સંબંધક–કોષ–સમૂહ વૃદ્ધ તેટલો મનુષ્ય વૃદ્ધ છે (a man is as old as his connective tissue ).

આ સંબંધક–કોષ–સમૂહની અગત્યતાનો સ્પષ્ટ ખ્યાલ આવે એ ખાસ જરૂરી છે. આ માટે કોષમાં જે પદાર્થો ( જીવ–રસ ઈત્યાદિ ) આવેલા છે તે કેવી રીતે ચાલુ રહે છે તે સમજવું જોઈએ. લોહી કોષોને પોષણ આપે છે, અને કચરો કાઢી નાખે છે. શરીરમાં કોઈ પણ ભાગના કોષો લોહી સાથે સીધા સંબંધમાં આવતા નથી. પૌષ્ટિક પદાર્થો અને પ્રાણવાયુ-યુક્ત લોહી મોટી નસોમાં વહે છે. આ નસો અતિસૂક્ષ્મ ભાગોમાં વહેંચાઈ જાય છે અને તેમાંથી એક પ્રકારની જાળ બને છે. આ અતિસૂક્ષ્મ જાળ રૂપ નસો કોષોને વીંટાઈ જાય છે અને તેઓની દિવાલો દ્વારા કોષોને લોહી પહોંચે છે. આ દિવાલો સંબંધક–કોષ–સમૂહ સાથે ખૂબ ઝીણી ગુંથાયેલી હોય છે. આ સંબંધક–કોષ–સમૂહમાં પરિપાક યા બીજા ફેરફાર થતાં—બીજા શબ્દોમાં કહીએ તો સ્કલેરોસીસ થતાં, કોષોના પોષણમાં ખલેલ પડવા માંડે છે અને તેનો નાશ શરૂ થાય છે. આને લીધે વિષમય પદાર્થો પેદા થાય છે અને છેવટે મૃત્યુ નીપજે છે.

સંબંધક–કોષ–સમૂહનું કાર્ય આટલેથી જ સમાપ્ત થતું નથી. ઝેરની ચેપી અસર શરીરમાં પ્રવેશ પામે છે ત્યારે આ કોષસમૂહ બચાવનું કાર્ય આરંભે છે અને એવા પદાર્થો ઉત્પન્ન કરે છે, કે જેથી ઝેરઉત્પાદક સૂક્ષ્મજંતુઓનો નાશ થાય અને તેમાંથી પેદા થયેલા ઝેરની અસર નાબૂદ થાય. એટલે જિંદગી લંબાવવા માટેના પ્રયત્નોમાં આ સંબંધક–કોષ–સમૂહની અગત્યતા સાવ સ્પષ્ટ છે. પ્રો. બોગોમોલેટ્સ આ કોષ–સમૂહને વધારે બળવાન બનાવવા માટેની રીતો અખત્યાર કરવાની સૂચનાઓ કરે છે.

ઓગણીસમી સદીની શરૂઆતમાં નીચે દર્શાવેલ એક ખાસ મહત્ત્વપૂર્ણ બનાવ તબીબોએ શોધી કાઢ્યો: 'અ' પ્રાણીના શરીરના કોઈ પણ ભાગના કોષ–સમૂહમાંથી, દાખલા તરીકે કાળજામાંથી, અમુક સત્ત્વ લઈને 'બ' પ્રાણીના લોહીમાં દાખલ કરવામાં આવે તો અમુક સમય પછી 'બ' પ્રાણીનું લોહી નવીન ગુણ પ્રાપ્ત કરે છે. 'અ' પ્રાણીના અવયવોના કોષોને અસર કરતાં તત્ત્વો આ નવા લોહીમાં દેખાઈ આવે છે. આ લોહીમાંથી બનાવેલું સીરમ સરેસની જેમ ચોંટી જાય છે ( agglutinate ) અને કોષો તેમાં ઓગળી જાય છે અને પછી તેમનો નાશ થાય છે. જુલ્સ બોરડેટ નામના બેલ્જિયમના જંતુ-વિજ્ઞાનશાસ્ત્રીએ આ શોધ કરી હતી. બોરડેટ મેકનીકોફનો શિષ્ય હતો. આ સીરમને સાઈટો–ટોક્ષિક ( cyto–toxic ) તરીકે ઓળખવામાં આવે છે.

વધારે શોધખોળપરથી સ્પષ્ટ થયું કે આ સીરમ બીજા ઉપયોગી ગુણો પણ ધરાવે છે. જજ પ્રમાણમાં જો આપવામાં આવે તો, કોષો નાશ પામતા નથી પણ ઊલટું, તે કોષોની ક્રિયાને ઉત્તેજન આપે છે અને તેમને પુનર્જીવન અર્પવામાં મદદરૂપ થાય છે.

આ જુજ પ્રમાણ કેટલું, એ નક્કી કરવા માટે એક રીત સ્થાપિત કરવાનું કામ હવે હાથ પર લેવામાં આવ્યું અને પ્રો. બોગોમોલેટ્સે આ રીત શોધી કાઢી. આ શોધખોળમાં પ્રો. બોગોમોલેટ્સે સાઈટો-ટૉક્ષિક સીરમ વડે કેટલાય અદ્ભુત પ્રયોગો કર્યા હતા. પ્રો. બોગોમોલેટ્સની શોધની અગત્યતા તેણે એકત્રિત કરેલાં પરિણામો પરથી પુરવાર થાય છે.

આધુનિક જમાનાના અત્યંત ભયંકર ગણાતાં દર્દોમાં ચાંદા (cancer)નું દર્દ એક છે. એવી ગણતરી કરવામાં આવી છે કે પચાસ વર્ષની ઉંમરે પહોંચનાં પ્રત્યેક સાત મનુષ્યોમાં એક (એટલે ૭ : ૧ના પ્રમાણમાં) ચાંદાના રોગથી મૃત્યુ પામે છે. આ દર્દનાં કારણો હજી બરાબર સમજાતાં નથી. એવું નક્કી થયું છે કે ચાંદાનાં દર્દીઓમાં સામાન્ય કોષો અમર્યાદિત રીતે વૃદ્ધિ પામે છે અને આજુબાજુના સામાન્ય કોષ-સમૂહમાંથી બહાર નીકળી આવે છે. આથી મનુષ્ય નબળો પડી જાય છે અને પરિણામે જિંદગી ગુમાવે છે. પણ બોગોમોલેટ્સ નિર્દેશ કરે છે કે જો સંબંધક-કોષ-સમૂહ બરાબર તંદુરસ્ત અવસ્થામાં હોય તો, આવા ચાંદાના કોષો પેદા થતાં અટકાવે, તેને જુદા પાડી નાખે અને પછી તેનો નાશ થાય : પણ જો સંબંધક-કોષ-સમૂહ નબળો હોય તો કૅન્સરના કોષો અમર્યાદિત રીતે વૃદ્ધિ પામે. વાઢ-કાપથી સર્જન દર્દીને બચાવે પણ એવું ઘણી વાર બને છે કે સર્જનની છરીમાંથી પણ કેટલાક છુટાછવાયા કૅન્સરના કોષો બચી જાય છે : દર્દ સમૂળું નાબુદ થતું નથી. થોડા વખત પછી પાછું દર્દ ઊપડે છે અને દર્દી જિંદગી ગુમાવે છે.

બોગોમોલેટ્સે સૂચવેલી પદ્ધતિ અનુસાર, ઉંદરને પહેલાં સાઈટો-સીરમના ઈન્જેક્શન આપવામાં આવ્યા અને પછીથી કૅન્સરના જંતુઓ દાખલ કરવામાં આવ્યા. ઘણાખરા પ્રયોગોમાં, ઉંદરોને કૅન્સરમાંથી મુક્તિ મળી. બીજા પ્રયોગોમાં, પહેલાં કૅન્સરના જંતુઓ ઉંદરોમાં દાખલ કર્યા અને પછી સીરમના ઈન્જેક્શન આપવામાં આવ્યા. પરિણામ એ આવ્યું કે ઘણાખરા ઉંદરોમાં કૅન્સરની ગાંઠો ઓછી થઈ ગઈ અને ધીમે ધીમે અદૃશ્ય થઈ ગઈ. પછી આ પ્રયોગો મનુષ્યો પર અજમાવવામાં આવ્યા. પરિણામ ઘણું જ સુંદર આવ્યું. ઘણાખરા દર્દીઓ સીરમના ઈન્જેક્શન પછી સારાં થયાં. આ પ્રયોગો નવું ક્ષેત્ર ઉઘાડે છે. બીજાં અનેક દર્દોમાં આવાં સરસ પરિણામ આવ્યાં છે : જેવાં કે ટાઈફોઈડ, schizophrenia-એક જાતનું જ્ઞાનતંતુઓનું દર્દ. ઉપરાંત, હાડકાં ભાંગી ગયાં હોય ત્યારે તેના સાંધા મેળવવામાં આ સીરમનું ઈન્જેક્શન સંતોષકારક નીવડે છે. અનેક દર્દોમાં ઉપયોગી નીવડતું આ સીરમ શંકાઓ પેદા કરે એ સ્વાભાવિક છે. પ્રો. બોગોમોલેટ્સ એવો મત ધરાવે છે કે આમાં શંકાઓને અવકાશ નથી. તેઓ સંબંધક-કોષસમૂહને માનવ-શરીરના મૂળ રૂપ ગણે છે. તેમના પોતાના શબ્દો ટાંકીએ : "The function of the physiological system of the connective tissue are various and extremely important for health and longevity. Our serum has actually only one effect : large dose does depress but small doses on the contrary increase the vitality of the system. If after the root of a tree has been treated and cured, the trunk becomes

# તું મારી ગૃહિણી હતે

卐

તું મારી ગૃહિણી હતે મુજ ગૃહે સાક્ષાત લક્ષ્મી તદા
આવીને વસતે પદે તવ પદે, અંધાર ઘેરી કદા
મારી જીવનરાત્રિમાં ઉગત તો કો સ્નેહની કૌમુદી,
વ્હેતા હોત પ્રવાહ જીવન તણા કોઇ દિશામાં જુદી.
તું મારી ગૃહિણી હતે તનમને પાવિત્ર્ય સેવ્યું હતે,
અન્યા કોઇની તર્ફ દૃષ્ટિ મુજની ના હોત કો દિ' પડી;
મારે માટ રચાયું પૃથ્વી પર તો હોતે અહીં સ્વર્ગ તે,
માગ્યું ના મરણે અકાળ જ હતે મેં રાત કૈં કૈં રડી.
આપ્યું છે સુખ, લક્ષ્મી, આપી વળી છે વિદ્યાય એણે મને,
તારા જેવી છતાં મને ક્યમ નહીં આપી ગૃહિણી હશે?
આપી એક જ પાંખ કેમ યદિ છે કીધી દયા તો, અને
ચોરી એરણ દાન સોયનું દીધું એથી ભલું શું થશે?
સોના સાથ સુગંધ ના જ મુકવી એ ન્યાય એનો હશે,
એનાં સાર્થ તદા કઢંગી રચના ને સૌ ઠમેળો થશે.

નટવરલાલ



# त्वं चेन्मद्गृहिणी पदे

卐

त्वं चेन्मद्गृहिणी पदे मम गृहे नूनं समेत्य स्वयं
त्वत्पादाम्बुरुहं प्रतिमम्मविधौ वासं व्यधास्य. द्रुमा।
ज्योत्स्ना गाढ तमोऽन्ध जीवन निशा 'स्नेहामृतां शोभम
काप्येषा समुदैषदन्य गतयो मार्गाश्च मे जीविताः॥
त्वं चेन्मद्गृहिणी पदे मम मनो वृत्तेश्च देहस्य वा
पाविम्यं न कदा करिष्यमपरा स्वापा तनं वा दृशीः।
स्वर्गोल्लासभरा भविष्यदखिला क्षामा तदा सौ मम
नैवा निद्र निशासु गूढहृदिते रभ्यर्थितश्चान्तकः॥
येनेदं घटितं मुखं च विलतो लक्ष्मी विलासो गृहे
विद्याचेयमदायी तेन विहिता त्वं नो कथं गेहिनी।
कारुण्यं कृतमेव तत्रहि कथं पक्षो भयानुमहो
हत्वा मे बहु किं करिष्यति हितं लोकस्य दानेन सः॥
स्वर्णं सौरभ विप्रयुक्तमितिवा न्यायो विधातुर्यदि
सार्धस्तज्जगतः विरुद्धरचना वैषम्यरूपोच्चयः॥

भ० पटेल



# પુસ્તક પરિચય

**કાઠિયાવાડની ખેતીઃ—પ્રો. એ. બી. ત્રિવેદી.**

પ્રો. ત્રિવેદીએ કાઠિયાવાડની આર્થિક તપાસની કેટલીક પત્રિકાઓ અગાઉ અંગ્રેજીમાં બહાર પાડેલી છે, તેના અનુસંધાનમાં ત્યાંની ખેતી વિશે હમણાં પત્રિકા બહાર પાડી છે. તેમાં કાઠિયાવાડની ખેતીવિષયક સ્થિતિ વિશે કેટલીક ઉપયોગી માહિતી એકઠી કરીને તેમણે આપી છે. તે માહિતી ખાસ કરીને ભાવનગર, જામનગર, જૂનાગઢ, રાજકોટ, ગોંડલ અને પોરબંદર જેવાં મોટાં રાજ્યોના રિપોર્ટો ઉપરથી તારવીને આપી છે અને તે ઉપરથી આખા કાઠિયાવાડની ખેતી વિષે અનુમાનો બાંધ્યાં છે. બધાં રાજ્યોની માહિતી ઉપલબ્ધ નહિ હોવાથી તેમને આમ કરવું પડ્યું છે. એ રીતે તારવેલી માહિતીમાંથી ઉપરટપકે થોડી જાણવા જેવી હકીકત નીચે આપવામાં આવી છે. તે ઉપરથી તેમાં આપેલી હકીકતનો સામાન્ય ખ્યાલ આવશેઃ—

(૧) ક્ષેત્રફળ ૨૨,૧૫૦ ચો. માઈલ. વસ્તી ૩૧,૫૦,૯૩૩ (૧૯૩૧).
નાનાં મોટાં રાજ્યો ૨૦૦.

(૨) ઈ. સ. ૧૫૫૯ થી ૧૮૭૯ સુધીનાં ૩૨૦ વરસમાં ૩૧ દુકાળ પડ્યા. વીસમી સદીમાં ૪૦ વરસમાં ૬ દુકાળ પડ્યા.

(૩) એકર દીઠ ઉત્પન્ન રૂ. ૧૨
,, ,, મહેસૂલ રૂ. ૩॥
,, ,, ખેતીનું ખર્ચ રૂ. ૪

(૪) હળ દીઠ જમીન ૧૭ થી ૨૬ એકર છે. ૨૬ એકર જમીનવાળો ખેડૂતને જમીન મહેસૂલ આપ્યા પછી અને ખેતીનું ખર્ચ બાદ કર્યા પછી, આખા કુટુંબના ખર્ચ માટે સામાન્ય વરસમાં રૂ. ૧૨૫ રહે છે.

(૫) માથાદીઠ જમીન મહેસૂલ

| | | | |
|---|---|---|---|
| જૂનાગઢ | ૪–૮–૦ | પોરબંદર | ૭–૩–૨ |
| ભાવનગર | ૫–૪–૯ | મુંબાઈ ઈલાકો | ૨–૩–૦ |
| જામનગર | ૭–૧–૫ | બંગાળા | ૦–૧૧–૦ |
| રાજકોટ | ૪–૯–૭ | સંયુક્ત પ્રાંત | ૧–૭–૦ |
| ગોંડળ | ૭–૧૧–૨ | મદ્રાસ | ૧–૧૦–૦ |

(૬) કુલ જમીન મહેસૂલ રૂ. ૨ કરોડ
ખેડૂતોનું દેવું અંદાજે રૂ. ૧૩॥ કરોડ
એકર દીઠ દેવું રૂ. ૧૮
માથા દીઠ દેવું રૂ. ૪૩

જે રાજ્યોની માહિતી ઉપરથી ઉપરની હકીકત તારવવામાં આવી છે, તે બીજાં રાજ્યોને કેટલે અંશે લાગુ પાડે છે તેની ખાત્રી કરવા માટે આધાર નથી. પરંતુ સામાન્ય રીતે એમ કહી શકાય કે, બીજાં રાજ્યોમાં તેના કરતાં સ્થિતિ સારી નથી. બધાં રાજ્યોમાં સામાન્ય ખેડૂત પાસે ૨૦ થી ૨૫ એકરે જમીન તો નહિ હોય અને કોઈ કોઈ ઠેકાણે ખેતીનું ખર્ચ, મહેસૂલ અને દેવું પણ વધારે હશે. ક્યાં પહેલાંની કાઠિયાવાડની સમૃદ્ધિ અને ક્યાં આજની દયામણી સ્થિતિ ? આવી તપાસને અંતે, લોકોની નજર આગળ, લોકોની ભાષામાં, આવી હકીકતો અને તેના વ્યાવહારિક ઉપાયો મૂકવામાં આવે તો તે ઉપયોગી થાય.

વિઠ્ઠલદાસ કોઠારી

**વિભાવરી:**—અનુ: શ્રી ધનશંકર ત્રિપાઠી. મૂલ્ય: રૂ. અઢી.

સ્વ. કવિવર રવીન્દ્રનાથની નવલકથા 'બૌ ઠાકુરાનીર હાટ'નો આ ગુજરાતી અનુવાદ છે. ૧૯૨૩ની સાલમાં 'ગુજરાતી પંચ'માં એ ચાલુ વાર્તા તરીકે પ્રગટ થઈ હતી.

વાર્તા ઘણી નિર્બળ છે. કવિવરના ગ્રંથોના પ્રેમીજનો આ વાંચીને નિરાશ થાય. 'ગોરા'નો ઉજ્જ્વલ સંસ્કૃતિપ્રેમ, 'ચોખેરવાલી'નું પરમસુંદર પાત્રાલેખન, 'ઘરે બાહિરે'નો રાષ્ટ્રોદ્ધારક સંદેશ, 'કુમુદિની'નું વેધક મનોવિશ્લેષણ, 'નૌકાડૂબી'ની હૃદયહારી વસ્તુસંકલના વગેરે જોયા પછી આ પુસ્તક હાથમાં લેતાં વાંચક કવિવરનાં સર્જનમાં જે કલાની અપેક્ષા રાખી હોય તેનો અહીં અભાવ દેખાશે. આમાં નથી વસ્તુયોજના, નથી પાત્રાલેખનની કલા કે નથી સ્પષ્ટ વિચારસરણી. પ્રતાપાદિત્ય નામનો એક જોહુકમી દુષ્ટ રાજા પુત્ર, પુત્રી, પુત્રવધૂ, જમાઈ સહુને દુઃખી કર્યા કરે છે અને પેલાં સર્વે દુઃખી થયાં કરે છે. અમાત્યની મૂર્ખાઈભરી વાતો કે વિદૂષકના ચાળા વાર્તામાં આનંદને બદલે ત્રાસ જ આપે છે. રાજા અવારનવાર ક્રોધે ભરાય છે અને કોઈને કેદમાં નાખે છે કે કોઈનું માથું કાપવાના હુકમ કરે છે. વૃદ્ધ વસન્તરાય, કે કુલવધૂ સુરમા, મંદમતિ યુવરાજ કે ઉપેક્ષિતા વિભાવરી એ પાત્રો કંઈક અંશે જીવંત છે. પણ રવીન્દ્રનાથની કલમની ચમત્કૃતિ તેમાં ક્યાંય દેખાતી નથી. ઘણી નાની ઉંમરે, છેક ઓગણીસ વર્ષની વયે, કવિવરે આ વાર્તા લખેલી.

આવી નવલકથાના અનુવાદની ભાગ્યે જ કંઈ આવશ્યકતા હોય. કવિવરની કૃતિ સારી જ હોય એવા વિશ્વાસથી પુસ્તકો ખરીદનાર આવી નવલકથા લીધા પછી શંકાશીલ બને અને બીજી કૃતિ ખરીદતાં અચકાય એ જ એનું દુષ્પરિણામ આવે. વળી શ્રી ત્રિપાઠી કહે છે: "અનુવાદનું સ્વરૂપ જેમ બને તેમ શુદ્ધ ગુજરાતી રાખવા અને ભાષાનું પરપ્રાન્તીયત્વ મિટાવવા મેં સારાથી બનતી કોશિશ કરી છે. તેથી કંઈક અંશે મૂળનો તે છાયાનુવાદ બન્યો છે." એ ઠીક નથી. બંગાળી ભાષાનું માધુર્ય સચોટ કાળજીભર્યો અનુવાદ કરીને પણ ગુજરાતીમાં ઉતારી શકાય છે. સચોટતા લાવવાથી પરપ્રાન્તીયતા આવે જ એવું નથી. શુદ્ધ ગુજરાતી કરવાને બહાને કવિવર જેવાના ગ્રંથો સાથે પણ જે છૂટ લેવામાં આવે છે તે ખેદજનક છે.

આનંદી:—અનુ: શ્રી મંગલમ્. પ્રાપ્તિસ્થાન: એન. એમ. ઠક્કરની કંપની, મુંબઈ. મૂલ્ય : અઢી રૂપિયા.

દેવીને પશુબલિ આપવાની અનિષ્ટ પ્રથા સામે વિરોધ નોંધાવતી 'રાજર્ષિ' નામની કવિવર રવીન્દ્રનાથની નવલકથાનો શ્રી મંગલમે આ ગુજરાતી અનુવાદ કર્યો છે. કવિવરે ઘણાં વર્ષો પહેલાં લખેલી આ વાર્તા સાદી અને સરલ છે, અને તે દ્વારા કવિએ સંદેશ આપ્યો છે કે જગતમાં હિંસા નહિ, પણ અહિંસા જીતે છે, વૈર નહિ પણ ભ્રાતૃભાવ વિજયી થાય છે; સત્તા મેળવવાથી નહિ પણ સેવાથી જ જીવનનો ઉત્કર્ષ થાય છે.

ભુવનેશ્વરી દેવીનાં મંદિર આગળ વહેતો રક્તપ્રવાહ જોઈ આનંદી નામની કન્યા એના આઘાતથી મૃત્યુ પામી; એ સરલહૃદયની કન્યાની વેદના જોઈ રાજા ગોવિંદમાણિક્ય દેવીને પશુબલિ આપવાની મનાઈ કરે છે. દેવીનો પૂજારી રઘુપતિ રાજાની વિરુદ્ધ પ્રપંચો રચે છે, શાહજાદાનાં પુત્ર સુઝાની મદદથી રાજાને પદચ્યૂત કરે છે, અને રાજાના નાનાભાઈ છત્રમાણિક્યને તે ગાદી અપાવે છે. લડવા કરતાં રાજ્ય જતું કરવું વધારે સારું માનીને રાજા સંન્યાસ લે છે. અને સ્નેહથી જ તે શત્રુને જીતી લે છે, વૈરીઓની વૈરભાવના નાશ પામે છે, પ્રજાનો રોષ જતો રહે છે; રાજાને રાજ્ય પાછું મળે છે. પશુબલિની પ્રથા શરૂ કરવા ઈચ્છતો—દુરાગ્રહી—રઘુપતિ વિજયમાં સૌથી મોટો પરાજય અનુભવે છે; પોતે જ દેવીની પાષાણમૂર્તિના ટુકડેટુકડા કરી નાખે છે એમ દર્શાવીને કવિવરે સચોટ અસર ઉપજાવી છે.

આનંદી, ધ્રુવ એ નિર્દોષ બાળકો, કુટીલનીતિ અજમાવતો રઘુપતિ, સેવાભાવી બિલ્હણ ઠાકુર, મનિમંદ છત્રમાણિક્ય, શ્રદ્ધાળુ જયસિંહ અને માનવતાપ્રેમી સાધુચરિત રાજા ગોવિંદ માણિક્ય એ સર્વ સજીવ પાત્રો છે. કથાની ગૂંથણી કલામય નથી, પણ ક્રિયા ગતિમાન રહે છે તેથી વાર્તાનો રસ જળવાય છે. કવિવરે પ્રસંગોપાત્ત કુદરતનાં મનોહર શબ્દચિત્રો આલેખ્યાં છે. આખી નવલકથા જેને વિશે છે એ રાજા ગોવિંદમાણિક્ય શિશુવત્સલ, ઉદારચરિત, ન્યાયપ્રેમી ધર્માત્મા છે. યુદ્ધ વખતે તેની નિષ્ક્રિયતા વિચિત્ર લાગે છે અને વાર્તાના અંતની વાસ્તવિકતા વિશે શંકા થાય એ સ્વાભાવિક છે. છતાં કવિ જે ઉદાત્ત સંદેશ તે દ્વારા આપે છે એ અત્યારના 'યુદ્ધદાવાનળે દાઝ્યા' જગતને ખૂબ ઉપયોગી છે, એમાં શંકા નથી. કશું જ નહિ વાંછીને રાજા સઘળું પ્રાપ્ત કરે છે, પોતાના સમર્પણથી જ એ સાચું આધિપત્ય મેળવે છે.

વાર્તાનું મૂળ નામ 'રાજર્ષિ' હતું તે સર્વ રીતે યોગ્ય જ હતું. તેને બદલે 'આનંદી' એ નવું નામ આપવાની ઉપયોગિતા શી હશે તે તો અનુવાદકર્તા કે પ્રકાશકને ખબર !

માધવી:—કર્તા તથા પ્રકાશક: ઉપર મુજબ. મૂલ્ય. રૂ. સવા.

સ્વ. કવિવર રવીન્દ્રનાથની પાંચ નવલિકાનો શ્રી મંગલમે કરેલો આ અનુવાદ છે. વાર્તાઓ જૂની અને ગુજરાતને સારી રીતે પરિચિત છે. માધવી, શ્યામા, પ્રભા, નલિની, ગિરિબાલા એ પાંચ વાર્તાઓમાં નલિની વિશેષ જગ્યા રોકે છે. દામિની નામની યુવતીની એ કથા છે. તે વાર્તામાં નલિની નામનું કોઈ પાત્ર આવતું નથી, છતાં અનુવાદકર્તાએ

તેનું "નલિની" નામ શા માટે આપ્યું હશે તે સમજાતું નથી. તેવી જ રીતે પ્રથમ નવલિકામાં આવતા એક ગૌણ પાત્ર પરથી પુસ્તકને 'ગાયત્રી' નામ આપવાથી, પણ વાચકો ભ્રમમાં પડે અને પુસ્તકને દવિવરતી કોઈ નવી જ કૃતિ ધારી લે એવો બનવા સંભવ છે.

અનુવાદ ઠીક સામાન્ય છે.

**દેવદાસી**:—અનુવાદક : શ્રી રામભાઈ પટેલ. પ્રાપ્તિસ્થાન: યુવક કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૨।૮.

નવ જુદા જુદા બંગાળી લેખકોની એકેક નવલિકા લઈ તેનો આ અનુવાદગુચ્છ શ્રી રામભાઈ પટેલે તૈયાર કર્યો છે. 'યુવક' માસિકના ભેટપુસ્તક તરીકે તે પ્રસિદ્ધ થયેલ છે. તેમાં સ્વ. રવીન્દ્રનાથની 'અપરિચિતા', સ્વ. શરદબાબુની 'મંદિર', પ્રબોધકુમાર સન્યાલની 'ગંભીર' એ ત્રણ સહુથી સારી નવલિકાઓ કહી શકાય. ચારુચંદ્ર બંદોપાધ્યાયે 'ચૂડીવાળો' એ વાર્તામાં વૈધવ્યની કરુણા કોઈ અનોખી રીતે આલેખી છે. અનુરૂપાદેવી, અચિંત્યકુમાર સેનગુપ્ત, મણિલાલ ગંગોપાધ્યાય, વિભૂતિભૂષણ બંદોપાધ્યાય એ સર્વની વાર્તાઓ પણ એકંદરે સુવાચ્ય અને આકર્ષક છે. 'મંદિર' એ શરદબાબુની સુંદર નવલિકા છે. વિધવા અપર્ણા તેમાં શક્તિનાથના પ્રેમનો તિરસ્કાર કરે છે પણ શક્તિનાથનું મૃત્યુ થતાં એનો સ્નેહદાનના ભગ્નાવશેષ સમા અંતરની શીશીના ટુકડા અપર્ણા માથે ચડાવે છે. એ પ્રસંગમાં શરદબાબુએ નારીહૃદયનું હૃદયંગમ દર્શન કરાવ્યું છે. 'અપરિચિતા' એ રવિબાબુની ઊર્મિકાવ્ય જેવી મનોરમ નવલિકા છે. આગગાડીમાં 'જગ્યા છે કે?' એ પ્રશ્ન કલ્યાણી પૂછે છે અને તેને તો જીવનમાં પણ જગ્યા આપવી પડે છે. સ્ટેશન પર રમકડાંની ફેરી કરતા તરુણ બાલકના મનમાં અસીમ જીવનની કલ્પના જગાવી હતી પેલી વિદેશી કન્યા શાંતિની વાર્તા 'ગંભીર' એ શ્રી સન્યાલની સર્વાંગસંપૂર્ણ નવલિકા છે.

લેખકો જુદા જુદા હોવાથી શૈલીનું તેમજ વિષયનું વૈવિધ્ય સરસ આવ્યું છે. અનુવાદકર્તાની લખાવટ પણ શુદ્ધ અને સરસ છે. આવો મનોહર કથાગુચ્છ આપવા માટે શ્રી રામભાઈ પટેલને અભિનંદન ઘટે છે.

**ઘરની વહુ**:—પ્રકાશક : ભારતી સાહિત્યસંઘ, અમદાવાદ. મૂલ્ય—રૂ. સવા.

શ્રી પ્રભાવતીદેવી સરસ્વતીની બંગાળી વાર્તાનો શ્રી લાભુબ્હેન મહેતાએ કરેલો આ સરલ ગુજરાતી અનુવાદ છે. ગામડાના ગરીબ યુવક સાથે નાનપણમાં પરણાવેલ શહેરી કન્યાની આ વાર્તા તેની સ્વાભાવિક વસ્તુગૂંથણીને લીધે સુવાચ્ય બની છે. પિતા સુશિક્ષિત અનલાને અભણ પતિને ઘેર મોકલતા નથી, જ્યારે પ્રસંગો એવા બનતા જાય છે કે અનલાનું હૃદય તેના ભોળા સ્વામી તરફ આકર્ષાઈ જાય છે. અનલાના સ્નેહાળ પિતા ચંદ્રમોહન, મનોરમ, અશક્ત સરલ રંજન, ભોળી રમા, પુષ્પલ, ઉદાર અર્ચના, તેનો દુષ્ટ પતિ ચૈતન્ય વગેરે પાત્રો વિશિષ્ટ વ્યક્તિત્વવાળાં છે. પ્રસંગયોજના સાદી છે છતાં નીરસ નથી. એટલું કહેવું જોઈએ કે બંગાળી લેખિકાનો સ્ત્રીશિક્ષણ પરનો કટાક્ષ વધારે પડતો ઉગ્ર અને એકપક્ષી છે.

નાથાલાલ દવે.